


તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે

સંપાદક : જયન્ત પરમાર




# ધન

જયન્ત પરમાર

'બે હજાર મહેમાન–ખર્ચના.'
'ત્રણ હજાર મોદીનું બિલ.'
'દશ હજાર જલસાના.'
'એકવીસ હજાર ઘોડદોડના.'
'પાંત્રીસ હજાર કલાલનું બિલ.'
'સુડતાલીસ હજાર જોહરજાનને.'
—કોઈ રજવાડાનું આ અંદાજપત્ર નથી!
ભગવાનની મૂર્તિઘેલાં ભક્તો,
અંધશ્રદ્ધાળુ માનવો,
પાઈ–પૈસો, છત્તર–ચમ્મર કે ધર્માદો કરી,
ભગવાનને અને
ભગવાનના પૂજારીને ચરણે
લખલૂટ મૂડી સમર્પે છે.
એ મૂડી વાપરનાર
એ દેવમંદિરના મહંતના નબીરાના
હિસાબનો આ અંદાજ છે.
એમાં ચમકવા જેવું છે પણ શું ?
ભક્તોનાં આંધળાં દાન
ભગવાન ઓછો વાપરી શકવાનો હતો !
ગરીબોના રૂધિરથી રંગાયેલું ધનિકનું ધન
આથી વધુ બીજો સદુપયોગ
ક્યો પામવાનું હતું ?!

જ્ઞ

સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક

ઈંજેક્શનનો ઉપયોગ કરીશ નહિ. દવાની જરૂર ના હોય તો યે શક્તિની ગોળીઓ કે વિટામિનના ડોઝ પાઈશ નહિ. પેટન્ટ દવાઓનો ઓછો ઉપયોગ કરીશ અને એની જાહેરખબરોથી દોરવાઈ જઈશ નહિ. ભાઈબંધ દાક્તરોને રળાવવા દરદીને જરૂર વિના લોહી પિશાબની તપાસ કે એક્સરેના ફોટાઓ માટે ફેરવીશ નહિ. જુદી જુદી ખરાબીઓનો સાથે જ ઇલાજ કરીશ. ખોરાક, હવા ને કસરત વિષે માહિતી આપીશ. સ્વચ્છ ટેવો રાખવા સમજાવીશ.

આ ઉપરાંત પતિ-પત્ની બન્નેની ઇચ્છા હોય ત્યાં અમુક તબક્કા સુધી આવનાર બાળકોનો નિકાલ કરવાની એને રજા મળે અને તેમ કરતાં તબીઅતને ઓછામાં ઓછું નુકસાન થાય તેવી પદ્ધતિ રાખવામાં આવે. એમની પાસેથી આરોગ્યધામોની માહિતી મળી શકે, ખોરાક કે માવજતનાં સરળ પુસ્તકો મળી શકે, અને એમના ઉપર જ આધાર રાખવો ના પડે એવી એમની વર્તણુંક હોય એમ ઇચ્છવા જેવું છે.

### શપથનો મહિમા

દાક્તરોની જેમ બીજા ધંધાદારીઓના શપથ લેવામાં આવે તો ? આવા શપથો ધંધાદારી મંડળીઓએ તૈયાર કરી, વિદ્યાપીઠની પાસે માન્ય કરાવી ધારાસભાએ કાયદાની ઢબે મંજૂર થવાં જોઈએ અને યોગ્ય સ્થળોએ શોભીતી રીતે તે પ્રદર્શિત કરવા જોઈએ.

રેલ્વે સ્ટેશનમાં 'લાંચ લઇશ નહિ કે સત્ય છૂપાવીશ નહિ' જેવા શપથોની સારી અસર થાય એ સ્વાભાવિક છે. એમ વેપારીઓએ મંડળમાં લીધેલા શપથ 'ભેળસેળ કરીશ નહિ,' કે 'ઓછું જોખીશ નહિ' જેવા શપથોની પણ અસર પડે. શપથને ધાર્મિક બંધનનું રૂપ આપવું ના હોય તો એને કબૂલાતના રૂપમાં પણ મૂકી શકાય. આવી કબૂલાતો જિંદગીમાં એક જ વાર લેવાનું ના રાખતાં દર વર્ષે એનો વિધિ રાખી એની યાદ તાજી રાખવામાં આવે તો સ્વભાવ અને ટેવો સુધારવામાં મદદ થાય.

આવી કબુલાતો નિશાળોમાંયે રાખવી જોઈએ. ઉપદેશને બદલે આ પદ્ધતિથી જવાબદારીનું ભાન વધે અને સારી ટેવો પડતી જાય અને પરિણામે સારા નાગરિકો તૈયાર થાય એવું કોણ નહિ ઇચ્છે ? આવા શપથ-વિધિ વેળાએ પ્રસંગનું ઔચિત્ય જાળવવું જોઈએ.

### સલામનો શોખ

કોઈ મહિલા ધારાસભ્યને સલામ ન ભરવા બદલ એક સિપાહીએ નોકરી ખોઈ. આ કિસ્સામાં નરનારી વચ્ચેના ભેદ મીટાવવાની ઉલટ ભલે હોય પણ એમાં સલામોનો વધતો જતો શોખ તરી આવે છે. સત્તાનો સંગ્રહ અને તેનું પ્રદર્શન કરવાની તાલાવેલી આવે ત્યારે છીછરા મનમાં જરા જરામાં ઓછું આવી જાય અને નાના માણસોની કનડગત પણ થવા માંડે.

સલામમાં શિસ્ત અને શિષ્ટાચાર બન્ને છે. જ્યાં એ સ્વેચ્છાએ ચાલુ ના થાય ત્યાં એનો રિવાજ સામા પક્ષથી યે શરૂ કરી શકાય અને બીજાનાં મન જીતી શકાય. એ ન હોવામાં ગુનો સમજવો અને આકરી સજા કરવી એ અજુગતું છે.

સ્ત્રીઓના સન્માનની જાળવણી માટે બીજાં ઘણાં સ્થળો છે. એની કાળજી રાખવા કરતાં એમની ઉપરના સામાજિક જુલ્મો નાબુદ થાય તેની ચિંતા વધારે હોવી જોઇએ.

સત્તાની નિશાનીરૂપે પટાવાળાઓનો ઉપયોગ બહુ જમાવવા જેવો નથી. પટાવાળાઓ કામગીરી વડે ભલે નમે, સલામો કે લેબાશના દમામની ખાતર નહિ. એમ નહિ થાય તો સમાજમાં જે સરખાપણું લાવવું છે તેની આડે આપણે અંતરાયો ઊભા કરતા જઈશું.

### નવી સભ્યતાનો પરિચય

બસમાં બેસતી વેળા અને રેલ્વેમાં ટિકિટ લેતી વેળા પોલીસની મદદ વડે કતારની ટેવ પાડી અને હવે પોલીસની દેખરેખ ઓછી હોય તો પણ




ઇંજેકશનનો ઉપયોગ કરીશ નહિ. દવાની જરૂર ના હોય તો યે શક્તિની ગોળીઓ કે વિટામિનના ડોઝ પાઇશ નહિ. પેટન્ટ દવાઓનો ઓછો ઉપયોગ કરીશ અને એની જાહેરખબરોથી દોરવાઈ જઈશ નહિ. ભાઈબંધ દાક્તરોને રળાવવા દરદીને જરૂર વિના લોહી પિશાબની તપાસ કે એકસરેના ફોટાઓ માટે ફેરવીશ નહિ. જુદી જુદી ખરાબીઓનો સાથે જ ઇલાજ કરીશ.-ખોરાક, હવા ને કસરત વિષે માહિતી આપીશ. સ્વચ્છ ટેવો રાખવા સમજાવીશ.

આ ઉપરાંત પતિ-પત્ની બન્નેની ઇચ્છા હોય ત્યાં અમુક તબક્કા સુધી આવનાર બાળકોનો નિકાલ કરવાની એને રજા મળે અને તેમ કરતાં તબીઅતને ઓછામાં ઓછું નુકસાન થાય તેવી પદ્ધતિ રાખવામાં આવે. એમની પાસેથી આરોગ્યધામોની માહિતી મળી શકે, ખોરાક કે માવજતનાં સરળ પુસ્તકો મળી શકે, અને એમના ઉપર જ આધાર રાખવો ના પડે એવી એમની વર્તણુંક હોય એમ ઇચ્છવા જેવું છે.

### શપથનો મહિમા

દાક્તરોની જેમ બીજા ધંધાદારીઓના શપથ લેવામાં આવે તો ? આવા શપથો ધંધાદારી મંડળીઓએ તૈયાર કરી, વિદ્યાપીઠની પાસે માન્ય કરાવી ધારાસભાએ કાયદાની રૂએ મંજૂર થવાં જોઈએ અને યોગ્ય સ્થળોએ શોભીતી રીતે તે પ્રદર્શિત કરવા જોઈએ.

રેલ્વે સ્ટેશનમાં 'લાંચ લઈશ નહિ કે સત્ય છૂપાવીશ નહિ' જેવા શપથોની સારી અસર થાય એ સ્વાભાવિક છે. એમ વેપારીઓએ મંડળમાં લીધેલા શપથ 'ભેળસેળ કરીશ નહિ,' કે 'ઓછું જોખીશ નહિ' જેવા શપથોની પણ અસર પડે. શપથને ધાર્મિક બંધનનું રૂપ આપવું ના હોય તો એને કબૂલાતના રૂપમાં પણ મૂકી શકાય. આવી કબૂલાતો જિંદગીમાં એક જ વાર લેવાનું ના રાખતાં દર વર્ષે એનો વિધિ રાખી એની યાદ તાજી રાખવામાં આવે તો સ્વભાવ અને ટેવો સુધારવામાં મદદ થાય.

આવી કબુલાતો નિશાળોમાંયે રાખવી જોઈએ. ઉપદેશને બદલે આ પદ્ધતિથી જવાબદારીનું ભાન વધે અને સારી ટેવો પડતી જાય અને પરિણામે સારા નાગરિકો તૈયાર થાય એવું કોણ નહિ ઇચ્છે ? આવા શપથ-વિધિ વેળાએ પ્રસંગનું ઔચિત્ય જાળવવું જોઈએ.

### સલામનો શોખ

કોઈ મહિલા ધારાસભ્યને સલામ ન ભરવા બદલ એક સિપાહીએ નોકરી ખોઈ. આ કિસ્સામાં નરનારી વચ્ચેના ભેદ મીટાવવાની ઉલટ ભલે હોય પણ એમાં સલામોનો વધતો જતો શોખ તરી આવે છે. સત્તાનો સંગ્રહ અને તેનું પ્રદર્શન કરવાની તાલાવેલી આવે ત્યારે છીછરા મનમાં જરા જરામાં ઓછું આવી જાય અને નાના માણસોની કનડગત પણ થવા માંડે.

સલામમાં શિસ્ત અને શિષ્ટાચાર બન્ને છે. જ્યાં એ સ્વેચ્છાએ ચાલુ ના થાય ત્યાં એનો રિવાજ સામા પક્ષથી યે શરૂ કરી શકાય અને બીજાનાં મન જીતી શકાય. એ ન હોવામાં ગુનો સમજવો અને આકરી સજા કરવી એ અજુગતું છે.

સ્ત્રીઓના સન્માનની જાળવણી માટે બીજાં ઘણાં સ્થળો છે. એની કાળજી રાખવા કરતાં એમની ઉપરના સામાજિક જુલ્મો નાબુદ થાય તેની ચિંતા વધારે હોવી જોઇએ.

સત્તાની નિશાનીરૂપે પટાવાળાઓનો ઉપયોગ બહુ જમાવવા જેવો નથી. પટાવાળાઓ કામગીરી વડે ભલે નભે, સલામો કે લેબાશના દમામની ખાતર નહિ. એમ નહિ થાય તો સમાજમાં જે સરખાપણું લાવવું છે તેની આડે આપણે અંતરાયો ઊભા કરતા જઈશું.

### નવી સભ્યતાનો પરિચય

બસમાં બેસતી વેળા અને રેલવેમાં ટિકિટ લેતી વેળા પોલીસની મદદ વડે ક્યુની ટેવ પાડી અને હવે પોલીસની દેખરેખ ઓછી હોય તો પણ





એ નભાવી રાખવામાં આવે છે શું પોલીસની સહાય વડે જ આપણે બીજી ટેવો અટકાવી શકીશું ?

પાનની પિચકારી ને બીડી સીગારેટના ઠૂંઠા રઝળતા ફેંકવાની ટેવ સામે ઘણાને રોષ છે પણ તેઓ લાઈલાજ બની આવા દૂષણો બરદાસ કરી લે છે. ભાગીના કાપના કરી જ્યાં ત્યાં ફેંકવાની ટેવ જાહેર રસ્તાઓ ઉપર નભાવી લેવા જેવી નથી પણ નાના છોકરા, છાતીના ઘરાકો, બીનને ઓથેના પિશાબ, બારીમાંથી ફેંકાતો એઠવાડ, ફેંકાતી છાપનો જોખમી ત્યાગ એવું બધું ગામડામાં ને શહેરોમાં ચાલ્યા જ કરે છે એને રોકવા આપણે પોલીસની–સત્તાની મદદ જોઈશે કે જાહેર સેવકાની ચોકીદારી કે વિનવણી ખપમાં લઈશું ?

લાગે છે કે નવી સભ્યતા ને પ્રચાર એના સુંદર પરિચય વડે જ આવી શકશે આપણા સમાજ સેવકો દૂરના પ્રશ્નોમાં રોકાઈ ગયા છે, એમને માટે આ બાબતો ગૌણ–નજીવી છે અને પોલીસને આવા કામમાં રોકવા નથી આપણે સમજ્યા કે નથી એમના સહિષ્ણુ આ સત્તાોમાં જાહેર લોકમત જાગે ક્યારે અને ફેરફાર ક્યારે ?

★

# સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**કૈલાસ દર્શન** નવનીત પારેખ પાના ૧૩૨ અઢી રૂપિયા **પંચાંગ ૨૦૧૦** હિંમતરામ મહાશંકર જાની પાના ૮૨ આઠ આના **અાળાં હૈયાં** ડો બજરંગલાલ મેઘાણી પાના ૨૭૨ બે રૂપિયા **સામ્યયોગી વિનોબા** પ્રબોધ ચોકસી–નારાયણ દેસાઈ પાના ૨૬૩ દોઢ રૂપિયો **તુલસી સતસઈ** ગોસ્વામી તુલસીદાસજી અનુ૦ નાગજીભાઈ અચ્યુતદાસ મહેતા પાના ૨૪૦ દોઢ રૂપિયો. **સંત બળરામ અને પતિતા** મોરારજી ઠક્કર પાના ૯૮ દશ આના **વિવેક–વિચાર** કનૈયાલાલ અ મોજક પાના ૧૦૦, છ આના **નંદ બત્રીસી** 'શિવમ્ સુન્દરમ્' પાના ૬૪ છ આના **સુશીલા** જયદયાલજી ગોયન્દકા અનુ૦ માધવ મો ચૌધરી પાના ૬૬ ચાર આના—નવેય પુસ્તકોના પ્રકાશક સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ **ભૂદાન યજ્ઞ** વિનોબા ભાવે પાના ૧૪૪ સવા રૂપિયો **ગીતા પ્રવચનો** વિનોબા ભાવે પાના ૨૯૨ એક રૂપિયો **શ્રેયાર્થીની સાધના** નરહરિ દ્વા પરીખ પાના ૩૪૧ ત્રણ રૂપિયા—ત્રણેય પુસ્તકોના પ્રકાશક નવજીવન કાર્યાલય અમદાવાદ ૯ **ગાતાં ઝરણાં** લે૦ પ્ર૦ 'ગની' દહીંવાલા પાના ૮૮ સવા રૂપિયો ગોપીપુરા, સુભાષ ચોક, સુરત **ગુલાબી** જયન્ત મહેતા પાના ૬૦ એક રૂપિયો ઉમંગ પ્રકાશન મંદિર, ૧૧૨૫/૩ આકા શેઠ કૂવાની પોળ, અમદાવાદ **હવેલીના વાસી:** ગોવિંદભાઈ રા અમીન પાના ૩૮૮ ચાર રૂપિયા ચિત્રપટ કાર્યાલય, લેમિંગ્ટન રોડ, મુંબઈ ૪ **જગત અને જીવનનો ચ્યાલો ઇતિહાસ** (ભા ૧લો) ચુનીભાઈ ભાઈલાલભાઈ પટેલ પાના ૨૫૫ દશ શિલીંગ પો બો નં ૮૯૮, નાઇરોબી **વૃંદાવન** રમણ અગારી પાના ૫૧ સવા રૂપિયો વોરા એન્ડ કંપની, મુંબઈ ૨ –

★

**ઊર્મિ–નવરચના** અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે આપના રેપર ઉપર છપાયેલો ગ્રાહક નંબર લખવો ક્યારેય ભૂલશો નહિ

# ચૌલાનો નિર્ણય

ધૂમકેતુ

ગુજરાતના ઇતિહાસનું એક ભવ્ય પાનું એટલે ચૌલુક્ય યુગ. એ યુગની મહાનારી એટલે ચૌલાદેવી. એ દેવનર્તિકા હોવા ઉપરાંત ઘણું ઘણું હતી એ તો ઇતિહાસ પણ ભાખે છે. ચૌલુક્ય નવલ–કથાવલિની તેરમી નવી નવલકથા 'અજિત ભીમદેવ'માં ચૌલાનું અને ગુજરાતનું એક ઉજ્જવળ પાનું ઝળકી ઊઠે છે એની સાચી સાબિતી એનું આ એક પ્રકરણ જ છે.

સોમનાથ સમુદ્રના જળમાં સરળતી આછી સંધ્યાને જોતો દામોદર, તે દિવસે સાંજના પોતાના ખંડમાં બેઠો હતો. સામે સમુદ્રનું અફાટ પાણી પોતાનું સનાતન ગાન ગાઈ રહ્યું હતું. દામોદર એક પળભર કવિ બની ગયો હતો. એને થયું કે આ એક કેવી અલૌકિક જગરચના છે કે જે સમુદ્રે આંહીં વૈભવની ટોચ જોઈ હતી, તે જ સમુદ્રે આંહીં વિનાશનું તાંડવ જોયું, પણ એના હૃદયગાનમાં એક સૂર તો શોકનો કેવો! એ તો જે આનંદમાં મસ્ત હતો, તે જ આનંદમાં અત્યારે પોતાનું ગાન ગાઈ રહ્યો હતો! કોણ સાંભળે છે, કોણ નથી સાંભળતું, એની પણ એને પડી ન હતી. 'શું જીવનનું કદાચ આ જ રહસ્ય નહિ હોય, કે જેમાં કોણ આવે છે, કોણ જાય છે, શું થાય છે, શું નથી થતું, કેટલાં રાજ્યો આવ્યાં, કેટલાં આથમ્યાં, કેટલા રાજાઓ થયા, કેટલા પડ્યા, કેટલા મંત્રીઓ જન્મ્યા, કેટલા મર્યા, કેટલા પ્રધાનો દોઢડાહ્યા હતા, કેટલા મૂરખનાં મૂરખ હતા, એનો જાણે કાંઈ હિસાબ જ ન હોય, કોઈ મહત્ત્વ જ ન હોય, તેમ જે કોઈ પોતાની અનોખી મસ્તીમાં બસ, એ ને હવાની લેરખી પેઠે, આનંદ આનંદ પ્રવાસ ખેડ્યા કરે તે માણસ જીવનનું રહસ્ય મેળવે!' આ સમુદ્ર કદાચ આટલી વાત કહેવા માટે જ આ સતત ગાન કરી રહ્યો નહિ હોય? અને તો તો પોતે પણ આ નવી નવી મહત્વકાંક્ષી યોજના ઘડી રહ્યો છે...'

દામોદરના દિલની કવિતા એને કોણ જાણે ક્યાં લઈ જાત, પણ એ જ વખતે આયુધે આવીને સમાચાર આપ્યા: 'મહારાજ પોતે આવી રહ્યા છે પ્રભુ!'

દામોદર પોતાની સ્વપ્નસૃષ્ટિમાંથી એકદમ જ ધરતી ઉપર આવી ગયો. આજે જ એણે રા' નવઘણજી અને વિહિયાસ મકવાણાને પોતપોતાના સંબંધો વિશેષ દૃઢ થાય એવી કાંઈક વાતમાં પડેલા જોયા હતા. સંભવિત છે કે રા' નવઘણજીએ મહારાજ ભીમદેવને વાત કરવા માટે વિહિયાસજીને પ્રેર્યા હોય, મહારાજ ભીમદેવ ઊંચાનીચા થઈ ગયા હોય. આંહીં આવી રહ્યા છે એનો અર્થ એ જ હોઈ શકે, એમ દામોદરને લાગ્યું

આ જાણવા માટે એને બહુવાર ખોટી થવું પડ્યું નહિ. મહારાજ ભીમદેવ તરત જ એના ખંડમાં દેખાયા. એ એકલા પગપાળા આવ્યા જણાતા હતા. રક્ષક સિંહનાદ ત્યાં બહાર ઊભો રહી ગયો હતો.

ખંડમાં દીપક પ્રગટ્યો. મહારાજ ભીમદેવ ત્યાં આવ્યા. એમનો ચહેરો જોતાં જ દામોદર પામી ગયો કે પોતાનું અનુમાન સાચું હતું. મહારાજ અસ્વસ્થ હતા, અને અવ્યવસ્થિત હતા. એમની મા લક્ષ્મીદેવીએ ને પિતા નાગદેવે, જીવનની છેક છેલ્લી ઘડીએ, જે અતિ વિરલ બહાદુર જુવાનને, પોતાના આધારે છોડ્યો હતો, તે સોંપણી સમયનું વાતાવરણ પોતાની આસપાસ ફેલાઈ ગયેલું દામોદર અનુભવી રહ્યો. એણે આ વિરલ જુવાનને દોરવાનો હતો. એને બહાદુરી શું એ બતાવવાનું હતું. એને ચક્રવર્તી રાજપદની ભાવનામાં રમાડવાનો હતો. દામોદર વિચાર કરતો તેની સામે જોઈ રહ્યો.

તેણે બે હાથ જોડ્યા: 'મહારાજ! અચાનક અત્યારે? શું છે?'





ભીમદેવ ત્યાં ગાદી ઉપર બેસી ગયો પગ લાંબા કર્યા પોતાની તલવાર સંભાળી, અવાજને સંયમમાં લાવવા માટે પ્રયત્ન કરતો જણાયો તે ધીમેથી બોલ્યો 'દામોદર! આ શી વાત છે રા'ની?'

'શી વાત છે મહારાજ?'

'તે એને કાંઈ કહ્યું છે?'

'મેં તો જે કાંઈ કહ્યું છે તે તમે જાણ્યું છે મહારાજ! મેં તો જે કાંઈ કહ્યું છે તે તમારી વતી કહ્યું છે એમાં મારું કાંઈ નથી!'

'પણ એ મારે પાળવાનું છે એમ?'

'રાજા વેણ પાળતા આવ્યા છે તમારે પાળવું ન પાળવું તમે જાણો!'

ભીમદેવ વિચાર કરી રહ્યો પછી તે દૃઢ શાન્તિથી બોલ્યો 'તારી વાત સમજાય છે દામોદર! પણ હું તો પહેલાં નર્તિકા ચૌલાદેવીને જ રાજરાણી પદે સ્થાપવાનો છું જે થવું હોય તે જે બનવું હોય તે ભલે બને!'

દામોદરે રાજાને એના અસલી રૂપમાં જતો જોયો તેણે તરત વાત વાળી 'મહારાજ! ત્યારે હું તમને કહી દઉં એ વાત તમારા હાથની પણ નથી!'

'ત્યારે કોના હાથની છે?'

'ચૌલાદેવીના હાથની' એનો નિર્ણય એ છેલ્લો નિર્ણય હોઈ શકે!'

દામોદરની વાત કરવાની ઢબથી ભીમદેવ આકળો થઈ ગયો

'દામોદર મહેતા! તમારી વાત ન્યારી છે હું આમાં બીજું કાંઈ સમજું નહિ હું તો એક જ વાત સમજું!'

'શી?'

'ચૌલા પહેલી, એ જ રાજરાણી બીજી કાંઈ વાત નહિ!'

'મહારાજ! દામોદરનો અવાજ દૃઢ થઈ ગયો 'તમને વાત થઈ ગઈ છે પાટણમાં એ નહિ બને. પાટણના રાજાથી એ નહિ બને!'

'ત્યારે કોનાથી બનશે?'

'તે તમે વિચારો મેં તમને આજ દિવસ સુધી ઘણી વાતો કહી છે ભીમદેવ મહારાજ રણજોદ્ધાને, જે કરવું હોય તે કરી શકે છે પાટણપતિથી આવું કોઈ પગલું નહિ લેવાય!'

'તો હું રાજ છોડી દઉં એમ? મારે રાજ જોઈતું નથી દુર્લભકાકા આવ્યા છે, તે ભલે ચલાવે!'

દામોદર વિચારમાં પડી ગયો તેને ભીમદેવ મહારાજ પોતાના જુવાન નાના ભાઈ સમો ભાસતો હતો તેને તેના પ્રત્યે અથાગ પ્રેમભક્તિ હતી પણ પોતાના હૃદયને સમજી ગયો તેણે તરત જ દૃઢ, આજ્ઞાભર્યા, સત્તાવાહી અવાજે કહ્યું 'મહારાજ! તમે રાજગાદી છોડી શકતા નથી લક્ષ્મીદેવીએ તમારો હાથ મને સોંપ્યો છે હું એમના વચનને ઉલ્લંઘી શકતો નથી તમારે જ રાજા તરીકે રહેવું પડશે!'

'પણ મારે રા'નવઘણ સાથે સંબંધ બાંધવો નથી. પછી?'

'પછી આ, મારે સંબંધ બાંધવો છે!' દામોદરે એકદમ જ સીધો જવાબ વાળવામાં ડહાપણ જોયું

'એટલે હું રાજ છોડી ન શકું, મારા ધાર્યા પ્રમાણે સંબંધ બાંધી ન શકું, મારા મન પ્રમાણે વર્તી ન શકું તો પછી હું રાજા શેનો? મારે એવું રાજ જ જોઈતું નથી. રાજા રહેવું નથી મારે રાજ કરવું નથી મારે મન ઠીક પડે તેમ કરવું છે!'

'મહારાજ! તમે કોણ જાણે કઈ રીતે વિચારો છો! મને તો એ સમજાતું નથી મેં તમને ન કહ્યું રા' નવઘણ કે રા' વિહિયાસ મકવાણા આપણી કરતાં જુદી જ કક્ષાના શરીરો છે તમે પાટણને ચક્રવર્તી પદે સ્થાપવા નીકળ્યા છો તમારું એ જ જીવન છે તમે કઈ રીતે તમારી વાત તમારા ધાર્યા પ્રમાણે કરી શકો છો? તમે તો જે જીવન સ્વીકાર્યું



તેના મેળમાં આવે તેવી રીતે જ વાત કરી શકો. આપણે રા' નવઘણજીને આપણા પક્ષમાં સ્થાયી લેવાના છે. તો આપણે આ તરફ નજર કરવી મટી. તો જ આપણે ભારત ભરમાં ગુજરાતને નામના અપાવનારી મહાન બનવાની રાજનીતિને દોરી શકીએ. આપણે નડ્ડલ, અર્બુદ, ચેદી, સિંધ ત્યાં સૈન્યો દોરવાનાં છે. આ એક સાંઢણીનાં જુદ્ધ, આકીં રા' નવઘણને ને મકવાણાને મુબારક હો. આપણે આપણી રાજનીતિ ઘડી કાઢી છે. તે અપનાવી છે. તમારે તે રાજનીતિ રેખા પ્રમાણે વર્તવાનું છે. નવઘણ રા'ને આપણે સંબંધી બનાવવાના છે. એમણે આ વખતે જેવા તેવા ભોગ આપ્યા નથી. એમને આપણે આ રીતે માન ન આપીએ તો બીજી કઈ રીતે આપીએ મહારાજ ?'

'એ બરાબર, પણ,' ભીમદેવ બોલ્યો. એ જ વખતે દામોદરને મુશ્કેલીમાંથી બચાવનારો અવાજ આવ્યો : 'મંત્રીરાજ આવું કે ?'

દામોદર ને ભીમદેવ બન્ને ચમકી ગયા. અવાજ ચૌલાનો જ હતો. એટલી વારમાં તો આયુષ દોડતો આવ્યો : 'પ્રભુ ! ચૌલાદેવી આવેલ છે. એ હમણાં જ મળવા માગે છે. પાટણ જવાની તૈયારી કરીને એ આવ્યાં છે. એમની સાંઢણી બહાર ખડી છે.'

ચૌલાદેવી તત્કાલ આવી છે તેમાં કાંઈક રહસ્ય હોવું જોઈએ. દામોદરે રાજા સામે જોયું. સામેના ઉઘાડા ખંડ તરફ દૃષ્ટિ કરી : 'મહારાજ ! ત્યાં જવાય તેમ છે !'

રાજા ભીમદેવ તત્કાલ ઊભો થઈને પાસેના ખંડમાં ગયો. એટલી વારમાં સાંઢણીને બહાર ઝોકાવરાવી ચૌલાદેવી આવી ગઈ હતી. તે ત્યાં બહાર ઊભી રહી હતી. દામોદરે એને આવવા દેવા માટે આયુષને અનુજ્ઞા આપી; અને તે તરત અંદર આવી. દામોદર તેને આવતી જોઈ રહ્યો. તેનું અનુમાન સાચું હતું. ચૌલાદેવીએ કાંઈક નિર્ણય લઈ લીધો લાગતો હતો. દામોદરે તેને બેસવાની સંજ્ઞા કરી, પણ તે પોતાના ગૌરવમાં ત્યાં જ ઊભી રહી, 'મંત્રીરાજ ! હું તમને કહેવા આવી હતી કે આજથી હું ભગવાન સોમનાથની દેવનર્તિકા રહેતી નથી !'

'અરે ! કેમ ? કેમ ? શું થયું છે ?'

દામોદર ચમકી ગયો. તેને પહેલો ભય એ લાગ્યો કે કદાચ આ ભીમદેવની પેઠે ક્યાંક આહ્વાન આપવા માટે આવી હોય નહિ. તો તો બે સાચા પ્રેમીઓની ગાંડી સ્વપ્નસૃષ્ટિ વચ્ચે એ પોતે જ ચગદાઈ જવાનો. એને ભય એ લાગી ગયો. પણ તેણે ચૌલા સામે જોયું. એના ગૌરવમાં એ હજી અદ્વિતીય જણાતી હતી. ત્યાં કોઈ ઠેકાણે નાનકડા પ્રેમનો સ્પર્શ ન હતો. પોતાની એક અનોખી અદ્વિતીયતા એ જાળવી રહેલી જણાઈ. દામોદરને પ્રતીતિ થઈ. આ નારી કોઈ દિવસ ભીમદેવ લઘુ દેખાય તેવું નહિ કરે. તેણે ધીમેથી કહ્યું: 'કેમ તમે એમ કહ્યું ? આ વ'ત તો મહપતિજીના અધિકારની છે !'

એમને મેં જણાવી દીધું છે. એમણે અનુજ્ઞા આપી છે. તમને તો હું એમ કહેવા આવી છું કે હું પાટણમા જાઉં છું !'

'પાટણમાં હરકોઈ જઈ શકે છે. તેમાં અનુજ્ઞાની જરૂર નથી !'

ગૌરવભરી છટાથી ચૌલા બોલી : 'પણ હું હરકોઈ નથી મંત્રીજી ! તમે આ જાણો છો. એટલે જ તમને એક વાત કહેવા હું આવી છું !'

'શું ?'

'આજે જે મોતીની માળા તમારા હાથમાં રહી ગઈ છે, તે કોની છે, જાણો છો ?'

દામોદરનું આશ્ચર્ય હવે વધી ગયું. તેણે નકારમાં ડોકું ધુણાવ્યું : 'કોની છે ?'

'એ મૌક્તિકમાળા મારી છે, મંત્રીશ્વર !'

'એમ ? એ અમને ખબર નહિ, તો તો હમણાં જ હું તમને એ આપી દઉં. માળા આંહીં જ છે !'

'એ માળા લેવા હું આવી નથી. હું તો તમને કહેવા આવી છું કે આ માળા...'





'ભગવાન સોમનાથને ચરણે ધરવાની છે, એમ ?'

'ના ના, ભગવાન સોમનાથ કરતાં પણ કોઈ મોઈ મહાન હોય છે એમને ચરણે !'

'હેં ? ભગવાન સોમનાથ કરતાં મહાન ? તમે દેવનર્તિકા થઈને આ શું બોલો છો ? ભગવાન સોમનાથ કરતાં વધારે મહાન કોઈને હું ઓળખતો નથી !

'તમે નહિ ઓળખતા હો. હું ઓળખું છું !' ચૌલા દૃઢશાંતિથી બોલી.

'કોણ ?' દામોદરે ગભરાટથી પૂછ્યું. એને ડર લાગી ગયો કે આ ચૌલા ક્યાંક ભીમદેવના ઉત્કટ પ્રેમથી પ્રેરાઈને જો નામ આપી દેશે તો એની પોતાની ખોટી સ્થિતિ થઈ જશે.

ચૌલા સહેજ હસીને બોલી. 'મંત્રીરાજ તમે એને ઓળખો છો.'

દામોદરને હવે એક વાત લાગી આવી. એણે અનુભવ્યું હતું કે કોણ જાણે આ નારીમાં એવું શું આકર્ષણ હતું, પણ એની પાસે કોઈ બે ઘડી વાત કરે, અને એને એ મહારાણીની મહારાણી જેવી દેખાય ! એના નૃત્યમાં જે મોહિની હતી, તે બધે જ વ્યાપક હતી.

પોતે પાટણનો મંત્રીશ્વર હતો. આ એક દેવનર્તિકા હતી. ભીમદેવને ભલે એનું આકર્ષણ હોય. પણ એને કેટલું ને કયું સ્થાન આપવું, એ એની સત્તાની વાત હતી, છતાં અત્યારે એ એવી ઢબથી વાત કરી રહી હતી કે જાણે એ મહારાણી હોય—ને પોતે બધાના જેવો સામાન્ય હોય !

'હું એને ઓળખું છું ? તમારી ભૂલ થતી લાગે છે.'

'મંત્રીરાજ ! આ મૌક્તિકમાળા તો હું એના કંઠમાં આરોપવાની છું, જે અભિનયકાર, પોતાની અભિનય છટા વડે પંડિત ધૂર્જટિને ફરીને જીવાડે—જે એને ફરીને જીવાડે, એ અદ્‌ભુત નટ, આ માળા મેળવે !'

દામોદરે છૂટકારાનો દમ ખેંચ્યો. પણ એણે જોયું કે ચૌલાની આ એક વાતે આખું વાતાવરણ ફેરવી નાખ્યું હતું. તે રાજરાણી જ રહી હતી. એણે જીવન્ત ચેતન શક્તિના ગૌરવને મહાન ગણ્યું હતું. મહાદેવ કરતાં પણ મહાન.

'પંડિત ધૂર્જટિનું શું કહ્યું તમે ? એને ફરી જીવન્ત કરે ? ક્યાં છે પંડિત ? તમે જાણો છો ?'

'તમને ગોગદેવ મળ્યો લાગતો નથી. એ તમને કહેશે. પણ મંત્રીશ્વર ! તમે જ કોઈક વખત હજારો જોદ્ધાઓ ન કરી શકે તે કામ, કોઈ નૃત્યનાટક દ્વારા એકાદ રંગભૂમિના મંચ ઉપરથી સિદ્ધ કરવાના છો. તમે સમજો છો કે, પંડિત ધૂર્જટિને સજીવન કરવો એટલે શું ? કોને ખબર છે મંત્રીરાજ ! આવી ઉદાત્ત કલ્પના પ્રજામાં શું શું ન પ્રેરે ?

'પણ તમે શું કહ્યું પંડિત ધૂર્જટિનું ? એ ક્યાં છે ? આંહીં આવેલ છે ?

ચૌલા તેની સામે જોઈ રહી. પછી ધીમેથી બોલી. 'મંત્રીરાજ ! પંડિત ત્યાં છે, જ્યાં રેતના કણમાં ગીત ગુંજે છે. તમને ગોગદેવ ચૌહાણ મળ્યો લાગતો નથી. મને એ મળી ગયો. મને વાત કરી ગયો. પંડિત ધૂર્જટિને ચરણે ધરવા આ માળા મારી વતી તમે રાખો. પછી કોઈક વખત, પંડિત ધૂર્જટિને સજીવન કરનારો, પાટણમાં કોઈક નીકળશે ત્યારે એ એને કંઠે આરોપાશે. મહારાજ ભીમદેવના હાથે. પણ એ મહારાજ ભીમદેવ, જેણે પાટણને એકચક્રી અને વિજયવંતુ બનાવ્યું હશે, બીજા ભીમદેવ નહિ.'

દામોદરે કહ્યું. 'તમારી એ ઉદાત્ત કલ્પના ફળે.'

'એ કલ્પના ફળશે જ ફળશે પ્રધાનજી ! હું હવે દેવનર્તિકા નથી. શું કરવા ? નરણકે હું પાટણ નગરીની નર્તિકા બનું છું !

'પાટણ નગરીની નર્તિકા ? અરે તો તો પછી....'

દામોદરને શું બોલવું તે ખબર પડી નહિ. ચૌલા હસી રહી: તમારે શું કહેવું છે તે હું જાણું છું પછી મારું સ્થાન ક્યાંય નહિ હોય એમ તમારે કહેવું છે નાં ? પ્રધાનજી ! તમે ભૂલો છો. કોઈ દ્રૌપદીએ અર્જુનને નીચે ઉતાર્યો નથી. કોઈ સાવિત્રી, કોઈ સીતા, કોઈ સુભદ્રા, કોઈ ઉત્તરા, કોઈ ચિત્રાંગદા, કોઈ કહેતાં કોઈ નારી પુરુષને નીચે ઉતારવા માટે હતી જ નહિ. તમારા ભીમદેવ મહારાજને પણ હું નીચે ઉતારવા માટે આવી નથી. પણ તેની સાથે જ આ એક વાત જાણી લ્યો મંત્રીરાજ ! ભીમદેવ મારા છે. તેને કોઈ જ મારી પાસેથી લઈ શકે નહિ !'

દામોદર સડક થઈ ગયો.

'એટલે ? રાજા ભીમદેવ તમારા બનશે એમ?'

દૃઢ નિશ્ચયભર્યા પ્રેમમધુર અવાજે ચૌલા બોલી : 'હા. નહિ કે એ રાજા છે માટે, પણ એ મારા છે માટે.'

'ક્યારે બનશે ?'

ચૌલાનો અવાજ ફરી ગયો. તેની મુખમુદ્રા બદલાઈ ગઈ. તેણે આંખો મીંચી દીધી.

'મંત્રીરાજ ! એને ઘણો વખત થશે.' તે ધીમા શાંત મનોહર અવાજે કોઈ પ્રેમનું ગાન ગાતી હોય તેમ બોલી રહી : 'જ્યારે એનામાં ઉદાત્ત કલ્પના જાગશે, જ્યારે ઉદાત્ત શૌર્ય દેખાશે, જ્યારે એ ગુજરાતને એક અને સમર્થ પ્રજા કરશે, ત્યારે. કદાચ એ એનાથી સિદ્ધ થશે. કદાચ સિદ્ધ નહિ થાય. પણ હું એને મારા પ્રેમમાં દોરીને નીચે ઉતારી શકું નહિ. એના પ્રેમમાં દોરાઈને હું પણ નીચે જઈ શકું નહિ. કાં તો મંત્રીરાજ! મુક્ત સ્વતંત્ર આનંદભરી હવામાં એ પંખી ઊડશે. અથવા તો કોઈ જ નહિ ઊડે. પણ તમારા માપથી મને માપવાનો નિરર્થક પ્રયત્ન જવા દેજો. બસ, હવે મારે જવું જોઈએ. ચાલો ત્યારે, ...મંત્રીરાજ !...

'પણ પંડિત ધૂર્જટિ વિષે તમારે કહેવાનું તેનું શું ? એ ક્યાં છે? એની શી વાત છે?'

'મંત્રીરાજ! પંડિત ધૂર્જટિ જ્યાં રેતરણમાં રોળાયા છે, જ્યાં વિજ્જટ ને મુંબાંગ અદૃશ્ય થયા છે, ત્યાં જે અવર્ણનીય રેતનું ગાન રાત દી ચાલે છે, તે સાંભળવાની કલ્પના તમારી પાસે જ હોવી જોઈએ. હું એક સામાન્ય નર્તિકા એ કલ્પના તમને આપી શકું નહિ. હકીકત ગોગદેવ પાસે છે. ચાલો મંત્રીરાજ! હું ખોટી થાઉં છું. મારું કામ ખોટી થાય છે.'

ચૌલા બે હાથે નમીને તરત જ ત્યાંથી અદૃશ્ય થઈ ગઈ.

એ ચાલી ગઈ ત્યારે સ્વપ્નમાંથી જાગતો હોય તેમ દામોદર જાગ્યો. એને પહેલી વખત લાગ્યું કે કોઈક મધુર સુંદર વાતાવરણ જાણે હમણાં આવીને ચાલ્યું ગયું છે, તે મનમાં બોલ્યો: 'આ નારીની કલ્પના સમજનારો પણ, આંહીં તો કોઈ જ દેખાતો નથી ! કુદરત પણ ગીતની એકાદ પંક્તિને હવે રસળતી મૂકવાનો ખેલ ક્યારેક કરતી હશે ? એ પંક્તિને બીજી પંક્તિ મળે જ નહિ ! કોઈ કોઈ ઉદાત્ત કલ્પના પણ શું આંહીં વિહરતી નહિ હોય કે જેને જીવનભર કોઈ સાથી જ મળે નહિ ?

તે થોડીવાર સુધી બેસી રહ્યો. એને ત્યાં સાંભર્યું કે મહારાજ ભીમદેવ અંદર છે. તે ઉતાવળો ઉતાવળો મહારાજને બોલાવવા માટે અંદર દોડ્યો. મહારાજ ભીમદેવની સામે દામોદરે જોયું. તે સમજી ગયો. મહારાજ ચૌલાની વાણીનો મર્મ પામી ગયા હતા. દામોદરને એ જ જોઈતું હતું. એટલામાં મહારાજ જ બોલ્યા :

'દામોદર ! આપણને ગોગદેવ બોલાવે તો કાંઈ કહ્યું નથી. પંડિત ધૂર્જટિ વિષે આપણને તો હજી કાંઈ ખબર નથી. ગોગદેવને હમણાં ને હમણાં બોલાવો.'

દામોદરે તરત જ સિંહનાદને બોલાવ્યો: 'ગોગદેવને બોલાવો.'





અને આપણે નવુ મદિર ઊભુ કરવુ છે તે વખતે જ આ ધૂર્જટિનુ નામસ્મરણ લોકના દિલમા હમેશને માટે અકિત કરવાનુ છે'

'પણ એ ક્યારે બનશે મહારાજ ?

'ક્યારે ?

'જો આ સિધમાર્ગને આપણે આપણો બનાવ્યો હશે તો આપણુ બળ ગર્જનકને ડારે તેવુ હશે તો નહિતર તો આવો જ પ્રશ્ન આવતી કાલે પાછો ફરીને ઊભો થશે ફરીને આપણે રણમા રખડતા હઈશુ રા' નવઘણજી ને મકવાણાજીને આપણા બનાવવાની વાત હુ અમસ્તો લાવ્યો નથી જે ઉદાત્ત કલ્પના ચૌલાદેવી કરે છે, જે ઉદાત્ત શૌર્યમા મહારાજ રાચે છે, તેનો પાયો આહી છે''

'ક્યા ?'

'રા' નવઘણજીના સબધમા, એને આપણા બનાવી દેવામા, મકવાણાજીને મેળવી લેવામા એ આપણી પડખે હશે, આપણા જ હશે તો હમ્મુકનુ રણ આપણે માટે ફળિયા જેવુ બની જશે ધૂર્જટિ પડિતના સ્થાનનુ રેતગાન તો, આપણને હમેશા દોરતુ રહેશે મહારાજ! શરૂઆત જ દોરા દેખાડે છે મહારાજને મારે એ જ કહેવાનુ છે!'

'એ પણ થશે દામોદર! આપણે વાત—

પણ એટલામા ગોગદેવ ચૌહાણ આવતો દેખાયો તેની સાથે રા' નવઘણજી હતા વિહિયાસ મકવાણો હતો જયપાલ અને કુમારપાલ પણ હમણા આવી પહોચ્યા હતા દામોદરે તેમની સામે જોયુ

'જયપાલજી!'

જયપાલે બે હાથ જોડ્યા 'પ્રભુ! દુર્લભસેન મહારાજે બધુ સાભળ્યુ પડિત ધૂર્જટિની વાત સાભળી પિન્જાટ ગુબારનુ શુ થયુ એ કોઈએ કહ્યુ નથી, પણ અનુમાન થાય તેવુ છે તરત જ સર્વત્યાગ કરી પોતે એમના પગપાળા વારાણસી તરફ ચાલી નીકળ્યા!'

'રવાના થઈ ગયા? ત્યારે ત્યા?'

'અમે મહારાજને બોલાવવા માટે જ આવ્યા છીએ'

એટલામા મહારાજે કહ્યુ 'ગોગદેવ ચૌહાણ! તમે જે અનુપમ દશ્ય ત્યા રેતરણમા જોયુ તે અમને કહી સભળાવો!'

'અરે! હા મહારાજ! એમની વાત તો હજી એમણે આપણને કહી જ નથી મારી ગણકીનુ શુ થયુ ગોગદેવજી?

ગોગદેવ ચૌહાણ ત્યા બેઠો આખી મડળી એની સામે બેસી ગઈ એક દષ્ટિ થઈ ગઈ ગોગદેવ જાણે હવામા કાઈક જોતો હોય તેમ જોઈ રહ્યો પછી તેણે પોતાનો કઠ સરખો કર્યો ને બે હાથ જોડીને બોલ્યો 'મહારાજ! મે ત્યા રણમા પડિત ધૂર્જટિનુ જે મહામાય જોયુ છે તે જ્યારે જ્યારે મને સાભરશે ત્યારે ત્યારે લાગશે કાઈ ને કોઈ વિરલો પ્રજામાથી હમેશા ઊભો થતો જ રહે છે મહાકાવ્ય અમર છે ત્યાની રેતીમા મેદાનો કોઈક રસળતી ચાદનીમા આ નણ વિરલાઓના અદ્ભુત ગાન, કોઈક દી બેવાનશે જે એ સાભળશે તે અમૃતકુપનો સ્વામી થઈ જશે સાભળો મહારાજ!' ગોગદેવ ચૌહાણે ધૂર્જટિની વાત શરૂ કરી વાતાવરણ પ્રેમ શૌર્ય અકિત બની ગયુ આખી મડળી એને સાભળવા એક કાન થઈ ગઈ રાત્રિ જામતી ગઈ વાત જામતી ગઈ તેમ તેમ સૌના દિલ એ રેતના ગાન સાભળવા માટે જાણે આતુર થઈ ગયા

*

દૂર દૂરના રેતના અદશ્ય કણોમાથી હવાની લેરખી ઉપર જાણે કોઈ કોઈક અદ્ભુત એક મધુર ગીત આવી રહ્યુ હોય તેમ સૌ અનુભવી રહ્યા



# જીવન અને સાહિત્ય

કેદારનાથ

અમદાવાદમાં ગુજરાત સાહિત્ય સભાના ઉપક્રમે આ જ વિષય પર આપેલ વ્યાખ્યાનનો આ સારભાગ છે. કેદારનાથજીનું અનુભવજ્ઞાન આજે ગુજરાતને સુપરિચિત છે. એમના વિચારોની સચોટતા અને મૌલિકતા દરેકને સરખી જ અસર કરે છે. આ લેખ પણ જીવનની મોટી કે નાની, સાચી કે ખોટી વાત કરનારને સાચી રીતે સાહિત્યની દિશામાં દોરે છે.

આપણે મન માનવ જીવનનું કશું મહત્વ નથી. આપણે ત્યાં ધર્મગ્રંથો પર અનેક ટીકાઓ લખાઈ છે. પણ ધર્મગ્રંથોમાં પ્રબોધેલી વાતોનું આચરણ ક્યાંય થતું નથી. આપણાં દેશમાં જેટલા મહાપુરુષો થયા છે એટલા દુનિયામાં એકે દેશમાં નથી થયા. તત્વજ્ઞાન પર જેટલાં પુસ્તકો લખાયાં છે, જેટલો ઊંડો અને તલસ્પર્શી અભ્યાસ થયો છે એટલો ક્યાંય નથી થયો. પરંતુ દુઃખની વાત તો એ છે કે, આ દેશના લોકો જીવનના સામાન્ય વ્યવહારમાં જેટલા અપ્રમાણિક છે એટલા અપ્રમાણિક જગતના કોઈ દેશના લોકો નથી.

જેમ ખોરાક ખાધા પછી એ પચે એ મહત્વનું છે તેમ એકલું સાહિત્ય વાંચવું મહત્વનું નથી પરંતુ એ પચે એ જરૂરી છે. સિદ્ધ પુરુષોએ કહ્યું છે કે, એકલા પઠન–પાઠન અને શ્રવણનો કશો અર્થ નથી. એનું મનન–ચિંતન થવું જરૂરી છે અને ત્યારબાદ એનું આચરણ થવું જરૂરી છે.

હું નાનો હતો ત્યારે મન થતું કે, ભણવાના અર્થ શું? ભણવાનો અર્થ એ કે જે ભણ્યા હોઈએ તેને આચરણમાં મૂકવું. ભારતનો ઇતિહાસ જાણીએ, આપણે કેમ ગુલામ થયા એ જાણીએ અને પછી આઝાદ થવાનો પ્રયત્ન જ ન કરીએ- તો ઇતિહાસ ભણ્યા શા કામનો? અધિક વાચનથી ભાવનાન ચડતી–બઢતી થાય છે પણ પછી એ વ્યસન બની જાય છે. અને આખરે ભાવનાની આ ચડતી–બઢતી માત્ર વાંઝીયો ભાવોદ્વેગ બની જાય છે. એટલે જે ભાવ હૃદયમાં જાગે એ આચરણમાં ન મુકાય તો એ ભાવ શા કામનો?

એટલે જેટલું ભણવું જરૂરી છે તેટલું જ તે આચરવું પણ જરૂરી છે.

માણસ જેમ જેમ મોટો થતો જાય છે તેમ તેમ તેની બૌદ્ધિક ભૂખ વધતી જાય છે. એ વગર એને ચેન નથી પડતું. એટલે કે બૌદ્ધિક ખોરાકની માનવીને જરૂર છે. અને એમાંથી જ સાહિત્યનું નિર્માણ થાય છે. મહારાષ્ટ્રના સમર્થ રામદાસ ગુરુએ કહ્યું છે કે ગ્રંથ તેને કહેવો જોઈએ કે જેના વાચનથી માનવી પવિત્ર થાય, પરોપકારી થાય, પ્રમાણિક થાય, આવું સાહિત્ય જ સાચું સાહિત્ય છે.

જેવી રીતે બુદ્ધિવિકાસની માનવ જીવનમાં આવશ્યકતા છે તેવી આધ્યાત્મિક વિકાસની પણ આવશ્યકતા છે. ગ્રંથની ઉપર્યુક્ત વ્યાખ્યા સમજીશું તો શું વાંચવું શું ન વાંચવું તે સમજાઈ જશે.

આપણે ત્યાં બુદ્ધ, મહાવીર, શંકરાચાર્ય, નાનક, મીરાં, તુકારામ, વિવેકાનંદ, સ્વામી રામકૃષ્ણ પરમહંસ, ગાંધીજી એમ એક પછી એક મહાપુરુષોની પરંપરા ચાલી આવી છે. આ મહાપુરુષોએ એવું સાહિત્ય રચ્યું છે કે જેના વાચનથી માનવી પવિત્ર થાય. પરંતુ એક વિચારકની હેસિયતથી મને લાગે છે કે, આપણે ત્યાં આચરણ કરતાં શ્રવણનું બહુ મહત્વ છે. આપણે માનતા થઈ ગયા છીએ કે, આપણે પાપ કર્યે જવું. માફ કરનાર બેઠો છે. આપણે જીવનનું કશું મહત્વ સમજ્યા નથી. આપણે સત્ય, ચારિત્ર્ય, સંયમ, પરોપકાર, પરમાર્થ વગેરે પર સુંદર ભાષણો કરી શકીએ છીએ પરંતુ આચરણમાં એકે વાત મૂકતા નથી. એવું જ વૈરાગ્યનું છે. ઝેર ખાઈને પચાવવું જેટલું અઘરૂં છે. એટલું જ વૈરાગી બની વૈરાગ્ય પાળવો અઘરો છે.





એટલે આપણામા જ્યા લગી ધારણશક્તિ નહિ આવે ત્યા લગી એક વાત આચરણમા નહિ મૂકાય ધારણશક્તિ કેમ આવે તેનો ઇલાજ પણ મહાપુરુષે સુચવ્યો છે પૂજા કરી પ્રાર્થના કરી સ્તવન કરવુ અને તે માત્ર ઉપર ઉપરથી નહિ પરતુ અતર્મુખ બની એકાગ્રતાથી કરવુ

આપણે જેમ શરીરનુ જતન કરીએ છીએ તેને સજાવીએ છીએ તેમ મનનુ પણ જતન કરવુ જોઈએ એને પણ સાફ બનાવવુ જોઈએ

માદગીમાથી સાજા થવા જેમ વૈદ ના પુસ્તકો વાચવાની જરૂર નથી પણ દવા ખાવાની જરૂર છે તેમ ધર્મ પાળવા ધર્મ–પુસ્તકો વાચવાની જરૂર નથી પરતુ તેનુ આચરણ કરવાની જરૂર છે શુદ્ધ મનથી આચરણ કરવાથી ધારણ શક્તિ વિકસશે

મને લાગે છે કે માનવીને સુધરવુ જ નથી એને કશુ ચોખ્ખુ ખપતુ જ નથી મુબઈના લોકોને શુદ્ધ તેલ મળે એ માટે અમે એક ઘાણીની વ્યવસ્થા કરી હતી પરતુ હોટલનુ તમતમતુ ખાનાર લોકોને સાચા અને શુદ્ધ આહારની ખેવના જ નથી રહી એને તો માત્ર ઢળના સ્વાદમાં રાચવુ ગમે છે મારુ ચાલે તો હોટલનો બધ કરી દઉ આજે આપણે ક્યા જઈ રહ્યા છીએ તેની મને સમજ નથી પડતી આપણા પુત્ર–પુત્રીઓ શુ ભણે છે તેની આપણને ખબર નથી હોતી તેમના દોસ્તો–મિત્રો કેવા છે તેની આપણને ખબર નથી હોતી આપણે આપણા સ્વાર્થમા અને લાલસામા ડૂબી ગયા છીએ કે આપણને આપણી જાતની ખબર નથી રહી

આપણે જો ઊચા આવવુ હશે, આપણે જો સાચી રીતે શુધ્ધ રીતે જીવન જીવવુ હો તો એના માટે ક્યાય બહાર જવુ નહિ પડે આપણે ત્યા એ માટેની બધી જ સામગ્રીઓ છે આપણા મહાપુરુષોએ એ માટે કેવુ આચરણ કરવુ જોઈએ એ વિષે અનેકના ગ્રથો લખ્યા છે

મહાપુરુષોએ રચેલા સાહિત્યનુ મનન થશે અને આચરણ થશે તો આપણે સુખી થઈ જઈશુ



# સાશ્વત સુકાની

મારી નાવલડીમા આજ એકલ ખેલદો આ ખેવે,
એના હૈયા માહી રાજ સમદર સાતને ઉર્મેય
નાતે સમદરની મોઝાર મારી નાવલડી સરતી,
નાથે ખેલદા એકલ નિર્ભીક નાવિકને કરતી,
રત્નાકરના રતનભડાર આપી નાવિક મન હરતી
મારી નાનકડી એ નાવ ગમતી ખેલદાને ખૂબ,
એવી શઢ–સુકાન વિહોણી વપતી જલધિ અદર ધૂમ,
અર્પે ઘોર વમળ–વટોળે રસ્તો ખેલદાને ચૂપ
નાનલડીનો ખેલણહારો ઘેલો, નાવલડી સગાથે,
સમદરિયા એ કરતો પાર એકલ ડોકલ એ નિજ હાથે,
નાવ સ્વય બને હલેસા, સુકાની, નાવિક સઘળુ સાથે
મારી નાવ તણો ખેલદો સાગર ભટકેલો જીવડો,
એવે સમદર સાથે દાન છોડી નિજ જીવ કેરો ઘડો,
બનવા ડૂમન્તી કો નાવ તણો દર્શણહારો દીવડો
સાગ્રે, એક સધ્યાને ટાણે મારા જેવી ખેલણહારી,
સમદર પટ પર અટવાતી એકલ નાવડી નિહાળી,
પકડી પાણી તત્ક્ષણ એહ, હતી જે નાનડી ડૂમણહારી
રાખી મધસમદરમા સ્થિર તપસી સુકાની લભના,
દેખી આખી નાવ, અને મે ખૂણે રહ્યા નભના,
એકેલી સુકાનણ દીઠી જોતી સગાથી સાહ તરવા
ઝમકયો ખેલદો પેખી સુમનણ, સુકાની મદયે,
થયુ એને મનમા કે આ સુકાનણનો ડૂબ્યો સુકાની,
જેથી રવડે છે એકલ માર્ગભૂલી કો આ વિરહિણી !
પેખતા એ સુકાનણને આ ખેલદો સાગરનો
એબાકળાશી થઈ ઊભી, બાથ લીધો ખેલદો ઘરનો,
ઓળખ્યો યુગયુગનો ભરથાર, કરે જુદો નાક્ષશુભરનો.

જયન્ત પરમાર

# મારી ચીન-ડાયરી [૧]

ચંદ્રલેખા પટેલ

['ઊર્મિ-નવરચના'ના ગયા માસના અંકમાં છપાયેલો પેકીંગથી લખાયેલો પત્ર લખનાર ભારત નાટચમ્‌નાં વિખ્યાત કળાકાર કુમારી ચંદ્રલેખા દોઢેક માસ ચીનમાં ફર્યાં અને ત્યાં જે ભરચક કાર્યક્રમો આપણા પ્રતિનિધિ-મંડળે યોજ્યા એ બધું પોતે ડાયરી રૂપે ટપકાવી લીધું. આ અંકથી એ ડાયરી શરૂ થાય છે. મૂળ અંગ્રેજીમાં લખાયેલી એ ડાયરી મુંબઈના દૈનિક 'ફ્રી પ્રેસ' અને મદ્રાસના દૈનિક 'ઈન્ડીઅન એક્સ્પ્રેસ'માં હપતે હપતે એકીસાથે પ્રગટ થવી શરૂ થઈ છે. ગુજરાતીમાં અહીં પહેલી જ વાર રજૂ થાય છે. એ પ્રતિનિધિ મંડળનાં મુખ્ય કળાકારોમાં મુંબઇ પ્રાંતમાંથી વિલાયત હુસેન (સિતાર), હીરાબાઈ બરોડેકર, જ્યોત્સ્ના ભોલે, માસ્ટર કીષ્ણા (શાસ્ત્રીય સંગીત) દમયંતી જોષી (કથક નૃત્ય), પંજાબમાંથી સુરેન્દ્ર અને કૌર, (લોક-ગાયિકા), માયસોરમાંથી દેવેન્દ્રપ્પા (માયસોર સ્ટેટના વાદ્યવિદ્—વીણા, વાયોલીન અને જલતરંગ), બંગાળમાંથી દેવવ્રત બિશ્વાસ (I. P. T. A. બંગાળના પ્રમુખ અને ટાગોર ગીતોના ગાયક) કેરાલામાંથી મહાકવિ વાલાથોલ અને એમનું ૮ કથકલી કલાકારોનું મંડળ, મદ્રાસ પ્રાંતમાંથી એલેપ્પા પીલાઈ (ભારતનાટચમ્‌ના ગુરૂ), ગોપાળકૃષ્ણન (કથકલી અને લોક નૃત્યકાર) અને કુમારી ચંદ્રલેખા (ભારત નાટચમ્) હતાં. આ બધાં કળાકારોએ ચીનનાં મોટાં શહેરોમાં બધા મળી ૧૫ મોટા Performances આપ્યા—એ સિવાય બીજા નાના નાના તો જુદા. ખાસ કરીને ચીની પ્રજામાં ભારત નાટચમ્ ખૂબ આવકાર પામ્યું હતું. એ ભારત નાટચમ્‌નાં પ્રખર અભ્યાસી કળાકાર આ ડાયરીમાંની પોતાની કવિત્વભરી શૈલીથી વાચકોને પ્રિય થઈ પડશે જ. —સંપાદક]

પડછાયાઓની અજાયબ દુનિયા, લીલા-ભૂરા ચીની માટીના લાંબા જગ, રત્નોની વિવિધ રચનાઓ, સમૃદ્ધ ભરતકામ, રત્નોના દાગીના, હાથીદાંતશાં શોભતાં રેશમી વસ્ત્રો પરના જીવંત રંગો અને કુદરતની મુલાયમ શોભા ભાત-કાગળ ઉપર એવી તો ઊતરી હોય કે સીધી જ વાતાવરણમાં પ્રવેશી જાય—આવી બધી કલ્પનાઓ ચીનનું નામ પડતાંની સાથે મારાં મગજમાં ખડી થતી.

ચીન વિષે જ્યારે હું વિચારું છું ત્યારે મારું મન અંધારી સદીઓની આરપારનો પ્રકાશ અનુભવી રહ્યું છે. પરસ્પરને આવકારતા અને જ્ઞાનગોષ્ઠિની આપલે કરતા દીર્ઘાયુષી ઋષિઓ જેવી એ ભવ્ય સંસ્કૃતિઓ—ભારતની અને ચીનની—હું નીરખી રહું છું. ભરત ભરેલા લાંબા રેશમી રંગબેરંગી વાઘાઓ સજીને પોતાની આછી સફેદ દાઢી ફરકાવતા ચીનાઓને હું નીહાળું છું. હ્યુએનસંગને હિંદ તરફ ડગ માંડતો હું જોઉં છું: ધોરી માર્ગ છોડીને એ ભયંકર એકલવાયા માર્ગે ચાલ્યો જાય છે. દિવસોનાં દિવસો, મહિનાઓના મહિનાઓ એ એકલો ચાલ્યો જ જાય છે. એની આંખો પડોશની દુનિયા પર જ ચોટેલી હોય છે. તક્ષશિલાની પ્રાચીન ભારતની વિદ્યાપીઠ એના સ્વપ્નમાં ખડી થાય છે. મારા દેશના પ્રાચીન જ્ઞાનપીપાસુ વિદ્યાર્થીઓને ચીની તત્ત્વજ્ઞો સાથે જ્ઞાનની અને વિચારોની આપલે કરતા હું નિહાળું છું.

અને...થાક્યો પંથ કાપતા થાક્યા પાક્યા, સેંકડો વરસનાં વેરાન ખેતરો ઉપર ભાંગ્યાં તૂટ્યાં ડગ માંડતા, જમીનદારોની ભારે ધૂંસરીમાં જોતરાઈને વાંકા વળી ગયેલા, ફીકા ચહેરાવાળા અને ભારે દેવાથી થયેલા ભારે હૃદયોવાળા ચીની ખેડૂતોને પણ હું જોઉં છું. જૂના જમીનદારશાહી ચીનની સ્ત્રીઓનો હું વિચાર કરું છું ને એમની ગુલામીના પ્રતીક જેવા નાજુક ધ્રુજતા પાતળા પગ મારી આંખ સામે ખડા થાય છે.

હું મારી કલ્પનામાંથી અચાનક ઝબકી જાઉં છું અને હિંદના ખેતરોના મારા દેશબાંધવોનો વિચાર કરું છું. ચીનાઓનાં શરીર અને આત્માને વરસોથી જે ધૂંસરી પીસી રહી હતી એ ચીની ખેડૂતોએ જ્યારે સાવ ફગાવી દીધી છે ત્યારે આજે પણ ધોમ ધખતા સૂર્યના તાપમાં મારા દેશના બાંધવો વાંકા વળીને જમીન ખેડે છે, જમીનદારોની ધૂંસરીમાં એ આજે પણ જુતેલા છે. ચીનના પ્રજાજનો આજે





ટટ્ટાર થઈને ઊભા રહેતા શીખ્યા છે. મારા દેશબાંધવો ઊન્નત મસ્તકે ટટ્ટાર થઈને ક્યારે ઊભા રહેશે?

× × ×

૩૯ કળાકારોનું અમારું મંડળ હતું એમાં મોટા ભાગના સંગીતકારો, નૃત્યકારો અને વાદ્યકારો હિંદના જુદા જુદા પ્રાંતોમાંથી આવેલ હતા. અમે પરસ્પરનાં નામ સાંભળ્યા સિવાય વધુ જરાપણ પરિચિત નહોતા. અમારા આખા મંડળને કળાકારોનું મંડળ, વધુ સ્પષ્ટ કહું તો કેટલીક બાબતોમાં તો કળાના ઘમંડવાળું મંડળ પણ કહી શકાય! અખિલ ભારત શાંતિ પરિષદને ચીન શાંતિ પરિષદ તરફથી મળેલા આમંત્રણથી અમે જઈ રહ્યા હતા જ્યાં અમારામાંનાં કેટલાક તો વિશ્વ વ્યાપી શાંતિઆંદોલનથી પણ સાવ અજાણ હતા!

× × ×

અમારે જવાની અચોક્કસ તારીખને લીધે બરાબર બે મહિના અગાઉથી અમારા જીવ અધ્ધર થઈ ગયા હતા. અમારું જવાનું તો દૂર ને દૂર ઠેલાયે જતું હતું અને અમે પણ અંધારામાં વધુ ને વધુ અટવાયે જતા હતા. પણ આખરે અમને ખબર મળી કે અમે ૧૨મી જુલાઈએ પૅન-અમેરિકનના વિમાન મારફત જરૂર ઊપડવાનાં જ છીએ. આખા દિવસ દરમિયાન યંત્રવત્ પતાવેલી બધાની વિદાય લઈને ૧૨મીએ સાંજે હું તૈયાર થઈ ગઈ. ૭ વાગ્યે વિમાની મથકે પહોંચવા માટે હું પૂરેપૂરી તૈયાર પણ થઈ ગઈ હતી, પણ ૭માં દસ મિનિટ બાકી હતી ને મારા એક મિત્રને જવું પડે એમ હતું એટલે એમણે કહ્યું કે, વિમાની મથકની ઑફિસે તપાસ કરો કે વિમાન આજ જવાનું છે કે નહિ? અને મેં ફોન કર્યો પણ ખરો. જવાબ મળ્યો કે કૃપા કરીને કાલ સવારે નવ વાગે ફોન કરી જોજો. બીજે દિવસે સવારે નવ વાગે કર્યો ત્યારે જવાબ મળ્યો કે બપોરે સાડાબાર વાગે ફોન કરજો અને સાડાબારે કર્યો ત્યારે બીજે દિવસે સવારે નવ વાગે જવાનું જ કહેવામાં આવ્યું.

ફોન, ફોન અને આવતી કાલ. આમ અમારી ચીન-સફર આડે નસીબ જેવું કાંઈક આવતું દેખાયું. સરકારે પાસપોર્ટ આપવા માટે કરેલા વિલંબનું અને ભારતીય કળા અને સંસ્કૃતિને ચીનમાં રજૂ કરવા માટે તેની વરણી કરનાર સંયોજકોનું શું? અહીં હિંદમાં એ સાવ સામાન્ય વાત છે કે કોઈપણ વાત વિષે બને તેટલું થોડું જાણીને પણ એ અંગેનું એ મોટું પ્રમાણપત્ર ગણાતું હોય છે— અમારી વરણી કરનાર એવા આપણા સંયોજકો કળા અને કળાકાર વિષે બહુ જ થોડું જાણતાં હતા. મૂળ નક્કી થયેલા સમય કરતા બરાબર ૪૮ કલાક પછી, એટલે કે ૧૪મીએ, અમારું વિમાન ઊપડ્યું. અમારા રસાલાનો તમને ખ્યાલ આવ્યો જ હશે. હમેશની જેમ ફક્ત કપડાંની બેગો જ નહિ પણ આ વખતે તો વાજિંત્રોનો આખો કાફલો હતો— મૃદંગ, તબલા, ઢોલ, સિતાર, સારંગી, વીણા, વાયોલીન, તંબુરની જોડ અને હાર્મોનિયમ પણ ખરું. આ બધા તરફ જોતા ખૂબ વિચાર્યા પછી મને તો લાગ્યું કે આ આખા કાફલાના પાછળ દોરાઈએ એવા 'લગેજ'-તો અમે જ લાગીએ છીએ— દેશની સંસ્કૃતિનાં સાચા પ્રતિનિધિઓ તો આ છે.

વિમાન હવામાં ઊંચે ચડ્યું. પાછળ જમીન પર રહેનારને એ કોઈ દૂરના લક્ષ્યને તાકીને ઊડતા રૂપેરી મોટા પક્ષી જેવું દેખાતું હશે. કહેવાય છે કે ભગવાન પાસે પહોંચવાનો રસ્તો વિઘ્નોથી ભરપૂર છે. જો ભગવાનના રસ્તા માટે આ સાચું હોય તો માનવના માર્ગ માટે તો આ બધું સાચું હોઈ શકે. ચીન જવાનો રસ્તો, કે જ્યાં માનવી પોતાના વિકાસ અને સંપૂર્ણતા માટે મથી રહ્યો છે.

વાદળાંઓ સાવ આછાં અને ઘડીમાં ઝાંખાં-નીલા રંગમાં, તો ઘડીકમાં ભૂખરાંરી જાંબલી અને જાંબલીમાંથી ઘેરા જાંબુડિયા રંગમાં બદલી જતા હતાં. મધરાતનો ઘેરો જાંબુડિયો રંગ સિવાય પણ વિમાનની ગતિથી વધતા જતા હતા. મારા મગજે



પણ ખૂબ વિચારોના અંતર કાપી નાખ્યા હતા અને મને ખૂબ થાક લાગી ગયો હતો. છેલ્લા બે માસથી ચીન જવાની જે ધમાલ ચાલતી હતી એનો જ થાક આજે આરામ મેળવવા ધસી આવ્યો હતો. અંધારામાં વિમાન એનું અંતર કાપ્યે જતું હતું અને અમે બેંકોકને પણ પાછળ છોડી દીધું. મધરાતે વિમાની મથકો કેવાં વિચિત્ર અને ઉજ્જડ દેખાય છે! મને તરત જ વિચાર આવ્યો કે હોંગકોંગ વળી કોઈ જુદી જ કલ્પના ખડું કરી દેનાર શહેર તો નહિ નીકળી પડે ને ? બ્રિટનની હકુમત તળે હોવાથી એ પણ આપણાં મોટાં શહેરોને યાદ કરાવશે—કે જ્યાં લગભગ બે સદી સુધીની બ્રિટિશ હકુમતની લાગવગ હજુ પણ એ જ ઢાંચામાં, રીતભાતમાં અને વાતાવરણમાં દેખાયા જ કરે છે.

*

૧૫-૭-૫૩

હું જ્યારે જાગી ત્યારે સૂર્ય ઊગી ચૂક્યો હતો અને એનાં કિરણો નાનાં લંબચોરસ કાચમાંથી અંદર ઘૂસાડતો હતો. જાણે પૂર્વના ક્ષિતિજમાંથી પ્રકાશનો મોટો ગોળો ઉપર આવતો હોય એવું સૂર્યોદય વેળાનું દશ્ય મારાં સાથીદારોએ વર્ણવ્યું ત્યારે એ જોવાની તક ગુમાવવા બદલ મને ભારે અફસોસ થયો. રૂના ઢગલા જેવાં વાદળાંઓમાંથી આરપાર દેખાતું નીચેનું દશ્ય જોતાં મને લાગ્યું કે નીચે ભૂરો-પીળો સખત ઉજ્જડ સાગર થીજાવી દેવામાં આવ્યો છે. એ માઈલોના માઈલો સુધી લંબાયેલો મોટો, વેરાન, અનંત ફેલાયો છે અને એને છેડે થીજેલા કાચનો એક મોટો કકડો છે.

હવે અમે હોંગકોંગ નજીક આવી પહોંચ્યાં. સાગરને કિનારે ટેકરીઓની રંગબેરંગી હારમાળા દોડજે જતી હતી. સંપૂર્ણ ખીલેલા બાગ જેવું એ દશ્ય હતું.

સવારના અગિયાર વાગ્યા. વિમાની મથકની પાશ્વભૂમાં ટેકરીઓ અને નજીક આવેલા બંદરને લીધે હોંગકોંગ ખૂબ ભવ્ય લાગ્યું. વિમાન જેવું નીચે આવ્યું કે મે ત્યાં ધ્વજ જોયો—જે એકસો એંસી વરસ પર આપણી ભૂમિ પર રોપાયો હતો. એ જ યુનિયન જેક.

અમે હોંગકોંગમાં એક દિવસ અને એક રાત રોકાયાં. ત્યાં અમે કોલુનમાં એક મોટી હોટેલ જોઈ. હોંગકોંગ અને એની વચ્ચે પાણીની એક પટી હતી. જેના પર સ્ટીમ-લોંચો હમેશાં ફર્યા જ કરતી હતી.

*

૧૬-૭-૫૩

અમે હોંગકોંગથી ટ્રેનમાં બેઠા. બ્રિટન હકુમતની સરહદ પર આવેલા લો યુ સ્ટેશન પર અમે દોઢેક કલાકમાં આવી પહોંચ્યાં. ખરા બપોરે એ જગ્યા કોઈ પ્રૌઢ સ્ત્રી જેવી આળસુ અને ભગવાને વીસારી દીધેલી હોય એવી લાગી. ત્યાં અમારા સરસામાન અને પાસપોર્ટની કંટાળાભરી તપાસ થવાની હતી. ખુલ્લા આકાશ નીચે ધીકતા સૂર્યના તાપમાં અમે બ્રિટિશ હદના દરવાજા પાસે અડધો કલાક ઊભાં રહ્યાં. એ દરવાજાની સામેના દરવાજે એ જ બળના ખુલ્લા આકાશ નીચે યુવાન ચીની સ્ત્રી-પુરુષો એમના દેશમાં અમને આવકારવા અને સ્વાગત કરવા ઉત્સુકતાથી ઊભાં હતાં. એમનાથી થોડે છેટે એમની પાછળ લાલધ્વજથી શોભતું સંરક્ષકની જેમ એક ઝાડ ઊભું હતું. અમે તાપથી થાકીને કંટાળી ગયાં હતાં: જ્યારે સામેનું ટોળું આનંદી અને ઉત્સાહિત હતું.

અમને એક પછી એક અમારા પાસપોર્ટ પાછા મળતાંની સાથે અમે એ લાકડાનું દ્વાર ઓળંગ્યું. ઉષ્માભર્યા આવકારના એ શબ્દો. હર્ષની ચીચીયારીઓ. કેવું ભવ્ય એ સ્વાગત હતું! ચીની મિત્રો સાથે હાથમાં હાથ મીલાવીને અમે ચીનની સરહદમાં આવેલા સ્ટેશન શુંગ શુંગના વેઈટીંગરૂમ તરફ ડગ માંડયાં. અમે થોડો આરામ લીધો અને ઠંડા પીણાં પીધાં. પેકીંગથી ચાર દિવસનો પંથ કાપીને આવેલા શાંતિ આંદોલનમાં કામ કરતાં આ ચીની યુવાનો સાથે અમને ભળી જતાં બહુ વાર ન લાગી.

# અફળ ઊંડાણ

સિદ્ધાર્થ

માણસના સંસ્કાર એના જન્મની સાથે જ પડચા હોય છે એમા થોડાક પ્રયત્નથી ફેરફાર થાય, એને થોડાક વળાંક મળે, પણ એ સદંતર વિરુદ્ધ દિશામા તો કોઈ કાળે ન જ વળે આ વાર્તાના નાયકને એ જ સનાતન સિધ્ધાંતથી જરા અળગો કરવાના પ્રયત્નો અંતે તો બધા નકામા જ નીવડ્યા અફળ ઊંડાણથી ભરેલુ માનવમન એના નિકટના સ્વજનો પણ છેવટે તો ન જ માપી શક્યા !

ધનના અખૂટ ભંડારમાથી ધનરાજ શેઠે પૂરા પાચ હજાર પણ અણીને વખતે ન ખરચ્યા ત્યારે એમની ધનિકતાના પ્રશંસકોમા પણ એક જાતનુ છૂપુ તિરસ્કારભર્યું વાતાવરણ જામી જાયુ બીજુ તો ઠીક પણ એમની એકની એક પુત્રી પણ એમની કિંમત કરી ગઈ બધી વાતે સુખી સુજલા પોતાના ધનાઢ્ય પિતા પાસેથી પાચ હજાર જેવી મામુલી રકમ ન પામી એનુ પોતાને ભારોભાર દુ ખ લાગ્યુ હતુ લાખ્ખોની કમાઈ કરીને બેઠેલા ધનરાજ શેઠને સુજલા સિવાય બીજુ કોઈ સંતાન નહોતુ ' સુજલાની ઉમર પણ પચીસીએ પહોચી ગઈ હતી સુજલાની બાને થયેલા પાચ સંતાનોમાથી એક સુજલા જ જીવતી રહી હતી સુજલાના ચાર મોટા ભાઈઓ જન્મ્યા ને મરી ગયા ત્યારે ધનરાજ શેઠ શેઠાઈ નહોતા ભોગવતા

એ ચાર બાળકોના અવસાન પછી છેક પાચેક વરસે સુજલાનો જન્મ થયો અને ધનરાજ શેઠનો સિતારો ચમકવો શરૂ થયો એકાએક આવી પડેલી યુદ્ધ તેજીમા એમનો નાના પાયાનો વેપાર ખૂબ મોટો નફો મેળવી ચૂક્યો અને એ વેપારમાથી આજે પાચ મીલોનો વહીવટ ધનરાજ શેઠના હાથમા આવ્યો હતો

સુજલાને ભણાવી-ગણાવીને લાડકોડમા ઉછેરી એ વાતની ના નહિ, ચાલુ જમાનાને છાજે એવી અને ધનરાજ શેઠને મન વધુ પડતી લાગતી છૂટછાટ પણ સુજલાને મળી હતી ધનિકની પુત્રી સુજલા ધનની ગુલામ નહોતી બની એ એક વાત ધનરાજ શેઠને વારવાર ખૂચતી હતી

'સુજલા ચપ મીરસ ના વધુ વિકાસ અર્થે' ધનરાજ શેઠ વિદેશના પ્રવાસે ગયા ત્યારે તાજી જ ગ્રેજ્યુએટ થયેલી સુજલા પણ પોતાના પિતા સાથે ગયેલી ધનરાજ શેઠ સુજલાને ધનના ઢાંચામા જકડવા માગતા હતા પણ વૈભવને ધિક્કારતી સુજલા વિદેશની સફરમાથી પણ ધનના ગુલામ બનવાનુ ન શીખી

---

મે પ્લેટફોર્મ પર લોકોને આવતા ને જતા જોતા અમારા સામાનની તપાસ કરવા ખાતર જ બહુ સીધી સાદી રીતે કરવામા આવી ફક્ત બે જ પેટીઓ ઉઘડાવી હતી, તે પણ એમની ફરજ ખાતર. તરત જ અમે ગાડીમા બેઠા. અમારી સાથે આવેલા ચીની મિત્રો પાસેથી જાણવા મળ્યુ કે અમારા ચીનના રહેઠાણ દરમિયાન આખો વખત અમારી સાથે જ એ રહેવાના હતા એમનુ મુખ્ય કામ અમારા દુભાષિયા તરીકેનુ હતુ ચીનની જુદી જુદી વિદ્યાપીઠોના એ સ્નાતકો હતા—મુખ્યત્વે પેકીંગ યુનિવર્સિટીના એ ખૂબ જ સુંદર રીતે અંગ્રેજી બોલી શકતા હતા અને સમજી શકતા હતા અને એટલે જ એ ખૂબ સરસ દુભાષિયા પણ બની શક્યા હતા.

એ ટ્રેઇન ખાસ અમારા માટે જ રાખવામા આવી હતી અને અમારા યુવાન દુભાષિયાઓની જેમ એ ટ્રેન પણ અમે જ્યા સુધી ચીનમા રહીએ ત્યા સુધી અમારી સાથે જ રહેવાની હતી ખરી રીતે તો એ પણ એક જાતની દુભાષિયણ જ હતી —ચીનના ખેતરો, ટેકરીઓ, નદીઓ અને સમૃધ્ધ ભૂમિપ્રદેશ સાથે એ ઓળખાણ કરાવવાની હતી

[ચાલુ]

★





શકી. વિદેશથી પાછી ફરી ત્યારે એની વિશાળ દૃષ્ટિ વધુ વિશાળ બનીને આવી હતી.

મિત્રોભૂખી જુવાનીએ સુજલાની આસપાસ મિત્ર-મંડળ સરજાવ્યું હતું. એ મંડળમાં ધનભૂખ્યા શ્રીમંતો ન ટકી શક્યા કારણ કે સુજલા ધનને ધિક્કારતી હતી. ગરીબોની અચોક્કસ નીતિને લીધે ગણ્યા ગાંઠ્યા જ ગરીબો એના મંડળમાં કાયમી સ્થાન પામી શક્યા. અને એમાં પણ એની એક બેનપણી શ્વેતા અને શ્વેતાનો મોટો ભાઈ જલધિ એનાં નિકટનાં મિત્રો ગણાતાં. શ્વેતાની ઓળખાણ તો ખૂબ મોડી થયેલી, પણ પોતાના સહાધ્યાયી જલધિની બેન તરીકે શ્વેતાને સુજલા ઘણા સમયથી ઓળખતી હતી. જલધિ માટેનું વધતું જતું માન શ્વેતાના પરિચયમાં તો અણધાર્યું જ આવી ગયેલું.

સુજલા ઈન્ટરમાં હતી અને એને ખબર પડી કે એના કલાસમાં ભણતો જલધિ ભણતરની સાથેસાથે એની નાની બેનને ભણાવવા અને ઘરખર્ચ માટે નોકરી કરે છે. ઈન્ટરની પરીક્ષા નજીક આવતી હતી અને જલધિની કોલેજની ગેરહાજરીએ જલધિ તરફની સુજલાની લાગણીને વધુ પ્રબળ બનાવી. પૂછતી પૂછતી સુજલા એક દિવસ જલધિની નાની ઓરડી પાસે આવી ચડી. બારણામાં નજર નાખતાંની સાથે શ્વેતાનું માથું ખોળામાં લઈને બેઠેલા જલધિ પર એની નજર પડી. એ પ્રથમ પ્રસંગે જલધિ અને સુજલા વધુ નજીક આવ્યાં. શ્વેતાની સારસંભાળ લેવા ત્યારથી સુજલા આવવા લાગી, જલધિનો અટકી પડેલો અભ્યાસ પરીક્ષાની તૈયારીમાં ગૂંથાયો.

પરીક્ષા પતી ગયા પછી શ્વેતાની સુધરેલી તબિયતે અને સુજલાના અત્યાગ્રહે ત્રણેય જણ પંચગની જઈને બે મહિના સાથે રહ્યાં ત્યાં સુધી ધનરાજ શેઠે કશો વાંધો ન ઉઠાવ્યો.

પણ છેક બે વરસ પછી, સુજલા અને જલધિ ગ્રેજ્યુએટ થઈ ગયાં અને સુજલાને પોતાના પિતા સાથે વિદેશગમન કરવું પડ્યું ત્યારે જલધિને પણ વધુ અભ્યાસ માટે વિદેશ મોકલવા સુજલાએ પહેલી જ વાર પિતા પાસે રૂપિયા પાંચ હજારની માગણી કરી અને ધનરાજ શેઠની આંખ ફરી. પોતાની પ્યારી પુત્રીને નાખુશ કરવાની જાણે ત્યારથી જ શરૂઆત થઈ.

સુજલા સમસમી રહી. જલધિને વિદેશ ન મોકલી શકી એનો ડંખ એને કોરી રહ્યો. પિતા સાથે પોતે વિદેશથી પાછી ફરી અને પિતાએ એને વહીવટી પળોટમાં લીધી ત્યારે પોતે નામરજી બતાવી છતાં પિતાને નારાજ ન કરી શકી. પોતાના નામને પાંચેય મિલો સાથે જોડવામાં પિતાનો કયો આશય હશે એ સુજલા ન જ સમજી શકી.

'સુજલા ગ્રુપ મીલ્સ'ના વહીવટી કામ માટે સુજલા જોડાઈ કે તરત પોતે લેવા માંડેલા વેતનની પાઈએ પાઈ જલધિ માટે વાપરવા નિશ્ચય કરી બેઠી, અને બીજે જ વરસે જલધિ વિદેશની યુનિવર્સિટીમાં પણ જોડાયો ત્યારે ધનરાજ શેઠની કમરજીએ પણ સુજલાને કશું કહેવા ન પ્રેર્યો. જલધિની નાની બેન શ્વેતા તો સુજલાની મિત્ર બની ગઈ હતી એટલે એ તો હવે સુજલાની સાથે જ રહેવા લાગી હતી. એનો અભ્યાસ પણ હજુ ચાલુ જ હતો. સુજલા તો ઇચ્છતી હતી કે શ્વેતા પણ ગ્રેજ્યુએટ થઈને વિદેશની યુનિવર્સિટીમાં દાખલ થાય. પણ જલધિ એનો સખત વિરોધ કરતો.

જલધિના વિરોધનાં કારણો જોવા જઈએ તો એક જ હતું : એ પોતે એટલું ખર્ચ નિભાવી શકે એમ નથી. એ પોતે પણ સુજલાને પૈસે વિદેશ ગયો છે એનો ડંખ એના મનને કોરી રહ્યો હતો. ભણતાં ભણતાં પણ એ અર્થોત્પાદન માટે જુદે જુદે ઠેકાણે કામગીરી બજાવતો અને બીજી નવી રકમ સુજલા પાસેથી આવે તો પણ પોતાને જરૂર નથી એમ જણાવી પાછી ઠેલતો.

સુજલા આ માટે ઘણીવાર ચીડાતી. શ્વેતા પણ ચિંતામાં પડી જતી કે પોતાનો ભાઈ પૈસા વગર ત્યાં શી રીતે રહી શકતો હશે!





જલધિ અભ્યાસ-ફી અને રહેવા ખર્ચ કાઢવા માટે લાકડા ફાડવાથી માંડીને હોટેલ-બોય સુધીના જુદા જુદા કામ ખોળી કાઢતો અને એ મૂડીમાંથી પણ જે કાંઈ બચત રહેતી એ ભેગી કરતો સુજલાએ પોતાને માટે કરેલા ખર્ચની પાઈએ પાઈ એ પાછી આપી દેવા માગતો હતો પોતાની નાની બહેન શ્વેતાને પણ સુજલાના ઓશિયાળ થઈને રહેવુ પડ્યુ છે એ એના મનમાંથી કોઈરીતે ખસતુ જ નહિ

વિદેશમા ચાર વર્ષ વીતાવીને જ્યારે જલધિ પાછો ફર્યો ત્યારે શ્વેતાના હર્ષનો તો પાર નહોતો નાનપણથી માબાપવિહોણા બની બેઠેલા એ બન્ને ભાઈબહેને કેટલીય મુશીબતો વચ્ચેથી પોતાની પ્રગતિ સાધી હતી એ સમજણી થયા પછી શ્વેતા પણ સમજવા લાગી તો હતી જ પોતાના મોટાભાઈ માટેનુ એનુ માન અમાપ વધી ગયેલુ તો હતુ જ પણ આજે પોતાનો ભાઈ ખરેખર મોટો' બનીને આવ્યો છે એ વાતથી પુલકિત થતુ એનુ મન ઉમળકા અનુભવી રહ્યુ હતુ એના સાથ સુજલા હતી તે છતા ટ્રીમરમાથી ઊતરતા જલધિ ઉપર નજર પડવાની સાથે ભાઈને ભેગી પડવા એ સુજલાથી પ કાઈ ન રહી શકી ત્યારે ભાઈએ પણ સામેથી દોડી આવવાનુ રોક્યુ નહિ હર્ષના આનુ વચ્ચે એ ગરીબ ભાઈ-બહેનના આનન્દગાન સુજલાને વધુ કૃતાર્થ બનાવી ગયુ ભાઈને વળગી પડેલી શ્વેતા હર્ષાશ્રુને ન ખાળી શકી તે ન જ ખાળી શકી સુજલાની અ ન્ય આતનાગણીઓ જલધિ પાસ યત્ન કરવાનો શ્વેતાએ તક જ ન આપી સુજલાએ એગેથી જ મન વાળી લીધુ ભાઈ બહેનના અતૂટ પ્રેમને એણે ઈર્ષાથી તોડી પાડવા ઇચ્છા સુધ્ધા ન કરી

સુજલાની તો ઇચ્છા હતી કે જલધિ વિદેશ જઈ આવે પછી એને પણ પિતાની ગુપ મીલોમા જ રોકી લેવો વાતવાતમા એક દિવસ સુજલાએ જલધિને આ વાત જણાવી પણ ખરી જલધિનુ સ્વમાની હૈયુ જરા ઉતત બન્યુ

'સુજલા, તારી લાગણીને હુ સમજી શકુ છુ, પણ આવી રીતે મને તારો ગુલામ બનાવવા તુ શા માટે ઇચ્છે છે ?

વધુ આગળ બોલતા જલધિને અટકાવતા વચ્ચેથી જ સુજલાએ કહ્યુ 'અર્થકારણને બદલે માનસ શાસ્ત્રનો અભ્યાસ કરવા ગયો હોત તો મને આમ અવળી રીતે સમજવાનો તને ખ્યાલ પણ ન આવત હુ પહેલેથી જ જોતી આવી છુ કે તારા પર મારા ઋણનો ભાર લઈને જ તુ ફર્યા કરે છે તારા એકે એક વર્તન પરથી મને એ હમેશ દેખાતુ આવ્યુ છે તારા વિદેશવાસ દરમિયાનના મારા અને શ્વેતા પરના પત્રોમા તો એ વધુ પડતુ જણાઈ આવે છે અને છતાં મને તારા તરફની લાગણીઓ ફેરવવાનુ મન નથી થયુ તે નથી જ થયુ પિતાજીની મીલોનો વહીવટ હુ કરુ છુ એટલે મારુ ગુલામી માનસ તને પણ ગુલામ બનાવવા પ્રેરે એમ તુ કલ્પના પણ કેમ કરી શકે છે જલધિ !

'તારે તો ગમે તેમ તો ય પિતા છે જ્યારે જોડાઉ પછી તારુ અને પિતાજીનુ મારા તરફનુ વર્તન ફરી જ જાય એ દેખીતુ છે

'પિતાજીનુ ભલાય ફરી જાય પણ મારા સ્વાર્થ માટે તને આગ્રહ કરુ છુ એટલે મારુ વર્તણ તો તારા તરફ વધુ ને વધુ માનભર્યુ બનશે એનુ તને વચન આપુ છુ

ધનિકની પુત્રીઓ વચન પાળવામા કેટલી સફળ થાય છે એનો મને ને તને બેયને ક્યા અનુભવ નથી તે તુ વળી એ હનકે માગે' ચડવા ઇચ્છા કર છે!'

એ ભલ મને વળગ્યુ હોત તો માલેતુજારની સુજલા વૈભવ અને વિલાસમા તને ક્યાય વીસરી ગઈ હોત

'એ તારો ઉપકાર'

'એટલે મારા માટે હજુ તારામા આત્મીયતા જ નથી એમ ને ?

'સ્ત્રી માટે—અને તેમાંય ધન-વૈભવથી આચ્છાદિત સ્ત્રી માટે આત્મીયતા કેળવવી એ વિચારવું પણ એક આત્મવંચના જેવું છે તો એને જાહેર કરવું એ તો પૂરેપૂરું હાસ્યાસ્પદ જ ગણાય ને ?'

'જલધિ, તારી સુજલા માટે, સુજલા ખાતર પણ તારો આ અભિપ્રાય નહિ બદલે ? આજસુધી મેં તારામાં અવિશ્વાસ આણ્યો નથી. બલકે તને જ ઝંખ્યો છે. તારું સાવ નિરસ અને નિષ્ઠુર બની ગયેલું દિલ જરીક તો કુમળું કરીને મારી સામે જો ! ધનવૈભવમાં છકેલી ધન-પુત્રી મારે બનવું હોત તો મને એની કોઈ ના પાડતું નહોતું—બલકે એ માટે તો સામેથી તકો મળેલી પણ મેં ઠોકરે મારી છે. અને એ મારા આદર્શને આમ ઠોકરો મારતાં તને કશું નથી થતું ? જલધિ, મારા જલધિ, તારા માટે મેં શું નથી કર્યું ?'

'કરેલું કહી બતાવે એ જ કર્યા પર પાણી ફેરવી દે છે.'

'જલધિ, મેં એ વિષે ક્યારેય હરફ પણ ઉચ્ચાર્યો છે ? શ્વેતાને પણ મેં આ વાતની ગંધ નથી આવવા દીધી. સ્ટીમર પર અમે બન્ને તને લેવા આવ્યાં ત્યારે પણ મેં મારો હક જતો કરીને શ્વેતાને ઓછું આવવા દીધું નહોતું. નહિતર ચાર ચાર વરસથી જે મૂર્તિને અહોનિશ ધ્યાનમાં રાખી હોય એ તાદૃશ થાય ત્યારે એને મળવા-ભેટવા માટે લાગણીના પ્રવાહો કેવા નિર્બંધ બની જાય એની તને તો કલ્પના પણ નહિ આવે ! જલધિ, ધન પ્રત્યેનો તારો તિરસ્કાર માનવીને પણ ધિક્કારતો બની ગયો છે ?'

જલધિની કઠોર મુખમુદ્રામાં સહેજ કુમાશ તરવરતી જણાઈ અને સુજલા એની વધુ નજીક જઈને બેઠી. જલધિ કોઈ ભાવિના સ્વપ્નમાં વિહરતો હોય તેમ સામે જ બારીમાંથી દેખાતા આકાશ તરફ મીટ માંડતો બોલ્યો :

'પ્રેમના વેતલવેડા' અને વેવલાઇ કરતાં ધિક્કાર અને નફરત મને મારા આદર્શ તરફ વધુ જોરથી લઈ જશે એની મને ખાત્રી છે.'

'પણ મારો આદર્શ તારા આદર્શથી જુદો ક્યાં હતો ?'

'તો તો આ પાંચ મીલોનો વહીવટ સંભાળવાને બદલે દરિદ્ર-સેવા જેવા ક્ષેત્રને પહેલી પસંદગી મળી હોત.'

'તો મારો જલધિ ચાર વરસ માટે વિદેશ જવાનું સ્વપ્નું પણ ન સેવી શક્યો હોત !' સુજલાએ બન્ને હાથમાં સમાવેલું જલધિનું મોં પોતાના તરફ ફેરવતાં કહ્યું.

'તે મારા માટે તેં આ વહીવટું સંભાળ્યું'તું એમ ને ? તો પછી હવે તો હું આવી ગયો છું. પછી મને પણ એમાં શા માટે ખેંચી રહી છે ?'

'તારી સુજલાએ તારા માટે ખરચેલા નાણા તું ભરપાઈ કરવા માગે છે ને ? કઈ દરિદ્ર-સેવામાથી તું એટલા બધાં નાણાં મેળવી શકવાનો હતો ?'

'હું તો કોઈ જાતની 'સેવા' કરવા માગતો જ નથી. સેવા કરે છે જ કોણ ? મહેનત કરીએ અને એના બદલામાં આપણે કાંઈ જ ન લઈએ તો એ મહેનતને મહેનત કહેવાય જ શાની ?'

'ત્યારે બીજાને જ બાવા બનાવવાનો તારો ઈરાદો લાગે છે !'

'એમાં બાવા બનાવવાનું આવ્યું જ ક્યાં ?'

'મેં વહીવટ સંભાળવાને બદલે દરિદ્ર-સેવા કેમ ન સ્વીકારી એમ તારા મનમાં, તો પછી પ્રશ્ન જ કેમ ઊઠ્યો ?'

'તે દરિદ્ર-સેવા દ્વારા પણ તારા પૂરતું તું મેળવી શકી હોત એની તો ના નહિ ને ?'

'એટલે જ કહું છું કે બીજાને બાવા બનાવવા નીકળનાર એ જલધિ ! હું એકલી નહોતી. મારી સાથે શ્વેતા હતી. દૂર દૂર સાગરપાર વસતો મારો





જલધિ હતો અમારે બન્નેને જોઈતી સલાહ મળી રહે એવું કોઈ દક્ષિ-સેવાનું ક્ષન તારી જાણમાં છે ખરું ?

'દલીલો કરવામાં સ્ત્રીઓ ખૂબ હોશિયાર હોય છે'

'દલીલો તોડી પાડવામાં પુરુષોય ક્યાં કમ હોય છે!'

'પણ સ્ત્રી આગળ એ હારી જાય છે'

મનુ મોડી કબૂલાત કરી ચાલ હવે જમી લઈએ શ્વેતા પણ બહાર ગઈ છે તે આવતી જ હોવી જોઈએ.'

બન્ને જણ સોફા પરથી ઊભા થવા જાય છે ત્યાં જ બારણામાં પ્રવેશતી શ્વેતા બોલી ઊઠી 'તમે લોકો બહાર જવાના હતા ને ? હજુ અહીં જ બેઠા છો ? હું નકામી બહાર ગઈ મને એમ કે તમે જશો પછી મને એકલા ગમશે નહિ એટલે હું ગયેલી અને તમે તો અહીં જ હજુ બેસી રહ્યા છો !

થોડી જરૂરી વાત કરવાની હતી અને આ સુજ્વાની ચર્ચાઓ અને દલીલોએ વાત ખૂબ લંબાવી મૂકી એટલે અહીં જ સાંજ પડી ગઈ હળવું મોં રાખી જલધિએ પોતાની બહેનને સંતોષવા પ્રયત્ન કર્યો પણ સુજ્વાએ એ પ્રયત્નને તોડી પાડતા ઉમેર્યું 'દલીલબાજી મેં આદરી જ નહોતી શ્વેતા પણ જાણે છે કે દલીલો—ખોટી દલીલો સુજ્વાને નહિ પણ જલધિને જ આવડે છે !

ના, મારા ભાઈ વિષે એવું હું ધારું ખરી ? શ્વેતાએ બનાવટી હાસ્ય કરતા કહ્યું

'શ્વેતા, કાલથી તારો ભાઈ સુજ્વાનો નોકર બને છે' જલધિએ જાહેરાત કરી

'સુજ્વાનો નહિ, સુજલા ગ્રુપ મીલ્સનો, અને સુજ્વા એનો મદદનીશ બને છે એ પણ જાણી લેજે શ્વેતા'

'મીલમાં ને ઘેર બન્ને ઠેકાણે ને ?'

'એટલે ?' સુજ્વા અને જલધિ બન્ને સાથે પ્રશ્ન કરી ઊઠ્યા

'અરે રે, આટલું પણ નથી સમજી શકતા ! હું એમ કહું છું કે મારે સુજલાબેનને સુજ્વાભાભી કહેવાનું ક્યારથી શરૂ કરવાનું છે ?

'ઓહ ! લુચ્ચી, મોટાભાઈની પણ મશ્કરી ?

'નાની બહેન કરી જ શકે' સુજ્વાએ શ્વેતાનો પક્ષ લીધો અને ખુશમિજાજમાં ત્રણેય જણ જમવા માટે રસોડા તરફ ચાલતા થયા

× × ×

મીલ-મજૂરોનું એક મોટું ટોળું ધસમસતું આફિસ તરફ આવી રહ્યું હતું સુજલા પોતાની કેબિનમાં એકલી બેઠી હતી બાજુના ટેબલ પર એ વારંવાર નજર કરતી, પણ જલધિ આજે કયા કારણે મોડો પડ્યો છે એ એની બાજુનું ખાલી ટેબલ જોઈને એને સમજાતું નહિ પોતાને જ ઘેર રહેતો જલધિ ઘેરથી નીકળ્યાને અડધો કલાક થઈ ગયો છે એમ હમણાં જ ફોનથી સુજલાએ ખબર મેળવેલા સના મહિનાથી ધનરાજ શેઠ તો પક્ષઘાતને લીધે પથારીમાંથી ઊઠી શક્યા જ નથી બધો વહીવટ હોંશે હોંશે ધનરાજ શેઠે જલધિને અને સુજલાને સમજાવીને સોંપી દીધો હતો એમની ખૂબ ઇચ્છા છતાં જલધિ સુજ્વા સાથેના લગ્નનું લંબાવ્યે જ જતો હતો બોલ તો ક્યારના બોલાઈ ગયા હતા પણ ધનરાજ શેઠને પોતાની જાત ઉપર હવે બિલકુલ ભરોસો નહોતો રહ્યો એટલે પોતાની એમની એક પુત્રીને પરણેલી જોવા એ ઉત્સુક હતા એમાં પણ શરૂશરૂમાં અણગમતો જલધિ હવે પોતાનો જમાઈ થવા માટે પૂરો લાયક છે એમ એમને લાગવા માંડ્યું હતું સુજ્વા પોતાનો ઇચ્છાવર મેળવી શકી છે એ વાતે ખુશખુશાલ રહેતી પણ લગ્ન ન કરે ત્યાં સુધી એનો જીવ ઊંચો રહ્યા જ કરતો જલધિ ક્યારે ફરી બેસે એનું કાંઈ ઠેકાણું નહિ

બહારના ઘોંઘાટે સુજ્વા દિવાસ્વપ્નમાંથી જાગ્રત થતી કેબિનમાંથી બહાર નીકળી ઘોંઘાટ કરતું ટોળું




શાંત થયું અને ટોળામાંથી પ્રતિનિધિ ગણાતી એક વ્યક્તિ સુજલા પાસે આવી :

'જલધિભાઈને પાછા બોલાવો.'

આખા ટોળાએ એ જ સૂત્રનો પડઘો પાડ્યો. સુજલા કાંઈ સમજી ન શકી. વધુ પૂછપરછ કરે છે તે પહેલાં તો સડસડાટ કરતી આવેલી મૉટરમાંથી શ્વેતા ઊતરીને દોડતી આવીને સુજલાને વળગી પડી :

'ભાભી, ભાઈ ચાલ્યા ગયા. જલદી તપાસ કરો.'

સુજલા તો સૂનમૂન થઈ ગઈ. મજૂર–ટોળાને શાંત કર્યું. જલધિના ઓચીંતા ગુમ થવાથી પોતે સાવ અજાણ છે એટલું હિંમતથી કહ્યું તો ખરું પણ તરત એ શ્વેતાના ખભા પર માથું ઢાળીને આંસુ સારવા લાગી. ટોળું સહાનુભૂતિ બતાવતું જલધિની શોધખોળ કરવા ત્યાંથી વીખરાયું. સુજલા થોડીક ભાનમાં આવી કે એને શ્વેતાએ મૉટરમાં બેસાડી.

શ્વેતાએ આછી-અધૂરી વાત કહેવાની શરૂઆત કરી. ભાઈએ મૂકેલી ચીઠીના શબ્દો સંભળાવ્યા. 'આત્મશાંતિ માટે જાઉં છું' એટલા જ શબ્દો બોલતી એ ચિઠ્ઠી સુજલાના મનમાં ઉલ્કાપાત મચાવી ગઈ. આત્માની કઈ અશાન્તિએ જલધિને ઘેરી લીધો હશે એ એના મનને કેમેય સમજાયું નહિ.

બધી શોધ નકામી નીવડી. આ બનાવને બીજે જ દિવસે ધનરાજ શેઠના અવસાને પાંચેય મીલોના કામદારોમાં એક વધુ અરેરાટી ફેલાવી દીધી. થોડાક વખતમાં જ પાંચેય મીલોના કામદારોનો પ્રિય બની ગયેલો જલધિ એકાએક અદૃશ્ય થયો અને જૂના શેઠને પણ આમ અચાનક મોતને ભેટવું પડ્યું એ કામદારોને ખૂબ અસહ્ય થઈ પડ્યું.

સુજલાના દુઃખનો પાર નહોતો : શ્વેતાને દુઃખનો પહેલો અનુભવ જ આવો અસહ્ય થયો. બન્ને યુવતીઓ શોકમગ્ન થઈને રહેતી એ કોઈથી જોયું ન જતું.

શ્વેતા ગ્રેજ્યુએટ થઈ ગઈ હતી એટલે આ કરુણ બનાવને ભૂલવા માટે, થોડાક દિવસ પછી એ પણ સુજલા સાથે કામમાં પરોવાઈ. જલધિ માટેની બધી શોધ નિષ્ફળ નીવડી. સાધ્વી જેવી સાત્વિકતાના તેજથી ઓપતી સુજલાની સાથે શ્વેતાનું વૈરાગ્યભર્યું કૌમાર્ય એવું તો દીપવા લાગ્યું કે એ બન્ને યુવતીના યુગલે દરેકનાં મન છતી લીધાં. પાંચેય મીલોની એ 'મોટી બેન' અને 'નાની બેન' મીલોના વહીવટી કામમાં ગળાડૂબ ખૂંચી ગઈ.

સુજલા અને શ્વેતાને કુદરતે ન સોંપેલા સંબંધને બન્નેએ મળીને દીપાવ્યા. જલધિના નામ પર અને એના ધગશવાળા સ્વભાવ પર બન્ને છૂપી શ્રદ્ધાંજલિ આપતી ત્યારે અદૃશ્ય રહીને પણ શુભ ઇચ્છતો જલધિ કોઈક અગોચર ખૂણેથી બન્નેને છૂપું નમન કરી લેતો. વિરક્ત બની બેઠેલા એ જલધિને સંસારી બનાવવાની જાણે ભગવાને જ ભૂલ કરી હતી એમ કોઈ કોઈવાર શ્વેતા બોલી જતી ત્યારે સુજલા પણ પોતાની સ્વાર્થી જીદ માટે અફસોસ કરતી. જલધિ ખરેખર જલધિ જેવો જ અકળ નીકળ્યો : જલધિનું—સાગરનું ઊંડાણ કોઈથી કળી શકાય ખરું ?



# ઊંચે નીચે

ઊંચે ઊંચે અતલ નભમાં તારલાઓ લસે છે;
—નીચે નીચે ઉદધિતલમાં મૌક્તિકો યે હસે છે !

શેખાદમ આબુવાલા





જલધિ હતો અમારે નરોને જોઈતી સહાય મળી રહે એવુ કોઈ દરિદ્ર–સેવાનુ ક્ષેત્ર તારી જાણમા છે ખરુ ?'

'દલીલો કરવામા સ્ત્રીઓ ખૂબ હોશિયાર હોય છે'

'દલીલો તોડી પાડવામા પુરુષોય કયા કમ હોય છે!'

'પણ સ્ત્રી આગળ એ હારી જાય છે'

'બસ મોડી કમૂનાત કરી ચાલ હવે જમી લઈએ શ્વેતા પણ બહાર ગઈ છે તે આવતી જ હોવી જોઈએ'

બન્ને જણ સોફા પરથી ઊભા થવા જાય છે ત્યા જ બારણામા પ્રવેશતી શ્વેતા બોલી ઊઠી 'તમે લોકો બહાર જવાના હતા ને? હજુ અહી જ બેઠા છો? હુ નકામી બહાર ગઈ મને એમ કે તમે જશો પછી મને એકલા ગમશે નહિ એટલે હુ ગયેલી અને તમે તો અહી જ હજુ બેસી રહ્યા છો!'

'થોડી જરૂરી વાત કરવાની હતી અને આ સુજલાની ચર્ચાઓ અને દલીલોએ વાત ખૂબ લબાવી મૂકી એટલે અહીં જ સાજ પડી ગઈ' ટાન્કુ મો ગળી જલધિએ પોતાની બહેનને સતોષવા પ્રયત્ન કર્યો પણ સુજલાએ એ પ્રયત્નને તોડી પાડતા ઉમેર્યુ 'દલીલબાજી મે આદરી જ નહોતી શ્વેતા પણ જાણે છે કે દલીલો—ખોટી દલીલો સુજલાને નહિ પણ જલધિને જ આવડે છે!

'ના, મારા ભાઈ વિષે એવુ હુ ધારુ ખરી?' શ્વેતાએ બનાવટી હાસ્ય કરતા કહ્યુ

'શ્વેતા, કાલથી તારો ભાઈ સુજલાનો નોકર બને છે' જલધિએ જાહેરાત કરી

'સુજલાનો નહિ, સુજલા ગ્રુપ મીલ્સનો, અને સુજલા એનો મદદનીશ બને છે એ પણ જાણી લેજે શ્વેતા'

'મીલમા ને ઘેર બન્ને ઠેકાણે ને?'

'એટલે?' સુજલા અને જલધિ બન્ને સાથે પ્રશ્ન કરી ઊઠ્યા

'અરે રે, આટલુ પણ નથી સમજી શકતા! હુ એમ કહુ છુ કે મારે સુજલાબેનને સુજલાભાભી કહેવાનુ ક્યારથી શરૂ કરવાનુ છે?'

'ઓહ! લુચ્ચી, મોટાભાઈની પણ મશ્કરી?'

'નાની બહેન કરી જ શકે' સુજલાએ શ્વેતાનો પક્ષ લીધો અને ખુશમિજાજમા ત્રણેય જણ જમવા માટે રસોડા તરફ ચાલતા થયા

× × ×

મીલ–મજૂરોનુ એક મોટુ ટોળુ ધસમસતુ આફિસ તરફ આવી રહ્યુ હતુ સુજલા પોતાની કેબિનમા એકલી બેઠી હતી બાજુના ટેબલ પર એ વારવાર નજર કરતી, પણ જલધિ આજે કયા કારણે મોડો પડ્યો છે એ એની બાજુનુ ખાલી ટેબલ જોઈને એને સમજાયુ નહિ પોતાને જ ઘેર રહેતો જલધિ ઘેરથી નીકળ્યાને અડધો કલાક થઈ ગયો છે એમ હમણા જ ફોનથી સુજલાએ ખબર મેળવેલા સવા મહિનાથી ધનરાજ શેઠ તો પક્ષઘાતને લીધે પથારીમાથી ઊઠી શકતા જ નથા બધો વહીવટ હોશે હોશે ધનરાજ શેઠે જલધિને અને સુજલાને સમજાવીને સોંપી દીધો હતો એમની ખૂબ ઇચ્છા હતી જલધિ સુજલા સાથેના લગ્નનુ લબાવ્યે જ જતો હતો બોલ તો ક્યારના બોલાઈ ગયા હતા પણ ધનરાજ શેઠને પોતાની જાત ઉપર હવે બિલકુલ ભરોસો નહોતો રહ્યો એટલે પોતાની એકની એક પુત્રીને પરણેલી જોવા એ ઉત્સુક હતા એમા પણ શરૂશરૂમા અણગમતો જલધિ હવે પોતાનો જમાઈ થવા માટે પૂરા લાયક છે એમ એમને લાગવા માડ્યુ હતુ સુજલા પોતાનો ઇચ્છાવર મેળવી શકી છે એ વાતે ખુશ ખુશાલ રહેતી પણ લગ્ન ન કરે ત્યા સુધી એનો જીવ ઊચો રહ્યા જ કરતો જલધિ ક્યારે ફરી બેસે એનુ કાઈ ઠેકાણુ નહિ

બહારના ઘોંઘાટે સુજલા દિવાસ્વપ્નમાથી જાગ્રત થતી કેબિનમાથી બહાર નીકળી ઘોંઘાટ કરતુ ટોળુ



શાંત થયું અને ટોળામાંથી પ્રતિનિધિ ગણાતી એક વ્યક્તિ સુજલા પાસે આવી :

'જલધિભાઈને પાછા બોલાવો.'

આખા ટોળાએ એ જ સૂત્રનો પડઘો પાડ્યો. સુજલા કાંઈ સમજી ન શકી. વધુ પૂછપરછ કરે છે તે પહેલાં તો સડસડાટ કરતી આવેલી મૉટરમાંથી શ્વેતા ઊતરીને દોડતી આવીને સુજલાને વળગી પડી :

'ભાભી, ભાઈ ચાલ્યા ગયા. જલદી તપાસ કરો.'

સુજલા તો સૂનમૂન થઈ ગઈ. મજૂર-ટોળાને શાંત કર્યું. જલધિના ઓચીંતા ગુમ થવાથી પોતે સાવ અજાણ છે એટલું હિંમતથી કહ્યું. તો ખરું પણ તરત એ શ્વેતાના ખભા પર માથું ઢાળીને આંસુ સારવા લાગી. ટોળું સહાનુભૂતિ બતાવતું જલધિની શોધખોળ કરવા ત્યાંથી વીખરાયું. સુજલા થોડીક ભાનમાં આવી કે એને શ્વેતાએ મૉટરમાં બેસાડી.

શ્વેતાએ આછી-અધૂરી વાત કહેવાની શરૂઆત કરી. ભાઈએ મૂકેલી ચીઠીના શબ્દો સંભળાવ્યા. 'આત્મશાંતિ માટે જાઉં છું' એટલા જ શબ્દો બોલતી એ ચિઠ્ઠી સુજલાના મનમાં ઉલ્કાપાત મચાવી ગઈ. આત્માની કઈ અશાન્તિએ જલધિને ઘેરી લીધો હશે એ એના મનને કેમેય સમજાયું નહિ.

બધી શોધ નકામી નીવડી. આ બનાવને બીજે જ દિવસે ધનરાજ શેઠના અવસાને પાંચેય મીલોના કામદારોમાં એક વધુ અરેરાટી ફેલાવી દીધી. થોડાક વખતમાં જ પાંચેય મીલોના કામદારોનો પ્રિય બની ગયેલો જલધિ એકાએક અદશ્ય થયો અને જૂના શેઠને પણ આમ અચાનક મોતને ભેટવું પડ્યું એ કામદારોને ખૂબ અસહ્ય થઈ પડ્યું.

સુજલાના દુઃખનો પાર નહોતો : શ્વેતાને દુઃખનો પહેલો અનુભવ જ આવો અસહ્ય થયો. બન્ને યુવતીઓ શોકમગ્ન થઈને રહેતી એ કોઈથી જોયું ન જતું.

શ્વેતા ગ્રેજ્યુએટ થઈ ગઈ હતી એટલે આ કરુણ બનાવને ભૂલવા માટે, થોડાક દિવસ પછી એ પણ સુજલા સાથે કામમાં પરોવાઈ. જલધિ માટેની બધી શોધ નિષ્ફળ નીવડી. સાધ્વી જેવી સાત્વિકતાના તેજથી ઓપતી સુજલાની સાથે શ્વેતાનું વૈરાગ્યભર્યું કૌમાર્ય એવું તો દીપવા લાગ્યું કે એ બન્ને યુવતીના યુગલે દરેકનાં મન જીતી લીધાં. પાંચેય મીલોની એ 'મોટી બેન' અને 'નાની બેન' મીલોના વહીવટી કામમાં ગળાડૂબ ખૂંચી ગઈ.

સુજલા અને શ્વેતાને કુદરતે ન સોંપેલા સંબંધને બન્નેએ મળીને દીપાવ્યા. જલધિના નામ પર અને એના ધગશવાળા સ્વભાવ પર બન્ને છૂપી શ્રદ્ધાંજલિ આપતી ત્યારે અદશ્ય રહીને પણ શુભ ઇચ્છતો જલધિ કોઈક અગોચર ખૂણેથી બન્નેને છૂપું નમન કરી લેતો. વિરક્ત બની બેઠેલા એ જલધિને સંસારી બનાવવાની જાણે ભગવાને જ ભૂલ કરી હતી એમ કોઈ કોઈવાર શ્વેતા બોલી જતી ત્યારે સુજલા પણ પોતાની સ્વાર્થી જીદ માટે અફસોસ કરતી. જલધિ ખરેખર જલધિ જેવો જ અકળ નીકળ્યો : જલધિનું—સાગરનું ઊંડાણ કોઈથી કળી શકાય ખરું ?



## ઊંચે નીચે

ઊંચે ઊંચે અતલ નભમાં તારલાઓ હસે છે;
—નીચે નીચે ઉદધિતલમાં મૌક્તિકો યે હસે છે!

શેખાદમ આબુવાલા




છે. એક કૂતરો અજાણ્યા માનવીને જોઈને ભસે છે, પોતાના રક્ષણાર્થે એ એને કરડે પણ છે, એક સસલું કોઈનો પગરવ સાંભળતાંવેંત ઝાડીમાં લપાઈને સંતાઈ જાય છે, એક ગાય પોતાના વાછરડાને જોઈને ભાંભરવા માંડે છે, વાછરડું પાસે આવે એટલે એને પ્રેમપૂર્વક ચાટવા માંડે છે, એક વાંદરી પોતાના બચ્ચાને છાતી સાથે વળગાડીને આમથી તેમ કૂદકા મારે છે, પક્ષીઓ નવસર્જનની પ્રેરણા મજબૂત થાય ત્યારે માળો બાંધે છે, ઇંડાં મૂકે છે. ઇંડા સેવે છે, નાનાં બચ્ચાંઓને ઊડતાં, ખેલતાં શીખવે છે, પોતે ચારો ચાંચમાં ભરી લાવીને બચ્ચાંને ખવડાવે છે—આ બધાં પ્રેરણાત્મક કાર્યો છે. માનવીની ક્રિયાઓ થોડીક વધારે ગુંફિત હોવાથી એમાં પ્રેરણાની સાથે બુદ્ધિ, ઊર્મિ ને ભાવના ભળેલાં હોય છે. બાકી મૂળ પ્રેરણાઓ તો એની એ જ રહે છે; માત્ર એને પ્રકટ કરતાં સાધનો થોડાંક બદલાય છે એટલું જ. આવું બને છે ત્યારે એવું કહેવાય છે કે પ્રેરણાની સાથે બુદ્ધિનો સંયોગ થયો છે જેથી પ્રેરણાની કેટલીક ન્યૂનતા કે અયોગ્યતાની પૂર્તિ થાય છે ને પ્રેરણાને વધુ પ્રબળ બનાવવા માટે એનું ક્ષેત્ર વિસ્તૃત બને છે.

કુદરતની સૌથી મોટી ને ઊંચા પ્રકારની શોધ એટલે માતૃત્વની પ્રેરણા. આંચળવાળાં પ્રાણીઓ એમનાં બચ્ચાંને પ્રેમપૂર્વક દૂધ પાય છે. વળી દૂધ પીવાની પ્રેરણા એવી સાદી ને સરળ છે કે એના આવિર્ભાવ વગર માતાના સ્તનોની દૂધની ગાંઠો સાવ નકામી ગઈ હોત ને માતા બાળક માટેના ત્યાગનો પરચો કઈ રીતે બતાવી શકત ?

આમ છતાં માતૃત્વની પ્રેરણા એકલું દૂધ પાવામાં જ પૂરી નથી થતી. પોતાના બાળકને માટે ગમે તેવું દુઃખ સહેવાની, ત્યાગ કરવાની ને જરૂર પડે ત્યારે પોતાના પ્રાણ પણ આપવાની તૈયારી દરેક માતા કરી રાખે છે. પ્રાણીસૃષ્ટિમાં એવા ઘણા દાખલા નોંધાયા છે જ્યારે પ્રાણીની માદાએ પોતાના બાળકના રક્ષણના અર્થે બલિદાન પણ આપ્યું હોય. તાજેતરમાં જ અમદાવાદમાં એક વાંદરીએ પોતાના બચ્ચાના ગૂમ થવાથી અનશન આદરીને મોતને આવકાર્યું. એવી જ રીતે માતૃત્વની પ્રેરણા સ્ત્રીઓમાં પણ પ્રબળ હોય છે. આવી માતાઓ પોતાનાં બાળકો માટે મરી પડે છે, એમની દેખરેખ માટે રાતદિવસ એક કરે છે, ગરીબ સ્થિતિ હોય તો કોઈનું ઘરકામ કરીને પણ બાળકને સારી રીતે ઉછેરે છે, એને ભણાવે–ગણાવે–પરણાવે છે અને એના રક્ષણાર્થે રણચંડી બનીને દુશ્મનને મારે પણ છે. એક અંગ્રેજ લેખકે એક એવી માતાનું જીવન ચરિત્ર આલેખ્યું છે કે જે મૂગી હતી, એના પર કોઈક બદમાશે અત્યાચાર કરેલો જેને પરિણામે એને ગર્ભ રહેલો. પેલા બદમાશ પ્રત્યે એના મનમાં ખૂબ તિરસ્કાર હતો પણ પોતાના બાળક પ્રત્યે અપાર પ્રેમ. એક વખત પેલા બાળકનો કબજો લેવા પેલો બદમાશ આવી ચડ્યો ત્યારે પેલી ગભરાઈ, પોતે મૂગી હતી આથી મદદ માટે કોઈને બૂમ પાડી શકે એમ નહોતી, અચાનક તેના હાથમાં બંદૂક આવી, જેનો ઉપયોગ પેલી કોમળ હૃદયવાળી સ્ત્રીએ સફળતાપૂર્વક કરીને પેલા બદમાશને ઠાર માર્યો. તાત્પર્ય એટલું જ કે માતૃત્વની પ્રેરણા સ્ત્રીઓમાં ખૂબ પ્રબળ હોય છે ને બાળક માટે એ ગમે તેવા જોખમમાં મૂકાવા તત્પર હોય છે. આવું બને છે ત્યારે બાળકના રક્ષણની પ્રેરણાની સાથે લડાયક પ્રેરણા પણ પ્રબળ બને છે.

બીજી એક પ્રબળ પ્રેરણા જિજ્ઞાસા છે જેણે આજે વિજ્ઞાનને વિકસાવવામાં અનેરો ભાગ ભજવ્યો છે અને જેને પરિણામે માનવી કાંઈ ને કાંઈ નવું શોધતો ને સર્જતો રહ્યો છે. પ્રાણીઓમાં કે પક્ષીઓમાં આ જિજ્ઞાસાવૃત્તિ હોય છે ખરી પણ તે તો માળો બાંધવાની જગ્યા શોધવા પૂરતી કે ખોરાક શોધવા પૂરતી. પ્રાણીઓની જિજ્ઞાસા આટલી બધી મર્યાદિત છે એટલે જ તેમનો વિકાસ અટકી ગયો છે. માનવીની જિજ્ઞાસા હમેશાં પ્રબળ રહી છે જેથી માનવી નવાં





નવાં ક્ષેત્રોમા આગળ વધવાનો જ ગયો છે વિચાર કરો કે આ પ્રેરણા માનવીમા ન હોત તો આજે અઢાર પુરાણ, તત્વજ્ઞાન છ દર્શનો, આત્મા-પરમાત્મા વિશેના જુદાજુદા મતભેદો, વિજ્ઞાનની જુદીજુદી શોધખોળો, મોજશોખ કે જીવન સરળ બનાવવાના સાધનો, દવાઓ, લાંબુ જીવન જીવવાની પદ્ધતિઓ, કુદરતને સર કરવાના સાધનો, સિનેમા, સ્ટીમરો કે એરોપ્લેનો, ટપાલ, તાર કે ટેલિવિઝન વગેરે હયાતીમા હોત ખરા? આજે એક બીજા દેશ સાથે, એક પ્રજા બીજી પ્રજા સાથે આટલી નજીક આવી શકી હોત ખરી?

બીજી પ્રેરણા છે ભૂખની આ પ્રેરણા ન હોત તો પશુ-પંખીની સૃષ્ટિ કે માનવીની સૃષ્ટિ જડવત બની બેસી રહી હોત આજે 'પેટ કરાવે વેઠ' એ સિદ્ધાંતને પૂરવાર કરતા અનેક દૃષ્ટાંતો નજરે ચડે એમ છે એક નાનકડી કીડી પણ વરસાદમા બહાર નીકળાશે નહી એ વિચારે ઉનાળામા પોતાની જરૂરિયાત જેટલો કણસંગ્રહ કરવા મંડી પડે છે એ કઈ પ્રેરણાના આધારે? એવી રીતે એક માનવી પણ સૂરજ ઊગતા વેત પોતાની આજીવિકા પ્રાપ્ત કરવા કાર્યરત બને છે એ પણ ભૂખની પ્રેરણાને જ આભારી છે ને? એક કલ્પના કરો કે ભૂખ જેવી વસ્તુ દુનિયામા અસ્તિત્વ જ ન ધરાવતી હોત તો? તો માનવીના હાથપગ ને મગજ કાટ ખાઈ જાત માનવજીવનની બધી દોડાદોડ ભૂખને આભારી છે એમ કહ્યા વગર છૂટકો છે?

તિરસ્કારની પણ જુદી પ્રેરણા ડૉ મેક્ડુગલ ગણાવે છે જો કે આ પ્રેરણા બીજી બધી પ્રેરણાઓમા ખૂબ સરળ છે માણસમાત્રને જે ગમતુ હોય એ સ્વીકારવાની ને જે ન ગમતુ હોય એને તિરસ્કારવાની જન્મજાત ટેવ માનવીને ગમે છે ને અનેક આવડે હોય છે, બધા પ્રાણીઓને નથી હોતુ આપણને ગમે તેવુ ખાવાની માનવીને ટેવ હોય છે પ્રાણીઓમા પણ આવુ જ હોય છે કોઈએ આપણુ નુકશાન કર્યું હોય અથવા આપણા કપરા સમયે આપણને મદદ ન કરી હોય એવા માણસને આપણે ધિક્કારીએ છીએ હિંસક પ્રાણીઓ આપણને નથી ગમતા, એમને જોતા જ આપણે ડરીએ છીએ, ચિડાઈએ છીએ ને એમને મારીએ છીએ એની પાછળ તિરસ્કારની પ્રેરણાનુ બળ આપણને દોરે છે

સ્વરક્ષણની પ્રેરણા ડાર્વિનના મત પ્રમાણે દરેક નાના-મોટા જીવોમા સરખી પ્રબળ હોય છે વખત-કવખતે સિંહ જેવુ પ્રાણી પણ પગ વચ્ચે પૂછડી લપાવીને ગુફામા સંતાઈ જાય છે જે પ્રાણીઓ માનવીથી ખૂબ ડરતા હોય છે એનો જ શિકાર માનવી કરે છે અને નવાઈની વાત એ છે કે એવા પ્રાણીઓ ખૂબ લાગણીવશ હોય છે ને બચવાની વૃત્તિ પણ એમની જ પ્રબળ હોય છે હરણ, સસલા, ઊંદરો ને બેગ આવા પ્રાણીઓ છે વળી સ્વરક્ષણની સાથે સાથે ભયની પ્રેરણા ગાઢ રીતે સંકળાઈ જાય છે એ પણ આપણે ન ભૂલવુ જોઈએ બાળક ગભરાય એટલે માતાની છાતીમા જ શરણુ શોધે છે ને પ્રાણી કે પંખી ડરે એટલે એ ગુફામા કે માળામા ઘૂમે છે, જે પ્રાણીઓ સમૂહમા રહેવા ટેવાયેલા હોય છે એમને એકલા રહેવામા પણ ભય રહે છે, આથી ભયજનક પરિસ્થિતિ ઊભી થતાવેંત એ ટોળામા ભરાઈ જવાનુ વધુ પસંદ કરતા હોય છે

ટોળાવૃત્તિ એ પ્રાણી-જીવનની એક મહત્વની પ્રેરણા છે પ્રાણીઓ એક સાથે ચરે છે રમે છે, ઝઘડે છે ને ટોળામા જ રહે છે તેઓ એકસાથે રહીને સ્વરક્ષણાર્થે હુમલા કરે છે, બચાવ કરે છે ને ભયમા મુકાય ત્યારે ચીસો પણ પાડે છે ડૉ. મેક્ડુગલ ટોળાવૃત્તિને સામાજિક વૃત્તિ તરીકે ઓળખાવે છે ને માનવીને સામાજિક પ્રાણી તરીકે ઓળખાવે છે માનવીની પરમાર્થિક વૃત્તિ આ સામાજિક પ્રેરણાનુ જ એક અંગ છે આપણી શાળાઓ, મંદિરો, પાઠશાળાઓ, સામાજિક મિલનગૃહો, ક્લબો, ટ્રેનો, સ્ટીમરો, ને એરોપ્લેનોમા માનવી




પોતાની આજુબાજુના સમાજ સાથે કેવી અજબ રીતે બંધબેસે એમ ગોઠવાઈ- જાય છે! ત્યાં એ વર્ણ કે જાતિની ચિંતા નથી કરતો. પોતે માનવી છે ને સામો માણસ પણ માનવી છે એ વિચાર જ એના મનમાં પ્રાધાન્ય ભોગવે છે.

માનવી કદીય એકલો નથી રહી શકતો એનું સબળ દૃષ્ટાંત 'રોબીન્સન ક્રૂઝો' પૂરું પાડે છે. માણસ જ્યાં જાય ત્યાં પોતાનો સમાજ જોડે લઈને જાય છે એટલું નક્કી છે. પછી ભલે એ સમાજ માનવી- ઓનો ન હોય અને પ્રાણીઓનો કે પંખીઓનો હોય. રોબીન્સન ક્રૂઝો એનું વહાણ તૂટી જવાથી એકલો પડયો ને નિર્જન ટાપુ પર એને અકળામણ થવા લાગી ત્યારે એણે ત્યાંના પંખીઓ સાથે, પ્રાણીઓ સાથે દોસ્તી બાંધી. આપણા ઋષિમુનિઓ પણ માનવીની વસ્તીથી દૂર રહેતા અને પશુ-પંખીઓ સાથે કેટલા હળી જતા એ તો વાલ્મિકીનું રામાયણ કે કાળિદાસનું અભિજ્ઞાન શાકુંતલ વાંચીએ ત્યારે ખબર પડે. આમ સમુહવૃત્તિ એ પણ જન્મજાત પ્રેરણા છે, માણસ કુટુંબ રચે છે, સમાજ રચે છે; અનેક સમાજો મળીને એક રાજ્ય રચાય છે; અનેક રાજ્યો મળીને એક રાષ્ટ્રસંઘની રચના થાય છે. આખાય 'વિશ્વનું તંત્ર એકધારૂં ચાલે છે એની પાછળ માનવીની સમૂહવૃત્તિ સિવાય બીજું શું છે?

બીજાથી કાંઈક જુદાં છીએ, કાંઈક ઊંચાં છીએ એવી વૃત્તિ એટલે અસ્મિતા. બીજાનું ધ્યાન આપણા પ્રત્યે દોરાય એવી ઇચ્છા એટલે પણ અસ્મિતા. માનવીએ પોતાના બુધ્ધિ-બળવડે પ્રાણીસૃષ્ટિ, પંખીસૃષ્ટિ અને કુદરતને જીતી અને પોતાની અસ્મિતાને સંતોષી. આજે માનવી પોતે દુનિયામાંનું શ્રેષ્ઠ સર્જન છે એમ માનતો થયો છે, કાળા માથાનો માનવી શું ન કરી શકે એમ કહેતો થયો છે, દુનિયામાં ઘણું બધું અવનવું નવાઈ પમાડે એવું કરતો થયો છે એનું કારણ આ અસ્મિતાની પ્રેરણા જ છે. સૌને ઊંચે ચડવું ગમે છે, પડવું નથી ગમતું. એ પણ શા કારણે? માત્ર અસ્મિતાને, પોતાના અહંને વળગી રહેવાને કારણે જ ને?

ભૂખ ને ઊંઘ જેટલી જ જોરદાર એક પ્રેરણા જાતીય પ્રેરણા છે. આ પ્રેરણાના બળે પશુપંખી તેમજ માનવીના વંશજો દુનિયામાં 'યત્રતત્રસર્વત્ર' અસ્તિત્વ ધરાવે છે. આ પ્રેરણાનું ધ્યેય બહુ ઊંચું છે. આ પ્રેરણાને લીધે વિજાતીય જીવો એકબીજા પ્રત્યે આકર્ષાય છે, નવું સર્જન કરે છે ને દુનિયાને જીવાડે છે. ડૉ. ફ્રૉઈડ જેવા પ્રખ્યાત મનોવિશ્લેષકે તો છાતી ઠોકીને એવું જાહેર કરી દીધું છે કે નાનામાં નાનું બાળક પણ જાતીય રીતે જાગૃત હોય છે ને પુખ્તાવસ્થા પહેલાં એની જાતીય વૃત્તિ પ્રબળ હોય છે, જે એની રમતમાં કે માતા સાથેના વર્તનમાં સ્પષ્ટ દેખાય છે.

દુનિયાના મોટા વર્ગના માનવીઓને સંગ્રહ કરવાની ટેવ હોય છે. કીડી કણ સંગ્રહ કરે છે, પક્ષીઓ ઘાસનાં તણખલાં, રૂ, વાળ વગેરે સંગ્રહે છે, કૂતરાંઓ રેતી નીચે હાડકાં દાટીને હાડકાં સંગ્રહે છે, વાઘ એની બોડમાં મરેલાં મડદાં સંગ્રહે છે અને માનવી પોતાને ગમતી બધી જ વસ્તુઓ ભેગી કરે છે. નાનાં બાળકોનો ખજાનો તપાસીએ તો પત્તાં, ટિકિટો, દીવાસળીની છાપો, કોડીઓ, દેશવિદેશના સિક્કાઓ, નેતાઓના કે સિનેમાના એક્ટરોના ફોટાઓ એવું બધું જડે ખરૂં. આથી જ ડૉ. મેકડુગલે આવું બધું ભેગું કરવાની વૃત્તિને એક જુદી પ્રેરણા તરીકે ગણાવી છે. એને એ સંગ્રહાત્મક પ્રેરણાનું નામ આપે છે.

રચનાત્મક સર્જન કરવાની પણ પ્રેરણા છે. કરોળિયો જાળાં બાંધે છે, જીવજંતુઓ દર કરે છે, પક્ષીઓ માળા બાંધે છે, માનવી ઘરબાર રચે છે, નાનું બાળક પત્તાંનો મહેલ બનાવે છે, આવું બધું જોઈએ ત્યારે એમ માનવું જ પડે છે કે માનવી સર્જનાત્મક પ્રવૃત્તિને વરેલું પ્રાણી છે. એને નવરા બેસી રહેવું ગમતું નથી. કલ્પના ને વાસ્તવિક

# બ્રહ્માનંદ

શિવકુમાર જોષી

જ્ઞાનમાર્ગમાં માણસ પોતાની વાસનાને ઊર્ધ્વગામી બનાવે એ ઉપદેશ આપનાર પોતે પણ વૃત્તિઓ અને વાસનાથી કેવા નીચે પટકાઈ પડે છે એ તો આ વાર્તાના ફિલસૂફ નાયક જ બતાવી આપે છે. આપણા રોજના સમાજમાં આવા દંભને ખુલ્લા પાડનાર પણ કોઈક નીકળી આવે છે એ આ આખી વાર્તાની ક્રમબદ્ધતા બતાવી આપે છે.

રોહિતબાબુ અમારા પડોશી હતા. કલકત્તા યુનિવર્સિટિમાંથી અંગ્રેજી અને તત્ત્વજ્ઞાનના વિષયો સાથે ઊંચા વર્ગમાં એમ. એ. ની ઉપાધિ એમણે મેળવેલી. નીચા સ્વરે ગળું ઘૂંટીને ઘેરા અવાજે જ્યારે કાન્ટ અને રાધાકૃષ્ણનનાં લખાણોની ચર્ચા કરતા અગર તો મિલ્ટન કે ટેનીસનની ગૂઢાર્થ કવિતાનો મર્મ સમજાવતા ત્યારે એમની વિદ્વત્તા માટે માન ઉપજતું.

શરીરે બાંધી દડીના, કાંઈક સ્થૂળ પણ કહી શકાય તેવા, વાને ઠીક ઠીક શ્યામ—બંગાળીઓમાં જેને 'આશીતબરન' કહે છે તે કરતાં પણ વિશેષ—ગોળ મોટું માથું, આછા વાળમાંથી ડોકિયાં કરતી ટાલ અને છ આંગળનું કપાળ વધુ પડતી જગ્યા રોકી લેતું હતું છતાં એમને કદરૂપા કહેવાની ધૃષ્ટતા થઈ શકે તેમ ન હતું, એમની વિદ્વતા એમના વિશાળ ભાલ પ્રદેશ ઉપર ઝળકારા મારતી જણાતી. એમનો ચહેરો આકર્ષક ન કહેવાય તેવો હતો છતાં એમનું વ્યક્તિત્વ માન ઉપજાવે તેવું હતું જ. એમની ચાલમાં સ્થિરતા હતી, વાણીમાં છટા હતી, આંખોમાં અજબનું ઊંડાણ હતું. કંઈ નહિ તો મને આવું બધું દેખાતું અને તેથી મારે એમની સાથે ખૂબ સારું બેસી ગયું હતું.

રામકૃષ્ણ મિશનની પ્રવૃત્તિઓની એ હોંશે હોંશે વાતો કરતા. મને પણ એમાં રસ લેતો એમણે કર્યો. સ્વામી વિવેકાનંદને ઉત્પન્ન કરીને બંગાળે માત્ર હિંદને જ નહિ પણ સમગ્ર માનવજાતને ઉત્તમમાં ઉત્તમ સાધુપુરુષની ભેટ ધરી છે એ વાત તે અભિમાનથી કહેતા. ઓજસપૂર્ણ શૌર્યવંતો ધર્મવેગ જ ભારતના પ્રશ્નોનો ઉકેલ આણશે એમ એ દૃઢતાપૂર્વક મનાવવા મથતા.

મારા એક બીજા સંબંધી હરજીવનદાસ તન્નાની મોટી દીકરી ઇન્ટરમાં સારા ગુણ મેળવી ઉત્તીર્ણ થઈ અને એણે બી. એ. માં તત્ત્વજ્ઞાન મુખ્ય વિષય તરીકે લેવાનું નક્કી કર્યું. તત્ત્વજ્ઞાન અને અંગ્રેજી માટે યોગ્ય શિક્ષકની તેઓ શોધમાં હતા ત્યારે મેં રોહિતબાબુનું નામ સૂચવ્યું. એમની સાથેની વાતચીત પછી શ્રી તન્ના અને સુવર્ણાએ એમને શિક્ષક તરીકે રોકી લીધા.

શિક્ષકનો વ્યવસાય આમ એમને માફક આવતો ન હતો, અને એટલા માટે તો બંગાળને ખૂણે ખૂણે ફેલાયેલી કેટલીયે કૉલેજોમાંથી એમનું એમ. એ. નું પરિણામ જણાયા પછી તુરત પ્રોફેસરની જગ્યા માટે એમની માગણી થયેલી પણ એ એમણે નકારેલી. તેને બદલે કલકત્તા કૉર્પોરેશનમાં સેનેટરી ડીપાર્ટમેન્ટના વાહનખાતાના મદદનીશ મંત્રી તરીકે એ જોડાયા. પણ પગારનું ટૂંકું ધોરણ તેથી ગામડા ગામ કન્થાઈમાં વૃદ્ધ માતા સાથે રહીને અભ્યાસ કરતા બે ભાઈના ખર્ચની જોગવાઈ થાય તે માટે ખાનગી ટ્યુશનો પણ રાખતા.

રોહિતબાબુની ભણાવવાની રીત અને ઊંડી વિદ્વત્તાએ સુવર્ણા ઉપર ખૂબ સારી છાપ પાડી. અભ્યાસ માટેનો મુકરર સમય આમ તો રોજનો એક કલાકનો હતો પણ જ્યારે યુરોપીય ફિલસૂફોના જુદા જુદા સિદ્ધાંતોની છણાવટ કે બર્ટ્રાન્ડ રસેલના આધુનિક વિચારોનું ખંડન કરવામાં કે રાધાકૃષ્ણને જણાવેલી ભારતીય તત્ત્વજ્ઞાનની વાતોની સમજૂતીમાં પોતાની શિષ્યાને ઊંડે ઊંડે ખેંચી જતા ત્યારે એમને સમયનું ભાન ન રહેતું અને ઘણીવાર ઑફિસે સમયસર પહોંચવા માટે એમને ટ્યુશન ઉપરથી સીધા કૉર્પોરેશન જવા ટ્રામ પકડવી પડતી.



હોત તો એનું જીવન ધન્ય બનત એમ એમણે ત્યાર પછીની વાતચીતમાં ઉમેર્યું અને અવિવેક ન જણાય તેટલો સ્પષ્ટ નિસાસો પણ મને સંભળાયો. ત્યારે મને ખબર ન હતી કે......પણ એનાં કરતાં તો મને જે કાંઈ ખબર પડી તેની જ વાત કરું.

સૌથી નાનાં ભાઈ-બેનને કલકત્તા અભ્યાસ માટે લાવ્યા સિવાય છુટકો ન હતો. આખીયે મિદનાપુર ડિસ્ટ્રીક્ટમાં કારમા દુકાળનો પંજો ફેલાયો હતો. વૃદ્ધ મા ત્યાંના વાતાવરણથી ત્રાસી ગયાં હતાં અને હવે તો રોહિતબાબુ પણ મદદનીશમાંથી સેનેટરી વાહન વ્યવહાર ખાતાના મુખ્ય સેક્રેટરી બન્યા હતા. યુદ્ધને કારણે સરકારે પણ નવાં નવાં ખાતાં ઊઘાડ્યાં હતાં, તેવા એક ખાતામાં પોતાના વચલા ભાઈને—જે તાજો મેટ્રિક પાસ થયો હતો—નોકરીએ વળગાડી દીધો હતો. પગાર પણ ઠીક ઠીક મળતો હતો એટલે બન્ને ભાઈઓની કમાણીને લીધે કુટુંબનો આર્થિક પ્રશ્ન કાંઈક સરળ બન્યો હતો. ચારે જણનો સમાવેશ થઈ શકે તે માટે એમનો એક ઓરડાનો આવાસ છોડીને મારાથી દૂર દક્ષિણ કલકત્તામાં એક ત્રણ ઓરડાનો બ્લોક એમણે ભાડે રાખી લીધો. એ રીતે એ દૂર ચાલ્યા ગયા અને અમારે મળવાનું ઘણું ઓછું થઈ ગયું. અવારનવાર ક્યાંક ભેગા થઈ જતા ત્યારે એક બીજાની ખબર અંતર પૂછી હસી ખુશીને છૂટા પડતા.

દોઢેક વર્ષ પછી કોર્પોરેશન તરફથી ઊભી કરવામાં આવેલી એક મુશ્કેલીમાંથી રસ્તો શોધવામાં મદદ લેવા માટે એક દિવસ વહેલી સવારે એમને ત્યાં હું પહોંચી ગયો. બેઠકના ઓરડાની બાજુમાં જ એમનું 'સ્નાનઘર' હતું. એ નાહીને બહાર આવે તેની રાહ જોતો હું સવારનું છાપું ઉથલાવતો બેઠો હતો એવામાં મારે કાને વિચિત્ર રીતે ગવાતા સંસ્કૃત શ્લોક સંભળાયા. એમના માટે અસામાન્ય ગણાય એવા ઉત્સાહથી સ્નાન કરતાં કરતાં રોહિતબાબુ શ્લોકો ગાઈ રહ્યા હતા. 'અદ્યાપિ તાં કનક ચંપક દામ ગૌરીં ફુલ્લાર-વિંદવદનાં તનુરોમરાજિમ્. ......સુપ્તોત્થિતાં મદન વિહ્વલસાલસાંગિમ્'......આશ્ચર્ય ચકિત થઈને હું તો સાંભળતો જ રહ્યો અને એમણે શ્લોક પૂરો કર્યો, 'વિદ્યાં પ્રમાદગલિતાંમિવ ચિન્તયામિ' મારું આશ્ચર્ય કાંઈક વિરમે ત્યાં તો મેઘદૂતનો પેલો પ્રખ્યાત શ્લોક સંભળાયો...'તન્વી શ્યામા શિખરીદશના પક્વબિમ્બાધરોષ્ઠી'...... અરે! અરે! આ શું કહેવાય? એકવાર તો થયું કે આ રોહિતબાબુ નહિ હોય. કદાચ બીજું કોઈ ગાતું હશે. ક્ષણ માટે જ શંકા ગઈ. પણ એમનો ગંભીર મેઘનાદ સમો અવાજ કાંઈ ઓછો જ દગો દે? અને થોડી જ વારમાં ઓરડીની બહાર એ પોતે જ નીકળ્યા એટલે શંકા તો નિર્મૂળ થઈ જ.

એક તરફ માથા ઉપર પોતાનો વિસ્તાર વધારતી ટાલ અને બીજી તરફ પેટ છાતી અને હાથ પગ ઉપર જામેલા વાળના ઝૂંડ તરફ મારી દૃષ્ટિ પડે તે પહેલાં તો એમનું અટ્ટહાસ્ય સંભળાયું. આવું એમનું હાસ્ય મેં ભાગ્યે જ સાંભળ્યું હશે. પહેલેથી જ એમના આગળનાં બે દાંત વચ્ચે જગ્યા તો હતી જ પણ આજે જાણે મને એ બે દાંત વચ્ચેનું અંતર કાંઈક વધ્યું હોય તેમ લાગ્યું. મને કંઈક આશ્ચર્યમુગ્ધ જોઈને પાસે આવીને મારો ખભો હલાવી નાખતાં બોલ્યા, 'ઘણે દિવસે છોટોદા! સારું થયું આવ્યા તે, કેટલી બધી વાતો કરવાની ચઢી ગઈ છે. ખબર છે!' મારે પણ ઠીક ઠીક પ્રમાણમાં વાતો કરવાની એકઠી થઈ છે એમ હું કહેવા જતો હતો ત્યાં ધોતી વીંટાળતા વીંટાળતા જ એક પુસ્તક તરફ નિર્દેશ કરીને પૂછ્યું: 'બોલો તો આ કયું પુસ્તક હશે?' યોગવશિષ્ઠ કે બ્રહ્મસૂત્ર કે પછી શંકરાચાર્યની ટીકા સાથેનું ઈશાવાસ્યોપનિષદ જેવાં પુસ્તકો એમને ત્યાં જોવા ટેવાયેલો હું આજે મેઘદૂત ઋતુસંહાર અને પદ્માવતી ચરણ ચક્રવર્તી જયદેવ પ્રણિત ગીત ગોવિંદ જેવાં સંસ્કૃત સાહિત્યના શૃંગાર રસ પ્રધાન પુસ્તકો જોઈને દિગ થઈ ગયો. મેં પૂછ્યું:

'આ બધું શું ધાર્યું છે રોહિતદા?'




તે સાંજે કર્ઝન પાર્કમાં જઈને અમે બેઠા. પશ્ચિમનું આકાશ અસ્ત પામતા સૂર્યનાં આછાં રાતા પ્રકાશથી છવાઈ ગયું હતું. ખુલ્લું મેદાન વીંધીને દક્ષિણનો પવન આછો આછો વાતો હતો. રોહિતબાબુએ ખૂબ ઉમળકાથી મને એમની બાજુએ બેસાડ્યો. કેટલીયે ક્ષણો નીરવતામાં પસાર થઈ ગઈ. ધીરે ધીરે આકાશનો રતુમડો રંગ નીલવર્ણમાં બદલાયે જતો હતો. અંધારૂં થયું ને ખુલ્લા આકાશમાં એક પછી એક નક્ષત્રો પ્રગટવા લાગ્યા. આસ્તે આસ્તે રોહિતબાબુએ વાત ઉપાડી:

'વિભૂતિભૂષણની 'નીલાંગૂરીય' વાંચી છે કે?' એમણે પૂછ્યું, મેં ના કહી. 'તો તમે એકવાર વાંચી જજો, વાંચવા જેવી છે.' પછી બહુ વિસ્તારથી એમણે મને આખી વાત સંભળાવી. તેનો ટૂંક સાર એ હતો કે એક પૈસાપાત્ર બેરિસ્ટરની નાની પુત્રીને ભણાવવા માટે ઘરઆંગણે જ સામાન્ય વર્ગના પણ વિદ્વાન ભાવનાશીલ યુવાનને શિક્ષક તરીકે રોકવામાં આવ્યો હતો. એ બહુશ્રુત શિક્ષક કેવી રીતે મોટી બ્હેન મીરાં સાથે પ્રેમમાં પડ્યો અને ભિન્ન વર્ગની એ બે વ્યક્તિઓનાં જીવનનું પછી શું થયું એની બધી વાત કહી. વાત પૂરી કર્યા પછી એમણે ફરીથી એક ઘેરો નિશ્વાસ છોડ્યો. મારાથી સહાનુભૂતિપૂર્વક આપોઆપ પુછાઈ ગયું: 'પેલી વાર્તાના નાયક જેવી તો તમારી સ્થિતિ નથી ને? શૈલેનબાબુને પણ એ કન્યાઓ છે કે શું?'

માથું ઊંચુ કરીને આકાશ સામે જોઈને એમણે હકારમાં માથું હલાવ્યુ. અને બોલ્યા, 'બેરિસ્ટરની મીરાં તો શ્યામ હતી પણ ડૉ. શૈલેનબાબુની મલયા તો સ્વરૂપવતી ને તેજસ્વી છે. પણ મીરાં જેવો દંભી કે કડક સ્વભાવ એનો નથી. ઋજુ સાલસ—'

'તો તો સારૂં ને?' મેં ટહુકો કર્યો.

'શું ધૂળ સારૂં?'

'કેમ શૈલેનબાબુની સંમતિ નથી?'

'ત્યાં સુધી વાત પહોંચી નથી.'

'મલયાને કહો તો?' મેં રસ્તો સૂઝાડ્યો.

'મલયાને?'

'હાસ્તો.'

'પણ એને એવી વાત કરાય કઈ રીતે?'

'જેવી રીતે બીજી બધી વાતો કરતા હો તે રીતે'.

'બીજી બધી વાતો?...ના, ના, હજી એની સાથે આ સંબંધી ઊંડાણથી કોઈ જાતની છણાવટ કરી નથી......'એમની બધી વાતચીત ઉપરથી મને સમજાયું કે મલયા ૨૩–૨૪ વર્ષની ખૂબ ચબરાક અને રૂપવતી યુવતી હતી. રોહિતબાબુનું માનવું હતું કે એમની એના પ્રત્યેની લાગણી વ્યક્ત થાય એવો વ્યવહાર તો એમનો હતો જ; એની નાની મોટી ક્રિયાઓની, એના સંગીત નૃત્ય અને સાહિત્યના શોખની એ મુક્તકંઠે પ્રશંસા કરતા અને એની હાજરીમાં એ પોતાનો મનોભાવ અનેક પ્રયત્નો છતાં છૂપાવી શક્યા ન હતા. ખરેખર એ વસ્તુ સામે એને વાંધો હોય તો રોહિતબાબુને એણે ક્યારનાયે વાર્યા હોત પણ એમની વાતોમાં તો એ ઊંડો રસ લેતી. એમ છતાં સ્પષ્ટપણે પોતાનો મનોભાવ હજી સુધી એમણે વ્યક્ત કર્યો ન હતો.

એ બન્ને વચ્ચેનું અંતર! સ્વરૂપનું અંતર! સામાજિક અને આર્થિક પરિસ્થિતિનું અંતર! આ બધું શું રોહિતબાબુ જેવા વિદ્વાન સમજુ મોટી ઉંમરના પુરૂષને કળાયું નહિ હોય, કે પછી સ્નેહ આંધળો છે એ વાત અહીં પણ સાચી? વળી મને થયું કે તો પછી એમની પેલી તત્વજ્ઞાનની વાતોનું શું સમજવું?......મેં ઘણું બધું પૂછી લેવાનો વિચાર કર્યો પણ એમના મુખ સામે જોઈને અટકી ગયો.

કોઈ મધુર સ્વપ્ન નીહાળતા હોય તેમ પશ્ચિમની ક્ષિતિજ ઉપર પ્રગટેલી ચંદ્રની બીજરેખા તરફ ભાવુક નજરે એ જોઈ રહ્યા હતા. મુખ ઉપર આનં-




તે સાંજે કર્ઝન પાર્કમાં જઈને અમે બેઠા. પશ્ચિમનું આકાશ અસ્ત પામતા સૂર્યનાં આછાં રાતા પ્રકાશથી છવાઈ ગયું હતું. ખુલ્લું મેદાન વીંધીને દક્ષિણનો પવન આછો આછો વાતો હતો. રોહિતબાબુએ ખૂબ ઉમળકાથી મને એમની બાજુએ બેસાડયો. કેટલીયે ક્ષણો નીરવતામાં પસાર થઈ ગઈ. ધીરે ધીરે આકાશનો રતુમડો રંગ નીલવર્ણમાં બદલાયે જતો હતો. અંધારૂં થયું ને ખુલ્લા આકાશમાં એક પછી એક નક્ષત્રો પ્રગટવા લાગ્યા. આસ્તે આસ્તે રોહિતબાબુએ વાત ઉપાડી :

'વિભૂતિભૂષણની 'નીલાંગૂરીય' વાંચી છે કે?' એમણે પૂછયું, મેં ના કહી. 'તો તમે એકવાર વાંચી જજો, વાંચવા જેવી છે.' પછી બહુ વિસ્તારથી એમણે મને આખી વાત સંભળાવી. તેનો ટૂંક સાર એ હતો કે એક પૈસાપાત્ર બેરિસ્ટરની નાની પુત્રીને ભણાવવા માટે ઘરઆંગણે જ સામાન્ય વર્ગના પણ વિદ્વાન ભાવનાશીલ યુવાનને શિક્ષક તરીકે રોકવામાં આવ્યો હતો. એ બહુશ્રુત શિક્ષક કેવી રીતે મોટી બહેન મીરાં સાથે પ્રેમમાં પડયો અને ભિન્ન વર્ગની એ બે વ્યક્તિઓનાં જીવનનું પછી શું થયું એની બધી વાત કહી. વાત પૂરી કર્યા પછી એમણે ફરીથી એક ઘેરો નિશ્વાસ છોડયો. મારાથી સહાનુભૂતિપૂર્વક આપોઆપ પુછાઈ ગયું : 'પેલી વાર્તાના નાયક જેવી તો તમારી સ્થિતિ નથી ને? શૈલેનબાબુને પણ બે કન્યાઓ છે કે શું?'

માથું ઊંચું કરીને આકાશ સામે જોઈને એમણે હકારમાં માથું હલાવ્યું. અને બોલ્યા, 'બેરિસ્ટરની મીરાં તો શ્યામ હતી પણ ડૉ. શૈલેનબાબુની મલયા તો સ્વરૂપવતી ને તેજસ્વી છે. પણ મીરાં જેવો દંભી કે કડક સ્વભાવ એનો નથી. ઋજુ સાલસ—'

'તો તો સારૂં ને?' મેં ટહુકો કર્યો.

'શું ધૂળ સારૂં?'

'કેમ શૈલેનબાબુની સંમતિ નથી?'

'ત્યાં સુધી વાત પહોંચી નથી.'

'મલયાને કહો તો?' મેં રસ્તો સૂઝાડયો.

'મલયાને?'

'હાસ્તો.'

'પણ એને એવી વાત કરાય કઈ રીતે?'

'જેવી રીતે બીજી બધી વાતો કરતા હો તે રીતે'.

'બીજી બધી વાતો?...ના, ના, હજી એની સાથે આ સંબંધી ઊંડાણથી કોઈ જાતની છણાવટ કરી નથી......'એમની બધી વાતચીત ઉપરથી મને સમજાયું કે મલયા ૨૩–૨૪ વર્ષની ખૂબ ચબરાક અને રૂપવતી યુવતી હતી. રોહિતબાબુનું માનવું હતું કે એમની એના પ્રત્યેની લાગણી વ્યક્ત થાય એવો વ્યવહાર તો એમનો હતો જ; એની નાની મોટી ક્રિયાઓની, એના સંગીત નૃત્ય અને સાહિત્યના શોખની એ મુક્તકંઠે પ્રશંસા કરતા અને એની હાજરીમાં એ પોતાનો મનોભાવ અનેક પ્રયત્નો છતાં છુપાવી શકયા ન હતા. ખરેખર એ વસ્તુ સામે એને વાંધો હોય તો રોહિતબાબુને એણે કયારનાયે વાર્યા હોત પણ એમની વાતોમાં તો એ ઊંડો રસ લેતી. એમ છતાં સ્પષ્ટપણે પોતાનો મનોભાવ હજી સુધી એમણે વ્યક્ત કર્યો ન હતો.

એ બન્ને વચ્ચેનું અંતર! સ્વરૂપનું અંતર! સામાજિક અને આર્થિક પરિસ્થિતિનું અંતર! આ બધું શું રોહિતબાબુ જેવા વિદ્વાન સમજુ મોટી ઉંમરના પુરુષને કળાયું નહિ હોય, કે પછી સ્નેહ આંધળો છે એ વાત અહીં પણ સાચી? વળી મને થયું કે તો પછી એમની પેલી તત્વજ્ઞાનની વાતોનું શું સમજવું?......મેં ઘણું બધું પૂછી લેવાનો વિચાર કર્યો પણ એમના મુખ સામે જોઈને અટકી ગયો.

કોઈ મધુર સ્વપ્ન નીહાળતા હોય તેમ પશ્ચિમની ક્ષિતિજ ઉપર પ્રગટેલી ચંદ્રની બીજરેખા તરફ ભાવુક નજરે એ જોઈ રહ્યા હતા. મુખ ઉપર આનં-





દની સુરખી છાઈ રહી હતી, એવામા એમના હોઠ સહેજ ફફડયા, 'મનયા! મનયા! હુ તને કેટલો ચાહુ છુ એની જો તને ખબર હોત તો'—જુવાન કોનેટ્ઝનના મુખમા ગોમે એવા અર્ધસ્વપ્નવસ્થામા જાણે એ શબ્દો બોલતા હતા 'ઓ ચકકના! મારા હૈયાના ગૂઢતમ ભાવો એને તુ સમજતી રાકીશ?' —મારી હાજરીનો ખ્યાલ પણ એ ભૂલી ગયા જણાતા હતા થોડીવાર પછી દક્ષિણ દિશા તરફ મુખ ફેરવીને ઊંડો શ્વાસ લેતા એ બોલી ઊઠ્યા, 'વહ વહ વાયો, તા, સ્પૃશ્યા મા સ્પૃશ, વહ વહ વાયો ' અને સાથેસાથ દક્ષિણનો વાયુ કઈ મજુલ સદેશ વહી લાવ્યો હોય અને તેથી એમની હૃદવીણાના તાર ઝણ ઝણી ઊઠતા હોય તેમ ગદ્ગદ્ અવાજે એ બોલી ઊઠ્યા, 'સાચુ કહુ છુ ડૉટાદા, મનયાને મારા અણુએ અણુથી ચાહુ છુ, એને હુ આદર કરુ છુ, જે નિશ્ચયતાથી એ બોલતા હતા તે પરથી એમની વાતનો અવિશ્વાસ કરવાનુ મારે કારણ ન હતુ

એ વાતને મે એક મહિના વીત્યા હશે એક રાતે હુ સુવા જતો હતો ને જોરથી કોઈએ બારણુ ખખ ડાવ્યુ આટલી મોડી રાતે મારે ત્યા કોઈ ન આવે છતા બારણુ ખખડયુ એટલે આશક હૃદયે મે ખોલ્યુ તો રોહિતબાબુ! એમના મુખ સામે જોતા જ મને તો ફાળ પડી, ખરેખર કાઈ હોનારત બની ગઈ હોય તેમ લાગ્યુ એમને હુ બેઠક-ખડમા લઈ આવ્યો ધબ્બ દઈને માથે હાથ મૂકીને એ બેસી ગયા 'શુ થયુ?' એવા મારા પ્રશ્નના જવાબમા કાઈપણ બોલ્યા સિવાય માત્ર હાથમા એક એક્ટ પત્રિકા મૂકી દીધુ

Dr Shailendra Nath Seal and Shrimati Rani Seal request the pleasure of વચતા વાચતા મારી જ આખ અધારા આવી ગયા તો પછી રોહિતબાબુની તો એ વાચીને શી દશા થઈ હશે? ફ્રાઝિલે ટનન્ટ શ્રી સુતામનદાસ ગુપ્તા, મ્યુઝિમ ગય આઈસ અક્ષય ચન્દ્રદાસગુપ્તાના પુત્ર સાથે તેમની જ્યેષ્ઠ કન્યા મનયાના લગ્ન નિર્ધાર્યા હતા અને તે પ્રસગે મિત્રો સાથે રોહિતબાબુને હાજર રહેવા આમત્રણ હતુ! બિચારા રોહિતબાબુ! એમના ઉપર તો જાણે વીજળી પડી

મે એમને આશ્વાસન આપવા પ્રયત્ન કર્યો એમનુ એક જ રટણ હતુ, 'એણે મારા દિલને ઠોકરે કેમ માર્યુ? મારી વિદ્યા, મારા સસ્કાર, મારી ભાવના, મારા આદર્શો બધુ જ મે એને અર્પણ કર્યુ હતુ પ્રફુલ્લિત ચિત્તે મારી આવી બધી વાતો એણે સાભળી તે શુ આમ છેહ દેવા?'

વાત એમ બનેલી કે તે દિવસે કર્ઝન પાર્કમાથી અમે નીકળ્યા ત્યારે મારી સૂચના પ્રમાણે મનયાનુ વલણ જાણી લેવા એમણે ખૂબ વિચાર કરીને વિદ્વત્તાપૂર્ણ એક પત્ર એના ઉપર લખ્યો અને એમા નમ્રિત રીતીથી પોતાનો સ્નેહ વ્યક્ત કર્યો એના જવાબમા મનયાએ માત્ર એટલુજ લખ્યુ, 'તમારી મારા પ્રત્યેની લાગણીની હુ કદર કરુ છુ તમે માગેલો જવાબ હુ થોડા દિવસમા આપવા ધારુ છુ ' એક માસ લગભગ રાહ જોવરાવીને એણે જવાબમા આ પત્રિકા નાની બેન વિજયા સાથે મોકલી આપ્યુ, એના ઉપર સરનામુ કર્યુ હતુ 'નાની બેન વિજયાના શ્રદ્ધાસ્પદ આચાર્ય શ્રી રોહિતકુમાર સર્વાધિકારીને-'

એમની પાસેથી જ સાભળેલી થોડી ડાહી ડાહી વાતો કરીને છેવટે મે એમને બેતન્નિ થવા સમજાવ્યુ લગ્નપ્રસગે હાજર તો રહેવુ જ જોઈએ અને પ્રસગને અનુકૂળ ભેટ અને નવદપતિને આશિષ પણ આપવા જવુ જોઈએ સાથે હુ જઉ તો લગ્નમા હાજર રહેવાની એમણે છેવટે હા પાડી

કલકત્તાનો જાણે આખોય ભદ્રસમાજ લગ્નપ્રસગે હાજર હતો ત્યા નાની મહાર મેકડો ભભકાદાર મોટરોની હાર લાગી હતી મહેમાનોમા પ્રધાનો ઉચ્ચ સરકારી અમલદાર, યુરોપીઅન તેમજ દેશી ઉદ્યોગ પતિઓ કોર્પોરેશનના કાઉન્સીલરો ને સમાજસેવકોથી મડપ ચિક્કાર હતો ત્યા એક મોટા ઓરડામા રજીસ્ટર




પદ્ધતિથી લગ્ન આટોપીને મલયાના હાથમાં હાથ મેરવીને ફ્લાઈટ લેફ્ટનન્ટ સુકોમલ દાસગુપ્તા હવાઈદળના અફસરના ઘેરા નીલ ગણવેશમાં હસતે મુખે બંગલાનાં પગથિયાં ઊતર્યો. એની છ ફીટની ઊંચાઈ, સુદૃઢ શરીર, વાંકડી પાતળી મુછો અને હસુ હસુ થયા કરતા મુખમાંથી દેખાઈ જતી શ્વેત દંતાવલી, બાજુમાં વિદ્યુત સરીખી મોંઘાં વસ્ત્રાલંકારોમાં વધુ દીપતી મલયા—'ફુલ્લારવિંદવદના' મને રોહિતબાબુએ કરેલું એનું વર્ણન યાદ આવી ગયું—શું સુંદર સુયોગ્ય યુગલ! આમંત્રિત મહેમાનોએ આનંદના ઉદ્‌ગારોથી નવદંપતીનાં વધામણાં કર્યાં, અભિનંદનનો વરસાદ વરસ્યો. મનમાં ને મનમાં સહજભાવે મારાથી સુકોમલ સાથે રોહિતબાબુની સરખામણી થઈ ગઈ. ક્યાં એ પેલી ખરબચડી ભોમનો થાક્યો પાક્યો મુસાફિર અને ક્યાં આ મુલાયમી આસ્માની સૃષ્ટિનું મુક્ત પંખી! રોહિતબાબુના મુખપર શું ભાવ થયા હશે તે જોવા માટે મેં બાજુની ખુરસી તરફ નજર ફેરવી તો ખુરસી ખાલી હતી. ફક્ત તેની ઉપર ભેટ આપવા માટે લાવવામાં આવેલું પુસ્તકોનું બંડલ હતું, ઉપર લખ્યું હતું, 'જીવનામયી મલયાને—'

મહેમાનોની ભીડમાંથી રસ્તો કરીને હું ઝડપથી બંગલાની બહાર નીકળ્યો. એમને પકડી પાડતાં કાંઈ બહુ વાર ના લાગી. નીચે માથે ધીરે પગલે એ જઈ રહ્યા હતા. નજીક પહોંચીને સહાનુભૂતિપૂર્વક મેં એમના ખભે હાથ મૂક્યો, પણ ન એમણે ડોકું ઊંચું કર્યું ન તો મારી સામું જોયું. એમની દૃષ્ટિ સ્થિર હતી, હોઠ દૃઢતાથી બીડાયેલા હતા. મુખ ઉપરની રેખાઓ સખત બની ગઈ હતી; ત્યાં મેં ઘેરા વિષાદની છાયા કલ્પી હતી પણ એને બદલે કાંઈ જુદું જ જણાયું. પંદર વીસ મિનિટ ચાલ્યા પછી કોઈ એકાંત સ્થળ આવતા એ ઊભા અને મારા તરફ ફરીને એક દૃષ્ટિથી જોઈ રહ્યા. એમના આખાયે સ્વત્વમાં કોઈ અનેરા પ્રકાર નીદતા દેખાઈ—જાણે કે મૂર્તિમાન્ સંકલ્પ! ધીરે અવાજે એ બોલ્યા એ શબ્દો મને આજે પણ જેવા ને તેવા યાદ છે:

'છોટાદા, મલયાએ મારી આંખ ઉઘાડી છે. એક પ્રમત્ત માણસની જેમ હું મારી વિદ્યા, મારી ભાવના, મારા સંકલ્પો, બધું જ વીસરી ગયો હતો. સુવર્ણા મારી પાસેથી દૂર સરી ગઈ ત્યારે અંતરમાં કંઈક હાલી ઊઠ્યું હતું પણ તે ખૂબ ક્ષણિક હતું. એના પ્રત્યેની મારી મમતા મેં તપાસી જોઈ હતી પણ પસ્તાવા જેવું એમાં કાંઈ ન હતું. પણ અહીં તો હું કોઈ વિચિત્ર મોહજાળમાં ફસાયે જતો હતો. એનું મીઠું હાસ્ય, એનું સર્વાંગ અંશ હલનચલન, એની છટા...એનું યૌવન, એ બધાનું નિર્માણ જાણે મારે જ માટે થયું છે એવો ખ્યાલ મારા મનમાં ક્યાંથી ઉદ્‌ભવ્યો તેની મને આજેય સમજ પડતી નથી. આખું જગત મને જુદા જ રંગમાં દેખાવા લાગ્યું, મારી ચારેબાજુ સૌંદર્યનો ઓઘ જાણે વિસ્તાર પામ્યો હોય એમ મને પ્રતિક્ષણે ભાસતું. અને અંતરથી આ બધું સાચું છે એમ મેં સ્વીકાર્યું. એને હું ચાહતો થયો. એ એક જ વ્યક્તિ માટે મને એવો ભાવ જન્મ્યો જાણે મારું બધું જ ન્યોછાવર કરવાનું આ એક સ્થાન છે. સ્નેહમાં વય રૂપ ધન સામાજિક ઊંચનીચતા કશું જ બાધારૂપ ન બની શકે અને અમારી વચ્ચે પણ એવો બાધારહિત સ્નેહ છે એમ હું માનતો, મલયા પણ એમ જ માને છે એમ હું મનને મનાવતો. પણ મારી વિદ્વત્તા પ્રત્યેનો આદર હતો એટલે મારી ક્રૂર અવહેલના કરવામાં એને અભદ્રપણું જણાયું હશે તેથી, એના સંસ્કારોને છાજે એ રીતે એણે મને મારું સાચું સ્થાન બતાવ્યું, અને એ તેણે સારું જ કર્યું. આખી દુનિયાને હું શિખામણ આપતો પણ મારી પોતાની વાત આવી ત્યારે હું જાગ્રત ન રહી શક્યો. એ સતત જાગ્રતિ ઉપર મોહનું આવરણ થોડા સમય પુરતું આવી ગયું. પ્રભુને માર્ગે વળતા પહેલાં પહેલું અને છેલ્લું એ પ્રલોભન હતું. થોડા વખત માટે મને પણ આ માયાવી દુનિયાનો મોહ ઉપજાવીને એ આડરસ્તે ખેંચી ગયું. પણ મને જે ફટકો પડ્યો છે, છોટાદા, તે એવો સજ્જડ છે કે મારી યુગયુગની





ભાન એથી ઊડી ગઈ છે અને .અને મને મારો મારો ગઢ જડી આવ્યો છે —

"સાચો ગઢ?" સાશ્ચર્ય મેં પૂછ્યું, "એ વળી કયો?"

"આપોઆપ તમને એ સમજાશે," ડાઈપિ। જાતના ઉશ્કેરાટ સિવાય એમણે જવાબ વાળ્યો છતાં મેં પૂછ્યું

'તમને નથી લાગતું કે—"

"કે ફરીથી મારી અતૃપ્ત ઝંખનાઓ માર્ગ માગશે ત્યારે મારી શી દશા થશે, એમ ને?"

"હા, એવું જ કાંઈ—"

"જન્મોજન્મની મારી બધી જ ઝંખનાઓને મેં એના ચરણોમાં અર્પી હતી, એ ચરણ એણે ભલે એની લીધા, મારી ઝંખનાઓ તો ત્યાં જ નિસ્થાન પામી ચૂકી છે."

એમની વાતમાં અવિશ્વાસ ઉપજે તેવું કંઈ ન હતું. ઘણે વખતે નલિનદા એમના સાચા સ્વરૂપમાં ફરીથી દેખાયા

ઘણા દિવસ બાદ જોઈ પણ ફરીથી મોહિતબાબુ મારે ત્યાં જણાયા નહીં. એક દિવસ એમને ઘેર તપાસ કરી તો ખબર પડી કે મલયાના લગ્નને બીજે જ દિવસે એ ઘર છોડી ચાલ્યા ગયા હતા, ક્યાં ચાલ્યા ગયા હતા તેની કોઈને ખબર ન હતી

ગુજરાત રિલીફ કમીટી તરફથી બેએક વર્ષ પછી આસામના ધરતીકંપની ભયંકર હોનારત વખતે રાહતકાર્ય વ્યવસ્થિત કરવા માટે મને આસામ મોકલવામાં આવ્યો. કામકાજ અંગે ફરતાં ફરતાં ગૌહત્તિની ઉત્તરે પાંચસાત માઈલ દૂર એક નાનકડા ગામમાં શ્રી રામકૃષ્ણ મિશન તરફથી ચાલતા રાહત કેન્દ્રની વ્યવસ્થામાં લાગી ગયેલા એક સંન્યાસીને જોયા. એમનો એ તેજસ્વી ભાલપ્રદેશ ને પરદુઃખભંજન સ્મિતભર્યું એ મુખ ઓળખી લેતાં મને ક્ષણનીયે વાર ન લાગી અને હું એમને ભેટી પડ્યો. મારાથી બોલાઈ જવાયું, "નલિનદા, તમે!" મારી આંખમાં ધસી આવતાં આંસુ એમના ભગવા ઉપરણાથી લૂછતાં એ સ્થિર અવાજે બોલ્યા, "ના, ના, આ શરીરને હવે સૌ પ્રજ્ઞાનંદને નામે ઓળખે છે"

★

# ખુશાલી

આલી રે આલી,
મારા મનની તે કેવી ખુશાલી?
એને રાખી રખાય ના ઝાલી
આલી રે આલી૦

આવ, તને ખુશમનની ખબરો જણાવું
લાવ, તારા કાનોને કૌતુક મ્હણાવું,
કેમ તારા ઉરની અધૂરી છે પ્યાલી?
આલી રે આલી૦

આભ બધે વરસે છે મેઘનાં મોતી
અંગ ધરતીયે રંગ થકી ધોતી,
તોય તારા મનની મ્હોલાત હજી ખાલી?
આલી રે આલી૦

દૂર પેલા લીલા વનમંડપો ડોલે,
રોજ એ તો રૂપના ભંડાર ના ખોલે
એક આવ્યું ના ટાણું જાય અલી! આલી,
આલી રે આલી૦

હોય તારા અંતરમાં ઓરતા છાના,
આજ એના મેલી દે ખુલ્લા ખજાના,
આપ તારા હાથે મને હવે તાલી,
આલી રે આલી૦
મારા મનની તે કેવી ખુશાલી?

નટવરલાલ પટેલ

# સમય નાઈ

રવીન્દ્રનાથ ટાગોર
અનુ૦ અનવર આગેવાન

नाई वा एले यदि समय नाई
क्षणेक एशे वोलो ना गो
जाई, जाई, जाई ०

आमार प्राणे आछे जानि
सीमाविहीन गभीर वाणी
तोमाय चिरदिनेर कथाखानि
बोलते जेन पाई
ना, ना०

जखन दखिन—हावा कानन घिरे
एककथा कय फिरे फिरे
पूर्णिमा – चांद कारे चेये
एकतानें देय आकाश छेये०
जेन समयहारा सेई समये
एकटि शे गान गाई०

ના, ના. જો સમય જ નહોતો તો નહોતું આવવું ! આમ જરાક વાર આવીને જાઉં. જાઉં તે શું કરી રહ્યા છો ?

મારા અંતરના ઊંડાણ અતાગ વાણીથી ભર્યાં પડ્યા છે, એ તો માત્ર હું જ જાણું છું. કેટલાય કાળથી તમને કહેવા કાજે ઘણીએ ય વાતો સંગ્રહી રાખી છે. અંતર ખોલીને એ વાતો કરવાનો મને જરાક તો અવકાશ આપો ?—હજ્ય ના ?

દક્ષિણેથી વહેતો વાયુ વનની ચોપાસ વીંટળાઇને એકની એક વાત વારંવાર કહી રહ્યો છે.

પૂનમનો ચાંદ જાણે કશાકની આતુર આશાએ મશગુલ બની મસ્તીથી આભને અંઘોળ કરાવી રહ્યો છે.

ત્યારે મનમાં એક ઝંખના જાગે છે કે, વખતનું વહેણ સહુને વિચારે પડ્યું છે. તે ટાણે હુંય એક ગીત લલકારી લઉં.

ના, ના. હવે તો બોલશો જ મા કે, જવું છે !



# રકાસ

મને એના ઉપર અપાર પ્રેમ હતો એ વાતની તો કોઈ ના પાડી શકે એમ નથી. પણ એની બાજુમાં, એની જ પથારીમાં એની સાથે સૂવાનું સાહસ હું ન કરી શકી તે ન જ કરી શકી. એમ તો કેટલીય વાર સુધી અમે સામસામા એકમેકને તાકીને એકેય શબ્દ બોલ્યા વિના બેસી રહેતાં. અમે ક્યારેય એકમેકને નફરતના ભાવથી જોઈ જ નથી શક્યાં. પથારીમાં સૂતી અને મારું આંતર્ મન ધમસાણ મચાવવા લાગ્યું. વિચારોથી હું તંગ બની ગઈ. મારા એ નિર્બંધ પ્રવાહને ઠાલવવાનું પાત્ર દૂર ન હતું તો ય હું મારી પથારીમાં જ ગડથોલાં ખાઈને પડી રહી. મને તો થયું કે જઈને એની ધસઘસાટ ઊંઘમાં ખલેલ પહોંચાડું, એની પાસેથી અડધી ઊંઘ ખૂંચવી લઉં, એની અડધી ખાલી પડેલી પથારી પચાવી પાડું. પણ હું અક્કડ રહી. રાત બધી પાસાં ઘસ્યાં પણ પથારીમાંથી ઊભી ન થઇ તે ન જ થઈ. એની ઊંઘને અનેક શાપ દીધા. કેવો નફકરો થઈને ઊંઘે છે—એવી ઈર્ષા પણ થઈ આવી. મને ઊંઘ આવી કે નહિ એવું પૂછવાની દાક્ષિણ્યવૃત્તિ પણ એનામાં નથી રહી એ વાતે મને બહેકાવી મૂકી. પ્હો ફાટે ન ફાટે ત્યાં તો મારી બધી તાકાત ભેગી કરીને જેવી હું એની પથારીમાં જઈને એના પગ પાસે બેઠી ત્યાં તો એ આળસ મરડીને બેઠો થયો. બગાસું ખાઈને પહેલું જ વાક્ય બોલી ઊઠ્યો : 'ઊંઘ આવી 'તી ને ?' મારી બધી હિંમત હરાઈ ગઈ. હું એની પથારી પર આંગળાં ફેરવતી રહી અને એ ઊઠીને મોં ધોવા ચાલતો થયો !

चन्दनम्

# બે દૃશ્યો

શશી શહાણે

> શરીરને ટકાવી રાખવા જેટલી જરૂર પોષણની છે એથી વધુ જરૂર તો ભૂખને શમાવવાની છે ભૂખ તો માણસની કુદરતી પ્રેરણાઓમાંની એક ગણાય છે બટકું રોટલા માટે રવડતા ગરીબોનો આપણા દેશમાં તોટો નથી સામે જ ધાન્યનો જેમ ફાવે તેમ બગાડ કરનાર પણ આપણે શોધવા જવા પડે તેમ નથી અહીં આપેલા આવા બે વિરોધાભાસી પ્રસંગો આપમેળે જ એની સાચી સચોટતા સમજાવી જાય છે

[૧]

બપોર પડ્યા પેટનો ખાડો વધુ ઊંડો બનતો ગયેલો બે ચીથરેહાલ બાળુડાં રોટીના ટુકડા માટે એની મા પાસે ટળવળતાં હતાં એમનો બાપ રોજી મેળવવા વહેલો નીકળી ગયો છે તે હજુ આવ્યો જ નથી સમજાવી-પટાવીને બાર વાગ્યા સુધી તો એ માતાએ બાળકોને સાચવ્યાં ભૂખનાં માર્યાં બાળકો રહી ન શક્યાં માએ દિલાસો દીધો

'કાલ સવારે તો ખાધું 'તું, ઘડીમાં ભૂખ લાગી ગઈ?'

માતાની કંગાલી અંતરની આહનું બોલતામાં વધુ ફરકી ઊઠી એની પાસે બીજો ઈલાજ નહોતો, રોતાં-કકળતાં બાળકો વધુ ન રડે એ માટે એની પાસે આથી વધુ આશ્વાસનના શબ્દો નહોતા ગઈ કાલે એ બાળુડાંનો બાપ દશ આના કમાઈ લાવેલો એમાંથી જે કાંઈ પેટ ભરવાનું આવેલ એ બાળકોના બાપને અને બાળકોને વહેંચીને એ માતા અન્નપૂર્ણાશી તૃપ્તિ અનુભવી રહી અને આજે એવા બીજા દશ આનાની રાહ જોતી એ બપોર સુધી ધીરજ રાખી રહી

બાળકોની અધીરાઈ એ સમજી શકતી હતી

અને ત્યાં દૂરથી બાળકોનો બાપ આવતો દેખાયો શરીરમાં ચેતન નહોતું પાસે આવ્યો ત્યારે ખબર પડી કે બપોર સુધીની રખડપટ્ટી પછી આજે ક્યાંયથી કામ મળ્યું નહોતું હતાશ માતાએ બાળકોને ગોદમાં લીધાં થાકેલા પતિને બે મીઠા શબ્દોથી સાન્ત્વન આપ્યું

ચાર પેટના ખાડા બીજા ચોવીસ કલાક પછી મળનાર ખોરાકની આશામાં વધુ ને વધુ ઊંડા ઊતરવા લાગ્યા

[૨]

આ સવારે એક પ્યાલો કેસરિયા દૂધ, ખારા બીસ્કીટ, થોડો સૂકો મેવો અને મીઠાઈનાં બે ચાર ચોસલાં ખાઈને બે બાળકો બંગલાના કંપાઉન્ડમાં આવેલા બાગમાં ખેલતાં હતાં નજીક ક્યાંક પછી નોકર જમવા બોલાવવા ગયો ત્યારે રમતે ચડેલાં બાળકો 'ભૂખ નથી લાગી'નું બહાનું કાઢીને જમવા ન ગયાં

થોડી જ વારે બાઈસાહેબ અને સાહેબ બન્ને ત્યાં આવી ચડ્યાં

બન્ને બાળકો હેબતાઈ ગયાં બાઈસાહેબે બન્ને બાળકોને ચસચસાવીને પકડ્યાં સાહેબે એક બે તમાચા પણ ચોડી દીધા બન્નેની મિશ્ર વાણીનો ગગડાટ બાળકોને કાને ફેલાયો

'સવારે પાવશેર દૂધ પીધું છે તો ય હજુ ભૂખ નથી લાગી કેમ?'

અને જમવાના ટેબલ પર બેસીને ભર્યાં ભર્યાં ભોજનથાળમાંથી જુદી જુદી વાનીઓ બન્ને બાળકોને ઠાંસી ઠાંસીને ખવરાવી ત્યારે એ મા-બાપે કંટાળા ભર્યો છૂટકારાનો દમ કાઢ્યો

'મુઆંને ખાવા કોણ જાણે શું ય જોર પડે છે! બે વાર જમવાનું ને બે વાર નાસ્તો કરવાનો—એટલું ય નથી કરી શકતાં તો પછી મોટાં શી રીતે થઈ શકશે? દાક્તરો તો કહે છે કે વજન પણ જોઈએ એથી ઓછું છે ખાશે નહિ તો વજન વધશે ક્યાંથી?'

અને આ બન્ને બાળકોનાં પેટ હળવાં થવા બાજુના ઓરડામાં આળોટવા લાગ્યાં!

★

# સાગર-સફરનાં શ્રીગણેશ

રામુ પંડિત

હરરોજ રેલગાડી, આગબોટ કે વિમાન મારફતે અનેક ઉતારુઓ પ્રવાસ કરતા હોય છે. પણ પ્રવાસની મોજ, એનો ઝીણવટભર્યો અભ્યાસ અને એમાં ઓતપ્રોત થઈને જાણી લેવાની વિદ્યાર્થી-વૃત્તિ તો બહુ જૂજ પાસે જ હોય છે. વિદ્યાભ્યાસ માટે અમેરિકા ઉપડેલા આ લેખના લેખક આ પ્રવાસપત્રમાં મુંબઈથી એડન સુધી જ પહોંચ્યા છે છતાં જણાવેલી વિગતો આપણે વાંચીએ ત્યારે લાગે કે આટલું બધું વાંચીને હજુ તો એડન સુધી જ પહોંચ્યા ! એડનથી માર્સેલ્સ સુધીનો બીજો પ્રવાસપત્ર આવતે અંકે.

રાત્રે ૧૧ા વાગે સ્ટીમરે ધૂઉઉ......ઉ કરીને આળસ ખંખેરી, કેબિનમાં હું જાગતો જ વખત વીતાવતો હતો; કારણકે દૂર દૂર જતી વેળાએ મારા દેશની-જમીનનો એક ટુકડો જોઈ લેવાની ઈચ્છા પ્રબળ હતી. ડેક ઉપર આવ્યો ત્યારે બેલાર્ડ પીઅર સાવ ઉજ્જડ લાગતું હતું. ચોમેર શાંતિ હતી, બેલાર્ડ પીઅર પરના ટાવર પર પણ કાંટો ધીમેધીમે ફરતો હતો. બે સ્ટીમ લોંચો આવીને અમારી સ્ટીમરને દૂર ખેંચી ગઈ ને પછી જાણે કે સ્ટીમરમાં પ્રાણ આવ્યો હોય એમ વધારે વ્હીસલો મારીને ધીમેધીમે દરિયાનાં કાળાંઘોર પાણીમાં સરવા લાગી. સામે જ મુંબઈ નગરીના દીવાનો સુંદર રંગબેરંગી પ્રકાશ પાણીમાં ડોલતો હતો, ચારેબાજુ સ્મશાનશાંતિ હતી. એક માઈલ, બે માઈલ, ત્રણ માઈલ......ને એ ઝળહળતા દીવા ઝાંખા થતા લાગ્યા, સ્ટીમર પણ વેગ પકડવા લાગી ને ડેક ઉપર ઊભા રહેલા રહ્યાસહ્યા પેસેંજરો પણ કાતીલ પવનનો સામનો ન કરી શકવાને કારણે ધીમેધીમે કેબિનોમાં પહોંચવા લાગ્યા. રાત્રે ૨ાા વાગે અમે ભારે હૈયે દાદરનાં પગથિયાં ઊતર્યાં ને સાવ નાનકડી પણ સુંદર સગવડભરેલી કેબિનમાં પ્રવેશ્યાં. મધ્યમ કદનો, ગોળમટોળ શરીરવાળો એક ગોરો નોકર (Steward) How, are you Sir ? કહીને કેબિનમાં પ્રવેશ્યો. અમારી તહેનાતમાં એ સવારે ૭ વાગે Bed-Tea સાથે હાજર થશે એમ જણાવ્યું ને 'Good Night Sir' કહેતો ચાલ્યો ગયો. જેમને આપણે વર્ષોથી સાહેબ કહેતા આવ્યા હતા ને જેની ચામડીનો રંગ જોઈને જ આપણે અદબ વાળીને ઊભા થઈ જતા એ જ વર્ગનો માનવી આપણને 'Sir' કહીને ઊભો રહે ને આપણી સમક્ષ ચાની ટ્રે ધરે એ સ્થિતિ ગુલામીમાંથી તાજા જ છૂટેલા આપણા જેવા કાળા માનવીને જરા અતડી તો લાગે જ, પરંતુ સ્વતંત્ર થયાની સાભાનતા તરત જ એ અંગ્રેજ પણ આપણા દેશના જ કોઈ અમથા, પૂંજા, કે શકરા જેવો સામાન્ય માનવી છે એની સ્મૃતિ તાજી કરાવે ને અદબપૂર્વક ઊભેલા એ મિસ્ટર લોંગને હુકમ કરવાની શક્તિ આપે. પહેલી રાતે ૨ાા વાગે મારી આંખમાંથી ઊંઘ ઊડી ગઈ હતી.

બેલાર્ડ પીઅર પર ભેગા થયેલા મિત્રો, સગાં-સંબંધીઓ ને દોઢ જ મહિનામાં બની ગયેલી ઘટનાઓનાં ચિત્રો સ્મૃતિપટ સમક્ષ એક પછી એક ખડાં થતાં હતાં, ધીમે ધીમે લાંબા વખતથી રીસાયેલી નિદ્રાએ મને સોડમાં ખેંચી લીધો ને સવારે જ્યારે બારણા પર ત્રણ ટકોરા પડ્યા ત્યારે સફાળો જાગી ઊઠ્યો. એ જ ગોરો ગોળમટોળ ચહેરા ઉપર ચશ્મા પહેરેલો માનવી, એ જ ડાઘ વગરનાં સફેદ દૂધ જેવાં કપડાં, એ જ નમ્રતા ને બે હાથમાં ટ્રે રાખીને સહેજ અદબપૂર્વક ડોકું નમાવીને 'Good Morning sir-Good Morning, Madame' કરતો દાખલ થયો. એક નારંગી, એક સફરજન, બે મઝાના બિસ્કીટ, બે નાનકડા મોસંબીના રસના પ્યાલા, ને ચા-કૉફી બનાવવાનાં સાધનો.

અમારી કેબિન (કદ ૧૨'×૧૨')માં બે પલંગ છે, સુંદર મઝાની પોચી પોચી પથારીઓ, એના ઉપર




જેમાં એક મીઠા ગરમ પાણીનો ને બીજો મીઠા ઠંડા પાણીનો નળ હોય છે. બંનેનું યોગ્ય મિશ્રણ કરી એના વડે આપણે માથું ચોળી શકીએ ને ખારા પાણીએ નહાવાથી જે ચીકાશ શરીર પર જામી હોય તે મીઠા પાણીથી દૂર કરી શકીએ. સગવડોનો તો અહીં પાર નથી. આપણા જેવા મધ્યમ વર્ગના માણસને તો અહીંનો ભભકો જોઈને જરા અકળામણ થાય. બધું જ વાતાવરણ Formal—ઔપચારિક. આથી માનવીને ખૂબ જ ધીરજ રાખવી પડે.

તા. ૪થીએ સવારે અમારા કેબિન-સ્ટુવર્ડે (સ્ટીમરમાં દરેક નોકરને Steward કહે છે. દા. ત. Library-Steward, Sports-Steward, Entertainment-Steward વગેરે) ટ્રે ટેબલ પર મૂકીને મને કહ્યું કે એ રોજ સવારે ૭ વાગે આ રીતે ટ્રે મુકી જશે મારી નજર રાત્રે હાથ પર જ રહી ગયેલા કાંડા ઘડિયાળ તરફ ગઈ. એમાં તો ૮ાા વાગ્યા હતા. મેં પૂછ્યું કે આજે તમે કેમ ૧ કલાક મોડી ચા લાવ્યા ? એ કહે કે આજે સવારે ૫ વાગે જ ઘડિયાળનો કાંટો ૧ કલાક પાછળ મુકાઈ ગયો. ને પછી તો મેં સ્ટીમરની ઑફિસ (એને Bureau કહે છે) પર જઈને નોટિસ બોર્ડ વાંચ્યું તો ખબર પડી કે આ વિધિ તો રોજ ચાલ્યા જ કરશે. જેમ સ્ટીમર આગળ વધતી જશે એમ ઘડિયાળ પાછી મૂકવા જ કરવી પડશે.

પોર્ટ સૈયદથી માર્સેલ્સ સુધીમાં પણ ઘડિયાળ ૧ કલાક પાછળ મૂકવામાં આવશે. આ રીતે તા. ૪ થી તા. ૧૬ મી સુધીમાં અમારાં ઘડીઆળ આપણા હિંદનાં ઘડીઆળ કરતાં ૪ાા કલાક પાછળ મુકાઈ જશે; એટલે કે જ્યારે તમે બધા જમવાની તૈયારી કરતાં હશો ત્યારે અમે મી. લોન્ગે આણેલી 'ટ્રે'ને ઈન્સાફ આપવા માટે પથારીમાંથી આળસ ખંખેરીને ઊભાં થતાં હોઈશું.

અહીં વ્યવસ્થિતતા એટલી બધી છે કે આપણને આપણો દેશ યાદ કરતાંવેંત દુઃખ થાય. અમે તો પ્રથમ વર્ગમાં કમનસીબે પૂરાયાં છીએ. મોટા ભાગના મુસાફરો યુરોપિયનો ને ઑસ્ટ્રેલિયનો જ છે ને વહાણના વ્યવસ્થાતંત્ર સાથે સંકળાયેલા લોકો અંગ્રેજો જ છે. ઘડિયાળોના સમય રોજ સવારે ૫ વાગે ફેરવવા પડે ને સ્ટીમરમાં ઘડિયાળોનો તો તોટો જ નથી; આમ છતાં એકપણ ઘડિયાળ મેં એવું ન જોયું કે જ્યાં સમય બદલવો રહી ગયો હોય.

બ્યુરોમાં જઈએ તો તરત ત્યાં કામ કરતો કારકુન 'May I help you, Sir?' કહીને તમારો સંકોચ ભાંગી નાખે છે ને જેટલી વિગતો આપણે પૂછીએ એનો સંતોષકારકરીતે નમ્રતાપૂર્વક જવાબ આપે છે. ઘણા પ્રશ્નો મૂર્ખ હોય તો પણ એના મોં પર મશ્કરીનો ભાવ સરખો દેખાતો નથી. આનંદી પણ એ ખૂબ હોય છે. હું પત્ર બીડવા માટે ટિકિટો લેવા ગયો ત્યારે ત્યાં ટિકિટ ચોડવા માટે વાદળી (Sponge) ન હતી; આથી મેં એને મારી મુશ્કેલી જણાવી. (હિંદમાં તો રોજ મોંમાંથી જીભ બહાર કાઢીને ટિકિટ ઉપર ફેરવી નાખતો; પણ અહીં તો સભ્ય સમાજમાં રહેવાનું એટલે એવું કરવાની હિંમત શી રીતે ચાલે?) એણે તરત હસીને કહ્યું 'O It's very Simple, Sir!'... મારા મનમાં કે હમણાં કોઈ નવી તરકીબ બતાવશે. એણે મારી પાસેથી ટિકિટ લઈ લીધી ને પરબીડિયું પણ લઈ લીધું. લાંબી જીભ બહાર કાઢીને ટિકિટ ઉપર ફેરવી ને ધડ દઈને ટિકિટ પરબીડિયા ઉપર ચોડી દીધી. હું તો જોઈ જ રહ્યો. મેં કહ્યું: 'I knew this method quite well' એ કહે કે 'Then why did you hesitate?' મેં કહ્યું: 'I thought it would be out of etiquette' એ કહે, 'O, this has nothing to do with etiquette, Sir.'...આમ etiquetteનો મારો ખોટો ખ્યાલ એણે પ્રથમ સવારે જ મગજમાંથી કાઢી નાખ્યો.

બ્યુરોની પાસે જ સ્ટીમરનું વહીવટખાતું





હોય છે એના વડાને Purser કહે છે એ આખો દિવસ એની ઑફિસમાં બેસે છે આપણે કાંઈ કામ હોય તો 'May I come in, Sir?' કહીને ઘૂસી જવાનું એ બહુ નમ્રતાથી આપણી મુશ્કેલીઓ સાંભળે છે ને જવાબ પણ વાળે છે મારે પહેલા વર્ગમાંથી Tourist classમાં જવું છે એટલે હું એને રોજ હેરાન કરું છું એ કહે છે કે ક્યાંયથી જગા ખાલી પડશે તો તમને આપીશ આ ઉપરાંત બેંકોની માફક સ્ટીમરમાં પણ Safe Deposit હોય છે, ત્યાં આપણા ઘરેણા વગેરે મૂકી આવવાના જ્યારે જોઈએ ત્યાર ઑફિસ સમય દરમિયાન ત્યાં જઈને લઈ આવવાના. Traweller's cheques જોડે લાવ્યા હોઈએ ને આપણે કાંઈ ખરીદી કરવા માટે એ વટાવવા હોય તો સ્ટીમરમાં એ વટાવવાની સગવડ છે

સ્ટીમરમાં એક સરસ દુકાન પણ છે સાબુથી માંડીને કોટ-પાટલૂન સુધીની બધી જ વસ્તુઓ વ્યાજબી ભાવે એમાંથી મળી રહે છે આપણી પાસે Indian currency હોય તો પણ એ સ્વીકારે છે—ફક્ત નોટો, સિક્કા નહીં એના ભાવ પાઉંડ, શિલીંગ ને પેન્સમાં હોય છે ૧૦ શિ = ૧૫ રૂપિયા એ પ્રમાણે ધ્યાનમાં રાખવાનું શરૂઆતમાં પાઉંડ, શિલિંગ, પેન્સમાં ગોટાળો થાય પરંતુ પછી તો ટેવાઈ જવાય છે અમે હવે પાઉંડ, શિલિંગ ને પેન્સ વાપરતા થઈ ગયા છીએ. સ્ટોરનો Salesman ચાલાક ને આનંદી છે હર્ષિદા ને મુંબઈના એક બહેન પુષ્પાબહેન બ્રોકર સાબુ ખરીદવા ગયા એટલે એમણે શિલિંગ ને પેન્સનો હિસાબ રૂપિયા આના પાઈમાં કાઢવા યત્ન કર્યો એમને મુંબાઈ કરતા અહીંનો ભાવ મસ્તો લાગ્યો—Duty Free માલ ખરો ને! પણ એમના મોંપરના ભાવ વાંચી જઈને પેલા સેલ્સમેને તરત કહ્યું 'Dont be afried of being cheated, Madame!' હિંદના વપારી એની આદતથી જાણ હશે ત્યારે જ આવું બોલ્યો હશે ને!

સ્ટીમરની રચના ખૂબ સમજવા જેવી હોય છે સ્ટીમરમાં મુસાફરી કરીએ તો પણ જાણે કોઈ મહેલમાં રહેતા હોઈએ એવું લાગે ખલાસીઓ માટે સ્ટીમરનો આગળનો ભાગ મુકરર રાખ્યો હોય છે, એથી એ કઈ રીતે ચાલે છે ને એનાં યંત્રો કેવા પ્રકારના હોય છે એ વિષે આપણને કાંઈ સમજ ન પડે Wireless તથા Radio-Transmitter વગેરે ઠેઠ ઉપર 'એ' ડેક ઉપર રાખે છે, ત્યાં મોટું ભૂંગળું પણ હોય છે ને એમાંથી ધુમાડાના ગોટેગોટા બહાર નીકળ્યા કરે છે સ્ટીમર ૮ માળમાં વહેંચેલી હોય છે સૌથી ઉપરના માળને 'એ' ડેક કહે છે અહીં સંકટ સમયે ઉપયોગમાં લેવા માટેની Life-Boats લટકાવેલી હોય છે આવી ૨૦ લાઈફ બોટો ઉપર લટકાવી છે વચ્ચેના ભાગમાં સ્ટીમરના Wireless Dept વગેરેની કેબિનો હોય છે, તેની આજુબાજુની ખુલ્લી જગામાં રીંગ ટેનિસ રમવાના ને બીજી જુદીજુદી રમતોના કોર્ટ બનાવેલા છે 'એ' ડેકને Sports Deck પણ કહે છે રમવાના ને Sun-Bath(સૂર્યસ્નાન)ના શોખીનો આખો દિવસ આ ડેક ઉપર જ ગાળે છે કપડાંની બાબતમાં અહીં કાંઈ મર્યાદા પાળવી પડતી નથી સ્ત્રીઓ આખો દિવસ નાના બુશકોટ ને ટૂંકી ચડ્ડીઓ પહેરીને ફરે છે, પુરુષો પણ બુશ શર્ટ ને ટૂંકી ચડ્ડી પહેરીને ફર્યા કરે છે સવારે નાસ્તામાં, બપોરે Lunch ને સાંજે Tea માં ગમે તે કપડાં પહેરીને જઈએ તો ચાલે પરંતુ આ પ્રજાનું ખરું જીવન સાંજના ૭ વાગે જ શરૂ થાય છે સુંદરમાં સુંદર વસ્ત્રો પહેરીને સ્ત્રીઓ Dinner માટે આવે છે પુરુષો પણ કાળા સૂટમાં અથવા તો સફેદ કોટ, કાળી ટાઈ ને કાળા પાટલૂનમાં સજ્જ થઈને આવે છે સાંજનું જમણ પણ સાદું હોય છે અંગ્રેજ પ્રજા Heavy Breakfast, Light Luach ને Heavy Dinner માં માન નારી છે નામ કરવાની શક્તિ ટકાવવાની દૃષ્ટિએ મને એમની પ્રથા ગમે છે બપોરે ઓછું ને હલકું ખાવાથી સ્ફૂર્તિ સારી રહે છે વળી રાત્રે તો એ કામ-

માંથી મુક્ત હોય એટલે જીવનની સાચી મઝા માણી શકે છે. રોજ રાત્રે 'બી' ડેક ઉપર સિનેમા, નાચગાન, Housie Housie (એક પ્રકારનો જુગાર) Frog Race (એક પ્રકારની રમત—પણ જુગાર માટે પણ ઉપયોગમાં લેવાતી) કે Fancy Dress Competition વગેરે ચાલુ જ હોય. રાત્રે ૧૧-૧૧॥ સુધી લોકો અહીં બેસે, ઠંડી હવાની મઝા ચાખે, છૂટથી પીએ ને પછી પથારીમાં સૂવા જાય.

અંગ્રેજ સમાજ ખૂબ દાક્ષિણ્યવૃત્તિવાળો છે. Dining Table ઉપર આપણે જમતા હોઈએ ને કોઈ સ્ત્રી જરા મોડી આવે તો શિષ્ટાચાર તરીકે એ ટેબલ પર 'Good Evening, Madame' કહી ડોકું નમાવે છે. 'O, Thank you' કહીને પેલી બાઈ સામું નમન કરે છે ને પોતાની ખુરશી સંભાળે છે. સ્ત્રીની પ્રતિષ્ઠા આ સમાજમાં કેટલી છે એનો આ આદર્શ દાખલો. જાહેર સમારંભોમાં પણ પણ સ્ત્રી-પુરુષ સાથે હોય તો પુરુષ સ્ત્રીને પહેલી જગા આપે છે, એને માટે ખુરશી ખસેડી આપે છે ને દાદર ઊતરવા માટે કે કેબિનમાં પ્રવેશવા માટે પહેલાં સ્ત્રીને વિનંતિ કરવામાં આવે છે. લિફ્ટમાં પ્રવેશવું હોય ને કોઈ સ્ત્રી ત્યાં લિફ્ટમાં ચડવા માટે જ ઊભી હોય તો પહેલાં એને દાખલ થવાની વિનંતિ કરવાનો શિષ્ટાચાર પ્રચલિત છે. Thank you શબ્દ તો ખૂબ જ છૂટથી વપરાય છે. આપણે જમવા બેસીએ ને આપણને વાનગીઓની એક યાદી આપવામાં આવે એ યાદી પ્રમાણે વસ્તુ લાવવાનો હુકમ આપો એટલે સ્ટુવર્ડ તમને 'Thank you, sir' કહેવાનો. અમારો Dining Table પરનો સ્ટુવર્ડ ૧૮-૧૯ વર્ષનો દક્ષિણ ઇંગ્લેંડનો છોકરો છે. એણે અમને ખૂબ મિત્રભાવે Dinner Table Etiquette શીખવી દીધી. ચમચા ને છરી કેમ ગોઠવવાં, કઈ રીતે ગોઠવવાથી આપમેળે વેઈટર બધું સમજી જાય વગેરે વિગતો અમને કહી. હવે અમને જરાય અતડું નથી લાગતું. વેઈટરોના પગાર ઠીક હોય છે. મહિનાના લગભગ ૨૩ પાઉન્ડ. પણ કપડાં ને ધોલાઈ વગેરેનું ખર્ચ એમણે પોતે જ કરવું પડે છે. જો કે બિચારાઓને મજલ પણ સારી પહોંચે છે. આપણી માફક દાળ, ભાત, રોટલી, શાક, અથાણાં, કચુંબર વગેરે થાળીમાં એકવાર પીરસાયું એટલે પાર આવી ગયો એવું અહીં નથી હોતું. આઠ વાનગી માટે આઠ વાર ડીશો આવે. પહેલાં કોઈ સૂપથી શરૂઆત થાય ને બપોરે બિસ્કીટ-માખણથી ને રાત્રે ફળફળાદિથી એનો અંત આવે. જમવાના સમય ખૂબ સાચવવા પડે. સ્ટીમરમાં ટુરીસ્ટ ને ફર્સ્ટ ક્લાસના મળીને ૧૦૦૦ ઉપરાંત પેસેંજરો છે; પરંતુ જમવામાં એક દિવસ પણ મોડું થયું હોય—અરે ટન્, ટન્, ટન્ વાગતા સુંદર ઘંટમાં એક મિનિટનો પણ ફેર પડ્યો હોય—એવું યાદ નથી. ક્યાંય એક ડાઘો ન મળે, ક્યાંય કચરો ન મળે, ટેબલ-ક્લૉથ સ્વચ્છ ને સુંદર, જમતી વખતે ખોળામાં પાથરવાના નેપકીન પણ એક પણ ડાઘ વગરના ને વેઈટરો પણ એટલા જ સ્વચ્છ ને સુઘડ. છરીકાંટા ઉપર પણ ક્યાંય કચરો કે મેલ ન મળે. બારીનો એક કાચ એવો નથી કે જેના પર ડાઘ હોય, એક પણ પિત્તળનું હેન્ડલ એવું નથી કે જે કાળું પડી ગયું હોય. બ્રાશો, વીમ તથા Dust cleaner Machineનો અહીં પૂરો ઉપયોગ થાય છે. યાંત્રિક લાગવા સંભવ ખરો; પરંતુ વ્યવસ્થાતંત્ર વિષે તો કાંઈ પૂછવું જ ન પડે. વાતો કરવાના અંગ્રેજ લોકો ખૂબ શોખીન, પરંતુ જરૂર કરતાં વધારે અવાજ ન કરે.

'બી' ડેક એટલે અભ્યાસપ્રિય. આનંદપ્રિય, રંજનપ્રિય ને વિલાસપ્રિય માણસોનું સંગમસ્થાન. અહીં જુગાર રમાય છે, પીંગપોંગ તથા અન્ય ઇનડોર રમતો પણ અહીં જ રમાય છે. રાત્રે નાચ-ગાન અહીં થાય છે ને માદક પીણાં પણ અહીં જ વેચાતાં મળે છે એક ખૂણા પર Smoking Room છે જ્યાં બેઠાંબેઠાં અનેક લોકો સીગારેટ ને સીગાર ફૂંક્યા કરે ને વાતો કર્યા કરે. Writing & Reading Roomનું વાતાવરણ શાંત ને ગંભીર. લખવા-વાંચવામાં રસ લેનારાંની જમાત ત્યાં બેસી રહે.





પત્રો લખવા માટે પણ એ જગા સારુ છે. એની પાસેના વિશાળ ને ભવ્ય રીતે શણગારેલા ઓરડામાં ૨૫ સોફાસેટ ને થોડા ખુરશી ટેબલ—ન બહુ તાપ લાગે, ન બહુ ઠંડી વાગે. બારી બહાર નજર કરીએ તો દરિયો દેખાય ને અંદર કોઈ ધીમે સાદે વાતો કરતુ હોય તો કોઈ ચોપડી છાતી ઉપર નાખીને ઊંઘતુ હોય. કોઈ વળી કાંઈ લખતુ હોય તો કોઈ અંગ્રેજ લેખકોની સુંદર નવલકથાઓ વાંચતુ હોય. આ રૂમમાં Wireless Newsનાં બુલેટીન પડ્યા હોય, Punch, Spectator ને The Timesની Air Editionની નકલ પડી હોય, આજુબાજુની દિવાલો સાથે જડેલા કબાટોમાં પુસ્તકો પડ્યા હોય. સારા સારા લેખકોના લગભગ ૭૮૦ પુસ્તકો આ પુસ્તકાલયમાં છે. એ ઉપરાંત Reference Books પણ છે.

આ રૂમમાં અંગ્રેજી સંગીતના જલસા પણ જામે છે. એમ જ કહુ કે સ્ટીમરના જીવનની સાચી મઝા આ હૉલમાં જ જાણવા મળે છે. અહીં એક સુખ છે. તમને દિવસના ગમે તે સમયે કૉફી પીવાનું મન થાય તો ઘંટડી મારો એટલે સ્ટુવર્ડ તમને કાંઈ ખર્ચ વિના કૉફી આપી જાય. તમને સોડા-લેમન કે દારૂ પીવાની ઇચ્છા થાય ને તમારી પાસે પૈસા ખિસ્સામાં ન પડ્યા હોય તો પણ ચિંતા નહીં. સ્ટુવર્ડને બોલાવો એટલે એ તમને સ્લીપ આપે. એમાં તમારો ઑર્ડર લખી આપવાનો, અંદર નામ ને કૅબિન નંબર લખવાનાં બસ. તમને તમારી માગેલી વસ્તુ મળી જાય, બીલ તમારે લંડન ઊતરતી વખતે જ આપવાનુ. આમાં એક શક્યતા છે કે હું ઑર્ડર આપુ ને નામ ને કૅબિન બીજા કોઈ ઓળખીતાનો લખુ. આથી બીલ એને ભરવા વખત પણ આવે, પરંતુ અહીં દરેક વ્યક્તિ સારી છે એમ માનીને જ આગળ ચલાવવામાં આવે છે.

'બી' ડેક પર જ રાત્રે સિનેમા બતાવવામાં આવે છે—અઠવાડિયામાં એકવાર.

'સી' ડેક ઉપર બધી કૅબિનો જ છે ને ચારે બાજુ ફરતી ઓસરી છે, આથી એના ૮ ચક્કર મારીએ તો ૧ માઈલ ચાલ્યા જણાઈએ. આ જ ડેક ઉપર Swimming Bath છે.

૮-૯-'૫૩

હિંદી મહાસાગર ને અરબી સમુદ્રને વીંધીને અમારી સ્ટીમર આજે પ્રાતઃકાળ એડનમાં પ્રવેશી છે. અરબી સમુદ્ર તો ખૂબ તોફાની હતો, આથી ઘણા મુસાફરોને ચક્કર આવતા. અમને ૧ કલાકમાં તો નીચે ઊતરવા દેવામાં આવશે. હવે સમય થોડો છે, આથી અમારી સ્ટીમરને લગતી થોડી માહિતી આપીને આ પત્ર પૂરો કરુ છુ.

આ સ્ટીમર 'સ્ટ્રેથનેવર' ૯ મી નવેમ્બર ૧૯૩૧ના રોજ લંડનથી ઑસ્ટ્રેલિયા વચ્ચે શરૂ કરવામાં આવી છે. એનુ વજન ૨૨,૨૭૦ ટન છે. એને કુલ ૧૬૧૫ માણસો લઈ જવાની છૂટ છે.

| પ્રથમ વર્ગ | ટુરીસ્ટ વર્ગ | માણસો | ખલાસીઓ | કુલ |
|---|---|---|---|---|
| ૫૬૭ | ૪૫૮ | ૬૦ | ૫૩૦ | ૧૬૧૫ |

૧૯૪૦થી ૪૫ સુધીના ૬ વર્ષ દરમિયાન બ્રિટિશ સરકારે એને લડાઈના ઉપયોગમાં લીધેલી. એ દરમિયાન એ ૧૨૮૭૯૨ માણસો(સૈનિકો)ને લઈ ગયેલી ને કુલ ૩૩૨૪૪૩ માઈલનો પ્રવાસ ખેડેલો. ફરી ડિસેમ્બર, ૧૯૪૬ના રોજ બ્રિટિશ સરકારે એ કંપનીને પાછી સોંપી ને ત્યારથી એ લંડન-હિંદ-ઑસ્ટ્રેલિયા વચ્ચે ફરે છે. P & Oની બીજી સ્ટીમરોની સરખામણીમાં આ બધી સ્ટીમરો જૂની ગણાય છે, આમ જોતાં એમાં બધી અદ્યતન સગવડો છે. ફક્ત Air Conditioned plant નથી. સુએઝ નહેર ૨૦૦ ફુટ જ પહોળી હોવાને કારણે ૧૫-૩૦ હજાર ટનથી વધારે વજનવાળી સ્ટીમરો એમાંથી પ્રવાસ ન ખેડી શકે. લંડન-ન્યુ યૉર્ક વચ્ચે ઘૂમતી 'ક્વીન એલિઝાબેથ' અને 'ક્વીન મેરી' તો ૮૨૦૦૦ ટનની છે. એના ભવ્ય કદની કલ્પના જ મને તો આશ્ચર્ય-ચકિત કરી મૂકે છે. સદ્‌ભાગ્ય હશે તો લંડનથી એમાં પ્રવાસ કરવા મળશે.

(એડનના સંસ્મરણો આવતે અંકે)

★

વસુબંધુ

## પ્રકરણ ૨૦ મું (ચાલુ)

## નવી પેશ્વાઇનાં પહેલાં પાંચ વર્ષ

### [૪] નેતાઓ અને જનતા વચ્ચે તૂટતી જતી વિશ્વાસની કડી

> શાસકો અને જનતા વચ્ચેનું વધ્યે જતું અંતર દેશવ્યાપી અસંતોષ ઊભો કરે એ દેખીતું છે. કન્યાકુમારીથી કાશ્મીર સુધીની 'કરેંગે યા મરેંગે'ની દેશવ્યાપી લડત તો ઇતિહાસની શોભા જેવી બની ગઈ છે. નવી પેઢી એને જોવા કે અનુભવવા જેવું દેશનું સંગઠિત વાતાવરણ પામી જ નથી શકવાની. આઝાદી પછીના પહેલાં પાંચ વરસની છણાવટ કરતું આ પ્રકરણ વધુ છણાવટ કરતું આગળ વધે છે.

આપણી સ્વાતંત્ર્યની લડતમાં જનતાને નેતાઓમાં અને નેતાઓને જનતામાં પૂરેપૂરો વિશ્વાસ હતો. આપણે આગળ જોઈ ગયા તેમ આ વિશ્વાસમાં આછી ઓટ ઈ. સ. ૧૯૩૦ ના સત્યાગ્રહ પછી આવવા માંડી હતી. પણ એ ઓટના સ્પષ્ટ દર્શન આપણને સ્વાતંત્ર્ય મળ્યું ત્યારે થયા આપણે જ્યારે સ્વતંત્ર થયા ત્યારે એક બાજુ મહાત્માજીનો જનતા ઉપરનો અને કૉંગ્રેસ ઉપરનો કાબુ શિથિલ થઈ ગયો હતો. જ્યારે બીજી બાજુ ખુદ કૉંગ્રેસી નેતાઓમાં પરસ્પર એકબીજા પ્રત્યે અવિશ્વાસ જાગ્યો હતો.

પંડિત નેહરુ જેવા બુદ્ધિવાદીને મહાત્માજીનું અર્થશાસ્ત્ર છેક પહેલેથી જ ખૂંચતું હતું. એટલે દેશના ભાવિ ઉત્થાનનું એમનું સ્વપ્નું મુખ્યત્વે ગાંધીવાદ અને માર્ક્સવાદના સમન્વયનું હતું. જ્યારે એમણે રાજ્યવહીવટ સંભાળ્યો ત્યારે એમને જેમ જેમ રાજકારભારનો અનુભવ થતો ગયો તેમ તેમ રાજશાસનમાં મહાત્માજીના સિદ્ધાંતોની પોકળતા એમને દેખાતી ગઈ. માહાત્માજીની સલાહથી કંટ્રોલો કાઢીને એ પાછળથી પસ્તાયા. એ જ રીતે જીવનના બીજા ક્ષેત્રોમાં પણ એ મહાત્માજીના માર્ગથી દૂર ને દૂર જતા ગયા.

સરદાર પટેલ પંડિત નેહરુ જેવા બુદ્ધિવાદી નહોતા, એ તો એક વ્યવહારકુશળ રાજપુરુષ હતા, એમણે પણ જેમ જેમ રાજવહીવટ ચલાવવા માંડયો તેમ તેમ મહાત્માજીના અનેક સિદ્ધાંતો ઉપરથી એમની શ્રદ્ધા ડગી ગઈ અથવા મોળી પડી ગઈ. આખી જિંદગી મહાત્માજીના જે અર્થશાસ્ત્રની એમણે હિંમતપૂર્વક અને સહૃદયતાથી આ દેશની પ્રજા આગળ હિમાયત કરી તે જ અર્થશાસ્ત્ર વિષે એમણે જીવનના અંતકાળે મુંબઈની સભામાં કાઢેલા ઉદ્‌ગારો જુઓ.

વર્તમાન પરિસ્થિતિમાં ગાંધીજીના માર્ગને અનુસરવાનું એક વર્ગ તરફથી જે સૂચન કરવામાં આવે છે તે અંગે સરદારશ્રીએ જણાવ્યું હતું કે, "અમે પણ જિંદગી ગાંધીજી સાથે વિતાવી છે. અમે કંઈ પાગલ નથી કે એમને ભૂલી ગયા હોઈએ. ગાંધીજી કહેતા હતા તેમ ગામડાંઓને સ્વાવલંબી બનાવવાનું અમે પણ ઇચ્છીએ. પરંતુ આજે જે લશ્કર રાખીએ છીએ એનો સામાન પેદા કરવા કારખાનાં જોઈએ. આ કારખાનાં ગામડામાં થોડા જ નાખી શકાય? વળી ગામડાંમાંથી લોકો મુંબઈ અને કલકત્તા જેવા શહેરોમાં આવી રહ્યા છે. માટે ગામડાંઓ પણ ઠીક રહે અને શહેરમાં કારખાનાં અને કામદારો પણ આબાદ રહે એવો વચલો માર્ગ આપણે લેવો જોઈએ કારખાનાં રાખીએ તો જેને ચલાવવાનો અનુભવ છે તેમને પણ સાથે રાખવા જોઈએ. વળી મજૂરો સાથે ઝગડવાથી પણ કામ ન ચાલે. બહારવાળો એનો ફાયદો પહેલો જોશે. આમ આમાં પણ મુશ્કેલી છે. છતાં સરકાર બધાંમાંથી માર્ગ કરી રહી છે."

આ રીતે એ ગાંધીવાદી અર્થશાસ્ત્રમાંથી "મિશ્ર અર્થશાસ્ત્રના" હિમાયતી બન્યા તેમ જ એમણે ખેડૂતોને અનાજના વધુ ભાવ ન માગવા માટે ભારપૂર્વક સ્પષ્ટ સલાહ આપી.

આ જ રીતે બીજા અનેક પ્રશ્નો પરત્વે એમના





મહાત્માજી સાથેના મતભેદો ઉગ્ર થતા ચાલ્યા

આમ પણ મહાત્માજી પણ પોતાના અનુયાયીઓની પ્રવૃત્તિઓથી અસંતુષ્ટ થતા ચાલ્યા

રાજ્યવહીવટના વખતે ખર્ચાળ આદતોથી માંડીને હિંદુ-મુસ્લિમ પ્રશ્ન સુધીના અનેક પ્રશ્નો પરત્વે એ કોંગ્રેસી નેતાઓથી તીવ્ર રીતે જુદા પડવા માંડ્યા

શ્રી જગન ચાદીવાલા પોતાના પુસ્તકમા વર્ણવે છે કે, મહાત્માજી પોતાના કોંગ્રેસી અનુયાયીઓના ખર્ચાળ રાજ્યવહીવટ માટે કહેતા કે –

"જેમણે હજારો ના ખર્ચ્યા હોય એમના હાથમા કરોડો ખર્ચવા માટે આવે ત્યારે બીજુ શું થાય ?"

જો કે એજ મહાત્માજીએ પાંચ વર્ષ પહેલા અંગ્રેજોને તત્કાળ ચાલ્યા જવા માટે આદેશ આપ્યો હતો!

માઉન્ટબેટનના સેક્રેટરીની ડાયરી વાચતા જણાય છે કે "જ્યારે ગાંધીજીએ સરદારને હિંદુમુસ્લિમ પ્રશ્ન પરત્વે કહ્યુ કે, 'આજ સુધી હુ જાણતો હતો કે આપણે બન્ને સાથે છીએ હવે મને લાગે છે કે આપણે જુદા પડ્યા છીએ,' ત્યારે સરદાર રડી પડ્યા હતા'

ગાંધીજી અને કોંગ્રેસ વચ્ચેના મતભેદો, જવાહર અને સરદાર વચ્ચેના મતભેદો, કોંગ્રેસીઓ અને કોંગ્રેસ સરકાર વચ્ચેના મતભેદોની કમનસીબીને વધુ ગૂંચવનારૂં તત્વ પ્રજાનો કોંગ્રેસ પરથી દિનપ્રતિદિન ઘટતો જતો વિશ્વાસ એ છે આ અવિશ્વાસ એટલી હદે પહોંચ્યો છે કે આજે પંડિત જવાહર સિવાય ભાગ્યે જ કોઈ પણ કોંગ્રેસી નેતાને સાંભળવા માટે પાંચપચાસ માણસ એકઠા થાય છે! પ્રજાએ પોતાની શાંત ઉપેક્ષાથી જ મોટા ભાગના નેતાઓની ભાષણખોરીને જાકારો દીધો છે!

**[૫] નેતાઓની દિશાશૂન્યતા અને પ્રજાનો હતોત્સાહ**

જુવાનીમાં પંડિત નેહરુનું સ્વપ્ન ગાંધીવાદ અને માર્ક્સવાદનો સમન્વય કરવાનું હતુ પણ જ્યાર એમના હાથમા સત્તા આવી ત્યારે એમણે જોયું કે દેશની આર્થિક, રાજકીય અને વહીવટી વાસ્તવિકતાઓની કાર્યવાહી ગજપુર ઉપેક્ષા કરી નહિ નદી એટલે એમનુ આજનુ સ્વપ્ન જો વીતમાં વર્ણવવું હોય તો એમ કહી શકાય કે પંડિત નેહરુ આધ્યાત્મિક રીતે શંકરવાદમાં, ધાર્મિક રીતે બિનસાંપ્રદાયિકતામા, નૈતિક રીતે ગાંધીવાદમા, ભૌતિક રીતે માર્ક્સવાદમા, બૌદ્ધિક રીતે વિક્ટોરીયન ઉદારમતવાદમા તેમજ અમેરિકન લોકશાહીમા, આર્થિક રીતે આજે મિશ્ર અર્થતંત્રમા અને આવતીકાલે સમાજવાદમા, રાજકીય રીતે કોંગ્રેસમા, વહીવટી રીતે સનદી અમલદારોમા અને પ્રસંગોપાત વેગ નિરાશાવાદમા માને છે

આ આદર્શવાદી પુરુષના મનમા જેટલી મહાન માનવસિદ્ધિઓનો સમન્વય થયો છે તેની સિદ્ધિઓ જો વ્યવહારમા ઊતરે તો હિંદ નંદનવન બની જાય પણ પરિસ્થિતિ એવી છે કે આ દેશમા કોઈપણ સારી વસ્તુ આવે તો તે ટૂંક વખતમા જ "હિંદી સપાટી" ઉપર આવીને ઊભી રહે છે એવુ ને એવુ પંડિત નેહરુના સ્વપ્નનુ થયુ છે

બર્નાર્ડ શો માટે એક એવી દંતકથા છે કે એક વખત મહાન નર્તિકા ઇઝાડોરા ડંકને એની આગળ એવી માગણી મૂકી કે આપણે બન્ને જો લગ્ન કરીશુ તો એ લગ્નના ફળસ્વરૂપ જે બાળક જન્મશે એનામા મારુ રૂપ અને તમારી બુદ્ધિ ઉતરશે એટલે આપણે માનવજાતને એક અપૂર્વ સર્જન આપી શકીશુ સામેથી શોએ જવાબ આપ્યો "ભલી બાઈ! ન કરે નારાયણ અને જો એ બાળકમા મારુ રૂપ અને તારી બુદ્ધિ ઉતરશે તો એ બાળકની બિચારની શુ દશા?"

લોકશાહી અને સરમુખત્યારશાહીના દોષોનો ત્યાગ કરીને ગુણોનો સમન્વય કરવા માટે પંડિત નેહરુએ પંચવર્ષીય યોજના ઘડી પણ કમનસીબે એ યોજનામા કોઈ અજબ રીતે બન્ને પદ્ધતિઓના ગુણો અલોપ થઈ ગયા અને દોષોનો ગુણાકાર થયો પરિણામ જે આવે તે ખરૂ!

એ જ રીતે જીવનના અંતકાળમાં સરદાર પટેલે ગાંધીજીના સિધ્ધાંતોમાંથી શ્રદ્ધા ગુમાવી. અને બદલામાં એમને કોઈ નવી શ્રધ્ધા સાંપડી નહીં. આની આ દશા દરેક નાના મોટા નેતાઓની થઈ છે. આપણે ક્યાં ઊભા છીએ, ભૂતકાળમાં આપણે ક્યાં હતા, ભવિષ્યમાં આપણે ક્યાં જવું છે, એ કઈ રીતે જઈ શકાય, એના માટે કેટલા કેટલા ભોગો આપવા પડે એનો કોઈને કશો સ્પષ્ટ ખ્યાલ દેખાતો નથી. પરિણામે મોટા ભાગના નેતાઓની નજર આવતી પેઢી ઉપર ગોઠવાવાને બદલે આવતી ચૂંટણી ઉપર ગોઠવાઈ છે. અને આખી પ્રજા હતોત્સાહ થઈને પોતાના ભાગ્યને દોષ દેતી બેઠી છે.

### [૬] પરસ્પરનો અવિશ્વાસ

સ્વરાજ્ય આવતા પહેલાં કૉંગ્રેસની અંદર સત્તાની તાણોતાણ હોવા છતાં પરિસ્થિતિને કારણે સારા પ્રમાણમાં એક્તા, શિસ્ત અને એકબીજા પ્રત્યે વિશ્વાસ હતા. પણ મહાત્માજીના જીવનના અંતકાળમાં મહાત્માજીએ એક બાજુ પોતાના સાથીઓ ઉપરનો વિશ્વાસ ગુમાવ્યો તો બીજી બાજુ એમની પ્રજા ઉપરની પકડ ઘણી જ ઢીલી થઈ ગઈ. બ્રીજરત્ન ચાંદીવાલાનું પુસ્તક જોતાં જણાય છે કે મહાત્માજીએ નેહરુ સરકારના ઉડાઉપણા ઉપર એ જાતની ટીકા કરી હતી કે, 'જેમણે કદી હજારો રૂપિયા ન વાપર્યા હોય એમના હાથમાં કરોડો રૂપિયાનો વહીવટ આવે ત્યાં બીજું થાય શું ?' જો કે આ પ્રકારની પરિસ્થિતિ સાધવામાં, અને અંગ્રેજોને કવેળાએ કાઢવામાં સૌથી મોટો ફાળો મહાત્માજીનો હતો એ હકીકતને તેઓ સાવ સહેલાઈથી ભૂલી ગયા હતા ! મહાત્માજીના અવસાન બાદ સરદારે પોતાની હયાતી સુધી જવાહર જોડે ગમે તેમ સુખેદુખે નભાવ્યું પણ કોંગ્રેસની તાકાત દિનપ્રતિદિન ઘટતી ચાલી. ગઈ ચૂંટણીએ સ્પષ્ટ બતાવી આપ્યું કે કૉંગ્રેસની લોકપ્રિયતા કેટલી નીચી સપાટીએ પહોંચી ગઈ છે. એ ચૂંટણીમાં કૉંગ્રેસ જીતી તે પોતાની ભૂતકાળની મુડી, વિશેષે પક્ષોની ફાટફુટ, ખરાખોટા સાધનોનો છૂટથી થયેલો ઉપયોગ તેમજ સત્તાધારીઓને સત્તા ટકાવવાની સરળતાને કારણે જ. પણ આની આ પરિસ્થિતિ કાયમ ટકી શકે નહિ. કૉંગ્રેસના પગ હેઠળથી ધરતી ખસી રહી છે. પરિણામ ભલે વહેલું મોડું આવે પણ પરિણામ તો આજથી જ નિશ્ચિત છે.

આજે આપણી જો કોઈ મોટામાં મોટી કમનસીબી હોય તો તે એ છે કે પ્રજાના સઘળા વર્ગોને સરખી રીતે અંકુશમાં રાખીને એક નિશ્ચિત ધ્યેય તરફ દોરવે એવો એક પણ નેતા આપણી પાસે નથી. ખેડુતોથી માંડીને ઉદ્યોગપતિઓ સુધી દરેક વર્ગને ફટવનારા નેતાઓની ખોટ નથી. કડવી પણ સાચી વાત કહેનાર નેતાની જ ખોટ છે. શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ પ્રજાને થીગડાં મારીને જૂના કપડાં પહેરવાનો ઉપદેશ આપતા. આજે વૈભવ વિલાસમાં આળોટતા ક્યા નેતાની પ્રજાને આવો ઉપદેશ આપવાની મગદુર છે ? સરદાર ખેડુતોને અનાજના વધુ ભાવ ન માગવા માટે અને મજૂરોને વધુ મજૂરી ન માગવા માટે સ્પષ્ટ સલાહ આપી શકતા. ઉદ્યોગપતિઓ અને સનંદી અમલદારોને પોતાના અંકુશ હેઠળ રાખી વખત આવે દબાવી પણ જાણતા. આજે કયો નેતા એ પ્રમાણે કરી શકે એમ છે ? મહાત્માજીનો નૈતિક પ્રભાવ આજે કયા નેતામાં છે ?

અત્યારે તો દેશહિતનું સ્થાન સ્થાનિક અને વર્ગહિતોએ લીધું છે.

### [૭] સ્વાતંત્ર્ય પછીની સિદ્ધિઓ

સ્વાતંત્ર્ય પછીની સિદ્ધિઓ માટે જે મોટા મોટા બણગા ફૂંકવામાં આવે છે તે પણ આપણા નેતાઓની આત્મવંચનાનો અને આવતી વિપત્તિ પ્રત્યે આંખમીચામણાં કરવાનો જ એક પ્રકાર છે.

મહાત્માજીને આપણે જગતના એક न भूतो न भविष्यति । મહાપુરુષ તરીકે ઓળખાવ્યા. કૃષ્ણ કીપાલાનીએ પંડિત જવાહરલાલ નેહરુને અશોક અને





અકબરથીયે મહાન રાજકર્તા તરીકે ઓળખાવ્યા એ જ રીતે ઘણા લેખકોએ સરદાર પટેલને ચાણક્ય ને બિસ્માર્ક કરતાંયે મહાન પુરુષ તરીકે વર્ણવ્યા છે

આપણા નેતાઓ જો જગતમા અજોડ હોય તો એમણે ઘડેલી યોજનાઓ અને એમણે મેળવેલી સિદ્ધિઓ પણ સ્વાભાવિક રીતે જગતમા જોટા વિનાની હોવી જોઈએ અને પ્રચાર પણ આ અજબ તર્કશાસ્ત્ર ઉપર થઈ રહ્યો છે સ્વાતંત્ર્ય મળ્યા પછી આપણા નેતાઓ તરફથી શરૂ થતી દરેક યોજનાને લેબલ લાગી જાય છે, 'ભારતમા અપૂર્વ,' 'એશિયામા સૌથી મોટી,' 'જગતમા અભૂતપૂર્વ'

'આપણી સરકાર દુનિયાની કોઈપણ સરકાર સાથે હરીફાઈ કરી શકે એમ છે,' એમ પંડિત નેહરુ હિંમતપૂર્વક જાહેર કરે છે અને એમનાથી વિશેષ મેકીસ્રાઈરી સર શાન્તિસ્વરૂપ ભટનાગર કહે છે કે, યુદ્ધ પછી ઇંગ્લેન્ડ કરતા હિન્દ વૈજ્ઞાનિક પ્રગતિમા આગળ છે એમનાથી યે વિશેષ આગળ વધીને શ્રી નિત્યાનંદ સ્વામી જાહેર કરે છે કે અમનું આર કેન્દ્રનુ દફ્તર આખા જગતમા પોતાની દૃષ્ટિએ સૌથી વિશેષ સમૃદ્ધ છે!

એ જ રીતે રજવાડાના વિલીનીકરણથી માંડીને વિનોબાજીની ભૂદાન પ્રવૃત્તિ સુધીની દરેક સરકારી કે બિનસરકારી યોજના કે સિદ્ધિ આખા જગતમા અજોડ છે એવો આપણે વારંવાર દાવો કરીએ છીએ કોઈને એ ધ્યાન સરખો પણ આવતો નથી કે આ મોટી, અર્થરહિત, બડાઈઓ આપણી પ્રજાકીય લઘુતા ગ્રંથિ ઢાંકવા માટેના હવાતિયા છે!

આપણી આ બધી બડાઈઓથી આપણા સિવાય બીજુ કોઈ ભેરવાઈ બની શકે તેમ નથી એટલે ડહાપણ ભરેલો રસ્તો તો એ છે કે આ બધાની પાછળ સત્ય હકીકત શી છે તેની આપણે તપાસ કરીએ

આપણે આગળ જોઈ ગયા તેમ મહાત્માજીને આપણે ઐતિહાસિક દૃષ્ટિએ ભારતના ઇતિહાસમાં શંકર કે શિવાજી કરતા વિશેષ મહત્વનુ સ્થાન આપી શકીએ નહી એ જ રીતે પંડિત નેહરુએ પોતાની પાંચ વર્ષની કારકિર્દીમા અંગ્રેજો તરફથી મળેલા વારસાને વેડફ્યો છે, એમા નવો ઉમેરો કશોય કર્યો નથી

સરદાર પટેલની રજવાડાના વિલીનીકરણની સિદ્ધિ ખરેખર એક અદ્ભુત સિદ્ધિ હતી આખા હિંદમા એ સિદ્ધિ મેળવવાની સરદાર પટેલ સિવાય બીજા કોઈનામા તાકાત નહોતી છતાં એ સિદ્ધિને ચાણક્ય કે બિસ્માર્કની સિદ્ધિ સાથે સરખાવી શકાય નહી પોતાની સિદ્ધિઓ વડે ચાણક્યે ભારતના ઇતિહાસમા અને બિસ્માર્કે જર્મનીના ઇતિહાસમા એક નવુ ઉજ્જ્વળ પ્રકરણ ઉઘાડ્યુ હતુ જ્યારે ઉત્તર પક્ષે સરદારે તો માત્ર ભૂતકાળનુ ચઢી ગયેલુ કામ ઉકેલ્યુ હતુ દેશી રજવાડાનો પ્રશ્ન તો ઈ. સ. ૧૮૫૭ની આસપાસ જ ઊભો થયો હોત પણ ૧૮૫૭ના બળવા દરમ્યાન થતી આપણી લોકનાયકોને માન આપીને અંગ્રેજોએ આપણી સાંસ્કૃતિક અસ્મિતાના એ પ્રાચીન પ્રતીકોને આજસુધી સહીસલામત રહેવા દીધા હતા કાગળોને મતે હવે એમની જરૂર રહી ન હોવાથી સરદાર સાહેબે બહુ જ નેહ અને કુશળતા પૂર્વક એમનો ઉકેલ આણી દીધો પણ એ રજવાડાનો પ્રશ્ન ઉકેલ્યા પછી દેશની જે એકતા થવી જોઈએ તે કરવામા સરદાર નિષ્ફળ ગયા જીવનના અંતકાળે એમને સમજાયુ કે રજવાડાની શાસનમા એમનાથી ચાવી શકાય એના કરતા એ ઘણો મોટો કોળીઓ ભરી બેઠા હતા વડોદરા અને મ્હૈસોર જેવા અનેક પ્રગતિશીલ રાજ્યોમા તો વિલીનીકરણ પછી પ્રજાની દુર્દશા વધી વધી ગઈ છે મહાત્માજીની પેઠે સરદારે પણ રજવાડાના મોરચા ઉપર પોતાની વિનાશક શક્તિનો પરચો આપ્યો, સર્જક શક્તિનો નહી જ રજવાડાના વિલીનીકરણથી આપણી રાષ્ટ્રીય એકતા જે વિશેષ દૃઢ થવી જોઈએ તે થઈ નથી પાછલે બારણેથી રજવાડા અલોપ થયા

* 'સંદેશ' વિક્રમ સં. ૨૦૦૭ કારતક સુદ પાંચમ




અને આગલે બારણેથી પ્રાંતવાદ અને જિલ્લાવાદ આપણા રાષ્ટ્રજીવનમાં પેઠા.

એવું ને એવું બીજા નાના મોટા નેતાઓ માટે કહી શકાય. હવે આપણે છેલ્લા પાંચ વર્ષમાં આપણને મળેલી કહેવાતી અનેક મહાન સિદ્ધિઓ ઉપર ઊડતો દષ્ટિપાત કરી જઈએ.

**[૧] ખેતી**

આપણાં આ પાયાના પ્રશ્નનો આજસુધી કોઈ સ્થિર, શાણપણભરેલો કે કાયમી ઉકેલ આવ્યો નથી. આ પ્રશ્નને ઠેર ઠેર થીગડા મારવામાં આવ્યા છે અને એ મહાન સિદ્ધિઓના નામે ઓળખાય છે. એક બાજુ મોરારજીભાઈ મધ્યમ વર્ગ પાસેથી વગર વળતરે જમીનો લેવા માગે છે અને ગર્જના કરે છે કે અર્ધા વીઘાનો માલિક પણ જમીનદાર છે. તો બીજી બાજુ ઉત્તરહિંદમાં બર્દવાનના મહારાજા જેવા માલેતુજાર જમીનદારોને સરકાર કરોડો રૂપિયા વળતર આપીને એમના જમીન ઉપરના હક છોડાવે છે. ત્રીજી બાજુ મુનશીજીનું ખોરાકખાતું માળવામાં ટ્રેકટરોથી મોટા સરકારી ખર્ચે જમીનો તોડે છે અને એ જમીનો અનેક શ્રીમંત ઉદ્યોગપતિઓને પાણીને મૂલે આપી દઈ હજાર હજાર વીઘાંના માલિક એવા નવા જમીનદારો ઊભા કરે છે.

એક બાજુ પંચવર્ષીય યોજના પ્રજાને આદેશ કરે છે કે જમીનના નાના નાના ટુકડા એકઠા કરીને સહકારી ખેતી કરો. તો બીજી બાજુ વિનોબાજી જમીનના મોટા ટુકડાઓના નાના ટુકડાઓ કરાવી ભૂદાનની ચળવળ ચલાવી રહ્યા છે.

આની આ અંધાધુંધી દેશના એક ખૂણાથી બીજા ખૂણા સુધી ચાલી રહી છે. પરિણામ એ આવ્યું છે કે 'વધુ અનાજ વાવો'ની ચળવળ પાછળ એક અબજ રૂપિયાનું આંધણ મૂક્યા પછી પણ અનાજનો એક દાણોય વિશેષ ઊગ્યો નથી. જમીનદારીની નાબુદી, નાના ટુકડાઓનું એકીકરણ, ખેતીના સફળ આર્થિક એકમોની દૃષ્ટિએ જમીનની પુનર્વહેંચણી, ખેતીની સુધરેલી પદ્ધતિઓ, ખેતીનું આધુનિકરણ અને યાંત્રિકરણ; વ્યક્તિગત, સહકારી કે સામુદાયિક ખેતીમાંથી ખેતીની પદ્ધતિની પસંદગી, ખેતી, જંગલ અને ગૌચરની જમીનનું પરસ્પરનું પ્રમાણ, નહેરો ને સીંચાઈની વ્યવસ્થિત યોજનાઓ. આ અને આવા બીજા અનેક ખેતીને લગતા પ્રાણપ્રશ્નો વિષે આખા દેશ માટે જે એકધારી નીતિ અને એનો આકરો અમલ હોવો જોઈએ તેવું કંઈ જ આપણે ત્યાં નજરે પડતું નથી. જેને જેમ ફાવે તેમ સૌ વર્તી રહ્યા છે.

[ક્રમશઃ]



## થોકબંધ

ક્યારે થશે જીવિત ધ્યેયની પૂર્ણ સિદ્ધિ ?
—એ પ્રશ્ન સાથ પ્રતિઉત્તર કેટલાયે
આવે જરા ધીરજ, શાંતિ, સુસભ્યતાના
પાઠો મને અભણને મળે થોકબંધ.

**પ્રવાત**



ઊર્મિ-નવરચનાનો આવતો અંક દિવાળી અંક તરીકે પ્રગટ થવાનો હોઈ ૧લી ને બદલે પાંચમી તારીખે દરેક ગ્રાહકોને રવાના થશે—દળદાર અને અનોખા સ્વરૂપે.

# ગ્રંથસમીક્ષા

અ.મ.રા.

## રખડવાનો આનંદ

[લે. કાકા કાલેલકર. પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, મૂલ્ય, ચાર રૂપિયા.]

'જીવનનો આનંદ'ના બીજા ભાગ તરીકે પ્રગટ થયેલ આ પુસ્તક 'જીવનનો આનંદ'ની આગલી આવૃત્તિમાંથી છૂટા પાડેલા તેમ જ ઘણા નવા મળી કુલ ચોસઠ લેખોનો સંગ્રહ છે. બધા લેખો કાકાસાહેબ કાલેલકરે કરેલું દેશદર્શન રજૂ કરે છે. સિંધથી આસામ અને કાશ્મીરથી કન્યાકુમારી સુધી ચોખૂટ ભારતમાં ફરી વળેલા કાકાસાહેબે કેટલા બધા ઐતિહાસિક, ભૌગોલિક અને ધાર્મિક મહત્ત્વના અને પ્રકૃતિસૌંદર્યમંડિત દર્શનીય સ્થળો જોયાં છે, તેના દર્શને તેમણે કેવા આનંદસંવેદનો માણ્યા છે અને શા શા વિચાર કર્યા છે, અને તે બધું કેવી રસાળ સાહિત્યિક છટાવાળા, કેટલીકવાર કાવ્યકલ્પ બની જતા પ્રસન્નમધુર ગદ્યમાં તેમણે વર્ણવ્યું છે એની એમના પ્રત્યે હૃદયનો આદર જન્માવે એવી પ્રતીતિ સંગ્રહના બધા લેખો કરાવે છે.

પુસ્તકના એવા લેખોમાં કન્યાકુમારી, કર્ણાટક, મહેસૂર, સહ્યાદ્રિની પાર્વતી શ્રી, હરદ્વાર, સહસ્રધારા, કાશ્મીર, આસામની આપણી પૂર્વ સરહદ, કોલારની સોનાની ખાણ, વેરૂળની ગુફાઓ, અજંટાનાં ચિત્રો, અડિયારનો વડ, કમીગઢ, તાજમહાલ, કુતુબમિનાર, ધુંઆધાર, શિવનું કમળજેવું [illegible] સરોવર, અશોકના શિલાલેખો અને એવાં તો ભારતની વિભૂતિ કે ભૂષણ કહેવાય એવાં અનેક સ્થળો વિશે આજન્મ શિક્ષક જ નહિ પણ આદર્શ સંસ્કારશિલ્પક અને પ્રચ્છન્ન કવિ કાકાસાહેબની કલમે લખાયેલી માહિતીની મિજબાની વાચકોને મળે છે અને છતાં નોંધપાત્ર વાત તો એ છે કે આટલી સામગ્રી વાચકોની સેવામાં ધરતી વેળા કાકાસાહેબે 'કેટલું બધું જોયું અને કેટલું થોડું લખાયું'નો અફસોસ વ્યક્ત કર્યો છે. પુસ્તકના વાચનથી સહૃદય બનેલા વાચકો પણ એ અફસોસમાં ભાગ પડાવશે.

પુસ્તકમાં એકનું વિધવિધ સમયે વિધવિધ સ્થળોના કરેલા પ્રવાસનું હેવાલ જેવું વર્ણન જ નથી. અંગત અનુભવો, સંવેદનો, સંસ્મરણો, વગેરેથી કાકાસાહેબ એ વર્ણનને રસપૂર્ણ અને જીવંત બનાવે છે, સ્થળોના પ્રાકૃતિક સૌંદર્યનું ક્યારેક ચિત્રકારની અદાથી અને ક્યારેક કવિની કલાથી આલેખન કરે છે, તે તે સ્થળોના ઇતિહાસ ભૂગોળની વિશિષ્ટતાઓ સમજાવે છે, તાજમહાલ કે અજંટાની કલા પર કલાના મર્મજ્ઞની પેઠે પ્રકાશ પાડે છે, પોતાના સંવેદનો અને વિચારમાળામાં વાચકોને સહભાગી બનાવે છે, અને આ રીતે પુસ્તકને વાચકોને પ્રવાસરસ ઉપરાંત વાર્તા અને કાવ્યનો રસ આપનારું અને માહિતીપ્રદ બનાવે છે. વેરૂળની ગુફાઓ, તાજમહેલ, અજંટા કે કન્યાકુમારીનાં વર્ણનો તો મનોરમ છે જ, પણ કોલારની સોનાની ખાણોનું વર્ણન પણ કેવું મનોહર ચિંતનકણિકાઓથી ઓપતું તેમણે બનાવ્યું છે! આદિવાસીઓ વિશે પોતાનું વક્તવ્ય કેવી સુભગ રીતે 'સંથાલી મોરની મા' એમણે રજૂ કર્યું છે!

આ સિદ્ધિ જેની છે તે કાકાસાહેબનું મધુર વ્યક્તિત્વ પુસ્તક સમગ્રમાં વેરાઈ તેમાં ઓતપ્રોત થઈને પડ્યું છે. કાકાસાહેબની સૌંદર્યદૃષ્ટિ, એમની ભાવુકતા, એમનો પ્રકૃતિરસ, એમનું સંવેદનપટુ કવિહૃદય, એમની બાળકના જેવી નિરામય કુતૂહલવૃત્તિ, એમની કલ્પનાશીલતા, એમની ચિંતનપરાયણતા, એમની વિનોદવૃત્તિ, એમનું રંગભાન (Sense of colour), એમની આર્ય રસરુચિ, એમનું વાણીપ્રભુત્વ, એમનું કલમકૌશલ, નવા નવા શબ્દો ઘડવાની એમની ફાવટ—આ સર્વનું તોષકર દર્શન આ પુસ્તક કરાવે છે.




ભારતનો આટલો ને આવો પરિચય આ પુસ્તક આપે છે એટલો ને એવો બીજાં કેટલાં ગુજરાતી પુસ્તકો આપે છે? જુવાનોનું તો આ પુસ્તક માનીતું પુસ્તક બની જવું જોઈએ. પ્રવાસની દીક્ષા તો એ એમને આપશે જ, પણ પ્રવાસ કઈ દૃષ્ટિથી કેવી રીતે કરાય એ પણ એ એમને શિખવાડશે.

### વાહ રે મૈં વાહ!

[ લે. કનૈયાલાલ મા. મુનશી; પ્રકાશક, ભારતીય વિદ્યાભવન, મુંબઈ–૭; વિક્રેતા, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય–અમદાવાદ; મૂલ્ય સવા બે રૂપિયા. ]

સાઠની ઉમર પછી શ્રી. મુનશીએ લખેલું આ નાટક આ ઉમરે પણ શ્રી. મુનશીની વિનોદવૃત્તિ એમને છોડી ગઈ નથી એ બતાવે છે. પ્રવેશો વગરના ચાર અંકમાં વહેંચાયેલું આ નાટક પ્રહસન અને fantasy જેને શ્રી. મુનશી 'અસંભવ' કહે છે તેના-મિશ્રણ જેવું છે. 'બ્રહ્મચર્યાશ્રમ' જેવાં નાટકોમાં બીજાંની ઠેકડી ઉડાવનાર શ્રી. મુનશીએ એમાં પોતાના કેટલાંક તેજસ્વી પાત્રો અને એમની ભાવનાઓની તેમ મોકળે હૈયે પોતાની પણ ઠેકડી કરી છે.

એમાં શ્રી. મુનશીએ નાયક બનાવેલ છે પોતાની જાતને અને સમય લીધો છે ઈ. સ. ૧૯૪૮ ના સપ્ટેંબરનો, જે વખતે પોતે ભારત સરકાર તરફથી નિયુક્ત થયેલા એના હૈદ્રાબાદ ખાતેના પ્રતિનિધિ હતા. જ્યારે નિઝામના હૈદ્રાબાદ રાજ્યમાં રઝાકારોની તોફાની ભારતવિરોધી ચળવળે માઝા મૂકી કટોકટીની પરિસ્થિતિ સરજી હતી ત્યારે સ્વ. સરદારશ્રી વલ્લભભાઈ પટેલની ઠંડાઈભરેલી અને વધુ પડતી ઉદારતાવાળી દેખાતી નીતિથી થતી અકળામણને, તેમજ અભયના મંત્રના પૂજક છતાં એ સ્થિતિમાં સરકારની આજ્ઞાથી હૈદ્રાબાદ જતાં પોતાના અંતરમાં એમણે ભલે થોડીવાર પણ અનુભવી હશે તે ગભરાટની લાગણીને, અતિશયોક્તિનો પુટ ચડાવી પ્રહસનની મદદ લઈ શ્રી. મુનશીએ એમાં અભિવ્યક્ત કરવા ઇચ્છ્યું છે.

એક જ સ્થળ—મુનશીના મુંબઈના દીવાનખાના—માં ભજવાતા ચારે અંકમાં વાતાવરણ શ્રી. મુનશીના હૈદરાબાદ જવાની તૈયારીનું છે. પહેલા અંકમાં સ્વજનો, મિત્રો ને કાર્યસાથીઓને પાત્ર બનાવી એમની સાથેના વાર્તાલાપ દ્વારા શ્રી મુનશીએ પોતાની લાક્ષણિક ટેવો, ગુજરાતી સાહિત્ય પરિષદ તથા ભારતીય વિદ્યાભવન માટેની પોતાની ફીકર તથા કદાચ હૈદરાબાદમાં પોતાનો જાન સલામત ન રહે એવી અંતરમાં જરાક અસ્વસ્થતા જગાડી જતી ભીતિ છતાં બહારથી કૃત્રિમ હિંમત અને ચાલુ ટીખળી સ્વભાવ દેખાડવાના પોતાના પ્રયાસનું પોતાની જાતથી અળગા કે તટસ્થ થઈને હળવું આલેખન કર્યું છે. બાકીના ત્રણ અંકમાં પોતાની સ્વપ્નાવસ્થાની નાટ્ય–યુક્તિ (Dramatic device) દ્વારા પોતાનાં કેટલાંક નાટક–નવલકથાઓનાં મુખ્ય સ્ત્રી તેમજ પુરુષ પાત્રોને રંગભૂમિ પર લાવી તેમના પોતાની જોડેના ફરિયાદ, સલાહ, વગેરેથી ભરેલા વાર્તાલાપ દ્વારા શ્રી મુનશીએ અચ્છી રંગત જમાવી છે. ચોથા અંકમાં પેલાં પોતાનાં પુરુષપાત્રો સાથે શ્રી. મુનશી હૈદરાબાદનો પ્રશ્ન ચર્ચે છે તેમાં જે સલાહ ને ટીકા એમને મળે છે તે વિનોદમાં ખપે તેમ છે છતાં તેમાં કેટલીક તત્કાલીન પરિસ્થિતિ અને મનોદશા સાચી રીતે રજૂ થઈ છે. ચોથા અંકનો અંત મુનશી સ્વપ્નમાંથી જાગૃત થઈ હૈદરાબાદ જવાનો ભીષણ નિશ્ચય હસામણી હિંમતથી કરતા દેખાતા હોય એ રીતે આવે છે.

લખાવટ સાદ્યન્ત હાસ્યની હળવાશભરેલી છે જે નાટકને એક સફળ પ્રહસન બનાવે છે.

### સ્વપ્નસિદ્ધિની શોધમાં

[ લેખક, પ્રકાશક અને મુખ્ય વિક્રેતા ઉપર મુજબ; મૂલ્ય, સાડા ૭ રૂપિયા ]

શ્રી મુનશીની સ્વલિખિત જીવનકથાનો ઈ. સ ૧૯૦૬ થી ૧૯૨૨ સુધીના કાળને આવરતા બીજા ભાગ 'સીધાં ચઢાણ' પછીનો ઈ. સ. ૧૯૨૩ થી ૧૯૨૬ સુધીના સમયને નિરૂપતો આ ત્રીજો ભાગ છે.





કર્તા આ સમયને પોતાના સમગ્ર જીવનનો સૌથી અગત્યનો અને સર્જનાત્મક સમય માને છે અને એ વર્ષોમા પોતાનુ જીવન નવુ ઘડાયુ એમ ગણે છે તેથી આ ભાગનુ મહત્વ પોતાની દૃષ્ટિએ આગલા ભાગો કરતા અધિક છે એમ કહે છે એ જ કારણે એના કાગળ, મુદ્રણ, ઇત્યાદિ એમણે ચઢિયાતા રખાવી એને રૂપેરગે સોહામણુ પ્રકાશન બનાવેલ છે

જે ગાળાની આ ભાગ વાત કરે છે એમા શ્રી મુનશીનુ જીવન નવુ ઘડાયુ તે પ્રણયથી શ્રીમતી લીલાવતી શેઠ અને શ્રી મુનશીનો પ્રણય ઈ સ ૧૯૨૨મા 'ગુજરાત' માસિકના આરભ પછી તરતમા પત્ર વ્યવહારથી શરૂ થયો અને ૧૫–૨–૧૯૨૬ના રોજ એ પરિણયમા પરિણમ્યો ત્યા સુધીની એમની પ્રણયકથા શ્રી મુનશીની જીવનકથાના આ ત્રીજા ભાગનો પોણાથી વધુ ભાગ રોકે છે અને એ જ એનુ પ્રધાન આકર્ષણ છે મુનશીદપતીની આ પ્રણયકથા ઉભયના એ ગાળાના અંકોડાબધ્ધ પત્રોની સહાયથી વધુ રસિક છે અને પૂરા વિસ્તારથી નિરૂપાઈ છે આ પત્ર વ્યવહાર ઉભયના આત્માનો સવાદ, અન્યોન્ય માટેનો વધતો જતો ઉત્કટ અનુરાગ, વચમા તેમને ઘેરતી નિરાશા ને આકુળતા, તેમની તે વખતની ધસમસતી ભાવોર્મિઓ ને પ્રણયરસ વેદનો હૃદયની અને સાહિત્યની ભાષામા સરળતાથી અભિવ્યક્ત કરે છે અહી ગ્રથસ્થ થતી વેળા થોડુ સમાર્જન પામેલા લાગતા આ પ્રણયપત્રો ગુજરાતના અગ્રગણ્ય સાહિત્ય સર્જક દપતીના પ્રણયપત્રો હોવાને કારણે આ પુસ્તકનુ અનેરુ આકર્ષણ બનશે

બને જુદી ન્યાતના તેમ પરિણીત હોવાને કારણે રોમાચક બનેલુ આ હૃદયખેચાણ શ્રી મુનશીના પ્રથમ પત્ની અતિલક્ષ્મીની આમન્યા જાળવવાને કારણે સયમશુદ્ધ રહેલુ, પણ તેથી જ વધુ ઉત્કટ પણ બનેલુ એમ આ પુસ્તક આપણને જણાવે છે અન્યથા જેને પોતે 'સતી' કહે છે એવી આ પત્નીથી સતુષ્ટ મુનશી નાનપણથી કલ્પનાશીલ હૈયે 'દેવી'નુ દર્શન શ્રીમતી લીલાવતીમા પામ્યા અને 'ગગનસ્પર્શી ઊર્મિ' એમની રગોને કપાયમાન કરી રહી આ પરિસ્થિતિએ કેવો ત્રિકોણી પ્રણય સર્જી એની વેદનાનો આ પ્રણયકથાના નાયકનાયિકાને તથા સ્વ અતિલક્ષ્મીને અનુભવ કરાવ્યો, મુનશીએ કેવી રીતે નવા પ્રણયને પત્ની સમક્ષ નિવદિત કરી તેની મજૂરી યાચી, ગગાને જટામા રાખવા દેવાની પાર્વતીએ કેવી વેદના સાથે પણ ઉદારતાથી તેના મહાદેવને સમતિ આપી, યુરોપના પત્ની અને પ્રેયસી સાથે કરેલા પ્રવાસે કથાનાયકના પ્રણયાવેગને કેવા ગહન અને ઉત્કટતા આપ્યા, 'ઉદાત્ત અને સરળતાના સત્ત્વ જેવી સતીશિરોમણિ'એ અને ત્યારપછી લગભગ બે વરસે લાલભાઈ શેઠે લીધેલી આ દુનિયાની વિદાયે પ્રણયકથાના નાયક–નાયિકાની પ્રણય તપશ્ચર્યાનો અચાનક સુખદ અન્ત આણી તેમના 'અવિભક્ત આત્મા'ના સમિલન અને નિત્યસહચારની લગ્નદ્વારા કેવી સુવિધા કરી આપી, અને નાયકના સમજુ ઉદાર ને તેજસ્વી માતા [illegible]માએ અનુકૂળ બની તેમા શો ભાગ ભજવ્યો—આ બધુ આ પુસ્તકમા વિગતે તેમ રસપૂર્વક લાક્ષણિક મુનશી શૈલીમા નિરૂપાયુ છે નિરૂપનાર પ્રથમ કોટિના સાહિત્યકાર છે એટલે સાહિત્યકલાના અને કલ્પનાના રગો સ્વાભાવિક રીતે જ એમા ભળ્યા છે, પણ એમ છતાં, અથવા એ સાથે, એક સાચી પ્રણયકથાના આહ્લાદક વાચનનો લાભ વાચકને એમા મળે છે

પુસ્તકમા મુનશીનો યુરોપનો પ્રવાસ, એમની વકીલાત 'ગુજરાત' માસિક અને 'સાહિત્ય સસદ્'ની એમણે કરેલી સ્થાપના અને તેનુ સચાલન, એમણે આપેલા વ્યાખ્યાનો, સને ૧૯૨૬ ની મુબઈમા એમણે ભરાવેલી ગુજરાતી સાહિત્ય પરિષદ અને વિરોધી વાતાવરણ વચ્ચે આણેલી એની સફળ સમાપ્તિ, અને કૃતિઓનુ સર્જન, આ બધા વિષે પણ પૂરતી માહિતી રોચક રીતે પીરસાયેલી છે અતિલક્ષ્મી મુનશી, [illegible]મા, આચાર્ય જેવા મિત્રો નટુભાઈ, મનુકાકા જેવા કેટલાય ધધાભાઈઓ,



ચંદ્રશંકર, મનહરરામ, દુર્ગાશંકર શાસ્ત્રી, વિજયરાય વૈદ્ય, બટુભાઈ ઉમરવાડિયા જેવા અનેક સાહિત્યકાર મિત્રો, આ સૌ વિશે પણ તેમની પ્રકૃતિ, લેખક સાથેના સંબંધ અને તેમની લાક્ષણિકતાઓનો ખ્યાલ આપે એવી માહિતી ટૂંકમાં યથાવસર રજૂ થઈ છે. શ્રીમતી લીલાવતી પર લખેલા ને સામેથી મેળવેલા પ્રેમપત્રો જેમ વિગતે ઉતારાયા છે, તેમ યુરોપના પ્રવાસની ડાયરીમાંથી, પોતાનાં સાહિત્ય સંસદ્નાં પ્રમુખીય વ્યાખ્યાનોમાંથી તેમજ પોતાની સર્જનાત્મક કૃતિઓમાંથી પણ પોતાની ભાવના સમજાવવા કેટલાક ઉતારા કર્તાએ પોતાની આ જીવનકથામાં ઠીક પ્રમાણમા આપ્યા છે.

ગુજરાત પાસે એની ભાષામાં રસભરી રીતે લખાયેલી જીવનકથાઓ ઓછી જ છે, એ સ્થિતિમાં મુનશીની આગળ વધતી રસાત્મક આત્મજીવનીનો આ ત્રીજો ભાગ સાહિત્યરસિકોનો ઉમળકાભર્યો સત્કાર પામશે એમાં શંકા નથી. સને ૧૯૨૬ સુધી આવતાં ત્રણ ભાગ થયા છે તો ૧૯૫૩ સુધી આવતાં બીજા ત્રણ નહિ તો બે ભાગ તો મુનશી જરૂર આપવાના એમ સહેજે કલ્પાય.

**શ્રી હર્ષદેવ**

[ લે. ન્હાનાલાલ દ. કવિઃ પ્ર. ડૉ. મનોહર ન્હાનાલાલ કવિ, એલિસબ્રીજ, અમદાવાદ; મૂલ્ય, અઢી રૂપિયા ]

સ્વ. કવિશ્રી ન્હાનાલાલનું ઈ. સ. ૧૯૪૧માં રચાયેલું પણ તેમના અવસાન પછી પ્રગટ થતું આ એક ઐતિહાસિક નાટક છે. કવિશ્રી સ્મારક ફંડમાંથી રાજકોટની 'રાજકુમાર કૉલેજ કવિશ્રી ન્હાનાલાલ સ્મારક સમિતિ'એ આ નાટક પ્રકાશકને છપાવી આપી એક ઉપયોગી કાર્ય કર્યું છે.

નાટક કવિશ્રીનાં અન્ય પુરોગામી નાટકોની જેમ ડોલનશૈલીમાં લખાયેલું છે, પણ તેને 'સંઘમિત્રા'ની માફક સંસ્કૃત નાટકની શૈલીનું બનાવ્યું છે એટલે તેમાં પ્રવેશો વગરના સાત સળંગ અંકો છે અને પાત્રોના સંવાદો વચ્ચે શ્લોકો મૂકાયેલા છે.

જેને કવિ 'આર્યાવર્તનો છેલ્લો ચક્રવર્તી રાજ-રાજેશ્વર' કહે છે એ હર્ષવર્ધન આ નાટકનો નાયક છે. પહેલા અંકનો વિષય હર્ષના ભાઈ રાજ્યવર્ધનનું મૃત્યુ, બેન રાજ્યશ્રીની પણ એના પતિના પરાજયે સરજેલી દુર્દશા અને તેને કારણે વિંધ્યાટવીમાં એણે શોધેલો આશરો અને હર્ષદેવનો રાજ્યાભિષેક છે. બીજા અંકમાં રાજ્યશ્રીને વિંધ્યવનમાંથી ચિતાપાત વેળાયે જ જઈ પહોંચી હર્ષે બચાવ્યાનો પ્રસંગ નિરૂપી ત્રીજામાં કવિ હર્ષના દરબારમાં આપણને લઈ જઈ યુએન-સંગ, બાણ ને શીલભદ્ર સાથેનો તેનો સંવાદ આપણને સંભળાવી હર્ષની વિદ્યા–સંસ્કાર–રસિકતા પ્રગટ કરે છે. ચોથા અંકમાં કાશ્મીરમાં બાણની 'કાદંબરી' –રચના અને પાંચમામાં હર્ષનો વલ્લભીવિજય નાટ્ય વિષય બનાવી, છઠ્ઠા અંકમાં કવિ નર્મદાતીરમાં હર્ષે કરેલા ધનુષ્ય ત્યાગથી ઉત્તરાપથના તેના દિગ્વિજયની પૂર્ણાહુતિ નિરૂપે છે. સાતમો અંક પ્રયાગતીર્થે લઈ જઈ આપણને હર્ષના પંચવર્ષી સર્વમેધ યજ્ઞ અને તેણે ભરેલી મોક્ષપરિષદનું દર્શન કરાવી એમાં થતી મોક્ષ અને ધર્મ સંબંધી સારી ચર્ચા સંભળાવી. હર્ષદેવની અનન્ત–દર્શનની ઝંખના વ્યક્ત કરી તેના પાત્રને આદરપાત્ર બનાવી કવિશ્રી નાટક પૂરું કરે છે. હર્ષની અનન્તદર્શનની વાંછના વ્યક્ત કરતો

'આવ્યાં ગયાં, ઉગી ડુબી જ આથમ્યાં,
હાર્યા – હરાવ્યા જય ને પરાજયે;
અગાધ લીલા અહીં સાન્તની દીઠી,
હવે દેખાડો અનન્ત દર્શન'

એ શ્લોકના ઉત્તરમાં તેને એવું અનન્તદર્શન કરાવતા ધર્મપાલના મુખમાંથી નીકળતો

'ઢાંકી અંગ વિરાટ ઝાલર મહીં' શશિસૂર્ય પ્રજ્વાળતો,
વેરન્તો નભ કોટિ કોટિ તણખા તારા ઉડાવે–ઝીલે;
ને પદ્માસન વાળ્યું કાળકમળે બ્રહ્માંડ સિંહાસને,
જો ! સાનન્દ અનન્તમંદિર વિશે ગાજે અનન્તા, ડોલે'.

એ શ્લોક કવિની અધ્યાત્મ પ્રીતિ અને કવિ-પ્રતિભાનું એક સાથે દર્શન કરાવે છે.


નવરચના

## ડોક્ટરોને પણ સંપૂર્ણ સંતોષ

આપનાર

# Auto ઓટો ફીડીંગ બોટલ



મુંબઈના જાણીતા ડોક્ટર સાહેબ લખે છે કે-

"–આપની "ઓટો ફીડીંગ બોટલ" માટે અભિનંદન આપતાં આનંદ થાય છે. મારી મેટર્નિટી હોસ્પીટલમાં અનેક જાતની દુધ પીવરાવવાની બાટલીઓ અત્યાર સુધી વાપરવામાં આવતી હતી. પરંતુ જ્યારથી 'ઓટો ફીડીંગ' બોટલ વાપરવાનું શરૂ થયું, ત્યારથી જ સ્ટાફની દરેક મુંઝવણનો અંત આવી ગયો છે. ટોટી ઘણી જ સુંદર છે. નાના બાળકોનું તાળવું સૂઝી જતું નથી. ટોટી લાંબો વખત ચાલે છે. માતાના સ્તનાકારની તેની ટોટીથી બાળકો દુધ પીતાં સંતોષ અનુભવે છે..."

**હિંદભરમાં જાણીતા સ્ટોર્સમાં મળે છે**

દરેક જગ્યાએ સ્ટોકીસ્ટો એજન્ટો અને ડીસ્ટ્રીબ્યુટરો જોઈએ છે.

આજે જ લખો :–

પોસ્ટ બૉક્ષ નં. ૪૦૨૯, મુંબઈ ૭.



આજે જ એક સેટ ખરીદો





* ડીસ્ટ્રીબ્યુટર્સ *

**આર. એમ. શાહની કું.**
૧૩૫, મસજીદ બંદર રોડ,
મુંબઈ ૩.

**અમદાવાદ :**
ચીમનલાલ માધવલાલની કું.
ત્રણ દરવાજા અમદાવાદ.

**વડોદરા :**
જે. પટેલની કું.
મહાત્મા ગાંધી રોડ.
બાબુ એન્ડ કું. રાવપુરા રોડ.

**આણંદ :**
જ્યોતિ મેડીકલ સ્ટોર્સ.

**રાજકોટ :**
ફેવરીટ સ્ટોર્સ, પરાં બજાર.

**પુના :**
બી. વસંતલાલની કું.
૧૭૯, લક્ષ્મીરોડ, પુના–૨

**નાસિક :**
શારદા વેરાયટીઝ સ્ટોર્સ
કાપડ બજાર.

**નાગપુર :**
જે. વસંતલાલ એન્ડ બ્રધર્સ
સીતાબરડી, ઇતવારી બજાર,

**બેંગ્લોર :**
ભાગ્ન ટ્રેડીંગ કું.
શરણ માર્કેટ, બેંગ્લોર–૨.

**મદ્રાસ :**
જે બાવાભાઈની કું.
૨૬૦, નેતાજી સુભાષ રોડ
મદ્રાસ–૧.

**કલકત્તા :** યુ. એન. મિત્ર
૭૧, કેનીંગ સ્ટ્રીટ.

**દિલ્હી :** ધાઈ મેડીકલ હોલ,
૨૩૮, આઝાદ માર્કેટ.

## આપનાં પ્યારા બાળક માટે

# 'ઓટો ફીડીંગ બોટલ' સેટ

## આજે જ ખરીદો

## અને બાળકની તંદુરસ્તી સાચવો

# રામતીર્થ બ્રાહ્મી તેલ



(સ્પેશ્યલ નં. ૧)

(રજીસ્ટર્ડ) : આયુર્વેદિક દવાવાળું

## પ્રખ્યાત ડૉક્ટરો, વૈદ્યો, પ્રોફેસરો તથા સ્ત્રી–પુરુષો આ તેલની પ્રશંસા કરતાં થાકતાં નથી કારણ કે–

## તે અનેક ફાયદાઓની ખાત્રી આપે છે

તેનાથી જ્ઞાનતંતુ અને ક્રિયાતંતુ બળવાન બને છે. માથાનો દુખાવો મટે છે દૃષ્ટિ વધે છે. યાદદાસ્તશક્તિ વધે છે. આંખમાં આંજવાથી આંખના અનેક દરદો દૂર થાય છે. વાળ કાળા અને તેજસ્વી બને છે. ટાલ ઉપર વાળ ઊગે છે. ખોડો દૂર થાય છે. ગાઢ નિદ્રા લાવે છે. શરીર પર દરરોજ ચોળવાથી ચામડીના અનેક રોગો દૂર થાય છે. શરીર પુષ્ટ બને છે. ખરી પડતા વાળ અટકે છે અને વધે છે. કાનમાં નાખવાથી કાનની અનેક ફરિયાદો દૂર થાય છે. લીખ અને જૂ દૂર થાય છે.

### મગજ, વાળ અને શરીર માટે અતિશ્રેષ્ઠ.

**સૂચના :**

દરેક ઋતુમાં દરેક સ્ત્રી, પુરુષ અને બાળકો માટે રામતીર્થ બ્રાહ્મી તેલ અનુકૂળ છે. ખાત્રી માટે તમારા કેમીસ્ટ કે દુકાનદાર પાસે આ તેલની જ માગણી કરો. બધી જગ્યાએ મળી શકે છે.

કિંમત

**મોટી બાટલીના રૂા. ૩–૮–૦**

**નાની બાટલીના રૂા. ૨–૦–૦**

સ્થાનિક ટેક્સ અલગ

પરદેશ માટે મોટી બાટલીની કિંમત શીલીંગ ૧૫ અને નાની બાટલી કિંમત શીલીંગ ૧૨

**ખાસ સૂચના :**

એકેક બાટલી ટપાલથી મંગાવનારને

**મોટી બાટલીના રૂા. ૫–૧૩–૦**

**નાની બાટલીના રૂા. ૩–૧૩–૦**

(બાટલીની કિંમત + ૧–૧૪–૦ પોસ્ટેજ + ૦–૭–૦ પેકીંગ)

**મનીઑર્ડરથી પૈસા મોકલવા.**

**વી. પી. થી મોકલીશું નહિ.**

ફોન : ૬૨૮૯૯ : : તાર : 'PRANAYAM'

## શ્રી રામતીર્થ યોગાશ્રમ

દાદર (સેંટ્રલ રેલ્વે) મુંબઈ ૧૪.

તા. ક. : શ્રી રામતીર્થ યોગાશ્રમમાં દરરોજ (રવિવારે બંધ) સવારના ૭॥ થી ૯॥ અને સાંજના ૬ થી ૭॥ શારીરિક અને માનસિક આરોગ્ય તથા આધ્યાત્મિક ઉન્નતિને માટે યોગના વર્ગ ચાલુ છે.

COTY : RBO

.... ધીરૂભાઈ ચશ્માવાળા એટલે ....

કરાંચીના ત્રીસ વર્ષના ફક્ત ચશ્માના જૂના અનુભવી

# ચશ્મા મફત સલાહ



**ખેતાલા ચશ્મા**—પાંત્રીસથી બેંતાલીસ ઉમરનાને રાત્રે વાંચતાં ઝાંખું દેખાય અને દૂર ચોખ્ખું દેખાય તેનું નામ બેતાલા.

ખેતાલા ચશ્માવાળાએ દૂર જોવાની **ચશ્માથી** કોશીશ, કરવી નહિ, આ જોવાથી દૂરનું ઝાંખું દેખાય છે. નજીકના ચશ્મા દૂર પહેરવાથી નંબર વધતો જાય છે.

અમારો ચશ્મા માટેનો બહોળો અનુભવ—જથાબંધ ચશ્મા માટે હિન્દુસ્તાનમાં મશહુર વેપારી છીએ.

**ધીરૂભાઈ એટલે એતાલા ચશ્માના હિન્દભરમાં પ્રખ્યાત થએલા મશહુર વેપારી.**

ત્રીસ વરસના ચશ્માના પીઢ અનુભવી વેપારી. આંખોનો નંબર ઐતાલા ચશ્માવાળા માટે તુરત જ કાઢી આપે છે.

ભાવો—બજાર કરતાં અરધાથી પણ ઓછે ભાવે આપે છે.

ગરીબ પ્રજાને દિલાસારૂપ, ચશ્માના એક જ વેપારી.

વાંચવા માટે તેમ જ આંખ આવી હોય ત્યારે અગર તડકા માટે અમારા ઠંડા ગોગલ્સ વાપરો — ભાવ તદન મફતના ભાવે.



★ **ધીરૂભાઈ એન્ડ કું.** ★

(કરાંચીવાલા) ચશ્માવાલા.

૩ જે માળે, જવાહર હોટલ સામે, રીચીરોડ,

**: અમદાવાદ :**

*Everything for the Esquire*

STYLE & SMARTNESS

# KANT & CO. TM

**Tailors & Outfitters**



*Prop.*

**K. M. PARMAR**

D. M. T. C. A. (LOND)

Near Laxmi Vilas Hotel,
Gandhi Road,
AHMEDABAD.

'ઊર્મિ' વર્ષ : ૨૪
'નવરચના'-વર્ષ : ૧૮

# ઊર્મિ નવરચના

સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક

અંક ૮ : નવેમ્બર ૧૯૫૩ : દીપોત્સવી-૨૦૦૯ : સળંગ અંક ૨૮૪



## દીપોત્સવી અંક : સંવત. ૨૦૦૯

### -: અનુક્રમણિકા :-





મુદ્રક અને પ્રકાશક : ચન્દ્રકાન્ત ફૂલચંદ શાહ. મુદ્રણસ્થાન : લોકમત પ્રિન્ટિંગ પ્રેસ, ડુમરાલ બજાર, નડિયાદ.
પ્રકાશન સ્થાન : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ, ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ ૧.

# કોડિયું

રંગબેરંગી વીજળીના દીવાની ત્યાં હારમાળ હતી.
ધનિકનાં બાળકો આતશબાજી ખેલતાં હતાં.
ધનના ધૂમાડા ચાલુ જ હતા.
ત્યાં તો ફાટયાં–તૂટયાં વસ્ત્રોવાળી એક બાળકી
મોં વકાસતી, રોશની જોતી ત્યાંથી નીકળી.
ધનિકનાં બાળકોએ એને ધુત્કારી કાઢી.
આતશબાજીના ઊડતા ધૂમાડા જ એ જોઈ શકી.
રઝળતી–રખડતી થાકીને એ પોતાની ઝૂંપડીએ આવી
ત્યારે એની માએ એને છાતીએ ચાંપી.
માતાનો એ ઊમળકો—
માતાનો એ વહાલસોયો હાથ—
માતાની ઠરેલી એ આંતરડી—
—એ બધું જોઈ ને બાળકી ઘડીભર પેલું સ્વપ્ન ભૂલી ગઈ.
મમતાળુ માએ માટીના પીંડામાંથી બનાવેલું
કાચું કોડિયું ત્યાં ટમટમાવ્યું હતું.
કોડિયાની વાટના આછા ઝળહળાટમાં બાળકીનું પેલું
સ્વપ્ન ઝંખવાઈ ગયું.

ક્ષ

# નવરચના

તંત્રી : ઈશ્વરલાલ મો. દવે
સંપાદક : જયન્ત પરમાર



# સમયનાં ક્ષીર-નીર

રાજહંસ

### પ્રતીક-સત્યાગ્રહો

ભગવાનને મંદિરમાંથી બહાર કાઢી જનતાની વચ્ચે સ્થાપનારો ગાંધીવર્ગ; એમની સર્વધર્મી પ્રાર્થનાઓ જનતાની વચ્ચે થવાની; ક્રિયાકાંડોને બદલે સેવા અને આત્મનિરીક્ષણનો આગ્રહ કરનારા પણ તેઓ જ.

હરિજનોને એ લોકોએ આદરપૂર્વક મંદિર-પ્રવેશ કરાવ્યો, એમણે ત્યાં જઈ વૈષ્ણવજનનાં ભજનો ગાયાં, પ્રસાદ વહેંચાયો. પણ પછી આ હરિજનોએ મંદિરની ભક્તિ ચાલુ ના રાખી. એમણે પૂજા કરી હશે તે એમના વાસમાં આવેલા ઝાડ હેઠળ કરેલા કોઈ ગોખલાના દેવદેવીની. પેલી ભવ્ય ઇમારતો અને ત્યાં રોજ મળતી મેદની સાથે એમનો મેળ ખાતો ન હતો.

મંદિર-પ્રવેશનો કહેવાતો સત્યાગ્રહ ક્યારનો ઓસરી ગયો છે એમ મનાતું હતું અને એનું કોઈ દુઃખ કરતા ન હતા. એ વાતને ફરીથી ઉખેળવા જેવી નથી એમ મનાયું. મંદિરના દેવમાંથી જેમને શ્રદ્ધા મળતી હોય તેમનાં મન શાથી દુભવવાં?

પણ, વિનોબાએ હરિજનો સાથે મંદિર-પ્રવેશ કર્યો. અને કેટલાક 'પૂજારી લોકો ઉશ્કેરાયા ત્યારે આપણી બુદ્ધિ ઉપર હસવું આવે છે. કાશીમાં પણ આવું પ્રકરણ ઊભું કરવા કેટલાક આગ્રહ કરી રહ્યા છે. અને કોણે જાણ્યું કે બીજે પણ એમ નહિ થાય? મંદિરોની સંપત્તિ અને તેના બેહુદાં પ્રદર્શનો સામે આપણે કાંઈ કહેવું ના હોય એ એમાં મૂકેલા દેવ અને હરિજનોનો મેળાપ કરાવી આપનાર જેવો ભાગ ભજવવા શાથી નીકળીએ છીએ!

આવા પ્રતીક-સત્યાગ્રહો હવે બંધ થવા જોઈએ.

### શ્રદ્ધા ને આઘાત

નિષ્કામ ભક્તિના પવનને લીધે દેવમંદિર પ્રત્યે આપણે ભલે ઉપેક્ષા કરીએ પણ મોટા સમુદાયને એમાં શ્રદ્ધા રહી છે એટલું જ નહિ પણ એમાં નીતિનું ધોરણ, કર્મનાં ફળ વિશેની આસ્થા, મનની શુદ્ધિ, પરોપકારની વૃત્તિ જેવી બાબતો તરફ એથી જ ધ્યાન રહ્યું છે.

મંદિરોની શ્રદ્ધા કેમ માન્યું કે હરિજનોના પ્રવેશ પછી મોળી નહિ પડી જાય? આ એક ધાર્મિક આઘાત છે અને તેમાં બળનો સૂક્ષ્મ ઉપયોગ થઈ રહ્યો છે. દેવગઢના મંદિરમાં મુખ્ય પ્રધાન વગેરે હરિજનો સાથે ગયા ત્યારે પોલીસનો બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો. આમ તો કાયદો થયો ત્યારથી જ બળ વપરાશે એ વાત સ્પષ્ટ થઈ હતી. હરિજનોને ન્યાય કરતી વેળા પ્રજાના બીજા મોટા ભાગની લાગણીઓને દુભવવાનું યોગ્ય નથી, અને બળના આધારે એમાં પલટો લાવવામાં જોખમ છે.

મંદિરનો દેવમાં શ્રદ્ધા જળવાઈ રહે એવું કરવાની આપણી નેમ છે એવું કોણ માની શકે? પરંતુ એ શ્રદ્ધા ડગે ને વખતે બીજાં મૂલ્યો સ્થપાયેલાં ન હોય તો જે અવકાશ ઊભો કરીએ તેમાં ધર્મના દુશ્મનો ઘર કરી બેસે ને બકરી કાઢતાં ઊંટ પેસવા જેવી સ્થિતિ થાય. ભણેલા વર્ગમાં જ્યાં શ્રદ્ધા પહેલી ડગી છે અને બીજી નીતિમત્તા આવી નથી ત્યાં દગો લાંચ ઉપેક્ષા બગાડ વગેરે મેલ પેસી ગયા છે અને કાયદાની બીક બતાવ્યા છતાંયે જતો નથી.

મંદિર હરિજનોને લાયક બનાવવાની ક્રિયા ઉલટી લાગે છે. કોઈ સંત એમને દેવભક્તિ તરફ વાળે ને મંદિરમાં લઈ જાય તો એમનું જવું સાર્થક બને. એમ થશે ત્યારે દ્વાર આપોઆપ ઊઘડી જશે અને હરિજનો પણ આમ જનતાના આદરને પાત્ર નીવડશે. મંદિર તોડીને હિંદુઓનું જોર સૈકાઓ સુધી હરી લેવામાં આવ્યું અને તલવારની મદદથી બીજા ધર્મો ફેલાયા તેની અસર આપણા અને દુનિયાના બીજા દેશોના ઇતિહાસમાં ખુલ્લી જણાય છે, શ્રદ્ધા ઉપર





ફટકો મારનાર છેક મૂળ સુધી કંપારી ફેલાવે છે અને એમાંથી આવતી નિરાશા વર્ષો સુધી ટકી રહે છે એ ભૂલવા જેવું નથી.

### સત્યાગ્રહની મર્યાદા

પ્રાંતિક પુનર્રચનાના આંદોલનમાં અનશનવાળો સત્યાગ્રહનો પ્રકાર ઉમેરવામાં આવે એ ખોટું છે અને આપણી સહાનુભૂતિ ઉપર ખોટી તરાપ મારે છે. સત્યાગ્રહ એક વિરલ શસ્ત્ર છે અને એનું મહાન કાર્ય પાર પડી ગયા પછી એને મ્યાન કરવું જોઈએ. જેના તેના હાથમાં એ શસ્ત્ર સોંપાય એવું નથી, શોભે પણ નહિ. આમ છતાંયે જે બાબતને ટેકો આપવા એ ઉગામ્યું હોય તેનાં વિપરીત પરિણામ આવે તો નવાઈ નહિ. કોને સત્યાગ્રહ ગણી શકાય તેનાં પ્રમાણપત્રો આપનારા પણ ઘણા નીકળી પડચા છે. શું પોતાનો તે સત્યાગ્રહ અને પારકાંનો તે દુરાગ્રહ? આમ દંડ દેતા જવો વાજબી નથી. સન્માન સાથે એ હથિયાર ટાંગી દઈએ એમાં વિવેક છે.

આંદોલનો ચલાવનારાઓએ જૂનાં હથિયારોને નવાં રૂપ આપવાં જોઈએ, પરિભાષા બદલવી જોઈએ, નવીનતા લાવવી જોઈએ. તે સિવાય ચલાવેલાં આંદોલનોમાં જાણે વિજયની શ્રદ્ધા નથી, ભાડુતી સાજ વડે પરણવા જતા ઓઘલા વર જેવું દેખાય છે.

### લોકોપયોગી પ્રવૃત્તિમાં સ્થિરતા

જે આગેવાનો આજે કાયદો તોડીને કારાવાસની તૈયારી બતાવે છે તે કેમ ભૂલી જાય છે કે જેલના બિહામણા સ્વરૂપમાં ઓળખનારાઓનો આદર થાઓ, એના સોહામણા રૂપમાં એને ખોળવા નીકળનાર તો જાહેરાતરૂપી વહુને મેળવવા વલખાં મારનાર વાંઢા જેવા લાગે છે.

સંભવ છે કે સત્તાસ્થાને બેઠેલાની નબળી કડીઓ શોધી કાઢવામાં સફળતા મળે, તેથી શું? એમની નિષ્ઠા કરતાં ચઢિયાતી નિષ્ઠા, એમની આવડત કરતાં બહોળો અનુભવ હિંમત અને તાલીમ, અને એમાં સરસાઈ ના થાય તો છેવટે એમના દેખીતા ત્યાગ કરતાં વૈરાગ્યયુક્ત ત્યાગ જ્યારે લાવી શકાશે ત્યારે વગર જેલ ગયે એમને સફળતા સામે આવીને મળશે.

આવી નેતાગીરીની આવતા દાયકામાં કોઈ આશા દેખાતી નથી. એટલે જેમને લોક-સેવા જ કરવી છે તેમણે રાજકારણ છોડી દઈ બીજાં ક્ષેત્રોમાં લાગી જવું સારું. સ્વતંત્ર કાર્યકરો તરીકે પ્રજા જ્યારે બીજા માણસોને ઓળખશે ત્યારે સંસ્થાઓની પકડમાંથી છૂટવાની હિંમત આવશે. આજે તો વિરોધ કરનારા નથી પોતાનામાં વિશ્વાસ ખેંચી શકતા કે નથી કોઈ કાર્યને સ્થિર કરી શકતા; ઊલટું, સત્તાધારી વર્ગને છેડછાડ કરી તેઓ અજાણતાં એમને મજબુત કરી રહ્યા છે. એમ ના કરતાં કોઈ લોકોપયોગી પ્રવૃત્તિને સ્થિર કરવામાં લાગી જાય તો કેવું સારું?

### ધાર્મિક ચેષ્ટાઓ

હિંદુસમાજે ભાગવતની સપ્તાહ, ગીતાનાં પારાયણ, ગણપતિનાં કારખાનાં, પિતૃઓનાં શ્રાદ્ધ અને માતાની ગરબીઓ દ્વારા હમણાં જ શુદ્ધિ કરી લીધી.

તુકડોજી મહારાજે કહ્યું કે લાખો રૂપીઆ ગણપતિ કે તેની આંડબરી પૂજામાં આપણે નાખી દીધા. રૂપિયા ગયા તેનો અફસોસ ન કરીએ પણ આ રીતે મનમાં પાપ ધોયાનો કે ઊંચો માર્ગ ગ્રહણ કર્યાનો ભાવ ધારણ કરતા ફરીએ ત્યારે એ વંચના દયાપાત્ર બને છે. કરોડો માણસોને આપણે આસ્થા આપી રહ્યા છીએ કે ઉદ્ધારનો જે માર્ગ એ લઈ રહ્યા છે એમાં અમે ભલે સાથે નથી તો પણ એ માર્ગ જાણે સોહામણો છે, ખોટો નથી. આમ આપણા સંદિગ્ધ વિચારો બીજા ઉપર ઉલટી અસર કરે છે.

આવી બાબતોમાં એકરૂપતા ન આવે તે સમજી શકાય, વિવિધમતો ભલે ચાલુ રહે; છતાં એમાં પ્રમાણિકપણું હોય એટલું તપાસીએ તે સારું, આજે ઘેર ઘેર માન્યતાઓના પંથ અવળા સવળા પડચા છે અને એની ભાત સાવ ઝાંખી ને વિચિત્ર ઊઠી છે. આ સ્થિતિને ઓળખવા આર્થિક પગથિયાંની નીસરણી વાપરીએ તો સરળતા થશે. જેની સ્થિતિ સારી તે અગ-





નવી રીતે આવી એ દાઓ વધારવા જાય છે, અને જેમનુ ગજુ ઓછુ છે એમને આ રસ્તે વાળવાનુ પ્રલોભન પીરસી રહ્યુ છે

એના મુકાબલામા ધ્યાન, મન, અનુકંપા, ત્યાગ વગેરેની ઓટ આવી છે, ઊંડાણ વધી ગયુ છે, આતુરતા નથી રહી જ, થોડા પ્રયાસે સતોષ આવી જાય છે સિદ્ધિઓ કરવાની મહેચ્છાઓ નથી દેખાતી, એ ન મળે ત્યા સુધી ઝઝૂમવાની દૃઢતા નથી રહી માનસિક શિથિલતા આવી રહી છે ને અદરનુ બળ હણાઈ ગયુ છે

**કળાની પરખ**

લોકનાટ્યશાળાઓના ભણકારા વાગી રહ્યા છે, લેખકો કવિઓ ચિત્રકારો વગેરેનો આદર વધતો જાય છે ઈનામી હરીફાઈઓ વિષે પણ સભાળીએ છીએ રાજ્ય તરફથી આ દિશામા રસ લેવાઈ રહ્યો છે અને કળાનો સંદેશો પરદેશમા પણ મોકલવામા આવી રહ્યો છે ભારતીય ચિત્રો ઘણાય દેશોમા બતાવવામા આવ્યા છે

દુખની વાત છે કે કળા તરફ અભિરુચિ હોય એવા આપણે ત્યા હજી ઘણા ઓછા છે અને જે છે તેમાથી મોટા ભાગને ઊંડા ઊતરી વધાર પામવાની વૃત્તિ નથી ગુજરાતે સગીતની અવગણના બહુ કરી છે અને હવે તો જાણે એકડેએકથી ઘૂટવાનુ કરવુ પડે એવી સ્થિતિ થઈ છે આમાથી કોણ ઉગારી શકે? લાગે છે કે ગુજરાતનો અનગ પ્રાપ્ત થાય નહિ ત્યા સુધી સ્થિતિ આવી જ રહેવાની

નવી કળાનુ સર્જન થાય એવા સજોગો ઊભા કરવા એક વાત છે અને કળાની સમજ આવે, પરખ વધે એ જુદી વાત છે નિશાળોમા ડ્રોઈંગ, ટ્રીલ વગેરે વેઠ ઉતારવાના પ્રયત્નો ચાલે છે એમા વળી હસ્તકામ ઉમેરાયુ છે એ રીતે કળાના ક્ષેત્રમા રસ જાગે એવી શક્યતા થોડી છે

નિશાળો ઉપરાત રેડિયો દ્વારા કળાનો પરિચય વધારી શકાય કળા અને કળાના તરફ આપણો આદર વધે એવુ સાહિત્ય વધારી શકાય એને ઉત્તેજન આપનારા રાજાઓએ વિદાય લીધી છે ત્યારે પ્રજાએ તેમને પ્રસગોપાત નોતરી, સન્માન કરી, લોકોમા એમની ખ્યાતિ અને કૃતિઓ વિષે ધ્યાન પણ ખેચી શકાય

**આમવર્ગનુ સાહિત્ય**

આજે આપણે નામગભરુ અને દલપતરામ જેવી જ સરળ ભાષા વાપરવી અને એમ કર્યાથી એ સાહિત્યનુ વેચાણ વધી આમવર્ગમા એનો બહોળો ફેલાવો કરાવી શકાય કે નહિ એ એક પ્રશ્ન છે એમ નથી કે ગરીબ અને મધ્યમ વર્ગ પૈસા નથી ખર્ચ કરતા એમને સિનેમા જોવા, કે મળવાની સહેલ કરવી હોય છે એ ટેવની સાથે સાથ સાહિત્યની રુચિ વધે તો કેવુ સારુ? નવા લોકનાટ્યગૃહમા એ ઢગલા, અવાજ વિનાના, ઝણ ચગવતા અવનવ કનાકાર દેખા દેશે તો? અને ત્યા લેખકો હિંમત વિનાના પ્રેમ કે તાકાત વિનાના આંસુની વેવલી કથાઓ રજૂ કરશે તો? અવેતન રગભૂમિ કેટલી સફળ થઈ છે અને સમાજના માનસ ઉપર એણે કેટલી અસર કરી છે એ તપાસવા જેવુ છે

છેલ્લા બે દાયકાથી લેખકો અને કવિઓ ઉપર એક ભારણ રહેલુ છે ઉપદેશકનુ, સમાજ સુધારકનુ, નીતિ-ધર્મ-આત્મનિરીક્ષણ વગેરે બધ આવી પડેલા હોવાથી કલમને સકોચ રહ્યા કરે છે ભાષાનો ઓપ ચડતો જવાથી આજનુ સાહિત્ય અમુક વર્ગનુ બની ગયુ છે આપણા વિવેચકો પણ લોકો આગળ કામની વસ્તુ ખોળીને બરાબર સમજાવવાને બદલે એમની વિદ્વત્તા દર્શાવે છે પ્રથમવીકાવ્યમા આપણે આશા રાખીએ કે અભ્યાસ અર્થેનુ વિવેચન અને પુસ્તકનો પરિચય કરાવનારુ નિવેદન એવા બે પ્રકારો જળવાય આમાય ખાસ કરીને નાટ્યસાહિત્ય વિષે તે આજ નોકભોગ્ય નાટકો વિષે ઊહાપોહ કરીને પણ ધ્યાન ખેચવુ જોઈએ




### તેલકા નાતા નહિ ટૂટા

તળ્યું ખાવાના શોખીન ગુજરાતીઓ ઉપર તેલનો છેલ્લો હલ્લો ભારે ગણાય. એમાંથી નવો રોગ, એનું પૃથક્કરણ, એમાં થતી ભેળસેળના ટકા વગેરે બાબતો છાપામાં આવી ત્યારે લાગ્યું કે આખરે ડરીને પણ ગુજરાત આ શોખ છોડી તો નહિ દે પણ કમી તો જરૂર કરશે. હનુમાનજીને ચડાવેલા સિંધુરીઆ તેલથી માંડીને દારૂડીના અને વ્હાઈટ ઓઈલ સુધી આપણે પહોંચી ગયા, એને છોડી ના શકયા અને હજુ કયાં પહોંચાશે તે કળવું મુશ્કેલ છે.

વનસ્પતિમાં લોકો ભરોસે રહ્યા કે આમાં ભેળસેળ નથી, પણ હમણાં જ કોઈએ એ ભ્રમ ભાંગતાં જાહેર કર્યું કે એની ભેળસેળ તો સરકાર પરવાનગી આપીને કરાવી રહી છે. આ પછી તેલની મીલોવાળા કે છૂટા વેપારીઓને ભેળસેળ માટે દોષ દેવા જેવું રહ્યું જ કયાં?

ગાંધીજીએ બાફેલાં શાકભાજી તરફ ધ્યાન ખેંચ્યું, પણ એ વાત આપણે પકડી નહિ. બજારમાં તો ખાવાની જે ચીજો તૈયાર મળે છે તે ખવાય જ કેમ એમ લાગે છે પણ એ વેચવા સામે કશી હરકત નથી એ કેવી નવાઈની વાત છે?

ખૂબીની એ વાત છે કે લોકો જ્યારે તેલને લીધે મરે છે એમ સ્પષ્ટ થયું હતું ત્યારે પણ એના વપરાશ સામે પોકાર ઉઠાવવામાં ના આવ્યો, તેલનો ઉભરો થોડી વારમાં શમી ગયો અને આપણે નસીબે કડાઈ ઉકળતી જ રહી.

### આગ હોલવવાના બંબા

કરોડ રૂપીઆના ખર્ચે અમદાવાદમાં એક ભવ્ય ઈસ્પિતાલ બંધાઈ છે એ સમાચાર વખતે કેટલા ગુજરાતીઓને લાગ્યું હશે કે આ કરોડ અને એને નિભાવવા દર વર્ષે જે મોટી રકમ થશે તે અને એનો કહેવાતો લાભ લેતા લોકો જે ખર્ચ કરશે તે એમાંથી ગુજરાતના કેટલાય જિલ્લાના સ્વાસ્થ્યનો પ્રશ્ન સારી રીતે ઉકેલી શકાત નહિ? ઈસ્પિતાલોનો હજારો લોકો લાભ લે છે એમાં જરાયે શંકા નથી, એથી અસંખ્ય લોકોને રાહત મળે છે એની પણ ના નહિ. અને છતાં આ ભવ્ય ઇસ્પિતાલો કેમ જાણે પરદેશનાં ફાર્મસી-કારખાનાંઓની એજન્ટ હોય એ રીતે વરતાય છે. એની મારફતે જેટલા રોગ મટે છે એટલી એ સામે થવાની જીવનશક્તિ પણ ઘટે છે. કહે છે કે વાઢકાપ માટે બેભાન કરતાં જુવાનોમાં મરણ-પ્રમાણ વધ્યું છે કારણકે એમનાં હૃદય કમજોર નીવડયાં છે. આ બાબત કેવી ગંભીર છે, અને છતાં ઇસ્પિતાલો એવી જ સ્થિતિ લાવવામાં કામ કરી રહી છે.

આપણે છેલ્લી અવસ્થાનો મોટો વિચાર કરીએ છીએ એ ખરેખર દુઃખદ છે. ખરું જોતાં આરોગ્યનો વિષય આરોગ્યની જાળવણીથી શરૂ થવો જોઈએ. તેને બદલે આરોગ્ય જોખમાયા પછીની સ્થિતિ ઉપર રાહત આપનારી ઇસ્પિતાલોમાં રોકાણ કરી રહ્યા છીએ. આગ લાગી ઊઠે એવાં મકાનો બાંધવા દીધા પછી બંબા દોડાવવા જેવી આ વાત છે.

### રાષ્ટ્રપતિ અને સામાન્ય જન

કુંભમેળામાં રાષ્ટ્રપતિ મુકામ નાખવાના છે. આપણે ઇચ્છીએ કે તેઓ અંગત રીતે ભાગ લે, રાષ્ટ્રપતિ હોવાનું આ ધાર્મિક અવસરે ભાન જાગૃત ના રાખે, સરકારી તીજોરીમાંથી કાંઈ ખર્ચ ના કરે, અને કોઈ ખાસ સગવડો જતાં આવતાં અને રહેતાં લે નહિ.

રાષ્ટ્રપતિ પણ જનતાનો સામાન્ય જન છે એ એમનાથી કેમ ભૂલી જવાય!



## પ્રણય — અર્ઘ્ય

હૃદય ખંડિતના ટુકડાઓ વહ્યા જે અશ્રુઓ રૂપે,
જીવનના પાલવે મેં ચૂમી એને સાચવી રાખ્યા;
અચિત એક આસમાં કોઈદી થાશે મિલન તારું,
અચિત એ પૂર્ણ થાવાના જીવનમાં સ્વપ્ન જે ભાખ્યા.

સમય એ રંક હું લાવીશ મોંઘા હીરલા ક્યાંથી ?
જીવનમાંના નથી પ્રમર્યાં કે પુલકિત ફૂલડાં લાવું ?
નસીબ તો થાય ક્યાંથી રંક ને મુજ મૌક્તિકો કે હું,
ગગનનો ક્યાં વિહારી છું કે તોડી તારલા લાવું ?

અને મુજ રંક પાસે હોય ના જો એ સમે કંઈપણ,
પ્રણયના અર્ઘ્ય રૂપે શું ધરૂં હું ચર્ણમાં તારા ?
વિનયહીન તું મને સમજી રખેને જાય જો ચાલી.
પ્રશંસિત તુજને કરવાના ફળે ક્યાંથી સ્વપન મારા ?

તું આવે અશ્રુ-મૌક્તિકો ધરી દવ હું ચરણ તારા,
કે જેના ઓપથી અંજાઈ જાયે નેણ પણ તારા.

'સાલિક' પોપટીઆ

## સુંદરતાની અવધ

સુંદરતાની અવધ મેં દીઠી !
છલક છલક થાતું'તું યૌવન !
મલક મલક થાતાં'તાં નૈનન !
ભૂલ ભૂલમાં આંખ મળી....ને
વાત થઇ મધમીઠી !
સુંદરતાની અવધ મેં દીઠી !
નૈનનને યે વાચા ફૂટી,
જાણે કોઇ ગયું કંઇ લૂંટી !
અંગે અંગે ચોળી દીધી
કો'કે પ્રીતની પીઠી !
સુંદરતાની અવધ મેં દીઠી !
—અલ્પ, વિરલ, અણદીઠી !

શેખાદમ આબુવાલા

★

## ત્યારે અને આજે

તે દિવસે તો માંડ હું સોળ-સત્તર વર્ષની હોઇશ. અને છતાં મારા સમગ્ર જીવનને એણે એનું તો ઘેરી લીધું હતું. હું ભણતી હતી. અભ્યાસનું વાંચતી વખતે ચોપડી ઉઘાડીને બેસું ત્યાં જ એની અદૃષ્ટ મૂર્તિ આવીને મારી ચોપડી બંધ કરી દેતી. રખે જતી હોઉં કે હું એવી તો લાજ મરતી: કોઈક દિવસ ફ્રોકને બદલે સાડી કે ઓઢણી પહેરી હોય ત્યારે માથું પણ ઢાંકી દેતી! મારી એ લજ્જા એ સમજી શકતો નહોતો એમ નહિ, પણ મારા કરતાં તો એ મારામાં ખૂબ તન્મય બનેલો હતો. હું તો હજુ મારી લાજને છૂપાવી દેવા, સાહેલીઓની ઓથ શોધી લેતી કે કોઈ રસ્તાની ગલીકુંચીમાં આડફંટાઈ જતી. પણ એ પોતાની ગડમથલો તો મારી પાસે પણ વ્યક્ત ન કરી શકતો. ત્યારે મારી એના માટેની મમતા શિરટોચ પહોંચી જતી. ઘણીવાર તો અડધી રાતે ઉઠીને હું એની પાસે જવા તૈયાર થઈ જતી. દિવસે તો હું એને પરોક્ષ ન મળી શકતી તોય ધરાઈને બારી-છુપીથી નિરખી લેતી. પણ વેરણ રાત્રિને તો કેમેય કરી નિવારી ન શકતી. મારી વેદનાઓનો પાર ન રહેતો. ક્યારે સવાર પડે અને હું એને ધરાઈને મળું એ વિચારે રાત બધી ઊંઘી પણ ન શકતી. અને સવાર પડે ત્યાં તો......આખી દુનિયા સાથે વાતોના તડાકા મારતી હું ફક્ત એની જ પાસે શરમનું પૂંછડું બની બેસતી. એની સાથે વાતો કરતી વખતે પણ મારી છાતીના ધબકારા વધી જતા. એની સોડમાં લપાવાનું કેટલુંય મન હોય છતાંય એનાથી એક હાથ દૂર બેસતાંય મને કાંઈનું કાંઈ થઈ જતું. યૌવનમાં પગરણ માંડતી સંક્રાંતિ મને એવી તો આવરી લેતી. મારી એ બધી હૃદયદુર્બળતા આજે મારા જીવનની પા સદી પછી તો સાવ ચાલી ગઈ છે. એના માટેની અપાર મમતા પણ મને એની પાસે દોડયા જવાની વેવલાશ શીખવતી નથી—મારો એ હૃદયસ્વામી રહ્યો છે છતાંય.

चन्दनम्

# જમાનો, માણસ ને હવા!

ધૂમકેતુ

> નેકી અને નીતિના વીતેલા યુગના છેલ્લા પ્રતિનિધિની ઓલાદ આજે જાણે એના અંશને પણ પીછાની શકતી નથી. એ સંસ્કૃતિ ગઈ અને એની સાથે એનાં અવશેષ પણ ચાલ્યાં ગયાં. આજે તો બદલાયેલો જમાનો, બદલાયેલો માણસ અને એ બધાથી વધુ તો બધે બદલાયેલી હવા પણ પ્રસરી ગઈ છે. ગુજરાતના વાર્તાનવેશની આ વાર્તા એવી જ એક સીધી સાદી વાત અહીં રજૂ કરે છે.

બજારમાં 'મોટરબસ' ઊભી હતી એટલે દોડીને અમે સૌ પહોંચી તો ગયા, ને સદ્‌ભાગ્યે જગ્યા પણ મળી ગઈ. ટિકિટ આપનારો ત્યાં સામેની હોટેલમાં બેઠો 'ચા' પીતો હતો તેણે હાથ હલાવીને બેસવાની રજા આપી, એટલે હકડાઠઠ થડિયાં ભર્યાં હતાં, તેમાં અમે પણ સાંકડમોકળ જગ્યા કરી લીધી. છ સાત માઈલની મુસાફરીમાં હાડકાં રહી જાય તેવું હતું, પણ બીજી કોઈ 'બસ' જવાની ન હતી. ને આ એક હતી તેમાં પણ માંડમાંડ જગ્યા મળી ગઈ હતી: એટલે બોલ્યા ચાલ્યા વિના બેઠા રહ્યા.

પણ 'બસ'ને ઊપડવાની ઉતાવળ લાગી નહિ. 'ટિકિટ કલેક્ટર' સામે હોટેલમાં બેઠો, જે આવે તેને હાથ નિશાની આપી દેવામાં નિષ્ણાત લાગ્યો. બે ચાર બીજા મુસાફરો પણ અમારા પછી આવી ગયા. એટલે હવે તો ઊભવાની, બેસવાની, કે શરીરને આમથી તેમ ફેરવવાની પણ જગ્યા રહી ન હતી. છતાં 'બસ'ને ઊપડવાની ઉતાવળ લાગી નહિ. મેં અધીરાઈથી ડ્રાઈવરને પૂછ્યું: "આ તે આજ ઊપડવાની છે કે નથી ઊપડવાની?'

તેણે તોછડો જવાબ વાળ્યો: 'આ તો ટાઈમસર જવાની. એક મિનિટ પણ વહેલીમોડી નહિ ઊપડે. આ ન હોય તમારી અમદાવાદ શે'રની મોજમજા 'બસ'! આ તો સોરઠ હાલાર ઝાલાવાડ ગોહિલવાડ જનરલ ટ્રાફિક સર્વિસ છે! જેવી તેવી વાત નથી! આનું તો ઘડિયાળને કાંટે કામ!' ઉતારુઓ બધા એની વાણી સાંભળીને હસી પડ્યા હતા, પણ ત્યાં કોઈ દરબાર જેવા દોડતા દોડતા આવી પહોંચ્યા.

દરબારનું પોતાનું શરીર ત્રણેક મુસાફરની જગ્યા રોકે તેવું હતું, તેમાં એમની સાથે એમનો કોઈ નોકર લાગ્યો, અને બે મોટાં પોટકાં ઉપરાંત મગફળીનો આખો કોથળો પણ સાથે હતો. આ બધું જોતાં અમારાં હાજાં ગગડી ગયાં, હવે જો આમાં આમને પણ સમાવવામાં આવે તો તો ભારે થાય!

અત્યારે પણ બેઠક ઉપરથી નીચે પગ તો રહેતા જ ન હતા, ને અત્યારથી જ એ અકડાઈ ગયા તો હતા, તેમાં જો આ માલ અંદર ખડકાય તો બેસનારનું તો કોણ જાણે, પણ મને લાગ્યું કે મારું તો આવી જ બનશે! કારણ કે બધો માલ મૂકવાની ફૂટ દોઢફૂટ જગ્યા હવે કેવળ મારી તરફ જ રહી હતી બીજે બધે તો હકડાઠઠ માલનાં ગાંસડાં પોટલાં ને ચીજ વસ્તુઓનો ભરાવો થઈ ગયો હતો. એ ભરાવાને લીધે મુસાફરો ક્યારના પગને તો અદ્ધર લઈને જ બેઠા હતા!

પણ એટલામાં હોટેલમાંથી પેલો ટિકિટ કલેક્ટર આવતો જણાયો. તેણે તો જોયા કારવ્યા વિના જ નિશાની પણ આપી દીધી. મેં ઊભા થઈને કહ્યું: 'હવે જગ્યા નથી... ઊભશો પણ ક્યાં?'

'એ તો બધું થઈ રહેશે.. ઘીના ઠામમાં ઘી પડી જશે મારા બાપલા! તમે કાં મફતના આકળા થાવ?' દરબાર ઉપર ચડી ગયા હતા ને તેનો નોકર કોથળાને નીચેથી ઉપર ખેંચી રહ્યો હતો. પણ બીજા બે ત્રણ મુસાફરો વિરોધ નોંધાવવા ઊભા થઈ ગયા.

પણ ત્યાં તો ટિકિટ કલેક્ટર આવી પહોંચ્યો: 'જેમને ન પોસાય તે નીચે ઊતરી જાવ,' તેણે હુકમ છોડ્યો: 'હજી મેં કોઈના પૈસા લીધા નથી, કોઈને બાકી નહિ મુકાય.'

'પણ ત્યારે બીજી 'બસ' તમે દોડાવતા...?'

'તે તમે ત્યાં ફરિયાદ-બુક રહે છે, તેમાં નોંધો ...તમારા જેવા કેટલાય કાયદાની વાતો કરનારા





આંહીં......' એટલું બોલવામાં તો એની નજર મારા ઉપર પડી. ને હું પણ ક્યારનો એને ટીકી ટીકીને જોઈ રહ્યો હતો. એ જોઈને એ કાંઈક સંભારતો લાગ્યો, અને પછી તરત જ બોલી ઊઠ્યો: 'અરે! સા'બ! તમે આંહીં ક્યાંથી? આમ ક્યાં જાઓ છો? આજ કાંઈક વધારે ભીડ થઈ ગઈ છે.'

'ફત્તાજી તો નહિ?' મેં પણ ઓળખી કાઢ્યો.

'એ જ છું ને સા'બ!'

'પણ તું આંહીં ક્યાંથી? જમાજી ક્યાં છે?'

'એ તો બે વરસ પહેલાં ગુજરી ગયા!'

'અરર! કેમ કરતાં?'

એટલી વારમાં પેલા દરબાર ગોઠવાઈ ગયા હતા. ને હવે તો સાંકડમોકળ આ સ્થિતિ સૌએ સ્વીકારી લીધી હતી. ફત્તાજી મારી પાસે ઊભો ઊભો વાત કરી રહ્યો.

'બસ એમ ને એમ! તમને ખબર તો હશે કે એને માતાજીની અખંડ સેવાનો નેમ હતો તે એક દિવસ સવારે અમે એનાં માતાજીવાળી ઓરડીમાં ગયા, તો બસ જેમ બેસતા હતા તેમ એ બેઠા હતા. સામે દીવો બળતો હતો. આંખો બંધ હતી. હાલ્યા ચાલ્યા વિના એ તો એમ ને એમ બેઠા હતા. મેં ને પનાજીએ કકળાણ કરી મૂક્યું, બાપુજી! બાપુજી બોલાવ્યા, પણ બાપુજી હોય તો બોલે નાં?'

'અરર! આમ થયું?'

ફત્તાજીની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં લાગ્યાં; પણ ત્યાં એને સાંભર્યું કે વખત થઈ ગયો છે. એટલે એ મારી સાથે થોડી વાતો ચાલતી રાખીને ટિકિટના પૈસા ઉઘરાવવા મંડ્યો. પણ તેમાં એને જરા સંકોચ થતો જણાયો. મેં એને પૂછ્યું: 'પનાજી ક્યાં છે ફત્તાજી?'

'એ પણ આમાં જ છે સા'બ! આપણને રસ્તામાં પહેલે જ સ્ટેશને મળી રે'શે!'

ફત્તાજીને કામમાં પડવા દેવા માટે હું બોલતો બંધ થઈ ગયો.

થોડીવાર એને મેં એના કામમાં પડી ગયેલો જોઈને ચારે તરફ દૃષ્ટિ કરી તો મુસાફરોમાં ઘણાખરા હવે શાંત બની ગયા હતા. ફત્તાજી પૈસા ઉઘરાવતો હતો, પણ કોઈ કોઈ પૈસા એમ ને એમ પણ મૂકી દેતો. એટલે એના આ વર્તનને લીધે નવાઈ તો લાગી. પણ એવી રીતે પૈસા મૂકવામાં ને ટિકિટ આપવા–ન આપવાના એના ભેદ તરફ મારી દૃષ્ટિ પડે છે એ જોઈને એ કાંઈક સંકોચ અનુભવતો જણાયો. મેં તરત એનો સંકોચ ટાળવા માટે એક છાપું કાઢ્યું ને મોં આડે ધરી દીધું.

ફત્તાજી પહેલે કે બીજે સ્ટેશને ઊતરનારના પૈસા ખીસાભેગા કરતો લાગ્યો. ને લાંબા મુસાફરને ટિકિટ આપતો જણાયો. મારી નજર સમક્ષ એના બાપનો, મૂંગો, સાદો, સચ્ચાઈથી ભરેલો પ્રેમાળ ચહેરો ખડો થઈ ગયો. એની એક વાત હું જાણતો હતો તે પણ યાદ આવી ગઈ. એ ગાડી હાંકવાવાળો હતો. પણ એણે ગેડના પૂર્વજન્મમાં પણ ગાડી હાંકી હતી, અને પછી વળતાંપાણી વખતે પણ ગાડી હાંકી હતી. વળતાંપાણી થયાં, ત્યારે એના જાનવરને ચંદીના પણ વાંધા પડવા માંડ્યા હતા, ને જાનવર કાઢી નાખવાની વાત થતી હતી. કોઈ ઘરાક હતું નહિ, ને સાવ ગલઢું જાનવર તો કોણ રાખવાનું હતું, એટલે એને ખલાસ કરવા સુધીની વાત આવી ગઈ હતી. મફતનો ખર્ચો તો બચે!

તે વખતે આ જમાજી ગાડીવાળો સામે થયો હતો. એણે કહ્યું: 'મારા પગારમાં થોડો કાપ મૂકો. પણ મારા જાનવરને તો હું એમ મરવા નહિ દઉં! એમ મારશો તો મને પણ મારવો જોશે. મેં એની સાથે વીસ વર્ષ ગાળ્યાં છે!'

પછી તો જાનવરે પોતે જ વિદાય લઈ લીધી ને જમાજી પણ ચાલી નીકળ્યો. પણ તે માતાજીનો પરમભક્ત હતો તે મને ખબર હતી. ફત્તાજીએ એના મૃત્યુ સમાચાર આપ્યા એ પણ જાણે એના જીવન સાથે સંગત હતા!




પણ જમાનો કેવો પલટાયો હતો? એ છન્નાજીનો જ આ છોકરો પૈસાને આંહીં બન્ને ખિસ્સામાં સેરવતો હતો! ને કેવો 'અપ ટુ ડેઇટ' દેખાતો હતો! ક્યાં એનો વગર ઉપાધિની ઉપાધિ વોરનારો બાપ ને ક્યાં આ બીજાનો ઉપાધિમાંથી લાભ ઉઠાવનારો છોકરો? ટિકિટો અપાઈ ગઈ. 'બસ' ઊપડી. એટલે ફત્તાજી મારી પાસે આવ્યો. કોઈનું પોટલું પડ્યું હતું, તે દબાવીને કાંઈ ભાંગે તેમ નથી એની ખાતરી કરીને એ એના ઉપર બેસી ગયો: 'આમ ક્યાંથી સા'બ?' તે મારી સાથે વાતોએ વળગ્યો.

'આ આમ જરા કામ છે. પહેલે સ્ટેશને તેં કહ્યું પત્તાજી મળશે?'

'એ પણ આમાં જ છે, પહેલે સ્ટેશને ઊતરવાવાળા ચડવાવાળાની એ તપાસણી કરી લેશે, પછી આગળ જવાનું!'

'એમ ત્યારે તો...' મને તરત સાંભર્યું કે ખોટું વાક્ય બોલાય છે. એટલે તરત વાક્ય અધૂરું મૂકી દીધું. પણ તે સમજી ગયો લાગ્યો. કાંઈક શરમાતાં, કાંઈક સંકોચ પામતાં, જરાક ગ્લાનિ અનુભવતાં એ બોલ્યો: 'અરે સા'બ! પણ શું મોંઘવારી છે? બેયના પગાર મહિનો આવતાં પહેલાં તો સફાચટ થઈ જાય છે. મારી મા તો એ જ વાત કહે છે કે તમારા બાપે એક ખોટી કોડી કોઈની સંઘરી નહિ ને ભગવાને એનું રોડવી દીધું! પણ એ જમાનો જુદો હતો, સા'બ! આજ તો સા'બ! આંહીં હોટેલે અરધો કલાક બેઠો, ત્યાં બાર આના ખોટા થઈ ગયા! છોકરાએ પાટી મંગાવી છે તે તો રહી ગઈ! આવું ને આવું ક્યાં સુધી ચાલશે સા'બ? હું તો કહું છું અમારા બાપુજી ભાગ્યશાળી થઈ ગયા કે આ જોવા સારું રોકાણા નહિ!'

મને લાગ્યું કે વાતાવરણમાં બધે જ આ વાત હતી! બધા મરી પરવારીને પણ આમાંથી જ જાણે મુક્તિ ઇચ્છી રહ્યા છે. જાણે કે એક જુદો જ આપઘાતી રંગ જીવનમાં છંટાઈ ગયો હતો!

એટલામાં પહેલે જ સ્ટેશને ઊતરનાર કોઈ ભણેલ ઉતારુએ ફત્તાજી પાસે ટિકિટ માગી, ફત્તાજીએ કાંઈ પણ ન હોય તેમ એને કહ્યું: 'હવે કાગળનું ચીંથરું હાથમાં નહિ હોય તો નહિ ચાલે?'

'પણ ત્યાં તમારા મા'યલા માગતા ઊભા રહેશે તે વખતે અમારે મફતની ઉપાધિ નાં?'

'તમતારે સો મણની તળાઈમાં નિરાંતે બેઠા રો' ને ભાઈ! બધે ય આ મોંઘવારી છે. ને જ્યારે અમને ખાત્રી હશે તઈ તમને કહેતા હશું નાં?'

'પણ પછી રેવડી થાય નહિ?'

ત્યાં તો ચાર પાંચ ઉતારુઓ જ બોલ્યા: 'હવે વાત મૂકો ને! સંભાળવાની તાકાત હશે ત્યારે તમને કહેતા હશે નાં? તમારે હાથમાં કાગળિયું રાખીને શું માગી લેવું છે? એને મફતનું ફાળવું તો પડે!'

એટલામાં તો પહેલું સ્ટેશન આવતું દેખાયું. મેં નજર કરી તો ત્યાં પત્તાજી ઊભો હતો. એ પણ 'અપ ટુ ડેઇટ' વેશમાં હતો. હું તો એને જોઈ જ રહ્યો. ક્યાં છન્નાજી? ક્યાં આ પત્તાજી?

'જુઓ સા'બ! આ પત્તાજી રહ્યા. હું એને પછી બોલાવી લાવું છું!' ફત્તાજી બોલ્યો.

થોડીવાર પછી પત્તાજી આવ્યા. મને ખબર હતી કે એની વહુનાં ઘરેણાં બાબત કાંઈક સામાવાળાએ દગો કરીને બિચારા છન્નાજીને હેરાન હેરાન કરી મૂક્યા હતા. છેવટે છન્નાજીએ પોતે તનતોડ મહેનત કરીને એની પાઈએ પાઈ ચૂકવી દીધી હતી. પણ એ વખત એના શરીરને પડેલા ઘસારાએ છન્નાજીને ગલઢા બનાવી દીધા હતા. તેમ જ ત્યાર પછી એને માણસજાત ઉપરથી જાણે વિશ્વાસ જ ઊઠી ગયો હતો. પત્તાજી આવ્યા એટલે મેં એને પહેલું એ જ પૂછ્યું: 'કાં પત્તાજી! પેલા તમારાં વેવાઈ ઠેકાણે આવી ગયા?'

'અરે સા'બ! એ તો મફતના બાપુજીએ હાથે કરીને શરીર ઘસ્યું. આપણે તો એક શોધી કાઢ્યો, તમારા જેવો વકીલ, નોટિસ લખવાવાળો, બધુંય સમું સુતર થઈ ગયું.'

'ત્યારે વાત છન્નાજીની સાચી હતી નાં?'

'અરે સા'બ! આ રાજ્યમાં સાચો હોય ઈ વે'લો

# મારી ચીન-ડાયરી [૨]

કુમારી ચન્દ્રલેખા

ગયા અંકથી શરૂ થયેલી, આ ડાયરી ચીન વિષે જે મૌલિક અને 'આંખો દેખા હાલ' રજૂ કરે છે એ વાચકોનું મોટું આકર્ષણ બનેલ છે. હિંદથી પણ વિશાળ, ખેતીપ્રધાન રાષ્ટ્રમાં હિંદનું ઘણું ઘણું સામ્ય વરતાઇ આવે છે ભગવાન બુદ્ધના કાળથી જ ચાલી આવતી હિંદ-ચીન મૈત્રી આજે પણ વધુ વિકસાવવી આદરણીય થઈ પડશે. 'ઊર્મિ-નવરચના' સાથે સાથે જ આ ડાયરી 'સ્ત્રી-જીવન'માં પણ પ્રગટ થાય છે.

ચીનની સરહદના સ્ટેશનથી કેન્ટોન સુધી . . . અમને લઈ જતી ટ્રેનમા પાંચ મુખ્ય વિભાગ હતા. એક છેડે એક મોટા-લાંબા ખાનામા અમારો બધો અસબાબ મૂકેલો હતો. એ એવી સરસ રીતે નીચે ગોઠવેલો હતો કે અમે અમારી જરૂર (કપડાંની) ઉપાડવા સહેલાઈથી જઈ શકીએ. બધાં વાજિંત્રો ખૂબ કાળજીથી ગોઠવવામાં આવ્યાં હતાં.

બીજો અને ત્રીજો વિભાગ સુંદર રીતે સજાવેલી નંબરવાળી કેબિનોમાં વહેંચી દેવામા આવ્યો હતો. દરેક કેબિનમા ચાર લાંબી બેઠકો હતી. બધી બેઠકો સફેદ અને સ્વચ્છ લીનનથી આચ્છાદેલી અને સફેદ ઓસીકાવાળી હતી પંજાબનાં લોકગીતોના ગાયિકા શ્રીમતી સુરીન્દર કૌર અને મારી સહિયારી કેબિન હતી. અમારી એ કેબિન અમારા ચીન-પ્રવાસ દરમિયાન છેવટ સુધી સહિયારી જ રહી હતી. અમારી કેબિનમા હાથ-મો ધોવાનું એક ચળકતા આરસપહાણનું બેઝીન હતું. એના ઉપર જે ઢાંકણું હતુ એ બંધ કરી દઈએ એટલે ટેબલ બની જતું. ટેબલ ઉપર તાજું જ તોડેલું સીગરેટનું પેકેટ, દીવાસળીની પેટી અને કાચની રાખદાની રાખેલાં હતાં. એક મોટી કાચની રકાબી અને ચીનાઈ માટીના ચાર મોટા જગ હારબંધ પડ્યા હતા જેમાં અમને પાણી કે ચા આપવામાં આવતાં. દરેક બેઠકની ઉપર મથાળે રેશમના પડદાવાળી નાની બારી રાખવામા આવી હતી. એ બારીથી જરા ઉપર ચીનની નૈસર્ગિક શોભા દર્શાવતું ચિત્ર લટકાવેલું હતુ. એ આબેહૂબ એવું ગમી જતું કે આંખ એ માનવા જ તૈયાર ન થતી કે એ તૈલ-ચિત્ર હશે!—એટલું તાદૃશ્ય ખડું કરતું. બેઠક નીચે બાથરૂમમાં જવા માટે વાપરવાના ચંપલ મૂકેલી હતી.

ચોથો વિભાગ સાફ-સૂથરા ભોજન-ખંડના રૂપમાં હતો. એની દિવાલો કાગળના ચીના આમો-દ્યોગના કોતરકામના બેનમૂન નમૂનાઓથી શોભતી હતી. દરેક ટેબલ પર ફૂલદાની પડી રહેતી જે આખા સલૂનને શોભાવતી હતી.

પાંચમો વિભાગ આ ચારેય વિભાગોથી સાવ

---

મરે, એવું છે! ખોટો હોય ને ફરફરિયાં ફેરવો તો તો જિંદગીભર મજો કરે!'

હું તો સાંભળી જ રહ્યો. જ્યાં એક સફલી જેવી વાતનો નિકાલ લાવતાં કોર્ટો ને ન્યાયાધીશો સાત વરસ તો સાત મિનિટ જેમ ગણતા રહેતા હોય ત્યાં આ અર્ધદગ્ધી ત્રાણીને ખોટી છે, એમ પણ કેમ કહેવાય? ત્યાં તો પત્તાજી જ બોલ્યો 'એ તો સાબ! ચંદનને શું ઘસે. મજો બાવળને છે. આંકો તો કાંટમાં ઊગ્યા હશે એ બધાય મજો કરવાના છે. ને ચંદન થયા એ બધાય મરવાના છે!'

ભૂંગળું વાગ્યું એટલે એ નીચે ઠેકડા મારીને ઊતરતાં બોલ્યો: 'કેમ સાચું છે નાં?' અને પછી ફતાજી તરફ ફરીને બોલ્યો: 'પૈસા ત્રણ જણાના આવી ગયા છે હો!'

મને લાગ્યું કે માણસ તો કોણ જાણે, જમાનો પણ કોણ જાણે, પણ હવા તો ફરી ગઈ છે! કદાચ કોઈ નિરાશાવાદી તો એમ માની બેસે કે પ્રન્તમાં ચોર છે, એને બદલે હવે તો ચોરની જ પ્રજા બની ગઈ છે. એ જમાનો તો નહિ આવે?

★




વિરુદ્ધ જણાતો હતો. તદ્દન સાદો અને લાકડાની સાદી બેઠકોવાળો હતો. એમાં અમારાં દુભાષિયાંઓ હતાં. અમારી ખાલી વધી પડેલી બેઠકોના ઉપયોગ માટે અમે એમને ખૂબ આગ્રહ કર્યો પણ એમણે તો એમના આ જુદા વિભાગમાં જ રહેવાનું પસંદ કર્યું.

શુંગશુંગથી કેન્ટોન સુધીના પ્રવાસમાં ચોખાના ખેતરો, લીલી હરિયાળીથી શોભતા અફાટ મેદાનો અને આંખને ગમી જાય એવા ગ્રામચિત્રો જોઈને આંખ ધરાતી જ નહિ.

થોડાક કલાકની મુસાફરી બાદ અમે કેન્ટોન પહોંચ્યાં. અમારા માટે ગોઠવાયેલા દબદબાભર્યા સ્વાગત માટે અમારી ત્યાં રાહ જોવાઈ રહી હતી. એ ઉત્સાહભર્યા મોટા સ્વાગતટોળા વચ્ચે અમે જુદા તરી આવતાં હતાં. એમાં કળા અને સંસ્કૃતિના ઉપાસકો પણ હતા, કે જેઓ શાંતિ આંદોલનના સક્રિય કાર્યકરો પણ હતાં. ફૂલના હારતોરા સાથે ચીની યુવતીઓએ અમારું સ્વાગત કર્યું.

સ્ટેશન બહાર અમારી રાહ જોતી ઊભેલી એ મોટી મોટર ગાડીઓ આયે-શુંગ હોટેલ તરફ અમને હંકારી ગઈ. અમારાં દુભાષિયાંઓ ઉપરાંત અમારી સાથે કેન્ટોનની યુવતીઓ પણ હતી. અમારામાંથી ગાઈ શકે એવાં થોડાંકને વીણી કાઢીને એમણે ગાવાનો આગ્રહ કર્યો—સ્ટેશનથી હોટલ સુધીનો ત્રણ માઈલનો રસ્તો કપાય એ દરમિયાનના સમયમાં.

પણ આપણાં કળાકારોએ ખૂબ બેહુદું વર્તન દાખવ્યું—ખાસ તો આપણાં શાસ્ત્રીય સંગીતકારોએ કે જેઓ સમુહમાં ગાવામાં નાનમ માનતાં હતાં. પણ કેન્ટોનની એ કુમારિકાઓએ અમારી મુસાફરીને રંગીલી બનાવવાના બધા પ્રયત્નો કર્યા. એ એમની મેળે જ ગાવા લાગી. એમની સાથે આપોઆપ અમારાં દુભાષિયાંઓ પણ ગાવા લાગી ગયાં. એમનાં એ ગીતો એટલાં બધાં જીવંત અને ઉલ્લાસભર્યાં હતાં કે અમે, થોડીવાર પહેલાં સંકોચાતાં હતાં એ પણ એમના સૂરમાં તાલ દેવા લાગી ગયાં.

હોટલ નાનકડા હવાઈ મહેલ જેવી ગગનચુંબી ઈમારત હતી. મારી રૂમ નવમે માળ હતી. એની વિશાળ બારીઓમાંથી પર્લ નદી નજરે પડતી હતી. સાંજ પડવા આવી હતી અને આકાશ ધીમે ધીમે અંધારું પાથર્યે જતું હતું. હું બારીમાં ઊભી રહી અને નદી પરથી આવતી શીતળ હવાના ઘૂંટડે ઘૂંટડા શ્વાસમાં લેવા લાગી. નદીના નીતર્યાં નીર પર ફરતી કે ઊભી રહેલી હોડીઓમાંથી ટમટમતા આછા પીળા પ્રકાશથી એ પાણીનો ચળકાટ વધુ દીપી ઊઠતી.

નીચે નદી અને હોટલ વચ્ચે એક રસ્તો હતો. અજાણ્યા અવાજો અને ઘોંઘાટ છેક મારી બારી સુધી પહોંચીને મને કહેતા કે ખરેખર હું ચીનમાં છું. મને તો લાગ્યું કે આખી સાંજ આ બારીમાં જ હું ઊભી રહું. પણ કેન્ટોનના લોકોએ અમારા માનમાં તે રાત્રે ગોઠવેલું ખાણું મારી રાહ જોતું હતું એટલે એ માટે મારે તૈયાર થવાનું હતું. બીજા અસંખ્ય ભોજન સમારંભોની પહેલ કરતો આ ભોજન સમારંભ હતો.

આ ભોજન સમારંભમાં અમે ઘણા કવિઓ, ગાયકો, નૃત્યકારો, અભિનેતાઓ અને સંગીતકારોના પરિચયમાં આવ્યાં. અરેબિયન નાઈટ્સમાં આવતા ભોજન સમારંભોની જેમ જ આ પણ મને કાયમ યાદ રહી જાય એવો હતો કેન્ટોનના રસોઈયાઓ આખી દુનિયામાં ખૂબ પ્રખ્યાત છે. અમારા ટેબલ ઉપર પીરસવામાં આવેલી સમૃદ્ધ અને ભાતભાતની વાનીઓ જ એ સાબિત કરી બતાવતી હતી.

૧૭-૭-૫૩

કેન્ટોનમાં અમારો આ બીજો દિવસ. અમે પેકીંગમાં પહોંચીએ કે તરત અમારે રજૂ કરવાનો કાર્યક્રમ નક્કી કરવાનો હતો એ માટે અમે બધાં એકઠાં થયાં. અમે અમારી બધી યોજનાઓ રજૂ કરી. અમારા મંડળમાં ઘણાં બધાં કળાકારો હતાં એટલે દરેક માટે મર્યાદિત સમય જ મળી શકે તેમ હતું.

શરૂઆત કરતી વખતે ગાવાના ગીત માટે ખૂબ





ગરમાગરમ ચર્ચા ચાલી. એ તડ પડી ગયાં હતા એક 'વંદેમાતરમ્' ગાવાવાળાનું અને બીજું મિત્ર-ભાવ પેદા કરતું. 'હિંદી ચીની ભાઈ ભાઈ'— ખાસ આ પ્રતિનિધિમંડળ માટે જ ભારતખ્યાત કવિશ્રી હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયે રચેલું ગીત ગાવા-વાળાનું. મે સૂચવ્યું : તો પછી 'વંદેમાતરમ્'ને બદલે આપણું રાષ્ટ્રગીત 'જન-ગણ-મન' શા માટે નહિ ? પળવાર માટે ત્યાં નિરવ શાંતિ પથરાઈ ગઈ. કેટલાક કળાકારોએ તો એ કબૂલ્યું પણ ખરૂં કે એ શી રીતે ગાવું એ પોતે જાણતા ય નથી ! આખરે શરૂઆતમાં 'વંદેમાતરમ્' અને અંતમાં 'હિંદી ચીની ભાઈ ભાઈ' ગાવાનું નક્કી કર્યું.

આ ચર્ચાએ અમારી આખી સવાર રોકી લીધેલી. એટલે મ્યુઝીયમ અને બીજા જોવા જેવા સ્થળો જોવા જવાનો અમારો કાર્યક્રમ આપોઆપ બંધ રાખવો પડ્યો

એ ચર્ચા પૂરી થયા પછી ફરી એક વાર મને મારા રૂમની બારીમાં ઊભા રહીને નિરીક્ષણ કરવાની તક મળી. ગઈ કાલ સાંજનો અનુભવ તાજો થયો : એ જ નદી અને એ જ નાવડીઓ—પણ સૂર્યના તડકામાં એ કેવી શોભતી હતી ! ભળભાંખરૂં ઘેરા-યેલું આકાશ ત્યાં સ્વપ્નની જેમ ઊડી જઈને જાગી ગયું હતું. દિવસ હોવાની સાબિતી આપતી ઝડપી હેરફેર અને ચપળતા પણ ત્યાં પ્રવેશી ચૂકી હતી.

નીચે ફરતી નાવડીઓ હવે ચોખ્ખી દેખાતી હતી. ગ્રામોદ્યોગની ચાર્જ અહીં તહીં ફરતી હતી. નાવડીઓમાં નાની નાની બનેલી વાંસની ઓરડીઓ હતી. એના સાદડીઓવાળા છાપરાં, ધુમાડાથી છવાઈ ગયેલાં હતાં. કોઈ માણસને એની નાવડીની જર્જરિત થયેલી લાકડાની ભૂમિ પર વિચારમાં ગરક થઈને બેઠેલો હું જોઉં છું, કોઈ માણસો એમની મોટી નાવડીઓમાં કપડાં ધોઈ રહ્યા છે, જ્યારે કોઈ વળી નદીમાંથી પાણી બહાર ઉલેચી રહ્યા છે. કોઈ કોઈ-વાર થોડી સ્ત્રીઓ પણ દેખાઈ જાય છે : મોટા ભાગે કાળા પોષાકમાં સજ્જ થયેલી અને કામમાં ગુંથા-યેલી. ચીમનીમાંથી ધૂમાડા તો નીકળ્યે જ જાય છે. નાવડીઓમાં જ ઊભા કરેલા વાંસ ઉપર કપડાં સુક-વાય છે. જમીન કરતાં પાણીનાં જીવન વધુ ઉદ્યમી જણાય છે. સખત મહેનત કરતા ચીનાઓ માટે પહેલી આ મારી પહેલી છાપ હતી.

હજુ પૂરા બંધાઈ ન રહેલા યુવાનોના સંસ્કાર મહેલમાં તે દિવસે ગોઠવેલા મેળાવડામાં અમે હાજરી આપી. એનો રંગમંચ જ ફક્ત તૈયાર થયો છે. વિદ્યા-ર્થીઓ અને યુવાન કાર્યકરો સંસ્કારપ્રવૃત્તિ વિકસાવી શકે એ માટે જ ખાસ આ જગ્યા રાજ્ય તરફથી મુકરર કરવામાં આવી છે. આ રંગ મહાલમાં અવનવ કળાકારો પોતાની કળાનો લાભ જનતાને આપે છે. અમે જે મેળાવડામાં ગયાં હતાં એ મેળાવડો ની-એર્હ નામના શાયરની ૧૮ મી સંવત્સરી નિમિત્તે રાખવામાં આવ્યો હતો. એ ૧૯૩૫માં મૃત્યુ પામ્યો ત્યારે એની ત્રેવીસ વરસની યુવાન વય હતી. એણે રચેલી રચના આજે ચીનના રાષ્ટ્રગીતના રૂપે પચાસ ક્રોડ લોકોના હોઠે રમે છે. એની સ્મૃતિ ત્યાંના લોકોને માટે મોંઘેરી ગણાય છે કારણ કે એ પોતાના દેશ માટે જાપાન સામે ઝૂઝયો હતો.

૧૮-૭-૫૩

આજે સવારે અમે પેકીંગ જવા નીકળ્યા. અમે જે ટ્રેનમાં આવેલાં એ જ ટ્રેન હતી, એ બીજી પેસેન્જર ટ્રેન સાથે જોડવામાં આવી હતી. લોકોનું મોટું ટોળું અમને સ્ટેશને વિદાયમાન આપવા આવ્યું હતું. એ લોકોએ અમને ફૂલહારથી લાદી દીધાં અને ખુશાલીગીતોથી આખું સ્ટેશન ગાજતી મૂક્યું. અમને એમણે કહ્યું કે અમે પાછા ફરતી વખતે કેન્ટોનમાં અમારા કાર્યક્રમો આપીશું જ. જ્યારે ગાડી ચાલવા લાગી ત્યારે બધાએ એકી અવાજે નારો લગાવ્યો : 'ચાઈ જ્યે ' જેનો અર્થ થાય છે : ફરીથી આવજો.

[ ચાલુ ]

★

# ઘરનો નંબર

પન્નાલાલ પટેલ

> વસ્તી-ગણતરીના તબક્કામાંથી તાજો જ પસાર થયેલો આખો દેશ એ વિષે પૂરેપૂરો જ્ઞાત છે જ. પણ માટીનાંય ઝૂંપડાં વગરના ગામડાંનાં વાસીઓ માટે એ કેવું તાદૃશ્ય શબ્દચિત્ર મૂકી જાય છે એ તો ધરતીના જાયાના અજોડ કલમ-કસબીની આ વાર્તા આબાદ રીતે કહી જાય છે. ગ્રામ્ય જીવનને બહેલાવનાર વાર્તાકારની કળા આ વાર્તામાં પણ વિના સંકોચે ખીલી ઊઠી છે.

પટવારી ટટ્ટુ ઉપર હતો, પટાવાળો પગપાળો, બે જણ એક ઊંચા ટેકરા ઉપર આવેલા મકાન પાસે પહોંચે ન પહોંચે ત્યાં તો એમનું સ્વાગત કરતો કૂતરો ઝાંપા બહાર ધસી આવ્યો, 'ભાઉ, ભાઉ, ભાઉ......'

પટાવાળા કરતાં ય ઘોડેસ્વાર વધુ ગભરાયો. એને ગણત્રી હતી કે કૂતરો જો બે પગ ઉપર ઊભો થાય તો પોતે પલાંઠી વાળી લે તો ય એ અચૂક પહોંચે. પટાવાળાએ હાથમાંની સોટી વાડ સાથે ખખડાવતાં બૂમ પાડી, 'ગામેતી!...એ ગામેતી?'

ત્રીજી બૂમ ખુદ પટવારીએ લગાવી, 'અરે એ ગામેતી?'

ગામેતીને બદલે એક આધેડ સ્ત્રી વાડ બહાર આવી ને, 'પધારો સા'બ.' કહી ભસતા કૂતરાને આગળ કરી લઈ ગઈ.

'ગામેતી હૈ કે નઈ ઘરમેં?' પટવારીએ ગુસ્સાને બને તેટલો કમ વ્યક્ત કરતાં પૂછ્યું.

'હૈ સા'બ. બાય હૈ.'

કોણ જાણે કેમ પટવારીના ગુસ્સાનો તો પાર ન રહ્યો. પટાવાળા પાછળ ઘોડું ચલાવતાં બબડ્યો પણ ખરો, 'ક્યા સાલા વક્ત આયા હૈ?!' અને મનમાં મનમાં ગઈ કાલ સરખા બે વરસ ઉપરના રજવાડી જમાના સાથે આ કોંગ્રેસ રાજને સરખાવી રહ્યો—

વંડામાં પેસતાં, 'અહોહો! આપ હો કે સા'બ! પધારો પધારો!' કહેતા ને ચોપાડમાં ઊભા ઊભા હાથ કોરા કરતા ગામેતીને જોઈને અહીંનો જ એક જૂનો—દાયકા ઉપરનો—અને તે ય આવો જ બરાબર એક પ્રસંગ યાદ આવી ગયો: એ વખતે માત્ર અડધા અવાજે, આ જ ગામેતી હાથમાં કોળિયો ને બહાર દોડી આવેલો. જાણે ચોરી કરતાં પકડાઈ ગયો હોય એમ ગભરાટના માર્યો પૂરો બોલી પણ નો'તો શકતો, 'હો...હો...! સા'બ સા'બ! પધારો. પધારો. ઉ (હું) જરા—' અને હાંફળો ફાંફળો સામેની વાડ પાસે જમીન ઉપર મૂકેલાં વાસણોમાંથી પાણી લઈ હાથ ધોવા મંડી પડ્યો—

પણ આજે તો—પટવારીએ જોયું કે ન તો ગામેતી કોળિયા સાથે બહાર આવ્યો કે ન ત્યાં વાડ પાસે કોઈ વાસણે ય હતું. તરત જ એની નજર ચોપાડના ખૂણામાં પથ્થરથી ચણીને બનાવેલી પાણિયારી પર પડી. અને પેંગડામાંથી પગ કાઢતાં એક ભારે શ્વાસ સાથે વળી એ બબડી પડ્યો, 'ક્યા સાલા જમાના પલટ ગયા હૈ!'

અલબત્ત જમાનો તો દર પળે પલટાતો જ રહે છે. ને તેમાં ય આ ભાઈસાહેબ તો નવેક વરસથી શહેરની વડી ઑફિસમાં જ કામ કરતા હતા. છેલ્લા એકાદ માસથી જ આ નવી વસ્તીગણત્રી માટે બહાર હતા. બાકી એ પહેલાં તો ભાગ્યે જ ગામડામાં જતા; જવાનું થતું તે ય ટૂંકી રજા ઉપર જતા કોઈ પટવારીને છોડાવવા પૂરતું જ. પછી એમને તો દસ વર્ષ પછી આ બધું નવું જ લાગે ને? અરે આ કોંગ્રેસ સરકાર આવી એ પહેલાં આવ્યા હોત તો ય નવું પલટાયલું તો લાગત જ. હા, આ રાજ્યપલટાએ વેરા તથા કેટલાક કરની બાબતમાં તો જમાનો જાણે પલટી જ નાખ્યો હતો.

પણ બીજી બાબતોમાં તો આ ભાઈની આંખ જ બધું બદલાયલું જોતી હતી.

અને દસ વરસ ઉપરની એ જૂની આદતે ઘોડા ઉપરથી ઊતરતાં જોયું કે ન તો ગામેતીએ ધસી આવીને ઘોડાની લગામ પકડી લીધી કે ન કોઈ





ઊતરવામાં કંઈ મદદ કરી. ચોપાડમાં ખાટલો ઢાળ્યો તેય એ છેક નેવાં પાસે પહોંચ્યો ત્યારે. અલબત્ત આ વખત ખાટલા ઉપર જે ગોદડું પાથર્યું એ ગયા વખતની પેલી ગંદી ગોદડી કરતાં તો ક્યાંય ચઢિયાતું હતું : લગભગ નવું ને રંગભર્યું રૂએલ ગોદડું !

પરંતુ આ રૂએલ ગોદડાએ તો ઊલટાનો પટવારીને વધારે બાળવા માંડ્યો

અને પછી તો સાઠિયોના મકાનને બદલે પથ્થરથી ચણેલા મકાનો, એ દિવસોમાં વાણિયાને ત્યાં કે કોઈ ઉજળિયાત ખેડૂતને ત્યાં જોવા મળતાં એવાં બારણાં ને કમાડે, તો વળી ગામેતીના અંગ ઉપર આવી રહેલાં ત્રણેય પૂરાં કપડાંએ એમ એકે એક ચીજે સળગતી દિવાસળીની જેમ પટવારીના હૈયાને બસ બાળ્યા જ કર્યું.

ત્યાં તો એકાએક એને યાદ આવ્યું કે આમ ગણવા–બળવા માટે એની પાસે સમય ન હતો. બગ્તો મૂકી ઘોડાનો સામાન ઉતારવા જતા પટાવાળાને કહ્યું : 'કલ્લુ, વો તો યે ગામેતી ઉતાર લેગા. તું તો ઊપડ ઓર સારે ફલેમેં ફીર વળ. દોપ'ર નમતે નમતે નો ઘરકે નંબર કે સાથ ઘર પ્રત એક આદમી હાજર હો જાના જ ચઈએ.'

કલ્લુને કહેવાનું મન તો થયું, 'સા'બ જૈસી જબાન ચલે ઐસે ટાંટીએ નહિ ચલને—ઔર ફીર ભી આપકી જબાન !' છતાંય આટલું તો કહ્યું જ 'કમ્સંકમ દોસો છપરે હૈં સા'બ.'

'તો ક્યા હો ગયા ? મોડે મેં મોડા કલ રિપોર્ટ જાના ચાઈએ યે તીજે ખબર ભી હૈ ?'

કલ્લુને કહેવાનું વળી મન થયું, 'સરકારને તો ઈસ ગામ કે લીયે ખાસ્સે ચાર દિન દીએથે —મગર ઐસા ડર થા તો બીબી કે પાસ દો દિન રેણા થા, મગર–કીસને કહાથા કે તીન રાત રઈઓ ?!'

પણ આખર તો એ ચપરાસી હતો. માત્ર બબડવા લાગ્યો, 'હાં સા'બ, મગર દોસો છપરેકી દોસો ય ડુંગરી ! ચઢના ઓર ફીર ઉતરના ઓર.'—

'ઠીક હૈ. તું એક દફા રવાના હો જા. અકલ હોવે તો એક ટેકરી અપન ચઢે ઓર દો ટેકરી દુસરે દો કો ચઢાવે' ! અને કલ્લુના પગને પાણી ચઢાવવા હોય તેમ હસીને ઉમેર્યું : 'મગર વો તો, સબ કરામત તીજે હાંસીલ હૈ.'

અને સાચે જ કલ્લુ એવો ખુશ થઈ ઊડ્યો કે પીઠ ફેરવતાં શરૂ કરેલા બડબડાટમાં પણ એ ખુશાલી વરતાઈ આવતી હતી : 'કરામત તો સબ હાંસીલ હૈ મગર યે જમાના કોન હૈ સા'બ ? પે'લે વાલે દિન હોતે નો તો એક ચઢના ઓર માર દોડાતા—અરે ઢોલકે ઊપર સિરફ માર દંડી જ બસ થી !...'

પટવારીએ વળી એને યાદ કરાવ્યું : 'મગર દેખ, ઘરકા નંબર લાનેકા કોઈ ભૂલ ન જાય. ઓર કોઈ બિના નંબરી છપરા હો તો વો ભી દેખને આઈઓ !'

અને વળી પાછો પેલી ભુલાયલી કડી સાંધતો હોય તેમ બબડી રહ્યો : 'વાકે યે ! મુગાજપતકા સાલા જમાના જ નઈ રહા !'—

વાત કંઈ ખોટીય ન હતી. બે વરસ ઉપરનો રજવાડી જમાનો હોત તો કલ્લુ કહેતો હતો એમ ઢોલ પીટતામાં જ ટપો ટપ કરતાં માણસો આવી લાગત—બુડ બંદરના અવાજ સાથે જેમ વાંદરાં આવે ! અને ગયે વખતે—આગલી વસ્તી-ગણત્રી વખતે એમ જ તો કર્યું હતું ! ખુદ આ જ પટવારી, એ વખતેય ઘર નંબર તપાસવા આવ્યો હતો. આવતામાં જ ઢોલ પીટાવ્યો. જોત જોતામાં અર્ધનગ્ન માણસો—કોઈ તો શ્વાસભર્યાં—આવવા લાગ્યા. આવતામાં જ પાછાં ધકેલાયાં, 'એ બંદર, ક્યા હાથ હીલાના આતા હૈ ? જા છપરેકા નંબર લે આ...દોડ સુવ્વર ! વો બંદરાંકુ ભી લેતા જા વાપસ.'—અને આમ તરખાટ મચી રહ્યો. એક જ કલાકમાં નંબર સાથે પોણાબસો હસામીય હાજર.—

'મગર આજ તો'—અને એણે ઘોડાને ઘાસ નીરી હુક્કો પીવાની તૈયારી કરતા ગામેતીને દસકા ઉપરના રમુજમાં રમુજ એવા લહેકા સાથે કહ્યું, 'ક્યા સાલે, કુચ ચિલમ–ફીલમ તો લગાઓ ?' પણ ભાન આવતાં તરત જ એણે આ જમાનામાં કરવા લેખાતા




આ મિજાજને કૉંગ્રેસી રૂપ આપી દીધું, 'અબે કુચ ચાય-બાય તો મિલસે કે રામ રામ ?'

'હગળું (બધું) ય મલહે સા'બ જરા ટાઢા હીબા તો થાઓ.' ગામેતીનું છેલ્લું વાક્ય પણ નવા જમાનાનું જ હતું ને ?

'ખેર !' પટવારીએ નિશ્વાસમાં જ બધું પતાવી દીધું, બલકે સમેટી લીધું. ચા માટે જ ધીરા રહેવાનું હતું પછી મરઘી-બરગીની તો વાત જ ક્યાં રહી ? નહિ તો પહેલાંની જેમ સાદું ને સરળ માત્ર એક તપેલીમાં પુલાવ જ પાધરાં પકાવી કાઢત.

પરંતુ, હાય રે પુલાવ ! પટવારીના મોંમાં તો પાણી પાણી જ કરી મૂક્યું. આજ કાલ કરતાં ઘણા દિવસ થયા હતા. અલબત્ત પેલી ઉજળિયાત વસ્તીમાં પાકું ભોજન તો મળતું જ હતું પણ લાડવા ને ? અને આજ એણે નક્કી કર્યું, 'પાવલી કલ્લુ દેગા ઔર બારા આને મેં દઉંગા; કુચ ભી હો મુરગી તો આજ જરૂર ખાના.'

નજીકના કૂવામાંથી પાણી લાવી બાજુના તાપણા આગળ ચાની તૈયારી કરતા ગામેતીને વાત પણ કરી : 'આજ તો યાર કુચ જ્યાફ્ત કરનીથી ગામેતી.' અલબત્ત 'યાર' શબ્દ વાપરતા એને ભાન તો હતું જ, બલકે ઘણું જ ખૂંચતું હતું, પણ, 'ક્યા કરેં ! જમાના જ એસા હૈ કે લપડેકુ ભી 'યાર' કે'ના પડતા હૈ !'

પરંતુ ગામેતીને ખુશ થતો જોઈ ને—કારણ કે એને ભાગે ય કંઈ ય —છેવટ હાડકાં પણ આવવાનાં તો હતાં જ ને ? 'ભલે સા'બ,' કહી વાતને પૂરેપૂરું અનુમોદન આપતો જોઈને એ પેલા દુઃખને ભૂલી ગયો. 'ભલે તો કહા મગર કુચ ગાંઠકે પેસેસે ઓછી મરગી ખાઈ જાય છે ગામેતી ?' એણે જાણે દાણો દબાવવા માંડચો.

'બધું ય થાહે સા'બ' કહી બે પાંચ ક્ષણ પછી ગામેતીએ ઉમેર્યું : 'બે-પાંસ નવા છાપરાં થ્યા હે એમને નંબર નાખી દ્યો તો બધું ય-હંબ !'

'યે અપણા કામ !' પટવારી ખુશ થઈ ઊઠ્યો. આ વધ-ઘટનું કામ જ તો એને કરવાનું હતું ? પણ આમાંથી તો 'સુરત તો કુચ કપડે સાજે કરે એસી દીખ રઈ હે.' અને આ સાથે હૈયું તો જાણે નાચી જ ઊઠ્યું : 'વહી અસલ રસમ દોસ્ત—વહી રજવાડી રસમ ! ફરક સિરફ ઇતના કે—કલ્લુ કહેતા હે યું—વેઠ કે બજાય સેવા; ઔર પહીલે માગતે કે બજાય—પીછે ઓર વો ભી, 'મેંને તો સેવા કી હે. કદર કરે તો તું જાને' બસ ! પહેલેસે ભી સવાયા લાભ !'—

અને આ પછી તો બેઉ જણ જૂની નવી વાતે વળ્યા. એણે જોયું તો ગામેતી પણ આ નવા રાજથી તંગ આવી ગયો હતો. અને આવી જ જાય ને ? પહેલાં જેમ વાઘના શિકાર પાછળ શિયાળવાં મઝા કરતાં એમ હવે—અરે શેર જ બિલાડીઓ થઈ ગયા હતા પછી બિચારાં શિયાળવાંની તો વાત જ ક્યાં રહી ! માટે જ તો, શેર ને શિયાળવાં પેલા શિકારને થાબડતાં હતાં ને ?... બિચારો શિકાર !

એક બાજુ ચા પતી ગઈ ને બીજી બાજુ લોકો પણ આવવા લાગ્યા. પટવારી તો સાચે જ ખુશ થઈ ઊઠ્યો. એને તો હતું કે આ કૉંગ્રેસ રાજમાં 'આઝાદ' બની ગએલા આ લોક સવારના બોલાવેલા સાંજ સુધી ય આવે તો ગનિમત. અલબત્ત અત્યાર પહેલાં પેલાં ઉજળિયાત ગામોમાં તો બોલાવવાનો સવાલ જ નહોતો. કારણ કે પાકાં ઘર એટલે ભીંત ઉપરનો નંબર જોવા ઘેર ઘેર જ ફરવું પડતું. પણ અહીં તો ભીંત હોય તો નંબરે ય પાડે ને ? ખાસ તો ચાર માસ ને બહુ બહુ તો બાર માસની આવરદાવાળી સાંઠિયો કે ઝાંખરાં જ ભરેલાં હોય. એટલે પટવારીને હતું કે બહુ બહુ તો આંગળીને વેઢે ગણાય એટલાં ઘર સિવાય બધાંયના નંબર દર વખતની જેમ માટીના થાપડા ઉપર જ હશે. સવાલ એટલો જ હતો, સૌ કોઈ વહેલું આવી જાય ને તે ય નંબર સાથે. પણ એણે જોયું કે વહેલા તો આવ્યા - બધા,

ઝાંપામાં એક શ્વાસભર્યા જુવાનને દાખલ થતો જોઈ ઉમેર્યું, 'પણ એક ફેરા આપ રસોઈ બણાવો. પછે એ તો, રાત હે ને આપણ હોં. હેંડો કલ્લુભાઈ મારી હારે.' અને એ કલ્લુ સાથે ઘર પાછળના વાડામાં ચાલતો થયો, પાછળ પેલો જુવાન પણ.

પેલા જુવાને ઓઢેલા ધોતિયાના ઢંગ જોઈ પટવારી સમજી ગયો—એ જ અસલની રસમ! અને આ સાથે અત્યારથી જ પુલાવમાં રમતો થઈ ઉડેલો જીવ વળી પાછો રાજી થઈ રહ્યો.—અરે જાણે પેટમાં આવી ગયું હોય એટલા ઉત્સાહથી એ કામે લાગી ગયો. ફટ કરતાંકને બસ્તો ખોલ્યો ને થાપડાવાળાઓનાં માણસ, નંબર વગેરે એક પછી એક મેળવી રહ્યો......

કોઈ તૂટેલા નંબરવાળો નીકળ્યો તો ચાર–છના નંબર છાણથી કે લીટાઓથી ચેકાએલા માલુમ પડ્યા. વગર નંબરવાળા એટલે કે નવાં છાપરાંવાળા પણ ત્રણેક જણ હતા. ને બધાયને એક તરફ ભેગા બેસાડી દીધા.—

અને પોતે જ્યારે જમવા ઊઠ્યો ત્યારે ગામેતી, પેલા એક બાજુ બેસાડેલા લોકો સાથે ગોઠવી રહ્યો: 'કેટલું આપવાનું ને શામાં—એટલે કે રોકડમાં કે બકરા કુકડામાં?'

કારણ, એ સિવાય, નંબર કાં તો પાડે નઈ ને પાડે તો કાં તો અગડમ્ બગડમ્. એટલે સાચો નંબર પડાવ્યા વગર તો છુટકો જ ન હતો. કલ્લુએ કહ્યું જ હતું કે નંબર નહિ હોય તો રાજના ચોપડામાંથી બાતલ પડી જશો.

પણ કલ્લુ બિચારો 'શું' કહેતો હતો? ખુદ આ લોકને છેલ્લા એક વરસથી અનુભવ હતો કે ઘરના નંબર વગર તો આ કોંગ્રેસ રાજમાં—રાજના ચોપડામાંથી તો ઠીક પણ જીવતરમાંથી ય રખડી પડાય એવું હતું. ઘરનો નંબર ન હોય તો પાસ (રેશન કાર્ડ) જ ન મળે. પછી પાસ વગર કાપડ કે ધાન તો મળે જ શાનું? અરે બે–ચાર પાકાં ઘરવાળાને તો કારમો અનુભવ હતો. પેલા પાસ લખી આપનારે 'નંબર ખોટા હૈ.' કહીને ત્રણ ત્રણ મહિના સુધી રખડાવ્યા હતા. કંટાળીને ઇન્સ્પેક્ટરને ખુદને મળ્યા પણ એ ય, 'અરે ભાઈ ઘરનો નંબર ખોટા હોય તો પાસ કાઢી આપનારો ય બિચારો શું કરે?'—

છેક ત્રીસ ગાઉ ઉપર જઈ વકીલને એક એક રૂપિયો ખવરાવીને કલેક્ટરને અરજી કરી. પણ કે'છે, કાગળિયાં ક્યાંક અવળાં ચઢી ગયાં—નવા રાજમાં ભૂલાં જ પડી ગયાં હશે ને? છેવટ દાંતે તરણાં લઈ પેલાને જ મોં માગ્યાં નજરાણાં કર્યાં: ને ત્યારે જ પેલા ખોટા નંબર સાચા ઠર્યા!

આમાંના જ એક અનુભવીને અક્કલ સૂઝી ને એણે જોડે બેઠેલા બીજાને વાત કરી. પહેલાની અક્કલ ઉપર ખુશ થઈ ઊઠેલા બીજાએ ત્રીજાને ને ત્રીજાએ ચોથાને કહ્યું. જોતજોતામાં તો પાકાં મકાનવાળા એ સો સવાસો માણસોમાં વાત પહોંચી ગઈ. અને જામી તો એવી ગઈ કે લાગલું જ ચાર માણસનું એક ડેપ્યુટેશન ગામેતી પાસે પહોંચ્યું, ને વાત કરી, 'ગામેતી અમને ય થાપડા ઉપર નંબર પડાવી આલો મે'રબાન! જે બેહુ એ આલહું. પાવલી તો પાવલી ને સો (છ) આના તો સો આના!—'

કારણ તો ગામેતીય જાણતો હતો. અહીં પાકાં–છપાવેલાં રેશન કાર્ડ તો હતાં જ નહિ. એટલે તાલુકાની ઑફિસેથી ચિઠ્ઠી લેવી પડતી. અલબત્ત ખાંડ ગ્યાસતેલની તો જાણે આળીગાળ જ કાઢી નાખી હતી પરંતુ કાપડ, અનાજ, હળપુણી વગેરે વિના તો ચાલે એમ જ ક્યાં હતું? ને પછી પાસ કરાવતાં ઘર નંબર વગર તો ચાલે જ કેમ? ભણેલા તો હતા નહિ. વળી યાદ રાખવાની પણ આદત નહિ. ને રાખે તો ય ઘડી ઘડી ગોખાવનાર તો જોઈએ ને? જ્યારે આ થાપડો તો 'પાસ કરાવવો હોય તો ઝટ થાપડો લીધો ને આ હેંડ્યા કચેરીમાં.'

માટે જ તો પેલા ડેપ્યુટેશન પાછળ એક પછી એક આવવા માંડેલા એમાંથી એક જણ બોલી ઊઠ્યો ને? 'નઈ માને તો થાપડો દીઠ છેવટ આઠ

# ઊર્મિ

કપિલા પંડિત

પ્રેરણા – Instincts ના પુરક જેવી ઊર્મિ–Emotion આ આખા લેખમાં માનસશાસ્ત્રીય નિરૂપણ કરતી કેટલી ઝીણી ઝીણી વિગતો પૂરી પાડે છે! ઊર્મિ માણસને પ્રેરણાની જેમ જ હરઘડીએ ઉતારે–ચડાવે છે. અને ઊર્મિમાં તરબતર બનીને માનવી કેવી મહત્તા પ્રાપ્ત કરે છે! કેલિફોર્નિયા યુનિવર્સિટીમાં દાખલ થયેલાં લેખિકાએ આ લેખ લૉસ એંજેલ્સથી લખીને મોકલ્યો છે.

ઘણા પુરાતન કાળથી તત્ત્વજ્ઞાનીઓ માનવીના અસ્તિત્વ અને વૃત્તિઓ સાથેના કલહ વિષે વિચારતા આવ્યા છે. માનવી પોતાની શારીરિક જરૂરિયાતોને પૂરી કરતો હોવા છતાં એ કુદરતનું માત્ર યંત્ર નથી બની ગયો. બાહ્ય ઉત્તેજના (stimuli) અને ક્રિયા કરવા પ્રેરે છે એ વાત ખરી પણ સાથે સાથે એના જીવનમાં આંતરિક ઊર્મિઓ પણ ઉછાળા મારતી જોવામાં આવે છે. આથી શારીરિક ક્રિયાને જ મહત્ત્વ આપનારા તત્ત્વજ્ઞોની માન્યતાને આજે દરેક માનસશાસ્ત્રી વજૂદ વગરની ગણે છે.

જો કે ઊર્મિ અને એનું પ્રકટીકરણ એ બહુ જટિલ વસ્તુ છે અને માનવીના વર્તનને અગમ્ય બનાવનારી વસ્તુ પણ છે; આમજનતાં અમુક ઊર્મિના બળે પ્રકટનાર આવેશ, પ્રેમ, ભય, ક્રોધ ને આનંદ એ બધાને એક લેખકે 'જીવનના મસાલા'નું નામ આપ્યું છે. મસાલા વગરનું ભોજન કેવું ફિક્કું લાગે છે? એવું જ માનવીના જીવનનું. વ્યક્તિના જીવનને કોઈ પણ ઊર્મિ ન દોરતી હોય તો એનું જીવન સૂનું બની જાય. વળી ઊર્મિની વ્યક્તિગત ઉપયોગિતાથી જ વાત નથી અટકતી. એનું સામાજિક મહત્ત્વ તો ખરેખર આશ્ચર્ય પમાડે એવું છે. આ દુનિયામાં માતૃપ્રેમ જેવી ઊર્મિ હયાતી ન ધરાવતી હોત તો બાળકોની સારસંભાળ, શિક્ષણ ને સંસ્કારપ્રદાન શક્ય બન્યું હોત ખરું? આનંદ જેવી લાગણી ન હોત તો માનવી–જીવન ટસરકા જેવું ન બની જાત? સૌંદર્યપ્રેમ જેવી ભાવના ન હોત તો કળા આટલી વિકસી શકત ખરી? જિજ્ઞાસા ન હોત તો વિજ્ઞાન આજે દુનિયાભરમાં વિજયનો ડંકો વગાડી શકત ખરું? પ્રેમ જેવી ઊંડી ઊર્મિ ન હોત તો તાજમહાલ જેવી અનુપમ ઈમારત બંધાઈ હોત ખરી?

---

આના ગામેતી.'

પણ પટવારી ય કેમ ન માને? ગામેતીના કહેતામાં જ—તેણે, 'આપને ચા–પાણી કરશો' એ સાંભળ્યું જ ન હોય તેમ બોલી ઊઠ્યો: 'ભલે.' અને કદરના પટાવેલા શબ્દોમાં ઉમેર્યું: 'અપણે તો તુમારી સેવા કરના હૈ ભાઈ ફીર તુમ કદર કરો યા ના કરો!'

ગામેતી ય રાજી રાજી થઈ ગયો, બોલ્યો, 'અરે એવું તો ચો'હે (હશે) સા'બ? આપ અમારું કામ કરો ને અમે આપની કદર કીમ ની કરો, વળી?!'

'મગર દેખો, એક લાલટેન ઓર—મેરા ટટ્ટુ થક ગયા હૈ તો એક ટટ્ટુ ભી'—

'અરે લાલટણ ને ઘોડું ય આપ કેહો તો એક ને બદલે બે સા'બ'

'તો તો કરલુ ભી એક લેગા!'—

આ પછી તો આપ–લેનો આંકડો પણ—થાપડે પાવલી—નક્કી થઈ ગયો.

કહેવું મુશ્કેલ છે. એ તો આવનાર વધારે ખુશ હતો કે લેનાર? કે પછી બેઉ પક્ષ તરફથી અલગ અલગ પાઘડી મળવાની હતી એ બદલ ગામેતી?—

અને આથમી રહેલા સવિતાદેવ, સેવા અને કદરના આ વિચિત્ર તમાશા તરફ મરક મરક જાણે હસી રહ્યા. જ્યારે તારાઓ તો બબ્બે ફાનસ ને બબ્બે ટટ્ટુ સાથે પંદર–વીસ માણસના આ વરઘોડાને ટેકરીઓ ઉપર ચડ ઉતર કરી રહેલો જોઈ જાણે વિસ્મયમાં પડી ગયા હોય તેમ ટીકી ટીકીને જોઈ રહ્યા...

★



વફાદારી, રાષ્ટ્રભક્તિ ને સમાજસુધારાની ભાવનાએ આજે દરેક હૃદયમાં સ્થાન મેળવ્યું છે, એના પરિણામે જે રાજકીય જાગૃતિ દરેક વ્યક્તિ અનુભવે છે એ જોવા મળત ખરી ? જાહેર જનતા આજે કોઈ ને કોઈ પ્રકારના ધર્મમાં માનતી રહી છે એ સંભવિત બનત ખરૂં ? બધા પ્રશ્નોનો જવાબ મનમાં વિચારીએ ત્યારે લાગે છે કે સંસ્કૃતિના મૂળમાં ઊર્મિ જેવી પ્રબળ વૃત્તિ છે જ.

હવે આપણે ઊર્મિના બંધારણ વિષે વિચારીએ. ઊર્મિ—emotion શબ્દ લેટિન ભાષાના 'emovere' શબ્દ પરથી આવ્યો છે જેનો અર્થ હૃદયને હલાવી નાખવું એવો થાય છે. અમુક પ્રકારની ઊર્મિ આપણને ગમે પણ ખરી ને ન પણ ગમે પણ હૃદયમાં એક પ્રકારનું આંદોલન જગાવે, ખળભળાટ મચાવે એ ઊર્મિ. ઊર્મિ હમેશાં હેતુપૂર્વકની જ હોય છે એટલું નક્કી સમજી લેવું. જો કે ઘણા શરીરશાસ્ત્રીઓ ઊર્મિને માત્ર શારીરિક પ્રતિક્રિયા તરીકે ઓળખાવે છે પણ એ સાચી ઓળખાણ નથી. એટલું ચોક્કસ છે કે ઊર્મિનું પ્રકટીકરણ મોટે ભાગે શરીરનાં અંગો કરતાં આવ્યાં છે. જેમકે પ્રેમની લાગણી જન્મે એટલે આંખોમાં અમી ઉભરાય, દ્વેષની જન્મે એટલે આંખો-માંથી આગ વરસે, ક્રોધની જન્મે એટલે આંખો, નાક ને હાથ સંયુક્ત રીતે એનો આવિર્ભાવ દર્શાવે, ભયની જન્મે એટલે રક્ષણ કરવા તરફ પગ દોડી જાય. આમ-છતાં જે ઉત્તેજના ઊર્મિને પ્રેરે છે એ માત્ર બાહ્ય જ હોય છે એવું પણ નથી. ભૂખ લાગે એટલે રસોડામાં દોડી જઈએ, તરસ લાગે એટલે પાણીઆરામાં, ઘરમાં ન ગમે એટલે જાહેર બાગમાં કે રસ્તા પર લોકોની અવર-જવર જોયા કરીએ, આનંદમાં આવી જઈએ ત્યારે નાચીએ-કૂદીએ વગેરે. આ બધી ક્રિયાઓને બાહ્ય ઉત્તેજનાની જરૂર નથી પડતી.

કેટલીકવાર બાહ્ય ઉત્તેજના સરખી હોવા છતાં બે વ્યક્તિની ક્રિયામાં ફરક પડી જાય છે. જેમકે, એક વ્યક્તિને જોઈને એક જણને આનંદ થાય તેથી એ એને ભેટી પડે, બીજાને ન ગમે એટલે એ ઉદાસ બનીને એનાથી દૂર ભાગે, આવું તો આપણે રોજ જોતા આવ્યા છીએ. એટલે જ એવા અનુમાન ઉપર આવવું ઠીક લાગે છે કે માણસની બાહ્ય ક્રિયાઓ હૃદયમાં રહેલી ગમા-અણગમાની લાગણીને બળે આવિર્ભાવ પામતી હોય છે. વળી લાગણી—પ્રબળ લાગણી—માનવી પાસે એવી ક્રિયાઓ પણ કરાવે છે જે સાધારણ સ્થિતિમાં કે સંજોગોમાં માનવી કદી ય ન કરી શકે. લડાઈમાં લડતી વખતે સૈનિકોમાં વેરની લાગણી એટલી પ્રબળ હોય છે જે એમને ક્રૂર, અમા-નુષી ને સારાસારનો વિચાર કર્યા વગર ગમે તેવાં કાર્યો કરવા પ્રેરે છે. એવી જ રીતે કૉલેજની ફુટબોલ ટીમનો ખેલાડી રમતી વખતે ઉત્સાહની લાગણીથી પ્રેરાય છે. તેનામાં પોતાની સંસ્થા પ્રત્યે તીવ્ર લાગણી જન્મે છે ને રમતાં રમતાં તેને વાગે તો પણ ગણકાર્યા વગર એ પોતાની શાળાને જીતાડવાનો પ્રયત્ન જીવના જોખમે પણ કરે છે. આમ ઊર્મિ જેટલી તીવ્ર કે પ્રબળ, એટલી એની અસર ને બાહ્ય અવિર્ભાવ વધુ ઝડપી ને તેજદાર.

ઊર્મિનું ક્ષેત્ર એક રીતે જોઈએ તો ખૂબ નાનું છે, આમ છતાં ખૂબ જ વિશાળ છે. આપણું નાનકડું હૃદય એટલી બધી વિવિધ ઊર્મિઓને સંઘરી રાખે છે કે આપણને ય એની ખબર નથી પડતી. હા, આંતરનિરીક્ષણ દ્વારા ઊર્મિનું પૃથક્કરણ કરવા માટે પ્રેરાઈએ છીએ ખરા. પણ આતરનિરીક્ષણની પણ ઘણી મર્યાદાઓ છે. એટલે એના દ્વારા જાણેલી વિગતો સાચી જ હોય એવું ન પણ બને. આપણા હૃદયમાં જન્મેલી લાગણીનું વર્ણન કરવા તત્પર બનીએ, કરીએ પણ ખરા. પણ શી ખાત્રી કે અનુભવેલી ઊર્મિનું સાદૃશ આલેખન આપ્યું કે નહીં ? કારણ કે લાગણીને શબ્દોમાં બાંધી શકાતી નથી એ આપણે ન ભૂલવું જોઈએ. કોઈ બે વ્યક્તિ એમ કહે કે એમને પેટમાં દુઃખે છે પણ આપણે એમ કેવી રીતે જાણી શકીએ કે બંનેને એક જ પ્રકારનું દુખે છે ? કોઈને ચૂંક પણ આવતી હોય ને કોઈને પેટમાં વાયુ પણ થયો હોય.

મોટેથી બોલવાની ટેવ, ગુસ્સામાં બાંટા પાડીને લડવાની ટેવ, અને દુઃખમાં સહાનુભૂતિ શબ્દો બોલવાની ટેવથી આપણે સારી રીતે વાકેફ છીએ. આપણા રોજિંદા જીવનમાં આવા ઘણા અનુભવો આપણે અનુભવીએ છીએ. માણસનો અવાજ એની ઊર્મિઓને પ્રકટ કરે છે એમાં શંકા નથી. આજે તો વિજ્ઞાન એટલું આગળ વધ્યું છે કે એ માનવીની ઊર્મિઓને પણ યંત્ર દ્વારા માપવા માંડ્યું છે. યંત્રમાં શ્રદ્ધા ધરાવનારા માનસશાસ્ત્રીઓ એવું જણાવે છે કે આપણા મગજમાં અમુક જાતની ઊર્મિને લીધે સળવળાટ થાય છે. આ સળવળાટને પરિણામે માનવી અમુક જાતની પ્રતિક્રિયા કરે છે. આ પ્રતિક્રિયાને આ લોકો Galvanic Response કહે છે. અને ઊર્મિઓને માપવા માટે આ લોકોએ Electroencephalograph નામનું યંત્ર શોધી કાઢ્યું છે. એવું માનવામાં આવે છે કે આપણા મગજમાં અમુક જાતનાં મોજાં ઉત્પન્ન થતાં હોય છે. જ્યારે મગજ આરામ અવસ્થામાં હોય ત્યારે મોજાં સાધારણ ગતિએ કામ કરે છે ને જ્યારે મગજ ઉત્તેજિત અથવા ક્રિયાશીલ હોય ત્યારે મોજાં ઝડપથી કામ કરે છે. એટલે ઊંઘમાં મોજાં ઓછાં ને ધીમી ગતિએ ઉત્પન્ન થાય છે ને ઉશ્કેરાટની સ્થિતિમાં ઝડપી ગતિએ ઉત્પન્ન થાય છે.

આજનું દાકતરી વિજ્ઞાન એથી પણ આગળ વધીને ઊર્મિની શારીરિક તંદુરસ્તી ઉપર થતી અસર વિષે નવાઈભરી વિગતો રજૂ કરે છે. ગુસ્સે થયેલી વ્યક્તિનું જઠર સંકોચાય છે, ચિંતામગ્ન વ્યક્તિનું જઠર બરાબર કામ નથી કરતું. આથી એને ભૂખ ઓછી લાગે છે, અને હસતા અથવા આનંદી માણસનું હૃદય ને ફેફસાં સુંદરરીતે કામ કરે છે, એનું જઠર પણ વ્યવસ્થિતરીતે કામ કરે છે ને એને ભૂખ સારી લાગે છે. વળી ક્રોધ ને ચિંતા જેવી ઊર્મિઓ જઠરની ચાંદી, લોહીનું ઊંચું દબાણ ને દમ જેવા ભયંકર રોગોને સગવડ કરી આપે છે એવું માર્ગોલીસ નામના નિષ્ણાત ડાકટરે ભારપૂર્વક જણાવ્યું છે. ભયથી પીડાતી એક સ્ત્રીનો સુંદર દાખલો આ ડાકટરે રજૂ કર્યો છે. એમના જણાવ્યા પ્રમાણે એક સ્ત્રી જ્યારે પાંચ વર્ષની છોકરી હતી ત્યારે એના ઘરમાં ચોર આવીને એની માના ઘરેણાં ચોરી ગયેલો, ત્યારની એક જાતની બીક પેસી ગયેલી. વળી એની માને પણ ત્યારથી વાઈનું દર્દ ઉપડેલું. એ જ્યારે ચૌદ વર્ષની થઈ ત્યારે પણ ઉપરનું દશ્ય એને વારંવાર દેખાતું ને ડરાવતું. એકાવન વર્ષની પાકટ વયે એ એના પતિના એના પ્રત્યેના ઠંડા વર્તનથી નિરાશ થઈ ને એની એક બેનને ત્યાં રહેવા ગઈ. અતિશય ચિંતા ને અસલામતીની ભાવનાને લીધે એની આંગળીઓના આગળના ભાગ પર ચાંદીઓ દેખાવા માંડી. પતિ પ્રત્યેનો ગુસ્સો ને પ્રેમની લાગણીનો અસંતોષ ચામડીના રોગમાં પરિણમ્યો. છતાં એણે પતિ પાસે પાછા જવાની હિંમત ન કરી. રોગ જડ જમાવતો ગયો, એની આંખો લાલ ને ઝીણી થતી ગઈ ને નાકમાંથી પાણી ગળવા માંડ્યું. એના દાક્તરે એને પતિ પાસે જવાની સલાહ આપી. એ ગઈ પણ ખરી. થોડો વખત સુધી એ ત્યાં રહી એ દરમિયાન આંગળી પરનાં નિશાન દૂર થયાં. વળી પાછી એ પતિને છોડીને ચાલી ગઈ. એકાકીપણાની ચિંતાને લીધે વળી પાછાં ચાંદાં દેખાવા લાગ્યાં ને એને પોતાની જાત પ્રત્યે ઘૃણા જન્મી.

ઉપરનું દૃષ્ટાંત એ સ્પષ્ટ કરે છે કે મન ને શરીર વચ્ચે એક બહુ જ સૂક્ષ્મ પ્રકારની આંતરક્રિયા હંમેશ ચાલે છે. આથી માનસિક વ્યાઘાતોની અસર શરીર પર પડ્યા વગર નથી રહેતી અને શરીર નાદુરસ્ત હોય ત્યારે કાંઈપણ કાર્ય કરવાનો માનસિક ઉત્સાહ પણ નથી જન્મતો. વળી શરીર શાસ્ત્રીઓ પણ એટલું તો કબૂલે જ છે કે રોગનાં ચિહ્નો ભલે શારીરિક હોય પણ એનું કારણ માનસિક હોય છે. ક્ષય, હૃદયરોગો, મધુપ્રમેહ ને વાઈ જેવાં ખતરનાક દર્દોનું કારણ ઊર્મિની અસ્થિરતા છે. ઘણાં નાનાં બાળકોને જો માનો પ્રેમ નથી મળતો તો એમની સલામતીની ઊર્મિ જોખમાય છે. બાળમનોવિજ્ઞાનના ક્ષેત્રમાં અખંડ ધગશથી કામ કરનાર





માર્ગરેટ રીબલ નામની એક સ્ત્રી-માનસશાસ્ત્રીએ પ્રયોગોદ્વારા એવું પુરવાર કર્યું છે કે બાળક પોતાની જિંદગીનો પ્રારંભ કરે છે ત્યારે એ એના પોષણ માટે સ્વાવલંબી નથી હોતું. જો શરૂઆતના પાંચેક વર્ષ દરમિયાન એની કાળજી લેનાર કોઈ ન હોય તો પ્રેમની લાગણીઓનો એનામાં સંચાર થતો નથી. આથી એના મનમાં કાંઈક વિચિત્ર પ્રકારની અળવડ અનુભવાતી લાગણી ને ઘર્ષણ જન્મે છે. આવા બાળકો સ્વયંપ્રેરણાવાળી ક્રિયાઓ નથી કરી શકતા અને માનસિકરીતે ગૂંગળામણ અનુભવતા હોય છે. બાળકને હીંચમાં ખવડાવવાની ક્રિયા, એને ઊંચું નીચું ઉછાળીને રમાડવાની ક્રિયા, છાતી સાથે ચાંપવાની ને વહાલ કરવાની ક્રિયા એનું માનસિક ઘર્ષણ ઓછું કરે છે. ઊંઘ, પોષણ ને શારીરિક સગવડોની સાથે એને માના પ્રેમની પણ જરૂર રહે છે, જેથી એના મનમાં અસલામતીની ભાવના ન પ્રવેશે. એની ઊર્મિની ભૂખ જો પૂરી કરવામાં ન આવે તો એ બાળ ગુનેગારોની સંખ્યામાં વધારો કરનારું નીવડે છે.

આ બધી ઊર્મિઓ કેવી રીતે જન્મે છે ને વિકસે છે? ઉંમરના વિકાસ સાથે પ્રેમ, દેશભક્તિ, ક્રોધ ને ભય જેવી ઊર્મિઓ બાળમનમાં સંચરે છે? આ બધા પ્રશ્નોના જવાબો અનેક રીતે અપાયા છે. ઘણા તો એવી વાહિયાત વાતો પણ કરતા હોય છે કે આ બધી ઊર્મિઓ જન્મજાત હોય છે ને સામાજિક જીવનના વિકાસમાં મોટો ફાળો આપે છે. સામાન્ય રીતે એવું માનવામાં આવે છે કે નાના બાળકોને પીડા કે રૂંછાવાળી વસ્તુઓની, અંધારાની, આગની ને સાપ વગેરેની કુદરતી બીક હોય છે. પણ લગભગ પચાસ વર્ષથી પુષ્કળ પ્રયોગો દ્વારા માનસશાસ્ત્રીઓએ સાબિત કર્યું છે કે આ બધી માની લીધેલી વાતોમાં એક આની જેટલું પણ સત્ય નથી.

વોટસન નામના એક વર્તનવાદી માનસશાસ્ત્રીનું એમ કહેવું છે કે કોઈપણ વ્યક્તિ જુદા જુદા પ્રકારની ઊર્મિ સાથે જીવનની શરૂઆત નથી કરતી, આમ છતાં ભય, ક્રોધ ને પ્રેમ આ ત્રણ જાતની ઊર્મિ નાનામાં નાના બાળકથી માંડીને દરેક વ્યક્તિમાં જોવામાં આવે છે. આથી વ્યક્તિના સ્વભાવ સાથે જડાયેલી આ ઊર્મિઓને જન્મજાત કહેવામાં વાંધો નથી. આમ છતાં એણે એમ પણ સાબિત કરી બતાવ્યું છે કે ભય એ કુદરતી પ્રેરણા હોવા છતાં બાળકને ડરપોક બનાવવા માટે સંબંધીઓ તથા આજુબાજુનું વાતાવરણ જવાબદાર છે. એણે બાળકોને બિલાડીઓ, સસલાં ને સાપ વચ્ચે રમવા મૂક્યા જોયા ને દરેક બાળક જન્મથી જ બીકણ હોય છે એવી ડોશીઓની જગજૂની વાતોને જૂઠી પાડી બતાવી.

અમુક ઊર્મિઓ જે ખૂબ નાની ઉંમરની વ્યક્તિમાં નથી દેખાતી તેનાં મોટી ઉંમરની વ્યક્તિઓમાં દર્શન થાય છે. ઉંમરની પરિપક્વતાની સાથે સાથે ઊર્મિનો આવિર્ભાવ થતો જાય છે. આથી નાની ઉંમરના બાળકો કરતાં મોટી વ્યક્તિનું વર્તન જુદું પડે છે. ઘણાં બાળકો નાનપણમાં ખૂબ કજિયાખોર, લડાઈખોર ને અવળચંડાં હોય છે પણ ઉંમરલાયક થતાં સમજશક્તિ આવવાને લીધે ખૂબ શાંત ને સમજુ બની જાય છે, ખૂબ જ અતડાં બાળકો ખૂબ મળતાવડાં બની જાય છે. બાળકની શારીરિક ને માનસિક જરૂરિયાતો સંતોષવામાં આવે, એને ખાતાં-પીતાં-બોલતાં શીખવવામાં આવે ને એની આજુબાજુ સંસ્કારમય વાતાવરણની ફોરમ પ્રસરાવવામાં આવે તો સમાજવિરોધી માનસવાળાં બાળકોની લાગણીઓ પણ બદલાઈ જાય છે. બાળકની પ્રેમની ભૂખ સંતોષવામાં જરા પણ બેદરકારી બતાવાઈ તો સમજી લેવું કે બાળકની સલામતીની ભાવના જોખમાવાની ને તેથી એની ઊર્મિ મરી જવાની. બાળગુનેગારોના માનસ તપાસતાં માલૂમ જણાયું છે કે બાળકની પૂરેપૂરી દરકાર લેવામાં ન આવી હોવાને લીધે એ સમાજવિરોધી ગુના કરવા પ્રેરાયું હોય છે.

એનાથી ઊલટું જે બાળકની વધુ પડતી દરકાર લેવામાં આવી હોય, ને બાળક ને માનો સંબંધ




ખૂબ જ ગાઢ હોય તો બાળક માનું તાબેદાર બને છે. ઘણીવાર માબાપ ને બાળક વચ્ચે ઘર્ષણ ઊભું થાય છે ત્યારે પણ બાળકની ઊર્મિ ઘવાય છે. આવે વખતે માબાપ બાળકના સારા માટે શીખામણ આપતાં હોય છે પણ કહેવાની રીત એવી હોય છે કે જે બાળકને નથી ગમતી, માબાપ એની વાતમાં ડખલ કરે છે ને તેથી એની સ્વતંત્રતા જોખમાય છે એવું પણ બાળકને લાગે છે. આવે વખતે કોઈનું પણ મન ઊંચું ન થાય એવી રીતે ને કુટુંબની શાંતિ ન જોખમાય એ રીતે સમજપૂર્વક કામ લેવાય એ હિતાવહ છે. ઘણાંખરાં માબાપોને એમનાં બાળકોનો પ્રાણી–પ્રેમ નથી ગમતો. આથી તેઓ બાળકોની હાંસી ઉડાવે છે. માનસશાસ્ત્રીય દૃષ્ટિએ આ વર્તન પણ વૈજ્ઞાનિક નથી. ડાહ્યાં માબાપોએ સમજવું જોઈએ કે પ્રાણી–પ્રેમ અસ્થાયી હોય છે ને એનાથી તો બાળક જવાબદારીનું ભાન કેળવતું થાય છે.

આમ માનવમાત્ર ઊર્મિશીલ હોય છે એ આપણે જોયું. ઊર્મિની ઉત્પત્તિ ને એના આવિર્ભાવ અંગેની વિવિધ માન્યતામાં પ્રખ્યાત શરીર માનસશાસ્ત્રીઓ—જેમ્મ ને લેંજ—એક નવી જાતનો સૂર પુરાવવાનો પ્રયત્ન કરે છે. સામાન્ય બુદ્ધિવાળો માનવી પણ માનવા માટે તૈયાર ન થાય એવી આ બંનેની રજૂઆત ઘડીભર એમની બુદ્ધિ માટે શંકા ઉપજાવે તેવી છે. આમ છતાં માનસશાસ્ત્રના ઇતિહાસમાં એમનો પણ ફાળો છે જ. આ બંને વિદ્વાનો એવું માને છે કે શરીરની ક્રિયાઓમાં જ ઊર્મિ સમાયેલી છે. આપણે હસીએ છીએ એટલે આનંદ થાય છે, ને રડીએ છીએ એટલે દુઃખ થાય છે એમ એમનું કહેવું છે. વાસ્તવિકરીતે જોતાં આપણને આનંદ થાય છે ત્યારે હસીએ છીએ ને દુઃખ થાય છે ત્યારે રડીએ છીએ. આપણે રીંછને જોઈને ડરીએ છીએ તેથી દોડીએ છીએ, દોડીએ છીએ માટે ડર લાગે છે એવું નથી. આપણે ગુસ્સાના આવેશમાં આવી જઈને વિરોધીને મારી બેસીએ છીએ, પહેલાં મારીએ છીએ ને પછી ક્રોધ ઉપજે છે એવું ક્યાંય બનતું નથી. આમ આ બંને વિદ્વાનો ઊર્મિને માત્ર શારીરિક આવિર્ભાવ માનીને મનના અસ્તિત્વને નથી સ્વીકારતા આથી થોડોક છબરડો તો વળે છે. પણ એમના ઘણાખરા અનુગામી માનસશાસ્ત્રીઓએ એમની ઠીકઠીક હાંસી ઉડાવી છે અને ઊર્મિના આવિર્ભાવમાં મનના ફાળાનો સ્વીકાર કર્યો છે. આપણે પણ એટલું તો સ્વીકારીશું જ કે ઊર્મિ સારી હોય કે નરસી, એનો ઉદ્ભવ પહેલાં મનમાં થાય છે ને પછી એનો અવિર્ભાવ બહાર થાય છે. સૌથી મહત્વની વસ્તુ એ છે કે ઊર્મિનું દમન ન કરવું ને અસંતુષ્ટ ઊર્મિઓને મનમાં જમા થવા ન દેવી. એનાથી જેટલી માનસિક વિકૃતિઓ વધશે એટલી જ માનવજાતિ વધુ જોખમમાં મૂકાશે ને પતનના રસ્તે દોરાશે.

[આવતે અંકે : પ્રેમ]



## પૂંઠા ઉપરનું ચિત્ર

**જયદેવ–પદ્મા : ચિત્રકાર : વિદ્યુલ્લતા ઝવેરી**

મહાકવિ જયદેવ અને એના મશહૂર કાવ્ય ગીતગોવિંદની પ્રેરણામૂર્તિ પદ્મા—એ બન્નેના મિલનના હૃદયંગમ મુખભાવોને રજૂ કરતું આ ચિત્ર ચીતરનાર શ્રી વિદ્યુલ્લતાબેન ગુજરાતના કળાગુરુ શ્રી રવિશંકર રાવળના શિષ્યવર્ગમાંનાં એક છે. ચિત્રકળાનો એમનો શોખ આવી અમોલી કૃતિઓનું સર્જન કરે છે ત્યારે આવું બેનમૂન ચિત્ર સર્જાય છે એની પૂરી ખાતરી તો આ ચિત્ર જ આપી જાય છે.

વર્તુળના ત્રિરંગી ચિત્રની શોભામાં અભિવૃદ્ધિ કરતી સુંદર ડિઝાઈન ચીતરનાર, 'ઊર્મિ–નવરચના'ના પૂંઠા ઉપર દર વખતે રાગ–રાગિણીઓ રજૂ કરનાર ચિત્રકાર સી. નરેન્દ્ર છે.

## આ ? ? ?

પૃથ્વીના પલટાતા રંગો સાથે શા શમિયાણા આ ?
અંધારા આકાશે આજે તારલિયા અટવાયા આ ?
દીપકનાં દર્શનમાં શમ્યાં માનવનાં મળાખડાં આ ?
અવનીથી અંજવેલા સૌ આદમના અંકુરો આ ?

જીવનથી જકડાતા, જેનાં જીવન સૌ જકડાયા આ ?
મૃત્યુમુખે માનવ મરતા,—એ મૃત્યુના માટી આ ?
સુધાસરિતના સ્નેહલ સમદર સાથે સોહન્તા શું આ ?
ઝેર ઝરન્તાં ઝરણાંમાં ઝપટાયેલા ઝૂરનારા આ ?

માવડી માટે માથાં મેલી મોતમુખે ધપનારા આ ?
માતૃદ્રોહી કે માતપિતાનાં રક્તે ખરડાયેલા આ ?

પ્રેમામૃત માંહી પલળેલા પ્રેમઝરે પટનારા આ ?
પ્રેમાવષ્ટિ થયા બંદા શું પ્રેમજગત વસનારા આ ?

પ્રેમ પ્રબળતા પળની પાષાણોને યે પીગળાવે આ ?

પ્રબળ પ્રેમની પ્રેરણા પામી પૂરા પ્રેમી થયેલા આ ?
પ્રેમ પ્રબળતા પાસે પેસી પ્રેમે પ્રાણ પથારે આ ?
પ્રેમના ત્યાગે પ્રપૂર્ણ પ્રેમે ત્યાગી બનનારા યે આ ?
ત્યાગના પ્રેમે પૃથ્વી પલટા પળપળના ખમનારા આ ?
પ્રેમની પ્રચંડ પાવક વચ્ચે પાળ કરી ઠગનારા આ ?
પાવક પંથ પ્રેમની પ્રાપ્તિ અંતેયે કરનારા આ ?

પરમાર્થેમાં પાપની જ્વાળાઓને હોલવનારા આ ?
પરોપકારે પંથ પલટાતાં પથી પલટાનારા આ ?
પારકાના આધારે રહીને નિજના અર્થો સાધે આ ?
નિજનાં પારકાં ગણી કરીને ઝગડાઓ કરનારા આ ?
પાખંડોમાં ધર્મી ઢોંગી બનીઠની ધર્માત્મા આ ?
સમાજ કાજે સુધાર કરતા, હોય માંકુધારક આ ?
સેવા નામે છૂપા વેશે સેવા ઓઠું ધરતા આ ?
ત્યાગી કહેવાતા ઉપરથી, છપ્પન ભોગના ભોગી આ ?
પ્રાણ પળે પણ ટેક ટળે ના એવા ટેકી-વચની આ ?
આધારે અમથા ઓઠાઓ ઓઢીને ધુતનારા- આ ?

આવે, જીવે, મૃત્યુ-જન્મે, જન્મ-મરણથી થાક્યા આ ?
લઈને જન્મો જીવ્યા જીવને જીવન વેડફી દેતા આ ?

જયન્ત પરમાર

---

## વેદના

હૃદયની કોમળ લાગણીને, ચીરતા વેદનાના ઉઝરડા;
ઉવેખી ભૂતકાળને, તારે, શું ચુંથવા ઉકરડા!

શાંતિ શાહ

---

## ભાઈ-બીજ

નભમાં દીપે છે
એ બંકિમાયુક્ત દ્વિતિયા અનેરી
ને બંકિમામાં ભર્યું છે સદાનું
એ સ્નેહ સોહન્ત અખંડ તત્ત્વ.
એ બીજ માંહી ભરેલ કેવાં
મહાન તત્ત્વો મજહબ બધાનાં !
એ મહાનતાને વળી ખૂંચવીને
લઘુતા વડે માનવ દીપતા શા ?
આજે નભે એ બીજ ઊગતી છો
એને ભર્યું વિશ્વ કલા લઘુથી;
એ ચાંદનો યે મર ટુકડો રહ્યો,
એ ટુકડો ચેતન કેટલું ભરે ?
હૈયે વસેલી અદૃશ્ય અંકિત
કો સાંભરે જીવનજોડ જેવી
જે જીવથીયે સઘળે સ્થળે એ
સૌથી વધુ સાંભરે બેન-ભાઈ!
એ ભાઈ-બીજ !
હા, આજ આકાશ મહીં વિરાજે
ગર્વિષ્ઠ એ ભાઈની બેન જેવી
આત્મા થકી યે વડી ભાઈ-બીજ!
ત્યાં બેન ઝંખે: અહીં ભાઈ ભોળો
એ બીજ જોઈ નવહેત સાથે
આવા અનેરા કંઈ માનવોના
મોંઘા અહીં ભાવ ભર્યા ઘણેરા.
એ બંકિમાની અહીં તીક્ષ્ણતામાં
એકાદ બહેની મર સાંભરે છે.
કે બેન એકાદને ભાઈ એનો
આ બીજ જોઈ ક્વચિત્ સાંભરે છો !
શે ભાઈ-બીજ ?
ના બેન-બીજ ?
આ બીજની સાથ ન બેન કેમ ?
સર્વે સમર્પી નિજનું જતી એ,
ના નામ એનું બીજ અંકિતે કાં ?

પ્રવાસ

## દિશા ભ્રમણમાર્ગની

વસે અવર કોઈ ના હૃદય–આરસે તું વિના:
વહે વહન રક્તમાં સ્મરણ માત્ર તારે સખી!
કદી નીરવ રાત્રિમાં સરળ મૂર્તિ તારી સખી,
વિતેલ દિનની હસી કથી જતી સલૂણી કથા.

કથા કરમની બધી સહન ના થતે એ કદી
યદિ જીવન–કાવ્યની રચયિતા સખી ના હતે!

પળો ઘડી દિનો બધાં પરમરૂપ તારાં કરી,
બની રચયિતા સખી સુખદરૂપ માંગલ્યની!

પળો ઘડી દિનો બધાં રજનીરૂપ પામી ગયાં
તજી જીવનસાથી ને કરુણતા સખી તેં કરી.

કરી કરુણતા સખી અદય વીજના એ કરે.
દિસે ચમકીને મૂકી પ્રબળ ઘોર અંધાર ગે.

દિશા નવ જડે મને ભ્રમણમાર્ગસાથી જતાં,
દિશા રહી છતાં સખી! ભ્રમણમાર્ગની તું સદા.

કાંતિલાલ એમ. ઠાકર

## વનરસ

ભારતના પ્રાચીન હે કવિજનકુલ!
પ્રસન્ન છું પરિણત પ્રજ્ઞાનાં અમૂલ
આપનાં એ સર્જનોના ભૂમામય લોકે:
મહાભાવ રાજર્ષિઓ, ઋષિગણ થોકે
થતા જ્યહીં ઈન્દ્રનુંયે અસકૃત્ શરણ;
મહાન જીવનગાથા, મહાન મરણ;

અહો, કવિજન! પણ રહ્યો છે સંશય
મને સદા એક વાતે: વનને વિષય
વાતે વાતે વળી જાવ તમે ભગવંત!
વને ક્યહીં પ્રારંભ ને વને ક્યહીં અંત!

રાઘવને, પાંડવોને કેટલાંય વર્ષ
વનવાસી કર્યામહીં ન'તો છન્ન હર્ષ?
કથાનું તો નિમિત્ત જ, પેલો વનરસ
સંસ્કૃતિરહસ્ય—ન'તો કરતો અવશ?

ઉશનસ્

## પારણું લાડકવાયાંનું

[મારવાડના એક સંસ્કારધન અકિંચન બ્રાહ્મણ કુંટુબની બાઈના એકના એક પુત્રનું, વિશાળ લીંબડા નીચે મૂકેલું, લીંબડાના પાતળા ચાર વગર છોલેલા સોટામાંથી બનાવેલું ઘોડિયું જોઈને કવિને સ્ફૂરેલું આ ગીત માતૃહૃદયનો કેવો અજબ પડઘો પાડે છે! અખંડ ને અનિમિષ ચોકી કરતી ને હૈયાસ્ફૂર્યાં ગીતોથી જ કોટિ કોટિ લાડ લડાવતી જેને આવી મા હોય એને કશી કમીના નથી, એને કશા વૈભવ-વિભવની જરૂર નથી. આમ સૉનેટ પેઠે બાર લીંટીઓમાં અપૂર્વ ગરીબાઇનું હૃદયદ્રાવક ચિત્ર આપી છેલ્લી બે લીંટીમાં માતાના વિપૂલ વૈભવનું સૂચન કરતું ગીત પૂરું થાય છે.]

ન્હોતું પારણું હીરે જડયું એને
ન્હોતી હીરની દોરી.
મોરવાયે એને મોર ને પોપટ
ઘડયા ન્હોતા ઘડવૈયે........૧

આભલા ન્હોતા આંખ નિરખવા
ઘૂઘરે માણેક મોતી,
ખોયું ન્હોતું એને વેલ બુટ્ટાળું
ને પાયા ના રંગરસેલા........૨

લીંબડાના ચાર સોટા લાવીને
ખાખરાના મોરવાયા
સોના રૂપા ને લોહ અભાવે
ચીંથરે ટાંગ્યું ખોયું........૩

લાડકડાને પારણીયે ના
કોડી તણા શણગાર;
(પણ) આભ સમાવતું ઉર હતું માતું
ક્ષણ ક્ષણ રાખણહાર........૪

વિજયશંકર કામદાર

# શનિવારે રાત્રે

ઈશ્વર પેટલીકર

અંગ્રેજીમાં જેને Fantasy કહેવાય છે એ જાતનો આ વાર્તાપ્રકાર ગુજરાતીમાં બહુ ખેડાયો નથી. આ વાર્તા એ પ્રકારથી વધુ દૂર નથી એ તો આખી વાંચીને એનો અંત આવતાં જ ખબર પડી જાય છે. આપણા સમાજમાં આવી કલ્પનાઓ સાચી પડે છે એ વાતની ના નહિ પણ બધી સાચી વાતો કલ્પનાથી જ ઘડાયેલી હોય છે એ હકીકત આ વાર્તા જુઠ્ઠી પાડે છે.

શનિવારે રાત્રે અમે સિનેમા જોઈને બહાર નીકળ્યા ત્યારે પડદા ઉપરનાં દૃશ્યો અમારી આગળ ને આગળ ઝઝૂમતાં હોય તેવી અમારી મનોદશા હતી. વાર્તાની વસ્તુ આમ તો સાવ સાદી હતી. સમાજમાં એક ચારિત્રશીલ અને આગેવાન ગણાતો પુરુષ અંદરથી કેવો ચારિત્રહીન અને નાચીજ માણસ છે. તેના આંતરબાહ્ય જીવનનાં ચિત્રો પડદા ઉપર તાદૃશ્ય રજૂ કર્યાં હતાં. દંભી હોય ત્યાં સુધી તો ઠીક પણ પત્નીનું એ ખૂન કરે છે, ઘરમાં દાટી દે છે આટલો નિર્દય અને ખૂની હોય છે છતાં એ ભેદ એના મરણ સુધી કોઈની જાણમાં આવતો નથી અને એની શોકસભામાં સદ્ગુણ અંગે જે અંજલિઓ આપવામાં આવે છે તે કેટલી પોકળ છે એ છેલ્લા દૃશ્ય સાથે વાર્તા સમાપ્ત થાય છે.

અમે પોળમાં પ્રવેશ્યા ત્યારે દૂરના ટાવરમા એકનો ટકોરો પડ્યો અને એ સાથે પોળની જમણી બાજુના બીજા મકાનમાંથી 'મરી ગઈ રે બાપ !' એવી ચીસ નીકળી ! અમારા ત્રણેના પગ થંભી ગયા. ચીસ સમી ગયા પછી પણ આછાં ડૂસકાં થોડી વાર સુધી સંભળાયાં અને પછી ફરી કોઈ અવાજ સંભળાયો નહિ એટલે અમે ધીમાં ડગ ભર્યાં.

પડદા ઉપરનું દૃશ્ય વાસ્તવિક દુનિયામાં ભજવાતું અમે જોવાનું શરૂ કરી દીધું હતું. ડૂસકાં ભરનારનો સાદ અમે સારી રીતે ઓળખ્યો હતો. ઓળખાવો એ અમારે માટે નવાઈનું પણ ન હતું. એ કોનું ઘર છે તે અમે જાણતા હતા. ચીસ પાડનારની આંખ નીચે જ અમે ઉછરીને પોળમાં મોટા થયા હતા. પરંતુ અમને આશ્ચર્યમાં નાખી દેતી વસ્તુ એ હતી કે પતિ તરફથી ચંપાકાકી દુઃખી હોઈ શકે એવું અમે સ્વપ્ને ય કલ્પ્યું ન હતું. રામરાયકાકા તો અમારા સૌના મુરબ્બી હતા. અમારા શહેરની કોઈ એવી જાહેર પ્રવૃત્તિ નહિ હોય કે એમાં રામરાયકાકા મોખરે ન હોય. સૌ પોળોમાં અમારી પોળ વિધવિધ પ્રવૃત્તિને લીધે આદર્શ ગણાતી. સંસ્કારી માણસ શહેરમાં રહેવા આવે તો પહેલાં અમારી પોળમાં ઘર શોધે અને એમાં પત્તો ન પડે તો કચવાતે મને બીજે રહેવા જાય. અમારી પોળના આ મહિનાના અધિકારી રામરાયકાકા હતા. આવા સજ્જન માણસ એમનાં પત્નીને મારે, ચંપાકાકી 'મરી ગઈ રે બાપ !'ની ચીસ નાખે અને અમે સાંભળીએ એ અમારે માટે તો સૂર્ય પશ્ચિમમાં ઊગવા જેવી વાત હતી.

કોઈએ વાત કરી હોત તો માન્યામાં ન આવત. અરે, ચિત્રપટની કથા તાદૃશ્ય ન હોત તો ચીસ સાંભળ્યા છતાં અમારા કાન ઉપર ભરોસો બેસત નહિ. પરંતુ રામરાયકાકા કરતાં સમાજમાં મોટા ગણાતો પુરુષ અંદરથી કેવો ખૂની હોય છે તે ચિત્ર અમે જોઈને જ આવતા હતા એટલે આ વિરોધાભાસ સમજતાં અમને વાર લાગી નહિ.

સુમંતનું ઘર આવતાં અમે છૂટા પડતાં પહેલાં ઊભા રહ્યા. એ મનનો ભાવ વ્યક્ત કરતાં બોલ્યો : 'દુનિયા દંભી છે એ ચિત્રમાં જોયું અને એનો પ્રત્યક્ષ પુરાવો રામરાયકાકાએ આપ્યો. સામાન્ય માણસ પડોશીઓ જાણે તેમ પત્ની સાથે કંકાસ કરે છે, તો આવા સમાજમાં ઉજળા થઈને ફરનારા મધરાતે, કોઈ ન જાણે તેમ જુલમ કરે છે.'

બાબુ બોલ્યો : 'પણ પણ એનું કારણ શું હશે ?' મેં કહ્યું : 'ચિત્રપટ જોયા પછી પણ તને શું એ સહેલું લાગે છે કે કોઈના મનની વાત આપણે તરત જાણી શકીએ ?'

સુમંત : 'રામરાયકાકાને તો આપણે ઓળખીએ છીએ એટલે શોધી કાઢવું સહેલું છે. ચંપાકાકીને બાજુ




નથી એટલે એની ઝંખના કેટલી છે તે આપણે ગઈ સાલ પણ જોયું છે. ૪૦ વર્ષની ઉંમરે જાણે જુવાનીમાં પ્રવેશતાં હોય તેમ એમણે ઑપરેશન કરાવ્યું. આપણે તો ઠીક પણ વડીલોય વાતો કરતાં હતાં કે ચંપાબહેન તો ગાંડપણ કરે પણ રામરાય શું જોઈને સંમતિ આપતા હશે ? ડૉકટરો પણ એમને હસતા હતા.'

બાબુએ સાંભળ્યું હતું તે જણાવતાં કહ્યું : 'મેં તે દિવસે માનેલું નહિ, લોકોને ગમે તેવી વાતો ઉપજાવી કાઢવાની ટેવ છે એમ માની એક એક કાનેથી બીજે કાને વાત કાઢી નાખેલી, પણ આજે પ્રત્યક્ષ ચીસ અને ડૂસકાં સાંભળ્યાં ત્યારે લાગ્યું કે એ ખોટું ન પણ હોય.' અને સહેજ અટકીને એણે સાંભળેલી વાત કહી: 'ચંપાકાકીએ આ ઉંમરે ઑપરેશન કરાવેલું તેનું કારણ રામરાયકાકા હતા. બાળક નથી એ કારણે ફરી પરણવાની વાત એમણે મૂકી હતી. આવા આગેવાન માણસ પત્નીની સંમતિથી પરણે તો જ સારું દેખાય એટલે એમણે લેખિત સંમતિ ઉપર સહી કરવાની વાત કરી, ચંપાકાકીએ ના પાડી. છતાં મારી ઉપરવટ થઈ ફરી પરણે એ બીકે એમણે આ ઉંમરે બાળક માટે ઑપરેશન કરાવ્યું.'

મેં શંકા વ્યક્ત કરી : 'રામરાયકાકા પરણે એ માન્યામાં ના આવે એવું છે ને ?'

બાબુ : 'હમણાં આપણે શું જોયું ? સજ્જન ગણાતા પુરુષે ખૂન કર્યું ને ?'

સુમંત : 'ચંપાકાકીને ઑપરેશન કરાવ્યા છતાં બાળક થવાનાં ચિહ્ન દેખાતાં નથી એટલે કાકાએ ફરી પરણવાનો પ્રશ્ન ઊભો કર્યો હશે. કાકી સંમતિ ઉપર સહી નહિ કરી આપતાં હોય એટલે અત્યારે મારઝૂડ કરી પરાણે હા પડાવતા હશે.'

સુમંત અમારાથી છૂટો પડી ઘરમાં ગયો, અમે બંને થોડાં ડગલાં આગળ ચાલ્યા એટલે મારું ઘર આવ્યું, છૂટા પડતાં પહેલાં વળી અમારા બંનેના પગ થંભ્યા. બાબુ બોલ્યો : 'શું કુદરત છે. પિક્ચરમાં જે જોયું તે જ તરત આપણે પ્રત્યક્ષ જોવાનો પ્રસંગ આવીને ઊભો. મને તો અત્યારે ઊંઘ આવવી મુશ્કેલ પડશે.'

હું : 'લેખકો દુનિયામાં જે જુએ છે તે ચિત્ર દોરે છે. એની ખૂબી એ છે કે આપણે પણ આ દુનિયામાં રહીએ છીએ છતાં આટલું વેધક જોઈ શકતા નથી. ચિત્ર ન જોયું હોત તો રામરાયકાકાના આ કાર્યને આપણે ભાગ્યે સ્વીકારી શકત.'

બાબુ : 'આવતી કાલે આપણે કોઈને કહીશું તો પણ કોણ માનશે ?'

હું : 'કદાચ આપણે જૂઠા પડીએ. આબરૂને લીધે ચંપાકાકી સ્વીકારવા તૈયાર ન થાય કે મને માર પડચો હતો. એ ઇન્કાર કરે પછી આપણે સાચા એમ કોણ કબૂલ કરે ?'

બાબુ : 'દંભી દુનિયામાં કશું અશકય નથી.'

મેં છૂટા પડતાં કહ્યું : 'ચાલો ત્યારે સૂઈ જઈએ.'

હું સૂઈ તો ગયો પણ જોયેલું ચિત્ર અને રામરાયકાકા બંને આંખ આગળથી ખસે નહિ. થોડા વખતમાં ચિત્રનો નાયક એ જ રામરાયકાકા હોય તેમ બંને પાત્રો એક થઈ ગયાં. તે સાથે મને કંપારી આવી ગઈ. શું કાકા ચંપાકાકીનું ખૂન કરવાની હદે જઈ શકે ખરા ? ગઈ કાલે આ સવાલ ઊભો થયો હોત તો હું ના પાડી દેત, પરંતુ માણસના આંતર-બાહ્ય જીવનમાં ગજબનાક ફેર હોય છે તેનો તાદૃશ્ય ચિતાર જોયા પછી રામરાયકાકા આવું કરે તે અસંભવિત નહોતું લાગતું. એમને પરણવું જ હોય, એકપત્નીવ્રત કાયદાને લીધે કાકીની સંમતિ જરૂરી હોય તો એમના આગળ આબરૂનો સવાલ આવીને ઊભો રહે. કાકી સંમતિ આપે એટલે છૂટાછેડાની કોટીમાં મૂકાઈ જાય. એ શી રીતે તૈયાર થાય ? પરિણામે, આ બધામાંથી છૂટવા એમનું ખૂન કરે તો આશ્ચર્ય પામવા જેવું કંઈ નહિ.

ઊંઘતાં ચંપાકાકી ઉપર રામરાયકાકાએ સહી લેવા જાણે ગળું દબાવી દીધું એવું ચિત્ર મને પાછું





મે માથે ઓઢીને એ ચિત્ર વિખેરી નાખવા આંખો જોરથી મીચી દીધી પરંતુ એ ચિત્ર આગળ વધતું હતું ઘરનો ઓરડો, જે કાયમ સરસામાન માટે વપરાતો હતો તેમાં કાકા કબર ખોદી રહ્યા હતા એકલે હાથે જ એમણે કાકીને ઊંચકીને એમાં સુવાડ્યાં અને માટી દાબી દીધી ઉપર પીપ વગેરે સરસામાન મૂકી દીધાં ચિત્રની વાર્તામાં ખૂન કોઈએ જાણ્યું નહિ, પણ રામરાયકાકાના કૃત્યને જોનાર હું હતો એમ મને લાગતું હતું એ કરુણ દશ્ય જોતો જોતો હું ક્યારે ઊંઘી ગયો તેની મને ખબર ન રહી

સવારમાં ઊગવાના સમયે પત્નીએ મને જગાડ્યો તો ખરા, રાતની ઊંઘ પૂરી થઈ ન હતી એટલે પાસું બદલીને પડી રહ્યો—ઊંઘી રહ્યો ઘરમાં બધાએ નાહી લીધું અને ચા પણ થઈ ગઈ છતાં હું ઊઠ્યો ન હતો એટલે બા મને જગાડવા આવી બોલી 'ભાઈ, ક્યાં સુધી સૂઈ રહેવું છે? આઠ થવા આવ્યા' હું સફાળો બેઠો થઈ ગયો એ સાથે જ મને રામરાયકાકા યાદ આવ્યા દાતણ લઈને હું ઓટલા ઉપર નીકળ્યો ત્યારે મને થયું કે રાતે કેટકેટલા તરંગ કરી નાખ્યા! દાતણ કરતાં કરતાં મને થયું કે કાકીના મોત ઉપર રાતની અસર છે કે નહિ તે તો જરૂર જોવી આમ તો વગર કામે પણ, કેમ છો કાકી એમ ખબરઅંતર પૂછવાની ટેવ હતી એટલે હીંડીચાલીને પણ એમના મનની વાત જાણવા પ્રયત્ન કરવો તો ખરો આ વિચારથી મે તરત દાતણ કાઢી નાખ્યું, ચા પી લીધી અને જાજરૂ જઈને નાહી લીધું

કામનું બહાનું શોધીને હું ચંપાકાકી પાસે જવા માટે નીકળ્યો તો ખરો, પણ તે ઘડીએ રામરાયકાકા બહાર જવા નીકળ્યા હતા અને ઘરને તાળું મારતા હતા આંખ સામે કોઈ કરુણ અકસ્માત થાય અને આપણે ડઘાઈ જઈએ તેમ હું થંભી ગયો કાકીને બહારગામ જવાનું ભાગ્યે જ બનતું અને ગયાં હોય તો પણ બંને સાથે. તો આજે આ શું? મારી આંખ સામે રાતનું ચિત્ર લટકી રહ્યું—શું રાત્રે આવેલા વિચારો સાચા હશે? કોઈ કોઈ વખત ભાવિ બનાવની આગાહી નથી થતી શું?

મે હિંમત કરી ઘરનાં પગથિયાં ઊતરતા રામરાયકાકાને પૂછ્યું 'ચંપાકાકી નથી કે શું?'

મારી પૂછપરછ એમને ન ગમી હોય તેમ હું એમની તંગ મુખમુદ્રા ઉપરથી જોઈ શક્યો જવાબ ગળી જાય તો ગેરસમજ વધે એ બીકે એ જવાબ આપતા હતા એમ મને સ્પષ્ટ દેખાતું એ રોજના રણકતા સ્વરને બદલે દબાતા અવાજે બોલ્યા બહારગામ ગયાં છે

મને પૂછવાનું મન તો થયું કે કયે ગામ પરંતુ એમણે બીજું ધ્યાન ખેંચવાની રીતે ચાલવા માંડ્યું એટલે હું ચૂપ રહ્યો જાણે સાચે જ ચંપાકાકી ઘરમાં કાયમના દટાઈ ગયાં હોય તે વિચાર હું ત્યાંથી ખસી પણ ન શક્યો રામ પોળની બહાર ચાલ્યા ગયા ત્યાં સુધી હું એ તરફ તાકી જ રહ્યો મને એમ રસ્તા વચ્ચે ઊભેલો જોઈ ચંપાકાકીની પડોશણે બહાર ડોકિયું કરતાં પૂછ્યું 'વિનુભાઈ, કેમ રસ્તા વચ્ચે ઊભા રહ્યા છો?'

હું એમના ઘર પાસે જતાં બોલ્યો 'ચંપાકાકી ક્યાં ગયાં તે તમે જાણો છો?'

પડોશણને પણ ખબર ન હતી સવારના પહોરમાં રોજના નિયમ પ્રમાણે એ દાતણ કરવા ઓટલા ઉપર જણાયાં નહિ ત્યારે એણે પૂછપરછ કરી હતી પરંતુ રામરાયકાકાએ એને પણ એ ન ગમ્યું હોય તેમ એ જ ટૂંકો જવાબ આપ્યો હતો સાંજે બંને સાથે બેઠાં હતાં પણ ચંપાકાકીએ બહાર જવાની વાત પણ કરી ન હતી એને પણ કોઈ દિવસ એમનાં બહાર ન જતાં ચંપાકાકી ક્યાં ગયાં હશે તેની નવાઈ લાગી હતી પરંતુ રાતે અમે બંને કાને જે સાંભળ્યું હતું તે એને ખબર ન હતી એટલે મારી જેમ એને પ્રસંગની કરુણતાનો ખ્યાલ ક્યાંથી આવે?

મે વાત વિશેષ લંબાવવા સિવાય પડોશણની વિદાય




લીધી અને સુમંત પાસે ગયો. એણે મને જોતાં પૂછ્યું : 'કેમ કંઈ અત્યારમાં ?'

એના નાના ઘરમાં ખાનગીમાં વાત કરવી ફાવે તેમ ન હતી એટલે મેં કહ્યું : 'ચાલ જરા બહાર જઈએ.' કારણ વગર હું એને કહું નહિ માની એ વધુ પૂછ-પરછ કર્યા સિવાય તૈયાર થયો. મેં કહ્યું : 'બાબુને ત્રીજે માળ નિરાંતે વાત કરતાં ફાવશે માટે ત્યાં જઈએ. આપણે ત્રણ આમાં છીએ એટલે એની પણ જરૂર ખરી.'

વાતને પામી જતાં કુતૂહલવશ થઈ સુમંતે પૂછ્યું : 'કંઈ આગળ બન્યું છે ?'

મેં કહ્યું : 'રાત્રે પડદા ઉપર જે જોયું તે જ પૂરેપૂરું ભજવાયું છે.'

સહેજ થંભી જતાં એના મોંમાંથી ઉદ્ગાર નીકળી ગયો : 'હેં !'

હું ચૂપ રહ્યો એટલે એ મારી પાછળ પાછળ ગંભી-રતા ધારણ કરી ચાલવા લાગ્યો. અમે ગયા ત્યારે બાબુ ત્રીજે માળ હતો એટલે એકાંતમાં મેં બંનેને મારો સવારનો અનુભવ કહ્યો, રાત્રે મનમાં થયેલી આગાહી કહી.

બાબુના મગજે પણ આ વિષયનો કબજો લીધો હતો. એણે કહ્યું : 'સવારમાં ચા પીતી વખતે મેં બાને પૂછી જોયું કે રામરાયકાકા બાળક નથી માટે ફરી પરણવા માગે છે એમાં સાચું ખરું ?'

અમે બંનેએ ઉત્સુકતા બતાવતાં વચ્ચે પૂછ્યું : 'બાએ શું કહ્યું ?'

બાબુ : 'બા હસીને બોલી—નાના માણસો હોય તેમની વાતો તરત જાણવા મળે, મોટાંની ખબર ન પડે. બહારથી તો કોઈને ખબર પડતી નથી કે અંદર કંઈ ધૂંધવાય છે, પરંતુ એ જાતની વાતો સંભળાય છે. રામરાયના ભાઈના દીકરાઓને મિલકત મળે તે ચંપાબહેનને ગમતું નથી. વારસ માટે એ પુત્રની ઝંખના કરે છે, ઓપરેશન પણ આટલી ઉંમરે કરાવી જોયું. હવે એ પોતે રામરાયને ફરી પરણાવવા આગ્રહ કરે છે. જોઈએ તો છૂટાછેડા લઈને કાયદાની મુશ્કેલી ટાળવા તૈયાર છે. વળી એવી રામરાયની તૈયારી ન હોય તો દત્તકપુત્ર લે. ચંપાબહેન પોતાના ભાઈનો દીકરો દત્તક લેવાય તેવો આગ્રહ રાખે છે. રામરાય દત્તક લેવાના મતના પણ નથી. છતાં લેવો જ હોય તો પોતાનો ભત્રીજો લેવો જોઈએ તેમ માને છે. આવી વાતો બહાર સંભળાય છે એટલું હું તો જાણું છું.'

બાબુએ વાત પૂરી કરી એટલે મેં પૂછ્યું : 'રાતની વાત તેં બાને કહી તો નથી ને ?'

બાબુ : 'ના, મેં તો આપણી રાતની વાતનો તાળો મેળવવા જ પૂછી જોયું હતું.'

મેં પૂછ્યું : 'તમને હવે શું લાગે છે ?'

સુમંત : 'ચંપાકાકીનાં સગાં બધાં અહીં જ છે. પિયર પણ અહીં છે. એટલે એ ક્યારેય બહાર ગયાં હોય તો રામરાયકાકા સાથે જ, એકલાં નહિ. આજે એ એકલાં ગયાં છે. પડોશમાં કોઈને કહ્યું પણ નથી એટલે વહેમ જાય તેવું તો ખરું.'

બાબુ : 'વળી વિનુએ પૂછ્યું ત્યારે કાકાનું મોં બગડી ગયું તે શું બતાવે છે ? પડોશણને પણ ગામ ન કહેતાં વાત ઉડાવી છે !'

હું : 'એમણે વાતાવરણ પણ કેવું ઊભું કર્યું છે ? ચંપાકાકી પોતે ફરી પરણાવવા તૈયાર થયાં છે ! એવું પોતે કરવા માગે છે એટલે લોકો આગળ બચાવ કરવા પાણી પહેલાં પાળ બાંધવા માંડી હતી. પરંતુ પાળ બંધાયા છતાં જો પાણી ન આવે તો ખિન્નાઈને માણસ પાળ શું તોડી ના નાખે ? ચંપાકાકી કોઈ ય રીતે તૈયાર ન થાય તો છેવટ એ શું કરે ?'

સુમંતે કહ્યું : 'આવો કોઈ ભેદ ન હોય તો કાકા જવાબ આપવામાં ડઘાઈ શું કામ જાય ? એમની હિલચાલ ગુનેગાર જેવી શું કામ દેખાય ? આ એક જ કારણે મને લાગે છે કે કાકીનું ખૂન કર્યું હોય તો નવાઈ નહિ.'

બાબુ : 'ચિત્રપટના નાટકના કૃત્યને કોઈનો વહેમ ન ગયો તેથી કાયમ ઢાંક્યું કર્યું, પણ આમાં તો આપણે જાણી ગયા છીએ. આવા દંભી આગેવાનને તો એ ખૂની છે તેમ ખુલ્લો પાડી લોકોને બતાવી આપવું જોઈએ કે માણસો બહારથી અને અંદરથી કેટલા જુદા હોય છે.'

મેં ખાત્રી કરવા એ જ સવાલ ફરી પૂછ્યો : 'બાબુ! શું આપણે ચૂપ ન રહેવું જોઈએ એમ તું માને છે?'

એ કંઈ જવાબ આપે તે પહેલાં સુમંત બોલી ઊઠ્યો : આપણે ચૂપ રહી શકીએ જ નહિ. આપણે જાણ્યા છતાં મૂંગા રહીએ તો આપણે પણ એમના કરતાં શું સારા કહેવાઈએ? રાત્રે ચિત્ર જોયા પછી મને તો વસી ગયું છે કે દંભીઓને તો ખુલ્લા પાડવા જોઈએ. સમાજમાં જો કોઈ મોટામાં મોટું અનિષ્ટ હોય તો દંભ.'

હું : 'એ ખરું, પણ વડીલોને આપણે વાત કરીશું એટલે એ ઠંડું પાણી રેડશે. પ્રથમ તો આપણી વાતને હસી કાઢશે અને આપણને મૂરખ ગણશે.'

બાબુ : વડીલો બધા એક માળાના મણકા છે. એમને વાત કરવાની જરૂર જ નથી. સીધા પોલીસ સ્ટેશને જઈ આપણે ફરિયાદ કરવી.'

હું : 'પોલીસ ઈન્સ્પેક્ટર પણ એમનું નામ સાંભળી આપણને હાંકી કાઢશે.'

સુમંત આવા મોટા કેસમાં તો ડી. એસ. પી. ને સીધું મળવું જોઈએ. આપણાં નામ સાથે ફરિયાદ આપીએ એટલે એના બાપનો પણ ફૂટેલ. નથી કે એ તપાસ ન કરે.'

બાબુ : 'આ કરવું એમાં શંકા નહિ; પણ તે પહેલાં વિશેષ ખાત્રી કરવી. બપોરે રામરાયકાકા ઘેર આવશે ત્યારે હું કામનું બહાનું કાઢી જઈશ અને આડકતરી રીતે તપાસ કરીશ.'

રામરાયકાકા બહાર જમવા રહ્યા એટલે થોડા મોડા આવ્યા. બાબુ એમની રાહ જોઈ રહ્યો હતો એટલે એમને વહેમ ન પડે તેમ થોડી વાર થવા દઈને એ ગયો. બારણું તાળું વાસેલું હતું એટલે બાબુએ ઉઘાડ્યું. અવાજ થતાં કાકાએ મેડેથી બૂમ પાડી : 'કોણ એ?'

'એ તો હું.' એમ કહી બાબુએ બારણું બંધ કર્યું. એને કાકાના રોજના અવાજ કરતાં સાદ ઢરડાયેલો લાગ્યો. દાદર ચડતા પહેલાં દોડીને એણે ઓરડામાં ડોકિયું કરી લીધું. સરસામાન કાયમના કરતાં થોડો અસ્તવ્યસ્ત પડ્યો હતો. એ કરતાં પ્રબળ પુરાવો તો સાતમે પગથિયે એણે મોટા લોહીનો ડાઘ જોયો તે હતો. એને થયું કે ચોકસાઈ રાખવા છતાં આ ચિહ્ન નાબૂદ કરવાનું કાકાની ધ્યાન બહાર રહી ગયું છે. પ્રભુએ એમને ભૂલાવ્યા. પ્રભુએ તો અમે જાણી ગયા છીએ એ જ એમને માટે મોટું ભૂલાવ્યા હતા.

જાણે માનસિક ખેંચતાણથી નંખાઈ ગયા હોય તેમ કાકાના મોં ઉપર થાકનાં ચિહ્ન ચોખ્ખાં વર્તાતાં હતાં. બાબુ કંઈ બોલે તે પહેલાં પોતાના એકાંતમાં એણે ખલેલ પહોંચાડી તેનો કંટાળો બતાવતાં એ બોલ્યા : 'કેમ ભાઈ આવ્યો?'

કાકાનો આ સવાલ વિચિત્ર હતો. એમનું ઘર તો જાહેર સંસ્થા જેવું હતું એટલે કોઈ કેમ આવ્યો હશે તેનો સવાલ થવાનું કારણ ન રહેતું. કાકા ક્યારેય આવો સવાલ પૂછતા પણ નહિ. કોઈ આવે એટલે 'આવો ભાઈ' એવા વહાલસોયા શબ્દ એ કાયમ ઉચ્ચારતા હતા; બાબુને આ ભેદ કેમ છાનો રહે?

અજાણ્યો થતાં બાબુએ પૂછ્યું : 'કાકી બહાર ગયાં છે કે શું?'

સવાલ ઉડાવી દેતાં કાકાએ પૂછ્યું : 'શું કામ હતું?' કાકા મૂળ વાત છુપાવે છે તે જાણવા છતાં એણે એને ઉપજાવતાં કહ્યું : 'કાકીનું તો મારે કંઈ કામ નહોતું પણ એમને ઘરમાં ન જોયાં એટલે પૂછ્યું હતું.'

ક્વીનાઈન પીધું હોય તેમ મોં વખ જેવું કરી નાખતાં એ બોલ્યા : 'એ તો મનેય ખબર છે કે કાકીનું



તારે શું કામ હોય, મારું શું કામ છે તે જ પૂછું છું.'

બાબુએ ઠંડે પેટે કહ્યું: 'કેમ કંઈ બહાર જવાની ઉતાવળ તો નથી ને?'

કાકા એને ટાળવા માગતા હોય તેમ બોલ્યા: 'રાતનો ઉજાગરો છે એટલે મારે સૂઈ જવું છે.'

બાબુ મનમાં ને મનમાં બબડ્યો—ઉજાગરો કરીને શો ધંધો કર્યો છે તે હું જાણું છું. અને એમને પ્રગટ સંભળાવતાં બોલ્યો: 'કેમ કંઈ રાતે બહાર ગયા હતા?' કાકાએ મોં ઉપર ખુલ્લો અણગમો પ્રદર્શિત કરતાં કહ્યું 'નકામી પડપૂછ મૂકીને તારે જે કામ હોય તે કહેને.'

બાબુને પૂરેપૂરી ખાત્રી થઈ ગઈ હોય તેમ વાતને લંબાવ્યા વગર એ ઊભો થતાં બોલ્યો: 'મારે એવું ઉતાવળનું કંઈ કામ નથી, પોળના આપણા મંડળની સભા માટે પૂછવા આવ્યો હતો, ફરી નિરાંત હશે ત્યારે આવીશ.

કાકા પણ એનાથી છૂટવા માગતા હોય તેમ કંઈ બોલ્યા નહિ એટલે બાબુએ વિદાય લીધી. દાદર ઉતારતાં પેલા લોહીના ડાઘાની એણે ફરીથી ખાત્રી કરી લીધી જે બન્યું હતું તે એણે અમારી બંનેની આગળ વિસ્તારી બતાવ્યું અને પોતાનો અભિપ્રાય આપતાં એણે કહ્યું: 'કાકાને આપણે જે રીતે ઓળખીએ છીએ અને આજે મેં એમને જે રીતે જોયા, તે બંને વ્યક્તિઓ જુદી છે તેની સ્પષ્ટ ખાતરી મને થઈ ગઈ છે. લોહીના ડાઘની સ્થૂલ નિશાની પછી મને હવે કાકીના ખૂન વિષે શંકા રહી નથી.

આ બંધબેસતી કડીઓથી મને તો એવું વસી ગયું હતું કે આગલી રાત્રે જે વખતે એ કૃત્ય બન્યું ત્યારે જ મારી આંખ આગળ એનો પડઘો પડતો હતો. આવા ચમત્કારી પ્રસંગો કોઈ કોઈ બનતા હોય છે તેમ મેં કોઈ જગાએ વાંચ્યું પણ હતું. છતાં કંઈ ઉતાવળ ન થઈ જાય માની અમે ત્રણે છૂટા પડયા. ઘેર જઈને બપોરની ચા પી પાછા ભેગા થયા. ચાર વાગ્યે અમે નિર્ણય ઉપર આવ્યા કે સત્યને ખાતર પણ કાકાની આબરૂનો વિચાર ન કરતાં એમના કૃત્યને ખુલ્લું પાડવું. જીવનમાં આવી હિંમત બતાવવાની તક ક્યારેક આવે છે તે વખતે કાયર ન થનાર જ વીર કહેવાય છે.

વીરની અદાથી અમે ત્રણે સીધા ડી. એસ. પી.ની ઓફિસે ગયા. રવિવારનો દિવસ હતો અને એવો કોઈ ગંભીર કેસ આવ્યો ન હતો એટલે થોડી વાર પહેલાં જ એ કલબમાં ગયા હતા, ઓફિસમાં હાજર ઈન્સ્પેકટરે અમને કારણ પૂછ્યું પણ અમે તે ગંભીર હોઈ ડી. એસ. પી. સિવાય બીજાને કહેવાની ના પાડી. અમારા ત્રણેની ગંભીરતા ઉપરથી ઈન્સ્પેકટરને અમારા ઉપર વિશ્વાસ બેઠો. એણે કલબમાં ફોન કર્યો. ડી. એસ. પી. એ અમને એમની ઓફિસમાં ખાનગીમાં બોલાવ્યા. મેં બધી વાત વિગતથી સાહેબને કહી સંભળાવી.

અમે માનેલું કે ડી. એસ. પી. વાત જાણી વિચારમાં પડી જશે, પણ એમને આશ્ચર્ય ન થયું હોય તેમ મોં ઉપરની રેખાઓમાં કંઈ ફેરફાર ન થયો. એમણે જુદા જુદા પ્રશ્નો અમને ત્રણેને પૂછીને પોલીસની રીતે ચોકસાઈ કરી લીધી. અમારી વાતનો સ્વીકાર કરતાં કહ્યું: 'આવું ન બને એમ માનવાને કારણ નથી. પરંતુ રામરાય શહેરના અગ્રગણ્ય નાગરિક છે એટલે લોકોમાં ઊહાપોહ થાય તે નથી તે તમારા હિતમાં કે નથી મારા હિતમાં માટે હું, અંધારું થવા આવશે એટલે બરાબર આઠ વાગ્યે સાદા પોશાકમાં પોળમાં આવીશ. તમે નાકે બેસી રહેશો. આપણે બધા એમને ઘેર જઈશું. હું મારી ફરજ બજાવવામાં ચૂકીશ નહિ, અને જરૂર પડશે તો તરત પોલીસને બોલાવીશ.'

બરાબર આઠ વાગ્યે ડી. એસ. પી. આવી ગયા. રામરાયકાકા બપોરના બહાર ગયા નથી એ પણ અમારે માટે ઓછું નવાઈનું ન હતું. આટલી શાંતિ એમને હોય નહિ એ અમારો રોજનો અનુભવ





હતો અમને જોતા સાહેબે ધીમેથી પૂછ્યુ 'કાકા ઘેર છે ને ?'

હુ 'કાકા સવારના બહાર જ નીકળ્યા નથી '

ડી એસ પી ને થયુ કે પોતે એકલો જાય તો વધુ સારુ હતુ, પરતુ હકીકત સાચી નીકળે અને કોઈ મરણે કેસ લૂલો બની જાય તો પોલીસ ફૂલી હતી, એવા આક્ષેપને શુ કામ કારણ આપવુ માની અમને સાથે લેતાં પૂછ્યુ 'તમને સાથે આવવામા વાધો નથી ને ?'

સુમને વીરત્વ બતાવતા કહ્યુ 'અમારે ક્યા એમના ઉપર વેરવૃત્તિ છે કે બીવાનુ હોય ? સત્યને ખાતર અમે કાકાની શેહમા તણાવા માગતા નથી છાશ લેવા જવુ ને દોણી શુ કામ સતાડવી ?'

સાદા પોશાકમાં ડી એસ પી ને કાકા એકદમ તો ઓળખી શક્યા નહિ અમને ત્રણેને જોતાં એ મને ઉદ્દેશીને બોલી ઊઠ્યા શુ છે, વિનુ ?'

મે ગભરાયા વગર મક્કમ પણ ધીમા અવાજે કહ્યુ 'ડી એસ પી સાહેબ આવ્યા છે '

સાહેબનુ નામ સાભળતા એ ઊભા થઈ ગયા પધારો, પધારો, કહી એમને આસન આપ્યુ, 'મે આપને સાદા પોશાકને લીધે ઓળખ્યા નહિ' તેવો વિવેક કર્યો, અને આપને કેમ તસ્દી લેવી પડી તેમ સવાલ પૂછ્યો અમે જોયુ કે કાકા અદરથી ગભરાયા છે પણ બહારથી પ્રસગને સમજી જઈ નિર્ભયતા બતાવવા પ્રયત્ન કરે છે

ડી એસ. પી એ આટલી પોલીસ ફરજ બજાવવાની હિંમત બતાવ્યા છતા આખની શરમ પડી હોય તેમ એમણે કહ્યુ 'અન્દરના ખડમા જઈને આપણે જરા વાત કરી લઈએ'

બને ઊઠ્યા ત્યારે અમારા ત્રણેની આખો પરસ્પરને વારાફરતી તાકી રહી ડી એસ પી આપણને બનાવી તો નહિ જાય, એ શકા અમારા ત્રણેયના મનમાં હતી પરતુ ચપાકાકીનો ગુનો રજૂ કર્યા વગર કાકા છટકી શકે તેમ ક્યા હતા ? ડી એસ પી પણ કઈ મડદાને તો છુપાવવુ નહોતુ કહી શકવાના ને ?

એમની અદર વાતો ચાલતી હતી ત્યારે અમે ધડકતે હૈયે કઈ બોલ્યા વગર ચૂપચાપ બેસી રહ્યા હતા અદર કાકાનો હસવાનો અવાજ આવ્યો ત્યારે અમે ધ્રૂજી ગયા ચિત્રપટના નાયકની જેમ શુ કાકા કાયમ પોતાનો દભ ટકી રાખવામા સફળ થશે કે શુ ? એવુ ન હોય તો હસી શકે શી રીતે ? પણ એ હાસ્ય બધ હતુ તેમ અમને સમજાઈ ગયા વગર ન રહ્યુ

નીચે કોઈએ બારણુ ઉઘાડ્યુ કોણ હશે, તે જોવા સુમને બહાર ડોકિયુ કર્યુ, પણ આવનારે બારણુ બધ કરી દાદરના પગથિયાં ચડવા માડ્યા એણે ઘરમાં કોણ છે, એની બૂમ ન પાડી એટલે કોઈ ઘરનુ પરિચિત છે એમ અમને ખબર પડી ગઈ સુમનની અધીરાઈ એથી વધી ગઈ એણે બારી બારણાથી ખસી દાદર ભણી વ્યક્તિને જોવા ડોકિયુ કર્યુ

વ્યક્તિ મેડા ઉપર ડોકુ કાઢે તે પહેલા બાજુના ખડમાથી ડી એસ પી અને રામચદ્રકાકા બહાર નીકળ્યા સામે અમારા સામે જોઈ ખડખડ હસ્યા એ સાથે દાદર ચડી ચપાકાકી ઉપર આવી પહોચ્યા. ધરતી માગ આપે તો એમા સમાઈ જઈએ તેવા સકોચ સાથે અમે ત્રણેય નીચુ જોઈ ગયા!

કાકાએ પોતાને માથેથી જવાબદારી ઉતારી નાખતા ચપાકાકીને કહ્યુ 'તમે ક્યા ગયા હતા તે કહી સભળાવો '

'કેમ ?' ચપાકાકી શરમ અનુભવતા બોલ્યા

અમારા તરફ હાથ લાંબો કરી કાકાએ કહ્યુ 'આપણા જુવાન મિત્રોએ એમ માની લીધુ કે મે તમારુ ખૂન કર્યું છે એટલે એમણે ડી એસ પી સાહેબને ફરિયાદ નોંધાવી છે'

અમારા મોઢામા મગ ભર્યા હોય તેમ અમારા ત્રણ માથી એકેય બોલ્યો નહિ ચપાકાકીએ આખો




પ્રસંગ કહી સંભળાવ્યો. બાળક માટે પોતાને પ્રબળ ઝંખના છે તે કબૂલ કર્યું. તે માટે મેલી વિદ્યાના ઉપાસક પાસે જવા રાત્રે કાકા આગળ એમણે ભારે હઠ લીધી, કોઈ સમજાવટથી કાકીએ માન્યું નહિ ત્યારે એ ગાંડપણથી અકળાઈને જીવનમાં પહેલી વખત કાકાએ એમને માર્યાં. રાત્રે એક વાગે અમે સિનેમા જોઈને આવ્યા ત્યારે એનાં જ ડૂસકાં સંભળાયાં હતાં. બંનેએ તે પછી અબોલા લીધા. કાકી કાકાનો આટલો વિરોધ હોવા છતાં પ્રબળ સંતાનેચ્છાને વશ થઈ એકલાં સંખેડા મેલી વિદ્યાના ઉપાસક પાસે જઈ આવ્યાં અને એનો દોરો બંધાવી લાવ્યાં હતાં તે ગળામાં નાખેલો બતાવ્યો.

અમારી તો પૂછપરછ કરવાની હિંમત ન હતી પણ ડી. એસ. પી. એ દાદર ઉપર લોહીના ડાઘાની વાત પૂછી તો એમણે કહ્યું : 'રાત્રે ઉતાવળમાં કંકુની શીશી લઈને દાદર ઊતરતી હતી તે પડી અને ફૂટી ગઈ તેનો દાદર ઉપર તો ડાઘ છે.'

આજે પણ એ પ્રસંગ સાંભરી આવતાં અમે સંકોચ પામીએ છીએ પણ કાકા–કાકીએ એને યાદ કરી અમને કદી શરમાવ્યા નથી !



## મન

મારું મન એવું ઉદાસ.
નેણમાં આછું નીર મળે ના–
કે હોઠ પરે ના હાસ.
ઘનતિમિરના ઓઘમાં ડૂલ્યા
વ્યાકુળ નેણના તારા
અધર મૌનથી જરી ન ખૂલ્યા
આતુર વેણની ધારા.
જાણે શતદલ પાંખડીઓની–
ભીતર ઝૂરે સુવાસ.
મારું મન એવું ઉદાસ.
કોણે રે મારા પ્રાણશું બાંધ્યો
આવડો અંતર–બંધ
નિજનો નિજથી તાર ન સાંધ્યો
ઊર રે કેવુંક અંધ ?
અંતરને ના તૃપ્તિ જરી ય–
આતમને ના પ્યાસ.
મારું મન એવું ઉદાસ.

ચંપકલાલ પરીખ

## રેલાવા દે

તારા પાલવડે ન લૂછીશ સખી !
મારી આંખેથી આંસુને રેલાવા દે;
આજ મન મ્હેરામણે માઝા મૂકી
એને જીવ ભરીભરી રેલાવા દે.–મારી આંખેથી

ઊંડે ઊંડે ખટકતી વેદનાના
મારા અંતર ઓરડે ઓઘ ભર્યા;
સૂની સૂની હૈયા કેરી હાટડિયે
યુગ જૂની નિરાશાએ વાસ કર્યા;
એને એકલતામાં સળગવા દે.–મારી આંખેથી

નહિ બોલવું–સુણવું કંય ગમે
મારાં આંસુ લૂછે, તો તું યે ના ગમે,
કોઈ આશ નહિ એવા નિરાશ દિલને
મોંઘેરૂં રૂદન માણવા દે:
એને હીબકાં લેઈ ધરાવાને દે.–મારી આંખેથી

માનુ પંડ્યા

# ગ્રામ રાજ

ધૂમકેતુ

> 'જ્ઞાનગોષ્ઠિ,' 'બોધકથાઓ' વગેરે લોકસંસ્કાર જ્ઞાન પ્રદીપાવલિની પુસ્તિકાઓ ઓછું ભણેલાઓ માટે ખૂબ જ જરૂરી થઈ પડી છે. એવી જ એક બીજી પુસ્તિકા-શ્રેણી 'જનસંસ્કાર ગ્રંથાવલિ'ની યોજના વિચારાઈ રહી છે. એ ગ્રંથમાળાની પહેલી ચોપડી તૈયાર થવામાં છે ત્યારે એમાંથી લીધેલો આ એક પાઠ પ્રસાદી પૂરતો અહીં મૂક્યો છે.

એ ગામ એવું થશે કે એમાં કોઈ ભીખ ન માગે. કોઈ ભીખારી ન રહે કોઇ ઘર વિનાનો ધર્મશાળાને ઓટલે પડ્યો ન રહે કોઈ વાણુ વિનાનો ભુખ્યો ન સુએ.

એવા ગામમાં સૌ સંપીને રહેશે. પોતાના કજીયા પણ પોતે જ ભેગા થઈને પતાવશે. નાત જાતના ભેદ ટાળશે. એક બીજાને ઊંચા નીચા નહિ ગણે પોતાના ગામડાની જરૂરિયાતો પોતે સમજશે. અને એ પ્રમાણે બંદોબસ્ત કરશે. ત્યાં સરકારને પણ બહુ ડખલ કરવી નહિ પડે સરકારનો ભાગ સૌ ભેગા થઈને પ્રમાણિકપણે આપી દેશે. વધુ માગવા આવશે તો ના પાડશે, છતાં એની સાચી જરૂર લાગશે તો વિચાર કરીને હા પાડશે એનું નામ ગ્રામ-રાજ. એ સાચું સ્વરાજ છે. સ્વરાજ કાંઈ દિલ્હીથી કે મુંબઈથી આવનારા ચલાવે તેવું હોય નહિ. એ તો ગ્રામવાળા જ પોતાનું રાજ સ્થાપે. ચલાવે રાખે. અને જાળવે.

જૂના વખતની એક વાત છે. એક ગામમાં ચોરી થઈ. ચોર પકડવા માટે રાજધાનીમાંથી સિપાઈઓ આવ્યા. ગામના લોકને એ ખબર પડી. બધા ભેગા થયા સિપાઈઓને કહ્યું અમારા ગામમાં ચોરી થઈ છે. કોઈ પરદેશી માણસ રાતવાસો રહ્યો ને એની ચીજો ઊપડી ગઈ છે. અમે બધા ભેગા થઈને એ પરદેશીની ચીજો ભરી દઈશું અને ચોરને પણ શોધી કાઢીશું. આવું થાય ત્યારે, સાચું ગ્રામરાજ આવ્યું કહેવાય.

આપણે એવું ગ્રામરાજ લાવવું છે. એને વખત લાગશે લોકો એકદમ સમજશે નહિ. ને ખરેખરો ફેરફાર કરવો હોય તો એ ફેરફાર આમ જ થાય ને આવી રીતે થાય ત્યારે એ ફેરફાર સમાજને લાભ કરે.

આ ફેરફારમાં થીગડાં મારવાની વાત નથી. આખું કલેવર બદલવાની વાત છે. કાયાપલટ કરવાની વાત છે.

ને આપણે સૌને જીવવું હોય તો કાયા પલટાવ્યે જ છૂટકો છે

અત્યારે આપણી વાત વિચિત્ર છે. એક જણ પૈસા ધીરે. નામાં માંડે. જે પૈસા લેવા જાય તે દેવામાં ડૂબતો જાય. તે કોઈ દી બે પાંદડે થાય નહિ. કોઈ દી ઊંચો આવે નહિ સરકારી કામકાજમાં એટલો બધો વખત જાય કે આંખો ઓડે આવે. એટલે હવે ગામડું પોતે જ પોતાની એક પેઢી રાખે. તેમાંથી બધાને પૈસા મળે. એ પૈસા પાછા વાળવા માટે માણસે પોતાની મજૂરી આપવાની રહી. એમાં એક બીજાને ફાયદો છે. માણસ અમસ્તો-અમસ્તો પૈસા નહિ ઉપાડે. આવી આવી અનેક નવી વાતો આપણે લાવવી પડશે. એ રીતે જ લોકનું મન બદલાશે. ઘડાશે. ને સાચે રસ્તે જશે.

માણસો ખોટા વરા કરે. ખોટી રીતે નાતો કરે ખોટા ધરમાદા કરે. ખોટા કામા કરે ને એ કામામાંથી બચવા માળા ફેરવે ને જપ કરાવે. આ આપણી રહેણી કરણી ખોટી છે. એને સાચે મારગે વાળવી છે, માણસને માણસ

# હૈયા-આંચ

સિધ્ધાર્થ

કોડભરી કેટલીય કન્યાઓના અરમાનો લગ્નની ચોરીમાં હોમાતા રોજ નજરે ચડે છે. વિચારમાં અને વિહારમાં છોકરા જેટલું છોકરીઓને સ્વાતંત્ર્ય નથી મળતું એનું પરિણામ પણ આવી કરુણતાઓ ઊભી કરતું હોય. અને છતાં એ કરુણતામાં પીસાતી કન્યા નવવધૂ બનીને ક્યારેક બીજાનાં જીવનને પણ ધન્ય બનાવી દે છે એનું દૃષ્ટાંત આ વાર્તાની નાયિકા પૂરું પાડે છે.

લગ્ન પછી પહેલીવાર જ્યારે દીપ્તિ સાસરે આવી ત્યારે કોલેજમાં ભણતા એના પતિ અમરનાથની પરીક્ષા નજીક આવતી હોવાથી એક અઠવાડિયા પછી તે દૂરના શહેરમાં ચાલ્યો ગયો. ઘરમાં સાસુ, સસરા, એ નાની નણંદ, એક દિયેર અને નોકર-ચાકર હોવા છતાં દીપ્તિ એકલી પડી. એના ઉછેર પાછળ લેવાયેલી કાળજી સાસરે આવીને તરત તો ન સાલી. પણ એકાદ મહિનો થવા આવ્યો અને એને અણગમતું, અરુચતું એવું કેટલુંય કરવું પડ્યું.

અમરનાથ મારો મિત્ર હતો એ વાતની ના નહિ. એના આખા ઘર સાથે મારે ઘર જેવો સંબંધ હતો. કોલેજમાંથી રજાઓમાં ઘેર આવતા અમરનાથને મારા ઘર જેવું બીજું કોઈ આશ્રયસ્થાન નહોતું. દીપ્તિ સાથેનાં એનાં લગ્ન વખતે પણ બીજાં બધાં કરતાં મારી સલાહ અને મારી સંમતિ એને ગળે ઊતરી ગઈ હતી. લગ્ન કરીને એ આવ્યો ત્યારે દીપ્તિને મારી ઓળખાણ પણ એ રીતે કરાવેલી કે દીપ્તિ તો લજ્જાની મારી મોં પણ ફેરવી ગયેલી!

અમરનાથ ગયો ત્યાર પછી મારી એના ઘેર અવર-જવર એવી ને એવી જ ચાલુ હતી. અમરનાથનાં બા-બાપુને મારી હાજરી ક્યારેય ખૂંચે એમ નહોતું. એમના ઘરનું માણસ જ હું હોઉં એ રીતે ઘરનાં નોકર-ચાકરથી માંડીને અમરનાથનાં બા-બાપુ પણ મને હમેશાં આવકારતાં. તેમાંય નવી જ આવેલી દીપ્તિનું આ ઘરમાં કોઈ નહોતું અને અમરનાથના મિત્ર તરીકે મારી સાથે એ જરા વધુ હળી ગયેલી એટલે દીપ્તિને પણ શરૂશરૂમાં આગ્રહ કરીને મારી સાથે વાતો કરવા એ લોકો મોકલતાં.

અમરનાથનું કુટુંબ કાંઈક વધુપડતું સુધરેલું હતું એ કહેવું હું ભૂલી જ ગયો. એટલે જ દીપ્તિ જેવી એકદમ આધુનિક યુવતી એ ઘરમાં નવવધૂ બનીને આવી ત્યારે એના તરફ કોઈએ નાકનું ટીચકું નહોતું ચડાવ્યું. દીપ્તિના એકેએક કોડને ઉત્તેજવા અમરનાથનાં બા-બાપુએ ક્યારેય વિરોધ નહોતો કર્યો. ઊલટાનાં એ તો દીપ્તિને જોઈતી દરેક જરૂરિયાત પૂરી પાડવા તલપાપડ થઈ જતાં.

આમ અમરનાથની લંબાતી જતી ગેરહાજરીએ એ ઘર સાથેની મારી હાજરીને ખૂબ વધારી મૂકી. અમરનાથના એકેએક પત્રમાં દીપ્તિની સંભાળ રાખવાનું અને એને એકલવાયું ન લાગે એની કાળજી લેવાનું ખાસ મને સૂચન મળ્યા કરતું. દીપ્તિ ધીમે ધીમે, અમરનાથના એના પોતાના પર આવેલા દરેક પત્રો પણ મને વંચાવ્યા વગર રહી જ ન શકતી. અને દીપ્તિએ અમરનાથને લખેલો એક પણ પત્ર મને વંચાવ્યા વગર ટપાલમાં પણ ન જતો. અમારા ત્રણનો પત્રવ્યવહાર પછી તો એકમેક સાથે એવો સંકળાઈ ગયો કે મારો પત્ર દીપ્તિનો પત્ર વાંચ્યા વગર સમજવા જેટલો મુશ્કેલ થઈ પડે એટલો જ દીપ્તિનો પત્ર મારો પત્ર

---

બનાવવા છે. અત્યારે તો આપણે માણસાઈ ખોઈ છે. ધરમ ખોયો છે. કરમ ખોયાં છે. મહેનત ખોઈ છે. ખોટી મોટાઈ આણી છે. ખોટા પૈસા આણ્યા છે. ખોટી દેખાદેખી માંડી છે.

એક એક ગામડું એક પછી એક પોતાનું નામ રાખતું આવે એવું કરવું છે.

જોઈએ, કયું ગામડું નવી રીતે જીવવાની હિમ્મત કરે છે?

★





વાંચ્યા વિના અધૂરો રહેતો. અને અમારા બન્નેનો ભેગો પત્ર જ્યારે અમરનાથ ન મોકલી શકતો ત્યારે એ પણ ગૂંચવાડામાં પડી જતો !

એમાં પણ અમરનાથ પરીક્ષામાં મચી પડ્યો ત્યારે એ અમારી વાતોનું મુખ્ય કેન્દ્ર પત્રોમાંથી હટીને પરસ્પર ઉપર જ આવી પડ્યું. કોઈ કોડભરી યુવતીનાં અધૂરાં રહેલાં અરમાનો ઠાલવવા મારા જેવું સાવ નિર્લેપ પાત્ર મળે પછી એ વાતો કેવી જોરશોરથી ઠલવાવા લાગી જાય છે એ તો દીપ્તિ સાથેના એ થોડાક દિવસોના સહવાસે ફક્ત હું જ જાણી શક્યો છું. એમ તો દીપ્તિ કોઈને કોઠું દે એવી નહોતી. એની સાથે બોલ બોલાયા ત્યારે જ અમરનાથ જેવો અમરનાથ પણ એના ઓજસથી જરા પાછો હટી જઈને એને ના પાડી દેવા તૈયાર થયેલો. પણ એવી તો કેટલીય ઓજસવંતીઓનાં ઓજસ પરણ્યાની પહેલી જ રાતે સાવ વેરણછેરણ થઈ જતાં હોય છે એવી મેં આપેલી સલાહ અમરનાથને ગળે ઊતરી અને દીપ્તિ સાથેના બોલાયેલા બોલ ફોક થતા અટકી ગયા.

દીપ્તિ મારી પાસે આમ મન મૂકીને વાત કરે એનું મોટું કારણ એક તો એ હતું કે એ જેની સાથે પ્રેમ કરી ચૂકી હતી એ મારા જેવો રસિયો છબીલો હતો. નહિ નહિ તો વાતમાં ને વાતમાં કેટલીય વાર દીપ્તિ મને પૂછી જ લેતી કે અત્યારસુધી હું કુંવારો કેમ રહ્યો છું ?

એમ તો મારી ઉંમર કાંઈ બહુ નથી, છતાં અમરનાથને બાવીસમું બેઠું ત્યારે એનાથી હું એકાદ વરસે મોટો હોઉં તો ય અત્યારે ત્રેવીસનો ગણાઉં. દીપ્તિ પણ બહુ બહુ તો માંડ વીસેક વરસે પહોંચી હશે. લગ્ન કરવાની મારી ઉંમર વીતી ચૂકી છે એમ તો કોઈ નહિ જ કહી જ શકે. અને છતાં દીપ્તિની વારંવારની એ ટકોર મારે સાવ સીધા સાદા જવાબે નિવારવી પડતી કે પરણ્યા પછી આટલી બેફીકરાઈથી જીવન જ જીવાય !

મારી એ એકની એક વાતને દીપ્તિ ફરી ફરી સાંભળવા જ જાણે તક મળ્યે મને એ જ પ્રશ્ન પૂછ્યા કરતી. રોજ રાતે અગિયાર-બાર તો સહેજે વાગી જતા. ક્યારેક અમે બે કેરમની બાજીઓમાં એવાં લીન થઈ જતાં કે અમરનાથનો નાનો ભાઈ અને એક નાની બેન થાકીને ચાલ્યાં જતાં ત્યારે અમારાં આંગળીઓ સ્ટ્રાઈકર પર વધુ એકાગ્ર બનતાં. અને પછી તો 'ક્વીન' મેળવવા મારેની દીપ્તિની જીદ પૂરેપૂરી પ્રયત્નોવંતી થતી. છતાં છેલ્લી બાજી સુધી 'ક્વીન' મારી જ ઝપટમાં આવી જતી ત્યારે દીપ્તિ આખું કેરમબોર્ડ ઊંચું કરીને ઊભી થઈ જતી અને મારા તરફ છંછેડાતી બોલી ઊઠતી :

'ક્વીન પણ કુંવારાને જ વરમાળ આરોપે છે !'

'હાં હાં, જોજો, 'ક્વીન' પાલવવા જેટલો શક્તિશાળી હું નથી.' મારો હાજરજવાબ દીપ્તિને વધુ તોફાનમાં દોરી જતો અને બેવડા ઉશ્કેરાટથી કેરમ પાછું પછાડતી એ ક્વીનને વચ્ચે ગોઠવીને ધોળી-કાળી કુકરીઓ ઝટપટ ગોઠવતી સ્ટ્રાઈકર મૂકી નિશાન તાકતી બોલી ઊઠતી :

'એક બાજી વધુ.'

'કેટલા વાગ્યા એનું કાંઈ ભાન છે ?'

'ઘડિયાળને તો ચાલ્યે જવાની ટેવ છે. આપણાથી કાંઈ ઓછું એની પાછળ દોડાય છે ! આ વીજળીના ઘડિયાળને લોલક નહિ એટલે સ્વીચ બંધ કર્યા વગર બંધ જ ન થાય. અમારા ગામમાં તો વીજળી નહિ તે લોલકવાળા ઘડિયાળનું લોલક બંધ કરી દઈને રાતના ગમે તેટલા વાગ્યા સુધી હું ને મારો...'

એની અટકેલી વાગ્ધારાને પૂરી સાંભળવા મારું પ્રશ્નભર્યું મોં એ વકાસેલું જ રાખી મૂકતી. આમ તો કેટલાય વાક્યો આ 'મારો...' શબ્દ પછી આગળ ચાલતાં અટકી ગયેલાં.

એક દિવસ મેં પાકો નિશ્ચય કર્યો કે દીપ્તિને સાસરે આવ્યાને આજે એક મહિનો પૂરો થશે છે




એટલે આજે એના માસિક લગ્નદિનને નિમિત્તે કાંઈક યુક્તિ અજમાવીને એક વચન માગી લઉં. રોજ કરતાં કાંઈક મોડો હું દીપ્તિના ઘેર જવા નીકળ્યો. ઘરનાં બધાં સૂવાની તૈયારીમાં હતાં. અમરનાથના બાપુજી કાંઈક કામ અંગે બહારગામ ગયા હતા એ આવ્યા કે કેમ એટલું મેં અમરનાથનાં બાને પૂછ્યું. એ પણ આજે ખુશમિજાજમાં હતાં એટલે મારો પ્રશ્ન ઉડાડી દેતાં બીજી નવી જ વાત એમણે મારા કાને નાખી : 'ભાઈ બાણુ, તું રોજ રાતે મોડો ઘેર જાય છે એટલે આજથી તો તારે અહીં જ સૂઈ રહેવાનું છે. અમરનાથના ઓરડામાં ફાવે તો ત્યાં અને નહિતર એની બાજુનો ઓરડો ખાલી જ હોય છે. એમાં તારા માટે પથારી કરાવવાનું પણ મેં દીપ્તિને કહેવડાવ્યું છે. અમરનાથના ઓરડામાં દીપ્તિને બીક લાગે છે એટલે જો તું એ ઓરડામાં સૂવે તો તારો મોટો પાડ. પણ એની બાજુના ઓરડામાં સૂવે તો વચ્ચેનું બારણું ઉઘાડું રાખજે એટલે દીપ્તિને ધરપત રહે. મેં તો ઘણું ય કહ્યું કે અહીં મારી પાસે આવીને સૂવે તો શી હરકત છે? પણ કહે છે કે એને એકલા ઊંઘવાની ટેવ છે એટલે માણસો વચ્ચે ઊંઘ નથી આવતી !'

બીજી થોડીક વાતો કરીને હું અમરનાથના ઓરડા પાસે આવ્યો ત્યારે ઓરડાના આછા ભૂરા પ્રકાશમાં જોગિયાના આછા આલાપ છેડતી દીપ્તિની દિલરૂબા ધીમું ગૂંજી રહી હતી. લગ્નની માસિક તિથિ આવા વિરહ-ગીતથી ઉજવનાર દીપ્તિ ઉપર મને ખરેખર ગુસ્સો ચડ્યો. હું ધીમેથી જઈને, એને ખલેલ ન પહોંચે એ રીતે એની પીઠ પાછળ પડેલી આરામ ખુરસીમાં બેસી ગયો. દિલરૂબાના એ દિલદ્રાવક વેદનાભર્યા ગીત-આલાપને હું સાંભળી રહ્યો.

દસ-બાર મિનિટ થઈ હશે અને એ જાણે તંદ્રામાંથી જાગી હોય તેમ બબડી રહી: 'બાણુભાઈ પણ કોણ જાણે આજે ક્યાં ખોવાઈ ગયા!' અને દિલરૂબાને નીચે મૂકીને ઊભી થવા જાય છે ત્યાં જ મને જોતાં એ ચમકી ઊઠી :

'તમે ક્યારના ચોરી-છૂપીથી આવી ગયા છો?'

'અહીં આવવામાં ચોરી-છૂપી શાની? મને તો એટલો હક્ક તમે આપ્યો જ છે તો!'

'આપ્યો છે કે ઝૂંટવી લીધો છે? તે દિવસે હું નાહીને સીધી અહીં કપડાં બદલવા આવી ત્યારે પણ તમે અહીં બેઠેલા તો ય એક અક્ષરેય બોલેલા? તમે મારું ખાનગી એવું ક્યાં કાંઈ રહેવા જ દીધું છે!'

'ઓહ, ત્યારે તમે એ વાત ગણીને ગાંઠે બાંધી રાખી છે એમ ને?'

'નફ્ફટ પુરુષોની કઈ વાત ભૂલવી એ જ મને તો સમજાતું નથી!'

'એટલે જ કોઈક પુરુષની વાત છૂપાવી રાખી છે ને?'

'કોણે, મેં?'

'ત્યારે પુરુષ થઈને મેં તો કોઈ પુરુષની વાત નહિ જ છૂપાવી હોય ને!'

'કઈ?'

'પેલો વાતવાતમાં મારો......થી અટકી જતો પુરુષ'

'શું બાણુભાઈ તમે ય?'

'કેમ પકડાઈ ગયાં ને?'

'તે એમાં પકડાઈ જવાનું હતું શું?'

'એ તો આ સપરમે દિવસે જોગિયાના આલાપ જ કહી આપે છે!'

'તે આ સપરમે દિવસે જ વિખૂટા પિયુની યાદમાં જોગિયાના સ્વર છેડાય ને?'

'વિખૂટો પિયુ અમરનાથ જોગિયાને લાયક નથી એટલે માની લઉં કે તમારો એ......'

'કોણ એ...?' ચાળા પાડતી દીપ્તિએ છણકો કર્યો.

'નામ તો તમે ક્યાં કહ્યું છે? એ જાણવા જ આજે આવ્યો છું. અને આજે તો એ જાણ્યા વગર ઘેર તો નથી જ જવાનો પણ અહીં સૂવાની પથારીમાં ઊંઘવા પણ નથી જવાનો.'

'એમ, ત્યારે આજે તમે અહીં સૂવાના છો એ પણ





તમને હુકમ મળી ગયો લાગે છે!'

'તમને હરકત તો નથી ને?'

'કઈ બાબતની?'

'મારા જેવા સાથે એકાન્તમા સુવુ પડશે એની?'

'અરે હોય કાંઈ બાબુભાઈ! એ ગોઠવણ મે જ કરાવી છે. અહીં એકલા ઊંઘ જ નથી આવતી. અને તમારી સોબત મને તો એવી ગમી ગઈ છે કે તમે હો છો ત્યા સુધી હું મારુ અસ્તિત્વ પણ ભૂલી જાઉં છું. નહિતર આખી રાત મારે પડખાં ઘસીને જ વીતાવવી પડે છે.'

'તે પરણ્યા પછી અમરનાથને તરત ભણવા જવા શા માટે દીધો?'

'એક અઠવાડિયાના પરિચયમાં અમરનાથ તો શું યાદ આવવાનો હતો! પણ પેલો મારો...'

'પણ તમારો 'એ' કોણ છે એની વાત તો કરશો કે 'મારો...' પછી અટકી જ જવાનું?'

'બાબુભાઈ, તમે નારીહૃદયને નહિ સમજી શકો.'

'કોઈ ક્યાં સમજી શક્યુ છે તે હું સમજી શકવાનો હતો!'

'છતાં તમારી પાસે જ મારું હૃદય ખોલવાની માગી ઇચ્છા કેટલાય દિવસથી કૂદી રહી છે. આજે આ પર્વણીને દિવસે વાત કહી શકીશ એમાં છૂપો સંકેત પણ હશે.'

'હવે વાતની શરૂઆત કરો ને!'

'વાતની શરૂઆત કરું તે પહેલાં હું એક વાત તમને પૂછી લઉં. તમે વાર્તાઓ લખો છો એ મારાથી આજસુધી છૂપું કેમ રાખ્યું? આજ સવારની ટપાલમાં આવેલા 'ચાંદની'ના છેલ્લા અંકમાં મેં એક વાર્તા વાંચી. વાંચતી હતી ને સુમીબેન આવ્યાં. ચાંદનીનો અંક મારા હાથમાથી ઝૂંટવીને પાનાં ફેરવતાં એકદમ એ જ વાર્તા પાસે અટક્યાં. મને પૂછ્યું કે આ 'સુકેતુ'ને તમે ઓળખો છો કે નહિ? હું વિચારમાં પડી. ત્યારે તરત સુમીબેન ચિડાઈ ઊઠ્યાં: એ સુકેતુની સાથે રોજ કેટલાય કલાકો ગાળો છો તો ય એને ઓળખતાં નથી?– આપણા બાબુભાઈ! અને એ જ વખતે મને તમારા પર ખૂબ ચીડ ચડી. કારણ કે મેં કેટલીય વાર સુકેતુની વાર્તાઓ વિષે તમારી સાથે ચર્ચાઓ કરી હશે પણ તમે જ સુકેતુ છો એ કેમ છૂપાવ્યું? અને આજના અંકની વાર્તા વાંચીને હું તો આભી જ બની ગઈ. મેં તમને ક્યારેય હજુ મારી એ 'અંગત' વાત નથી કરી છતાં આખી વાર્તા તમે મારા જ અંગત જીવનમાંથી ચોરીને સીધી મૂકી દીધી છે. બોલો એ વાત ક્યાંથી જાણી લીધી? બધી વાત જાણી લીધા પછી ય તમે મારી પાસેથી એ જ વાત કઢાવવા માગો છો? બોલો બાબુભાઈ, તમને એ વાત કોણે કહી?'

'મને તે વળી કહેવાનું કોણ હતું? વાર્તા તે કાંઈ સાચી હોતી હશે! એ તો બધા કલ્પનાના ઘોડા....'

'પણ આ વાર્તાની રજે રજ, મારે તમને કહેવાની છે એ વાતને જ મળતી આવે છે એટલે કલ્પનાના ઘોડા હું શી રીતે માની લઉં? અને સુકેતુની વાર્તાઓ પાછળ તો હું છેલ્લાં ત્રણેક વરસથી ઘેલી થયેલી છું. જ્યાં જ્યાં સુકેતુની વાર્તા પ્રગટ થયેલી સાંભળું છું કે તરત એ વાંચી લેવાનું હું ચૂકતી નથી. એ જ સુકેતુની આટલી નજીક આવી છતાં મને ખબર પણ ન પડી! બાબુભાઈ, મેં તમને ચોરની ઉપમા આપી છે એ કાંઈ ખોટી નથી. 'સુકેતુ'ને બદલે 'ચોર'ના ઉપનામથી વાર્તાઓ લખવી શરૂ કરો!'

'પણ હવે તમારા 'એ'ની વાત તો શરૂ કરો!'

'શું ધૂળ વાત શરૂ કરે! શરૂ કર્યા પહેલાં જ તમે તો એ પૂરી યે કરી દીધી. પણ બાબુભાઈ, તમારી એ વાર્તા 'હૈયા–આંચ'માં જલતી વાર્તા–નાયિકા કલ્યાણીમાં એટલી બધી હિંમત શી રીતે તમે લાવીને મૂકી છે કે એ પરણ્યા પછી પણ પોતાના પતિને છોડીને ભાગી

જઈને એના પ્રેમી સાથે રહેવા જતી રહી શકે છે? કોઈ હિંદુ સ્ત્રી, કોઈ ગુજરાતી છોકરી આટલી હિંમત-વાળી હોઈ–થઈ શકે ખરી? મારા માન્યામાં જ એ વાત નથી આવતી!'

'એમાં કશું વધારેપડતું નથી. પ્રેમ શું કરાવે છે એ પૂછો જ નહિ!'

'પણ હવે મૂળ વાત પર આવો. તમે 'હૈયા–આંચ' લખી શી રીતે?'

'કહ્યું તો ખરું કે કલ્પનાના જ ઘોડા છે. એકેય વાર્તા કોઈના જીવનમાંથી નથી લખાતી. સર્જકહૃદય જ્યારે જ્યારે ઝણઝણી ઊઠે છે ત્યારે ત્યારે એમાંથી આવી વાસ્તવને સ્પર્શતી વાર્તાઓનું સર્જન થાય છે.'

'પણ આમ વાર્તા–નાયિકાને તમે નસાડી મૂકી એ મને ખૂબ ગમ્યું.'

'તમને એવી રીતે નાસવાનું ન મળ્યું એટલે ને?'

'જો પાછા મશ્કરીએ ચડ્યા. મને તો હવે નાસવાનો વિચાર ક્યાંથી આવે? ચોરીની વેદીમાં જ બધા અરમાનો હોમી દીધાં છે એટલે આ હૈયાની આંચ તો વધુ ને વધુ જ્વલંત થઈને જલ્યા કરવાની જ. હું આજે મથી મથીને મરું છું તો ય મારા અરૂને ભૂલી શકતી નથી. એની આજે શી સ્થિતિ હશે એ જ મારી કલ્પનામાં નથી આવતું. તમે વાર્તામાં લખ્યા મુજબ એ પણ ઘર–બાર છોડીને મને ભૂલવા માટે સંન્યાસી તો નહિ બની ગયો હોય ને? બાબુભાઈ, મારો અરૂ મારાથી ભૂલાતો જ નથી.'

દીપ્તિની વેદના વધુ બેફામ બને તે પહેલાં જ મેં એને એ વાત ઉપરથી વાળી લેવા નક્કી કર્યું:

'ચાલો હવે મૂકો એ વાત, વળી કોઈવાર એ વાત કરીશું. આજે આનંદનો દિવસ છે. કેરમ રમવું છે કે બહાર ચાંદનીમાં ફરવા જવું છે?'

'મારી ચાંદની તો ક્યારની અમાસ બની ગઈ છે. ફરવાનું પણ શાનું મન થાય? એ ચાંદની જ મારા હૈયાની આંચ વધારે છે એ હું તમને કેમ સમજાવું! નહિતર આવી દૂધ–ઝરતી ચાંદનીમાં અગાસીમાં બેસીને સંગીતની રમઝટમાં મગ્ન થવાને બદલે આ ઓરડાની ચાર દિવાલો વચ્ચે બેસીને જોગિયાના કરુણ આલાપ છેડવાનું મન થાય ખરું?'

'એ બધું યાદ કરીને ય હવે તો શું વળવાનું હતું? હા, પણ એ અરૂ શું કરતો હતો?'

'એ વિમાની બનવા માટે બેંગલોરમાં તાલીમ લેતો હતો. થોડાક વખતમાં એ વિદેશોના વિમાની વ્યવહારખાતામાં જોડાઈને દેશ–વિદેશની સફરો ખેડવાનો હતો. મારો એની સાથેનો બહુ નાનપણથી પરિચય હતો. મારા વગર એ ઘડીભર પણ નહોતો રહી શકતો. એકવાર તો હું એની સાથે બેંગલોર જઈને એની સાથે વિમાનમાં ઊડેલી પણ ખરી. મારી મરજી વિરુદ્ધ થતાં મારાં લગ્નથી એને સખત આઘાત લાગેલો છે, એણે તો મને કહેવડાવ્યું પણ હતું કે હિંમત કરીને ઘર–બાર છોડીને બેંગલોર આવતી રહે. પણ પ્રેમ કરવા માટે સાવ આંધળીભીંત હિંમત કરનારી હું મારા પ્રેમી માટે એટલી હિંમત પણ ન કરી શકી. મારાં લગ્ન વખતે મેં એની ખૂબ રાહ જોયેલી પણ એ ન જ આવ્યો. શાનો આવે? મેં તપાસ કરતાં માલૂમ પડ્યું કે એ વિમાનમાં એક દિવસ ક્યાંક દૂર નીકળી ગયો છે તે હજુ એના વિમાનનો કે એનો પત્તો જ નથી. ક્યાંક અકસ્માત...'

દીપ્તિ આગળ ન બોલી શકી. એની ગળગળી થઈ ગયેલી વાચામાં એક અજબ પલટો લાવવા જ મેં એ વખતે સાચી વાત રજૂ કરી:

'અરૂનું વિમાન આ દેશને છેલ્લા સલામ કરીને ઊડ્યું તે પછી એ વિમાન જ્યાં ઊતર્યું ત્યાં એનું એવું તો સ્વાગત થયું કે ત્યાંથી હવે એ નીકળી શકે એમ નથી. એ અત્યારે વિદેશના હવાઈમથકોમાં ભારતની શાન બઢાવી રહ્યો છે.'

'શું કહો છો બાબુભાઈ!'





'સાચું જ કહું છું. આજે જ ટપાલમાં આવેલું એક વિદેશી અખબાર એની સાચી સાબિતી છે. આ રહ્યું એ છાપું.' કહીને એ વિદેશી અખબાર મેં દીપ્તિના હાથમાં મૂક્યું. એમાં અરૂનો વિમાન સાથેનો ફોટો હતો. ખાસ્સા બે કૉલમ ભરીને ભારતની શાન વધારતું એનું સુંદર વર્ણન હતું. દીપ્તિ તો એ ફોટો જોઈને જ એ છાપાને છાતી સરસું ચાંપીને કોઈ અગમ્ય પ્રદેશમાં ઊડવા લાગી ગઈ. મારી હાજરી પણ ભૂલી ગઈ હોય એમ થોડીવાર તો એ કલ્પના-પ્રદેશમાં વિહરવા લાગી. મેં એ સ્થિતિનો ભંગ કરતાં કહ્યું :

'અરૂને ભૂલી જાવ એમાં જ તમારું હિત છે. અરૂ એના કામમાં એવો મશગુલ બની ગયો છે કે એને દીપ્તિની યાદ બહુ નહિ સતાવે. તમે પણ અમરનાથ અને બીજાં બધામાં એવા ગૂંથાઈ જાવ તો જ તમારી હૈયા-આંચ કાંઈક આશ્વાસન મેળવશે.'

'બાબુભાઈ, અરૂને મેં ખૂબ અન્યાય કર્યો છે.'

'એ અન્યાયે જ અરૂને આગળ વધાર્યો છે. નહિતર એને તમારા પ્રેમમાં જકડાઈને બીજું કશું સૂઝત નહિ. સ્ત્રી પોતાના પ્રેમથી પુરુષને કાં તો મારી નાખે છે અને કાં તો એને મહાન બનાવી દે છે. એ બે સિવાય કોઈ ત્રીજો રસ્તો સ્ત્રીને લેતા આવડતો જ નથી. અરૂને તમે મહાન બનાવ્યો છે એનું બધું શ્રેય તમને જ છે. પોતાની સાથે સાથે આખા દેશનું ગૌરવ વધારવામાં તમારી મદદ નાનીસૂની ન જ કહેવાય. તમે એને સુલ્લેક અને ક્ષણિક સુખ ન આપી શક્યાં એ વાત સાચી, પણ આવું ભવ્ય સ્થાન એ તમારે જ લીધે પામ્યો ગણાય ને? દીપ્તિ ગઈ એની સાથે અરૂએ જીવનભરની કામગીરી રૂપી દીપ્તિ મેળવી લીધી એ જ એના મનને મોટો સંતોષ છે. તમારા હૈયાની આંચ એના ઝળહળતા પ્રકાશપુંજ આગળ કાંઈ વિસાતમાં નથી.'

દીપ્તિની આંસુભરી આંખમાં એક અચળ નિર્ણયની છાયા પ્રસરી ગઈ. એણે દિલરુબા ઉપાડી. બહાર રેલાતી ચાંદની જાણે એના મુખકમલને સ્પર્શી ગઈ ન હોય એવું દીપ્તિવંતું એનું મુખ એક પછી એક ગીત-પંક્તિઓ ઉચ્ચારવા લાગ્યું. ઘડી પહેલાંના જોગિયાના ધીરગંભીર વાતાવરણમાં મિલન-ગીતની ખુશાલીના સૂર રણઝણવા લાગ્યા

હૈયાની આંચમાં સળગવાને બદલે ત્યારથી દીપ્તિ વધુ ને વધુ ખુશખુશાલ રહેવા લાગી. અરૂની મહત્તાને ગાઈને, એને યાદ કરીને પોતાના જીવનને પોતાની જ હૈયા-આંચથી અજવાળવા લાગી.



## બઢો કવિતસુન્દરી

બઢો કવિતસુન્દરી! રસમયી કલા આત્મની,
અલંકૃતિ ધરી નવી—કદી સલજ્જ સોને મઢી
પુરાણી લલના તણી, અગર પિતૃ માથે ચઢી
અહીંથી તહીં વીજ શી ચમકી અસ્મિતા સ્વાત્મની
વહેતી નવનારીની, વળી અબોધ ગ્રામાત્મની
પ્રતીક સમ સ્વસ્થ ખેડુતનયા તણી—ને ભરી
પ્રગલ્ભ પદ, ઠેકી વા પદ ઉછાંછળે, કે નરી
અજોડ પદપંક્તિથી પગલી ઢૂંઢ પરમાત્મની.

બધે સરળ: કાનને નિબિડ જો વનશ્રી, 'થવા
મહાર્ણવ તણાં કરાળ મૃદુ રૂપ જો ઠારતાં;
ચઢી ગિરિખભે નિહાળ ભલી ભોમ તે પારની,
સરી અગર ખીણ કોતરની જા મઝા ચાખવા.
ચરાચર બધે ઘૂમી વિરલ શ્રી ગ્રહી લે છતાં
રખે વિસરતી ક્ષણે પદવિ મુગ્ધ સંસારની.

ગોવિન્દભાઈ પટેલ

## પ્રમાણ

રે ચંદ્રના દર્શનથી સમુદ્રને
શું થાય વા થાય નહીં, ન–જાને:
પરન્તુ તારા મુખચન્દ્ર–દર્શને
સમુદ્ર આ શી ભરતી પ્રમાણે!
ને શિવ ને જીવ સમાધિ–યોગ,
કો બ્રહ્મ–આનંદ: ઘણું ન જાણું!
આ આપણો અંતરસંધિ–યોગ,
આનંદનો બ્રહ્મ સહુ પ્રમાણું!
વિયોગ જે ચન્દ્ર–ચકોર કેરો,
પ્રગાઢ તેથી જલ–મીન કેરો;
વિયોગ તારે મન–મીન તલ્પે
તે કલ્પનાથી વધુ સત્ય માણું!
રે દર્શને, યોગ, વિયોગ કાળે
જે કલ્પના, સત્ય હવે પ્રમાણું!

અનામી

## મદિરા

મેં તો પીધી. આજ મદિરા.
પુલકિતરોમે જ્યોતિ જાગી,
ભાગી મનની જડતા
મૃગજળની માયા વેરાણી
ભવભવની ચંચળતા
ફૂટકિયાં મોતી ખોવાતાં મળિયા અણમૂલ હીરા.
ચર્મચક્ષુનાં તૂટયાં પડળો,
મેં જોઈ મુજ કાયા,
લુપ્ત થતાં મન કેરાં વમળો,
પ્રગટી આતમ છાયા,
બ્રહ્મનશો ચડતાં ચિરાયાં સ્થૂળ ચેનનાં લીરાં.
અંતરને જ્યાં આંખો ફૂટી,
અજવાળાં પથરાયાં,
ગહન ગગનના ગેબો તૂટી,
ભેદ બધાં પરખાયા
પરમાતમના તંબૂર સાથે રણકયા ઉર–મંજીરા.

લાભશંકર વેણીશંકર રાવલ

## આકળ અંગારા

આકળબિંદુ કરતાં કયાંયે અંગારા સારા!
મરકે મીઠું મોતી જેવાં પ્રકાશનાં દાતર,
ધખધખતા અંગારા હૈયા સગડીમાં સૂનાર;
નવલાં કુમળાં પલમાં ઊડી ઓતી જનારાં;
ભારેલા ભાઠામાં હૈયા સોનું થાનારાં.
ઓસકણ–આભામાં તે શાને માનવ મોહે?
લાલિમા અંગારાની ઉપારાગથી સોહે.
સુંદરતાની સૃષ્ટિ માથે પડે માનવી પાયા,
મલકાયે માનવતા જ્યારે પ્રજળે અગ્નિજાયા!
આકળબિંદુ કરતાં કયાંયે અંગારા સારા.

નિશાકર

## દર્શન

ધ્યાન બેધ્યાન હતો, કોઈનું દર્શન થયું;
ને હૃદયમાં ગીતનું અનેરું સર્જન થયું.
પાસ એવે નહોતું મંદિર કોઈ એક નાનું,
તોય હૈયે પ્રભુના ગીતનું ગુંજન થયું.

હિંદુ મહેતા

હોય, પણ અહીં તો સંપથી રહે છે. પરદેશથી આવતા ગુજરાતીઓની આગતાસ્વાગતા પણ સારી કરે છે. ૫–૬ દિવસથી માંસ–માછલીની સુગંધ(!) થી ભરપૂર એવા અમારી સ્ટીમરના ભોજનગૃહમાં શાકાહારી ખોરાક પણ અમને ગળે ઊતરતો ન હતો. એક પ્રકારની તીવ્ર વાસ એવી તો વસમી લાગતી કે કોળિયો ગળે ઊતરે જ નહીં. અહીં એક થાળી ભરીને ખાજાં, મઠિયાં ને ચેવડો અમારી સમક્ષ ધરવામાં આવ્યાં. દૂધના કપ ભરીને મૂકવામાં આવ્યા. વિવેકને ખાતર હા–ના તો ઘણી કરી; પરંતુ બધાની જીભ આ શુદ્ધ સ્વદેશી ખોરાક જોઈને મોંમાં સળવળતી હતી. છેવટે એકે શરૂ કર્યું, બીજાએ પણ શરૂ કર્યું ને એમ ચાલ્યું. ૧૦ મિનિટમાં તો અમે આખી થાળી સાફ કરી ને થાળીમાં વધારે હોત તો વાંધો ન આવત એવી માન્યતા પણ ગૂસપૂસ કરતાં વ્યક્ત કરી. દૂધનો કપ પી, ધાણાની દાળ ને વરિયાળી ખાઈને 'ઓહિયાં' કર્યું ત્યારે અમને લાગ્યું કે અમે અમદાવાદની જ કોઈ ગલીના મકાનમાં બેઠા છીએ. એડનમાં લગભગ દરેક હિંદી વેપારી પાસે મોટર છે; ફ્રી–પોર્ટ હોવાથી મળે પણ સસ્તામાં ને? ઘરની રચના તો આપણા જેવી જ. સોમાલી જાતના, કાળા ને ગુંચળાંવાળા વાળ રાખનારા લોકો અહીં ઘરઘાટી તરીકે કામ કરતા હોય છે. એ સસ્તા પણ ખૂબ પડે છે. ગુજરાતી બાળકો માટે ગુજરાતી નિશાળ પણ છે.

એડન (રાણી વિક્ટોરિયાના મુગટનું પ્રથમ રત્ન) બ્રિટિશ સલ્તનત સાથે ૧૮૩૯માં જોડવામાં આવેલું, અને ૧લી એપ્રિલ ૧૯૩૭ સુધીનો હિંદ સરકાર વડે જ એનો વહીવટ ચલાવવામાં આવતો; પરંતુ પછી તો એને જુદા કોલોની તરીકે સ્થાપવામાં આવ્યું. પૂર્વમાં પ્રવેશતાં વહાણો માટે તેલ પૂરું પાડનારું એ મુખ્ય મથક છે ને ૭૫ ચો. માઈલનો એનો વિસ્તાર છે. ૮૦,૦૦૦ ની વસ્તીવાળો આ પ્રદેશ આમ તો સૂકોભટ્ઠ છે, એક ઝાડ પણ જોવું મુશ્કેલ પડે. વળી વરસાદ તો વરસમાં ૨ ઈંચ પણ નથી પડતો. પથ્થરના ડુંગરોની તળેટીનો આ પ્રદેશ. રાત્રે તો અસહ્ય ગરમી લાગે ને સવારે જ તડકો એટલો પડે કે માથું ફાટી જાય. રસિક માનવીને જીવવું મુશ્કેલ પડે એવા આ મુલક. પણ અહીં તો 'પૈસો મારો પરમેશ્વર' કરનારા લોકો જ વધુ રહે ને? એડનમાં ખાસ જોવા જેવું કશું નથી. અહીંના સિનેમા થિયેટરોમાં હિંદી ચિત્રો ખૂબ આવે છે ને એ થિયેટરો પણ ખુલ્લાં (Opan Air) હોય છે. ચિત્રની મઝા માણતાં કંટાળો તો ખુલ્લા આકાશના ચળકતા તારાની મઝા માણો શકો ને? વળી માલિકને વીજળીના પંખા રાખવાની ખટખટ નહીં! બંદરે ઊતરો કે તુરત 'ક્રીસેન્ટ' વિસ્તાર આવે. ત્યાં મોટા મોટા ડીપાર્ટમેન્ટલ સ્ટોર છે: કાળા ગોરા પ્રવાસીઓને લૂંટવાનાં આદર્શ સ્થળો. એ વિસ્તાર જરા દેખાવે સારો ખરો. ત્યાંથી ૬ માઈલ દૂર 'ક્રેટર' વિસ્તાર છે. મોટાભાગના લોકો ત્યાં વસે છે. પથ્થરોની ખીણો વચ્ચેથી આ વાંકોચૂંકો રસ્તો કોતરવામાં આવ્યો છે. બજાર પણ એ વિસ્તારમાં છે ને કાંઈક સસ્તા ભાવે વસ્તુઓ લેવા માટે એ સ્થળ સારું પણ ખરું. ઘડિયાળ તથા અન્ય જરૂરી ચીજો ખરીદીને અમે બંદર પર પાછાં આવ્યાં ત્યારે અમારે સ્ટીમર પર જવાનો વખત થઈ ચૂક્યો હતો. એડનમાં એ દિવસે બે સ્ટીમરો ભેગી થઈ ગયેલી—એક ઇંગ્લેંડથી આવેલી સ્ટ્રેથેડન ને બીજી ઇંગ્લેંડ જતી અમારી સ્ટ્રેથનેવર. આથી પ્રવાસીઓનો તો ત્યાં મેળો થયેલો ને દુકાનદારો પણ આવેલી તક ઝડપવા માટે રાત્રે ૩ વાગ્યાના દુકાનો ખોલીને બેઠેલા.

એડનથી ૧૧ માઈલ દૂર શેખ ઓથમાનનો રણદ્વીપ જોવા જેવો ગણાય છે. આખાય વેરાન પ્રદેશમાં ત્યાં જ એક સારો બાગ છે; પરંતુ સમયની મર્યાદાએ અમને એ લાભ જતો કરવાની ફરજ પાડી. એડનમાં સમુદ્રના પાણીને જ મીઠું કાઢીને વાપરવું પડે છે. એટલે કે કુદરતી મીઠું પાણી મળતું નથી. આથી ત્યાંનું પાણી એટલું વધું સ્વાદિષ્ઠ નથી લાગતું. તેલની પાઈપો





વગેરે તો ખૂબ લાંબે સુધી પથરાયેલી દેખાય છે

કિનારે આવીને અમે સ્ટીમરમા પહોંચવા માટે બોટમા બેઠા ત્યારે ગરમીનાથી રેબઝેબ હતા એડન જોયા પછી એનો મોહ ઓસરી ગયો આમ ઘણા ઘણે દિવસે જમીન જોવા મળી ને સ્ટીમરના મહેલ જેવા છતાય બંદીખાના જેવા વાતાવરણમાથી થોડીવાર માટે પણ મુક્તિ મળી એથી ખૂબ આનંદ થયો

સમુદ્રના પાણીમા તે શુ જોવા જેવુ હોય એવુ ઘણાને લાગે છે, પરંતુ અમને તો પાણીના જુદા જુદા રંગો જોવાની ખૂબ મઝા આવી અમે મુંબાઈ છોડ્યુ એ રાતે તો પાણીનો રંગ કાળો જ દેખાય ને? પરંતુ પ્રાતઃકાળે જ્યારે અમે ડેક ઉપર જઈને ઊભા ત્યારે પાણીનો રંગ ભૂરો જેવા લાગતો હતો સ્ટીમર સાથે અથડાઈને મોજા પાછા દોડી જતા ત્યારે દૂધ જેવા રંગના સફેદ ફીણ જોવાની ઓર લહેર આવતી હતી અરબી સમુદ્રના પાણીનો રંગ વધારે ઘેરો થયો ને મોજા પણ વધારે ભયંકર 'બી' ડેક પર ચાલવું મુશ્કેલ છે, પરંતુ પ્રચંડ મોજા સ્ટીમર સાથે અથડાય ત્યારે આટલી મદમસ્ત સ્ટીમર પણ વહીભર ડોલી જતી તે જાણે કે હમણાં જ આખો તૂતક તૂટી પડશે એવો કચૂડાટ સંભળાતો પાણીના છાંટા પણ અમારા શરીરને પવિત્ર કરી જતા ને વળી સંતાકુકડી રમતા હોય એમ છિન્નભિન્ન થયેલા મોજા દૂરદૂર નાસ્યા જતા એક આવડી સ્ટીમર દરિયાના પાણીને કેટલી પરેશાન કરતી હતી? એડન પાસે પાણીનો રંગ સાવ પોપટી આછો ને રાતા સમુદ્રમાં વેગ વાદળી ને લીલો ઝાંખ વાળો લાગતો સુએઝ પાસે આવતા જ પાણીનો રંગ વળી બદલાયો સુએઝ કેનાલમા પાણી ખૂબ ડહોળાયેલુ લાગતુ ને પોર્ટ સૈયદ છોડ્યા પછી તો થોડો વખત નહી પોપટી, નહી લીલુ એવુ કાંઈક વિચિત્ર મિશ્રરંગનુ પાણી અમને જોવા મળ્યુ. ભૂમધ્ય સમુદ્રના ખૂબ વખાણ સાંભળેલા, એટલે આ પાણી જોઈને તો મનમાં નિરાશ થયો. પરંતુ પ્રાતઃકાળે ફરીને ભૂમધ્યનાં ઘૂઘવતાં મોજાં જોયાં ત્યારે મનમા કાંઈ ઓર પ્રસન્નતા છવાઈ કપડાને મળી મઝા માર જ જાણે - પાણી તૈયાર કરીને મૂક્યુ હોય એવુ સુંદર એ લાગતુ હતુ આ પત્ર લખુ છુ ત્યારે પણ એ જ સુંદર વાદળી રંગના મોજા દરિયામા ઘૂઘવાટ કરે છે

તા. ૧૧ મીએ બપોરે ૨ વાગે સુએઝ પહોંચવુ શક્ય ન બન્યુ આગલે દિવસે એંજીન બગડવાને કારણે- પરંતુ આજે ૪।। વાગ્યાથી દૂરદૂર સુએઝના મકાન દેખાવા લાગ્યા ઈજીપ્તનો અગ્નિપ્રદેશ પણ સુએઝના અખાતમા પ્રવેશ્યા ત્યારથી જ દેખાવા માંડ્યો હતો બંને બાજુ રેતીના પર્વતો ને રેતાળ પટ દેખાયા કર ઈજીપ્તની સરહદમા એક વિશાળ કારખાનુ જેવુ ને ત્યા મોટા મોટા ટાંકા દેખાયા એક બે સ્ટીમર ક્રુડ તેલ લેવા માટે ત્યા ઊભી હતી એટલે તપાસ કરી તો ખબર પડી કે એ સ્થળેથી, આવતી-જતી સ્ટીમરો જરૂરી તેલનો જથ્થો મેળવી લે છે બાઈનોક્યુલર અને કૅમેરા ખભે લટકાવીને સેંકડો પ્રવાસીઓ ડેક ઉપર સારી જગા શોધીને ખડા થઈ ગયા અંગ્રેજ મુસાફરોને તો સુએઝ જોવામા રસ હોય જ ને? હવે તો એ ગુમાવવા વખત નજીક આવ્યો છે ૫ વાગે અમે દરિયાના એક સાંકડા પટમા પ્રવેશ્યા જમણી બાજુના કિનારા પર સામાન્ય મજૂરો પથ્થરો પૂરતા હતા. એ રસ્તા ઉપર ઊભા ઊભા જે ચેષ્ટાઓ કરતા હતા એ ઉપરથી એમ લાગ્યુ કે અહીં પણ સરકારનુ ધોરણ આપણા દેશ કરતા વધારે ઊંચુ નથી સ્ટીમર ધીમી પડવા માંડી એટલે સામેથી સર્ચ-લાઈટ ને સ્ટીમ-લોંચો આવવા માંડી ને કપ્તાને હુકમ કર્યો કે તુરત સ્ટીમર પર બીજના ચાંદ ઉપર તારવાળો લીલો વાવટો ફરકતો યુનિયન જેક પણ ફરકાવવા માંડ્યો ને થોડા જ વારમા સ્ટીમરે લંગર નાખ્યુ સુએઝ સેનેટરી મુસાફરોની દાક્તરી તપાસ કરવા સ્ટીમ-લોંચ - મિલ્ટરીની નજીક સરકી લાલ ક્રોસ કેપ પહેરીને અનમસ્ક જલુસના મેં ઘણુ અભિલાષી સ્ટીમ રની સીડી ૫ થી ઉપર ચડ્યા બધી વિધિ પતે એ પહેલા તો નાની નાની અનેક હોડીઓ અમારી



સ્ટીમરની આસપાસ વીંટળાઈ વળી. પછી તો એમણે દોરીઓ નાખી ને ચામડાની સૂટકેસો, પર્સ, બેગ, ડોકયુમેન્ટ-કેસ, ચામડાંના આલબમ, મખમલની નજમો વગેરે અનેક વસ્તુઓના ભાવ બોલી ગ્રાહકોને આકર્ષવા માંડયા. બધા જ પ્રવાસીઓ આ મઝા માણવા ડેક ઉપર એકઠા થઈ ગયા. ઇજિપ્શીયન મુસલમાનો મને બહુ પ્રામાણિક ન લાગ્યા. એક વસ્તુનો ભાવ ૫ પાઉંડ કહે ને પછી ૨ પાઉંડે વેચી મારે. અંગ્રેજી સોદો કરવા પૂરતું સમજે ને માલ વેચવા માટે ઘાંટા તો એટલા પાડે કે આપણા કાન બહેરા થઈ જાય. એમની પાસે નવીનતાઓનો તો ગજબ સંગ્રહ. કાંઈ ન લેવાની ઇચ્છા હોય એવો માણસ પણ ખરીદી કરવા લલચાઈ જાય. આ વેપારીઓ ગોરાઓને સારીરીતે લૂટે છે; કારણ કે એ બિચારા પોતાના દેશમાં ભાવની રકઝક કરવા ટેવાયેલા નહીં, જે ભાવ કરે તે આપી દે. અહીં પેલો વેપારી ૪ પાઉંડ ભાવ કહે ને પછી ત્રણ કે બે પાઉંડમાં આપે તો આ લોકો રાજીના રેડ થઈ જાય. હિંદના વેપારીઓએ આપણને તો એવી સારી તાલીમ આપી છે કે ઇજિપ્તના ગમેતેવા વેપારીથી પણ આપણે ઝટ છેતરાઈએ નહીં. અમે બે કલાક સુધી આ પ્રસંગ નીરખવાની મોજ માણી; પરંતુ ખરીદ્યું કાંઈ નહીં. પોર્ટ સૈયદ ઊતરવાની ખાત્રી હતી એટલે શા માટે બમણા પૈસા આપવા?

સુએઝમાં અમને ઊતરવા દીધા હોત તો અમે એ પ્રદેશ જોઈને બીજે દિવસે બપોરે ૩ વાગે સ્ટીમરને પોર્ટ સૈયદ મળત; પરંતુ ઇજિપ્તનું રાજકીય વાતાવરણ તંગ છે. મહમદ નજીબ અહીં સારી પ્રતિષ્ઠા ભોગવે છે ને સુએઝ કેનાલના પ્રશ્ન પરત્વે અંગ્રેજો પ્રત્યે ખૂબ ઘૃણા છે. હિંદી પ્રવાસીઓને સુએઝ ઊતરવા દે ને અંગ્રેજોને ન ઊતરવા દે તો ખરાબ લાગે એટલા ખાતર કોઈ પ્રવાસીને સુએઝ ઊતરવાની છૂટ આપવામાં ન આવી. સ્ટીમર ઊપડતાં પહેલાં રાત પડી ગઈ. દરિયામાં પડતાં અનેક મકાનોમાં બળતી વીજળીના પ્રતિબિંબ એવાં તો સોહામણાં લાગતાં હતાં! અમે ઝટપટ વાળુ આટોપીને રાત્રે ડેક ઉપર જમા થઈ ગયાં. સ્ટીમર સરતી સરતી કેનાલના મુખદ્વાર આગળ આવી. બીજી કાર્ગો સ્ટીમરો અમારી આગળ હતી એટલે અમારે થોભી જવું પડયું.

સુએઝ કેનલ માત્ર ૨૦૦ ફૂટ પહોળી છે ને મને મળેલી માહિતી સાચી હોય તો ૩૫-૪૦ ફૂટ જ ઊંડી છે. વચ્ચેના ભાગમાં જ મોટી સ્ટીમરો ચાલી શકે; આથી એકી વખતે બે મોટી સ્ટીમરો સાથે ન જઈ શકે. આ કેનલ ૧૦૦ માઈલ લાંબી છે ને ૧૮૬૯માં એ ખુલ્લી મૂકવામાં આવેલી. આ નહેર ખોદવાનું વિચારનાર ઇજનેર ખૂબ અક્કલવાળો ફ્રેંચમેન હતો. આ નહેર ઉપરનો કાબૂ અત્યારે તો બ્રિટિશ સરકાર ભોગવે છે. ૯૯ વર્ષનો પટો ૧૯૬૮માં પૂરો થાય છે ને પછી તો બ્રિટિશ સરકારના હાથમાં એ રહી શકે એવું લાગતું નથી. ઇજિપ્તના અમલદારોમાં પણ મને અંગ્રેજો પ્રત્યે તીવ્ર ઘૃણાની લાગણી દેખાઈ. આથી અંગ્રેજ વિરોધી વલણ કેટલું પ્રબળ હશે એ તમે કલ્પી શકશો. સુએઝના અખાતથી પોર્ટ સૈયદ સુધી પહેલાં બે ખારાં પાણીનાં મોટાં સરોવર હતાં. એ પાણી કશા જ ઉપયોગમાં આવતું ન હોવાથી એક ફ્રેંચ એંજીનીયરને આ સરોવરને સુએઝના અખાત સાથે જોડી દેવાનો ખ્યાલ આવ્યો. વેપારી પ્રજાઓએ એ વિચાર વધાવી લીધો, કારણ કે હિંદ સાથે ઝડપી વેપાર કરવા માટે આ રસ્તો સુગમ હતો. પહેલાં તો એમને આફ્રિકાનું ને 'કેપ ઑવ ગુડ હોપ'નું ચક્કર મારવું પડતું; આ તો પાંચ જ દિવસમાં ભૂમધ્યમાંથી અરબી સમુદ્રમાં આવવાનો રસ્તો ખુલ્લો થયો. પરિણામે કરોડો રૂપિયાને ખર્ચે સુએઝથી પોર્ટ સૈયદ સુધી એક નહેર બાંધવામાં આવી છે; એ નહેરની બંને બાજુ રણપ્રદેશ જ છે; પરંતુ ઇજિપ્ત સરકારે પ્રવાસીઓને રમ્ય લાગે એવું એક સુંદર કામ કર્યું છે. નહેરની સાથે સાથે જ એક મીઠા પાણીની એક નહેર ખોદાવી છે ને એમાં લીલું ઘાસ ને નાનાં





વગેરે તો ખૂબ લાંબે સુધી પથરાયેલી દેખાય છે.

કિનારે આવી ને અમે સ્ટીમરમાં પહોંચવા માટે બોટમાં બેઠા ત્યારે પસીનાથી રેબઝેબ હતા. એડન જોયા પછી એનો મોહ ભાંગી ગયો; આમછતાં ઘણે દિવસે જમીન જોવા મળી ને સ્ટીમરના મહેલ જેવા છતાંય બંદીખાના જેવા વાતાવરણમાંથી થોડીવાર માટે પણ મુક્તિ મળી એથી ખૂબ આનંદ થયો.

સમુદ્રનાં પાણીમાં તે શું જોવા જેવું હોય એવું ઘણાંને લાગે છે; પરંતુ અમને તો પાણીના જુદા જુદા રંગો જોવાની ખૂબ મઝા આવી. અમે મુંબાઈ છોડયું એ રાત્રે તો પાણીનો રંગ કાળો જ દેખાય ને? પરંતુ પ્રાતઃકાળે જ્યારે અમે ડેક ઉપર જઈને ઊભાં ત્યારે પાણીનો રંગ ગળી જેવો લાગતો હતો. સ્ટીમર સાથે અથડાઈને મોજાં પાછાં દોડી જતાં ત્યારે દૂધ જેવા રંગનાં સફેદ ફીણ જોવાની ઓર લહેર આવતી હતી. અરબી સમુદ્રમાં પાણીનો રંગ વધારે ઘેરો થયો ને મોજાં પણ વધારે ભયંકર. 'બી' ડેક હેઠ સાતમે માળ છે; પરંતુ પ્રચંડ મોજાં સ્ટીમર સાથે અથડાય ત્યારે આટલી મદમસ્ત સ્ટીમર પણ ઘડીભર ડોલી જતી ને લાગે કે હમણાંજ આખો તૂતક તૂટી પડશે એવો કચૂડાટ સંભળાતો. પાણીના છાંટા પણ અમારા શરીરને પવિત્ર કરી જતા ને વળી સંતાકુકડી રમતાં હોય એમ છિન્નભિન્ન થયેલાં મોજાં દૂરદૂર ચાલ્યાં જતાં. એક આવડી સ્ટીમર દરિયાનાં પાણીને કેટલી પરેશાન કરતી હતી? એડન પાસે પાણીનો રંગ સાવ પોપટી લાગતો ને રાતા સમુદ્રમાં ઘેરો વાદળી ને લાલ ઝાંખ-વાળો લાગતો. સુએઝ પાસે આવતાંજ પાણીનો રંગ વળી બદલાયો. સુએઝ કેનાલમાં પાણી ખૂબ ડહોળાયેલું લાગતું ને પોર્ટ સૈયદ છોડયા પછી તો થોડો વખત નહીં પોપટી, નહીં લીલું એવું કાંઈક વિચિત્ર મિશ્રણવાળું પાણી અમને જોવા મળ્યું. ભૂમધ્ય સમુદ્રનાં ખૂબ વખાણ સાંભળેલાં, એટલે આ પાણી જોઈને તો મનમાં નિરાશ થયો; પરંતુ પ્રાતઃકાળે ઊઠીને ભૂમધ્યનાં ઘૂઘવતાં મોજાં જોયાં ત્યારે મનમાં કાંઈ ઓર પ્રસન્નતા છવાઈ. કપડાંને ગળી કરવા માટે જ જાણે કે પાણી તૈયાર કરીને મૂક્યું હોય એવું સુંદર એ લાગતું હતું. આ પત્ર લખું છું ત્યારે પણ એ જ સુંદર વાદળી રંગનાં મોજાં દરિયામાં ઘૂઘવાટ કરે છે.

તા. ૧૧ મીએ બપોરે ૨ વાગે સુએઝ પહોંચવું શક્ય ન બન્યું. આગલે દિવસે એંજિન બગડવાને કારણે-પરંતુ સાંજે ૪ાા વાગ્યાથી દૂરદૂર સુએઝનાં મકાન દેખાવા લાગ્યાં. ઇજિપ્તનો ભૂમિપ્રદેશ પણ સુએઝના અખાતમાં પ્રવેશ્યાં ત્યારથી જ દેખાવા માંડ્યો હતો બંને બાજુ રેતીના પર્વતો ને રેતાળ પટ દેખાયા કરે. ઇજિપ્તની સરહદમાં એક વિશાળ કારખાનું જોયું ને ત્યાં મોટા મોટા કૂવા દેખાયા. એક બે સ્ટીમરો ક્રુડ તેલ લેવા માટે ત્યાં ઊભી હતી એટલે તપાસ કરી તો ખબર પડી કે એ સ્થળેથી, આવતી-જતી સ્ટીમરો જરૂરી તેલનો જથ્થો મેળવી લે છે. બાઈનોક્યુલર અને કૅમેરા ખભે લટકાવીને સેંકડો પ્રવાસીઓ ડેક ઉપર સારી જગા શોધીને ખડાં થઈ ગયાં. અંગ્રેજ મુસાફરોને તો સુએઝ જોવામાં રસ હોય જ ને? હવે તો એ ગુમાવવા વખત નજીક આવ્યો છે. ૫ વાગે અમે દરિયાના એક સાંકડા પટમાં પ્રવેશ્યાં. જમણી બાજુના કિનારા પર સામાન્ય મજૂરો પથ્થરો પૂરતા હતા. એ રસ્તા ઉપર ઊભા ઊભા જે ચેષ્ટાઓ કરતા હતા એ ઉપરથી એમ લાગ્યું કે અહીં પણ સંસ્કારનું ધોરણ આપણા દેશ કરતાં વધારે ઊંચું નથી. સ્ટીમર ધીમી પડવા માંડી એટલે સામેથી સર સર સરતી એ સ્ટીમ-લૉંચ આવવા માંડી ને કપ્તાને હુકમ કર્યો કે તુરત સ્ટીમર પર બીજના ચાંદ ઉપર ત્રણ તારાવાળો લીલો વાવટો ફરક્યો. યુનિયન જેક પણ લહેરાવા માંડ્યો ને થોડા જ વારમાં સ્ટીમરે લંગર નાખ્યું. સુએઝ ઊતરનાર મુસાફરોની દાક્તરી તપાસ કરવા સ્ટીમ-લૉંચ સ્ટીમરની નજીક સરકી. લાલ ફેઝ કૅપ પહેરીને અલમસ્ત જણાતા બે ત્રણ અમલદારો સ્ટીમ-રની સીડી પરથી ઉપર ચડ્યા. બધી વિધિ પતે એ પહેલાં તો નાની નાની અનેક હોડીઓ અમારી



સ્ટીમરની આસપાસ વીંટળાઈ વળી. પછી તો એમણે દોરીઓ નાખી ને ચામડાની સૂટકેસો, પર્સ, બૅગ, ડૉક્યુમેન્ટ-કેસ, ચામડાંના આલબમ, મખમલની જાજમો વગેરે અનેક વસ્તુઓના ભાવ બોલી ગ્રાહકોને આકર્ષવા માંડ્યા. બધા જ પ્રવાસીઓ આ મઝા માણવા ડેક ઉપર એકઠા થઈ ગયા. ઇજિપ્શીયન મુસલમાનો મને બહુ પ્રામાણિક ન લાગ્યા. એક વસ્તુનો ભાવ ૫ પાઉંડ કહે ને પછી ૨ પાઉંડે વેચી મારે. અંગ્રેજી સોદો કરવા પૂરતું સમજે ને માલ વેચવા માટે ઘાંટા તો એટલા પાડે કે આપણા કાન બહેરા થઈ જાય. એમની પાસે નવીનતાઓનો તો ગજબ સંગ્રહ. કાંઈ ન લેવાની ઇચ્છા હોય એવો માણસ પણ ખરીદી કરવા લલચાઈ જાય. આ વેપારીઓ ગોરાઓને સારીરીતે લૂંટે છે; કારણ કે એ બિચારા પોતાના દેશમાં ભાવની રકઝક કરવા ટેવાયેલા નહીં, જે ભાવ કરે તે આપી દે. અહીં પેલો વેપારી ૪ પાઉંડ ભાવ કહે ને પછી ત્રણ કે બે પાઉંડમાં આપે તો આ લોકો રાજીના રેડ થઈ જાય. હિંદના વેપારીઓએ આપણને તો એવી સારી તાલીમ આપી છે કે ઇજિપ્તના ગમેતેવા વેપારીથી પણ આપણે ઝટ છેતરાઈએ નહીં. અમે બે કલાક સુધી આ પ્રસંગ નીરખવાની મોજ માણી; પરંતુ ખરીદ્યું કાંઈ નહીં. પોર્ટ સૈયદ ઊતરવાની ખાત્રી હતી એટલે શા માટે બમણા પૈસા આપવા?

સુએઝમાં અમને ઊતરવા દીધા હોત તો અમે એ પ્રદેશ જોઈને બીજે દિવસે બપોરે ૩ વાગે સ્ટીમરને પોર્ટ સૈયદ મળત; પરંતુ ઇજિપ્તનું રાજકીય વાતાવરણ તંગ છે. મહમદ નજીબ અહીં સારી પ્રતિષ્ઠા ભોગવે છે ને સુએઝ કેનાલના પ્રશ્ન પરત્વે અંગ્રેજો પ્રત્યે ખૂબ ઘૃણા છે. હિંદી પ્રવાસીઓને સુએઝ ઊતરવા દે ને અંગ્રેજોને ન ઊતરવા દે તો ખરાબ લાગે એટલા ખાતર કોઈ પ્રવાસીને સુએઝ ઊતરવાની છૂટ આપવામાં ન આવી. સ્ટીમર ઊપડતાં પહેલાં રાત પડી ગઈ. દરિયામાં પડતાં અનેક મકાનોમાં બળતી વીજળીના પ્રતિબિંબ એવાં તો સોહામણાં લાગતાં હતાં! અમે ઝટપટ વાળુ આટોપીને રાત્રે ડેક ઉપર જમા થઈ ગયાં. સ્ટીમર સરતી સરતી કેનાલના મુખદ્વાર આગળ આવી. બીજી કાર્ગો સ્ટીમરો અમારી આગળ હતી એટલે અમારે થોભી જવું પડ્યું.

સુએઝ કેનલ માત્ર ૨૦૦ ફૂટ પહોળી છે ને મને મળેલી માહિતી સાચી હોય તો ૩૫-૪૦ ફૂટ જ ઊંડી છે. વચ્ચેના ભાગમાં જ મોટી સ્ટીમરો ચાલી શકે; આથી એકી વખતે બે મોટી સ્ટીમરો સાથે ન જઈ શકે. આ કેનલ ૧૦૦ માઇલ લાંબી છે ને ૧૮૬૯માં એ ખુલ્લી મૂકવામાં આવેલી. આ નહેર ખોદવાનું વિચારનાર ઇજનેર ખૂબ અક્કલવાળો ફ્રેંચમેન હતો. આ નહેર ઉપરનો કાબૂ અત્યારે તો બ્રિટિશ સરકાર ભોગવે છે. ૯૯ વર્ષનો પટો ૧૯૬૮માં પૂરો થાય છે ને પછી તો બ્રિટિશ સરકારના હાથમાં એ રહી શકે એવું લાગતું નથી. ઇજિપ્તના અમલદારોમાં પણ મને અંગ્રેજો પ્રત્યે તીવ્ર ઘૃણાની લાગણી દેખાઈ. આથી અંગ્રેજ વિરોધી વલણ કેટલું પ્રબળ હશે એ તમે કલ્પી શકશો. સુએઝના અખાતથી પોર્ટ સૈયદ સુધી પહેલાં બે ખારાં પાણીનાં મોટાં સરોવર હતાં. એ પાણી કશા જ ઉપયોગમાં આવતું ન હોવાથી એક ફ્રેંચ એંજીનીયરને આ સરોવરને સુએઝના અખાત સાથે જોડી દેવાનો ખ્યાલ આવ્યો. વેપારી પ્રજાઓએ એ વિચાર વધાવી લીધો, કારણ કે હિંદ સાથે ઝડપી વેપાર કરવા માટે આ રસ્તો સુગમ હતો. પહેલાં તો એમને આફ્રિકાનું ને 'કેપ ઓવ ગુડ હોપ'નું ચક્કર મારવું પડતું; આ તો પાંચ જ દિવસમાં ભૂમધ્યમાંથી અરબી સમુદ્રમાં આવવાનો રસ્તો ખુલ્લો થયો. પરિણામે કરોડો રૂપિયાને ખર્ચે સુએઝથી પોર્ટ સૈયદ સુધી એક નહેર બાંધવામાં આવી છે; એ નહેરની બંને બાજુ રણપ્રદેશ જ છે: પરંતુ ઇજિપ્ત સરકારે પ્રવાસીઓને રમ્ય લાગે એવું એક સુંદર કામ કર્યું છે. નહેરની સાથે સાથે જ એણે મીઠા પાણીની એક નહેર ખોદાવી છે ને એમાં લીલું ઘાસ ને





ઝાડ ઉગાડયા છે, એની સાથે એક પાણી સડક બાંધી છે ને ત્યાર પછી રેલ્વેના પાટા નાખ્યા છે એક સ્થળે તો અમારી સ્ટીમર, મોટરકાર ને ટ્રેઈન સાથે દોડતા હતા ને સ્ટીમર પાછળ રહી ગઈ, પણ એ દૃશ્ય તો સ્હેજ આહ્‌લાદક હતુ! સાચુ કહુ તો સુએઝ કેનાલમા રાત્રે પ્રવસ્યા એજ સારુ થયુ દિવસે પ્રવસ્યા હોત તો વાતનીના ઝબુકિયા સાગનવો જોવાની મઝા ન આવત એક બે નાનકડી નાવડીઓ અમને રસ્તો ચીધતી આગળ ચાલતી હતી ને અમે ધીમે ધીમે એને અનુસરતા હતા રાત્રે આખો વેગઈ ત્યારે ડેક છોડીને નીચે તો જવુ પડયુ, પરતુ અમારા આટલા પ્રવાસમા અહી જ અમને સાચી મઝા પડી હતી બધુ ધરાઈ ધરાઈને જોઈએ તો પણ આખની તૃષા છીપે નહી એવુ મનોહર દૃશ્ય ચારે બાજુ ખડ થયુ હતુ દૂરદૂરથી ટમટમ કરતા સુએઝના દીવા અમને ભાવભરી વિદાય આપતા હતા ને બીજનો ચાંદ સ્વચ્છ આકાશમા સુદર ભાત પાડતો હતો પ્રાતઃકાળે ઊઠયા ને ઝટપટ નિત્યકર્મ પતાવી દોડયા ડેક પર એ જ નાનકડી વાગતી દ્રડી ટ્રેનોની દોડાદોડ, એ જ અપ્સરાની માફક સરી જતી સુદર રગબેરગી મોટર-કારો ને એ જ હાથણીની માફક ડોલતી ડોલતી આગળ ચાલતી અમારી સ્ટ્રેથનેવર-દૂર દૂર નાના ગામો દેખાય, વાવ રેતાળ જેવા પ્રદેશમા ક્યાક ક્યાક સુદર ઝાડપાન દેખાય ને ખભે લાકડી લઈ કોઈ ઉસમાન ખા (આપણો ખેમો ખારી નહી) ઘેટા, બકરા ને ગાયો ચરાવતો દેખાય કુદરત પણ કવી નઠારી છે? સુએઝથી પોર્ટ સૈયદ જઈએ ત્યારે ડાબી બાજુનો કાઠો જ મોહામણો લાગે જમણી બાજુના કાઠે તો દૂર દેખાતા મૃગજળ ને રેતીના ડુગર સિવાય એક બીજુ પણ જોવા ન મળે બધી સમૃધ્ધિ ડાબી બાજુના કાઠે ઠલવાઈ લાગે મને એમ થાય છે કે એ બને કાઠા એકમીજાની સાથે લડતા નહી હોય! પ્રવાસીઓ પણ 'મગા મરતા હોત તો સારુ હતુ, જે ઉપર આવે તે કહે 'અરે, આ બાજુ તો સૂકુ ભઠ છે, ચાલો, પેલી બાજુ ઊભા રહીએ.' મને લાગે છે કે કદાચ ૮૦ વર્ષથી આ પ્રકારની ટીકાએ સાભળીને જમણી બાજુનો કિનારો રીસે થઈ ગયો હશે એટલે અમારી નિર્દય ટકરથી એને કાઈ ઉકેર નહી થતો હોય અત્યારે કિનારો સ્પષ્ટ દેખાવા માડયો એટલે અમારી આગળ આગળ ચાલતી 'પાયલોટ' ધીમી પડી ને સ્ટીમર પરથી એક જાડુ દોરડુ નીચે મોકલવામા આવ્યુ પાચ મિનિટમા તો બાજુથી બે હોડીઓ એ દોરડામા ભરાઈને ઉપર આવી ને એક ખૂણામા ભરાઈ ગઈ—માતા જાણે કે પોતાના બે જોડિયા બાળકને છાતી સરસા ચાપતી ન હોય?

હૃદયગમ દૃશ્ય જોવામા વખત ક્યા વીતી ગયો એની ખબર જ ન પડી બધા પ્રવાસીઓના દિલમા આજે ઉત્સાહ હતો ધરતી પર જ રહેલો માનવી પોતાની બને બાજુ ધરતીને ચાલી આવતી જુએ ત્યારે એના હૃદયને નિરાત તો વળે જ ને! સવારે ૧૦-૧૦॥ વાગે 'એ' ડેક ઉપર ધમાલ વધતી માડી ને સૂચનાભર્યા અનેક દોરડા સાથે ગમત કરવા માડી ૧૧ વાગતામા તો સવારે આશ્ચર્ય પામેલી બે હોડીઓને નીચે તરતી મૂકી દેવામા આવી ને અમારુ સ્વાગત કરવા માટે દૂરથી એક બે સ્ટીમ-લોન્ચો ઇન્જિન ગગગરતો લોખો ઝડપ તરફેનની આવી ચડી અમારી સ્ટીમર કપનીનો એજન્ટ પણ P & O ના વાવટાવાળી સ્ટીમ-લોચ સાથે આવી ચડ્યો એણે પર્સર સાથે મસલત કરી ને પોર્ટ સૈયદમા વાતાવરણ શાત હતુ એટલે પેસેન્જરોને ૪ કલાક માટે નીચે ઊતરવાની ને બજારમા ફરવા દેવાની છૂટ આપવામા વાધો નથી એમ જણાવ્યુ તરત જ લાઉડસ્પીકર દ્વારા એ સમાચાર વહેતા મૂકવામા આવ્યા ને આનદની ચિચિયારીઓથી વાતાવરણ ગૂજી ઊઠ્યુ અમે ઝટપટ અમારા પાસપોર્ટ લેવા દોડયા ને કેમેરામા નવા ફીલ્મ ભરી પોર્ટ સૈયદના દૃશ્યો ઝડપવામાં પ્રવૃત્ત થયા સ્ટીમર ઊભી રહી ને લાલ ફેઝ કેપ પહેરેલા ૫-૧૦ અમલદારો સ્ટીમરમા ચડયા એકદમ



ટેબલ બીછાવવામાં આવ્યાં ને 'બી' ડેક ઉપર અમારા પાસપોર્ટ તપાસીને Visa આપવાની વિધિ શરૂ થઈ. ધડધડ સિક્કા વાગવા માંડ્યા, સહીઓ થવા માંડી ને પાસપોર્ટને બદલે એક સ્લીપ અપાવા માંડી. સેંકડો પેસેંજરોની લાંબી કતાર લાગી ને ૦॥ કલાકમાં તો હજાર પેસેંજર નીચે ઊતરી ગયાં. પોર્ટ સૈયદમાં સ્ટીમર દરિયા કિનારે જ ઊભી હતી. આથી અમે નીચે ઊતર્યાં એટલે એક નાનકડા પૂલ પરથી સીધા પીઅર ઉપર ચાલ્યા ગયાં. પંદર મિનિટમાં તો સ્ટીમ-લૉંચ શેડ નીચે ઊભી રહેલી વેપારીઓની નાવડીમાં ગોઠવેલી દુકાનો અમને ઘેરી વળી ને સુએઝમાં જોયેલા દશ્યનું અહીં પુનરાવર્તન થયું. દૂરથી જોતાંવેંત જ ગમી જાય એવું સુંદર આ શહેર હતું. એડને અમારા હૃદયમાં જેટલી નિરાશા જન્માવી હતી એ પોર્ટ સૈયદ જોતાં જ દૂર થઈ ગઈ. હિંદથી યુરોપ જનાર માટે આ સ્થળ પૂર્વની સંસ્કૃતિના છેલ્લા પ્રતીક સમું છે ને યુરોપથી એશિયા તરફ જનાર માટે આ સ્થળ પૂર્વના પ્રવેશદ્વાર સમું છે. ચારે બાજુ સુંદર ને સ્વચ્છ મકાનો, સૂર્યના પ્રકાશમાં ચળકતાં પાણી, લાલ ફ્રેઝ કેપમાં ફરતા અનેક ઇજિપ્ત-નિવાસીઓ વગેરે વાતાવરણને ખૂબ રંગબેરંગી બનાવે છે. દુકાનદારોની ભાંગીતૂટી અંગ્રેજીમાં થતી વિનંતિઓને નકારતા અમે દરવાજા બહાર પહોંચ્યા ને સુંદરરીતે શણગારેલા સ્ટોરોની મુલાકાત લેવા માંડ્યાં. ઇજિપ્તની હાથકારીગરીની ચીજો પણ અદ્ભુત હોય છે; ચામડાની ચીજો તો એ ખૂબ જ સુંદર બનાવે છે. ત્યાંની દુકાનો જોઈ ત્યારે મનમાં ઘડીભર તો એમ જ થયું કે ઉપાસના કરવી તો લક્ષ્મીની જ કરવી કે જેથી આવી અનેક ચીજો ખરીદીને ઘરના દિવાનખાનામાં ગોઠવી શકાય! ઇજિપ્શીઅનો અમને જરા લુચ્ચા લાગ્યા. ભિખારીઓનો ત્રાસ પણ આપણા દેશ જેટલો જ હોય એવું લાગ્યું ને શાંતિનો અભાવ લાગ્યો. શહેરના દરેક ખૂણે બંદૂકધારી પોલીસ ચોકી-પહેરો ભરતો હતો ને અમારા ભોમિયાએ કહ્યું કે રાત્રે ૮ વાગ્યા પછી બહાર નીકળવાની બંધી હતી. રાજા ફારૂક એનાં પરાક્રમોને કારણે અહીં ખૂબ વગોવાયો છે, આથી એના પ્રત્યે પ્રજાની સહાનુભૂતિ નથી. એની છબીવાળી પોસ્ટની ટિકિટો પર પણ ત્રણ કાળી લીટી છાપવામાં આવી છે, જનરલ નજીબ પ્રત્યે લોકોને ભક્તિભાવ છે ને એના વડે પ્રજા સુખી છે. પોર્ટ સૈયદમાં ફળ તો ખૂબ જ સસ્તાં મળે છે. ૨ શિલીંગમાં તો અમને ૧ કીલો—એટલે કે લગભગ ૩ શેર લીલી દ્રાક્ષ ખાવા મળી. પાકાં ટમેટાં પણ ખૂબ ખાધાં. ને લીલાં આલુ પણ. બપોરે લંચ લેવા સ્ટીમર પર જવાય એમ ન હતું એટલે ફળ ખાઈને પેટ ભર્યું. અહીં જોવાલાયક સ્થળો બહુ ન હતાં, ને જે કાંઈ હતાં તે પગે ચાલીને જોવાય એવાં હતાં આથી અમે શહેરના મુખ્ય લત્તાઓમાં ત્રણ શિલીંગમાં એક ભોમિયો ભાડે રાખીને ફરી આવ્યાં. થોડી મસ્જીદો પણ જોઈ ને સારાં મકાનો જોયાં. ઇટાલીયન (એટલે કે રોમ) સંસ્કૃતની અસર આ પ્રદેશ પર ખૂબ જ છે. ઇટાલીયન સ્કૂલો ને દેવળો હજુ પણ અહીં છે, રાજા ફારૂકની મસ્જીદ ને બીજી નવી બંધાયેલી મસ્જીદ પણ જોઈ. ખૂબ ફોટા પાડ્યા, થોડી ખરીદી પણ કરી ને ગેલ કરતા કરતા પાછા બપોરે ત્રણ વાગે સ્ટીમર પર પહોંચ્યાં. અહીંની વસ્તી ૧,૨૦,૦૦૦ છે ને આબોહવા સામાન્ય રીતે ઠંડી છે. આપણે ત્યાં ઓક્ટોબર નવેમ્બરમાં જેવી આબોહવા હોય છે એવી આબોહવા અમને અહીં ચાખવા મળી. અહીં વસ્તીના પ્રમાણમાં મકાનો ખૂબ ઓછાં છે ને દરિયા કિનારે લગભગ ૧૮૦૦ લાકડાની કેબિનો ઊભી કરવામાં આવી છે. આ કેબિનોમાં લોકો એક રૂમમાં રહે છે. અહીંના પુરુષો પાશ્ચાત્ય પોષક પહેરે છે ને મોટાભાગે યુવાનો ખુલ્લે માથે ને ઘરડાઓ લાલ ફ્રેઝ કેપ પહેરીને ફરે છે. ખ્રિસ્તી લોકોની વસ્તી ખૂબ લાગે છે. શહેર વચ્ચે એક બાગ છે, એમાં સ્ત્રીઓ જ પ્રવેશી શકે. આ બાગનો લાભ મોટા ભાગે ખ્રિસ્તી સ્ત્રીઓ જ લે છે. એમનો પોષાક આપણા હિંદી-ખ્રિસ્તીઓ જેવો. મુસલમાન સ્ત્રીઓ જાળીમાંથી નથી જોતી; મોં જરા ખુલ્લું રાખે





અહીં શેરીઓ ચોખ્ખી લાગી; પરંતુ હોટેલોમાં બહુ ચોખ્ખાઈ જળવાતી હોય એવું લાગ્યું નહીં. ઈજિપ્શીયનો શરીરે સારા લાગ્યા. પ્રજા સાવ ગોરી નહી ને કાળી પણ નહીં...અમે બપોરે ૩ વાગે સ્ટીમર પર ચડ્યાં ત્યારે તો નાવડીવાળાનો વેપાર ધમધોકાર ચાલતો હતો. સ્ટીમર ૩॥ વાગે તો ઊપડવાની હતી એટલે વધેલો માલ સસ્તા ભાવે પણ કઢી નાખવા એ ફૂદાફૂદ કરતા હતા. ૨૦ મિનિટમાં તો એમણે કેટલાય સોદા કર્યા હશે. મને લાગ્યું કે ખરીદી કરનારાં ઊતરતી વખતે ખરીદી ન કરતાં પાછા વળતી વખતે ખરીદી કરે તો માલ ઘણો સસ્તો મળે. અત્યારે તો અમે ખાસ કશું જ લીધું નથી, પાછા વળતી વખતે ખિસ્સાં જોર કરતાં હશે તો વળી થોડી નવીન તાઓ સાથે લેતાં આવીશું..વેપારીઓના લહેકા જોવા જેવા હોય છે. એ જે કિંમતે વેચવા તૈયાર હોય એ કિંમતે આપણે ખરીદીએ—ખાસ કરીને કિંમતી વસ્તુ—તો એ નાવડીમાંથી હાથ પહોળા કરીને આપણને દુવા દે. ને પછી એના જ હાથ પર બચ્ચી ભરી આપણી સમક્ષ બે વાર કુરનીસ બજાવે. એ દૃશ્ય તો સાચે જ જોવા જેવું હોય છે. અને વેપારીઓ જે ભાવ કહે એ ભાવ આપણે મંજૂર ન રાખીએ ને બહુ ઓછી કિંમતે માલ માગીએ તો એ લોકો ખૂબ ચિડાય, દતીયા કરે ને હાથ ઊંચા કરી ગુસ્સો પ્રગટ કરે. આપણે ત્યાં સ્ત્રીઓ લડે ત્યારે દાઝ ચડાવીને બે હાથ પહોળા કરે તે પ્રમાણે આ વેપારીઓ એક હાથ કરે. ૩॥ વાગે અમને અમારા પાસપોર્ટ પાછા સોંપાયા. લાલ ટોપીવાળા અમલદારો નીચે ઊતર્યા, બંદૂકધારી સિપાહીઓ પણ અક્કડ ચાલ ચાલતા સ્ટીમ-લોંચમાં જઈને ઊભા રહ્યા ને સ્ટીમરની સીડી ઊંચે ખેંચી લેવામાં આવી. ૩॥ વાગે સ્ટીમર સળવળવા માંડી. ને થોડીવારમાં તો અમે પોર્ટ સૈયદ પાછળ મૂક્યું, દૂર દૂર ભૂમધ્યમાં ફરતી સ્ટીમરો અમારું ધ્યાન આકર્ષવા લાગી. દરિયાઈ પાણીના રંગ બદલવા લાગ્યા ને જે સુએઝ વિષે અમે ઘણું સાંભળ્યું હતું ને જેની શોભા જોતાં અમે ધરાયા નહોતા એની સ્મૃતિમાં રાચતા અમે નવા પ્રવાસની દિશામાં શૂન્ય મને જોઈ રહ્યાં.

સાંજે ૫ વાગ્યા પછી તો પોર્ટ સૈયદના રહ્યા સહ્યા અવશેષો માત્ર દેખાતા બંધ થયા ને અમે યુરોપના અનેક દેશો સામે દોસ્તી ધરાવતા ને એમના વહાણવટાને ઉત્તેજન આપી એમનું વેપારી સામર્થ્ય ટકાવી રાખતા ભૂમધ્ય સમુદ્રનાં શાંત મોજાં સામે મીટ માંડી. બપોરે ફળફળાદિ જ ખાધાં હતાં, આથી ભૂખ કકડીને લાગી હતી. ડેક છોડીને અમે સીધા ગયાં ભોજનખંડમાં. ચાનો વખત હતો, પણ સ્ટુવર્ડને અમે તો નિખાલસરીતે કહી દીધું કે ભૂખ કકડીને લાગી છે. એ બિચારો સેન્ડવીચીઝ, બિસ્કીટ ને પાંઉનો ઢગલો કરતો ગયો ને અમે પણ એ ઢગલો ખાલી કરતાં ગયાં. સાંજે ૬ વાગે પગમાં ફરી જોમ આવ્યું ને પછી તો 'ડેક ટેનિસ' (રીંગ ટેનિસનો મસિયાઈ ભાઈ) રમવામાં અમે આજુબાજુની દુનિયા ભૂલી ગયાં.

સાંજે થાકીને લોથ થઈ અમે નીચે ઊતર્યાં; ઠંડીનો ચમકારો અહીંથી જ જણાવા માંડ્યો હતો. ઠંડીથી ટેવાયેલા યુરોપિયનો માત્ર ગરમ કપડાં પહેરીને બહાર ફરતાં હતાં. રાત્રે નિરાંતે જમ્યાં. અમારો ભોજનગૃહનો સ્ટુવર્ડ ૧૯ વર્ષનો અંગ્રેજ છે. એ ૫ ધોરણ સુધી ભણેલો છે. એનો બાપ ગુજરી ગયો છે. કુટુંબની જવાબદારી એના પર છે. અહીં બે વરસથી નોકરી કરે છે, એને અહીં મઝા પડે છે. અમને એ ખૂબ આનંદથી જમાડે છે. આઈસ્ક્રીમ એ ભોજનની એક વાનગી ગણાય છે. રોજ બપોરે ને રાત્રે આઈસ્ક્રીમ ખાવા પામીએ છીએ, પણ આપણા 'હેવમોર'ની તોલે આવે એવો આઈસ્ક્રીમ તો હજુ નથી ચાખ્યો હોં! રાત્રે ભોજન પછી ફળફળાદિ ખાવા મળે. અનાનસ દર આંતરે દિવસે મળે છે; અમને એ તો ખૂબ ભાવે છે,

રાત્રે ૮ વાગે જમવા બેઠાં તે ૯ વાગે જમી રહ્યાં. ૯II વાગે 'બી' ડેક પર Snows of Kilimanjaro જોવા ગયાં. અર્નેસ્ટ હેમીંગ્વેની નવલકથા ઉપરથી તૈયાર કરવામાં આવેલા આ ચિત્રમાં આપણો પ્રિય અભિનેતા ગ્રેગરી પેક મુખ્ય પાત્ર તરીકે છે. ચિત્ર જોઈને કેબિનમાં ગયાં ને વાંચતાં વાંચતાં ઊંઘી ગયાં.

તા. ૧૩મીએ સવારે ઊઠવામાં ખૂબ મોડું થયું; પરંતુ ઘડિયાળ અડધો કલાક મોડું મૂકવાનું હતું એટલે મનમાં આશ્વાસન રહ્યું. હું એ તો લખવું ભૂલી જ ગયેલો કે અહીં ખારવાઓમાં ભાવનગર તથા દમણ બાજુના થોડા મુસલમાનો પણ છે. એક વખત હર્ષિદા એમને ગુજરાતીમાં વાતો કરતા સાંભળી ગયેલી, ત્યારથી અમારે એ લોકો સાથે સંબંધ બંધાયેલો. જ્યારે સ્ટીમર ઊભી રહેવાની હોય ત્યારે એ લોકો અમને સ્ટીમરની બધી રચના સમજાવે. એમાંના એક ઇસાભાઈ તો બહુ જ સારા માણસ. એમણે અમને કહ્યું કે તમારા ભોજન ખંડના ખોરાકથી કંટાળો ત્યારે કહેજો તો અમે ખીચડી બનાવડાવીને ખવડાવીશું. મેં મશ્કરીમાં હા પણ પાડેલી. રવિવારે સવારે એ તો અકસ્માત આવી ચડ્યા ને અમને કહ્યું કે આજે અમે તમારા માટે બટાટા ને ડુંગળીનાં ભજીયાં બનાવીશું માટે ૧૨ વાગે ખાવા આવજો. ૧૨ વાગ્યા એટલે એ તો અમને શોધવા આવ્યા ને અમારી ૬ જણની ટુકડીને પકડીને લઈ ગયા. ક્યુ-ડેક ઉપર એમની ૮ ખાટલાવાળી કેબિનમાં એમનાથી થાય એટલી સરભરા કરી ને સરસ મઝાની પુરી, બટાટાનું શાક ને ભજીયાં ખવડાવ્યાં. અમે તો ૧૧-૧૨ દિવસથી ગુજરાતી ખોરાકથી વંચિત હતા એટલે બધાંએ સારી પેઠે પુરી-શાક ઝાપટ્યાં ને ભજીયાં પણ દાબીને ખાધાં. ખારવાઓના જીવનની અનેક સારી-નરસી વાતો એમની પાસેથી સાંભળી એક વાત એમણે ઠોકીઠોકીને કહી કે આપણા કાળા સાહેબ કરતાં ગોરા સાહેબ સારા. એ વેઠ કરાવે નહીં, ગાળાગાળી કરે નહીં, કાયદેસર કામ લે ને અપમાન તો કદી જ ન કરે. ઇસાભાઈ તો ૩૨ વર્ષથી સ્ટીમર ઉપર નોકરી કરે છે. એમણે કેટલાય દેશ જોઈ નાખ્યા છે. અમને કહે કે પાછા વળો ત્યારે 'હિમાલયા' કે 'ચુસાન'માં આવજો. એ સ્ટીમરો Air-Conditioned છે ને એ નવી બાંધેલી હોવાથી એમાં બે પાંખો એવી રીતે ગોઠવેલી છે કે દરિયાનાં તોફાનમાં એ ડોલે નહીં. ઘણીબધી વાતો કરી એમણે સુડીસોપારી ધર્યાં ને પછી તો ધરાઈને ખાધેલો ખોરાક પચાવવા અમે પથારીમાં આડા પડ્યા. ખબરદારની પેલી પંક્તિ 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં સદા કાળ ગુજરાત' યાદ આવી ને જેનો ધર્મ અમારા ધર્મ કરતાં જુદો હતો એવા એક મુસ્લિમ ભાઈએ અમારા પ્રત્યે આટલી મમતા દાખવી એથી દિલમાં ગુજરાત પ્રત્યે એક પ્રકારનો ઉમળકો જાગ્યો.

તા. ૧૫ મીએ બપોરે ૧૨ વાગે અમે માર્સેલ્સથી ૩૧૨ માઈલ દૂર હતાં; પરંતુ હું આ પત્ર તમને લખું છું ત્યારે રાતના ૧૨ વાગ્યા છે. અમે લગભગ ૨૧૨ માઈલ કાપી નાખ્યા છે. હવે ૧૦૦ માઈલ જ કાપવાના બાકી છે. આવતી કાલે સવારે ૬-૭ વાગે તો અમે માર્સેલ્સ પહોંચીશું.

તા. ૧૪ મી અમારા સ્ટીમર પ્રવાસનાં સંસ્મરણોમાં સદાય મોખરે રહેશે દિવસ તો અમે સામાન્ય વાચનમાં ને વાતોમાં પસાર કર્યો. અમારી સાથે અમેરિકન વિદ્યાર્થીઓની એક ટુકડી છે. તેઓ હિંદના પ્રવાસે આવ્યાં હતાં ને હવે પાછાં જાય છે. તા. ૧૪ મીએ બપોરે ૨-૩ કલાક સુધી એમની સાથે દુનિયાના જુદા જુદા પ્રશ્નો વિષે ખૂબ વાતો થઈ. મને મારા સ્ટીમર ઉપરના અનુભવ પરથી એમ લાગ્યું કે અંગ્રેજો કરતાં અમેરિકનો ઓછા ઔપચારિક હોય છે ને લોકો સાથે ઝટ ભળી જઈ શકે છે. એ નિખાલસ પણ વધારે હોય છે. જ્યોર્જ ઓરવેલની Nineteen Eighty Four વિષે તો મારે ખૂબ મઝાની ચર્ચા થઈ.

સ્ટીમરના કંટાળાભરેલા જીવનમાં રંગ પૂરવા માટે સ્ટીમરની રંજન સમિતિ ખૂબ તકેદારી રાખે છે. આજે ટુરીસ્ટ ક્લાસમાં બાળકોની ફેન્સી ડ્રેસની હરીફાઈ હતી. અંગ્રેજ ને હિંદી બાળકોએ ઉત્સાહપૂર્વક ભાગ લીધેલો. એ હરીફાઈ જોવાની ખૂબ મઝા આવેલી. થોડા દિવસ પર બાળકોની રમતગમત હરીફાઈ પણ યોજાઈ હતી. એમાં હિંદી બાળકો પણ સારાં ઈનામો જીતી લાવેલાં. અહીંનું વાતાવરણ જોઉં છું ત્યારે એમ લાગે છે કે પૂરતી તક આપવામાં આવે તો હિંદીઓ કાંઈ અંગ્રેજોથી ગાંજ્યા જાય એવા તો નથી જ. અમારા વર્ગમાં પણ ગઈકાલે રાત્રે ફેન્સી ડ્રેસ હરીફાઈ યોજવામાં આવેલી. સાંજના ભોજન વખતે જ ફેન્સી ડ્રેસ પહેરીને જવાની લોકોને વિનંતિ કરવામાં આવેલી. રંગીન કાગળો વડે ભોજન-ગૃહ સરસરીતે શણગારવામાં આવેલું. રાત્રે ૮ વાગે અમે ભોજનગૃહમાં પ્રવેશ્યાં ત્યારે વાતાવરણ હાસ્યથી ગુંજતું હતું. કોઈ ઝુલુ જાતિના આદિવાસી જેવા બનીને આવ્યું હતું તો કોઈ બાવરચી જેવા. કોઈ ઈન્ડોનેશીયન મુસલમાન તો કોઈ બાવા. સ્ત્રીઓ પણ જુદાજુદા પોષાક પહેરીને આવેલી. વળી અમારી સીટ ઉપર રંગીન કાગળોની ચિત્રવિચિત્ર આકારની ટોપીઓ મૂકેલી. દરેક જણે એ પહેરવી જ પડે—ઘરડાં હોય કે નાનાં. મારે નસીબે તુર્કસ્તાની ટોપી આવી હતી. અમે એકબીજા સામે જોઈને ખૂબ હસ્યાં ને વાતાવરણમાં ઓર રંગત જામી. અમારા પાણીના ગ્લાસમાં એક રંગીન કાગળ વીંટેલી ભૂંગળી મૂકેલી. આ ભૂંગળીનો એક છેડો મારે પકડવાનો ને બીજો છેડો મારી જોડે બેસનારે. આ પ્રમાણે છએ જણે એકબીજાની ભૂંગળીના છેડા પકડી રાખીને જોસથી ખેંચવાનું. એ ભૂંગળીમાંથી નાનો અવાજ થાય ને અંદરથી કોઈ વસ્તુ ટપકી પડે. મારે એક બિલ્લો આવ્યો હતો, હરિદાને કસ્તુરમોતીનું નેકલેસ આવ્યું હતું, એક મિત્રને નાનું રમકડું આવ્યું હતું; કોઈને ચાંલો આવી હતી વગેરે... ૯ વાગે ભોજન પૂરું થયું; પરંતુ શાંતિ ને ગંભીરતાના કોઈ નિયમો આજે જળવાયા નહીં. બધાં જ ગમ્મતમાં મશગુલ હતાં. ૯ાા વાગે હરીફાઈ શરૂ થઈ. લગભગ ૩૫ જણે ભાગ લીધો. એમાં એક અંગ્રેજે હનુમાનનો વેશ પહેરેલો તે ઈનામ જીતી ગયો. ઈનામમાં શું મળે, ખબર છે? ગોંચાગાં ઊંચી જાતનો દારૂનો બાટલો... પછી તો ફેન્સી-ડ્રેસ બોલ ડાન્સ શરૂ થયો. યુરોપિયનોએ ખૂબ દારૂ પીધો, ખૂબ નાચ્યા ને મઝા કરી... જીવનની મઝા મુક્તરીતે માણવાની એમની શક્તિ પ્રત્યે હું સાચે જ આફરીન થયો છું. એ પ્રજા ઉંમરને લક્ષમાં લેતી જ નથી. હરીફાઈમાં ભાગ લેનાર ૨૦ વર્ષથી માંડીને ૬૫ વર્ષ સુધીના લોકો હતા. 'બહુત ગઈ થોડી રહી'ની ફિલસૂફીમાં માનનારા આપણા દેશના વયોવૃદ્ધોએ આ પ્રજા પાસેથી આ હકીકત ખાસ શીખવા જેવી છે એમ મને લાગે છે. રાત્રે ૧૦ વાગે અમે ઈટાલીના ટેલઆર્મી શહેર પાસેથી ને સિસિલીના મેસીની શહેર પાસેથી પસાર થયાં ત્યારે બંને કાંઠે વીજળીનો પ્રકાશ ઝગહળતો હતો. એ પ્રકાશ ઉપરથી બંને શહેર મોટાં હશે એમ લાગ્યું. દિવસે જોવા મળ્યાં હોત તો સારું હતું; પરંતુ રાત્રે વીજળીની રોશનીમાં એમને ધરાઈને નીહાળવાની ખૂબ જ મઝા આવી

જીવનમાં કદી નહીં જોયેલું અહીં પ્રત્યક્ષ જોવા મળે છે. હું એકપક્ષી રંગે રંગાયેલો નહીં હોવાથી તટસ્થ ભાવે બધું જોવા-વિચારવાની સારી તક મળે છે. મને લાગે છે કે આપણે સંપૂર્ણપણે આ પશ્ચિમની સંસ્કૃતિ પાછળ ગાંડાં બનીશું તો ઘણું ગુમાવીશું ને જો એ સંસ્કૃતિ પાસેથી કશું જ નહીં લઈએ તો વહેલું પતન વહોરીશું.

અચ્છા ત્યારે! રાતનો ૧ વાગવા આવ્યો છે. દરિયો તોફાની હોવાથી સ્ટીમરને ખૂબ આંચકા આવે છે. કેબિનમાં પણ મારી પથારી ધ્રૂજે છે. હવે આટલેથી જ અટકું.

★

# વિશ્વાસે વહાણ

મોહનલાલ વ્યાસ

પ્રજાતંત્રમાં તો લોકો પોતે જ સ્વયં પોતાના પર શાસન કરે છે. સ્વરાજ્યનો સાચો અર્થ કેવળ આપણું રાજ્ય નહિ પરંતુ આપણે પોતે આપણી જાત ઉપર સમજપૂર્વક આપણા પોતાના જીવનનું નિયમન કરીએ એમાં રહેલો છે.

જો પ્રજાના નિત્યજીવનના નિયંત્રણ માટે રાજ્યને વ્યવસ્થા કરવાની હોય તો તે પોલીસ દ્વારા જ થઈ શકે છે. પછી તો ડગલે ને પગલે પોલીસથી જ આપણા નિત્ય વહેવારનું નિયમન થશે. આ તો સ્વરાજ્ય નહિ પરંતુ પોલીસરાજ બનશે. જો કોઈપણ પ્રજાને સાચું લોકશાસન સ્થાપિત કરવું હશે તો વ્યક્તિગત શહેરીઓને સદાચારી બનાવીને જ તેનો પાયો નાખવો રહ્યો.

પ્રમાણિકતા લોકશાસનનો આધારસ્તંભ છે. જો માણસ એક બીજા સાથેના વ્યવહારમાં સચ્ચાઈ અને નેકદિલીથી વર્તે તો સંસાર સુખેથી ચાલે.

પરસ્પર વિશ્વાસ મૂક્યા સિવાય સમાજનું કામ ચાલી શકે નહિ. એટલા માટે આપણે ત્યાં એક કહેવત પડી છે કે "વિશ્વાસે વહાણ ચાલે છે." એમ ન હોય તો સમાજજીવન શું પણ કુટુંબજીવન પણ ચલાવવું કઠણ બને.

લોકશાસનોમાં નજરે ચડતાં અનેક અનિષ્ટોનું મૂળ તપાસીશું તો પ્રમાણિકતાના અભાવમાં માલુમ પડશે. આપણા વ્યક્તિગત જીવનમાં નજરે ચડતી આ સદ્‌ગુણની ખામીનું પ્રતિબિંબ આપણા પ્રજાજીવન, સમાજજીવન અને રાજ્યતંત્રમાં પણ દેખાશે. એટલે લોકશાસનમાં જો કોઈની સામે પ્રજાને અનિષ્ટો અંગે ફરિયાદ કરવાની હોય તો આપણી પોતાની જ સામે કરવાની રહે છે. પ્રજાનું વિશુધ્ધ ચારિત્ર્ય, નિર્દોષ શીલ અને પવિત્ર નીતિમત્તા જ સાચા લોકશાસનનો પ્રાણ છે. એ આપણે ભૂલવું ન જોઈએ કે પ્રજાસત્તાક તંત્રમાં રાજ્યબંધારણ તો એક માળખું જ છે. સમગ્ર પ્રજાનાં શીલસંવર્ધનથી તેમાં પ્રાણ પૂરાય છે.

'માણસ પર વિશ્વાસ રાખે એ જ સાચા આસ્તિક'—એ સાને ગુરુજીનું વાક્ય કોઈપણ નાસ્તિકને આસ્તિકમાં ખપાવવા પૂરતું જ સાચું નથી, પરંતુ વિશ્વાસ મૂક્યા વગર કે કોઈનો વિશ્વાસ સંપાદન કર્યા વિના રાષ્ટ્રનાં દરેક કામ ખોરંભે પડે—છાપાના ફેરિયાનો આ પ્રસંગ જ એ માટે પહેલ કરવાનો પૂરતો નમૂનો છે. આપણે પણ આવી શુભ નીતિનું અનુકરણ કરીએ.

ઈંગ્લેંડની રાજધાની લંડનના કેન્સીંગ્ટન વિભાગમાં જ્યારે હું રહેતો હતો ત્યારે હમેશાં બહાર નીકળતી વખતે ત્રણ રસ્તાના ખૂણા પર એક અખબાર વેચતા વૃદ્ધ ફેરિયા પાસેથી રોજીંદુ અંગ્રેજી છાપું ખરીદતો. એક પેની એટલે કે એક આનાની કિંમતે છાપું મળે. આ વૃદ્ધ છાપાવાળો રસ્તાના એક ખૂણે છાપાંનો ઢગલો મૂકતો અને બાજુમાં પૈસાનો ઢગલો પડ્યો હોય. સવાર-સાંજ છાપાંઓ વેચીને એ વૃદ્ધ પોતાનું ગુજરાન ચલાવતો.

એક દિવસ સવારે નિત્ય નિયમ પ્રમાણે હું જ્યારે બહાર નીકળ્યો અને દૈનિક અખબાર ખરીદવા ગયો ત્યારે આ વૃદ્ધ ત્યાં હાજર નહોતો. હંમેશ મુજબ ત્યાં છાપાનો ઢગલો પડ્યો હતો એટલું જ નહિ પરંતુ બાજુમાં પૈસાનો ઢગલો પણ પડ્યો હતો.

છાપવાળો નજીકમાં જ ક્યાંક હશે અને થોડીવારમાં ત્યાં આવી જશે એમ માનીને હું જરા રાહ જોતો ઊભો રહ્યો. થોડીવારમાં એક બાઈ આવી. એણે પોતાની પસંદગીનું એક છાપું લીધું અને પાસે પડેલા પૈસાના ઢગલામાં એક પેની મૂકી ચાલતી થઈ. એક બીજા સજ્જન આવ્યા અને તે પણ પૈસાના ઢગલામાં એક પેની મૂકી મનગમતું અખબાર લઈ ચાલતા થયા. આમ ક્રમ ચાલતો હતો. મારે શું કરવું એ વિચારમાં હું પડ્યો હતો. મનમાં થતું કે બીજાની જેમ હું પણ એક પેની મૂકીને મારે જોઈતા અખબારની નકલ લઈને ચાલતો થાઉં, પછી એનો





વિચાર આવે કે છાપાવાળો આવી જાય પછી જ તેને પૈસા આપીને છાપું લેવું આમ મનમાં ઘડભાંજ ચાલ્યા કરતી હતી

શહેરમાં તો સૌને ઉતાવળ હોય પણવાર કોઈની પણ રાહ જોવી પાલવે નહિ મને પણ સમય નહોતો છતાં બીજાની જેમ પૈસી મૂકીને છાપુ લઈ ચાલતા થવાની હિંમત નહોતી વળી આ બધું જોવામાં જ મને ઠીક રસ પડતો હતો આજુબાજુ કોઈપણ જોનાર ન હોય છતાં પણ લોકો પોતપોતાની મેળે પ્રમાણિકતાથી મનિઓની ગેરહાજરીમાં વિનાસંકોચે પૈસા મૂકીને પોતાને જોઈતું છાપું લઈને ચાલ્યા જતા હોય એ દૃશ્ય મારે માટે તો નવું હતું, એથી હું આ બધું વિસ્મિત ભાવથી જોતો હતો અને તેના પરથી ભારતની અત્યારની સ્થિતિ અંગે ઘણા વિચારો આવતા હતા એમ થતું કે આ પ્રકારનો વહેવાર આપણામાં કેટલે અંશે શક્ય બને! એ પણ હું જોતો હતો કે હજુ સુધી કોઈ પણ માણસે પૈસા મૂકયા સિવાય એક પણ છાપું લીધું નહોતું જો કોઈની પાસે છૂટી પૈની ન હોય તો વધુ કિંમતનો બીજો સિક્કો મૂકીને બાકીના પૈસા પોતે ગણતરી કરીને પાછા લઈ લે! સમય વધારે થતો હતો એટલે મને પણ થયું કે હવે મારે પણ અહીંની રીત અનુસરવી અને પૈસા મૂકી મારે જે છાપું જોઈતું હતું તે લઈને ચાલતું થવું આમ વિચાર કરી રહ્યો હતો ત્યાં તો વૃદ્ધ છાપાવાળો આવી પહોંચ્યો

હું તેનો હમેશનો નિયમિત ગ્રાહક હોવાથી તેની સાથે સામાન્ય પરિચય તો થયો જ હતો

મે કહ્યું "કેમ, કયાં ગયા હતા? મારે તો તમારે માટે ઘણી રાહ જોવી પડી"

તેણે કહ્યું "તમારે રાહ જોવી પડી એ માટે દિલગીર છું પરંતુ તમે અહીં પૈસા મૂકીને તમારું અખબાર લઈ જઈ શકયા હોત. મારે માટે રાહ જોવાની જરૂર ન હોય" '

મે કહ્યું 'પણ તમે ગયા હતા કયાં! આ રીતે છાપાઓ અને પૈસા એમ મૂકીને કેમ જવાય?'

તેણે કહ્યું "હું નાકામાં જ સીગારેટ અને દિવાસળીની પેટી લેવા ગયો હતો આ રીતે મારે અવાર નવાર જવું પડે, ચા-નાસ્તા માટે પણ જાઉં છું, મારી બદલીમાં અહીં માણસ મૂકવાનો મારી પાસે કયાંથી હોય? એટલે મારે ગ્રાહકોને પોતાની મેળે છાપું લેવાની તકલીફ આપવી પડે છે માત્ર ગ્રાહકોને આવી તકલીફ આપવી મને ન ગમે પરંતુ હું શું કરું? ગ્રાહકો પણ સમજે છે અને મારે ખાતર તકલીફ ઉઠાવે છે બાકી ગ્રાહકો મૂકવાનો તો પ્રશ્ન જ નથી ગ્રાહકો વિશ્વાસે મૂકું એ કેવું મજાનું કહેવાય? અહીં તો અમારે ત્યાં બધો વહેવાર એમ જ ચાલે છે અને ઉતાવળ હોય એને કોઈની રાહ જોવી પોસાય પણ નહિ'

આ વૃદ્ધની વાતથી હજુ મારા મનનું સમાધાન થયું નહોતું મારા મનમાં ઊભરાતા વિચારો હજુ શમ્યા ન હતા. મને થયું કે મનનું સમાધાન કર્યા સિવાય આગળ જવું નહિ એટલે મે વાતચીત લંબાવી

મે કહ્યું 'માફ કરશો એક સવાલ પૂછું?'
તેણે કહ્યું 'વળી ખુશીથી"

મે પૂછયું 'તમે આ રીતે છાપા અને પૈસા ગ્રાહકોના વિશ્વાસે મૂકીને ચાલ્યા જાવ છો તો એવું નથી બનતું કે કોઈ પૈસા મૂકયા સિવાય તમારું છાપું લઈ જાય અથવા તો છાપું અને પૈસા પણ ઉપાડી જાય?'

વૃદ્ધ અનુભવી હતો મારી મુંઝવણ એ કળી ગયો હું શા માટે આટલો સમય તેની રાહ જોતો ઊભો હતો તે તેણે ધ્યાન બાંધ્યો હોય એમ સહેજ સ્મિત કર્યું

પ્રત્યુત્તર આપતાં વૃદ્ધ બોલ્યો "સાહેબ, હજુ સુધી એવું કશું જ બન્યું નથી છેલ્લાં પાંચેક વર્ષથી

# વંડરફુલ સ્ટુડિયો

અનુ૦ જયન્તિકા ઝવેરી

જીવનમાં કેટલીય હળવી પળો આપણને ભારેખમ થતાં અટકાવે અને જે નવો આસ્વાદ કરાવે એવી આ એક વ્યંગ-કથા છે. આ કથા પૂરી કરતાં કરતાં વ્યંગનું જે હાસ્ય હોઠ પર ફરકી રહે છે એ જ એની નિતાંત સફળતા ગણાય. શ્રી ફણીશ્વરનાથ 'રેણુ'ની આ વાર્તાને સફળરીતે ગુજરાતીમાં ઉતારનારનો ભાષાકાબૂ પણ અછતો રહેતો નથી.

કેઝનબંધ પોઝમાં પડાવેલા મારા ફોટા આલ્બમમાં પડયા છે. કેટલાક તો ફ્રેમમાં મઢેલા મારા તથા મારા મિત્રોના રૂમમાં ટીંગાડેલા છે. એક જમાનામાં, એટલે કે બે ત્રણ વર્ષ પહેલાં એ તસ્વીરો જોઈને મને ઓળખી શકતા હતા. પરંતુ 'સ્વાસ્થ્ય સંશોધન' બાદ વજન વધતાં, મારા ચહેરામાં જે પરિવર્તન થયું. તેને ઓળખવામાં ખુદ હું પણ ભૂલ કરી બેઠો છું. ક્યાં તે ૬૫ પાઉંડ વજનવાળો ચહેરો અને ક્યાં આ ૧૫૪ પાઉંડનું મુખ !

મારા મિત્રોએ પહેલાંના ફોટા કેન્સલ ગણી નવા ફોટો પડાવવા ઘણીવાર સલાહ આપી. હું પણ તે અંગે વિચારી રહ્યો હતો. છેવટે મેં નવો ફોટો પડાવવાનું નક્કી કર્યું. જો કે હું તો મારી જાતને એવો પાકો પોલીટીશિયન સમજી બેઠો હતો કે જેની તસ્વીરને માટે સેંકડો નહિ તો ઓછામાં ઓછા દશ કેમેરાવાળા નવજુવાન ચક્કર લગાવી રહ્યા છે. મારો પોતાનો ફોટો 'અમુક પોઝ'માં પડાવવાનો મને ઘણીથી શોખ હતો.

ફોટો પડાવવાનું તો નક્કી કરી નાખ્યું પણ ફોટો ક્યાં પડાવવાવો એ એ સાંજે નક્કી ન કરી શક્યો. અમારા એક હાજરજવાબી મિત્ર છે,—જેમને અમે એનસાઈક્લોપેડીયાની માફક કામમાં લઈએ છીએ. અસલી જાફરાન કઈ દુકાનમાં મળે છે, કઈ હોટલની અમુક વાનગી સુંદર છે, કોરી કઈ 'કાફે'ની સારી કહેવાય છે, મોટા મોટા સર્જન અને ફીઝીશીયન કોણ કોણ છે, અને ક્યા 'ટેલરીંગ'ની કઇ વિશેષતા છે વગેરે બાબતો સિવાય કૌટુંબિક ગૂંચો ઉકેલવા તેમની સારી મદદ મળે છે.

એ દોસ્તે કહ્યું—' એક જમાનો હતો જ્યારે રાજૂ ચૌધરી સુંદર તસ્વીરો બનાવતો હતો. ગવર્મેન્ટ હાઉસથી માંડીને 'શહાદત આશ્રમ' સુધી એની આણ પ્રવર્તતી હતી. પહેલા દર્જાના ફોટોગ્રાફરની સાથે સાથે તે ખૂબ મહેનતુ પણ હતો. તે વખતે સ્મશાનઘાટમાં પૂરા ત્રણ કલાક મહેનત કરીને ડૉ. અગ્રવાલની લાશની એક તસ્વીર તેણે લીધી કે જેને દેખીને દરેક આદમીની ખ્વાહીશ......'

મનમોહનજી તેમની હંમેશની ટેવ મુજબ દોસ્તની વાત વચમાં જ કાપી નાખે છે. તે બોલ્યા : 'ક્યા મુડદાની વાત તમે કરી રહ્યા છો ? આજકાલ

---

અહીં બેસું છું. મારા હિસાબમાં એક પણ પાઈ કોઈ દિવસ ખૂટી હોય એમ મને યાદ નથી. દરેક વ્યક્તિ સજ્જન છે એમ માનીને અમે ચાલીએ છીએ. કોઈને અપ્રમાણિક માનવાનું અમોને કારણ નથી. દરેકને પોતપોતાનો ધર્મ વહાલો હોય છે. શા માટે કોઈપણ માણસ મારા જેવા ગરીબ માણસને ઈરાદાપૂર્વક નુકશાન કરે ? મારી સાથે કોઈ ખોટી રીતે વર્તશે એવા વિચારો જ હું કરતો નથી."

મને મારા વિચારદારિદ્ય માટે શરમ આવી. પરંતુ મનમાં એમ પણ થયું કે ભારતમાં આ પ્રકારનો વ્યહવાર શક્ય હોય તો કેટલું સારું ! જો આ વૃદ્ધ છાપાવાળો ભારતના કોઈ શહેરમાં આવે અને આ રીતે વેપાર કરવા જાય તો તેની સ્થિતિ કેવી થાય ? એ આપણો વ્યહવાર ઉપરથી આપણા ચારિત્ર્યશીલ અને નીતિમત્તાનો કેટલો આંક માંડે !

ઈંગ્લેંડની લોકશાહીની સફળતા પ્રજાના આ અને આવા સદ્‌ગુણોને લીધે જ હશે ને ?

★





તો ચતુર્વેદી સ્ટુડિયો માટે કોઈ બે મત જ નથી.' એ દોસ્ત આવા મોકા ઉપર કદી ચીડાતા નથી એમણે તો એમનું પાછું શરૂ કર્યું . 'ત્યારબાદ ઘોષાલ તેના નવા કેમેરા સાથે મેદાનમાં પડ્યો. તે 'રી-ટચ' કર્યા વગર પણ શુદ્ધ તસ્વીરો બનાવતો હતો પછી 'અલોઝાયા'વાળાનો યુગ આવ્યો જે લાઈટ અને શેડની કલામાં નિપુણ હતો. પ્રો. કિરણની એક એવી સુંદર તસ્વીર તેણે બનાવી હતી કે જેને ઈન્ટરનેશનલ ફોટોગ્રાફી પ્રદર્શનમાં મૂકવાની ચર્ચા ખૂબ જોશમાં ચાલી રહી હતી માત્ર નાક ઉપર જ લાઈટ આપવામાં આવ્યું હતું. જરા કલ્પના કરો, કાળા કાર્ડ ઉપર માત્ર નાક અને ચશ્માની ફ્રેઈમના એક ખૂણા ઉપર થોડો પ્રકાશ નાખવામાં આવ્યો છે અને તે કાળા કાર્ડ ઉપર તમે પ્રો. કિરણના ચહેરાને સ્પષ્ટ રીતે જોઈ રહ્યા છો. અત્યારે તો ચતુર્વેદીની બોલબાલા છે પણ .. .....'

'પણ શું ?' રમાકિશનજીએ પૂછ્યું.

'મતલબ એ કે ચતુર્વેદીને ત્યાં જનારને પોતાના પાકીટ ઉપર પૂરો ભરોસો હોવો જોઈએ.' દોસ્તે ફરમાવ્યું.

વીરેનને કોણ જાણે કેમ પણ આ વાતની અસર થઈ. તે બોલ્યો · 'ભાઈ! તમારો આ અભિપ્રાય એકદમ ખોટો અને ગેરવાજબી છે બિચારો પૈસા લે છે તો કામ પણ કરે છે ને? ફિલ્મ અને પ્લેટોની વધતી જતી કિંમતનો તમને કંઈ ખ્યાલ છે ખરો ?'

આ લેકોને ચર્ચા માટે પૂરો મસાલો મળી ગયો અને મને પણ ચાનું પેકેટ ખલાસ થઈ ગયાની અપાયેલી સવારની સૂચના યાદ આવી સરકારી તીજોરીમાંથી ચેકના રૂપીઆ લેવા સહેલા છે, પણ રસોડા–સરકાર પાસેથી પૈસાની મંજૂરી મેળવી નીકળવું કેટલું કઠિન છે તે લખવાની જરૂર નથી પૈસા મળે છે જરૂર, પરંતુ હાડકામાં સોંસરી ઉતરી જાય તેવી ટીકાઓ પછી

'હજાર વખત કહ્યું કે તમારે માટે 'હેપી વેલી' લાવો છો તો તેની સાથે જ બ્રુકબોંડની 'હોટલ બ્લેંડ' ડસ્ટનું એક પેકેટ પણ લાવજો પરંતુ તેની ઉપર તો 'ચાના શોખીન' કહેવરાવવાનું ભૂત સવાર થયેલું છે. મિત્રોએ કહ્યું– અરે એ ચાનો ખરો શોખીન તો તું છે. બસ બની ગયા ઉલ્લુ પૂરા ૭ રૂપીઆ અને બાર આના વાળી ચા પીવડાવવા નીકળી પડ્યા છે. જાણે દુનિયામાં આગ લાગી રહી છે અને અહીં આ 'વ્હાઈટ પ્રિંસ' પીવાના મનસૂબા સેવાઈ રહ્યા છે' ! આ જ મારી સરકારની સલાહ કહો કે ફિટકાર કહો, શિખામણ તો છે.

'વ્હાઈટ પ્રિંસ' નહિ 'વ્હાઈટ જેસમિન'. એક વખત અમારી કંપનીમાં એ બાબતની ચર્ચા થઈ રહી હતી કે હિંદુસ્તાનમાં કઈ કઈ જાતની ચા અને સીગારેટ પીવાય છે. મૌલાના આઝાદને માટે કહેવાય છે કે તેઓ 'વ્હાઈટ જેસમિન' ચા પીએ છે. મૌલાનાએ તેમના પુસ્તક 'ગોબારે ખાતિર'માં તે કબૂલ્યું છે અમારામાંથી એક ભાઈના જરા જોરથી પણ સુંદર રીતે ઉદ્‌ગાર નીકળી પડ્યા : જિંદગી કાયમ રહેશે તો અમે પણ કયારેક ચાખી લઈશું ભાઈ. પડદાની પેલી બાજુ આ વાત પહોંચી ગઈ હતી અને તે દિવસથી મારા ઉપર 'વ્હાઈટ પ્રિંસ'ના વ્યંગબાણ છોડાઈ રહ્યા હતા. એટલે સુધી કે શ્વસુરપક્ષથી આ વાત 'ઈનડાયરેકટ' થઈને આમ પહોંચી હતી—'વ્હાઈટ એલીફન્ટ સાહેબ 'વ્હાઈટ પ્રિંસ' પીવાના મનસુબા સેવી રહ્યા છે !

ચુનીલાલને ચા અને સીગારેટ લેવા બજારમાં મોકલીને જયારે હું બેઠકમાં પાછો ફર્યો ત્યારે વાત ઈકોનોમીક્સના ડીપ્રેસનને પાર કરીને પોલીટીક્સમાં સોશલિઝમ, કૅમ્યુનિઝમ અને પ્રજા સોશલિઝમમાં ઘૂમી રહી હતી. હમેશ મુજબ શરૂઆત ગમે ત્યાંથી થાય, કોઈપણ વાત હોય પણ ઉપસંહાર તો અહીં જ થાય.

એટલે એ સાંજની સભામાં
તે નકી ન થઈ શક્યું.




બીજે દિવસે સાંજે જ્યારે હું બજારમાંથી પસાર થઈ રહ્યો હતો ત્યારે 'વંડરફુલ સ્ટુડિયો'ની વંડરફુલ સાઈનબોર્ડની જલતી અને બુઝતી રોશની જોઈને મને ફોટાની યાદ આવી. રાજન, અમારો કલાકાર મિત્ર, જેણે શાંતિનિકેતનનો ફાઈન આર્ટ્સનો ડિપ્લોમા મેળવ્યો છે. તે અહીં જ નોકરી કરે છે. અને મેં વંડરફુલમાં જ ફોટો પડાવવાનો પાકો નિશ્ચય કરી નાખ્યો.

અંદર દાખલ થતાં જ એક ખાસ ઢંગની વ્યક્તિ સાથે મુલાકાત થઈ. 'ફરમાવો જી. વંડરફુલનો ડિરેક્ટર હું જ છું.'

'ફોટો પડાવવો છે.'

'બહુ સુંદર, ચાલો અંદર સ્ટુડિયોમાં.'

સામે જ મોટા અક્ષરોમાં લખેલું હતું: 'આ દુનિયા એક વંડરફુલ સ્ટુડિયો છે.'

'રાજનજી ક્યાં છે?' મેં પૂછ્યું.

'કોણ રાજન! મારો આર્ટિસ્ટ! એ તો આજે વિથવાઈફ રેડિયો સ્ટેશન ગયો છે. કમર્શલ આર્ટ ઉપર આજે એની ટોક છે.' તે ભાઈ આગળ આગળ ચાલી રહ્યા હતા.

અંદરના એક રૂમમાં આવીને તે મારી તરફ ફર્યા: 'અચ્છા, વ્હાઈટસાહેબ, પોઝ તમારો પોતાનો કે અમારા સેટ મુજબ રાખશો?'

'મતલબ શું?'

'એ સમજાવું છું.' મેગ્નીફાઈંગ ગ્લાસની રેશમી દોરી તેની આંગળીઓમાં વીંટાળતાં વીંટાળતાં કહ્યું: 'સાહેબ, વાત એમ છે કે અમે અમારા ઘરાકોની ઇચ્છા મુજબ મોટા મોટા આર્ટિસ્ટોની નિમણુક કરીને જુદી જુદી જાતના સેટ બનાવરાવ્યા છે... અહીં આવો, (પડદો ખસેડીને) આ છે અમારો ફિલ્મી સેટ, અને આ રહી સેટની તસ્વીરો.' તેણે એક મોટું આલ્બમ ખોલ્યું.

આ તસ્વીરોમાં ફિલ્મની મશહુર નટીઓના અભિનયનાં દૃશ્ય હતાં. વાત બરોબર નહિ સમજાતાં હું બોલ્યો: 'આ તો બધી ફિલ્મી તસ્વીરો છે.'

'જી, સાહેબ, જોવાથી તો એ જ માલમ પડે છે.' પોતાના શરીરના ભારથી પણ વધુ ભારેખમ હસતાં તેણે કહ્યું: 'એ જ અમારી ખાસિયત છે ને! જરા ઝીણવટથી નિરીક્ષણ કરજો. અમે અમારા ઘરાકોને તેમની ઈચ્છા મુજબ તેમને સુરૈયા, નરગીસ, નલિની, નિમ્મી, વગેરેની સાથે 'એક્ટીંગ' કે પોઝમાં ઊભા રાખી ફોટો લીધો છે.'

હવે બધી જ તસ્વીરો મારી આંખમાં એક સાથે નાચી ઊઠી. રાજકપુર, દિલીપકુમાર તથા દેવઆનંદની માફક વાળ રાખીને નવજુવાન, કિશોરોની અભિનયવાળી મુદ્રા બનાવેલી છે. કોઈ સુરૈયા સાથે, કોઈ ઘુંટણ સુધી નીકર અને નેવીગંજી પહેરી નરગીસના હાથમાં હાથ નાખી 'આવારા'ના પોઝમાં છે તો કોઈ નિમ્મીના ખભા ઉપર હાથ મૂકી દિલીપકુમારની માફક કંઈ કહેવા ઇચ્છે છે.

'આ બધું? નટીઓ?' હું બીજું કંઈ પૂછી ન શક્યો.

'આ એક્ટ્રેસીઝ! હા જી, તેઓ 'ડમી' છે. અમે મોટા મોટા શિલ્પીઓને અમારે ત્યાં નોકરી આપી છે જેઓ અમને દરેક નવા પોઝને માટે માટીની મૂર્તિઓ ઘડી આપે છે.'

'શું છોકરીઓ પણ આવી જાતના પોઝમાં ફોટો પડાવે છે!' મેં જરા હિંમતથી પૂછ્યું.

'જી! તેમને માટે અમે એક્ટરોની 'ડમી'ઓ બનાવી રાખી છે. ખાસ કરીને છોકરીઓ અશોકકુમાર, દિલીપકુમાર અને રાજકપુરની સાથે 'એપીયર' થવાનું ઇચ્છે છે. એમ તો તે દિવસે એક કોલેજગર્લે કોમેડીયન મિર્ઝા મુશર્રફની સાથે ઊતરવાની ઇચ્છા વ્યક્ત કરી હતી પણ એક કસ્ટમરને માટે કોણ 'ડમી' તૈયાર કરે? ગયે મહિને પચીસ કસ્ટમરોના આર્ડર ઉપર અમે એક વાલની ડમી બનાવી. લોકો





'સેમસન'ની માફક વાઘ સાથે લડતા લડતા તસ્વીર પડાવવાનું ઇચ્છે છે'

'પરંતુ ફોટામાં તો આ ડમી ઓળખાઈ જાય છે' હોઠમાં હાસ્ય સાથે મેં કહ્યું

'જી સાહેબ, એ અમારા લાઈટ શેડ, મેઈકઅપ અને રી-ટચથી બરોબર થઈ જાય છે'

એક છોકરાએ આવીને કહ્યું 'સાહેબ ફિલ્મ સેટનો કસ્ટમર આ ગયો છે'

'લઈ આવો,' પછી મને કહ્યું 'ચાલો તમને હું અમારો બીજો સેટ બતાવું, તમને મારો પોતીકો ટીકન સેટ જરૂર ગમશે'

અમે બીજા ભાગમાં ગયા ખૂબ ઉત્સાહથી ડિરેક્ટર સાહેબે મને આલ્બમ બતાવવું શરૂ કર્યું 'જુઓ ભાઈસાહેબ, આ છે આઈના પોઝ'

મેં એક તસ્વીરમાં જોયું તો કેટલીક છોકરીઓ મિલિટરી પોશાકમાં કવાયત કરી રહી છે

'આઈના પોઝ શું ?'

'તમે આઈના ન સમજ્યા? અરે! આઈના! ઇન્ડીયન નેશનલ આર્મી ધીલોન સહગલ, શાહનવાઝ અને કેપ્ટન લક્ષ્મી ?'

'ઓહ! આઈ એન એ!

'એ વખતે તો સાહેબ બધી છોકરીઓને બસ આ જ શોખ હતો એટલે અમે મિલિટરી પોશાક અને નકલી રાયફલ બનાવ્યા હતા!'

હું એક તસ્વીરને જરા ધ્યાનથી જોવા લાગ્યો—એક દુબળી પાતળી, કાળી છોકરી, જેના ગાલમાં ખાડા પડેલ હતા, આંખો નાની અને અંદર ઘૂસી ગયેલી, બરાબર કેપ્ટન લક્ષ્મીના પોઝમાં સેલ્યૂટ નહિ, જયહિન્દ કરી રહી છે તેના પાતળા હાથમાં રાયફલના કુંદા હાથીના પગ જેવા લાગી રહ્યા છે

'અહીં આ જુઓ! હજારોની સંખ્યા છે, નેતાજી ભાષણ આપી રહ્યા છે અને સામે માઈક છે'

ફોટામાં ભીડ જોઈને કોંગ્રેસ મહાઅધિવેશનની યાદ આવી ગઈ હતી મેં આશ્ચર્ય સાથે કહ્યું, 'હજારોની નહિ, લાખોની સંખ્યા કહો પરંતુ આટલા બધા માણસોને, એટલે કે આટલી ડમીઓ તમે કેવી રીતે બનાવી?'

તે હસી પડ્યા, કદાચ મારી બેવકૂફી ઉપર પછી બોલ્યા 'સાહેબ આ તો ફોટોગ્રાફની ટ્રીક છે, અમે આવા પડદા બનાવી રાખ્યા છે'

'જુઓ, આ મજૂરોના લીડર છે હજારો મજૂરોના સરઘસની આગેવાની કરી રહ્યા છે.'

મેં જોયું—હજારો મજૂરોની લાંબી કતારની આગળ હાથમાં ઝંડો (રંગ બરાબર નથી કહી શકતો કારણ કે ફોટામાં કાળો જ હતો, અને ઝંડાના નિશાન માટે જાણીને શું કરશો?) લઈને વિખરાયેલા વાળ, ફાડેલા મોઢા સાથે મજૂરોના લીડર આગળ વધી રહ્યા છે વાહ!

'આ પોઝમાં રાજનૈતિક કાર્યકર્તા, યાને લીડર શા માટે પોતાની તસ્વીર ઉતરાવતા હશે? તેને તો ખાલી બેઠેલા લોક પણ પસંદ કરતા હશે ફોટો જોઈને પણ આ જ જાહેર થાય છે!' મેં કહ્યું

'તમે બરાબર કહો છો સાહેબ! ઘણું કરીને આના જેવા—ખાસ કરીને વ્યાપારી, શેઠ-શાહુકારોના છોકરાઓ એને પસંદ કરે છે અમે કેટલાક જવાહર જેકેટ, કેટલીક સદરી અને રંગીન ટોપીઓ બનાવરાવી છે તો પણ હમણાં એક દિવસ . માફ કરજો હો. . પ્રાઈવેટ વાત છે,—તમે કોઈને કહેશો નહિ —એક રાતે મિનિસ્ટર કૃપાળાણીનો પ્રાઈવેટ સેક્રેટરી આવીને હાજર થયો 'જુઓ ભાઈ, આપણે તમારી સાથે જૂની દોસ્તી છે, એક ખાનગી વાત છે મિનિસ્ટર સાહેબ રાયપુરમાં વૃક્ષારોપણમાં ગયા હતા હવા સારી નહોતી એટલે તસ્વીરો બરાબર નહિ આવી કોઈ ઉપાય કરો, કાલે જ છાપામાં આપવાનું છે' મેં




કહ્યું : 'પણ મિનિસ્ટર સાહેબને સ્ટુડિયોમાં આવવું પડશે!' રાતના અગિયાર વાગે મિનિસ્ટર સાહેબ આવ્યા. અમે ઝંડાવંદનવાળો પડદો લગાવ્યો. અમારા આર્ટીસ્ટે ઝંડાની જગ્યા બ્લૅંક કરી નાખી, અને ત્યાં મિનિસ્ટર સાહેબે વૃક્ષારોપણ કર્યું. ઝંડાવંદનને બદલે વૃક્ષારોપણ જ રહ્યું.'

તેણે મને તસ્વીર જોવા આપી. અરે! આ તસ્વીર તો હમણાંના છાપાઓમાં છપાયેલી છે. મને તો એના ઉપરનું મથાળું અને નીચેનો ચિત્ર પરિચય પણ યાદ છે!

બાજુના પાર્ટીશનમાંથી (ફીલ્મ સેટમાંથી) અવાજ આવી રહ્યો હતો. 'કમરને વધુ નમાવો......જરા ......હાં......અને આંગળીઓને વિખરાયેલા ફૂલોની પાંખડીઓની માફક...આ રીતે...હાં.'

વંડરફુલ સાહેબ સહેજ હસીને બોલ્યા: 'એ ડાન્સનો પોઝ ઠીક થઈ રહ્યો છે. નૃત્ય-નિકેતન છે ને, તેનો ડિરેકટર અમારો ડાન્સ-પોઝ બનાવે છે.

'વાહ સાહેબ! ખરેખર, વંડરફુલ છે તમારો સ્ટુડિયો! યુનિક છે!' મેં કહ્યું.

'સાહેબ, અમે એને વધુ ડેવલપ કરીશું. અહીંયા અમે બીજા બે સેટ બનાવ્યા છે. કૌમી સેટ...... અને......ફ્રેંચ સેટ.'

'કૌમી સેટ? જરા એ પણ બતાવો ને?'

આ વખતે વંડરફુલ સાહેબ જરા અટકીને બોલ્યા: 'જુઓ બાબુસાહેબ, તમે જ્યારે રાજનના મિત્ર છો તો અમારા પણ મિત્ર કહેવાઓ. નહિતર અમે બીજાને નથી દેખાડતા. આવો.'

ત્રીજા પાર્ટીશનમાં લઈ જઈને વંડરફુલે મને બે ત્રણ તસ્વીરો બતાવી. એકમાં એક નવજુવાનને લુંગીધારી ખુદાના પેટમાં છરી ભોંકતો જોયો. બીજામાં એક બહાદુર યુવક શિવાજીની માફક ઘોડાને દોડાવતો અને તલવાર ચલાવતો લાગ્યો. ત્રીજામાં ભારતમાતા આસમાનમાંથી પુષ્પવૃષ્ટિ કરી રહી છે અને એક વીર રાષ્ટ્રીય ઝંડાને ફાડીને ટુકડે ટુકડા કરી રહ્યો છે... હજારોની ભીડ છે...

'અને અહીંઆ ફ્રેંચ સેટ છે—હોલીવુડ ફિલ્મ સેટ.'

મારું માથું ભમી રહ્યું હતું. પાસે પડેલી ટીપાઈ ઉપર બેસતાં મેં કહ્યું: 'વંડરફુલ સાહેબ! તમને કયા શબ્દોમાં ધન્યવાદ આપું.' તમે કેટલું બધું કલ્યાણ કર્યું છે સમાજનું—એ કહેવાની વાત નથી. તમે જો કદાચ આ સ્ટુડિયો ખોલ્યો ન હોત તો દુનિયાના લોકો પાગલ થઈ ગયા હોત... તમે ઇન્સાનના મનમાં રહેલી અતૃપ્ત ઇચ્છાઓની તસ્વીરો લો છો એ તો અજોડ છે. ખરેખર ઇન્સાનની તસ્વીર તો તમે જ લઈ જાણો છો, વાહ!

વંડરફુલ હવે બકવા લાગ્યો: 'બાબુજી અહીંયાં બીઝનેઝની તો કાંઈ મઝા જ નથી. લાહોરમાં અમે જ્યારે હતા ત્યારે આવા એક એક પોઝ માટે સો સો રૂપિયા લોકો આપતા હતા. અહીંઆ તો લોકો આર્ટને સમજતા જ નથી... અચ્છા, સાહેબ હવે ફરમાવો, તમારે માટે કયો સેટ લગાવડાવું?'

'મારે માટે?... મારે માટે સેટ લગાવડાવવાની જરૂર નથી. હું તો મારા મનનો પોઝ આપવા માગું છું.' ગંભીરતાપૂર્વક મેં કહ્યું.

'બહુ સરસ, ફરમાવો.'

'મારા ગળામાં દોરીનો ગાળો નાખી એક ઝાડ સાથે લટકાવી દો. ફોટો એવા ઍંગલથી લેજો જેમાં મારી આંખો અને જીભ બહાર નીકળી ગઈ હોય અને હાથમાં એક કાગળનો ટુકડો હોય જેના ઉપર લખ્યું હોય: 'ખુશ રહો, વંડરફુલ વતન, અમે તો સફર કરીએ છીએ!'

★

# લોહીનું દબાણ

ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

માણસ કુદરતી કાનૂનોને અવગણતો થયો ત્યારથી એ પોતાના શરીરતંત્રનો પૂરેપૂરો ગુલામ થયો. એની સાથે સાથે એક પછી એક એવા રોગોનો ઉપદ્રવ થવા લાગ્યો કે રોગની પરખશક્તિ પણ હાંફી ગઈ. એવો જ સર્વવ્યાપક રોગ લોહીનું—ઊંચું કે નીચું—દબાણ આ લેખમાં એક અભ્યાસુ કલમના હાથે વર્ણવાયું છે એ દરેકને આવકાર્ય લાગશે જ.

ધારો કે તમે ટ્રેન કે મોટર પકડવા માટે દોડ્યા અગર તો વિફરેલા પ્રાણીથી રક્ષણ પામવા દોડાદોડ કરી મૂકી, આ વખતે તમારું હૃદય કેવા જોસથી ધબકે છે? માથામાં ને પગની પીંડીઓમાં વેગથી ફરતા લોહીનો કેવો અનુભવ થાય છે? પણ આ બધું થોડી મિનિટોમાં શાંત પડી જાય છે.

તમે જે અનુભવ્યું એ લોહીના દબાણની અસરો હતી.

દરેકને લોહીનું દબાણ તો છે જ. એ ઊંચું હોય કે નીચું અગર તો મોટાભાગના લોકોને હોય છે એમ સમધારણ રહે છે. આપણું હૃદય એક મિનિટમાં ૭૫ થી ૮૦ વખત ધબકે છે. દરેક ધબકારા વખતે લોહીની નળીઓમા લોહી જોસબંધ વહે છે. આ જોસ રમત કે દોટ વખતે વધે છે અને આરામ કે નિદ્રા વખતે ઘટે પણ છે. આ જોશનું માપ આંકડાઓમાં જાણી શકાય છે. જે લોહીનું દબાણ (Blood Pressure) કહેવાય છે. હૃદયના કેટલા શ્રમથી શરીરમાં લોહી ફરી વળે છે એ આ માપથી જાણવા મળે છે.

હૃદયનું જોસ માપવાના યંત્રનું નામ છે સ્ફીગમોમેનોમિટર. એના વતી બે માપ લેવાય છે. એક હૃદય સંકોચાય ત્યારે (Systolic Pressure) અને બીજું હૃદય પહોળું થાય ત્યારે (Diastolic Pressure) આ માપના, વ્યક્તિની ઉંમર અનુસાર સમધારણ (No mal) આંકડાઓ નક્કી કરવામાં આવેલા છે. આ આંકડાઓની આસપાસ કરતાં પણ જ્યારે વધારે આંકડા કાયમ માટે માપમાં આવે ત્યારે લોહીનું ઊંચુ દબાણ (Hyp rt nsion, High Blood Pressure) હોવાનું કહેવામાં આવે છે. નક્કી કરેલા આંકડાઓ કરતાં ઓછું માપ 'લોહીના

### ચિત્ર સમજ



લોહીનું દબાણ માપતી વખતે હાથના બાવડા ઉપર પટ્ટો બાંધવામાં આવે છે. આમા રહેલી રબ્બરની નળી દ્વારા હવા પૂરવામાં આવે છે. જે હવા ભરાતાં ફૂલવાથી હાથની ધમની પૂરેપૂરી સંકોચાય છે. એમા લોહીનું વહન બંધ થાય છે. પછી આસ્તે આસ્તે હવા છોડવામા આવે છે. ધમનીનો સંકોચ ઢીલો થતાં એમા લોહી આવવા માંડે છે. લોહી આવવાનો પહેલો ધબકારો સંભળાતાં પારો જે આંકડા ઉપર હોય એ સીસ્ટોલિક દબાણનો આંકડો છે. આમ કરતાં જ્યારે નાડીનો ધબકારો સંભળાતો બંધ થાય એ વખતે ડાયાસ્ટોલિક દબાણનો આંકડો નોંધવામાં આવે છે. આ આંકડાઓ ૧૨૦/૮૦ આમ અપૂર્ણાંક રીતે લખવામાં આવે છે. પહેલો આંકડો સીસ્ટોલિક દબાણનો છે જ્યારે બીજો ડાયાસ્ટોલિક દબાણનો. યુવાન ઉમ્મરે આ આંકડો ૧૦૦/૬૦ કે વધુ નોંધવામાં આવે એ "લોહીનું નીચું દબાણ" દર્શાવનાર છે.




નીચા દબાણ'ના (Hypotonia) નામે ઓળખાય છે. આ બન્ને વ્યાધિગ્રસ્ત દશાઓ છે. પણ પહેલી દશા અને એનાં અનુષંગી ભયાનક પરિણામો વ્યાપકપણે જોવામાં આવતાં હોવાથી આપણે અહીં એનો જ વિચાર કરીશું.

શરીરની લોહીની નળીઓ સ્થિતિસ્થાપક છે. એમાં આવતું લોહી સમાવવા તે પહોળી થાય છે પણ જ્યારે લોહીની નળીઓની સ્થિતિસ્થાપકતા ઓછી થાય છે ત્યારે લોહીના સરળ વહનમાં અવરોધ ઊભા થાય છે. આ અવરોધને પહોંચી વળવા હૃદય જોસથી સંકોચાય (ધબકે) છે. લોહી જોસબંધ લોહીની નળીઓમાં આવે છે. લોહીની નળીઓમાં વરતાતો જોશ (Force) એ જ 'લોહીનું ઊંચું દબાણ' છે.

વૃદ્ધાવસ્થા થતાં દરેકની લોહીની નળીઓ કઠણ (Arterioselerosis) થાય છે. સ્થિતિસ્થાપકતા ખૂએ છે. પણ આ ઉમ્મર અગાઉ થતી લોહીની કઠણ નળીઓનું કારણ શું? શરીરમાં પેદા થયેલા કોઈ વિષ દ્રવ્યના દાહને લીધે લોહીની નળીઓ કઠણ બને છે અગર તો જ્ઞાનતંતુઓની કામગીરીમાં અસ્વસ્થતા કે આવેશ (આવેગ, ઊર્મિ;) કારણરૂપ માનવામાં આવે છે.

આ ઉપરાંત લોહીનું દબાણ વધવાનાં ત્રણ નિમિત્ત કારણો છે. એક તો કૌટુમ્બિક કારણ. આ વ્યાધિ કંઈ વારસામાં ઊતરતો નથી. પણ કુટુમ્બના વંશજોમાં આ રોગ ચાલ્યો આવતો જોવામાં આવે છે. બીજું કારણ શારીરિક છે. ભરાવદાર ઠીંગણા ને ટૂંકી ગરદનના બાંધાવાળાઓ આ રોગથી પીડાતા જોવામાં આવે છે. કેટલાક લોકોમાં કુદરતી અશક્તિ કે રોગના ભોગ થઈ પડાય એવું શરીર કારણરૂપ છે. માનસિક કે બીજી ઉત્તેજનાના પરિણામે કામચલાઉ લોહીનું દબાણ ઊંચું જવા સંભવ રહે છે. જે ઉત્તેજના શમતાં સમધારણ થઈ જાય છે. પણ આવી વ્યક્તિઓમાંથી મોટા ભાગનાઓને ૨૦-૨૫ વરસ બાદ કાયમી લોહીનું દબાણ ઊંચું રહે છે.

ત્રીજું મહત્વનું કારણ જીવનને અનુરૂપ થવાની બિનઆવડત છે.

ઉત્તેજના કે આવેશના પરિણામે કામચલાઉ વધેલું લોહીનું દબાણ સ્થિર કરનાર આપણું જ્ઞાનતંત્ર છે. આ તંત્રમાં ખટકો આવી પડતાં લોહીનું ઊંચું દબાણ દેખા દે છે. જ્ઞાનતંત્રમાં ખટકો આણનાર આવેશો (emotions) છે. ચિંતા, ભય, કામનો બોજો અને ધંધાની ફિકર વગેરે આવેશો મન ઉપર માઠી અસરો ઉપજાવે છે. જેના પરિણામે એડ્રીનલ ગ્રંથિઓનો સ્ત્રાવ થવા માંડે છે. જે લોહીના દબાણનું નિયમન કરનાર જ્ઞાનતંત્રમાં ખટકો આણી બધું તંત્ર છિન્નભિન્ન કરી નાખે છે. અત્યારના જમાનામાં જીવનનું હીર ચૂસી લેતી જીવન જીવવા અંગેની ચિંતાઓ અદના એડુથી માંડી સાધારણ કારકુન ને અમલદાર અને દરેક જણને ક્યાં નથી સતાવતી હોતી? જ્યાં સંસ્કૃતિનું ધોરણ ઊંચું ત્યાં જીવન-વિગ્રહ એટલો જ કપરો હોય છે. આ સનાતન સત્યને જે પ્રમાણમાં જિરવતાં ના આવડે એટલી જીવનને અનુરૂપ થવાની બિનઆવડત છે.

આ ઉપરાંત સફાઈદાર મસાલા ભરપુર ને ભારે ખોરાકની અતિરિક્તતા આ રોગ થવાના કારણરૂપ છે. હૃદય ને કીડનીના કેટલાક રોગોને લીધે પણ આ વ્યાધિ થઈ આવે છે. આ રોગ થવાનાં બીજાં કારણો ગણનામાં છે પણ ૯૦ ટકા દરદીઓમાં આનું કોઈ ચોક્કસ કારણ ના પકડાતાં વ્યાધિને 'એસેનશીઅલ હાઈપરટેનશન' કહેવામાં આવે છે.

લાંબા વખત સુધી લોહીના ઊંચા દબાણની સ્થિતિ કાયમ રહેવાથી છેવટે હૃદય જોખમાય છે, હૃદયને જોરથી ધબકવું પડે છે. આ બોજાના કામને પહોંચી વળવા હૃદયની માંસપેશીઓ કદમાં વધે છે. વધારે ભાર ઊંચકવા જેમ ગાડાને બળદની બીજી જોડ જોડવામાં આવે એવી આ ઘટના છે.

આમ હૃદય કદમાં વધે છે પણ એમાં આવેલી લોહીની નળીઓ એ પ્રમાણે વધતી નથી. આથી હૃદયના થોડા





થોડા ભાગોને પૂરતા પ્રમાણમાં પ્રાણવાયુ ને પોષણ મળતાં નથી. પરિણામે તે જાડું અને અશક્ત બને છે. ક્રમશઃ હૃદયની લોહીની નળીઓ કઠણ બને છે. આ કઠણતા એટલી હદે આવી પહોંચે કે જ્યારે ત્યાં લોહી પણ ના આવી શકે ત્યારે અચાનક હૃદય બંધ પડવાથી મૃત્યાવસ્થા આવી પડે છે. હૃદયની જેમ મગજની અને કીડનીની (શરીરનાં વિષ અને વ્યર્થ દ્રવ્યો લોહીમાંથી ખેંચી કાઢી બહાર ફેંકનાર અવયવ) લોહીની નળીઓમાં પણ બગાડો થાય છે. આમ શરીરનાં મુખ્ય ત્રણ અવયવોમાં વિકૃતિ ઉપજાવનાર આ વ્યાધિ છેવટે હૃદયનો હુમલો (૬૦ ટકા), મગજમાં નસ તૂટવી (૨૦ ટકા) ને કીડનીની નિષ્ક્રિયતા થતાં યુરેમીયમમાં પરિણમે છે. ને મોટા ભાગે પ્રાણહર નીવડે છે.

વ્યક્તિને વરસો સુધી લોહીનું ઊંચું દબાણ હોવા છતાંયે સ્વસ્થ ને તંદુરસ્ત દેખાય છે. વિમાની તપાસમાં કે અન્ય શારીરિક તપાસ દરમિયાન આ રોગ સહજ પકડાઈ આવે છે. બાકી શરૂનાં ચિહ્નોમાં અશક્તિ, જલદી થાક લાગવો ને કામકાજમાં હાંફ ચઢવાનું ધ્યાન ઉપર આવે છે. ચક્કર આવવા, માથાના ઓચીના ભાગનો દુખાવો, હાથપગમાં ઝંઝણી ચઢવી, વગેરે આ રોગના ભોગ થયેલાની મુખ્ય ફરિયાદ રહે છે. છાતીમાં દુખાવો ને હૃદયના ધબકારા ભય ભરેલાં ચિહ્નો હોઈ દરદી વિના વિલંબે દાક્તરની સલાહ લેવા પ્રેરાય છે. જોવાની શક્તિનો હ્રાસ કે આંખ આગળ 'તમરાં ઊડતાં દેખાવાં'નાં ચિહ્નો પણ જોવામાં આવે છે. ચિહ્નોનો પ્રકાર ને ઉગ્રતાનો આધાર રોગનાં સમય ને ઉગ્રતા ઉપર છે.

લોહીના ઊંચા દબાણને મટાડનાર કોઈ રામબાણ દવા હજી શોધાઈ નથી. સમય પુરતી રાહત આપનારી દવાઓ તો છે પણ આ રોગનાશ માટે તો શારીરિક અને માનસિક આરામ અત્યુપયોગી છે. અવારનવાર આખો દી પથારીમાં પડી રહેવું એ ઉપચારનું મહત્વનું અંગ છે. વર્ષમાં એકાદ માસ માટે ધંધાને પડતો મૂકી મનને શાંતિ આપે ને શરીરને તાજગી આપે એવા સ્થળે જવું હિતાવહ છે, રાતની શાંત નિદ્રા અને બપોરના ભોજન બાદ થોડો આરામ આવશ્યક છે. દરેક બાબતમાં અનિશયતા વર્જ્ય છે. ખોરાકની જેમ વિહારમાં પણ મિતાહારીપણું જાળવવું જોઈએ. ટૂંકામાં જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં મિતાહારી-પણાનો આદર્શ અપનાવવા જેવો છે અને તેને ચુસ્ત-પણે પાળવાની અત્યંતાવશ્યકતા છે. ઉન્મત્ત માનતં-તુઓને શાંત પાડવા કે રાતના સ્વસ્થ નિદ્રા માટે શામક દવાઓ લેવી જોઈએ.

પણ આ બધાના કરતાં વધારે જરૂર છે વિશિષ્ટ પ્રકારની જીવનદૃષ્ટિ કેળવવાની. મનને શાંત અને સ્વસ્થ રાખતાં શીખવું જોઈએ. વૃત્તિઓની ચંચળતા ઓછી કરવી જોઈએ. વાસનાઓ ઉપર સંયમ કેળવવો જોઈએ. મહાત્વાકાંક્ષાઓને મર્યાદિત કરવી જોઈએ. લોભ અને ક્રોધ ઉપર કાબુ આણવો જોઈએ. ટૂંકામાં ગીતાભાખ્યા ઉપદેશોને જીવનની દરેક પળે વર્તનમા ઉતારતા થવું જોઈએ

दुःखेष्वनुद्विग्नमनः सुखेषु विगतस्पृहः
वीतराग भयक्रोधः स्थितिध. ॥ (२–५६)
विहाय कामान्यः सर्वान्पुमांश्चरति नि.स्पृहः
निर्ममो निरहङ्कार स शान्तिमधिगच्छति ॥ (२–७२)

(દુઃખમાં ના ખિન્નતા; સુખની ના સ્પૃહા, રાગ, ભય અને ક્રોધથી રહિત; જે પુરુષ સર્વ કામનાઓનો ત્યાગ કરી સ્પૃહા મમતા ને અહંકારરહિત થઈને વિચરે છે તે શાંતિ પામે છે.) આ રીતે મનોશાંતિ પ્રાપ્ત કરનારને ચિંતા; આવેશ આદિ કદી પીડતાં નથી. જે રોગના મહદ્ કારણરૂપ છે, જે રોગને આગળ વધારનાર છે.

વળી બ્લડ–પ્રેશરનો વ્યાધિ જાણ્યા બાદ એ વિષે બહુ ચિંતા કરવા જેવું પણ નથી. આ રોગથી પીડાના ઘણા માણસો ઉપયોગી ને સુખી જીવન ગાળી

# 'ઑટોગ્રાફ'

બકુલ ત્રિપાઠી

'ઑટોગ્રાફ' લેવાનો કે આપવાનો અનુભવ લીધેલ પણ આ નિર્બંધિકામાં પોતાની જાતને ચોરીછુપીથી ઘૂસેલી જોશે. ગણ્યા ગાંઠ્યા નિર્બંધિકાકારોમાં શ્રી. બકુલ ત્રિપાઠી આગલી હરોળમાં આજે દેખાય છે. એમની આ નિર્બંધિકા પણ બધાને એટલી જ ગમી જાય તેવી રસપ્રદ અને રોચક બની છે.

ગયા લેખક–મિલન વખતે એક મજાનો અનુભવ થયો. અમે બેચાર મિત્રો વાતો કરતા ઊભા હતા ત્યાં એક ભાઈ આવ્યા.

'તમે લેખક છો?' એમણે મારી સાથેના એક અ-લેખક મિત્રને પૂછ્યું.

'ના' એમણે જવાબ આપ્યો,

'ને તમે?' આગંતુક ભાઈએ બીજા મિત્રને પૂછ્યું.

'ના' એ મિત્રે પણ એ જ જવાબ આપ્યો.

પેલા ભાઈના મોં પર નિરાશા છાઈ ગઈ.

'ત્યારે તમે તો લેખક છો ને?' એમણે છેવટે મને પૂછ્યું

'ના' મેં પણ પેલા મિત્રોની વાદે જણાવ્યું.

એ ભાઈ નિરાશ થઈને ચાલ્યા ગયા. થોડીવાર પછી એ પાછા આવ્યા.

'પેલા ભાઈ તો કહે છે કે તમે લેખક છો જ.'

'એમને ખબર નહીં હોય.'

'ના, ના, એમણે મને બરાબર તમારું નામ દઈને કહ્યું ને કે તમે લેખક છો, મોટા લેખક છો.'

'કંઈ ભૂલ થતી હશે' મેં કહ્યું.

'તમે કોઈ ચોપડી બહાર પાડી છે?'

'ના.'

એ ભાઈ જરા મુંઝાયા.

'તમે કયા છાપામાં લખો છો?' એમણે ફરી જરા ચિંતાતુર થઈને પૂછ્યું.

'હું લખું છું એની તમને ખાત્રી છે?' મેં જરા તોફાનમાં પૂછ્યું.

એ ભાઈ વિચારમાં પડી ગયા.

---

શકે છે. અમેરિકાની એક સંસ્થાએ આ રોગથી પીડાતા બે હજાર દરદીઓની તપાસ હાથ ધરી હતી. આમાંથી ચૂંટી કાઢેલા ત્રણસો દરદીઓની વિગતવાર નોંધ રાખવામાં આવી હતી, આમાં ૧૧ વર્ષથી માંડી ૮૫ વર્ષની ઉમ્મર સુધીના દરદીઓનો સમાવેશ થતો હતો. આમાંના કોક તો ૪૦ વર્ષ થયાં આ રોગથી પીડાતા હતા. વરસોના લાંબા ગાળા દરમિયાન નોખી નોખી સ્થિતિમાંથી પસાર થયેલા દરદીઓના રોગની સ્થિતિઓ ને ચિહ્નો જોયા બાદ દાક્તરો નિર્ણય ઉપર આવ્યા છે કે 'લોહીનું ઊંચું દબાણ ધારવામાં આવે છે એવો ક્રૂર ઝેરહર રોગ નથી.' આમાંથી ફક્ત પાંચ ટકા દરદીઓ ઉગ્ર અને વધતા જતા ચિહ્નોવાળાં 'મેલીગ્નન્ટ' પ્રકારના રોગની દશાના ભોગ બન્યા હતા.

ન્યૂ યૉર્કની મેટ્રોપોલિટિશિયન વીમા કંપનીએ ૨૪૧ હાઈપરટેન્શીવ વ્યક્તિઓની દશ વર્ષ સુધી તપાસ રાખી તપાસનું પરિણામ જાહેર કર્યું છે કે 'લોહીના ઊંચા દબાણવાળા ઘણા દરદીઓ લાંબુ અને રોગના ઉપદ્રવથી ચિહ્નો વિનાનું જીવન ગાળી શકે છે.'

આ અંગે જરૂર છે માત્ર ત્રણ બાબતોની : અવાર નવાર દાક્તરી તપાસ; ખાનપાન ને વિહારમાં (Moderation in life) મિતાહારીપણું અને મનને સ્વસ્થતા ને શાંતિ અર્પનાર અનાસક્ત જીવન જીવવાની કળા. युक्ताहार विहारस्य युक्त चेष्टस्य कर्मसु —આહાર વિહારમાં યુક્ત અને ચેષ્ટાઓમાં પણ યુક્તતા. આમાં 'ચેષ્ટા' શબ્દનો અર્થ વિશાળતામાં લેવાનો છે.

★





'તમારે અમારું શું કામ હતું ? લેખકોનો કંઈ ભોજન-સમારંભ ?' મેં છેવટે પૂછ્યું.

'કામ તો બીજું કંઈ નહી, આ ઓટોગ્રાફબુકમાં જેટલા લેખકો મળે એટલાના હસ્તાક્ષર લઉં છું એટલે મને થયું તમે લેખક હો તો તમારા પણ લઉં.' એમણે ખુલાસો કર્યો.

'પણ જેને તમે ઓળખતા નથી, જેનું લખેલું તમે કંઈ વાંચ્યું જ નથી, અરે, જે કંઈ લખે છે કે નહી તેની પણ ખબર નથી, એનાય તમે હસ્તાક્ષર માગો છો ?'

હસ્તાક્ષર આપતાં આટલી આનાકાની કરે એ મૂરખ માણસ સાચો લેખક હોઈ જ ન શકે એવી એમને ખાત્રી થઈ ગઈ હશે કે કેમ પણ એ એકદમ મને છોડીને બીજા એક, દેખાવ પરથી વધુ યોગ્ય રીતે લેખક જણાતા મિત્ર પાસે પહોંચી ગયા, 'તમે લેખક છો ?' મેના લેખકમિત્રે કંઈ કચકચ કર્યા વિના સહી કરી આપી, એટલે એ ઓટોગ્રાફ-સંગ્રાહક બીજા એક લેખક તરફ દોડ્યા.

અને આ રીતે જિંદગીમાં પહેલી જ વાર—અને કોણ જાણે છે કે આ છેલ્લી વાર પણ નહી હોય ?—મને મારા ઓટોગ્રાફ આપવાની તક મળેલી, શેક્સપિયરથી માંડીને તે સુન્દરમ્ કે ઉમાશંકર સુધીના સન્માનનીય સાહિત્યકારોની હારમાં ઊભા રહેવાની અણમૂલ તક માંડ મળેલી તેય મેં ખોઈ.

મહાપુરુષોના, નેતાઓના, અભિનેતાઓના કે સાહિત્યકારોના હસ્તાક્ષર લેવાનો શોખ આપણે ત્યાં ઠીક ઠીક પ્રચલિત છે. કોઈ નેતા કે લેખક ક્યાંક—ખાસ કરીને એ હમેશાં રહેતા હોય એથી બીજા શહેરમાં—ભાષણ કરે કે તરત એ પૂરું થતાં જ ઉત્સાહી હસ્તાક્ષર-શોખીનો એમની આસપાસ વીંટળાઈ વળે છે. 'હોબીઝ'માં કદાચ આના જેવી સસ્તી અને મજાની હોબી બીજી કોઈ નહી હોય.

'મહાત્માજી આ સ્થાને લખવા બેસતા' એમ સાંભળતાં જ એ જગ્યા તરફ પૂજ્યભાવથી આપણે જોઈ રહીએ છીએ. એવી જ રીતે મોટા લેખકોએ જે કલમથી લખ્યું હોય તે કલમ, કે એવી કોઈ યાદગીરીની વસ્તુને ઘણા ખૂબ હોંશથી પોતાની પાસે સાચવે છે. કર્નલ લીન્ડબર્ગ કે જેણે પહેલવહેલો વિમાનમાં આટલાંટિક પાર કર્યો એ તે જમાનાનો લોકપ્રિય 'હીરો' બની ગયેલો—અને તે એટલે સુધી કે એ ધોવા દેવા કપડાં આપતો ત્યારે ધોબીઓ એના બટન તોડી લઈ, 'લીન્ડબર્ગના બટન' કહીને મોંઘે ભાવે શોખીનોને વેચી દેતા ! મારો ધોબી દીર્ઘદૃષ્ટિવાળો હશે એટલે કે કોણ જાણે પણ એણે તો મારાં કેટલાંક કપડાં જ આખાં ને આખાં રાખી લીધાં છે એટલે અત્યારે મને લાગે છે હું પણ મહાપુરુષ તો ખરો !'

પણ મહાપુરુષોનાં આવાં સ્મરણચિહ્નો બધાંને નથી મળી શકતાં એટલે એ લોકો એમના હસ્તાક્ષર લઈને સંતોષ માનતા હશે. એક જમાનામાં હું પણ આવા હસ્તાક્ષર ભેગા કરતો હતો. મેં એવા ઘણા 'મહાપુરુષો'ના હસ્તાક્ષર લીધા છે કે જેમને હું ઓળખતો પણ ન હતો. કારણ એમાં ખરી મઝા તો આવતી હતી ભાષણ પૂરું થતાં જ સ્વયંસેવકોને ધક્કા મારી વ્યાસપીઠ પર ચડી જવાની અને નેતાઓની આસપાસ વીંટળાયેલા ટોળામાંથી રસ્તો કાઢી—એના નાક પાસે ડાયરી ધરી 'ઓટોગ્રાફ પ્લીઝ, ઓટોગ્રાફ પ્લીઝ' કરવાની ! આવા ટોળામાં ભળીને લેખકો કે નેતાઓને ગભરાવી મારવા એ ખરેખર એક આનંદદાયક પ્રવૃત્તિ છે. તમારે માનવું હોય તો માનજો અને ન માનવું હોય તો ગપ્પું ગણજો પણ એક નેતા પોતે ખૂબ ઉતાવળમાં હતા ત્યારે ચડી આવેલા હસ્તાક્ષરવાંચ્છુઓના ટોળાથી એટલા બધા ગભરાઈ ગયેલા કે એમણે દરેક જણની ઓટોગ્રાફ બુકમાં ઉતાવળથી લખી આપેલું, 'માફ કરજો, મને હસ્તાક્ષર આપવાનો વખત નથી.'

આવી ધમાલ મચાવી, ઇન્ડીપેન ગુમાવીને કે નેતાની ઇંડીપેન સાથે ઉપાડતા આવીને, ક્યારેક સહીને સ્થાને માત્ર આપેલું મેળવીને, અને એવી ને એવી

ધક્કામુક્કીમાંથી બહાર નીકળીને મિત્રો આગળ ગૌરવ અનુભવવાની મઝા ઑર હતી.

પણ એટલું જ નહીં, એ ઑટોગ્રાફબુક મને બીજી એક રીતે પણ બહુ ઉપયોગી થઈ પડેલી. મારા અક્ષર સારા હતા નહીં અને છે નહીં. ક્યારેક મને મારા ખરાબ અક્ષર માટે,—ખાસ કરીને ગાંધીજીએ કહેલું કે ખરાબ અક્ષર એ અધૂરી કેળવણીની નિશાની છે એ વાંચ્યા પછી—દુઃખ થતું. એ અસંતોષ દૂર કરી, એને સ્થાને 'ખરાબ અક્ષર તો આગામી મહાપુરુષત્વની નિશાની છે' એવી મારી દૃઢ માન્યતા પ્રગટાવવામાં આ ઑટોગ્રાફબુકે ઘણી મદદ કરી છે. મને ખરાબ અક્ષર માટે ઠપકો આપનાર વડીલોને પણ હસ્તાક્ષરો વાંચી બતાવી 'આટઆટલા મહાપુરુષો જુઓ, છે કોઈનાય અક્ષર સારા?' એમ કહીને હું મૂંગા કરી શકતો. હસ્તાક્ષરો ભેગા કરવા એ આમ એક મઝાની પ્રવૃત્તિ છે.

હસ્તાક્ષરોની ઘેલછાને લઈને હસ્તાક્ષર ભેગા કરનારને તો મઝા પડે છે જ પણ એ આપનારને પણ ઓછો આનંદ થતો હોય એમ હું માનવા તૈયાર નથી. હા, હસ્તાક્ષર આપનારની આસપાસ હસ્તાક્ષર-પ્રેમીઓનું ધક્કામુક્કી કરતું ટોળું વીંટળાયું હોય અને એ ટોળામાંથી બચી, બહાર નીકળવાનું હોય એ કાર્ય જરા ગભરામણ ઉપજાવે એવું છે ખરું. પણ એ ત્રાસના બદલામાં એમને અનેક સહીઓ કરવાનો લહાવો મળે છે એ ઓછી વાત છે? પોતાની સહી કરવાનો શોખ સૌને હોય છે. નિશાળની પાટલીઓ, કોલેજિયનોની નોટો અને ઑફિસરોના રાઈટીંગ પેડઝ આની સાબિતી પૂરી પાડે છે. પોતાનું નામ, વાંકી-ચૂંકી, ઊભી, આડી રીતે, ઝડપથી ધીમેથી ઘૂંટીને સારા અક્ષરથી, કે ઉતાવળથી જાણે કલાકમાં હજારો સહી કરવાની હોય એમ ખરાબ અક્ષરે, એમ જુદી જુદી રીતે આપણી સહી કરતાં આપણે ધરાતા નથી. કહે છે શેક્સપીઅર સુદ્ધાં નાટકનો થોડો ભાગ લખ્યા પછી બીજો ભાગ સૂઝે ત્યાં સુધી પોતાની પીંછાંવાળી કલમથી પેડ પર Shakespeare, Shakespeare, Shakespeare, Shakespeare, ઘૂંટ્યા કરતો હતો. જિંદગીના અંત સુધી એ નક્કી નહોતો કરી શક્યો કે પોતાની સહી કેવી રીતે કરવી. પોતાની બધી જ સહીઓ જોડે એ પ્રેમમાં હતો—અને એટલે એ એકેયને પસંદ નહોતો કરી શકતો. આમ પોતાની સહી ઘૂંટવી એ માનવસ્વભાવનું ખાસ લક્ષણ છે.

આપણે પણ ઘણીવાર બેંકમાં ખાતું ખોલીએ છીએ ત્યાં સુધી આવા પ્રયોગોમાં નથી ગૂંથાઈ રહેતા? જેણે પોતાની નોટમાં પોતાની પ્રિય સહી અનેકવાર લખી ન હોય એવા શિક્ષિત મનુષ્ય મળવા મુશ્કેલ છે. પોતાનું નામ લખવું એ સહેલું છે. પણ એને વિચિત્રરીતે લખવું, એ જરા મુશ્કેલ કામ છે. અને કૉલેજનાં વર્ષો દરમ્યાન બીજું શિક્ષણ ભલે આપણે નહીં મેળવતા હોઈએ. છટાદાર સહી કરવાની આવડત તો મેળવવા મથીએ છીએ જ. મેં કેટલાય મિત્રો જોયા છે કે જેમનામાં આમ કશું ન હોય, પણ એમની છટાદાર સહી જુઓ તો તમને એમ જ લાગે કે ભાઈ દિવસમાં હજારો સહી કરતા કોઈ બેંક-મેનેજર કે મિનિસ્ટર હશે.

લોકપ્રિય લેખક કે નેતા થવાના બીજા ગમે તે ગેર-ફાયદા હશે, પણ આ એક ફાયદો તો છે જ—અને તે સહીઓ કરવાનો લહાવો મેળવવાનો! ઇંગ્લૅંડ-અમેરિકામાં તો લેખકોને પોતાના ઑટોગ્રાફ દ્વારા ઠીક ઠીક કમાણી થાય છે. અમુક પાઉન્ડની ફી લઈને જ હસ્તાક્ષર આપવાનું નક્કી કરી બેઠેલો અને એ રીતે ખિસ્સાખર્ચી સહેલાઈથી મેળવી શકનાર લેખકો ત્યાં છે. આપણે ત્યાં એ રીતે ઑટોગ્રાફ માટે ધન લેવા ઉત્સુક લેખકો તો હશે પણ પૈસા આપીને ઑટોગ્રાફ લેનારા હૈયાફૂટાઓ પૂરતી સંખ્યામાં નહીં હોવાને કારણે એ ઉદ્યોગ પૂરતો ખીલ્યો નથી. મારું માનવું એમ છે કે ઑટોગ્રાફના બદલામાં મહાપુરુષોને આપણે પૈસા નહીં આપવા જોઈએ. આપણે એમને





છટાથી સહી કરવાની તક મફતમાં આપીએ છીએ એ ઉપકાર જ ઓછો છે?

ઘણા લોકોને માત્ર સહી મેળવવાથી સંતોષ નથી થતો. એ માગે છે સહી ઉપરાંત 'સંદેશો'! 'જરા આપની સહી આપશો? અને ઉપર કંઈક લખજો પણ ખરા હોં' એવું ઘણીવાર સાંભળવા મળે છે. કો'ક વાર એ સંદેશા બહુ મઝાના હોય છે. મારી ઑટોગ્રાફ-બુકમાં બેત્રણ સંદેશા ખરેખર સરસ છે. એક તો શ્રી. ધનસુખલાલ મહેતાનો, 'Play the game of life with a straight bat and as perfect cricket.' અને બીજો શ્રી. મુરલી ઠાકુરનો 'હૈયા જેવો સાથ, માનવી તુજને ક્યાં મળે? જેને તું ઠગતો રહે, શાતા તુજને શેં વળે?'

આવા સંદેશા લેવામાં સહેજ ભેજું દોડાવીએ તો મઝા આવે એવી પરિસ્થિતિઓ ઊભી કરી શકાય. દાખલા તરીકે એક લેખકનો સંદેશો લઈ એની સામે જ એના વિરોધી લેખકનો સંદેશો લેવાનો પ્રયોગ કરવા જેવો છે. આપણે ત્યાંના બે સાહિત્યકારો કે જે હંમેશા એકબીજા જોડે બાખડતા જ રહ્યા છે એમાંના એક જણની સહીવાળા પાનાની સામે, બીજાની સહી લેવા જતાં મને એમના હસ્તાક્ષરમાં સંદેશો મળ્યો છે, 'આવાઓના હસ્તાક્ષર સામે મારા હસ્તાક્ષર લેતાં શરમ નથી આવતી?' હમણાં આવી જ એક બીજી વાત પણ મેં ક્યાંક વાંચી. ઉર્દૂ ભાષાના બે સાહિત્યકારો હતા. એક હતા લાલ બિરાદર, ધમધમતી અંગાર સમી વાણીમાં ગરીબોના ગીતો લખનારા. પણ એમનાં પત્ની એમના કહ્યામાં નહોતાં રહેતાં. બીજા લેખક હતા જરા મીઠી મજાક કરી જાણનારા. એક જણે પહેલા લેખકનો સંદેશો માગ્યો અને એમણે ઉત્સાહમાં આવીને લખી આપ્યું, 'અપને કદમે લિખના સીખો!' પછી સામે જ પેલા બીજા સાહિત્યકારે સંદેશો લખી આપ્યો, 'અપની બહુમે રખના સીખો!'

હું સમજી શકું છું કે ઓચિંતા જ સંદેશાની માગણી થતાં ઑટોગ્રાફ આપનારાઓને કેવી મૂંઝવણ થતી હશે. આથી જ કેટલાક લોકો માત્ર, 'હંમેશાં સત્યને વળગી રહો' અથવા 'જય જય ગરવી ગુજરાત' કે 'આગે બઢો યુવાનો' જેવું કંઈક લખી આપે છે! સરસ સંદેશાઓ કરતાં આવા 'કોપીબુક' સંદેશાઓની સંખ્યા વધી જાય છે. પણ એમ તો જેને પોતાના સિવાય ભાગ્યે જ કોઈ મહાન ગણતું હોય એવા મહાન લઘુ-પુરુષોની સહીઓની સંખ્યા, સાચા મહાપુરુષોની સહીઓની સંખ્યા કરતા વધી જાય એવું પણ બને છે. આમ છતાં એકંદરે ઑટોગ્રાફ-બુકમાં થતો જીવનના લેખકો, નેતાઓ, અભિનેતાઓ અને ભુલમાં કે અજાણમાં ઘૂસી ગયેલા 'કશું નહીં' આનો શંભુમેળો આપણને બે ઘડી આનંદ આપી જાય છે એ ચોક્કસ.

મને શોક થાય છે કે તે દિવસે મારો ઑટોગ્રાફ આપીને હું એવા શંભુમેળામાં ભળ્યો નહીં. પણ વિચાર એ આવે છે કે કદાચ મેં ઑટોગ્રાફ આપવાનું કબૂલ કર્યું હોત અને પેલા દોસ્તે મારો સંદેશો માગ્યો હોત તો હું શું લખત?

હું તો લખત, 'ઑટોગ્રાફ માગવા એ નરી મૂર્ખાઈ છે'. જગ્યા વધી હોત તો ઉમેરત, 'ઑટોગ્રાફ આપવા એ એથીય મોટી મૂર્ખાઈ છે'.

અને પછીય કોરી જગ્યા રહી હોત તો વળી ઉમેરત, '...પરંતુ એ બન્ને મૂર્ખાઈઓ આનંદદાયક હોવાથી આપણે સૌએ આચરવા જેવી છે!'



---

સ્થળ-સંકોચને લીધે આ વખતે ચાલુ વિભાગના બે લેખો 'સર્વોદય કે સામ્યવાદ?' અને 'સર્જનના રાહે' આપી શકાયા નથી.

—સંપાદક

# સિલેનિયમ :

ડૉ. નરસિંહ મૂ. શાહ

> અહીં એક એવી ધાતુનો પરિચય આપવામાં આવ્યો છે કે જે ધાતુનું નામ બહુ જૂજ જ જાણતા હોય. વિજ્ઞાન કૂદકે ને ભૂસકે આગળ વધે છે ત્યારે આ જાતની માહિતી આપણે મેળવવી જ રહી. રોજેરોજની વપરાશની ચીજો આપણને આ લેખના એ વિષયના નિષ્ણાત લેખક પાસેથી મળતી રહે એ જરૂરી છે.

ઑક્સિજન, ગંધક, સિલેનિયમ, ટેલ્લુરિયમ અને પોલોનિયમ—આ પાંચ મૂળતત્ત્વો સમાનગુણધર્મી હોઈ તેમને એક સમૂહમાં મૂકવામાં આવે છે યા તેમનું એક કુટુંબ ગણાય છે. આ બધાં ગંધક યા ઑક્સિજન સમૂહનાં અંગો છે. તેમાંનાં પહેલાં બે અતિપરિચિત છે. સમૂહનો પ્રથમ સભ્ય ઑક્સિજન આપણા જીવનમાં એટલો બધો મહત્ત્વપૂર્ણ ભાગ ભજવે છે કે એના વિના આપણું અસ્તીત્વ અશક્ય થઈ જાય. આપણું જીવન એના પર નિર્ભર છે. ધારો કે ઑક્સિજન મળતો બંધ થઈ જાય તો આપણો શ્વાસોચ્છ્વાસ અટકી જાય અને જિંદગી પૂરી થાય. એટલે એને પ્રાણવાયુ તરીકે ઓળખવામાં આવે છે. એને લગતી માહિતી સામાન્યતઃ સુવિદિત છે.

ઑક્સિજન કુટુંબનુ બીજું મૂળતત્ત્વ ગંધક. એના વિષેની માહિતી તો ઘણા જૂના કાળથી મળી આવે છે. વ્યવસ્થિત વિજ્ઞાનને માર્ગે રસાયણશાસ્ત્ર વિકસ્યું તે અગાઉના કાળના છેક જૂના કીમિયાગરોનાં ત્રણ મૂળતત્ત્વોની ત્રિપુટી( મીઠું, ગંધક અને પારો )માં ગંધકને સ્થાન હતું. ત્રાંબાના ગુણને ગંધક મારે છે એ ઉપરથી તેને માટેનો અંગ્રેજી શબ્દ સલ્ફર યોજાયો હોય એમ લાગે છે: કેમ કે સંસ્કૃત શુલ્વારિ એટલે ત્રાંબાનો દુશ્મન, એ ઉપરથી ' સલ્ફર ' થયું લાગે છે. મહાન ફ્રેન્ચ વૈજ્ઞાનિક લવાયઝિયરે ૧૭૭૭ માં પૂરવાર કરી બતાવ્યું કે ગંધક એક મૂળતત્ત્વ છે. આપણી આજની સંસ્કૃતિમાં ગંધકને અગત્યનું સ્થાન છે એમાં વિવાદને સ્થાન નથી. રસાયન-ઉત્પાદક ઉદ્યોગમાં ગંધકનો તેજાબ—સલ્ફ્યુરિક ઍસિડ અગ્રે આવે છે. આ ઉપરાંત ગંધકના તેજાબના ઉત્પાદન પરથી આંકવામાં આવે છે. આ ઉપરાંત ગંધકવાળાં અનેક સંયોજનો આપણા રોજિંદા જીવનમાં વપરાશમાં આવે છે. આવા અતિ જૂના અને ઉપયોગી ગંધકના નાના સહોદર જેવું મૂળતત્ત્વ છેક ઓગણીસમી સદીના બીજા દશકાના અંતસુધી અજ્ઞાત હતું. આ મૂળતત્ત્વ એટલે સિલેનિયમ—ગંધક કુટુંબનું ત્રીજું મૂળતત્ત્વ : આધુનિક સંસ્કૃતિની ખીલવણીમાં અદ્ભુત હિસ્સો આપનાર મૂળતત્ત્વ છે.

મોટા જથ્થામાં સલ્ફ્યુરિક ઍસિડ બનાવવા માટે પ્રચલિત બે રીતોમાંની એક 'લેડ ચેમ્બર' (સીસાનો ઓરડો) રીતમાં એ ચેમ્બરોમાં જ કચરો એકઠો થાય છે, તેમાંથી આ મૂળતત્ત્વ છૂટું પાડવામાં ૧૮૧૭ માં મહાન રસાયનિક બરઝીલિયસ ફળીભૂત થયો. ગ્રીક શબ્દ સિલેને એટલે ચંદ્ર એ ઉપરથી તેનું નામ સિલેનિયમ પાડવામાં આવ્યું.

જાપાનમાંથી મળી આવતા કુદરતી ગંધકના કેટલાક નમૂનાઓમાં આ મૂળતત્ત્વ મળી આવે છે. તેના અનેક સંયોજનો ભૂગર્ભમાંથી નીકળે છે. સીસું, ત્રાંબુ, પારો અને રૂપાની સાથે સંયોજિત અવસ્થામાં સિલેનિયમ મળી આવે છે. આ પદાર્થો સિલેનાઈડો કહેવાય છે. આ બધાં ખનિજો સામાન્યતઃ ગંધકિત ખનીજો સાથે થોડા પ્રમાણમાં હોય છે. એટલે સિલેનિયમના ખનીજ મુખ્ય ખનીજ તરીકે કાઢવામાં આવતા નથી. પાઈરિટીઝ નામના ગંધકવાળા ખનીજોની અનેક જાતોમાંથી સિલેનિયમ મળી આવે છે. આ પાઈરિટીઝ ગંધકનો તેજાબ બનાવવા માટે વપરાતા હોવાથી એ ક્રિયામાં સિલેનિયમ આડપેદાશ તરીકે છે. લેડ ચેમ્બરમાં જે કચરો પડી રહે છે તેમાં સિલેનિયમ હોય છે. રાતા રંગના ભૂકા તરીકે તેને જુદું પાડવામાં આવે છે. વસ્તુતઃ દુનિયાની સિલેનિયમની કુલ પેદાશ કૅનેડા અને અમેરિકાના ત્રાંબુ સાફ કરવાનાં કારખાનાંમાં





પૂરી પાડે છે માત્ર થોડો ભાગ સલ્ફ્યુરિક એસિડની બનાવટમાં મધ્યમ બાળવાની ભઠ્ઠીઓના ધુમાડામાંથી એકઠો કરવામાં આવે છે

સિલેનિયમ એક અજબ ધાતુતત્ત્વ છે બીજાં બધાં ધાતુ તત્ત્વોમાંથી એકમાત્ર તરીકે તે તરી આવે છે તેના કેટલાક ઉપયોગો ખૂબ આકર્ષક છે ભય માટે લાલ સિગ્નલમાં વપરાતો લાલ રંગનો કાચ બનાવવામાં તેનો ઉપયોગ થાય છે એ ઉપરાંત, કાચમાં આવેલ લોહને લીધે પેદા થયેલ સામાન્ય લીલા રંગના કાચમાંથી એ રંગીન અસર કાઢી નાખવા—તેને રંગવિહીન બનાવવા તેનો ઉપયોગ થાય છે મેન્ગેનીઝ ડાયોક્સાઈડ આ કામ માટે પહેલાં વપરાતો હવે એની જગ્યા સિલેનિયમ લેવા માંડ્યું છે રબરના વલ્કેનાઈઝીંગમાં ચર્મ–ઔષધની બનાવટમાં રંગ અને ફોટોગ્રાફીમાં વપરાતા પદાર્થોની બનાવટમાં સિલેનિયમના સંયોજનો ઉપયોગમાં આવે છે રાતા ઈનેમલ અને ગ્લેઝિંગની બનાવટમાં પણ હવે સિલેનિયમનો ઉપયોગ વધતો જાય છે બેકેલાઈટ અને બીજા એવા પદાર્થોનું આવરણ રચવા માટે પણ સિલેનિયમના સંયોજનો વપરાતા લાગ્યા છે કેબલ(તાર)ને ફાયરપ્રૂફ બનાવવા માટે પણ આ સંયોજનો ઉપયોગમાં લેવાય છે

સિલેનિયમ અને તેના સંયોજનોના આ બધા ઉપયોગો ઉપરાંત સિલેનિયમનો ઉપયોગ સિલેનિયમ બેટરી સેલની બનાવટમાં થાય છે આ ફોટો–ઇલેક્ટ્રીક સેલ કહેવાય છે આ સાધને કેટલીક અસંભવિત લાગતી કરામતોની બનાવટ શક્ય બનાવી છે રંગ અને ચિત્રો તાર વાટે મોકલવાનું શક્ય બન્યું છે ટેલીવિઝનની શોધમાં સિલેનિયમનો હિસ્સો અતિ મહત્ત્વપૂર્ણ છે સિનેમામાં ચિત્રોની સાથે તેમના અવાજોનું રેકોર્ડીંગ વાણી ગાનની શક્ય રચના આ સિલેનિયમને આભારી છે શહેરોમાં મ્યુનિસિપલ બત્તીઓ આપમેળે સળગે અને બુઝાઈ જાય દરિયામાં સબમરીન ભોગ, ઈલેક્ટ્રીકલ સિગ્નલ, ધાડપાડુઓ ઘરમાં પ્રવેશે ત્યારે ભયસૂચક એલારામ, સ્પર્શ કર્યા વિના બારી બારણાં ઉઘાડવાં વગેરે કરામતોમાં સિલેનિયમ સેલનો મહત્ત્વપૂર્ણ હિસ્સો છે

આંધળો માણસ પોતાના કાનવડે વાંચી શકે એવા સાધન 'ઓપ્ટોફોન'ની રચનામાં પણ આ સિલેનિયમ સેલ આવે છે શરતમાં વિજેતા સૌ પ્રથમ દોરીને અડકે અથવા ઘોડદોડની રઈસો—શરતોમાં વિજેતા ઘોડો વિજય સ્તંભ પાસેથી પસાર થાય એ ક્ષણ બરાબર નોંધવાની કરામતમાં સિલેનિયમનો ઉપયોગ થાય છે કારખાનાઓની ચીમનીઓના ભૂંગળામાંથી નીકળતા ધુમાડાની વિશિષ્ટ ઘનતા માપવા માટે વપરાતા સાધનોમાં પણ આ ઉપયોગી છે

આ બધી કરામતો સિલેનિયમના એક અદ્વિતીય ગુણ પર આધાર રાખે છે સિલેનિયમ ઉપર પ્રકાશનું કિરણ પડે એટલે એ સામાન્ય પ્રકાશની તીવ્રતા(intensity)ના પ્રમાણમાં તેનું વીજ પ્રતિરોધ (electrical resistance) વધતું ઓછું થાય છે એટલે સિલેનિયમ સેલ વડે જ્યાં કરામત ગોઠવી હોય ત્યાંથી કાંઈપણ પસાર થાય તો તુરત ખબર પડી જાય છે ૧૮૭૩માં ડબલ્યુ સ્મિથે આ શોધ કરી હતી પ્રકાશના રાતા ને નારંગી રંગના કિરણો આ પ્રકારમાં ખૂબ ક્રિયાશીલ માલુમ પડ્યા છે

એવા ઘણા પદાર્થો છે કે જેમના અણુઓમાંથી વિદ્યુતકણો (electrons) સહેલાઈથી છૂટા પડે છે એટલે એ બધા વીજળીના સુવાહક છે પણ સિલેનિયમની વિશિષ્ટતા એ છે કે તેમાંથી અંધકારમાં વિદ્યુતકણો સહેલાઈથી છૂટા પડતા નથી પરંતુ પ્રકાશ હોય તો જ તે ક્રિયા થાય છે એટલે સિલેનિયમ સેલ પર પડતા પ્રકાશના કિરણો માર્ગમાં વચ્ચે કોઈ વસ્તુ આવે તો તેનો પડછાયો તેના વીજ-પ્રતિરોધમાં ફેર પેદા કરે છે આ ફેરફાર નોંધવાની કરામત ગોઠવીને અનેક સાધનો આપણા રોજિંદા જીવનમાં ઉપયોગી બન્યા છે ઉપર વર્ણવેલી સર્વે કરામતોમાં આ સિદ્ધાંત મુખ્ય ભાગ ભજવે છે

# ત્રિવેણી સંગમ

જયંતિ દલાલ : રાજુ પરીખ

મૂળ અંગ્રેજી કથાનું વસ્તુ અને વિચાર લઈને લખાયેલું આ ગુજરાતી લખાણ લખનાર જોડિયા લેખકો નાનકડી છતાં સુંદર વાત આપી શક્યા છે. પર-સાહિત્યમાંથી ઘણુંઘણું આ રીતે આપણે મેળવી શકીએ એ આવકાર્ય જ હોય ને ?

હા, તે ચિત્રકાર હતો. મહાસૌન્દર્યના પ્રતીક સમાં કેટલાંયે ચિત્રોનો તે સર્જક હતો. એકથી એક ચડિયાતાં અનેક સુંદરતમ્ ચિત્રો તેણે સર્જ્યાં હતાં. છતાંયે તેના મનમાં હજુ એક અસંતોષ હતો, એક અભિલાષા હતી, એક મહત્ત્વાકાંક્ષા હતી. અને તે એ કે—એક एकमेवाद्वितियम् રચનાની, અત્યુત્તમ સર્જનની.

એક દિવસ તે ચિત્રકાર રાજમાર્ગ છોડી રેતાળ માર્ગ પર ચાલી રહ્યો હતો ત્યાં જ તેને એક વયોવૃદ્ધ ધર્મગુરુનાં દર્શન થયાં. ધર્મગુરુએ તેને પ્રશ્ન કર્યો: 'ક્યાં જઈ રહ્યો છે બેટા!'

'એ તો મને પણ ખબર નથી!' ચિત્રકારે સહજભાવથી કહી દીધું, 'હું જગતની સર્વશ્રેષ્ઠ વસ્તુની અપૂર્વ કલાકૃતિ અંકિત કરવા ચાહું છું. જો આપ કંઈક માર્ગદર્શન કરો તો મારું અહોભાગ્ય!'

'ઓહ! એ તો તદ્દન સીધી સાદી વાત છે' ધર્મગુરુએ કહ્યું: 'બેટા! તું કોઈપણ મંદિર કે મઠમાં જા તો તને વિશ્વાસ થશે કે શ્રદ્ધા—એકમાત્ર શ્રદ્ધા, જગતની સર્વશ્રેષ્ઠ વસ્તુ છે.'

પરંતુ ચિત્રકારનું કંઈ મન માન્યું નહિ. તે આગળ વધ્યો. આગળ જતાં તેને યૌવનના આંગણે આવી પહોંચેલ એક સુંદર યુવતી મળી. ચિત્રકારે તે યુવતીને પૂછ્યું: 'હે સુંદરી! તું મને બતાવી શકીશ કે જગતમાં સર્વશ્રેષ્ઠ વસ્તુ કઈ છે?'

'પ્રેમ' યુવતીએ તરત જ જવાબ આપ્યો, 'હા, ફક્ત પ્રેમ જ આ જગતની સર્વશ્રેષ્ઠ વસ્તુ છે. પ્રેમ નિરાકારને સાકાર બનાવી શકે છે. પ્રેમ આંસુઓમાં પણ માધુર્ય પ્રવાહિત કરી શકે છે. પ્રેમ વિના તો આ જગત કુરૂપતાના ખજાના સમાન છે!'

આટલાથી પણ ચિત્રકારની જિજ્ઞાસાવૃત્તિ સંતુષ્ટ ન થઈ. તે આગળ વધ્યો અને એક સૈનિકને મળ્યો. તેણે તેને તે જ પ્રશ્ન પૂછ્યો. પ્રત્યુત્તરમાં સૈનિકે કહ્યું: 'શાંતિ—એ જ જગતની સર્વોત્તમ વસ્તુ છે. યુદ્ધથી માનવ અને માનવતાનો નાશ થાય છે. જ્યાં શાંતિ છે ત્યાં સૌન્દર્ય પણ છે.'

'શ્રદ્ધા, પ્રેમ અને શાંતિ, આ બધાંને કેવી રીતે—ક્યાંથી મેળવી શકું?' ઉદાસભાવે ચિત્રકાર વિચારવા લાગ્યો. અને થોડી વાર પછી પોતાના ઘર તરફ ચાલી નીકળ્યો.

ઘરમાં પ્રવેશ કરતાં જ તેને તેની ઇચ્છિત વસ્તુ મળી ગઈ! જગતના સર્વોત્તમ સર્જન માટેની વસ્તુ તેને તેના ઘરમાં જ મળી ગઈ!!

ખિલખિલાટ કરતાં તેનાં બાળકોની આંખોમાં શ્રધ્ધા ચમકારા મારતી હતી. તેની અર્ધાંગિનીના સ્મિતમાં પ્રેમનો અભિનવ પ્રકાશ હતો. અને પેલા સૈનિકે શાંતિ સંબંધી જે કંઈ કહ્યું હતું તે તો ઘરમાં કેટલાયે સમયથી અડ્ડો જમાવી બેઠી હતી.

અને તે ચિત્રકારે જગતની સર્વશ્રેષ્ઠ વસ્તુનું અત્યુત્તમ ચિત્ર બનાવ્યું. અને … …!

તેણે તે ચિત્રનું શિર્ષક આપ્યું—'શ્રધ્ધા, પ્રેમ અને શાંતિનો ત્રિવેણી સંગમ — ઘર!'

---

આટલા બધા વ્યવહારુ ઉપયોગો છતાં સિલેનિયમની દુનિયાની વાર્ષિક પેદાશ માત્ર ૩૦૦ ટન છે એ ખાસ નોંધપાત્ર છે. સિલેનિયમ હવામાં બળે છે ત્યારે વાદળી જ્યોત નીકળે છે અને સડેલા મૂળાની ગંધ આવે છે, એ તેને પારખવાની રીત છે.

★

# પક્ષીઓનું માર્ગદર્શન

પ્રદ્યુમ્ન કચનરાય દેસાઈ

આ સચરાચર જગતમા અનેક જીવોનો વાસ છે એમા પક્ષીઓ પણ એક મોટો હિસ્સો ધરાવે છે પક્ષીઓ વિષે આપણે ખૂબ ઓછુ જાણતા હોઈએ છીએ આ લેખમા પક્ષીઓ પોતાના માર્ગોની કેવી રીતે પસંદગી કરે છે એ બાબત ગુજરાતના જાણીતા પક્ષી-વિશારદ પોતાના અભ્યાસના નીચોડ જેવુ તારણ આપીને સમજાવે છે

દરેક સપ્ટેમ્બર ઓક્ટોબર માસમા વનો ગામના પાદર અને આગણા નવા પક્ષીઓની ફેરથી શોભી રહે છે તે બધા ઉત્તર તરફથી દક્ષિણ તરફ જતા હોય છે તેમા કેટલાક તો ગામના જાય અને બીજા કેટલાક પોતાની મુસાફરી ઉતાવળે પૂરી કરવા મથતા હોય છે તો વળી તેમની કેટલીક જાત તો મોજથી ધીરે ધીરે દક્ષિણ તરફ જતી જાય છે એવી જાતો તો ઘણી થોડી હોય છે કે જેઓ પોતાની યાત્રા એક ઉડાનમા પૂરી કરતા હોય છે તેમા કેટલાક પોતાની યાત્રાનો રસ્તો દક્ષિણ પૂર્વનો પસંદ કરેલો હોય છે તો વળી કેટલાક દક્ષિણ-પશ્ચિમનો માર્ગ ગ્રહણ કરેલો હોય છે જ્યારે કેટલાક તો પોતાના ઉડાનની દિશા અડધે રસ્તે આવી બદલે છે તો જેટલી પક્ષીઓની જાતો એટલા એના મુસાફરી માર્ગો છતા તેમા કેટલાક ધોરી માર્ગો છે કે જે માર્ગો ઘણી જાતના પક્ષીઓ પોતાની યાત્રા માટે વાપરે છે

આ ધોરી માર્ગો કેવી રીતે વિકાસ પામ્યા તે જોવુ જરૂરી છે કેટલાક પક્ષીઓ જે અમુક જગ્યામા વસતા હોય કે જ્યા તેઓની જરૂરીયાતો અને ખાસી યતને અનુકૂળ વાતાવરણ મળતુ હોય આવા પક્ષીઓને જોઈએ તેવા અનુકૂળ સંજોગો મળતા અને સર્વરીતે મનપસંદ વાતાવરણ દેખાતુ જાય તેમ તેમ તેઓ પોતાની રહેવાની જગ્યામા વસવાટ શરૂ કરે છે આવા પક્ષીઓને શિયાળાની અસર ઓછી થાય છે એટલે એવા પક્ષીઓને સ્થળાન્તર કરવાનો સમય ચોક્કસ નથી હોતો એ બધા તો જ્યાસુધી પેટપુરણુ ખોરાક મળી રહે ત્યાસુધી ત્યાથી ખસતા નથી જો સખત ઠંડીમા પણ જોઈતો ખોરાક જડી રહે તો તેઓને સ્થળાન્તરની જરૂર દેખાતી નથી આવા પક્ષીઓને ઓળખવા માટે તેઓને રખડુ પક્ષીઓ કહીશુ જેઓ વિશે આગળ ઉપર વાત કરીશ

ઉ૨ તા યા એ તો ગીચ વનોમા વસવાટ કરવા વાળા પક્ષીઓ હતા જ્યારે ખુલ્લા રેતાળ રણમા વસનારા પક્ષીઓ, જ્યારે વનો કપાઈને સપાટ મેદાન થઈ જાય છે ત્યારે તેઓમાના પોતાનુ રહેઠાણ છોડીને ત્યા વસવા આવી જાય છે

આ બન્ને પ્રકારના પક્ષીઓએ પોતાને અનુકૂળ રહેઠાણ થઈ જવાથી જગ્યા-બદલી કરી કારણ કે માણસોએ તે ભાગોની તાસીર જડમૂળથી ફેરવી નાખી પણ પ્રકૃતિ જે ફેરફાર કરે છે તે બધા ઘણા ધીરા અને તે એટલા બધા ધીરા કે કદાચ આપણા જીવનમા તે ફેરફાર જોઈ પણ ન શકીએ મોટા સરોવરો સુકાઈ ત્યા પુરાણ કરી નાખે ત્યા વનો કાંટા કે ખેતરો બની જાય અને વખત જતા અદૃશ્ય પણ થઈ જાય નદીઓ પોતાના વહેન બદલે અને મોટા ઊંચા પર્વતોની ઊંચાઈ વધે એ તો બધુ સીનેમાની ફિલ્મમા થાય એમ આખા જીવનનો ઇતિહાસ બે કલાકમાં પૂરા કરી નાખે એવી વાત છે એવી જ રીતે આપણા દેશના ઇતિહાસનુ એક હજાર વરસનુ ચિત્ર જોઈએ તો શુ બની ગયુ છે તે ખબર પડે અને એ બનાવો જોઈ આશ્ચર્યમા ડૂબી જઈએ એમા સરોવરો દેખાય અને પાછા અદૃશ્ય થઈ જાય—એવી રીતે કે વરસાદનો છાંટો તપેલા ચોકમા જેમ અદૃશ્ય થાય તેમ અને એથી પણ પાછળનો વિચાર લઈએ તો હજુ હિમકાળ હોય તેમા ધીમે ધીમે બરફ સરતો હોય અને ઓગળતો હોય આ બધા ફેરફારોએ પક્ષીના સ્થળાન્તરના માર્ગો ઉપર અસર કરી છે કે જે માર્ગો હાલ પક્ષીઓ ઉપયોગમા લે છે

એક વખત એપ્રિલ માસની શરૂઆતમા હુ એક નાના



એવા પાણી ભરેલા નદીના વહેનમાં પડેલા ખાડા પાસેથી પસાર થતો હતો. એ ખાડા ઉપર થઈ તારના દોરડા જતાં હતાં તે દોરડાં ઉપર દોઢથી બે હજાર અબાબીલ (Swallows) જમા થયાં હતાં. તેમાં કેટલાંક ઊડતાં ફરતાં હતાં અને બાકીનાં તાર ઉપર પડખે પડખે અડકીને બેઠાં હતાં. તેઓનું અવલોકન કરતો હું ઊભો રહ્યો અને વિચાર્યું કે આ પક્ષીઓને હવે પાછા જવાનો સમય ભરાઈ ગયો છે અને પોતાના વતનનો સાદ બચ્ચાં ઉછેરવા માટે સાંભળી રહ્યાં છે. અબાબીલ પોતાનો ખોરાક—જે મચ્છર માખી અને એવી ઊડતી ઝીણી જીવાતનો છે તે—ઊડતાં ઊડતાં જ પકડે છે. હવામાં ગેડા મારતાં અને આરામ લેતાં પોતાની ઉત્તરા ખંડની યાત્રાની તજવીજમાં દેખાતાં હતાં. અબાબીલ દિવસે જ મુસાફરી કરે છે. એમાં એક પંથ અને દો કાજ થઈ જાય છે. ઊડતાં જાય અને પોતાનું પેટ ભરતાં જાય. કારણ કે તેઓ સીધાં ઊડતાં નથી પણ હવામાં ગોળગોળ ફરતાં ઊડતાં જાય. પેટની પૂજા પણ હવામાંથી ઊડતી જીવાત પકડીને કરતાં જાય. અને પોતાનો ઉત્તર પશ્ચિમનો માર્ગ કાપતાં જાય છે. બનતાં સુધી જમીનનો માર્ગ વધારે તેજ હોઈ તેઓ દરિયા ઉપર ઊડતા અચકાતાં નથી. અબાબીલની ઊડવાની ગતિ કલાકના એક સો માઈલ ઉપર નોંધાઈ છે એટલે પાંચ છ કલાકના સમય દરમિયાન પાંચસો–છસો માઈલનો પંથ સહેલાઈથી કાપી નાખે છે. એવી રીતે જે સ્થળાન્તરીઓ દિવસના ભાગમાં સફર કરે છે એ જમીનનો રસ્તો લે છે. કારણ કે કાંઠે ઊડે તો મધ્ય દરિયા કરતાં ખોરાક વધારે જડે. આ બધાં સ્થળાન્તરીઓ એવાં ઊડવાવાળાં છે કે સો બસો માઈલનો તફાવત તેઓને વધારેપડતો લાગતો નથી.'

કેટલાંક ઝીણાં પક્ષીઓ જેઓ દરિયાનો માર્ગ લે છે તે બધાં રાતની મુસાફરી કરવાનું પસંદ કરે છે. છતાં એમ કહી શકાય કે રાતનાં સફર કરે એટલે પછી દરિયાનો રસ્તો લે કે જમીનનો તેમાં બહુ તફાવત પડતો નથી. દિવસે તેઓ આરામ કરે અને દાણો પાણી ખાઈ લે છે અને સાંજ થતાં પાછાં પોતાની સફર શરૂ કરી દે છે. વધારે ભાગનાં ઝીણાં પક્ષીઓ એક બીજાનો સંગાથ શોધી ઊડે છે તેમાં કેટલીક વખતે થોડાંક જ પક્ષીઓ હોય તો વળી કેટલીક વખત સેંકડોની સંખ્યા સાથે મળી સફર કરે છે.

એક વખત એવું માનવામાં આવતું કે સ્થળાન્તરી પક્ષીઓ બહુ ગજબ ઊંચે ઊડતાં હતાં. કારણ કે ઊંચે ઊડવામાં ખાસ ફાયદો હતો. તેમાં જમીનમાં નિશાન નક્કી કરી શકાય, હવાના દબાણને ઓછું કરી શકાય અને એવાં બીજાં અનેક કારણો હતાં. આધુનિક જમાનામાં જો કે એ જોઈ શકાયું છે કે સ્થળાન્તરી પક્ષીઓ જ્યાં ઊંચા પર્વતો વટાવવાના ન હોય ત્યાં તેઓ ૧૩૦૦ ફીટ અને બહુ થોડા દાખલામાં ૩૦૦૦ ફીટની જમીનથી ઊંચાઈએ ઊડે છે. જે પક્ષીઓ દરિયાની સપાટી ઉપર સફર કરવાનું પસંદ કરે છે તેઓ તો વળી તેનાથી પણ નીચે ઊડે છે. કારણ કે તેઓને વચ્ચે કોઈ પણ જાતની નડતરનો સામનો કરવો પડતો નથી.

પક્ષીઓની વરસમાં બે વખત થતી મુસાફરી—એક આવવાની અને બીજી જવાની—તેમાં તેઓ નદીઓની ખીણોને પોતાના ધોરી માર્ગ તરીકે વાપરતાં માલુમ પડ્યાં નથી કે જેને માટે એવી માન્યતા હતી અને કહેવામાં પણ આવતું હતું. છતાં અત્યારે તેઓ હિમાલયનાં શિખરો ઉપર થઈ ઊડતાં હોય છે તે પુરવાર કરવા માટે ઘણા દાખલા મળી રહે છે. કારણકે એ રીતે ઉપરથી ઊડવામાં પક્ષીઓ પોતાની મુસાફરીનો માર્ગ ઘણો ટૂંકો કરી શકે છે. સ્વેન હેડીંન નામના મુસાફરે તીબેટમાં ફરતાં સિંધુ નદીના મૂળ પાસે સ્થળાન્તરી બતકો ઘણી ઊંચાઈએ જોઈ હતી. માઉન્ટ એવરેસ્ટ ઉપર જનાર એક મંડળીએ સપ્ટેમ્બર માસમાં હિન્દ આવતાં ઘણાં યાયાવર પક્ષીઓને ૧૭૦૦૦ ફીટની ઊંચાઈએ ઊડતા દેખ્યાં હતાં. તેમાં ટેમીકનું પ્રલમ્બિતપાદ જળચારી (Temminck's Stint) સળી જેવાં પીળાંવાળી પુચ્છીવાળું પાદા

(Fintail Snipe) અ ાબીલ (House Martin) અને ઘણી જાતની ઘાનચીડી (Pipits જ્ગાતા હતા એમથી વધારે વખત સ્થળાન્તરી જળચારીઓના મોરવાાો અવાજ આ ઊંચાઈએ પસાર થતા સાભળવામા આ ો હતો તેમા ખાસ કરી મોટા ગોનીન્દા (Curlew) નો અવાજ સાફ વરતાતો હતો માર્ટિન હેજનને હિમાલયના ઊંચામા ઊંચા ભાગોમા થઈ હિન્દ આવતી કેટલીય જુદી જુદી જાતની બતકો લડાખમા જોવામા આવી હતી હજુ બા ચૌદ વરસ પહેલા મી'ટને તેના ઇવરેસ્ટ પર્વતના પ્રવાસ દરમી ાન અસખ્ય વાવાવર બતકો ઠરી ગયેલી અને એક મોટા પક્ષીને પણ ઠરી ગયેલુ જોયુ હતુ એ બધાને તળે ૧૫ થી ૧૬૦૦૦ ફીટની ઉંચાઈએ ક્વાસ ગ્લાશીયર અને બીજા મોટા ગ્લાશીયરો ઉપર ને મોરીં તેના ઉપરના ભાગમા પથરાયેલી પડેલી જોઈ હતી આ

ઊંચા બરફ ા ડુંગરો તે બધા વાવાવરોના બચ્ચા ઉછેરવાના વતન મધ્ય એશિયા અને હિન્દમા શિયાળાની સગવડ આવતા વચ્ચે આવતા હોવા જોઈએ એવા બીજા રસ્તા પણ છે કે જ્યાથી આ પક્ષીઓ સહેલાઈથી આ ગિરિમાળા વટાવી શકે પણ આ સહેલા રસ્તા તઓ ઉપયોગમા લેતા હોય એવુ દેખાતુ નથી

ડાના કે સ્થળાન્તરી સખ્યાબધ નોને ૧૦ થી ૧૬૦૦૦ ફીટની ઊંચાઈએ અને મોટા પક્ષી કે જે ગરૂ હોવા સભવ છે તેને ૨૦૦૦૦ ફીટની ઊંચાઈએ ઊડતા અવલોક્યા હતા.

આથી આપણે જાણી શક્યા કે પક્ષીઓ જરાય તકલીફ વગર પાતળી હવાની અગવડ સહન કર્યા વિના ગજબનાક ઉંચાઈએ સહેલાઈથી ઊડી શકે છે આ બાબતમા પણ એક એવરેસ્ટ ચઢનાર મડળીએ પોતાના અનુભવોમા જણા યુ કે કાગડા (Crows અને પર્વતની ચકલીઓ (Mountain Finches) તેઓને ૨ ૦૦૦ ફીટની ઊંચાઈએ મળી હતી રૂક્ષકેશવાળા ગીધ (Griffon Vultore) અને લેમર ગીઅર (Lammer Geier) ને પણ તેઓએ ૨૦ થી ૨૫૦૦૦ ફીટ ઊંચે ઊડતા જોયા હતા લાલ ચાંચનો કાગડો (Red Billep Choogh) તેઓ સાથે જરાય તકલીફ વગર અને પોતાની ઉડાનો જરાય ઘટાડ્યા વગર ૨૭૦૦૦ ફીટ સુધી સાથે રહ્યા હતા જે ઊંચાઈએ હવામાન માત્ર જેટલી આપણને શક્તિ આપી શકે એટલુ ઘણુ હતુ હિન્દમા શિયાળામા આવતા મોટા પ્રમાણના યાયાવરોને ધ્યાનમા લેતા તેઓને વિશે એટલે તેઓ કયા માર્ગે આપણે ત્યા આવે છે વગેરે બાબતનુ આપણુ જ્ઞાન બહુ જ નક છે આ વૈજ્ઞાનિક બાબતમા વધારો થવા માટે હિન્દમા જુદા જુદા ભાગોમા જે અવલોકનકાર વસતા હોય તેઓએ મોટા પ્રમાણમા આવા યાયાવરોને પકડીને તેઓના પગમા વીંટી પહેરાવવાથી સ્થળાન્તરના જ્ઞાનમા વધારો થઈ શકે એમ છે

છેલ્લા થોડા વરસોમા સ્થળાન્તરના અભ્યાસ માટે યુરોપ અમેરિકામા હજારો યાયાવર પક્ષીઓને પગમા વીંટી નાખવાનુ શરૂ કર્યું છે આ વીંટીઓ એલ્યુમીનીયમ જેવી હલકી ધાતુની બનેલી હોય છે તેમા તે પહેરાવાનુ સ્થળ અને ક્રમ કે મડળીનુ નામ ઉપાડવામા આવ્યુ હોય છે કે જેથી આ વીંટીવાળા પક્ષીની યાત્રા જ્યારે તે ફરી પકડાય કે મરાય ત્યા તેના પગની વીંટી કાઢીને તેમા જણાવેલા સરનામે મોકલી આપવાથી બરાબર ચોક્કસરીતે શોધી શકાય હમણા હિન્દમા પણ આવા અખતરા થતા સાભળવામા આ યા છે આ વીંટીઓ આપણે તે સ્થળાન્તરીઓ પકડીને પહેરાવીએ છીએ અને કેટલીક ઠેકાણે જ્યા તઓ બચ્ચા ઉછેરતા હોય છે તે બચ્ચા માળો છોડી ઊડે ત પહેલા પહેરાવી દેવામાં આવે છે પછી તેને ઉડાડી મુકવામા આવે છે આવી વીંટીવાળા પક્ષીઓની મોટી સખ્યા એકઠી થાય ત્યારે સભવિત છે કે સ્થળાન્તરનુ ચોક્કસ જ્ઞાન બીજી જરૂરી બાબતો અને કઈ પક્ષીની જાત કયા માર્ગે લે છે તે આપણે નક્કી કરી શકીએ



આવી રીતે પશ્ચિમ જર્મની અને પૂર્વ પ્રુશીયામાંમાં વીંટી પહેરાવાએલી ઉજળી ઢોંક (White Stork) પોતાનો શિયાળો ગાળવા આફ્રિકા જાય છે. તેમાં પુર્વ પ્રુશીયામાં વીંટી પહેરાવેલી ઉજળી ઢોંક, બાલ્ક-ન્સમાં દક્ષિણ પૂર્વનો માર્ગ ગ્રહણ કરે છે અને પશ્ચિમ જર્મનીમાં વીંટી પહેરાવાએલ ઉજળી ઢોંક દક્ષિણ પશ્ચિમનો માર્ગ લઈ સ્પેઈનમાં થઈ આફ્રિકા પહોંચે છે. આવી પશ્ચિમ જર્મનીમાં વીંટી પહેરાવા-એલી એક ઢોંક બીકાનેરમાં મળી આવી હતી. એથી આપણને જાણવા મળ્યું કે કેટલીક ઢોંકો આપણે ત્યાં શિયાળો ગાળવા આવે છે તેઓનું જન્મસ્થાન પશ્ચિમ જર્મનીમાં હોય છે.

અહીં ભાવનગરમાં આ વીંટી પહેરાવવાનો પ્રયોગ અમારા ના. કુ. શ્રી. ધર્મકુમારસિંહજી સાહેબે ટીલોર ઉપર કર્યો હતો કે જેથી તેઓ શિયાળામાં પોતાનો નિવાસ ક્યાં કરે છે તે જાણવા મળે. પણ મારા જાણવામાં હજુ કોઈ ચોક્કસ વિગત મળી હોય એમ નથી આવ્યું. પણ જુલાઈ માસમાં એવી વીંટીવાળું એક ટીલોર (Likh) વંડાદરામાં મળેલું પણ એ તો તેનો આ બાજુ આવવાનો સમય એટલે તેનું શિયાળુ સ્થાન જાણવામાં આવ્યું નથી. એટલે તે એક કોયડો જ રહ્યો છે.

એવાં ઘણાં યાયાવરો દર વરસે એક જ જગ્યા ઉપર આવે છે. એ બધાં કેમ અને કેવી રીતે પોતાને સ્થાને આવે છે તે તો આવા ઘણા અખતરા ઉપરના પરિ-ણામો આપણે મેળવીશું ત્યારે આપણે તેના માર્ગ સંબંધીનો નકશો બરાબર દોરી શકીશું.



# સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**જલદીપ:** ધૂમકેતુ. પાનાં ૨૦૮. ત્રણ રૂપિયા. **હરારી:** ગુણવંતરાય આચાર્ય ૩૨૮. સાડાચાર રૂપિયા. **ચક્રવર્તી ભરતદેવ:** પાનાં ૩૧૧. ચાર રૂપિયા **શિશુ અને સખી:** કનૈયાલાલ મુનશી. પાનાં ૧૩૮. બે રૂપિયા. **સાગર સફરી સિંદબાદ:** સત્યમ્. પાનાં ૧૨૮. સવા રૂપિયો. **નસીબના ખેલ:** સત્યમ્. પાનાં ૧૩૬. દોઢ રૂપિયો. **અલીબાબા અને ચાલીસ ચોર:** સત્યમ્. પાનાં ૧૧૬. સવા રૂપિયો.—સાતેય પુસ્તકોના પ્રકાશક: ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. **શ્રી રામ ચરિત માનસ:** ગોસ્વામી તુલસીદાસ, પાનાં ૫૯૮. બે રૂપિયા. **શ્રી પંચરત્ન ગીતા:** પાનાં ૪૯૮. બે રૂપિયા. **વિદ્યાર્થી:** લલ્લુભાઈ બ. પટેલ, પાનાં ૧૦૩. આઠ આના—ત્રણેય પુસ્તકોના પ્રકાશક: સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ. **નૂતન સાથિયા પોથી:** આઠ આના. **સાથિયા મંગળ:** ભા. ૩–૪. એક રૂપિયો. **ચંડીપાઠ:** બે રૂપિયા.—ત્રણેય પુસ્તકોના પ્રકાશક: હરિહર પુસ્તકાલય, સૂરત. **સ્વ. રામલાલ ચુનીલાલ મોદી લેખ સંગ્રહ:** પાનાં ૨૩૫. બે રૂપિયા. પ્ર. પુરુષોત્તમદાસ બીખાભાઈ શાહ. પાટણ. **આત્મનિરીક્ષણ:** મથુરાદાસ ત્રિકમજી. પાનાં ૯૨. એક રૂપિયો. **ભાવિ હિંદનું દર્શન:** કિ. ઘ. મશરૂવાળા. પાનાં ૮૦. દસ આના. **સાધુચરિત ત્રિવેદી સાહેબ:** સં. મગનભાઈ દેસાઈ : પાંડુરંગ દેશપાંડે. પાનાં ૩૫૨. અઢી રૂપિયા. **ગીત સંહિતા:** સ્વ. ધીરજબહેન. પાનાં ૧૦૪. પંદર આના.—ચારેય પુસ્તકોના પ્રકાશક : નવજીવન પ્રકાશન મંદિર. અમદાવાદ ૯. **ત્રીજો પ્રવેશ:** પાનાં ૨૨૩. સાડાત્રણ રૂપિયા. **મૂકમ્ કરોતિ:** પાનાં ૧૮૦. અઢી રૂપિયા—બન્નેના લેખક – પ્રકાશક: જયંતિ દલાલ, સાંકડી શેરી, જીવણ પોળ, અમદાવાદ. **મૃત્યુની આઝાદી:** નીરુ દેસાઈ. પાનાં ૯૮. સવા રૂપિયો. અલકા પ્રકાશન, પ્રીતમનગર, અમદાવાદ.





★




શ્રી. ગુણવંતરાય આચાર્યની તેજસ્વી કલમે આલેખાયેલ દરિયાઈ સાહસકથાઓ

| | | |
|---|---|---|
| ૧ | સક્કરબાર | ૪–૮–૦ |
| ૨. | હરારી | ૪–૮–૦ |
| ૩ | મરકફેરોશ | ૪–૮–૦ |
| ૪. | મરગોસ | ૪–૮–૦ |
| ૫. | દરિયાલાલ | ૪–૦–૦ |

મશહૂર પત્ર 'જન્મભૂમિ'ના 'કલમ ને કિતાબ'ના સંપાદક લખે છે, કે "શ્રી આચાર્યને દરિયાલાલનું અદ્‌ભુત, આકર્ષણ છે. સમુદ્ર એમની પ્રેરણાનો સાગર છે. સમુદ્રની પ્રકૃતિનુ ને વહાણવટાની વિદ્યાને લગતુ એમનુ જ્ઞાન ખરેખર મુગ્ધ કરે તેવું છે."

માનવ-ગુલામીનો આ ઇતિહાસ છે, અને એને મિટાવનાર ગુજરાતી નગ્ગ કા અમુલખ દેસાઈ–જે સક્કરબારને નામે દુનિયામાં પ્રખ્યાત છે,–એની અને એના જવાંમર્દ સાથીદારોની આ કથા છે મીણા કેમ મીનાબન્દરોમાં ગોલાઓનો–ગુલામોનો વેપાર કરતી-ગોલા ઓને જહાજમા ચડાવી દઈ ઈરાન, અરબસ્તાન ને છેક ટ્યુનિસમા સુધી મોકલતી ઈસ્ટ ઇંડિયા કંપની એમાં મદદ કરતી. સક્કરબારે આ ધંધાનો સામનો કર્યો.




# પેશવાનું ઝવેરાત

કિં. ૭–૮–૦

આ નવલકથાનું એક એક પાત્ર, એક એક સંવાદ ને એક એક વાક્ય તમારું દિલ પકડી લેશે ને આજની પરિસ્થિતિ વિષે તમને વિચારતા કરી મૂકશે આખી નવલકથાનું અદ્‌ભુત પાત્ર દૂધો દાંડ, નાનાભાઈ પત્રકાર, રાષ્ટ્રવાદી વકીલ રતનશંકર, ડોક્ટર જીવણલાલ, સામ્યવાદી અવિનાશ, ક્રાંતિકારી લગ્નમાં માનતી કપિલા, સમર્પણમાં માનતી ભગવતી ને દાંડની જોડી સમી રાંડ સાકરબાઈ વાચકના ચિત્તતંત્રને પકડી લે છે આજસુધી અપૂર્વ એવી આ નવલકથા છે



## નવાં પ્રકાશનો

| | |
|---|---|
| નગરકરણરેખા (ધૂમકેતુ) | ૪–૮ |
| અજીત ભીમદેવ ,, | ૪–૮ |
| જયદીપ ,, | ૩–૦ |
| જ્ઞાનકથાઓ ૧–૯ ,, | ૨–૦ |
| પારકા ઘરની લક્ષ્મી ,, | ૪–૦ |
| અભિષેક (રતિલાલ દેસાઈ) | ૩–૦ |
| સત્યની શોધમાં (ઝવેરચંદ મેઘાણી) | ૩–૮ |
| સમરાંગણ ,, | ૩–૮ |
| રઢિયાળી રાત ભા. ૧ થી ૪ ,, | ૮–૪ |
| માણસનુ મંદિર (ગુણવંતરાય આચાર્ય) | ૪–૮ |
| ગૂર્જર લક્ષ્મી ,, | ૩–૮ |
| ભવસાગર (ઈશ્વર પેટલીકર) | ૪–૦ |
| વિશ્વ દર્શન (છોટુભાઈ સુથાર) | ૨–૦ |
| મોંઘી જવાહીર (મનુભાઈ જોધાણી) | ૩–૦ |

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય,** ગાંધી રસ્તા, **અમદાવાદ**

મુદ્રક • દીપક પ્રિન્ટરી • અમદાવાદ

## ઊર્મિ નવરચના ના આવતા અંકમાં—

**એ પળ ચાલી આવે છે!**—શ્રી **ધૂમકેતુ**ની વિશિષ્ટ શૈલીથી આલેખાયેલી જિબ્રાનની વાર્તા.

**સર્જન**—શ્રી **પન્નાલાલ પટેલ**ની નવી જ ઢબની નવી, સુંદર અને અનોખી નવલિકા.

**માણસાઈનો મારગ**—મહારાષ્ટ્રના સંત પુરુષ **તુકડોજી મહારાજ**નો મનનીય લેખ

**કસોટી**—ઉર્દુના ખ્યતનામ લેખક **સઆદત હસન મન્ટો**નો સાહિત્યવિવેચનનો સરળ લેખ

**સીમાની સમાધિ**—રંગભરી શૈલીથી આલેખાયેલ શ્રી **જયન્ત પરમાર**ની ટૂંકી વાર્તા.

**નિરાશા**—માનસશાસ્ત્રની સરળ લેખમાળાનો શ્રી **હર્ષિદા પંડિત**નો નવો પ્રકરણ-મણકો.

**હાર્ટ ફેઈલ્યૉર**—ડૉ **શિવપ્રસાદ ત્રિવેદી**નો રોગ અને રોગીની ચર્ચા કરતો નવો લેખાંક

**કવિ કુંદનલાલનું મેઘદૂત**—**વિભૂતિભૂષણ મુખોપાધ્યાય**ની રમુજભરી વાર્તા.

**સ્વપ્નમિલન**—રાજસ્થાની લોક સાહિત્યને ચર્ચતો શ્રી **અનવર આગેવાન**નો અભ્યાસુ લેખ.

**માણસખાઉ**—જંતુવિદ્ શ્રી **નારાયણ પટેલ**નો કીટક વિષે અવનવો પરિચય આપતો લેખ.

**કવિતાનું પ્રતિષ્ઠાપન**—શ્રી **નટવરલાલ પટેલ**નો કવિતા વિષેનો અભ્યાસુ ને મનનીય લેખ.

એ સિવાય

---

ગીતો-કાવ્યો, શ્રી **અનંતરાય રાવળ**ની 'ગ્રંથ સમીક્ષા', શ્રી **વસબંધુ**નો 'સર્વોદય કે સામ્યવાદ?' **કુમારી ચન્દ્રલેખા**ની 'ચીની-ડાયરી', શ્રી **રામુ પંડિત**નો પ્રવાસ-પત્ર, શ્રી **જયન્તિકા ઝવેરી**નો સત્ય-ઘટના ઉપરથી લખાયેલ પ્રસંગ-વિશેષ, પૂંઠા પર શ્રી **સી. નરેન**નું રાગ-રાગિણીનું આગળ વધતું નવું ચિત્ર અને બીજી અનેકવિધ સામગ્રી.

# રામતીર્થ બ્રાહ્મી તેલ



(સ્પેશ્યલ નં. ૧)

(રજીસ્ટર્ડ) : આયુર્વેદિક દવા

**પ્રખ્યાત ડૉકટરો, વૈદ્યો, પ્રોફેસરો તથા સ્ત્રી–પુરુષો આ તેલની પ્રશંસા કરતાં થાકતાં નથી કારણ કે–**

**તે અનેક ફાયદાઓની ખાત્રી આપે છે**

* તેનાથી જ્ઞાનતંતુ અને ક્રિયાતંતુ બળવાન બને છે. * માથાનો દુખાવો મટે છે દૃષ્ટિ વધે છે. * યાદદાસ્તશકિત વધે છે. * આંખમાં આંજવાથી આંખના અનેક દરદો દૂર થાય છે. * વાળ કાળા અને તેજસ્વી બને છે. * ટાલ ઉપર વાળ ઊગે છે. ખોડો દૂર થાય છે. * ગાઢ નિદ્રા લાવે છે. શરીર પર દરરોજ ચોળવાથી ચામડીના અનેક રોગો દૂર થાય છે. શરીર પુષ્ટ બને છે. * ખરી પડતા વાળ અટકે છે અને વધે છે. * કાનમાં નાખવાથી કાનની અનેક ફરિયાદો દૂર થાય છે. * લીખ અને જૂ દૂર થાય છે.

મગજ, વાળ અને શરીર માટે અતિશ્રેષ્ઠ

સૂચના :

દરેક ઋતુમાં દરેક સ્ત્રી, પુરુષ અને બાળકો માટે રામતીર્થ બ્રાહ્મી તેલ અનુકૂળ છે. ખાત્રી માટે તમારા કેમીસ્ટ કે દુકાનદાર પાસે આ તેલની જ માગણી કરો. બધી જગ્યાએ મળી શકે છે.

કિંમત

**મોટી બાટલીના રૂ. ૩–૮–૦**
**નાની બાટલીના રૂ. ૨–૦–૦**

સ્થાનિક ટેક્સ અલગ

**"આસન ચિત્રપટ" વેચાતું મલશે.**
**કિં૦ રૂ. ૧–૦–૦ પોસ્ટેજ : ૦–૪–૦.**

ખાસ સૂચના :

એકેક બાટલી ટપાલથી મંગાવનારને

**મોટી બાટલીના રૂ. ૫–૧૩–૦**
**નાની બાટલીના રૂ. ૩–૧૩–૦**

(બાટલીની કિંમત + ૧–૧૪–૦ પોસ્ટેજ
+ ૦–૭–૦ પેકીંગ)

મનીઓર્ડરથી પૈસા મોકલવા.
વી. પી. થી મોકલીશું નહિ.

ફોન : ૬૨૮૯૯ : : તાર : 'PRANAYAM'

## શ્રી રામતીર્થ યોગાશ્રમ

દાદર (સેંટ્રલ રેલ્વે) મુંબઈ ૧૪.

તા. ક : શ્રી રામતીર્થ યોગાશ્રમમાં દરરોજ (રવિવારે બંધ) સવારના ૭ા થી ૯ા અને સાંજના ૬ થી ૭ા શારીરિક અને માનસિક આરોગ્ય તથા આધ્યાત્મિક ઉન્નતિને માટે યોગના વર્ગ ચાલુ છે.

COTY : RBO

'ઊર્મિ' : વર્ષ ૨૪
'નવરચના' : વર્ષ ૧૮

# ઊર્મિ નવરચના

સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક

અંક ૯: ડિસેમ્બર ૧૯૫૩ સળંગ અંક ૨૮૫

ક્રમ



## પૂઠા ઉપરનું ચિત્ર

'દીપક' ચિત્રકાર શ્રી૦ નગેન્

જીવનમાં બાહ્ય અને આંતરિક અંધકાર છવાયો હોય ત્યારે સંગીતસરનું હૃદય પ્રકાશ માટે ઝંખે છે અને સંગીતકારની હૃત્તંત્રી ઝણઝણી ઊઠે છે ત્યારે જે રાગ એના જીગરને ચીરીને બહાર નીકળે છે એ દીપક રાગ સાથે સાથે જ આપોઆપ દીવા જાગે છે અને ગાનારનું હૃદય પણ અગ્નિની જેમ પ્રગટીને એના રોમેરોમમાંથી દીવાઓ પ્રગટાવે છે

સૂચના

- લવાજમ વરસનું સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ ૧૫) છૂટક નકલ બાર આના વિદેશમાં એક રૂપિયો
- દર માસની ૧ની તારીખે નિયમિત પ્રગટ થાય છે
- વરસમાં એપ્રિલ, જુલાઈ ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે
- વી પી થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા નં અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું
- નમૂનાનો અંક મગાવતી વખતે ચાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી
- દરેક જાતના પત્ર વ્યવહારમાં ગ્રા નં લખવા ખાસ જરૂરી છે
- સર્વ લખાણોના કૉપીરાઈટ સુરક્ષિત રાખેલા હોય છે
- અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું અને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે એ સિવાયના અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે
- જાહેર ખબરના દર લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્ર વ્યવહારનું સરનામું —

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ**
કર્ણાવતી બ્રીજ ગાંધીરોડ
અમદાવાદ ૧

પ્રકાશક ઇશ્વરલાલ મો દવે ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ ગાંધીરોડ : અમદાવાદ ૧
મુદ્રક ચંદ્રકાન્ત કુબેરચંદ શાહ લોકમત પ્રિન્ટિંગ પ્રેસ, કુમરાન બજાર નડિયાદ

તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે
સંપાદક : જયન્ત પરમાર




# ધન અને મન

દુકાનેથી ઘરાકે ચીજ—વસ્તુ ખરીદી.
બિલના પૈસા આપવા ખીસું ફંફોળ્યું.
ખબર પડી કે ખીસું કપાઈ ગયું છે !
પૈસા પછી આપી જવા ઘરાકે વિનંતિ કરી,
પોતાની પરિસ્થિતિ સમજાવી.
પણ પૈસાના એ પૂજારીને
ધનના નશામાં માનવતા ક્યાંથી સાંભરે ?
ખરીદી કરેલી ચીજો પાછી લઈ લેતાં,
'પૈસા હોય ત્યારે જ એ લઈ જજો'
—કહેતાં એ વેપારી જરાય ન અચકાયો !

★

રીક્ષામાંથી ઊતરીને પૈસા ચુકવવા
દોઢ રૂપિયો છૂટો નહોતો એટલે
દશની નોટ આપી,
રીક્ષાવાળા પાસે પરચુરણ નહોતું.
આસપાસથી પણ એ ન મળી શક્યું.
ઊંડી વિમાસણમાંથી રસ્તો કાઢતી
રીક્ષાવાળાના મનની ઉદારતા ઝબકી ઊઠી:
'તમારું સરનામું આપો.
કાલે એ તરફ નીકળીશ ત્યારે પૈસા લઈ જઈશ.'
બીજે દિવસે પૈસા લેવા આવેલા
એ રીક્ષાવાળાને પૈસા આપતી વખતે,
એણે મૂકેલા વિશ્વાસ માટે,
દોઢને બદલે બે રૂપિયા આપેલા તે ન લેતાં,
દોઢ રૂપિયો લઈને એ ચાલતો થયો !

જ્ઞ

સાહિત્ય સમાજ અને સંસ્કારનું માસિક



## હિંદી સંસ્કૃતિ

ભારતીય સંસ્કૃતિના ચોક્કસ સ્વરૂપ વિષે પ્રાચ્ય વિદ્યા પરિષદમા માગણી થઈ છે એ યોગ્ય છે આ યત્નમા એકમતી મેળવી શકાય એ સંભવિત નથી તેમ છતા એ દિશામા આધારભૂત ગણી શકાય એવા સૂચનો—ટીકાઓ તેમજ સરળ કેડીઓનુ દર્શન થવુ જોઈએ

પરધર્મીઓ ને પરદેશીઓ સાથેની અથડામણો, તેમના સંપર્કો અને સાધનો, કાળની અસર અને એવા વિવિધ વહેણોની અસર તળે આવી ચૂકેલી આપણી સંસ્કૃતિમા હિંદુપણુ હોય કે પરધર્મીપણુ—પરન્તુ જેને આપણે હવે ભારતીય તરીકે ઓળખવા ઇચ્છતા હોઈએ તે સંસ્કૃતિના વિવિધ અંગોની સમીક્ષા ને નિમાણ થાય તો કેટલેક ગુંચવાડો જરૂર દૂર થશે અને દેશમા તેમજ બહાર સંસ્કૃતિના સાચા અર્વાચીન તત્વો સાથે સરખાવી શકવાની અને એક નવુ શુભ આંદોલન ફેલાવવાની સુંદર તક ઊભી થશે

સામાન્ય રીતે આપણે હિન્દુ સંસ્કૃતિને ભારતીય સંસ્કૃતિ તરીકે ઓળખાવીએ છીએ ભલે, હિન્દુ સંસ્કૃતિમા ઘણા ઊંચા તત્વો હોય અને કાળનો ઘસારો ખમી શક્તિશાળી બની હોય છતા એમા હોય એટલુ બધુ જ આપણે નહિ સ્વીકારી શકીએ સતીની ભાવના એ હિન્દુ સંસ્કૃતિનુ એક લક્ષણ છે એના સ્વરૂપમા ફેરફાર કર્યા વિના આપણે હવે એને આજની સંસ્કૃતિમા નહિ લઈ શકીએ જીવનમા, માન્યતાઓમા, સભ્યતામા ફેરફારો થયા છે એમા કેટલાક તકલાદી ફેરફારો હશે તો કેટલાક જીવનમા અપનાવેલા હશે એ સહુને ઉચ્ચ જીવનની કસોટી ઉપર ચઢાવી નવા મૂલ્યાંકન કરી આપવા દૃષ્ટાઓની કક્ષાના આપણા નિસ્વાર્થ, બહુશ્રુત અને લોકજીવનના અભ્યાસી સ્વામીઓ સેવકો અને આચાર્યોને વિનવવા જોઈએ

મહાભારતના સંશોધન પાછળ વર્ષો લાગ્યા તેમ આ કાર્ય પણ વખત લે એવુ છે યોજનાપૂર્વક જુદી જુદી સમિતિઓમા વહેંચી આપ્યુ હોય તો ચાર-પાંચ વર્ષમા આપણે પરિણામ જોઈ શકીશુ આ કાર્યનુ ખર્ચ મધ્યસ્થ સરકાર ઉપાડી લે એમા એની શોભા છે

## સંસ્મરણોનુ સાહિત્ય

છાપાઓમા અવારનવાર કોઈક આગેવાનના સંસ્મરણો આવે છે અને સમકાલીન વ્યક્તિઓ ઉપર તેમજ આધુનિક બનાવો ઉપર એથી સારો પ્રકાશ પડે છે એમા નોંધાતી વિગતો ઉપર ચર્ચા ચાલે છે અને ભૂલ સુધારવામા આવે છે આવુ સાહિત્ય રસિક તો હોય જ, ઉપયોગી પણ ખરુ

મહાદેવભાઈની ડાયરી અને તેના જેવા બીજાં પુસ્તકો આ પ્રકારનુ સાહિત્ય છે પણ એમા વિવેક જાળવવા કેટલીક વ્યક્તિઓના નામ છોડી દેવાય છે અથવા પ્રસંગ ઉડાવી દેવાય છે ભક્તિભાવને લીધે દોષ જોયા નથી અને પ્રસંગ વીતી ગયા પછી એ નોંધ ઉપર સિંહાવલોકન કરવાની તક મળી નથી આમ છતા, આવી નોંધો કેટલી મહત્વની હોય છે

એક મત એવો છે કે આવા સાહિત્યમા ચર્ચાસ્પદ કે દોષયુક્ત બાબતો ઉપર ધ્યાન ના આપવુ જ્યા ઇતિહાસને ઘડતી કે જોડતી બાબતોનો ઉલ્લેખ આવતો હોય ત્યા આમ થવાને બદલે હકીકત જણાવી દેવી યોગ્ય છે સમાકાલીન સમીક્ષકો અપ્રિય બાબતો વિષે મૌન રાખે તો કેટલીક બાબતો લુપ્ત થઈ જવાની

મનુબેનની વાત જુદી છે, પણ ગાંધીજીના વ્યક્તિત્વ વિષે કોઈ ભાગ્યે જ એવુ જણાવવા નીકળે છે કે જેથી એમનુ તેજ ઝંખવાય એ ઓછી નવાઈ નથી કોઈને એવી ઇચ્છા જ થતી નથી કે કોઈની પાસે એવી ઘટનાની યાદ પણ નથી જેમા એમનો તાન ઓછો ઊતરે જે સંસ્મરણો નવા પ્રગટ થતા જાય છે એથી



ભૂમિ ઉપર હરતાફરતા માનવીની યશગાથા બનતી રહી છે. પણ આવું બીજી વ્યક્તિઓ માટે કેમ માની શકાય ?

આપણે ઇચ્છીએ કે ગુજરાતના પીઢ આગેવાનોનાં સંસ્મરણો, જીવનચરિત્રો રૂપે નહિ પણ ક્રાન્તિમાં ખીલતું વ્યક્તિત્વ દર્શાવતાં, સંકટોમાં પ્રગટતાં સાહસ અને ઉદારતા બતાવતાં અનેક પ્રસંગો અને એમણે નવો ઇતિહાસ ઘડવામાં મેળવેલા અનુભવોની નોંધ આપણે જાળવવી જોઈએ.

**પ્રાંતોની લાક્ષણિકતા**

સીમાનો પ્રશ્ન મોખરે આવી ગયાથી પ્રાંતોની પુનર્રચના લંબાય તો તેની પરવા ન કરી પ્રાંતો પોતાની લાક્ષણિકતા કેવી રીતે વિકસાવશે તેનો વિચાર શરૂ કરી દે તો કેવું સારું ! અને આ દિશામાં પહેલ કરી ગુજરાતે બીજા પ્રાંતોને દાખલો પૂરો પાડવો જોઈએ. તરંગો, વિચારો, યોજનાઓ—પ્રારંભિક કાર્ય કરતાં આપણને કોઈ રોકતું નથી. એમાં ઝાઝો ખર્ચ પણ થઈ જતો નથી. આપણાં સ્વપ્નાંની મર્યાદાઓ બાંધી અમુક વર્ષમાં કે અમુક અંદાજમાં કરવાનું ભારણ શરૂથી સ્વીકારી લેવાની કશી જરૂર નથી. શું શું થવું જોઈએ, શું થઈ શકે એમ છે, કોણ એ ઉપાડી લે તો સારું, શું ટાળવા જેવું છે, શું મેળવવું જોઈએ એવો સ્વૈરવિહાર તો શરૂ થાય !

આપણે ગામડાં અને શહેરની બે જુદીજુદી સંસ્કૃતિઓ ચલાવવી છે કે પછી ગામડાંને મોટાં બનાવતા જઈ શહેરોને નાનાં કરવાં જોઈએ ? આપણે સંયુક્ત કુટુંબને જાળવવું છે કે નાનાં કુટુંબો રચી જવાબદારીઓ ઓછી કરી નાખવી છે ? સ્ત્રીઓને નોકર બનાવી જાહેરમાં લાવવી છે કે એને ઘરનો, બાળકોનો, પતિના સાથીદારનો દરજ્જો આપવો છે ? મંદિરોમાં ધનનાં પ્રદર્શન ચાલુ રાખવાં છે કે એમાં વિક્ષેપ ના કરી શકાય એમ માની પ્રવાહ જેમ વહે તેમ વહેવા દેવો છે ? આપણે સમાજ સેવકોની કે ઇશ્વર પ્રીત્યર્થે કામ કરનારાઓની કાયમી સંસ્થા રાખવી છે કે રાજ્ય ઉપર જ બધું છોડી દેવું છે ? આપણા શિક્ષણમાં સંખ્યા ઉમેરતા જવી છે કે એમની અંદરનું કોપરું મધુર બને તેનીય દરકાર લેવી છે ? લોકઆરોગ્ય ઇસ્પિતાલો દ્વારા જળવાશે એવો સંતોપ લેવો છે કે એ માટે વ્યાયામ, પૌષ્ટિક ખોરાક, ને ચારિત્ર્યનું ઘડતર જાળવવાં છે ?

અલબત્ત, કોઈ એમ નહિ માને કે પડોશી પ્રાંતોની અસરથી અલિપ્ત રહી આપણે તદ્દન નવી જ ઢબનું ગુજરાત ઊભું કરી શકીશું, પણ બીજાની અસર આપણા ઉપર પડે એની રાહ જોવાને બદલે આપણી પોતાની દૃષ્ટિથી, કુનેહથી, તાકાતથી ઉપજાવેલી અસર બીજા ઉપર પણ પડી શકે એ ભૂલવા જેવું નથી.

**સંકટ—કહેવાનું કે ખરૂં ?**

પૂર ઝડપે દેશની વસતિ વધી રહી છે એની ચોંકાવનારી ખબર અધિકારીઓએ બહાર પાડી છે સુખાકારી, કેળવણી, અને સામાજિક રિવાજોના ફેરફારને લીધે મરણપ્રમાણ ઘટવાનું અને વસતિ ઓછી થવાનાં કારણો કમી થવાનાં. યુદ્ધને અટકાવી રાખ્યું છે એટલે એ રીતે પણ વસતિનો ઘટાડો અટકવાનો. દેશમાં ત્રીશ કરોડ દેવતાઓનો વાસ નોંધાતો, તે પાકિસ્તાન જતાં યે વધતો ગયો એ નવાઈભર્યું છે.

કુદરતી સાધનોને મદદમાં લઈ આપણે વધારાની આફત સામે ઝઝૂમી શકીશું, પણ જે ઝડપથી વધારો થઈ રહ્યો છે એ રીતે કુદરત કે વિજ્ઞાન બન્નેની સારી સહાય હોવા છતાં આપણે વધારા રૂપી નવા દુશ્મનને નહિ પહોંચી શકીએ. આપણી પાસે દરિયાપારની વસાહતો પણ નથી અને નવી દુનિયામાં તો દરેક દેશના કિલ્લા એટલા ઊંચા થઈ ગયા છે કે ત્યાં પ્રવેશ કરવાની મુશ્કેલી થઈ ગઈ છે..વસવાટ કરવાની તો વાત જ શી ? વસતિવધારો એ દેશને માથે એવું સંકટ ગણાયું છે જેમાં આપણી સુખાકારી માત્ર નહિ હસ્તિનો પણ સવાલ ઊભો થઈ રહે. એના નિવારણ માટે ધારાસભાઓમાં, પ્રધાનમંડળોમાં, કારોબારીઓમાં, સાહિત્ય સંમેલનોમાં ચર્ચા નહિ જાગે ? કોઈ આકરો





ઈલાજ લેવામા નહિ આવે ? કે પછી ગણતરી અમલદારોનુ આ મતવ્ય દફતરે ચઢાવી દેવામા આવશે ? એમના વિધાનને ભૂલભરેલુ જણાવી વાતને ટાળી પાડી નાખશે ?

### સતતિનિયમન એ ઈલાજ નથી

આવો પ્રશ્ન આવે છે ત્યારે ઘણાખરાને સતતિનિયોજન સૂઝે છે કુટુબમા બે ત્રણ બાળકો થયા બાદ કૃત્રિમ ઉપાયો લઈને બાળકોનો ફાલ અટકાવવા હિલચાલ ચાલે છે બ્રહ્મચર્યના ઉપાસકો કૃત્રિમ સાધનો પસદ કરતા નથી પણ વધારો અટકે એમ તો ઇચ્છે જ છે આ બન્ને માર્ગો દ્વારા વધારો રોકી શકાતો હોય એવુ આપણે ઇચ્છીએ પણ તેમ બને એવુ નથી કારણકે બન્નેમા એ મરજીઆત છે અને સકટો ટાળવામા મરજીથી ક્યાએ પહોચી શકાય ?

દેશની વસતિનો મોટો ભાગ પછાત ગરીબ અભણ એમની આગળ સતતિનિયમનની વાત લઈને જનારા કેટલા જાય તો એ સાભળનારા કેટલા, અને એમના દિલમા વસે તો શીખે ક્યારે સાધનો મેળવે ક્યાથી? આ આખો વર્ગ બ્રહ્મચર્ય પાળવા તૈયાર થશે એમ માનવુ નકામુ છે જો સતતિનિયમનવાળી બીજી વાત આ વર્ગ ના અપનાવે તો એમની વસતિ વધતી રહે અને ભદ્રલોક જે શીખે છે, સારા થવા મથે છે, જે બચાવે છે, સમાજમા સ્થિરતા અને જવાબદારી લાવે છે, જે વિકાસ સાધવા યત્ન કરે છે, એ વર્ગ મરજીઆત રીતે નિયમન લાવી પોતાને એવી બહુમતિના હાથમા સોપી દે જેમના હાથમા સુકાન રાખવાની સમજ કે તાકાત નથી

સતતિનિયમન એ કુટુબનો બોજો કમી કરવા માટે સારુ સાધન છે એનો આધાર લઈ વસતિનો વધારો અટકાવી શકાય એમ માનવુ ભૂલભરેલુ છે દારુણ સકટોના દારુણ ઈલાજ હોવા જોઈએ અને વસતિ વધારો જો આવી જાતનુ સકટ ગણીએ તો આપણે નિયમનને સમસ્ત પ્રજા માટે ફરજીઆત બનાવવુ રહ્યુ આવી વાત આ દેશમા સાભળવા કેટલા તૈયાર છે!

### શ્રમનુ ગૌરવ

શ્રમ શિબિરોમા વિદ્યાર્થીઓ અને યુવકો જોડાય છે સઘમા રહેવાની શિસ્ત પાળવાની અને કામકાજની તાલીમ લે છે, દેશના ધનમા વધારો કરે છે એ બધુ ઇચ્છવા જેવુ બની રહ્યુ છે દેશપરદેશમા આવો આતરરાષ્ટ્રીય સહકાર શરૂ થયો છે એ નિશાની કાયમ થાય છે દુનિયાના ભવિષ્ય માટે શુભ સૂચન છે આ દેશમા રોજીના કેટલાયને સાસા છે નવુ કામ ઉપાડી લઈ એમા રોજી રળતા માણસોને હડસેલી મૂકીએ તો એમને કેવુ લાગશે ? જેલમા ગાંધીવાળા ગયા ત્યારે અસલી કેદીઓએ ફરિયાદ કરેલુ કે અમારા સારા ધાબળાને વાસણો આ લોકોએ ખૂચવી લીધા બીજી રાહત મળી પણ જે તાત્કાલિક અગવડ થઈ તે તો થઈ આપણે શ્રમજીવીઓને કાઢીને નહિ પણ આપણી જેમ એમને રાખીને શ્રમના યજ્ઞો ચલાવવા જોઈએ

ભલે કામ થોડુ મોડુ પૂરુ થાય, ખર્ચ થોડુ વધી જાય, પણ વધુ માણસો આવા કામમા જોડાય, સવ જીવન જીવે શ્રમયુક્ત આનદની તાજગી માણે અને સમાજમા એનો આનદ ફેલાવે એ કેટલુ સરસ છે! આ સમાચારોને છાપાવાળાઓએ બરોબર ચમકાવવા જોઈએ અને તેમા રસ ઉપજાવવો જોઈએ

શ્રમશિબિરોનો અર્થ શ્રમનુ ગૌરવ કરવાનો છે પણ શ્રમજીવીને ખસેડી તેની જગ્યાએ શિક્ષિત યુવાનને મૂકવાનો નથી એ સ્પષ્ટ થવુ જોઈએ

### સામુદાયિક છેતરપિંડી

અનશન વિશે આપણામા જે ધાર્મિક આદર છે તેનો ધનલક્ષ્મીના સગાઓએ છેતરપિંડીદ્વારા દુરુપયોગ કર્યો હવા અને જમીનમાથી પોષણ મેળવવાની માન્યતા ઉપર પાણી ફરી વળ્યુ નાના બાળકને હાથે ઝાડના પાન વહેચી ઓરિસ્સામા આવી જ જાહેર છેતરપિંડી ચાલી હતી અને આવા એક પ્રયાસમા હમણા જ એક જણે સમાધિમા પ્રાણ છોડયો

[ અનુસધાન ૫ મા પાના ઉપર ]

# ખોટી ભૂતાવળ

ધૂમકેતુ

કૌતુકપ્રધાન વાર્તાવસ્તુ અને કાવ્યાત્મક છતાં નક્કર વાસ્તવને સ્પર્શે એવી આલેખનકળા માટે વિખ્યાત 'તણખાકારે' અહીં જે વાર્તાની રજૂઆત કરી છે એ જાણે વિક્રમ રાજાના સિંહાસનની બત્રીસ પુતળીઓના જેવી જ સચોટ બની છે.

વરસાદ અનરાધાર પડતો હતો. પા કલાક રહી ગયો લાગે અને અમને કાંઈક આશા આવે કે હવે તો આંહીંથી નીકળી જવાશે, ત્યાં તો પાછો બમણા વેગથી મોટાં મોટાં ફોરાં સાથે હેલી ઉપર હેલી શરૂ કરી દે. છેવટે લાગ્યું કે હવે આંહીંથી નીકળવું મુશ્કેલ છે. બધાએ વખત કાઢવાનાં સાધન શોધવા માંડ્યાં.

અમને મળેલ ઉતારો આલીશાન હતો. નહિ નહિ તો પચાસેક ખંડનો મોટો મહેલ જેવો હતો. એમાં 'ફર્નીચર' પણ પાર વિનાનું હતું, અને અદ્ભુત. છેક ઉપલે ત્રીજે માળે તો એક જુઓ ને એક ભૂલો એવી એવી અનેક કિમ્મતી વસ્તુઓનો સંગ્રહ જ હતો. બધા પોતપોતાના કામમાં મશગૂલ થયા. કોઈએ ગંજીફો માંડ્યો, કોઈએ શેતરંજ ઉપાડી, કોઈએ ચોપાટ ઢાળી, કોઈએ ટેબલ ઉપરની દડાફેંક રમ્મત શરૂ કરી, કોઈ ત્રીસ માણસનો કાફલો, જુદા જુદા સ્વભાવવાળો એક મુસાફરીના હેતુ માટે ભેગો થઈ ગયેલો એટલું જ, અને એમાં કલકત્તામાં બે દિવસ વધુ રોકાવા જતાં, અનરાધાર ને આખા દિવસના વરસાદે પછી તો પગ પણ બહાર ન મુકાય તેવું કરી દીધું, એટલે હવે જે થાય તે કરીને સૌ નિશ્ચિંત બની ગયા. પોતપોતાનો આનંદ ખોળીને એમાં મશગૂલ થયા વિના બીજો કોઈ ઉપાય પણ ન હતો. એટલે જ્યારે બધા પોતપોતાની રીતે ગોઠવાઈ ગયા લાગ્યા ત્યારે હું એકલો, કોઈ ન દેખે તેમ ત્રીજે માળે ગયો.

સવારે એ ખંડ મેં જોયો ત્યારથી જ એની મોહિની મને લાગી હતી. એમાં અનંત ચહેરા દેખાય તેવી કાચરચનાઓ હતી. નાનો મોટો દેખાવ આપે એવા અરીસાઓ પડ્યા હતા. ત્યાં જૂની ઢબનું અનેક પ્રકારનું રાચરચીલું ગોઠવાયલું હતું. કહેવાતું હતું કે આ મહાલયનો સ્વામી તેવો શોખીન ન હતો. એણે મૂકેલી એક અત્તરદાની આજ પણ જો કોઈ અચાનક ખોલે તો પચાસે ખંડ મહેકી ઊઠે એવી ગજબની સુગંધ એમાંથી ઊઠે! એનું શયનાગાર તો નર્યું કાચનું હતું. સૂનારો પોતાનાં હજાર રૂપ નિહાળે! ને હજારે રૂપ જુદાં હોય! એમાંથી પોતાનું સાચું રૂપ કયું છે તે જાણતાં ખુદ એને પોતાને એક કલાક નીકળી જાય! એવી વિચિત્ર ને અજબ જેવી માયાવી રચના એ શયનાગારમાં હતી. કહેવાવાળાની જીભ જો વાતરસિયણ હોય તો તો ખુશીથી એને મહાભારતી મહા દાનવ સાથે પણ જોડી દઈ શકે!

ત્યાં મલોખાંમાંથી બનેલાં મંદિરો હતાં. આરસનાં ફૂલ હતાં. રંગ રંગીન કાચરચના વડે કરેલાં ચિત્રો હતાં. સાગ સીસમના જૂનવાણી અદ્ભુત કારીગરીના પલંગ હતા. અજબ જેવી પૂતળીઓ હતી. બેસતાં જ ઊંઘમાં પડી જાઓ એવી બેઠકો હતી. ખરેખર, કોઈ માણસે અજબ શોખથી, જીવનભર, અનેક ઠેકાણેથી લાવી લાવીને અનેક વસ્તુઓને આંહીં વસાવી હતી. વસાવનારો ચાલ્યો ગયો હતો. અને એ બધી વસ્તુઓ જાણે આંહીં હજી એની રાહ જોતી બેઠી હતી!

મને એ ખંડ સવારે જોતાં જ મનમાં ગમી ગયો હતો. અત્યારે બીજું કોઈ ત્યાં નહિ હોય એમ માનીને હું ત્યાં પહોંચી ગયો. મારી ધારણા સાચી નીકળી. બધાં બારણાં ખુલ્લાં હતાં, અને સૂર્યના તાપનો અભાવ હોવાથી, ખંડમાં એક ગૂઢતમ પ્રકારની, સંધ્યા સમયની હોય તેવી આછી અજવાળાં-અંધારાંની છાયા ઢળી હતી. હું ત્યાં જઈને મારી મનગમતી વસ્તુઓને ફરી ફરીને જોવા લાગ્યો.

એમ જોતાં જોતાં એક ખૂણામાં ગોઠવાયેલા એક સુંદર આસન ઉપર આવીને હું બેઠો. ત્યાં સામે એક સુંદર ચિત્ર ટીંગાતું હતું. એમાં દરિયાકિનારા પાસે એક માણસ ઊંડા ચિંતનમાં બેઠો હોય તેવું દૃશ્ય હતું. સામે જલનિધિ તરંગો ઉપર તરંગો ઉડાડતો ક્ષણ

કવિતાની મધુર ગીતાવલીના મનોહારી સ્વર કાને આવતા હતા. અને એના ધુળિયા, અકિંચન, એક તૂટલ સાદડી પાથરેલ ખંડમાં, અમે કેવી કેવી સ્વપ્ન-વાટિકાનાં પુષ્પખંડોમાં નિત્યનિત્ય ફરી રહ્યાં હતાં, અને એ પણ અમારે માટે હંમેશાં કોણ જાણે ક્યાંથી અપ્સરાનાં નવાં નવાં વૃંદનાં વૃંદ લાવી રહ્યો હતો, ત્યાં કોણ જાણે શું થયું, એક દિવસ થોડાક સોનાના સિક્કાનો રણકો અમે ત્યાં સાંભળ્યો, અને હજી આશ્ચર્યથી જોઈએ છીએ કે આ નવી વસ્તુ શું છે, ત્યાં તો અમે આ પેટીમાં પૂરાઈ ગયાં......અને આ વગર જંજીરની કેદમાં પડી ગયાં......! કોને ખબર છે અમે આમાંથી હવે ક્યારે બહાર નીકળીશું? પણ અમને તો અફસોસ એક જ વાતનો છે. જેણે અમને લાડ લડાવ્યાં એણે જ અમને કાં ગરદન માર્યાં? અમને કોઈ વાટિકામાં રખડતાં મૂકી દીધાં હોત તો પણ સારું હતું! આ તો જાણે કેદ થવા મોકલી દીધાં!'

'એણે તમને મોકલી દીધાં? શું કહો છો? એણે તમને મોકલી દીધાં નથી!' એક તરફ એક કાંસાની 'સત્ય'ની પ્રતિમા હાથમાં ત્રાજવું રાખીને કોણ જાણે કેટલાં વર્ષોથી આંહી ઊભી હશે તે અચાનક બોલી ઊઠી: 'તમારામાંથી કોઈનામાં એવી શક્તિ હતી કે એની સાદી રોટલી અને દૂધમાં તમે તમારી જાતને રૂપાંતર પમાડી શકો? તમારા કોઈમાં એ તાકાત હતી, તમારા એ પ્રિય સ્વજન માટે રોટલીમાં રૂપાંતર પામવાની?' બધાં સુંદર રંગીન ચિત્રો તરત મૂગાં થઈ ગયાં લાગ્યાં. ત્યાં તો જે કોચ ઉપર હું બેઠો હતો તેનો હાથી સૂંઢ ઊંચી કરતો જણાયો: 'અરે! તમે બધાએ આજે આ શી પારાયણ માંડી છે?' તે બોલ્યો: 'દુનિયા તો અનાદિ કાળથી, ઠગોની અને શઠોની અને સિક્કાઓની દાસી રહી છે. એમાં તમે આજે આ નવી નવાઈની વાત માંડી બેઠાં છો! તમારા સ્વામીને સિક્કાઓના છક્કા પંચા કરતાં કોણે રોક્યા હતા? કાં મફતની ભૂતાવળ સરજીને એમાં હેરાન થયાં? તમે તો ચોર કોટવાળને દંડે તેવી વાત કરો છો, અને રોટલી આપનારની નિંદા કરો છો!'

'પણ રોટલી બધાને કેમ ન મળે?' એક કોઈક નવીન ચહેરો બોલતો જણાયો.

'એ તું નહિ સમજે દીકરા!' પેલી વૃદ્ધ સત્યની કાંસા-પ્રતિમા બોલી: 'તને ક્યાંથી ખબર હોય? તેં દુનિયા જોઈ જોઈને કેટલા વરસની જોઈ છે? પણ મેં તો એને આંહીં કેવળ સર્પો વસતા હતા ત્યારે પણ જોઈ છે. તેનો આકાર ફરતો રહે છે, એની 'ફેશન' બદલાતી રહે છે, એના શબ્દો જુદા જેવા લાગે છે, એનાં સૂત્રો મોહક જણાય છે, પણ એનો સામાન્ય માણસ—જેટલો હતો, તેટલો જ અજ્ઞાન રહે છે. તે પહેલાં એ પર્વતોને, વૃક્ષોને પૂજતો ને ભૂજતો, હવે નેતાઓને પૂજે છે, અને નેતાઓને નામે અંધ બને છે! સામાન્ય માણસ બદલાતો નથી, મારા જુવાન ભાઈ! સામાન્ય માણસ બદલાતો નથી. એ જ મહેનત કરવાનો છે. એ જ વગર મોતે મરવાનો છે. એ જ ઘેટું થઈને હોમાવાનો છે. ને એને હોમનારા કાં આ વાદને નામે શીખંડ પામવાના છે, કાં પેલા વાદને નામે દૂધપાક મેળવવાના છે. ને અગ્નિમાં તો આ ઘેટાંને હોમવાના છે! વૈદિક કાલમાં ચાર પગનાં ઘેટાં હોમાતાં. હવે બે પગનાં હોમાય છે. પણ ઘેટાં ત્યાં છે. અગ્નિ ત્યાં છે. યજ્ઞની સફાઈ ભરેલી વાણી ત્યાં છે. ને સામાન્ય અજ્ઞાન ત્યાં છે. એવા વ્યાપક નફાકારક અજ્ઞાનને મીટાવનારાઓને કોઈ દિવસ કોઈ સત્કારશે એમ? ગાંડા રે ગાંડા! તું આ ડાહ્યાઓની દુનિયામાં ગાંડો જણાય છે! તારા એ ચિતારા ફિતારાને કે' કે જીવવું હોય તો ડાહ્યો થઈ જા, બધા બોલે છે તેમ બોલવા માંડ, બધા તાળીઓ પાડે છે તેમ તાળીઓ પાડવા માંડ, બધા આંગળી ઊંચી કરે છે તેમ આંગળી ઊંચી કરવા માંડ, જીવીશ પણ ખરો. ડાહ્યો પણ ગણાઈશ. રોટલો પણ પામીશ. ને કીર્તિનો અંચળો પણ મેળવીશ! જીવતાં ન આવડે એ કોઈ જ ફરિયાદ ન કરે. આંહીં ફરિયાદને સ્થાન નથી........'

હું તો આભો બનીને આ બધી નવી નવી વાતો સાંભળી રહ્યો હતો ને દુનિયાની પ્રચલિત માન્યતાઓ

# પ્રેમ

હર્ષિદા પંડિત

> કેલિફોર્નિયા (લોસ એંજલીસ)ની કાશ્મીરી ભૂમિ પર વસીને આ અઘરા ગણાતા માનસશાસ્ત્રના સરળ લેખોમાં લેખિકા કેવો પ્રાણ પૂરી શકે છે એ આ લેખ વાંચતા વધુ સ્પષ્ટ થાય છે પ્રેમના પ્રત્યેક પાસાની માનસશાસ્ત્રીય સ્પષ્ટતા ખૂબ જ સીધી સાદી બાનીમાં થઈ છે એટલે સામાન્ય વાચકને પણ ખૂબ રસ પડે છે

પ્રેમ શબ્દ આજે પ્રમાણમાં એટલો બધો પ્રચલિત અને અજાણ બન્યો છે કે એનું સાચું હાર્દ સમજવા બહુ ઓછા લોકો પ્રયત્ન કરે છે પ્રેમ એક એવી કુમળી માનસિક લાગણી છે, જે બાળકો, કિશોર-કિશોરીઓથી માંડીને વૃદ્ધ-વૃદ્ધાઓના હૃદયમાં એક જાતનું સ્પંદન જગાવે છે ગમે તેવા કઠોર હૃદયને પણ પાણી પાણી કરી નાખવા માટે પ્રેમ એ એક અનેરું બળ છે આમ છતાં આ શબ્દના સસ્તા પ્રયોગો એટલા બધા વધી પડ્યા છે કે એનું માનસશાસ્ત્રીય પૃથક્કરણ પણ એટલું જ જરૂરી થઈ પડ્યું છે

પ્રેમનું માનસશાસ્ત્રીય પૃથક્કરણ કરવું એ ખૂબ અઘરું કાર્ય છે વળી આપણે સૌ પ્રેમના પ્રભાવથી વંચિત નથી, અને આપણા રોજિંદા જીવનના સારા-નરસા પ્રસંગોમાં એનો કડવો-મીઠો અનુભવ દરેક માનવીએ કરેલો હોય છે આથી એ કામ વધુ કપરું બને છે. દરેક વ્યક્તિ બીજી વ્યક્તિને ચાહતી આપણે જોઈએ છીએ, પ્રેમને લીધે ઘણા સંગ્રામો ખેલાયાના દાખલા ઇતિહાસે નોંધ્યા છે, પ્રેમને કારણે કેટલાય આપઘાતોની પણ નોંધ છે અને પ્રેમના બળે તપશ્ચર્યા કરનારા ને બલિદાન આપનારાઓનો પણ દુનિયામાં તોટો નથી પછી એ પ્રેમ માતૃપ્રેમ હોય કે પ્રિયાપ્રેમ હોય! ઘણાય કવિઓએ પ્રેમની પ્રતિભાના કાવ્યો રચ્યા છે, ગાથાઓ ગાઈ છે પણ વિજ્ઞાનિક પાસે પ્રેમ વિષે બહુ ઓછી સામગ્રી છે.

આપણી સંસ્કૃતિના પાયામાં, કળાકૌશલના ઇતિહાસમાં, સિંહાસનોની ફેરબદલીમાં પ્રેમ પૂરાયેલો પડ્યો છે વળી આપણા કૌટુંબિક જીવનનું તો એ હાર્દ છે, આત્મા છે. પ્રેમ જેવી ભાવના સૃષ્ટિ પર અસ્તિત્વ ધરાવતી ન હોત તો આજે દુનિયા દેખાય છે એવી ન હોત એમાં કાંઈ શંકા છે? પ્રેમના અનુગામી તરીકે આખીય લગ્નસંસ્થાનો વિકાસ, માનવીનું કૌટુંબિક જીવન, બાળકોના સંસ્કાર, એમની કેળવણી ને એમની ખાતર મરી ફીટવાની માબાપની તીવ્ર તમન્નાનો ઇતિહાસ આવે છે જો કે કેટલેક ઠેકાણે પ્રેમને બદલે પૈસા ને પ્રતિષ્ઠા ખાતર લગ્નો થયા છે ખરા, પણ એવા લગ્નો—મનમેળ વગરના—વધુ નિષ્ફળ પણ નીવડ્યા છે આમ પ્રેમ એ એક વિચિત્ર પ્રકારની જટિલ ભાવના બની ગઈ છે ને એના વિષે અનેરી જિજ્ઞાસા દરેક માનવમનમાં આજે ઉપજે છે.

કારેન હોર્ની નામની અદ્યતન સ્ત્રી માનસશાસ્ત્રીએ 'The Problem of the Monogamous Ideal' નામના એક નિબંધમાં એક સ્થળે નોંધ્યું છે કે બાળપણથી માંડીને દરેક અવસ્થામાં માનવીને દોરતી જો કોઈ લાગણી હોય તો તે પ્રેમ જ છે. ભલે ફ્રોઈડ એને જાતીયવૃત્તિ તરીકે ઓળખાવે વળી દરેક માનવીને પોતાના પ્રેમને કેન્દ્રિત કરવા માટે કોઈ વ્યક્તિ જોઈએ જ છે. બાળક ખૂબ નાનું

---

વિષેનો થોડો ભ્રમ ભાગતા જાણે નીચેથી પગ સરતા હોય તેમ સરી રહ્યો હતો, એટલામાં ધડાક એક અવાજ થઈ ગયો ને અવાજ થતાની સાથે જ મારી ઊંઘ ઊડી ગઈ સ્વપ્ન ઊડી ગયું. સુખદ ભ્રમણા પણ ઊડી ગઈ. ને હું કેવળ આધાર વિનાનું નીચે ને નીચે સરતું !

પણ સરીને ક્યાં ?
કોણ જાણે છે ક્યાં ?

★

હોય, માતા પર જ આધાર રાખતું હોય ત્યારે એ માને ચાહે છે, જરાક મોટું થાય, આજુબાજુના વાતાવરણમાં હળતું–મળતું થાય ત્યારે એના મિત્રોને ચાહે છે, નિશાળે જતું થાય એટલે એના શિક્ષકો–શિક્ષિકાઓને ચાહે છે, યુવાન થાય ત્યારે એ યુવતીઓ-યુવકો પ્રત્યે આકર્ષાય છે, અમુક યુવતી કે યુવક પસંદ કરીને એની સાથે એ પરણે છે, ગૃહસ્થાશ્રમી બને છે ને પછી પોતાનાં બાળકોને ચાહે છે. આમ દરેક અવસ્થાએ એનું પ્રેમપાત્ર જરૂર બદલાય છે પણ આગળ ધપાવવા માટે જીવનભર એને પ્રેમની જરૂર રહે છે.

માનવી જેમ પોતાના જીવનમાં શારીરિક જરૂરિયાતોને પોષે છે ત્યારે જ એને સંતોષ થાય છે તેમ પ્રેમ એ પણ માનવીની માનસિક જરૂરિયાતોમાંની એક છે. જેમ દરેક શિક્ષિત વ્યકિત પોતાના ક્ષેત્રમાં સ્થિર થવાના પ્રયત્નો કરતી હોય છે તેમ દરેક વ્યકિત કોઈને ચાહવા માટે ને કોઈનો પ્રેમ મેળવવા માટે તલસતી પણ હોય છે. ઘણા એમ માને છે કે સમાજ સાથે એકરૂપ બનીએ એટલે પ્રેમની વૃત્તિ સંતોષવાની જરૂર ન પડે પણ વાસ્તવિકરીતે જોતાં એવું નથી. સમાજ સાથે એકરૂપ બનવું એ વ્યકિતની સામાજિક જરૂરિયાત છે અને કોઈનો પ્રેમ મેળવવો કે કોઈને આપવો એ અંગત માનસિક આવશ્યકતા છે. કારણ કે સમાજ સાથે હળવા–ભળવા છતાં વ્યકિત પોતાનું અસ્તિત્વ ગુમાવતી નથી, જ્યારે પ્રેમ આપવા–લેવામાં તો એકબીજા સાથેનું તાદાત્મ્ય સાધવાનું હોય છે અને પોતાની હયાતિને પ્રેમપાત્રની હયાતિ સાથે એકરૂપ બનાવીને પોતાનું આગવું વ્યકિતત્વ ગુમાવવાનું હોય છે. પણ નવાઈની વાત છે કે પ્રેમ આપ્યા પછી કે લીધા પછી માનવી એવું અનુભવતો નથી કે એણે કાંઈ ગુમાવ્યું; કારણ કે પ્રેમની આપલે કર્યા પછી માલિકીની ભાવના દરેકના મનમાં સ્થાન લે છે. બાળક માને ચાહતું હોય ને મા બાળકને ચાહતી હોય ત્યારે બંને એકબીજાને પોતાનાં ગણે છે, ભાઈબેન વચ્ચે પ્રેમની લાગણી હોય ત્યારે ભાઈને બેન પોતાની ને બેનને ભાઈ એનો જ લાગતો હોય છે. અને બંને પ્રેમીઓ પણ એકબીજાને પારકાં તો નથી જ ગણતાં. એનું એક કારણ એ પણ હોય કે દરેક સંબંધ વ્યકિત–વ્યકિતઓને એટલી નજીક આણતો હોય છે કે પ્રેમનું બંધન સ્વીકારીને દરેક પારકાં–પોતાનાંનો ભેદ જ ભૂલી જાય છે.

આવી પ્રેમની ભાવનાને માનસશાસ્ત્રીઓ પ્રેમની જરૂરિયાત તરીકે ઓળખાવે છે. વ્યકિતત્વના ઘડતરમાં પ્રેમનો મહામૂલો ફાળો નોંધ્યા વગર ચાલે તેમ નથી. વળી પ્રેમની ભાવના ન સંતોષાય તો જીવન સૂનું, ખાલી અને નકામું અર્થહીન ભાસે છે. અહીં પ્રેમ એટલે ફ્રૉઇડની જાતીય વૃત્તિ સમજવાની ભૂલ ન થાય એ ખાસ જોવાનું છે. દુનિયામાં કોઈનો ય પ્રેમ ન મેળવ્યો હોય એવી વ્યકિતઓ જીવનમાં ખૂબ નિષ્ફળ નીવડી છે ને એવી વ્યકિતઓએ આત્મહત્યાના પ્રયત્નો પણ કરેલા હોવાના દાખલા નોંધાયા છે. એક બાળકી નાની હતી ને એની માતા ગુજરી ગઈ; આથી નાનપણમાં એને માતૃપ્રેમથી વંચિત રહેવું પડ્યું. પાંચેક વર્ષની થતાં જ્યાં એનું મન એના પિતા સાથે હળ્યું ત્યાં તો કમનસીબે એના પિતા ફરી પરણ્યા, સાવકી મા સાથે આ બાળકી માનસિકરીતે ગોઠવાઈ શકી નહીં કારણ કે સાવકી મા તરફથી એને જે પ્રેમ જોઈએ તે મળ્યો નહીં. વળી એ જરાક કદરૂપી હતી આથી સાવકી મા તો એને ઉતારી પાડવા માંડી. આથી એને એમ લાગવા માંડ્યું કે એ પોતે એવી ખરાબ છે, કદરૂપી છે કે એની સાથે કોઈ પ્રેમ જ નહીં કરી શકે. આમ એના મનમાં ઉત્પન્ન થતાં અનેક ઘર્ષણો સાથે લડતી–લડતી એ ૩૫ વર્ષની સ્ત્રી બની, પણ જાણે જીવનથી જરાક નાસીપાસ થતી હોય એવું પણ એને લાગતું ગયું. એક પ્રકારની નિરાશા એને સતાવવા માંડી ને એ આપઘાત કરવા પ્રેરાઈ. પણ એની હિંમત ચાલી નહીં. એને એમ લાગવા માંડ્યું કે કોઈક તો એવું મળશે જે એને પ્રેમ કરશે. આથી એ પહેલાં તો દર્પણમાં જોતાં પણ બીતી, અને





સમાજમા હળતામળતા અચકાતી એને બદલે નવાનવા મિત્રો કરવા લાગી, સારા સારા કપડા પહેરીને ઠાઠ માઠથી ફરવા માડી પહેલા એને કાઈપણ કામ કરવુ ગમતુ નહો, એને એમ થતુ કે એ કોને માટે ને શા માટે કાઈક કામ કરે? પણ પછી તો એને એમ ભાનો થઈ કે કાઈક એની દરકાર લેનાર મળશે એટલે એના જીવનમા કાઈક અનેરી સ્ફૂર્તિ આવી ભાગ્ય નસીબે એને એક મિત્ર મળ્યો, જે એના જીવનમા ખૂબ સહૃદયતાપૂર્વક પ્રવર્ત્યો અને એની માનસિક વિમાસણ પ્રેમની છોળો ઉડાડીને દૂર કરી આમ વ્યક્તિના અગત જીવનમા પ્રેમ હમેશા જીવન દાન પણ આપે છે ને માનવજીવનનુ એ એક અનિવાર્ય અગ છે એમ કબૂલ્યા વગર છૂટકો નથી

માનવચિન્તનમાએ બીજુ એક સત્ય એ ઉચ્ચાર્યુ છે કે બાળક પોતાના કુટુમ્બ સિવાય બીજી કોઈ વ્યક્તિ પ્રત્યે ખેચાય છે ત્યારે કુટુબ પ્રત્યેની એની લાગણી થોડી ઓછી થાય છે વળી દરેક ધર્મશાસ્ત્ર ઓછે વત્તે અશે પ્રેમનો પ્રચાર કરે જ છે હિંદુ ધર્મના અતિથિધર્મ, પારસી ધર્મની માનવતા, ખ્રિસ્તી ધર્મનો પ્રેમ અને મુસ્લિમ ધર્મના ઈમાન એ પ્રેમના પર્યાય વાચક શબ્દો છે દરેક ધર્મમા પાડોશીને પ્રેમ કરવામા ફરજ સમાયેલી છે એવુ વર્ણન છે જ ઉપરાત માનવસ્વભાવ ને માનવસસ્કારની તો આ એક સસ્કાર ભાવના જ છે. સ્ત્રીના હૃદયમા પ્રેમની ભાવના ઊડી રોપાયેલી હોવાના દાખલા આ મર્ડ એનીસ નામના માનસશાસ્ત્રીએ ગૌરવપૂર્વક નોંધ્યા છે એ જણાવે છે કે સ્ત્રીઓ પ્રેમ વગર જીવી જ શકતી નથી, છોકરીઓને એમ જણાય કે એમના માબાપ એમને બરાબર પ્રેમ નથી કરતા એટલે એ પણ એમની લાગણી પાછી ખેચી લે છે, છોકરીને માનો પ્રેમ ન મળે તો એ બહુ દુખી જીવન વિતાવે છે આવુ બન્યુ હોય તેવી છોકરીઓ પુરુષ પ્રત્યે ઝટ આકર્ષાય છે અને ઘરમા જણાતી ખોટ બહારથી પૂરી કરી લે છે જે છોકરીઓને બાપનો પ્રેમ નથી હોતો, એ જેને ચાહે છે એની બાપ જેવી સભાળ રાખે છે, બહુ નાના વર્તુળોમા ઉછરેલી છોકરીઓ કોઈની સાથે પ્રેમસબધ બાધી શકતી નથી, વ્યવસ્થિત ને સુખી કુટુબમા ઉછરેલી યુવતીઓ વિના સકોચે પ્રેમ બાધી શકે છે, આવા અનેક દૃષ્ટાંતો આપીને એનીસે એમ સાબિત કરવા પ્રયત્ન કર્યો છે કે પ્રેમ એ વ્યક્તિની માનસિક ભૂખ છે

હવે પ્રેમના લક્ષણો તપાસીએ સામાન્યરીતે એવુ મનાય છે કે વ્યક્તિ બાળપણમાથી જ એના આવેગોને અપનાવતી આવે છે કે જેના જોરે એ સવનન, લગ્ન ને પિતૃ-માતૃપદ તરફ દોરાય છે પ્રેમમા પડતી વખતે લગ્ન સબધ જોડતી વખતે માતૃ–પિતૃપદ પ્રાપ્ત કરતી વખતે મન સાથે વણાઈ ગયેલી ટેવો એને મદદ કરે છે ને ઓચિતા આવી પડતા સજોગોથી એ નથી ગભરાતી કે નથી નવાઈ પામતી દરેક વ્યક્તિને કુટુબનુ ચક્ર આગળ ચલાવવુ ગમે છે, માનવ મનમા કાઈક એવુ જાતીય તત્ત્વ હોય છે, જે એના 'અહ' સાથે એવુ આબાદરીતે ભળી જાય છે ને સનામની અને આર્થિક હેતુઓ આગ બાળવા માટે પ્રેરણા આપે છે ઘણી સ્ત્રીઓનુ અભિમાન એમને લગ્ન કરવાની ફરજ પાડે છે—પ્રેમમા સનામની અને લગ્ન દ્વારા પ્રતિષ્ઠા મેળવવાની ભૂખ પણ સ્ત્રીઓના રૂપગર્વને કામની હોય તો નવાઈ નહી! આખરે આર્થિક હેતુ પણ એવો જોરદાર હોય છે જે માનવીને પ્રેમ તરફ દોરી જાય છે એવુ કહેવાય છે કે પ્રેમમા જાતીય ભાવના ન વણાયેલી હોય તો પ્રેમમા પડવુ માનવી માટે ખૂબ મુશ્કેલ બને છે વળી સ્ત્રીઓનુ સ્વાભાવિક વલણ જ એમને પ્રેમ લગ્ન ને બાળકો પ્રત્યે દોરે છે પોતાના નામની આગળ લખાતા મોહક અક્ષરો—શ્રીમતી—લખવા દરેક સ્ત્રીને ખૂબ ગમે છે એવો સ્ત્રી મનના નિષ્ણાતોનો અનુભવ છે ઘણીવાર સ્ત્રીનુ 'અહ' એની બગબગીના કે એનાથી ચડિયાતા પુરુષ પ્રત્યે એને ખેચે છે એ પણ સર્વસ્વીકાર્ય સત્ય છે આમ સ્ત્રીના જીવનમા પ્રેમ ખૂબ ઝીણી રીતે વણાયેલો જણાય છે કેટલાક માનસશાસ્ત્રીઓ મશ્કરીમા 'સ્ત્રી એટલે પ્રેમ' એવુ સમીકરણ પણ મૂકે છે,




આમછતાં સ્ત્રીને સામાજિક સલામતી મળ્યાનો આનંદ થાય છે એ પણ કબૂલવું પડે છે.

પ્રેમ એ આપણી સંસ્કૃતિનું પણ એક અંગ છે. દરેક માનવી પોતાની સંસ્કૃતિનાં મૂલ્યાંકનોને આધારરૂપ ગણીને પ્રેમ કરે છે. જે સંસ્કૃતિમાં એક કરતાં વધારે પુરુષોને પ્રેમ કરવામાં પાપ ન મનાતું હોય ત્યાં સ્ત્રીઓ એ પ્રમાણે અનુસરે છે, ને જ્યાં એક જ પુરુષને જીવનભર પ્રેમ કરવામાં ગૌરવ મનાતું હોય ત્યા પ્રેમની એવી રીત જ પ્રચલિત બને છે. જો કે અપવાદ તો દરેક જગ્યાએ જોવામાં આવે છે, આમછતાં અપવાદ એ નિયમ પણ નથી એ ન ભૂલવું જોઈએ. કેટલીક સંસ્કૃતિમાં એક વ્યક્તિ એક વખતે એકને જ પ્રેમ કરી શકે છે તો કેટલીક સંસ્કૃતિ એક વ્યક્તિને એક સાથે અનેકને પ્રેમ કરવાની પરવાનગી આપતી હોય છે. હિંદુ સંસ્કૃતિનું એ હમેશાં ધ્યેય રહ્યું છે—પ્રેમમાં ને લગ્નમાં આજીવન વફાદારીનું; જ્યારે પશ્ચિમની સંસ્કૃતિ પ્રેમમાં ચંચળતાને વરેલી છે.

અમેરિકાના કેટલાક સમાજશાસ્ત્રીઓ રોમાંચ ગ્રંથિ (Romantic Complex) પર બહુ જ ભાર મૂકે છે. એ લોકો એવું સૂચવે છે કે પ્રેમ એ એક અતિ ગૂઢ ને અગમ્ય ભાવના છે ને એ ! બળે એકાદ સમય એવો આવી જાય છે જેથી એક વ્યક્તિ અમુક સ્ત્રી સાથે પરણી બેસે છે. અથવા એક સ્ત્રી આવેશવશ થઈને અમુક પુરુષને પરણી જાય છે; પણ પાછળથી એમના જીવનમાં નિરાશા ને ઈર્ષા પ્રવેશે છે જે બંનેને છૂટાછેડાની છટકબારી તરફ ખેંચી જાય છે. રોમાંચિત પ્રેમ એ એક એવો બેકાબૂ આવેશ મનાય છે કે એ વખતે માનવી બુદ્ધિપૂર્વક વિચાર્યા વગર આંધળી લાગણીથી દોરાતો જ જાય છે, એ પોતે કઈ દિશામાં જાય છે એનું પણ એને ભાન રહેતું નથી ને જીવનની વાસ્તવિકતાથી પણ એ એટલો દૂર ઘસડાય છે કે પોતે શું કરે છે એનો ખ્યાલ જ એને રહેતો નથી. વળી માણસનું મન ને એની પ્રવૃત્તિઓ એવી વિચિત્ર રીતે બદલાતી રહે છે કે એની ખબર પણ હયાત મનને પડતી નથી. આમ ઉતાવળીયું પગલું ભરનારી વ્યક્તિઓ લાંબા ગાળા સુધી પ્રેમ મેળવી શકતી નથી ને પરિણામે દુઃખી થાય છે ને આખી દુનિયા પ્રત્યે અવિશ્વાસની નજરે જોતી ધૂની વ્યક્તિઓ તરીકે સંબોધાય છે. પ્રખ્યાત અંગ્રેજ નવલકથાકાર સ્ટીવન્સન પોતાના 'Falling in Love' નામના પુસ્તકમાં આવા અનેક દાખલાઓ આપે છે ને જણાવે છે કે માનવી જો ઈરાદાપૂર્વક પ્રેમમાં પડતો હોત ને લગ્નગ્રંથિથી જોડાતો હોત તો કૌટુંબિક ને વ્યક્તિગત માનસિક શાંતિની ખામી કોઈને ય જણાત નહીં; પણ મોટે ભાગે માનવી એની ઇચ્છાશક્તિની વિરુદ્ધ જઈને એવા કોઈ માર્મિક આવેશ દ્વારા પ્રેમમાં પડે છે ને હાથે કરીને પતનને આવકારે છે. પ્રેમ પ્રાપ્તિને ખાતર ગમે તેવી ગુલામી સહન કર્યાની ઘણીય વાતો—સાચી ને કાલ્પનિક—રચાઈ છે. શીરીફરહાદ કે લયલા–મજનૂના જેવા કિસ્સા રોજના જીવનમાં નથી જડતા એવું પણ નથી. ઘણા એવું માને છે કે સૌંદર્ય એ પ્રેમ ઉત્પન્ન કરનારું તત્વ છે પણ એ સાવ સાચું નથી. પ્રેમ ઉત્પન્ન કરવામાં બાહ્ય કૃત્રિમ સૌંદર્ય કરતાં આંતરિક નિર્મળ સૌંદર્ય વધુ ભાગ ભજવે છે, નહીં તો મજનૂં લયલા પાછળ ગાંડો ન બન્યો હોત, ને આઠમા એડવર્ડને રાજગાદી છોડવી ન પડત. પ્રેમ માત્ર વ્યક્તિને ગુલામ બનાવે છે એ નક્કી છે. જ્યારથી પ્રેમની શરૂઆત થાય છે ત્યારથી વ્યક્તિના અંગત સુખનો આધાર પ્રેમપાત્રની ઇચ્છા ને ગમાઅણગમા પર રહે છે. પ્રેમને અંતે લગ્નથી બંધાયેલાં બંને પાત્રોમાંથી બંનેને સુખને ટકાવી રાખવા માટે અમુક ભોગ હંમેશ આપવો પડે છે. બંનેની ટેવો હંમેશ સરખી જ હોય છે એવું પણ નથી હોતું પણ ટેવો, ગમા–અણગમા ને વાસ્તવિક પરિસ્થિતિ સાથે બંનેને ગોઠવાવાનું હોય છે, આથી દરેક કાંઈક જતું કરવું પડે છે. આમ પ્રેમ ત્યાગની ભવ્ય ભાવના જીવનમાં ઉતારવા પ્રેરે છે.





પ્રેમ વિષે આટલું વિચાર્યા પછી મનમાં એવો પ્રશ્ન ઊઠે છે : માનવી પ્રેમમાં શા માટે પડતો હશે? પ્રશ્ન સુંદર છે, જવાબ પણ ખૂબ ભાવનાત્મક છે એમ કહેવાય છે કે ઘણી વ્યક્તિઓ જીવનભર પ્રેમ મેળવવા માટે ફાંફાં મારતી હોય છે પણ નથી મેળવી શકતી પ્રેમ માટે જિંદગી ખર્ચી નાખનારા કાંઈ ઓછા નથી આથી એવા નિર્ણય પર આવવું ઘટે છે કે વ્યક્તિ પોતાના રોજિંદા જીવનની ઘટમાળથી કંટાળે ત્યારે એને કાંઈક ઊર્મિલ (emotional) ને વિચારાત્મક (ideational) સુખની જરૂર પડે છે આવું સુખ મેળવવા ખાતર એ જીવનભર પ્રેમ પ્રાપ્તિમાં ગ્યાપર્યા રહી શકે છે પ્રેમની પ્રેરણા મૂળ શારીરિક છે પણ એ જીવંત પ્રતીક સંસ્કાર સાથે જોડાયેલું છે માણસની શારીરિક ભૂખ સંતોષાય ત્યારે એ સંસ્કાર ભૂખ સંતોષવા તરફ દોડે છે આ દોડધામને પ્રૉ. લેંગ પ્રેમનું ગાંડપણ કહે છે જો કે માનવી માનવીના પ્રેમના અનુભવમાં બહુ તફાવત જોવામાં આવે છે ધાર્મિક હૃદયવાળો માનવી એક વ્યક્તિને જુદી રીતે પ્રેમ કરશે અપવિત્ર મનવાળો માનવી એના પ્રેમપાત્ર તરફ અમુક દૃષ્ટિએ જોશે આદર્શવાદી યુવતી પ્રેમનો અર્થ જુદો જ કરતી હશે ને મદીરાદી પિતાની પુત્રી પ્રેમને જુદી જ રીતે સમજશે કેટલાકને તો પ્રેમ કરવાની ટેવ પડી જાય છે આવા લોકો ગમે તે રસ્તે, ગમે તેવા સાધને દ્વારા પ્રેમ મેળવવા દોડાદોડી કરે છે, પણ એમના પ્રેમમાં સ્થિરતા નથી હોતી

પ્રેમના ઉત્તમ લક્ષણ—વિચારાત્મક પ્રેમ—સુધી પહોંચનારા માનવી બહુ ઓછા છે કલ્પના દ્વારા સામી વ્યક્તિના ગુણદોષોનું માપ કાઢીને પ્રેમપાત્રની ન્યૂનતાઓ બાજુ પર મૂકી દઈને માનસિક એમના સાધવી એનું નામ વિચારાત્મક પ્રેમ ઘણી હિંદી સ્ત્રીઓ પોતાના પતિના દોષો જાણતી હોય છે ને છતાં એ દોષો વિશે સભાનતા ઓછી કર્યા વગર પતિથી સંભાળીને ચાહીને પોતાનો પ્રેમ આપ્યા કરતી હોય છે દારૂડીયા પતિ કે વ્યસની—નફ્ફટ પતિને નિભાવી લેનારી આર્યાઓનો આપણે ત્યાં તોટો નથી આવી સ્ત્રીઓ પતિના દોષો જાણીને પણ એને મનમાં લાવ્યા વગર જીવન વિતાવી શકે છે એ વિચાર ઘણા વિદેશી લોકોના મનમાં—ખાસ કરીને સમાન હક ને વ્યક્તિ-સ્વાતંત્ર્યમાં માનની પરદેશી સ્ત્રીઓના મનમાં—ઊતરતો જ નથી પણ આપણી પતિભક્ત આર્યાઓ તો પોતે પતિને વફાદાર રહેવું' એ જ માન્યતાને જીવનમાં ઉતારીને પતિ એને ચાહે છે કે નહીં એની દરકાર નથી કરતી આમછતાં ઘણી વહેની સ્ત્રીઓ પતિ તરફ શંકાની નજરે જોતી થઈને પોતાનું લગ્ન જીવન કડવું ઝેર જેવું પણ બનાવે છે પ્રેમમાં સફળતા મેળવવી અને લગ્ન જીવન સુખી બનાવવું—બનાવવા માટે પ્રયત્નશીલ રહેવું—એ એક આદર્શ છે એ નક્કી

પ્રેમ ઘણું ખરું બંને વ્યક્તિના મનમાં એક જાતનું ઘર્ષણ પણ ઉપજાવે છે બંનેના અહં (ego) પણ ઘણીવાર અથડાય છે પ્રેમમાં સંકુચિતતા ઈર્ષા ને વહેમ પ્રવેશે છે ત્યારે માનસિક વિરોધ જન્મે છે આવે વખતે બંને વ્યક્તિઓએ સમજપૂર્વકની કબૂલાતો ને એકમીજાને સમજીને વર્તવાની રીત અપનાવવી પડે છે પ્રેમની પવિત્રતા ને સાતત્યતા આવે વખતે એકમીજાને વળગી રહેવામાં ખૂબ મદદરૂપ થઈ પડે છે ઘણી સ્ત્રીઓ સામાજિક ક્ષેત્રમાં આગળ પડતું કામ કરીને પ્રતિષ્ઠા મેળવે છે ને ઘર—પતિ તથા બાળકો—પ્રત્યે ખૂબ બેદરકારી સેવે છે ત્યારે પણ પતિ પત્ની વચ્ચે સંઘર્ષ ઉત્પન્ન થાય છે ઘણી સ્ત્રીઓ આવે વખતે કારકિર્દીને મહત્વ આપે છે ને પતિ સાથે સહેજ વાંકું પડતાં છૂટાછેડાનો આશરો લે છે અલબત્ત આવું આપણા દેશ કરતાં વિદેશોમાં વધુ બને છે આપણે ત્યાં તો સ્ત્રી પ્રેમ ને કૌટુંબિક શાંતિના ભોગે કશું કરવા તૈયાર નથી થતી જે લાગણીવશતા ને પ્રેમની તીવ્રતા આપણે ત્યાં જોવામાં આવે છે એ ક્યાંય નથી એવું માનવું પડે એમ છે

આમ પ્રેમ એ બજારમાં ગમે તેટલી મોટી રકમ આપીને પણ ખરીદી ન શકાય એવી દૈવી ને આંતરિક ભાવના છે બાળપણમાં પ્રેમ ન મળતાં બાળમે




લઘુતાગ્રંથિવાળાં, અસલામતીની ભાવનાવાળાં, શરમાળ, અતડાં ને સમાજવિરોધી પ્રવૃત્તિઓમાં ભાગ લેનારાં બને છે એ પણ જાણીતું છે. આમ પ્રેમ એ એક અનેરું બંધન છે જે સૌને ગમે છે, સૌ એને મેળવવા કપરા પ્રયત્નો પણ કરે છે અને વળગી રહેવા માટે તન તોડીને મહેનત પણ કરે છે. ખાસ કરીને બાળકો બહુ મોટા પ્રમાણમાં પ્રેમના પ્રદર્શન અથવા આવિર્ભાવને આવકારે છે. મા જ્યારે બાળકને છાતી સાથે ચાંપીને ચુંબનોની વર્ષા વરસાવે છે ત્યારે બાળકને એમ લાગે છે કે પોતે માના ખોળામાં ખૂબ સુરક્ષિત છે ને એની પણ દરકાર લેવાય છે ખરી.

કોઈક વાર પ્રેમ ને તિરસ્કારની બે વિરોધી ભાવનાઓ સાથે સંકળાયલી જોવામાં આવે છે. આપણે એકને ચાહતાં હોઈએ છીએ એટલે જ બીજી વ્યક્તિને તિરસ્કારતાં હોઈએ છીએ. ફ્રોઈડ નામના માનસશાસ્ત્રીનો આ વિચાર નૂતન માનસશાસ્ત્રમાં ખૂબ આવકારાયો છે. જેમ ઉંમર વધતી જાય છે તેમ તેમ પ્રેમપાત્ર પણ બદલાતું જાય છે એ આપણે શરૂઆતમાં જ જોયું. પ્રેમની સાથે પ્રશંસા, માલિકી, ને અન્યોન્યતા જોડાયેલો હોય છે. કારણ કે આપણે કોઈના પ્રત્યે સહાનુભૂતિ બતાવીએ ત્યારે એની સહાનુભૂતિ મેળવવા માટે ઝંખના તો રાખીએ જ છીએ.

પ્રેમ વિષે વર્ણન કરતાં ડૉ. ફ્રોઈડ એક બાજુ પ્રેમને જાતીયતા સાથે સરખાવે છે ને બીજી બાજુ પ્રેમને માનવીની માનસિક ઝંખના તરીકે ઓળખાવે છે. ફ્રોઈડ એક નવા પ્રકારના પ્રેમનું વર્ણન કરે છે. એ એમ માને છે કે ઘણી વ્યક્તિઓ સ્વપ્રેમ ધરાવતી હોય છે. બાળક જ્યારે એકાંતમાં ઉછરે છે ને એને પ્રેમ નથી મળતો ત્યારે એનું અહં બહાર પ્રકટ થવાને બદલે અંદર—મન તરફ—વળે છે. એને કોઈ જ નથી ચાહતું એટલે એ પોતાની જાતને પ્રેમ કરે છે. આને ફ્રોઈડ Marcissim (સ્વપ્રેમ) જેવું ભારેખમ નામ આપે છે. આ ભાવનાની સાથે નારસીસ નામના ગ્રીક યુવાનની કથા સંકળાયેલી છે. આ યુવાને એકવાર પાણીમાં પોતાનું પ્રતિબિંબ જોયું ને એને એમ થયું કે હું કેટલો રૂપાળો છું! આથી એણે પોતે જ પોતાને પ્રેમ કરવા માંડ્યો ને એ રીતે પ્રેમની માનસિક ભૂખ સંતોષવાનો પ્રયત્ન કર્યો. સ્વપ્રેમ એ માનસિક વિકૃતિનું સૂચક મનાય છે.

'પ્રથમ દૃષ્ટિએ પ્રેમ', 'પ્રેમ આંધળો છે' ને 'પ્રેમીઓ ગાંડા હોય છે'—નાં સૂત્રોથી આપણે સૌ વાકેફ છીએ. આ સૂત્રોને આપણે સ્વીકારીએ પણ છીએ, છતાં ય પ્રેમ માટે ઝંખવામાં ને પ્રેમની લાગણીનાં સ્પંદનો અનુભવવામાં અનેરી મિઠાશ પણ માણતા હોઈએ છીએ. પ્રેમ એ ખરાબ ભાવના નથી, પ્રેમનો ઉપયોગ કેવી રીતે ને કેવી વ્યક્તિ કરે છે એના પર સફળતા—નિષ્ફળતાનો આધાર છે. પ્રેમ એ વ્યક્તિની હેતુપૂર્વકની ક્રિયા છે અને માનવીના વ્યક્તિત્વનું એક અનોખું પાસું છે. માનવી પ્રેમ દ્વારા પોતાની જાતીયવૃત્તિનું ઊર્ધ્વીકરણ કરી શકે છે; પણ એ પ્રેમ સંસ્કારી હોવો જોઈએ. કળા, સમાજ, રાષ્ટ્ર ને વિશ્વપ્રેમ દ્વારા પ્રેમની ભાવનાને અનિવિસ્તૃત બનાવીને વિશ્વએકતાનો પણ પ્રચાર થઈ શકે એમ છે. માનવના રાજકીય વાદ-વિવાદોના વાડામાંથી બહાર નીકળીને આવી સુંદર ભાવનાના પ્રચાર અર્થે ઝંડો લઈને ક્યારે ફરતો થશે?

[ આવતે અંકે : નિરાશા ]

## મન્થન સિદ્ધિ

તવ જીવિતનું કલ્પન કરતાં વીત્યાં વર્ષો ઘણાં,
તવ હૃદયના તાગે મેં તો મારી છે ડુબકી ઘણી.
તવ જગતની સંકુલતામાં બાંધ્યું જીવિતવ્ય મેં,
તવ અચળતા ગાઢી મેં સૌ દૃઢિભૂત કરી દીધાં.
મારી તારી બધીયે જગ સકળ મથેલા ટકું કાં ન પૂર્ણ
વાંચ્છયું તેની અનેરી પ્રવર મુદિત માનવ્ય કિંચિત સિદ્ધિ?

પ્રયાત

# શ્લેષ્મા

સિદ્ધાર્થ

> કળા અને કળાકાર, કવિતા અને કવિ એ તો કુદરતની પ્રતિભા છે એને અભ્યાસથી વિકસાવી શકાય એટલુ જ અહીં પણ એવી પ્રતિભાશક્તિને ગૂથી લેતી આ વાર્તા એક કલ્પનાગમ્ય છતા સુદર શબ્દ ચિત્ર ખડુ કરી જાય છે એનો કરુણાત તો એને વધુ સુદર બનાવી જાય છે

એ જ ખુમારીભરી ચાલ આખોની પાપણમા એ જ સ્વપ્નભરી માદકતા બોલવામા એ જ નરી મધુરતા પહેરવેશમા એ જ મા અને હસવામાથી ક્યારેક ખસવુ કરી બેસતી એની સ્મિતથી શોભતી દૃષ્ટિ જ્યારે જ્યારે મારા કલ્પનાચક્ષુ સામેથી સરી જતી જોઉ છુ ત્યારે કેટનાથ ન મા પડનાની એ શ્લેષ્મા મને સાભરી આવે છે

શ્લેષ્મા પાછળ એક મોટો ઇતિહાસ પડ્યો છે એની ના નહિ એ જન્મી ત્યારથી જ જાણે એક ઇતિહાસની શરૂઆત થઈ ગઈ હતી એ વખતની બ્રિટિશ હકુમતના સારા હોદ્દે ધરાવતા શ્લેષ્માના પિતા જ્યારે જ્યારે કાઈક વાત કરતા ત્યારે સરકાર માબાપના ગુણ ગાઈ ગાઈને થાકતા જ નહિ ૧૮૫૭ના બળવાથી માડીને તે જે સામ્રાજ્યમા સૂરજ કદી ન આથમે એના સામ્રાજ્યના ભાગ્યવિધાતાના વખાણ એમની નિર્બંધ વાણીમાથી ઝરતા જ રહેતા એ સુવર્ણકાળમા શ્લેષ્માએ આ ધરતી પર અવતાર લીધા

શ્લેષ્માને કોઈ અવતારી સ્ત્રીની હરોળમા મૂકવાનુ મન થાય તો ન રોકી નાખવુ પડે અને છતા એ આ ધરતી પર અવતાર પામી હતી એમ કહેવાનુ ન રોકી રાખી શકાતુ નથી બાળપણથી જ લાડકોડમા ઉછરેલી એટલે એના માન પાન ખૂબ ખૂબ કરવામા આવતા અને તેમાય એ જ્યારે નગરશાળામા દાખલ થઈ ત્યારે તો એની ટેકડી ને વખાણ કરતા બન્ને પક્ષોને સાભળવામા કોઈ અનેરી લિજ્જત આવતી આની પાછળ બીજુ ગમે તે કારણ હોય એની ખબર તો નથી પણ નગરશાળામા આ પહેલા કોઈ કન્યા આવી જ નહોતી કન્યાને કાગળ લખવા પૂરતુ ચાર ગુજરાતી ભણાવતી કન્યાશાળા સિવાય આગળ ભણવાની સગવડ ત્યા હતી જ નહિ અને શ્લેષ્મા તો કિશોરી પણ થતા પહેલા ઘેર શિક્ષક રાખીને ચાર ગુજરાતી વટાવી ચૂકી એટલે એના પિતાજીએ એને નગરશાળામા દાખલ કરાવવામા બની અનુકૂળતા કરી આપવાની શાળાના સચાલકોને ફરજ પાડી અને શ્લેષ્મા નગરશાળામા દાખલ થઈ ગઈ

કિશોરી શ્લેષ્મા નગરશાળામા દાખલ થઈ અને નગરજનોએ એને માથે છાણા થાપવા શરૂ કર્યા દીકરીની જાતને આમ છોકરાઓની નિશાળમા ભણવા મોકલવા માટે પિતાજીને ઠીકઠીક સાભળવુ પણ પડ્યુ અને છતા કાઈક પ્રગતિશીલ વિચારસરણી ધરાવતા પિતાજીએ એ બધુ ગણકાર્યા વિના શ્લેષ્માની કેળવણી આડે આડ ન આવવા દીધા અને નગરશાળાના બીજા સાત વર્ષ પણ શ્લેષ્માએ પસાર કરી દીધા

કિશોરકાળમા પ્રવેશ્યા પહેલા જ નગરશાળામા દાખલ થયેલી શ્લેષ્મા નગરશાળામાથી નીકળી ત્યારે યૌવનને આગળે આસીન બેઠી હતી અને છતા હજુ એનુ શિક્ષણ અધૂરુ જ રહ્યુ હતુ એ નગરજનોએ સાભળ્યુ ત્યારે બધાને થયુ આટલુ બધુ ભણતર ભણાવીને એનુ કરશે શુ ? એના માટે ઉચ્ચ અભ્યાસ માટેની ગોઠવણ કરવા માટે નજીકના શહેરમા શ્લેષ્માના પિતા ગયા અને પાછળથી નગરજનોના મોઢાઓની ગુસપુસ શરૂ થઈ

શ્લેષ્મા મહાશાળામા દાખલ પણ થઈ ચૂકી નગરજનોએ એને શહેરમા જવાને દિવસે સારુ એવુ વિદાયમાન પણ આપ્યુ શ્લેષ્માના પિતા સરકારી ઉચ્ચાધિકારી હતા એટલે એમની ખાતર પણ આ કરવુ જરૂરી હતુ

શહેરના મહાશાળામા શ્લેષ્મા કઈ જાતનુ શિક્ષણ લઈ રહી છે એ નગરજનો ન જાણી શક્યા એક




વરસ, બે વરસ, ત્રણ વરસ, અરે આવડી મોટી દીકરીને ત્રણ ત્રણ વરસ સુધી શહેરમાં એકલી રહેવા દેનાર મા-બાપ પણ કેવાં નફકરાં કહેવાય! છ છ મહિને રજાઓમાં શ્લેષ્મા ઘેર આવતી ત્યારે દર વખતે કાંઈક નવું તૂત લાવી જ હોય. કોઈવાર લાકડાના પાટિયા પર લાકડાની કુકરીઓ વતી રમવાની રમતની નવીનતા લાવતી તો વળી બીજીવાર હવામાં ઉછાળવાના કાગળના ફૂલને જાળીવાળા બેટથી મારવાનું શીખી લાવી હોય. કયારેક સાવ સફેદ પહેરવેશ પહેરીને લાંબા છૂટા વાળ રાખવાનું શીખી લાવી હોય તો વળી કયારેક કાળા મખમલ અને વાયલથી શોભતા શ્યામવેશમાં નવો જ ઝોક આપતો કેશકલાપ શીખી લાવી હોય. અને કોઈ સ્ત્રી કયારેય ભર બજારેથી નીકળવાની હિંમત પણ ન કરે એ સરિયામ રસ્તેથી ખુલ્લે માથે બેધડક પટપટ કરતી શ્લેષ્મા પસાર થતી હોય ત્યારે રસ્તાની બન્ને બાજુની દુકાનના દુકાનદારોની નજર પ્રશ્ન અને આશ્ચર્યમાં અટવાતી એના પર ખોડાઈ જતી. નગરજનોએ કયારેય ન જોયેલું આ દૃશ્ય શ્લેષ્માએ દિવસો સુધી પૂરું પાડયું ત્યારે જ નગરજનોની વાતો કાંઈક વિચારપૂર્વકની થવા લાગી, અવિચારી અને અદ્ધરોઅદ્ધર થતી બધી વાતો અટકી પડી.

શ્લેષ્મા મહાશાળામાં દાખલ થઈ ત્યારથી જ મારે એની સાથે પરિચય થયેલો. મૂળ પરિચયમાં લાવનાર તો એના પિતા જ હતા. ચિત્રકળાનો મારો અજબ શોખ એક દિવસ એમની નજરે ચડી ગયો અને હું એમની આંખમાં વસી ગયો. કોઈ સરકારી અમલદાર કળા પ્રત્યેનો આટલો બધો ઊંડો રસ કેળવી શકે એ જ મને તો ન સમજાયું. પણ એક દિવસ હું નદી કિનારે બેઠે બેઠો મારી સ્કેચબુકમાં સંધ્યાના આછા રંગો પેન્સીલ વડે કાગળ ઉપર ઉતારતો હતો અને મને એમણે જોઈ લીધો. મારી એ આછી-અધૂરી અને કાચી સ્કેચબુક જોઈ. સરકારી અમલદારો માટે મોટાં મોટાં ચિત્રોની જરૂર હતી એટલે એ તો એ જ વખતે મારી સાથે મારે ઘેર આવ્યા. મારાં જેટલાં તૈયાર ચિત્રો હતાં એ બધાં મોટી કિંમત આપીને ખરીદી લીધાં. એક રાતમાં હું ધનિક બની ગયો. ચિત્રો પાછળ રેડેલો મારો પ્રાણ અને ઘરની ઘરવખરી વેચીને કેનવાસ અને રંગ પાછળ ખરચેલો એક એક પૈસો લેખે લાગ્યો.

ત્યારથી મારી કળાને અનોખો ઝોક મળ્યો. નવાં તૈયાર થતાં એકેએક ચિત્રો સરકારી અમલદારો માટે મોં-માગ્યા દામે ખરીદાવા લાગ્યાં. મેં ખંતપૂર્વક ચિત્રમાં મારો પ્રાણ રેડીને બધો વખત કામ કરવા માંડયું. એક દિવસ શ્લેષ્માના પિતા આવ્યા ત્યારે એમની સાથે આવેલી શ્લેષ્માને મેં પહેલી જ વાર નજરે જોઈ. પહેલી જ નજરે એ મારા મનમાં વસી ગઈ. અને અધૂરામાં પૂરું શ્લેષ્માને જ ચિત્રમાં ઉતારવા માટે મને એના પિતાજી તરફથી ફરમાન થયું. મેં સહર્ષ સ્વીકારી લીધું. શ્લેષ્મા મહાશાળામાં ભણતી એટલે અત્યારે દોઢેક માસની રજાઓમાં ઘેર આવી છે એ ગાળામાં એનું ચિત્ર પૂરું થવું જોઈએ. મેં પણ ખાત્રી આપી કે રજાઓ દરમિયાન જરૂર પૂરું થઈ જ જશે.

બીજે જ દિવસે સવારના પહોરમાં શ્લેષ્મા આવીને હાજર થઈ ગઈ. આટલી વહેલી આવશે એવું તો મેં ધારેલું જ નહિ. મેં કેનવાસ ગોઠવ્યું, પાસે રંગ અને પીંછીની પણ તૈયારી કરી અને મારી સામે જ શ્લેષ્માને મેં બેસાડી.

બસ એ બેઠી એ બેઠી. હું એને નીરખી જ રહ્યો. કેનવાસ પર પીંછીનો એક લસરકો ય ન પડ્યો. અને સાંજ પડી ગઈ ત્યારે એ સૌંદર્ય પીતો પીતો હું જોઉં છું તો સૂર્ય બરોબર વિરુદ્ધ દિશામાં જઈને ડૂબી રહ્યો છે અને સંધ્યાના લાલ રંગથી લાલચોળ બની ગયેલી શ્લેષ્માને જોતાં જ હું ચમક્યો. જોઉં છું તો કામની શરૂઆત જ નથી થઈ. શ્લેષ્મા પણ મારી આ વિચિત્રતા ઉપર હસી પડી :

'આખા દિવસ સુધી મને નીરખવામાં જ વખત ગાળવો પડ્યો તે શું ,મારી રેખાઓ એવી અટપટી છે?'





પહેલી જ વાર મે સ્નેહ્માનો એ સુમધુર અવાજ સાભળ્યો હુ ઘેનમાથી જાગી ગયો

'મારે એક બેનમૂન ચિત્ર સર્જવુ છે એટલે એના સર્જન માટે તો મારે પ્રાણ નીચોવવા પડશે

'અને એ ચિત્ર અધૂરુ રહેશે તો ?' સ્લેમાએ એની તાર્કિકતાનો પહેલો પરિચય કરાવ્યો

મારામા એટલી ખામી હશે તો અધૂરુ ય રહી જાય મારા આ જવાબથી સ્લેષ્મા કાઈક ખસિયાણી પડી ગઈ અને મને મનાવવા માટે જાણે પ્રયત્ન કરતી બોલી

ના ના મારો એવા આશય છે જ નહિ આ તો હુ પોતે ખૂબ અચોક્કસ છુ એટલે તમારા ચિત્રને પૂરુ કરાવતા પહેલા જ હુ મારી નિયમિતતામાંથી ડગી જાઉ તો? એટલે કે ચિત્ર મારે જ કારણે અધૂરુ રહી જાય તો ?

'તમારા કારણે અધૂરુ નહિ રહે એમ મને લાગે છે મારા જ કારણે એ અધૂરુ રહે એવી મને દહેશત રહે છે

'એવી તમારી દહેશત તમને કઈ લાગે છે ?

અત્યારે તો હવે તમે ઘેર જાવ હુ મોડુ થયુ છે કાલે વખતસર આવી પહોચજો

વાતને વધુ ન લબાવતી શ્લેષ્મા તે દિવસે તો ગઈ મે કોઈપણ ચિત્ર માટે ન અનુભવેલી ભયકર ગડમથન ત્યારે અનુભવી આખો દિવસ ચાલ્યો ગયો ને પીછીનો એક લસરકો પણ કેમ ન પડ્યો એ વિચારે જ હુ તો ગૂચવાઈ ગયો આવી રીતે બરોબર મારી સામે જ ઊભેલી યુવાન સ્ત્રીના ચિત્રો કેટલાય પોઝમા મે તૈયાર કર્યા છે કોઈએ મને આમ બેચેન બનાવી જ નથી મૂકયો શ્લેષ્માના રૂપ કરતાય કેટલીય ગ્રામ્ય યુવતીઓના સુડોળ રૂપને મે ચિત્રોમા ઉતારતી વખતે એમના રૂપે મને કયારેય આમ નિષ્ક્રીય નહી જ બનાવી મૂકયો તે રાત્રે હુ ઊઘી પણ ન જ શકયો આખી રાત મને શ્લેષ્માએ, એના કરવા ધારેલા ચિત્રે અને મારી આવી જાતની જીવનમા પહેલી જ વાર અનુભવની અન્યમનસ્કતાએ વિચારોના વટોળમાં ધકેલી દીધો

રોજ વહેલી સવારે ઊઠનારો હુ બીજે દિવસે સૂર્યના કિરણોથી પણ ન જાગી શકયો અને પથારી આગળ જ આવીને ઊભેલી સ્નેહ્માએ મારો હાથ પકડીને ઢંઢોળ્યો ત્યારે હુ તો ગભરાઈ ગયો આટલી વહેલી એ આવી ચડશે એનો તો ખ્યાલ જ કયાથી હોય? સફાળો પથારીમાથી હુ ઊભો થયો ને એનો પહેલો જ પ્રશ્ન આવ્યો

રાત્રે મોડા સૂતેલા ?

છેક સવારે જ સૂતેલો !

કેમ, આખી રાત કામ કર્યું ?

કામ દિવસે ન થયુ એ રાત્રે શુ થાય ?—મનમા વિચારો કર્યા

ત્યારે તો આજે આખો દિવસ સરસ કામ થશે ખરુ ને ?

'એવુ લાગ છે તો ખરુ અને શ્લેષ્માના પ્રભાતના ખીલેલા પુષ્પ જેવા માદક સૌંદર્યની આછી લહરમા હુ ભાન ભૂલી જાઉ તે પહેલા જ એણે ટકોર કરી હવે કાઈ દાતણ–પાણી કરવા છે કે સીધુ પથારીમાથી ઊઠીને કામ પર બેસવુ છે '

અને એને એકલી બેસાડીને હુ ચાલ્યો ગયો

હુ પરવારીને આવ્યો ત્યારે જોઉ છુ તો શ્લેષ્માના હાથમાંની રગ–પીછીઓ એટલી ઝડપથી ફરી રહી છે કે સામેના કનવાસ ઉપર એક નેનો કળાભાર આલેખાઈ ગયો છે જરા વધુ નજીક ગયો ત્યા તો એ કળાકાર બીજો કોઈ નહિ પણ હુ પોતે જ આબેહૂબ ત્યા હતો ચૂપચાપ હુ આગળ ને આગળ ગયો સ્નેહ્મા ચિત્રમા મશગૂલ હતી અને ચિત્રને છેલો લસરકો મારીને જેવી પીછી નીચે મૂકી કે તરત જ શ્લેષ્માના બન્ને હાથો મે પકડી લીધા




'શ્લેષ્મા, આજથી તું મારી ગુરુ.'

મારા બન્ને હાથ એના ગળા ફરતા વીંટાળી દેતો મારા આશ્લેષમાં સમાતી એ બોલી :

'ગુરુ તો તું મારો છે કળાકાર! એક રાતમાં તેં મને કલયિત્રી બનાવી દીધી. મેં ચીતરેલા ચિત્રમાં કાંઈ ખામી છે ખરી?'

'હા, એક ખામી છે' મેં એનાથી છૂટા પડતાં હાથમાં પીંછી લીધી અને સામેના કૅનવાસ પર ચીતરાયેલી મારી પ્રતિકૃતિના ચહેરા પર એક નાનકડી રેખા દોરતાં મેં કહ્યું : 'તેં ચીતરેલો કળાકાર સર્વસંપૂર્ણ નહિ, પણ આટલી ખામીવાળો છે.'

અને ખરેખર એ એક નાનકડી રેખાએ સામેના ફલક પરનું કળાકારનું ગર્વોન્નત મસ્તક સાવ પરાજિત બનાવી દીધું. શ્લેષ્મા તરત જ પીંછીને ધોઈને એ કોરી પીંછીથી પેલી રેખા ભૂંસી નાખતી બોલી ઊઠી : 'ના કળાકાર, મારો કળાકાર કયારેય પરાજિત નથી જ.'

'હજુ ગઈકાલની પરાજિતાવસ્થા તું કેમ ભૂલી ગઈ?'

'એ પરાજયમાં જ સાચો વિજય આપતી એની કળા મારા આંગળાંને ટેરવે ચડી ગઈ.'

'પણ મારે તો શ્લેષ્માની પ્રતિકૃતિ બનાવવી છે. આ તો મારી બની ગઈ, એનું શું?

'પિતાજી મને રાત્રે જ વાત કરતા હતા : ચિત્રકારો દુનિયા આખીને ચીતરી શકે છે, પોતાની જાતને કયારેય આબેહૂબ આલેખી શકે ખરા?'

'એટલે તેં શું કહ્યું?'

'મેં તો કહ્યું જ છે કે આ કળાકાર આખી દુનિયાનાં ચિત્રો કરતાં પોતાના ચિત્રને વધુ સુંદર આલેખી શકશે.'

'પિતાજીએ શું કહ્યું?'

'તો મારે તારી પ્રતિકૃતિની જરૂર નથી. મારે એ કળાકારને અમર કરવો છે. એની એક આબેહૂબ પ્રતિકૃતિ કરવા તું જ એને વિનવજે. તારી રચનાઓ પૂરી થાય તે પહેલાં એ મને મળે તો જ કામની. તું જતી રહીશ પછી એ નહિ કરી શકે.'

'એમ ત્યારે, પણ પિતાજીએ, તારી હાજરીને એટલી મહત્ત્વની ગણી છે ખરી. પિતાજીએ મારામાં આટલો બધો રસ કેમ લેવા માંડયો છે એ જ મને તો સમજાતું નથી. એમના આટલા બધા ઋણને હું કયારે ફેડી શકીશ?'

'એવી બધી લાગણીઓમાં તણાવાની કશી જરૂર નથી. કળાકારને એની એકલી ખુમારી જ હોવી જોઈએ. પિતાજી આ ચિત્ર જોઈને ખરેખર ખૂબ ખુશ થશે.'

'પણ આ ચિત્ર તો તેં ચીતર્યું છે ને? એમાં મારા પર ખુશ થવાનું કયાં આવ્યું?

'આપણા બે સિવાય ત્રીજું કોઈ કયાં જાણે છે કે આ ચિત્ર મેં કર્યું છે! અને હું તો ચિત્રનો એકડોય નથી જાણતી એ પિતાજી પણ કયાં નથી જાણતા? આ ચિત્ર મેં કર્યું છે એવું કહેવાનું જ નથી ને!'

મારે આજથી તારા નામે જ ચરી ખાવાનું એમ ને?'

'એવું તે કાંઈ હોય! કળાકારની ખુમારી હું કોઈ રીતે તોડી પાડવા નથી ઇચ્છતી. એમ કરો. તમે હવે મારી પ્રતિકૃતિ પણ તૈયાર કરો. એ બન્ને આપણે પિતાજીને ભેટ આપીશું. એટલે તમને પણ સંતોષ થશે.'

અને મેં બીજા કૅનવાસ પર પીંછી ચલાવી. શ્લેષ્મા મારી સામે જ તાકીને આંખો નચાવતી હસી રહી હતી. પીંછી ચાલતી જ રહી. આખો દિવસ ગઈકાલે ન ચાલેલી પીંછી આજે અટકી જ નહિ. અને રંગોની અજબ મિલાવટ વચ્ચે આખી શ્લેષ્મા કૅનવાસ પર ઊતરી ગઈ. જેવી મેં પીંછી નીચે મૂકી એવી જ દોડતી આવેલી શ્લેષ્મા મને આશ્લેષતી બોલી ઊઠી : 'ચિત્રમાં થોડીક ભૂલ છે.'

અને એક ઝીણી પીંછી કાળા રંગમાં બોળીને હાથમાં લીધી. ચિત્રમાં દેખાતા એના ગૌર દેહ ઉપર આછા વસ્ત્રની કાળા રંગની ચોળી આરપાર દેખાતી છાતીમાં

# હિંદ-અમેરિકી મૈત્રી !

રાજુ પટેલ

> અહીંથી બી. કોમ. થઈને વધુ અભ્યાસ માટે અમેરિકા ગયેલા આ લેખના યુવાન લેખકે ફીલાડેલ્ફિયા યુનિવર્સિટીની એમ. બી. એ.ની ઉપાધિ ચૌદ જ માસમાં મેળવી છે. અત્યારે ન્યૂયોર્ક ખાતેના ભારતીય એલચી ખાતાના 'ઇન્ડીઆ સપ્લાય મિશન' વિભાગમાં કામગીરી બજાવી રહ્યા છે. જેને લીધે ભારત-અમેરિકી સંબંધો વિષે એ સૌથી વધુ જ્ઞાત રહી શકે તેમ છે.

આજથી લગભગ દોઢસો વર્ષો પહેલાં 'લોકશાહી અમેરિકા'નું પ્રથમ રાજ્યબંધારણ ઘડાયું ત્યારથી અમેરિકાની ધરતી ઉપર એક યા બીજા નામે વિગ્રહોનું પૂર્ણવિરામ આવ્યું. આ દેશના રાજ્યબંધારણે 'વાણી, કર્તવ્ય, અને ધર્મમાં વ્યક્તિની બંધારણીય સ્વતંત્રતા' સ્વીકારી તે દિવસથી આ પવિત્ર સિદ્ધાંતની છત્રછાયાએ દરેક અમેરિકન જીવન જીવવા લાગ્યો. ભૂતકાળમાં જ્યારે જ્યારે આ સિદ્ધાંતની રૂએ મળેલા હક્કના અમલ કરવામાં આડખીલી ઊભી થતી ત્યારે ત્યારે કાયદો અને ન્યાય તેની મદદે આવતા. ખૂબ પ્રગતિકારક વિચારદૃષ્ટિવાળા હેરોલ્ડ લાસ્કી, જ્યોર્જ બર્નાર્ડ શૉ અને જવાહરલાલ નેહરુએ આ સિદ્ધાંત ઉપર રચાએલી રાજનીતિનું ઉમદા મૂલ્યાંકન કર્યું છે.

પરંતુ છેલ્લા ત્રણેક વર્ષથી આ સોનેરી સિદ્ધાંતે કાંઈક પલટો ખાધો હોય તેવું લાગે છે! આવી રીતની શંકા અમેરિકાનાં કેળવણી સંસ્થાઓમાં, રાજકીય વર્તુળોમાં, વેપારી જગતમાં, અને રોજ-બરોજના અમેરિકી જીવનમાં એક ચર્ચાનો પ્રશ્ન થઈ ગઈ છે. અમેરિકામાં આવતા, ફરતા અને રહેતા પરદેશીઓને પણ તેમાં કાંઈક સત્ય હોય તેવું લાગવા માંડ્યું છે. અમેરિકન રાજનીતિ તરફ પ્રમાણિક મતભેદ દર્શાવનારાઓ તરફ જ્યારે ક્રોધમય વાતાવરણ ખાનગી તેમજ જાહેરમાં પ્રદર્શિત કરવામાં આવે છે ત્યારે આ પરદેશીઓને ઘડી ભર લોકશાહી અમેરિકાનો ભૂતકાળનો ઇતિહાસ જાણે બન્યા ન બન્યા જેવું લાગવા માંડે છે. તેનું સાચું સ્વરૂપ હિંદ-અમેરિકાની રાજનીતિના વર્ણન

---

બગાસર વચ્ચે એણે એક આવું કાળું ટપકું કર્યું અને એ વખતે બંનેની એની માદક આંખોએ એની તો માઝા મૂકી. બરાબર એ જ માદકતાને મેં ચીતરેલા ચિત્રમાં આબાદ રજૂ કરી હતી. મારી કલ્પનાનો એ શિરમોર હતો.

બન્ને ચિત્રોની પિતાજીએ ખૂબ મોટી કિંમત ચૂકવી કોલેજમાં અને હું ત્યારથી ખૂબ નિકટના મિત્રો બની ગયા. રજાઓ પૂરી થતાં કોલેજમાં શહેરમાં ચાલી ગઈ. મારી કળાની પ્રેરણા જાણે ખૂટી પડી. પણ હવે એક રાહત તો એ હતી કે આ છ મહિના પૂરા થયે રજામાં એનો અભ્યાસ પૂરો કરીને જ આવવાની હતી. એટલે ફરી પાછા જવાપણું નહોતું રહેવાનું.

એ પદવી લઈને આવી પણ ખરી. મારાં ચિત્રો ચીતરાયે જ જતાં હતાં અને અચાનક એક દિવસ રજામાં બિમાર પડી. પિતાજી તો ખડેપગે રહેતા. ડૉક્ટરો ને વૈદ્યોની કમી ન હતી. છતાં એની પથારીથી ક્યારેય દૂર ખસી જ નહોતો શકતો. અને એ માંદગીમાંથી ફરી ઊઠવાનાં કોઈપણ ચિહ્ન અમને ન જ જણાયાં ત્યાં અમે હાથ ધોઈ નાખ્યા. રજામાં અમારા આશ્ચર્ય વચ્ચે જ એક દિવસ ચાલી ગઈ! એક જ રાતમાં બંનેની એ ચિત્રકાર કોલેજમાં મારું ચિત્રજીવન ઝૂંટવી ગઈ એનો શોક મને નથી. મને શોક માત્ર એટલો છે કે એક સાવ પરાયા માણસને એણે એક રાતમાં પોતાનો કરી લીધો, કશી પૂછપરછ કર્યા વિના જ!

અને આજેય હું એની છબીને જોતાં ડરતો. એણે ચીતરેલી મારી છબીને જોઈને જ એક લાગણીનો ભર્યોભર્યો ઊભરો અનુભવું છું.

★




માંથી વધુ સમજાશે.

હમણાં હમણાં હિંદની રાજનીતિ—પરદેશનીતિ—અમેરિકાના આ પલટાતા સિદ્ધાંતની હડફેટમાં આવી છે. હિંદ માટે સામાન્ય અમેરિકનને કેટલું માન છે તે કહેવું ખૂબ જ મુશ્કેલ છે, છતાં એ ઘડી કબૂલ કરીએ કે હિંદીઓ પ્રત્યે ઝેર તો નથી જ. હિંદમાં અભણ ખેડૂતને જેટલું અમેરિકા વિષે જ્ઞાન છે તેટલું, એંસી ટકા કેળવણીનો પ્રચાર હોવા છતાં, સામાન્ય અમેરિકનને જ્ઞાન છે તેવું કહેવું જરાપણ અતિશયોક્તિવાળું ન ગણાય. તેથી બન્ને દેશો પ્રત્યેની અરસ્પરસ સહાનુભૂતિ બન્ને દેશની પરદેશનીતિમાંથી જન્મતા વાતાવરણ ઉપરથી મોટા ભાગે આંકી શકાય.

ખાનગી ખબરપત્રીઓની ચર્ચાપરિષદોમાં, હિંદની પાર્લામેન્ટમાં પૂછવામાં આવેલા પ્રશ્નોના જવાબમાં, હિંદમાં તેમજ પરદેશોમાં ઉપસ્થિત થએલા તકો વેળા કરેલા જાહેર ભાષણોમાં અને પરદેશના રાજકીય પુરુષો સાથેના સંવાદમાં, શ્રી નેહરુએ હિંદની પરદેશ નીતિનો સ્પષ્ટ રદિયો આપ્યો છે: ‘હિંદની પ્રજા અને હિંદની સરકાર દુનિયાના બધા દેશો સાથે મિત્રાચારી રાખવા ઇચ્છે છે. તેના બદલામાં આવા દેશો પાસેથી મિત્રભાવની આશા પણ રાખે છે. હિંદ દુનિયામાં શાંતિ મેળવવા દરેક પ્રયત્ન કરવા ઇચ્છે છે. તેથી બીજા દેશોની વિચારસરણીની વચ્ચે આવ્યા વિના હિંદે લશ્કરી સમુહો રચવાની અસંમતિ દર્શાવી છે. અને ઉપસ્થિત થયેલા આવા લશ્કરી સમુહોમાં જોડાવાની પણ સાફ ના પાડી છે. અને દરેક દેશના સ્વતંત્ર વિચારસરણી આપવાના સિદ્ધાંતને સ્વીકાર્યો છે.’ આ સિદ્ધાંતદષ્ટિ હંમેશ નજર સમક્ષ રાખીને, સતત્ જાગ્રત રહીને હિંદે આંતરરાષ્ટ્રિય પ્રશ્નોમાં સ્વતંત્ર નિર્ણયો લીધા છે. આવા નિર્ણયો લેવામાં હિંદે કોઇપણ દેશની ખાતીર કરી નથી. પરંતુ પ્રશ્નની વાસ્તવિકતાને સાચું સ્વરૂપ આપ્યું છે અને છતાં તેણે તેની જાહેર પરદેશનીતિને વટાવી નથી. ખૂબ જ બારીકાઈથી વિવરણ કરતાં એક અમેરિકન લેખક—વિન્સેન્ટ શીન—લખે છે ‘કે હિંદની આજની પરદેશનીતિ આજથી દોઢસો વર્ષો પૂર્વેની અમેરિકન રાજનીતિથી જરા પણ જુદી ન કહી શકાય. વાસ્તવિક રૂપે તેટલી જ કાર્યદક્ષી અને નૈતિક રૂપમાં તેટલી જ બળવાન છે. પરંતુ આ રાજનીતિને છેલ્લાં ત્રણ વર્ષોથી અપનાવેલ અમેરિકાની રાજનીતિ સાથે સરખાવાય નહિ.’ કારણ છેલ્લાં ત્રણ વર્ષથી અમેરિકન રાજનીતિજ્ઞોએ તેમના વડવાએ નિયત કરેલ રાહને છોડ્યો છે. દરેક દેશો સાથે ‘મિત્રાચારીના સંબંધો’ કેળવવાની રાજનીતિને બદલે તો હાલ, ‘જેઓ આપણી (અમેરિકાની) સાથે નથી તેઓ આપણી વિરુદ્ધ છે’ તે સિદ્ધાંતને અપનાવ્યો છે. તેના રક્ષણ માટે તેઓ કહે છે કે ‘દુનિયામાં થએલા મહાન ફેરફારો’ જવાબદાર છે. ‘સામ્યવાદીઓના પ્રબળ ધસારાનો સામનો કરવાનું અમારી પાસે આ એક જ હથિયાર છે. અમેરિકા આજે રાજકીય કટોકટીમાં છે.’

હિંદની કટોકટી અનેકવિધ છે જ્યારે અમેરિકાની કટોકટી કેવળ રાજકીય છે. તેથી તેઓ હિંદની પરિસ્થિતિનો જરા વિચાર કરે તો માલુમ પડશે કે આ ખૂબ જ પાંગળી દલીલ છે. તેની પાછળ કોઈ બીજા જ હેતુઓ સમાયા હોય તેવું લાગે છે.

ખેતીની ઉત્પાદનશકિતમાં અમેરિકાની સરખામણીમાં હિંદ ‘શૂન્ય’ જ ગણાય. હિંદના કરોડો પ્રજાજનો અડધી ભૂખમરાની દશામાં જીવી રહ્યા છે અને મોટા ભાગનાને તો આવતીકાલે રોટલાનો ટુકડો મળશે કે કેમ તેની પણ ખાતરી નથી. આંતરિક રાજકારણમાં પણ રૂઢિચુસ્ત, ધાર્મિક બળો અને મૂડીવાદી હિતો તરફથી ઠીક ઠીક અસંતોષ ઊભો કરવામાં આવેલ છે. આમ હિંદની પરિસ્થિતિ અમેરિકાની પરિસ્થિતિ કરતાં ઘણી જ બારીક છે. આમ છતાં તેની પાસે એક તાકાત છે. અને તે ‘નૈતિક’. આ તાકાત અહિંસક સ્વાતંત્ર્યવાદની ક્રાન્તિમાંથી મળી છે. અને તેમાં તેને સારાયે એશિયાની સહાનુભૂતિ છે. આમ હિંદના સાર્વભૌમત્વમાં એશિયાના સ્વતંત્ર તેમજ પરતંત્ર દેશોની તાકાત





સમાએલી છે તેથી હિંદ સાથે એશિયા અને એશિયા સાથે હિંદ સ્વાભિમાનથી ઊભા છે આ છે હિંદની નૈતિક તાકાત

હિંદમા સામ્યવાદનો ભય જેટલો હિંદી સરકારને કે હિંદી પ્રજાજનને નથી તેટલો ભય અમેરિકાની સરકારને, અમેરિકન કેળવણી ક્ષેત્રોને, અને સામાન્ય અમેરિકનને છે

તો પછી કાશ્મીર વિષે શુ ?—સામાન્ય અમેરિકનની નજર સમક્ષ આ પ્રશ્ન આવે છે અમેરિકાના વિદ્યાર્થી મડળો ચર્ચાસમુહો, ખબરપત્રો, રાજકીય વર્તુળો કોંગ્રેસ અને સેનેટ વગેરેએ પાછલા ત્રણ વર્ષમા જેટલો હિંદમા રસ નથી બતાવ્યો તેટલો કાશ્મીરના પ્રશ્નમા બતાવ્યો છે ! લેક સકસેસ અને ત્યારબાદની રાષ્ટ્ર સઘ (યુ એન) ચર્ચાઓમા અમેરિકાનુ કાશ્મીર પ્રત્યેનુ મતવ સ્પષ્ટ તરી આવ્યુ છે ત સમયથી આજસુધીનુ કોઈપણ અમેરિકી અખબાર લ્યો તો રાજકીય ગદી રમત રમી ગયાનુ અમેરિકાનુ મતવ પુરવાર થઈ જશે 'લોકશાહી સિધ્ધાતને વરેણી અમેરિકન સરકાર અને અખબારોએ કાશ્મીરના પ્રશ્નમા 'ધાર્મિક પ્રશ્નને ખૂબ મહત્વ આપ્યુ છે શુ અમેરિકા આતરરાષ્ટ્રિય પ્રશ્નોનુ નિરાકરણ ધર્મના પાયા પર કરવા માગે છે ? તો શુ તેઓ ન્યૂ યૉર્કની આજુબાજુના વિસ્તારમા યહુદીઓની, અને ન્યૂ ઓરલીયન્સની આજુબાજુ ફ્રેન્ચ લોકોની બહુમતી છે ત્યા અનુક્રમે 'ઇઝરાએલ' અને 'ફ્રાન્સ'ના 'સંસ્થાનો' થવા દેશે ? ત્યારે કાશ્મીરના પ્રશ્નમા તેના 'ભાગલા'ના ઉપાય અમેરિકા બતાવે છે

દુનિયામા આજે આતરિક તેમજ આતરરાષ્ટ્રિય મતભેદો દૂર કરો એવ વહીવટી તત્ર ઊભુ કરવાના પ્રયત્નો 'રાષ્ટ્રસઘ' કરી રહ્યુ છે અને તેથી દુનિયામા ભાગલા પડી વધુ ગુચવણો ઊભી કરવાની સલાહ આપી શુ અમેરિકા રાષ્ટ્રસઘના એકત્રિત થવાના પ્રયત્નમા મુશ્કેલી ઊભી નથી કરી રહ્યુ ? તો બીજો પ્રશ્ન અમેરિકાએ રજૂ કર્યો કે કાશ્મીર ઉપર પાકિસ્તાનનુ

જીવન છે કારણ પાકિસ્તાનની આર્થિક સધ્ધરતા કાશ્મીરમાથી પાકિસ્તાનમા વહેતી નદીઓ ઉપર છે માટે કાશ્મીરને પાકિસ્તાન સાથે જોડાવુ જોઈએ અને તેમ ન થાય તો પરદુ:ખભજન અમેરિકન રાજનીતિજ્ઞોને પાકિસ્તાનના અસ્તિત્વનો ભય લાગે છે પરતુ તેમ કરવામા તેમના જ આગણે ઊભેલા તેવા જ પ્રશ્નોના જવાબ આપવા તેઓ તૈયાર નથી ! મેક્સિકોની આર્થિક પધ્ધતિ પણ તે દેશમા વહેતી નદીઓ ઉપર અવલબે છે આ નદીઓના મૂળ આ અમેરિકાના કોલોરાડો તેમજ પાડોશના પ્રાંતોમા છે શુ ઉપરની દલીલ મુજબ આ પ્રાંતોને મેક્સિકોને આપવા અમેરિકા તૈયાર થશે ?

જ્યારે હિંદે જણાવ્યુ કે 'કાયદાની મદદથી કાશ્મીર હિંદમા જોડાયુ છે અને આ કારણથી કાશ્મીરનુ રક્ષણ એ હિંદની જવાબદારી છે તેથી સ્વરક્ષણના હક્કથી હિંદે પોતાની જ ધરતી ઉપર કાશ્મીરમા લશ્કર ઉતાર્યુ છે' ત્યારે અમેરિકાએ આ સ્વરક્ષણના મૂળભૂત સિદ્ધાતને 'આક્રમણનુ સ્વરૂપ' આપ્યુ, અને હિંદના સ્વરક્ષણના હક્ક તરફ શકા બતાવી જ્યારે હજારો માઈલ અમેરિકાની ધરતીથી દૂર 'સ્વરક્ષણના હક્ક'ની ઓથ લઈને અમેરિકાએ ત્રણ ત્રણ વર્ષ સુધી કોરિયામા યુધ્ધ ચાલુ રાખ્યુ અને પરિસ્થિતિ વધુ બગડતા તેને 'સ્વતત્ર દેશોની શાતિ'ની નવી વિચારસરણીના વાઘા પહેરાવ્યા તેમા કેટલા સ્વતત્ર દેશોની સહાનુભૂતિ હતી તે તો હજી વિચારવા જેવુ છે ! આટલેથી બહુબાએલ અમેરિકન રાજનીતિ અટકી નથી અને 'સ્વતત્ર દેશોની શાતિ ભયમા છે' એવા રાજકીય બહાના નીચે હિંદીચીનના આતરિક પ્રશ્નમા પણ માથુ માર્યુ ફ્રેન્ચને હજારોની સખ્યામા લડાયક હથિયાર તેમજ પૈસાની મદદ કરી શુ હિંદના 'કાશ્મીરમા સ્વરક્ષણના સિદ્ધાતને પડકારતુ' અમેરિકા આવી જાહેર નીતિ અપનાવી શકે ખરુ ?

હિંદ તરફની અમેરિકાની સહાનુભૂતિએ ૧૯૫૦ના ડિસેમ્બરથી ઠીક ઠીક વળાંક લીધો છે અને આજે




થોડે ઘણે અંશે તે સહાનુભૂતિ ઓછી થઈ છે અને કેટલાંક રાજકીય-વર્તુળોમાં તે સંપૂર્ણ નષ્ટ પામી છે.

રાષ્ટ્રસંઘની કોરિયાના યુદ્ધ-બંધના ઠરાવની છેલ્લી ચર્ચાવેળા અમેરિકાએ આ વાકયો ઉચ્ચાર્યાં :

'હિંદ આપણી વિરુધ્ધમાં અને લાલ ચીનની તરફેણમાં છે. તેથી હિંદનું આ પગલું જરાપણ વાસ્તવિક ન ગણાય.' છતાં અમેરિકાએ રજૂ કરેલા જૂન ૧૯૫૦ના ઠરાવમાં,રાષ્ટ્રસંઘની સામાન્ય સભામાં, કોરિયાના રક્ષણ માટે અને તેને પહોંચી વળવાની તૈયારીમાં હિંદે નૈતિક સાથ આપેલો. પરંતુ જ્યારે '૩૮મી અક્ષાંશ લીટી' ઓળંગવાનો અમેરિકાએ ઠરાવ રજૂ કર્યો ત્યારે હિંદે વિરોધ કર્યો અને જણાવ્યું કે 'આમ કરવામાં આપણે સ્વરક્ષણના હક્કને આક્રમણની પદ્ધતિમાં ફેરવી નાખીશું.' આખરે અમેરિકાએ આ પગલું ભર્યું. અને નેહરુએ સાફ સાફ જણાવ્યું કે 'રાષ્ટ્રસંઘ ઉપર આક્રમણકારી તત્વોએ હાથ જમાવ્યો છે. આટલેથી અમેરિકન લોકશાહી ન અટકી અને લાલ ચીનનો બહિષ્કાર પોકાર્યો.' અમેરિકન આર્થિક બળે ખરીદાએલ દેશોએ તેમાં અવાજ પુરાવ્યો. હિંદે એકલે હાથે તેનો વિરોધ કર્યો. અમેરિકાની દષ્ટિમાં હિંદનું આ પગલું 'એક ભયંકર ગુનાની તુલનામાં' આવી ગયું. અને હિંદ તરફની સહાનુભૂતિ શૂન્ય તરફ વધુ ને વધુ ઢળવા લાગી. અને તેના સીધા પરિણામરૂપ અમેરિકન કોંગ્રેસમાં 'માનવતાની દષ્ટિનો ઓપ ચઢાવેલી, કપરા સમયમાં ઘઉંની લોન આપવાના ઠરાવે' રાજકીય સ્વરૂપ પકડયું. તે સમયની ચર્ચાઓમાં માનવતાને નામે હિંદની રાજકીય દ્રષ્ટિ ખરીદવાના નાહક અમરિકી પ્રયત્નો સ્પષ્ટ જણાઈ આવશે.

હિંદ-અમેરિકાની પરદેશનીતિના ઘર્ષણનું ત્રીજું કારણ હિંદે કરેલ લાલ ચીનનો પ્રથમ સ્વીકાર અને તેને રાષ્ટ્રસંઘમાં યોગ્ય સ્થાન આપવાની હિંદની નીતિ. આ પ્રશ્નના જવાબમાં અમેરિકાના ગત વર્ષોનાં ઇતિહાસ-પાનાં ઉકેલવાં પડશે. અમેરિકાના જગવિખ્યાત પ્રેસિડેન્ટ થોમસ જેફરસને કહ્યું છે કે 'અમેરિકાનું ચણતર જે સિદ્ધાંતના પાયા ઉપર થયું છે તે સિદ્ધાંતના હક્કનો ઈન્કાર કોઈપણ કાળે અને કોઈ પણ દેશને અમેરિકા ન કરી શકે......દરેક દેશને તેનું રાજયતંત્ર સંભાળવાનો પ્રથમ હક છે. તેમ કરવા તે દેશ તેને યોગ્ય લાગતી વિચારસરણી અમલમાં મૂકી શકે. તેને અમલી બનાવવા તેને યોગ્ય સાધનોનો ઉપયોગ કરી શકે....આમ કરવામાં આવા દેશના લોકોએ આવી સરકારને માન્ય રાખી હોવી જોઈએ.

તેમાં સંમતિ આપતાં પ્રેસિડેન્ટ જેફર્સને તેના એક ભાષણમાં જણાવેલું, કે 'યુનાઈટેડ સ્ટેટ્સની ચાલતી આવતી પ્રણાલિકા છે કે આપણે કોઈ પણ દેશની સત્તા ઉપર આવેલા રાજકીય પક્ષને, આપણા હિતને વચમાં લાવ્યા વિના અને તે પક્ષની વિચારસરણીમાં માથું માર્યા વિના તે પક્ષને સ્વીકારવો જોઈએ.'

પ્રેસિડેન્ટ બ્યુકમેને એક વખત જણાવેલું કે 'અસ્તિત્વમાં હોય અને જેને પ્રજાના મોટા ભાગે માન્ય કરી હોય તેવી સર્વ સરકારને આપણે સ્વીકારવી જોઈએ. આપણે આવી સરકારના પાછલાં વર્ષોને ઉકેલવાં ન જોઈએ. તેમજ બંધારણીય દષ્ટિથી તેના અસ્તિત્વની શંકામાં ઊતરવું ન જોઈએ.' ૧૯૩૬ની સાલમાં જ્યારે તે સમયના પરદેશમંત્રી શ્રી કોરડેલ હલની સમક્ષ આવેલ ત્યારે તેમણે જણાવ્યું કે 'જ્યાંસુધી કોઈપણ જાતના મહત્વના વિરોધ વિનાનો પ્રજાનો સહકાર હોય, અને આવી સરકાર જો આંતરરાષ્ટ્રિય પ્રણાલિકાઓને પુરતી જવાબદારીથી અદા કરવાની શક્તિ ધરાવતી હોય તો આપણે આવી સરકાર કેવી રીતે સત્તા ઉપર આવી તેની ચર્ચા કર્યા વિના, તેનો સ્વીકાર કરવો જોઈએ.' અને આ સિધ્ધાંતના મૂળ સ્વરૂપને માન્ય કરીને પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટે સોવિયેત સરકારને સ્વીકારી હતી. સને ૧૯૫૨માં જ્યારે દુનિયાની સફર પૂરી કરી અમેરિકા પાછા ફરેલા અમેરિકાની વડી અદાલતના ન્યાયાધીશ, શ્રી વિલિયમ ઓ. ડગલાસે અમેરિકાની ...ને





માન આપીને લાલ ચીનની સરકારને સ્વીકારવાની સલાહ તે વખતની ટ્રુમાન સરકારને આપી આમ હિંદે જ્યારે પોતાને 'સત્ય લાગતું' પગલું ભરી લાલ ચીનની સરકારને સ્વીકારી ત્યારે અમેરિકી સરકાર તેમજ પ્રજાએ ક્રોધનો વરસાદ વર્ષાવ્યો, પરંતુ તેમના રાજ્યકર્તાઓ જો તેમના જ ઇતિહાસના પાના ફરીથી જરા કાળજીપૂર્વક વાંચી જોશે તો માલુમ પડશે કે હિંદનું આ સ્વતંત્ર પગલું અમેરિકાની ચાલતી આવતી પ્રણાલિકાની જરાપણ વિરુદ્ધમાં નથી હા, છેલ્લા ત્રણ વર્ષથી બદલાએલ અમેરિકન રાજનીતિને આ પગલું અનાામ નથી ભરતું

નેહરુ સરકારે લાલ ચીનની સરકારને સ્વીકારી કારણ તે વાસ્તવિક સ્વરૂપમાં ચીનની ૪૦ કરોડ પ્રજાનું તંત્ર ચલાવે છે. અને તેથી હિંદ અને નેહરુ લાલ ચીનના સાર્વભૌમત્વમાં માને છે તેથી જ નેહરુ સરકારે સાર્વભૌમત્વના સિદ્ધાંતને સાચવવા 'જાપાનના શાંતિ કરાર' ઉપર સહી કરવાની ના પાડી હિંદે તેમ ન કરવાથી જાપાન સાથે યુદ્ધ જાહેર ન કર્યું

આમ છેલ્લા ત્રણ વર્ષથી અમેરિકાના રાજનીતિજ્ઞોએ જૂની પુરાણી, 'આંતરરાષ્ટ્રિય ક્ષેત્રમાં ન્યાય, કર્તવ્ય અને ધર્મની સ્વતંત્રતા અને મૈત્રાચારી'ની પ્રણાલિકાને વટાવી તેની જગાએ 'જેઓ આપણી વિચાર સરણીની વિરુદ્ધ છે તેઓ આપણા દુશ્મન છે' તેવી સંકુચિત પ્રણાલિકા અપનાવી છે હા આ પ્રણાલિકાને બંધારણીય સ્વરૂપ નથી મળ્યું પરંતુ છેલ્લા ત્રણ વર્ષમાં લીધેલા નિર્ણયો અને ચલાવેલું પરદેશનીતિનું તંત્ર આ પ્રણાલિકા ઉપર જ રચાએલું છે તે નિઃશંક છે આવા સંજોગોમાં હિંદ–અમેરિકા સામે એક પ્રશ્ન આવે છે ન હિંદ–અમેરિકાની મૈત્રી કાયમી બનશે ?



# ગીતોની સરવાણી

મારા ગીતોની સરવાણી રે,
એને કોઈ ન રોકશો હો જી,
એને કોઈ ન ટોકશો હો જી
મારા હૈયા કેરી વાણી રે,
ગીતોમાં જે ગૂંથાણી રે,
એને કોઈ ન રોકશો હો જી
એને કોઈ ન ટોકશો હો જી
દિવ્ય હિમાલય શિખરો વચ્ચે
ગંગા લે અવતાર,
પછી હિમાળો પીગળી બનતી
નીતરી નિર્મળ ધાર
આ તો ગંગોત્રી છલકાણી રે,
એને કોઈ ન રોકશો હો જી
એને કોઈ ન ટોકશો હો જી

વાદળના શિખરોને છોડી,
આવ્યા નીચે રમવા દોડી,
ક્યાંના કલકલ કરતા પાણી રે ?
એને કોઈ ન રોકશો હો જી,
એને કોઈ ન ટોકશો હો જી
મેં કાંઠાને પાવન કરવા
સ્વર્ગંગા છલકાતા,
કોકિલના માળા શા કહે
સ્વરગંગા મલકાતા
કે'તા વાતો છાની છાની રે,
એને કોઈ ન રોકશો હો જી,
એને કોઈ ન ટોકશો હો જી
મારા ગીતોની સરવાણી રે
એને કોઈ ન રોકશો હો જી

નટવરલાલ પટેલ

# મારી ચીન-ડાયરી [૩]

કુમારી ચન્દ્રલેખા પટેલ

ચીની પ્રજાની કળા-પરખ અને કળા માટેની ધગશ ખરેખર અનુકરણીય છે. કળાની સમજ હોય એવાં પ્રેક્ષકો હોય તો કળાકારોને એમની કળાની રજૂઆત કરવામાં પણ અનેરો આનંદ આવે છે. ચીન-પ્રવાસની આગળ વધતી આ નોંધ એક દસ્તાવેજી સાહિત્ય આપે છે એ તો એની લોકપ્રિયતા જ બતાવી આપે છે.

કેન્ટોનથી પેકીંગના ઐતિહાસિક રસ્તે અમે ત્રણ દિવસનો લાંબો પ્રવાસ શરૂ કર્યો. મને થયું કે રસ્તાને જો વાચા હોત તો એણે ચીની પ્રજાની યાતનાઓની દુઃખ-કરુણ કેટલીયે કહાણીઓ અમને કહી હોત ! ચીની સૈન્યે પેકીંગથી દક્ષિણ તરફના આ જ રસ્તેથી ચાંગ-કાઈ-શેક અને એના કુમિંગટાંગ સૈન્યને દેશ બહાર હાંકી કાઢ્યાં હતાં.

લડાઈના વખતમાં કુમિંગટાંગ અને જાપાની સૈન્યોને નાસીપાસ કરી વેરવિખેર કરવા માટે ચીની સૈન્યે આ ૧૫૦૦ માઈલના રસ્તા ઉપરનાં અનેક સ્ટેશનો, પુલો, રેલના પાટા અને બંદરનાં બારાં ઊડાડી દીધાં હતાં. પણ દુશ્મનોને દેશમાંથી હાંકી કાઢતાંની સાથે જ તોડી નાખેલાં પુલો, સ્ટેશનો, રેલરસ્તા અને બંદરનાં બારાંઓની પુનર્રચનાનું કામ પણ એટલી જ ઝડપથી લોકોએ શરૂ કરી દીધું.

સુંદર અનેકરંગી પર્વતોની કિનારીથી બંધાએલા લીલાં હરિયાળાં હસી રહેલાં અફાટ ખેતરો વચ્ચેથી અમારી ટ્રેન એકધારી ગતિએ સર્યે જતી હતી. ટ્રેનની બન્ને બાજુ દેખાતાં ભરચક ખેતરોનો ક્યાંયે અંત જ નહોતો. સૂકી કે વેરાન જમીનનો તો એક નાનો ટુકડોય ક્યાંયે નજરમાં આવતો નહોતો. ધરતીને આટલા પ્રેમ અને શ્રમપૂર્વક હરિયાળી અને સોનેથી સજાવી દેનાર એનાં બાળકો માટે ચીની ભોમ ખરેખર કેટલો આનંદ અને ગર્વ અનુભવતી હશે ! મને આ વિચારની સાથે જ આપણા દેશનો વિચાર આવ્યો. આપણા દેશની કેટલીયે વણખેડાયેલી, વેરાન, સૂકી મને સખત થઈ જતી જમીનનો વિચાર આવ્યો. મદ્રાસથી દિલ્હી કે મુંબઈ જતી વખતે ટ્રેનની બારીમાંથી ચારે તરફ સૂકી, ધગધગતી અને વેરાન પડેલી જમીન જોઈને કેટલીયેવાર મારું હૃદય દુઃખથી ભરાઈ આવ્યું હશે !

અમારી આ સફર જુલાઈ મહિનાના ધોમધખતા તાપને લીધે ખૂબ અસહ્ય થઈ રહી હતી. અમે બધાં ખૂબ અકળાઈ ગયાં હતાં અને હવાની લહેરખી માટે તલસી રહ્યાં હતાં. કવિશ્રી વલ્લાથોલે તો મને કહ્યું પણ ખરું કે એમની ૭૫ વરસની ઉંમરમાં એમણે આવી અસહ્ય ગરમી કદીયે અનુભવી નહોતી ! પણ હરિયાળાં ખેતરો અને વહેતી નદીઓનાં સોહામણાં દૃશ્યોએ અમને ઠંડક આપી અને અમને તદ્દન મુંઝાઈ જતાં અટકાવ્યાં.

૧૯મી જુલાઈએ અમે વુટાઉ પહોંચ્યાં. અહીં અમે હેન્કોવ જવા માટે લગભગ માઈલેક પહોળી યાંગ્સે નદીને બોટમાં બેસીને ઓળંગી. ત્યાં અમે થોડાક કલાકો ગાળીને પાછી અમારી સફર શરૂ કરવા ટ્રેન પર આવ્યાં. વરસાદના છાંટા પડવા માંડ્યા હતા. ડાંગરના અસીમ ખેતરો વરસાદને લીધે જાણે કોઈ ચીની કળાકારની રંગભરી પીંછીના તાજાં જ ચીતરેલાં ચિત્રો ન હોય એવાં દેખાતાં હતાં. જ્યાં ને ત્યાં ખેડૂતોના જૂથને ખેતરોમાં કામ કરતા મેં નીહાળ્યા—એમના ચહેરાઓ ઉપર જાણે ચીનનો આખો ઇતિહાસ સ્પષ્ટ વંચાતો હતો : સહનશક્તિ અને તાકાતનું સંમિશ્રણ. ચોમેર હર્યાંભર્યાં લીલાં ખેતરો......આકાશ તો એટલું મોટું લાગતું હતું—આપણા આકાશ કરતાંયે મોટું લાગતું........આ વિશાળ ફૂલીફાલી ધરતીને ભરી દેતી દૂર દૂર આકાશના છેડાને જઈને અડતી લીલીછમ જમીન જાણે કે માલ્થસની થીયરીની મશ્કરી કરી રહી હતી ! શા માટે નહિ ? મેં મારા મનમાં વિચાર કર્યો, આખા ચીનનું ઉદ્યોગીકરણ કરવામાં આવે તો ચીન એકલો જ કદાચ આખી દુનિયાને અનાજ પૂરું પાડે !





આ બધા ખેતરોના ઝુમલાની વચ્ચે ક્યાંક ક્યાંક ખેડૂતો દેખાતા હતા એક ખેતરને શેઢે એક હાથમાં લાકડી અને બીજા હાથમાં ઢાલ લઈને ઊભેલા એક વરડા માણસને મેં જોયો કોઈ ફિલસૂફની જેમ એ આકાશ સામે નિહાળી રહ્યો હતો એ શું વિચારી રહ્યો હશે? મને થતું કે હું એના વિચારો જાણી શકું!

'પીળી નદી! પેલી પીળી નદી!'—ના અવાજોએ ૨૦મીએ સવારે હું ખૂબ વહેલી જાગી ગઈ ચીની લોકોને માટે આ નદી શાપરૂપ છે—ચીન આખાને આફતરૂપ છે! ચીની કવિ ગે-શેંગ-હાઈના વિખ્યાત સંગીત 'યલો રીવર કેન્ટાટા'ની યાદ મને તાજી થઈ મેં આ સંગીત ૧૯૫૧ના બર્લિનના વિશ્વયુવકોત્સવમાં સાંભળ્યું હતું એ વખતે આખા વિશ્વના દરેક દેશોના કળાકાર અને સંગીતવિદોએ મુગ્ધ થઈને એની પ્રશંસા કરી હતી સમગ્ર ચીનનો ઈતિહાસ 'યલો રીવર'—એ સંગીતમાં કહેવામાં આવ્યો છે સૈકાઓથી એના વિનાશભર્યાં પૂરે લાખો ખેતરોનો, હોરઢાખરનો અને લોકોનો ભક્ષ કર્યો હતો અને નદી—વર્ષોથી લોકોને ડરાવી રહેલો ઝાંખી આંખવાળો જાણે અડીખમ અજગર ન પડ્યો હોય!—એવી દેખાતી હતી પણ આજે ચીની જનતાએ આ ભયાનક પીળી નદીને વશ કરી છે અને પીળી નદી જેવી બીજી કેટલીયે તોફાની નદી ઓની ઉપર બંધો બાંધી એમને કબજામાં લીધી છે ચીનની પ્રજાને આજે ૫૦૦૦ વર્ષો પછી પહેલી જ વાર પીળી નદીનો કે કશાનો ડર નથી રહ્યો!

આજના ઠંડા પવનમાં તાજા ઘાસની વાસ આવતી હતી કુદરત પણ શાંત હતી ખેતરમાં રડ્યા-ખડ્યા ઝૂંપડા અહીં તહીં નજરે ચડતા હતા એ પણ એટલા જ શાંત લાગતા હતા. કોઈ કોઈવાર ખેતરો અને વૃક્ષોની છાયામાં લપાઈને સૂતેલા ગામડા પણ દેખાતા

મધરાતે અમે પેકીંગ પહોંચ્યા પેકીંગ—જે નામ વરસોથી મારા મનમાં સ્વપ્નની જેમ ગૂંજી રહ્યું હતું એ પેકીંગ આજે સત્ય બની મારી સામે ખડું હતું અમે ટ્રેનમાંથી ઊતર્યા આંખોને આંજી નાખતા ઝગમગાટ અને પ્રકાશથી સ્ટેશન ભરેલું હતું અજવાળાના અતિરેકમાં ક્યાંયે કશું દેખાતું નહોતું આનંદભર્યાં ખૂબ અવાજો તાળીઓ અને ખૂમરાણો એ હર્ષનાદોમાં કેટલો આવકાર, કેટલો પ્રેમ હતો! ચોમેરથી ધસી આવતો પ્રકાશ પુંજ—કાંઈ જોયું જતું નહોતું છતાં આખું શરીર પ્રેમનો, સ્વાગતનો અનુભવ કરી રહ્યું હતું કોલાહલ અને પ્રકાશના પ્રવાહમાં હું ખેંચાઈ રહી અને ત્યાં તો જાણે ફૂલનો બાગ સામેથી દોડીને આવતો હતો! ના, ના! એ તો ચીની છોકરીઓ હાથમાં ફૂલના ગજરાઓ લઈને અમારી તરફ ધસી આવતી હતી ગુલાબી અને સફેદ ફૂલો! ગુલાબી અને સફેદ ચહેરાઓ ! જીવનની ન ભૂલાય એવી ક્ષણો ઊર્મિઓથી હૃદય ઊભરાઈ જતું હતું મારી આંખો પણ આનંદના આંસુથી છલકાઈ ગઈ હતી પ્રકાશમાંથી બહાર આવ્યા ત્યારે જ એની પાછળના કેમેરાઓ અમને દેખાયા

અમારું સ્વાગત કરવા આવેલામાં પેકીંગના પ્રખ્યાત માણસો, જેવા કે ચીની શાંતિ સમિતિના વાઇસ ચૅરમેન ચેન-શુ-તુંગ, જનરલ સેક્રેટરી ન-નિંગ-આઈ અને લુ-ક્વાન-આઈ અને બીજા ચીનની શાંતિ સમિતિના આગેવાન સભ્યો હતા હિંદી-ચીન મિત્ર મંડળના વાઇસ ચેરમેન ચેન-હાન-શાંગ, અનેક જાણીતી મશ્હૂરી વ્યક્તિઓ અને યુવાન કળાકારો હતા

હોટેલમાં જવાને અમારે રસ્તે અંધારામાં પણ ચીની પ્રજાના નૂતન જીવનના પ્રતીક સમો સ્વર્ગીય શાંતિનો દરવાજો તીયેન-આન-મેન હું જોઈ શકી અમે જે હોટેલમાં ઊતર્યા હતા એ હોટેલ બંધાયે એક વર્ષ થયું હતું, એશિયન અને પેસિફિક શાંતિ પરિષદમાં આવેલા આખા વિશ્વના પ્રતિનિધિઓને ઊતરવા માટે ખાસ બંધાઈ હતી એને 'પીસ (શાંતિ) હોટેલ' કહેવામાં આવે છે એમાં પ્રવેશતાં જ એની દિવાલો ઉપર શાંતિના પ્રતીકો અને ચિત્રો દેખાય છે પછી તો આવા

શાંતિ-ચિહ્નો એ હોટેલની રકાબીઓમાં, પ્યાલામાં, કપમાં, થાળીઓમાં, ટુવાલમાં અને બધે જોયાં.

૨૧-૭-૫૩

સવારમાં ઊઠતાંવેંત પેકીંગ શહેરનો દેખાવ જોવા માટે હું અગાસીમાં દોડી ગઈ. અત્યાર સુધીમાં મેં જોયેલાં અનેક શહેરોથી પેકીંગ જુદું તરી આવતું હતું. ભવ્ય પેગોડા(દેવળો), અનેક રંગભર્યાં ચીની માટીનાં સુંદર છાપરાંઓ અને મીનાકારી રંગ જેવા દરવાજાઓને લીધે આ શહેર રૂપરંગમાં બીજા કોઈ પણ શહેર કરતાં સુંદર દેખાય છે. અગાસીમાંથી મેં તીયેન-આન-મેન, ખાસ ચીની ઢબના રંગીન નળિયાવાળાં છાપરાં અને ચીનનાં પ્રાચીન મકાનો, મહેલો, દેવળો વગેરે જોયાં.

બપોરે અમે 'ટેમ્પલ ઓફ હેવન' (સ્વર્ગનું દેવળ) જોવા ગયાં. એ દેવળ ૧૪મી સદીમાં પ્રથમ બાંધવામાં આવ્યું હતું અને તે પછી કેટલીયવાર એનો પુનરુદ્ધાર કરવામાં આવ્યો હતો. એનું બાંધકામ પણ સ્વર્ગીય અને અજોડ છે. વાદળી, લીલા અને સોનેરી રંગવાળો એનો ગોળ ઘુમ્મટ બુદ્ધયુગનું પ્રખ્યાત બાંધકામ ગણાય છે. પ્રાચીન રાજાઓએ એ દેવળ બંધાવેલું હતું. એમાં ખાસ પ્રાર્થનાઓ થતી. દરેક નવા વરસની શરૂઆતમાં રાજા આ દેવળની મુલાકાત લેતા અને પ્રાર્થના કરતા. દેવળની અંદર ચાર ઋતુ દર્શાવતા ચાર રંગીન મોટા સ્થંભો છે. અને વર્ષના બાર માસ દર્શાવતા બીજા બાર સ્થંભો છે. ઘુમ્મટના અંદરના ભાગમાં બધે નાગની ડીઝાઈન એવી તો સમૃદ્ધરીતે ચીતરવામાં આવી છે કે એના વાદળી, લીલા, ભૂરા અને સોનેરી રંગો ઊડીને આંખે વળગે છે.

રાત્રે અમને ચીની પીસ કાઉન્સીલ તરફથી ભવ્ય ખાણું આપવામાં આવ્યું. વૃદ્ધ અને આછી સફેદ દાઢીવાળા એના વાઈસ ચેરમેને હિંદ-ચીનની જૂની મૈત્રી વિષે પ્રવચન કર્યું. અમે જુદાં જુદાં વહેંચાઈને જુદા જુદા ટેબલ પાસે બેસી ગયાં. મારા ટેબલ પાસે એક નાટ્યલેખક, એક ફિલ્મ-ડિરેક્ટર, વિખ્યાત સંગીત-ઓપેરા-ફિલ્મ 'ધી વ્હાઈટ-હેર્ડ ગર્લ'નો ગીત-લેખક અને સ્વે-વિ-ત્સે નામની પેકીંગની નાટ્ય-દિગ્દર્શક સ્ત્રી હતી.

હિંદ ખાતેના દિલ્હીના ચીની કલ્ચરલ કાઉન્સીલર શ્રી. કાગ-ચાઓ-માઓ અને ચીન જઈ આવેલા બીજા કેટલાક લોકોએ મને હિંદ છોડતી વખતે કહેલું કે ચીનના લોકો શાકાહારી મહેમાનો માટે ખૂબ કાળજી રાખે છે. શાકાહારી ખોરાક પણ ઉપરથી દેખાવમાં મચ્છી-માંસ અને ઈંડાંના જેવા જ આકારમાં આપવામાં આવતો હતો. માંસાહારીઓ માટે જેમ મચ્છી મૂકવામાં આવેલી, બરાબર એવી જાતની બિનમાંસાહારી આકૃતિ શાકાહારીઓ માટે પણ બનાવવામાં આવી હતી. ચીની રસોઈયાઓ કલાકારોની જેમ ખૂબ મહેનત લઈને આવી વસ્તુ બનાવવામાં આનંદ લે છે અને આવી તરકારીની વાનગી માંસની વાનગીઓ કરતાં સાતથી આઠગણી કીમતી પડે છે.

પણ આવી ઉદાર મહેમાનગતિ મળવા છતાં અમારામાંના કેટલાંક—જે અમુક ખોરાકથી જ ટેવાયેલાં હોવાને લીધે આ ચીની ભોજન બરાબર ન ખાઈ શકતાં.

અમારાં ચીની દુભાષિયાઓએ જોયું કે અમારામાંનાં કેટલાક બરોબર ખોરાક નહોતાં લેતાં. પહેલાં તો એમણે અંદરોઅંદર ચર્ચા કરી કે ખોરાકમાં તો કાંઈ ત્રુટિ નથી રહી ગઈ ને? ખોરાકમાં શા શા ફેરફાર કરે તો અમે વધુ ખાઈએ? અમારામાંના કેટલાક સભ્યો બરાબર ન જમતાં એથી એમને ખૂબ ખરાબ લાગતું. આ બધું જોઈ મને થતું કે આપણે ફક્ત આપણા ખ્યાલોમાં અને વિચારોમાં જ નહિ પણ સ્વાદમાંયે સુધારક બનવાની જરૂર છે. આજે જ્યારે રેડિયો અને વિમાનથી પૃથ્વીના અંતરો સંધાઈ રહ્યાં છે, દુનિયા આખીના લોકો જ્યારે એકમેકની વધુ





ને વધુ નજીક આવી રહ્યા છે, ત્યારે આપણે આમ નાની નાની વાતોમા પણ પાછળ પડી રહીએ તો કેમ ચાલે? કાઇવાર અમારા ચીની મિત્રો અમારી પાસે આવીને બેસતા અને પૂછતા "હિંદમા તમે કઈ જાતનો ખોરાક ખાવ છો?" અમારામાથી એક સભ્યે ખૂબ ઉત્સાહપૂર્વક હિંદી ખોરાકનુ વર્ણન કર્યું અને તે દિવસથી રોજ અમારી રસોઈ બનાવનાર મુખ્ય રસોઈઓ આ સભ્યની રૂમ પર જઈને એમની પાસેથી ખોરાક બાબતમા સૂચના લેતો આ વસ્તુ અમારા જતા સુધી ચાલુ રહી રસોઈયાઓ નિયમિત આ સભ્યની રૂમની મુલાકાત લેતા અને પરિણામે અમને રોજ કોપરાની ચટણી, દાળ, પુડા, ઢોસા, વડા અને લાલ-લીલા મરચાની વાનગીઓ મળવા માંડી!

૨૩મી જુલાઈની સાંજે પેકીંગના યુથ કલ્ચરલ પેલેસમા અમારો પ્રથમ કાર્યક્રમ યોજવામા આવ્યો હતો અમારો કાર્યક્રમ ચીનના લોકોને પસંદ પડશે કે નહિ એવા વિચારોમા જ એ આખો દિવસ ગયો લાંબા પ્રવાસને લીધે અમે બધા થાકીને સાવ લોથ થઇ ગયા હતા અને કેટલાકની તબિયત પણ બરોબર નહોતી છતા આખો દિવસ પ્રોગ્રામની તૈયારી કરવામા બધા મચી ગયા હતા આખો દિવસ અમારી હોટેલ તબુરા, સીતાર, સારંગી, વીણા અને વાયોલીનના સૂરથી ગુંજી રહી હતી જુદી જુદી રૂમમાથી મૃદંગ, તબલા અને નૃત્યના ઘુઘરાના અવાજો આવી રહ્યા હતા

નૃત્ય કરતી વખતે માથામા નાખવા ફૂલ મળશે કે નહિ એ વિમાસણમા હુ પડી ગઈ હતી ભારત નાટ્યમના નૃત્ય માટે માથાના વાળની સજાવટ અને એટલામા ફૂલની ગુથણી ખૂબ અગત્યનો ભાગ ભજવે છે અમારા દુભાષિયાઓમાની એક છોકરી ગેઆન-લિંગને મે આ વાત જ્યારે કરી ત્યારે એ હસીને બોલી "નૃત્યકારો માટે મોગરાના ફૂલો અમે મગાવ્યા છે" એણે મને પૂછ્યુ કે ફૂલોને હુ શી રીતે ગૂથવા માગુ છુ? મે કહ્યુ એ બધુ એણે ધ્યાનથી સાભળી લીધુ સાંજે જ્યારે હુ તૈયાર થઈને થિયેટર પર જવા નીકળતી હતી ત્યા તો એ મોગરાના સુગધિત હારથી ભરેલી એક નાજુક ટોપલી લઈને આવી પહોચી ફૂલો એટલા બધા આવ્યા હતા કે મારે જોઇતા લઈ લીધા પછી હીરાબાઈ બડોદેકર, જ્યોત્સ્ના ભોલે અને સુન્દરા કોરે પણ વેણીઓ બનાવીને પહેરી

પ્રોગ્રામને આગલે દિવસે રંગમચના એક ચિત્રકાર અમારી પાસે હોટેલમા આવેલા અને અમારે શી શી જરૂર છે એ માટે પૂછપરછ કરી સ્ટેજ માટેની થોડીક ડિઝાઈનો એ એમની સાથે લાવેલા અમે થિયેટર પર ગયા તો ત્યા સંપૂર્ણ ભારતીય વાતાવરણ ખડુ કરતુ દૃશ્ય હતુ સ્ટેજની ડાબી બાજુ નાળિયેરીના વૃક્ષો વચ્ચે એક ઝૂપડી હતી, જમણી બાજુ એક મંદિર અને એનાથી થોડા આગળના ભાગમા કેળના વૃક્ષો

થિયેટરના પ્રાગણમા પ્રવેશતા જ ડાબી બાજુના એક વિશાળ સ્વાગત-ખડમા અમને લેવામા આવ્યા એની બાજુમા જ એક વિશાળ ખડ હતો કે જ્યા અમારા સાજ-સંગીત-વિદો એમના સાજની સૂરાવલિ મેળવતા હતા બાજુનો એક દાદરો અમારી દરેકની અલગ અલગ સજાવટ માટેની રૂમ તરફ લઈ જતો હતો દરેક સજાવટ-રૂમમા વિશાળ અરીસાઓ, હાથ-મો ધોવાના બેઝિનો અને સજાવટ માટેની બીજી જરૂરી ચીજો હતી ત્યા ફૂળ, કેક, ચા, ગરમ અને ઠડા પાણીના જગ વગેરે પણ રાખેલુ હતુ

સજાવટ-ખડોનો દેખાવ જુદા કળાકારને પ્રેરણા આપે એવો હતો હિંદમા આવા (ગ્રીન-રૂમ) રૂમ ક્યાયે જોયા હોવાનુ મને યાદ નથી મે કેટલાય એવા સજાવટ-ખડો જોયા છે કે જેમા વખાર જેમ ધૂળના ઢગલા પડ્યા હોય કે કચરાના થર જામ્યા હોય કળાકારે પોતાની સજાવટ માટે આવા રૂમમા જતી વખતે સાથે એનો પોતાનો અરીસો, હાથ-મો ધોવાનુ વાસણ, સાબુ ટુવાલ અને દરેક જરૂરી ચીજો લઈ જવી પડે છે અરે, ઘણીવાર તો શેતરજી કે ચટાઈ પણ નીચે



ખીચાવવા માટે સાથે લઈ જવી પડે છે! ઘણીવાર તો ત્યાં પ્રકાશ માટે પણ સગવડ નથી હોતી! એટલે કેટલીકવાર તો અડધાપડધા અંધારામાં જ કળાકારને તૈયાર થવું પડે છે. અને જ્યારે આવી હાલતમાં કળાકાર કપડાં બદલે ત્યારે હાથમાં ઇલેક્ટ્રીક વાયર અને બલ્બ લઇ ને બત્તીની ગોઠવણ કરવા વીજળીવાળો માણસ અંદર પ્રવેશ કરે છે! આવી સ્થિતિમાં સ્ત્રી-કળાકારોને કપડાં બદલવા પૂરું એકાન્તેય નથી મળતું!

મેં જોયું છે કે એક થિયેટરમાં બીજે કે ત્રીજે માળે આવેલા આવા કહેવાતા સજાવટ-ખંડમાં જવા માટે એક લાંબી ગોળ સીડી રાખવામાં આવી હતી. દર વખતે પગથિયાં ચડતાં અને ઊતરતાં કળાકાર ખૂબ જ શક્તિ વેડફી નાખે છે અને થાકી જાય છે.

હિંદનાં કેટલાંક એવાં થિયેટરો પણ મારી જાણમાં છે કે જેમાં સજાવટ-ખંડો જ બિલકુલ ન હોય!

મારા સજાવટ-ખંડ આગળ એક છોકરીને રાખવામાં આવી હતી કે જેને હું, મારે કાંઈપણ જરૂરત હોય તો બોલાવી શકું. મારી નાનામાં નાની જરૂરિયાત પૂરી પાડવામાં એ એટલી બધી મદદરૂપ નીવડેલી કે એનો એ ઉપકાર હું ક્યારેય ભૂલી શકું એમ નથી.

કળાકારોનો પરિચય આપી શકે અને સ્ટેજની બધી ગોઠવણમાં મદદરૂપ થઈ શકે એવાં યુવાનોનું એક બહોળું મંડળ પણ ત્યાં હાજર હતું. વાદ્યકારો માટે પણ એક અલગ ખાસ ગોઠવણ કરવામાં આવી હતી. મંચ ચોમેરથી પુષ્પોથી શણગારવામાં આવ્યો હતો અને કોઈ મહોત્સવશો શોભતો હતો. સ્ટેજના બહારના ભાગમાં ઉપરના લાલ કપડા પર મોટા સોનેરી અક્ષરોથી ચીની ભાષામાં લખ્યું હતું: 'ભારતીય કળાકારોનું સ્વાગત હો.'

સ્ટેજની વિંગ પાસે જ્યારે હું આવી ત્યારે મેં આશ્ચર્યપૂર્વક જોયું કે ચાર-પાંચ જણ ખૂબ ઝડપથી સ્ટેજ સાફ કરી રહ્યા હતા અને બારીકાઈથી તપાસી રહ્યા હતા. પાછળથી મેં એમને પૂછ્યું કે 'તમે ત્યાં શું કરતા હતા?' એના જવાબમાં એમાના એક ત્યારે કહેલું: 'તમે ખુલ્લા પગે નૃત્ય કરો છો, એટલે અમે ખાત્રી કરતા હતા કે સ્ટેજ ઉપર કાંઈ એવું તો નથી પડ્યું ને કે જે તમારા પગને ઇજા કરે.' આ પ્રમાણે દરેક નૃત્ય વખતે સ્ટેજ સાફ કરવામાં આવતું. આવાં પ્રેમ અને માનવતા સાચે જ અદ્ભુત છે!

સાંજનો પ્રોગ્રામ અખિલ ચીન શાંતિ સમિતિના જનરલ સેક્રેટરી શ્રી. લુઈ-નિંગ-આઈના સ્વાગત પ્રવચનથી શરૂ થયો. તેમણે કહ્યું: 'વિશાળ જ્ઞાન અને પ્રવૃત્તિથી હિંદી લોકોએ વિશ્વમાં કળા અને સંસ્કારના ક્ષેત્રમાં ખૂબ મોટો ફાળો આપ્યો છે. હિંદીઓ સાથેના સંસ્કારસમન્વયની ચીનીઓની હાર્દિક ઇચ્છા છે. આ કળાકાર પ્રતિનિધિ મંડળની ચીનની મુલાકાત અને એમના કાર્યક્રમોને ચીનની પ્રજા તરફથી પૂરેપૂરો આવકાર અને હાર્દિક સ્વાગત મળશે અને હિંદ-ચીનની મૈત્રીને વધુ મજબૂત બનાવશે.'

હિંદી કળાકારોનું બહુમાન કરવા માટે આવેલ પ્રેક્ષકોથી આખું થિયેટર ચિક્કાર ભરાઈ ગયુ હતું. પ્રેક્ષકોનો મોટો ભાગ સંસ્કારપ્રવૃત્તિઓનાં કાર્યકરો અને કળાકારોનો હતો. હું જ્યારે સ્ટેજની વિંગ પાસે ઊભી હતી ત્યારે મારા ગુરુ (એલેપ્પા પિલાઈ) મારી પાસે એકાએક દોડી આવીને આશ્ચર્યચકિત થતાં બોલી ઊઠયા: 'શું ઓડિયન્સ છે, મારી જિંદગીમાં આવું ઓડિયન્સ મેં ક્યારેય જોયું નથી!'

સ્ટેજની અને પ્રકાશની વ્યવસ્થા એકદમ અદ્યતન હતી અને યુરોપના કોઈપણ થિયેટર સાથે એની સરખામણી થઈ શકે એવી હતી.

લુ-વાન-ફ્રૂ નામની એક યુવતી 'માઇક' પર બેઠી હતી. એ અંગ્રેજી ભાષા ખૂબ સારી રીતે જાણતી હોવાથી થિયેટરોમાં અમારી સાથે એ જ રહેતી. અને જો કે એકલું માઇક જ એને સોંપવામાં આવ્યું હતું છતાં એ બધે ઠેકાણે કામમાં મદદ કરતી: સ્વીચબૉર્ડ પર, વિંગ પાસે, પ્રવેશ બદલાય ત્યાં, અરે, પડદા ઊંચકવામ

# 'સબસે ઊંચી.....'

શિવકુમાર જોષી

ચિત્તરંજન એવન્યુ ઉપર આવેલું 'કૉફી હાઉસ' એ મારું અને નિલીનું મિલનસ્થાન. 'મિલનસ્થાન' કહ્યું એટલે રખે એમ માની લેતા કે હું કોઈ ફાંકડો 'ઇન્ફિ-ટાઈટ' નવજુવાન છું અને નિલી આધુનિક કૉલેજગર્લ—૧૮-૧૯ વર્ષની, કૉલેજના પીરિયડ છોડીને એના યુવાન મિત્રને મળવા માટે દોડી આવતી કોઈ રૂપસુંદર યુવતી છે. ના, ભાઈ ના.

સાડત્રીસમું વરસ મને હજી ગઈ ધૂળેટીએ જ બેઠું અને રૂપરંગમાં પણ આપણું ઠેકાણું નથી. બાપાએ કૉલેજમાં ભણાવ્યો નહિ એટલે અમુક રસ અધૂરા રહી ગયા. વારસામા પણ શિખામણના ચાર શબ્દો માત્ર આપ્યા કે જે મૂડી રોકીને કોઈ સ્વતંત્ર વેપાર ઉદ્યોગ તો થઈ જ ન શકે. એટલે વખાનો માર્યો દેશ છોડીને પંદરસો માઈલ દૂર કલકત્તા જેવા પરદેશમા આવીને ફસાયો હતો. એક ગુજરાતી પેઢીમા સિત્તેરના પગારથી શરૂઆત કરીને સત્તર વરસની એકધારી નોકરીને અંતે સાડાત્રણસોના પગાર સુધી પહોંચ્યો હતો એમાંયે મારી આવડત હોશિયારી કરતા મારા નસીબે જ યારી આપેલી. કોરિયાનું યુદ્ધ શરૂ થાય છે એના સમાચાર એક મિત્રને ત્યા રાતના રેડિયો ઉપર સાભળ્યા ને મને અંદરથી ભણકારા થયા—ત્રીજું વિશ્વયુદ્ધ આવી લાગ્યું. બસ શેઠને મેં રાતોરાત 'ટીપ' આપી. મારી વાત માનીને બીજે દિવસે ઊઘડતે બજારે એમણે દશ લાખ વાર કંતાન અને દશહજાર ઈન્ડીઅન આયર્નના શેર ખરીદી લીધા. ત્રીજુ વિશ્વયુદ્ધ તો ન જાગ્યું પણ મારા શેઠ સાહેબનુ નસીબ જાગી ગયુ. બજાર કૂદકે ને ભૂસકે વધી ગયા ને શેઠને સારો એવો તડાકો પડ્યો. એમણે મારી કદર કરીને રૂ. ૨૨૫) ઉપરથી સીધો રૂ. ૩૫૦)નો પગાર માંડી આપ્યો. તે દિવસથી ધોતિયું, ખમીસ, હાફ-કોટ ને કાળી ટોપીને વિદાય કરીને બધાનું જોઈ ને મે પણ પેન્ટ ઉપર રંગ બેરંગી લીનનના બુશકોટ પહેરી ફરવા માંડ્યું.

> શ્રીમંતાઈ અને માનવતાને ભાગ્યે જ જોડાજોડ જોવાનું મળે એવી પ્રેમભરી માનવતા આ રમુજલક્ષી વાર્તાને આબાદ દીપાવી જાય છે. શરૂઆતથી તે અંત લગી એની પકડ એવી તો જામે છે કે એનો સુખાન્ત એક નવી જ પ્રેમસગાઈ દાખવી જાય છે. વાર્તાકારની લાક્ષણિક શૈલીથી વાર્તા નિતાંત સુંદર બનવા પામી છે.

પણ તમને થતું હશે કે આ વળી 'નિલી' કોણ? મેં કહ્યુ ને કે 'રોમાન્સ'ના દિવસો મારા વીતી ચૂક્યા હતા પણ ચારે બાજુ જુવાનીઆઓને મોજ કરતાં જોતો ને મારું વહી ગયેલું વ્યર્થ જીવન સતૃષ્ણ બનીને વળી વળીને ડોકિયાં કરતું, 'થોડું કાંઈ ચાખી લેવા મળે તો લાવ જાણે હજીયે ચાખી લઉં'—એવી વૃત્તિ જોર કરતી એટલે જે દિવસે પાટલૂન-બુશશર્ટ પહેરવા

---

પણ એ પહોંચી જતી. એનુ મુખ્ય કામ કાર્યક્રમની જાહેરાત કરવાનું અને અમારી દરેકની પ્રેક્ષકોને ઓળખાણ આપવાનું હતું. જો કે આ કામ એની જિંદગીમાં એણે પહેલી જ વાર હાથ ધર્યું હતું છતા એ એટલી સરસ રીતે આ ફરજ બજાવતી કે એમ જ લાગે કે એણે જિંદગીભર આ કામ કર્યું હશે!

'વંદેમાતરમ્'ના સમૂહગીતથી અમારા પ્રોગ્રામની શરૂઆત થઈ. પણ મારે ના છૂટકે કહેવું પડે છે કે જે રીતે એ ગાવામાં આવતું હતું એ સાંભળીને કોઈ પણ હિંદીને શરમ આવે. દરેકના સૂર જુદી જુદી દિશામાં દોડતા. આપણા સંગીતવિદો સમૂહ-ગીત ગાવાનો કદી પ્રયત્ન નથી કરતા એ સાચે જ અફસોસની વાત છે.

[ચાલુ]

*

માંડ્યાંને જીવનની નવેસરથી શરૂઆત કરી ફેશનેબલમાં ખપવા માંડ્યું તે દિવસથી ઘરમાં પણ નવા સુધારા દાખલ કરવા માંડ્યા.

જુઓને, મને સાડનીસમું જાય છે ને ? શારદા એક્ટની મુદત બહાર નીકળ્યો, એટલે કે આજથી ઓગણીસ વર્ષ પહેલાં જ્યારે હું અઢાર વર્ષનો થયો કે બાપાએ મારા મામાના દૂરના સાળાની છોકરી 'નરબદા' સાથે લગનથી જોડી દીધો. બધાં એને 'નરબદા' જ કહેતાં, એને ચૌદ પૂરાં થયાં હતાં અને ગુજરાતી છ ચોપડી સુધીનો અભ્યાસ પણ કરેલો. અસલ વૈદિક વિધિથી અમારા 'લગન' થયાને આજે ઓગણીસ ઓગણીસ વરસ વીતી ગયાં. પણ આટલે વરસે મેં આ વખતે નરબદાને કહ્યું કે આવું જૂનું પુરાણું નામ મને નથી ગમતું. અમારા પડોશી બંગાળી અક્ષયકુમાર ગાંગૂલીની સાત વર્ષની દીકરી નિલિમાના નામ ઉપરથી મેં પણ છેવટે 'નરબદા'નું ખાનગી નામ નિલિમા રાખ્યું અને એને પણ આધુનિક ઓપ આપવા ટૂંકાવીને 'નિલી' કરી નાખ્યું. બાકી તેત્રીસ વરસની ગુજરાતણ કેવી હોય, એ તો તમે ક્યાં નથી જાણતા. એમાંયે છ ગુજરાતી ચોપડી સુધીનું ભણતર, નીચલા મધ્યમ વર્ગનો ઉછેર, ધણી અને એના ઘરની ચાર દિવાલો વચ્ચે ગૂંગળાતું એકધારું જીવન ! આ બધું છતાં મારે સગર્વ કહેવું જ રહ્યું કે મારી 'નરબદા'ને તેત્રીસ વરસની ઉમ્મરે પણ લાડથી 'નિલી' કહીને સંબોધવાનું મન થાય એટલું લાલિત્ય તો એનામાં હજી બચ્યું હતું. એના કારણમાં કોઈ કહેતું કે 'તમારે છોકરાં નથી ને તેથી નરબદાબેનની તબીઅત જેવી ને તેવી રહી છે.' જ્યારે હું કહેતો કે 'મેં એને ફૂલની જેમ સાચવી છે અને મારા ટૂંકા પગારમાં પણ ઓગણીસ વરસ સુધી એની નાની મોટી ઇચ્છાઓ પૂરી કરી છે તેથી.' આજે જ દાખલા તરીકે, એણે હઠ પકડી કે 'બસ મારે તો અંગ્રેજી સિનેમા જ જોવો છે, અને તેથી સાંજના રસોઈ કરવી નહિ ફાવે' મેં એની વાત વિના વિરોધે માની લીધી. જો કે પહેલાં મેં એને ઘણું કહ્યું કે 'અંગ્રેજી ચિત્રમાં મને જ સમજ પડતી નથી તો તને શું ગમ પડશે ! આજુબાજુના પ્રેક્ષકો ચિત્ર માણતા હોય ને આપણે બન્ને બાઘા જેવાં બેઠાં હોઈએ તો કેવું લાગે ?' ત્યારે એણે રસ્તો કાઢ્યો—નિલી ચબરાક પણ છે જ—

'આજુબાજુના હસશે ત્યારે હું પણ હસવા લાગીશ, અને નિસાસા નાખતા હશે ત્યારે હુંયે નાખવા લાગીશ. કોઈ ને પણ ખબર નહિ પડે કે મને ચિત્રમાં સમજ નથી પડતી. મેં તો નિશ્ચય કર્યો છે કે આજે તો અંગ્રેજી ચિત્ર જ જોવું અને તે પણ 'મેટ્રો'માં જ'. થઈ રહ્યું, એ આના નકારી શકાય તેમ હતું જ નહિ. ઑફિસે જતાં જ મેં ટિકિટો ખરીદી લીધી.

પણ શનિવારે કાયદેસર ઑફિસ અઢી વાગે બંધ થતી હોવા છતાં અમારા શેઠ રિવાજ તરીકે ઑફિસનું મુખ્ય દ્વાર બંધ રાખી અંદર કામ ચાલુ રાખતા, છેક ચાર સાડાચાર સુધી કોઈને કાંઈ કામ ચીંધી બતાવીને રોકી રાખતા. એટલે સાડાચારે ઑફિસેથી છૂટીને ઘેર પહોંચું તો સહેજે સાડાપાંચ થઈ જાય અને છ વાગ્યાનો 'શો' પકડતાં ખૂબ દોડાદોડી થાય. એ કરતાં પાંચ સવાપાંચે નિલી કૉફી-હાઉસમાં આવે ત્યાં સાથે નાસ્તોપાણી કરીને વેળાસર ચૌરંઘી ઉપર સિનેમામાં પેસી જવું એ માર્ગ બન્નેને રૂચ્યો. પગાર લીધા પછી રવિવારની કેટલીયે સાંજે રેસ્ટોરામાં નાસ્તાપાણી કરીને અમે ચલાવી લેતાં, ફેશનેબલમાં ખપવાનું એ એક ધીરાનું લક્ષણ હતું. એ રીતે કૉફી હાઉસ—અમારૂં મિલન સ્થાન—નિલીને અજાણ્યું ન હતું.

સાડાચાર અને પોણાપાંચની વચમાં હું કૉફી હાઉસ પહોંચ્યો ત્યારે સારી એવી ભીડ હતી. દરવાજા પાસેનું ખૂણા ઉપરનું એક ટેબલ ખાલી થતાં મેં ત્યાં જમાવી દીધી. બચપણમાં બાપાના મનાઈ હુકમને લઈને કોઈ દિવસ બીડી સીગારેટ પીધી ન હતી. નોકરીએ લાગ્યા પછી ઑફિસમાં બીજા માણસોની સોબતને લઈને એનું વ્યસન પડ્યું હતું પણ એની જ્યારે નિલીને ખબર પડી ત્યારે મને ઉધડો લઈ નાખ્યો. અને સાચું પૂછો તો મારા મર્યાદિત અંદાજપત્રમાં એવા

પ્રયત્ન કરીશું એમ સમજીને મેં કાન થોડા સરવા કર્યા. પણ ત્યાં તો મને કાંઈ વિચિત્ર જાતની હિંદી ભાષા જ સંભળાઈ. તદ્દન શિખાઉ રીતે યુવતી બોલી: 'દેખો, અબ હાં બેઠકે ક્યા કરેંગા? હમ તુમકો કીતના બોલા, પન તુમને મેરી બાત ન સુની, જલદી જલદી હોટેલસે નીકલતા તો મેટ્રોકા ટિકિટ જરૂર મીલ જાતા'...... આ જાતનું હિંદી જોકે કાંઈક પરિચિત લાગ્યું પણ આવી રીતે બંગાળી યુગલ શા માટે હિંદી ભાષામાં વાત કરતું હશે? મને તો નવાઈ લાગી. એમ પણ હોય કે બંગાળી યુવતીએ કોઈ હિંદુસ્તાની કે મારવાડી ધનિકના પુત્ર સાથે લગ્ન કર્યાં હોય અને નવું નવું હિંદી શીખવા પ્રયત્ન કરતી હોય, પણ બંગાળી લોકો આ રીતે હિંદી નથી બોલતા હોતા. સીગરેટનો દમ ખેંચતાં હું વિચારમાં ગુંચવાયો હતો ત્યાં તો પેલો યુવક બોલી ઊઠ્યો ને મારા બધા જ ભ્રમ ભાંગી ગયા.

'પણ હવે તું શું કરવા હિંદીમાં બાફ્યે જાય છે, તારા હિંદીના જ્ઞાનનું અહીં પ્રદર્શન નહિ કરે તો ચાલશે. અહીં કયો ગુજરાતી કાકો સાંભળવાનો હતો તે? અને આમ ક્યાં સુધી ગુજરાતીઓથી ભડક્યા કરીશ?' પછી મારા તરફ ઈશારાથી નિર્દેશ કરીને બોલ્યો, 'કોઈ બંગાળી બાબુચક છે, આપણે નિરાંતે વાતો કરો ને.'

'બંગાળી બાબુચક!' બાપરે!...પણ હવે તો એવો દેખાવ કર્યા સિવાય છુટકો પણ ન હતો. મને પણ અંદરથી ખાઈ ગઈ. હું બબુચક એમ ને? ઠીક છે, હું પણ હવે વેર વાળું ત્યારે જ જંપુ. એમની એક એક વાત સાંભળું; બાળાઓને છુપી છુપી વાતો કરવી હતી, તો હવે આ બબુચક પણ કમ નથી. મેં પણ મારો પાઠ બરાબર ભજવ્યો. મને ખાત્રી થઈ કે એ બેમાંથી એક પણ બંગાળી સમજતું નથી એટલે હું બંગાળી જ છું એવી છાપ ઘેરી કરવા મેં વેઇટરને બોલાવીને ભાંગી તૂટી બંગાળીમાં સમજાવ્યું કે ઑર્ડર થોડીવાર પછી આપીશ.

એ બન્નેએ કૉફી અને બટાકાની કાતરી મંગાવીને નાસ્તો કરતાં કરતાં વાતચીત શરૂ કરી—નિશ્ચિંત મને, આજુબાજુની દુનિયા આખી બહેરી અને અબુઝ છે એમ માનીને—

'આ જ્યાં જુઓ ત્યાં પાછું કૉફી હાઉસ જ સામે ને સામે'. પેલાં બહેન બોલ્યાં, પણ કૉફીનો ઘૂંટડો એમના ગળેથી નીચે ઊતરતો ન હતો એમ તો ન જ લાગ્યું. છતાં જ્યારે એ યુવતી આવું બોલી ત્યારે કૉફી હાઉસ સાથે જાણે જનમોજનમનું વેર ન હોય એવો છણકો કર્યો.

'કૉફી હાઉસ ઉપર આટલી રીસ શાને? એને પ્રભાવે તો આપણે મળ્યા. અમદાવાદમાં કૉફી હાઉસ થયું ન હોત તો?''—અમદાવાદમાં કૉફી હાઉસ! પેલું ત્રણ પૈસાનું અડધિયું ને છ પૈસાની સ્પેશલ ચા પીરસતી અમદાવાદની ગંદી હોટેલોની વચમાં કૉફી હાઉસ! મને આશ્ચર્ય થયું, ઓહ્ ત્યારે એ ગામડિયું શહેર છેવટ સુધર્યું ખરૂં! અમદાવાદીઓની સુધરેલી રસવૃત્તિ વિષે વિચાર કરું છું ત્યાં યુવાનના શબ્દો સંભળાયા, 'તે દિવસે તમે નટસંઘવાળાં ભેગાં થયાં હતાં કૉફી હાઉસમાં, અને ઓચિંતાનો હું ત્યાં મારી પેલી નવી 'હીલમેન'માં આવી ચઢ્યો ને તમારા પેલા બ્રેક વિનાની અને એક પેડલવાળી સાયકલ ઉપર આખું અમદાવાદ ભમી વળતા સેક્રેટરી સાહેબ—' રમેશ ઝવેરીએ મારી સાથે તમારી મંડળીના દરેક જણની ઓળખાણ કરાવી, તે ન કરાવી હોત તો?' 'સારૂં થાત બીજું શું? આ તારે પનારે પડી તે ભોગવું પડ્યું. માબાપની શીળી છાંય મુકાવીને તેં જે મને આ રણઘાટે ચડાવી છે એનો અંત કોણ જાણે ક્યારે ને કેવોયે આવશે!'

'તારા મુખ ઉપરથી તો તારા અંતરમાં એ બાબતનો સહેજ પણ ઉચાટ કે વલોપાત હોય એમ તો જણાતું નથી; અને જે રીતે તું બની ઠનીને નીકળી છે તે રીતે તો—'





'ન શા માટે નીકળું ? સૌ પહેલાં તો હું તારી નવી 'હીલમન' ઉપર મોહી'તી. ડાકો હાઉસમાંથી નટ પાડવા તું અમને બધાને 'લીફ્ટ' આપીને સૌ સૌને ઘેર પહોંચાડી આવ્યો—'

તે ક્ષણેથી તે એ હીલમેન ગાડી, અને તેના માલિકની પણ માલિકણ થવાનો નિર્ધાર કરી લીધો 'તો ખરું ને!'

'સાચ તો એમ ન કહી શકાય. પણ ખરેખર તું આવો પૈસાદાર યુવાન હોઈશ એવો તો ખ્યાલ નહોતો જ. અમદાવાદના કેટલાયે શેઠિયાઓના છોકરાઓને હું સારી રીતે ઓળખું છું.'

'એ બધાની સાથે મને રમેશ સરખાવતી. સાથેસાથ હું તો ખૂબ ઉદાર છું રશ્મિ—'

'નામ દેવાની બધી છે તેની ખબર છે ને! કદાચ કોઈ—'

'અહીં પણ ચાડી ખાવા જવાનું' હતું? નાહકની તું હજી ગભરાઈ મરે છે તો!'

'બહુ સારું હવે, એટલી બધી હિંમત હતી તો અમદાવાદથી નાસી છૂટીને દિલ્હી જઈને મને પરણ્યા. મને બનાવીને લગ્નનું નાટક કરવાની, અને આવું ગાડુંઘેલું હિંદી બોલવા બોલાવવાનો આગ્રહ રાખવાની જરૂર શી હતી? મને તો હજી એ નથી સમજાતું કે તું મને છુપાવી રાખવા આમ અમારી પહેરાવીને કેટલા દિવસ આ શહેરમાં ફર્યા કરીશ?'

મને હવે આ લોકોની વાતમાં ખૂબ રસ પડવા લાગ્યો હતો. આ તો ભાગેડુ પ્રેમીપંખીડાં હતાં અને તે પણ મારી માતૃભૂમિથી ઊડીને આવ્યાં હતાં! વાહ વાહ! ચાલો આજની સાંજ તો સફળ થઈ.

'ભાગી નીકળવા પાછળ બે કારણ હતાં. એક તો આખી દુનિયા કરતી આવી છે એવી સામાન્ય પદ્ધતિથી લગ્ન કરવામાં 'થ્રીલ' ન અનુભવાય, અને બીજું એ કે બાપાનો વિરોધ હતો—એમની દૃષ્ટિએ તમારી જાત અમારા કરતાં હલકી ને ઊતરતી ગણાય ને!'

'જેમ તેમ હવે. એમ તો અમે તમારા ઘરનું પાણી પણ ન પીએ એટલા ઊંચા છીએ. નાહકની દાઝ ન રાખીશ.'

'તને પણ હું એ જ કહું છું કે તું પણ નાહકની દાઝ રાખીશ નહિ' પછી એણે થોડું મલકીને ઉમેર્યું, 'એક બીજાનું શું પીવાનું બાકી–' એ પછીના શબ્દો એટલું ધીમેથી બોલાયા કે એટલે નજીક બેઠો હોવા છતાં મારે કાને તે પડ્યા જ નહિ. માત્ર એ બેઉના મુખ ઉપર તરવરી રહેલો મલકાટ હું જોઈ શક્યો. મારી સમક્ષ પણ મારો ભૂતકાળ તરી આવ્યો. પોળને નાકે મહાદેવના મંદિરના પૂજારી કરુણાશંકર જાની રહેતા હતા, તેમની નંદુ! ચૌદ વરસની તો હજી એની વય ન હતી છતાં કપેરબે કેટલી બધી સોહામણી લાગતી! નિશાળે જતાં આવતાં નોટના વચલા પાના ફાડીને કાલી ઘેલી ભાષામાં અમે પ્રેમપત્રોની આપલે કરતા અને તે દિવસે 'ઉદાહરણ'નું ચિત્ર જોઈને પાછો ફર્યો હતો ને એ પણ ચકલામાંથી દૂધ લઈને ઘર તરફ જતી હતી ત્યારે મેં એમ કહેલું, 'ચાલને નંદુ, હું ને તું ક્યાંક નાસી જઈને પરણી જઈએ' ત્યારે નંદુનું શરમને શેરડે ખરડાયેલું કુમળું મુખ આજે પણ મને યાદ આવે છે. જો કે મારા એ 'રોમાન્સ'નો ત્રીજે દિવસે જ અંત આવ્યો. બાપાએ કાનપટ્ટી પકડી પાડેલી તેની નોટની ગેવડમાંથી અમારા કાવત્રાની આખી 'સ્કીમ' પકડી પાડેલી તેની હકીકત ખુલ્લી પાડી નાખી અને તે વખતે જે ગડદા-પાટુ પડ્યા હતા તેના ચાઠા આજે પણ હજી જાણે તાજા હોય હોય તેમ દુઃખ અને નિરાશાથી મારું અંતર વલોવાઈ ગયું. ક્યાં હશે બિચારી નંદુ? સામે બેઉની મગફળીની કાતરી વાગોળતી રશ્મિના મુખમાં મેં મારા બાલ્યકાળની બાલસખીની છબી નીહાળવા પ્રયત્ન કર્યો, મને એ વખતે નંદુની યાદમાં એ વધુ સુંદર લાગી.



'તુંયે કેવો છે પ્રફુલ્લ, જો તો કેવા માણસની સામે લાવીને મને બેસાડી છે? જો ને મારી સામું ને સામું ક્યાં રીતે ટગર ટગર જોયા કરે છે? જરા એને કંઈ કહે તો ખરો!' બાપરે! જોયો ને છબરડો? હું શું એના સામું જોતો હતો? આ તો સીધો સાદો માણસ! ઘરની ગૅરીની સામે પણ આંખ ઊંચી કરી જોતાં વિચાર કરું, એના ઉપર આવો આરોપ! હું મારા બચાવમાં કાંઈ બોલવા જતો હતો ત્યાં મને તુરત મારું બંગાળીપણું યાદ આવી ગયું. અને જાણે રશ્મિ તરફથી પણ કૉફી હાઉસની ખખડી ગયેલી 'શિલીંગ' ભાંગી પડશે કે શું એની ફીકરમાં હોઉં તેમ મેં ધીરે ધીરે નજર ઊંચે ચઢાવી દીધી. પણ પેલા ભડવીરે જે ઉત્તર આપ્યો તે સાંભળીને તો મારું દિલ દ્વિધામાં પડી ગયું—હસવું કે ક્રોધ કરવો?—એણે જવાબ આપ્યો, 'જો રશ્મિ, પરદેશમાં અજાણ્યા લોકો સાથે એમ વાત વાતમાં બાથ ભીડવી એ કાંઈ બરાબર છે? અને આ મુફલીસનો પણ શો દોષ—તું આજે દેખાય છે જ એવી કે મારે તો રાતે હોટલમાં જઈને તારી નજર ઉતારવી પડશે'.

'બળી એ હોટલ, બારબાર દિવસથી દાળભાત શું એનો તો હું સ્વાદ જ ભૂલી ગઈ છું. મને તો એ અંગ્રેજી ઢબનાં સૂપ-બુપ ને પુલાવ-ફુલાવ હવે ગળે નથી ઊતરતાં, આ તને કહી દીધું.'

'ગ્રેટ ઈસ્ટર્ન જેવી અહીંની સારામાં સારી હોટલમાં રોજના રૂપીઆ પચાસ ખરચું છું છતાં તને એ ખોટી લાગી?'

'ખોટી કોણ કહે છે, પણ હવે તો સાચું કહું છું, ભાતદાળ કે ખીચડી ખાવાનું મન થયું છે.'

'બહુ દિવસ તારે હવે એ દુઃખ સહન નહિ કરવું પડે. સાત દિવસથી રોજ અમદાવાદ મુંબઈના છાપાની તપાસમાં રહું છું. કોઈપણ છાપામાં હજી બાપાજીની જાહેર ખબર નથી આવી લાગતી! નવાઈની વાત છે ને! મને તો લાગ્યું હતું કે પત્તો લગાવી આપનારને રૂ. ૧૦૦૧ ઈનામ એ મથાળા નીચે મને સંબોધીને, જાહેર ખબર આવી જ હશે........

ચિ. ભાઈ પ્રફુલ્લ,

તું જ્યાં હોય ત્યાંથી તુરત પાછો આવ. અહીં તારી બા તારા ગયા પછી ખાતી નથી, પીતી નથી ને કલ્પાંત કરે છે. તું કહીશ તે છોકરી સાથે તું કહીશ તે રીતે લગ્ન કરી આપીશું. વગેરે.'

'તું આશા રાખીને બેસી રહેજે. આ થોડા ઘણા રૂપિયા તું પેઢીમાંથી ઉપાડી લાવ્યો છે તે ગમે તેમ ઉડાવે છે પણ એ પૂરા થશે.'

'એટલી બધી નિરાશાવાદી ન થઈશ. રશ્મિ! અને એટલા માટે તો બે દિવસ વધુ રાહ જોઈને ગ્રેટ ઈસ્ટર્ન છોડીને કોઈક સસ્તી હોટલમાં જઈને રહીશું પછી આટલું ખર્ચ નહીં આવે.'

'એની તો મને ખાત્રી જ હતી,' રશ્મિ છંછેડાઈને બોલી, 'ગમે તેમ તોયે તું પણ અમદાવાદી જ નીવડવાનો. સાત દિવસના 'રોમાન્સ'માં પૈસાનો હિસાબ ગણતો થઈ ગયો, ખરું?' રશ્મિએ મોરચો બદલ્યો.

'એવું ન બોલીશ રશ્મિ. પૈસાનો હિસાબ ગણતો હોત તો દિલ્હીથી આ નવી ઢબનાં આટઆટલાં મોંઘાં કપડાં તારે માટે ન ખરીદ્યાં હોત, સમજી?'

'નવાઈ કરી! તારે માટે પહેરેલે કપડે કૉલેજમાંથી બારોબાર ઘરબાર, માબાપ બધું છોડીને નીકળી પડી છું અને તું આવું બધું ગણી બતાવે છે! તને શરમ નથી આવતી?'

'ના, ના, હું કાંઈ ગણી બતાવતો નથી, મેં જે કાંઈ કર્યું છે તે તારા પ્રત્યે મારો પ્રેમ છે એટલે કર્યું છે, પણ—જવા દે એ બધી વાત, તને શું હજી મારા પ્રેમમાં વિશ્વાસ નથી? તેં ઘર છોડ્યું કે મેં શું નથી છોડ્યું?'

'એ તો તમારા જેવા તાલેવંતના દીકરાને 'મોજ' અનુરાગી હશે એટલે. બા અને મેં કેટલા કોડ કરીને





આજે અહીંના મદ્રાસમાં અશ્રેષ્ઠ ચિત્ર જોવાની ઇચ્છા દેખાડી '—

'તેં તો કાંઈ ને ના પાડી હતી.'

'ના ! ના નહિ ને નાનો બાપ, સવા રૂપિયાની ટિકિટ નથી મળતી, એક રૂપિયો ચાર આનાની પણ ખલાસ થઈ ગઈ છે અને હવે માત્ર બે રૂપિયા ચાર આનાની ટિકિટ બાકી છે એ તે કેમ કરીને લેવાય !'

'પણ તે જ કહ્યું તું ને કે આ વખતે હવે પૈસા સમજીને વાપરવા છે ને નાહકના ઉડાવવા નથી.'

'એ મારી ગણતરી તો સિનેમાની ટિકિટ નહોતી ત્યારે જ આમાંથી બાદ !'

'પણ તો હવે શું બગડી ગયું છે વળી, પેલા નવાની શું સાડાનવની ટિકિટ નહીં આવે ?'

'ગાન નમ છે જો હવે સિનેમાનું નામ પણ લેવું છે તો ચાલને અત્યાર ને અત્યાર અહીંથી હોટલમાં જઈ સરસામાન ઉપાડીને પેલી પરાગની ધર્મશાળામાં જઈને રહેવું છે, તને પણ ખબર છે પડે કે જરા જરા પગાર આ મગરૂરી હોટલવાળી ઉપર નિશાન કેમ લીધે છે એમના ગંદા ખાટલામાં માંકડ પણ છો ફરકતા.'

'ઓહો એમાં શું, તારી સાથે તો જંગલમાં ઝૂંપડી બનાવીને રહેવાનું હોય તો પણ મને તો આનંદ આનંદ લાગશે. રશ્મિ, તું બસ એક મારી સાથે હોવી જોઈએ.'

'ખરે શું પ્રફુલ્લ ?'

'ચાલે જ રશ્મિ !' આવી મીઠી લડાઈને અંતે આટલી ઝડપથી સંધિ થઈ જશે એની તો મને આશા જ ન હતી. મને નિતી યાદ આવી ગઈ અરે ! એ જ્યારે ઝઘડો શરૂ કરતી ત્યારે સાત સાત દિન સુધી હું અહીં વારંવાર ફેરફાર ફરફારીને હારી જતો, તો પણ એનો ગુસ્સો શાંત થતો નહિ. વાહ, વાહ, નવા જમાનો ખરેખર ગુજરતો જતો હતો. બાકી મેં તો ધાર્યું 'તું કે હમણાં આ કાકીના 'પાલારકા'ની એક ગીતા ઉપર છૂટશે અને 'મેન ખલાસ'ની જાહેરાત થશે, પણ એને બન્ને જાણે કાંઈ બન્યું જ નથી એમ ગણી મીઠી મીઠી વાતો કરવા બેસી પડયા. એકવાર તો મને એમ પણ થયું કે જો આ જાદુર જગા જ હોત તો—પણ જવા દો એ વાત.

મેં એક નવી સીગારેટ કાઢીને સળગાવી.

'મુઆ આ જગાના ! અત્યાર સુધીમાં આ રંગીન બુશકોટે છઠ્ઠી સીગારેટ પૂરી કરી.' રશ્મિ છાંકીને બોલી. જાણે જાણે મેં એનું શું બગાડયું હશે તે માટે મારે ઓછે નવું એક વચન આવી અપમાનજનક, ગંદા કરી મેં પણ હવે ખુરશીમાં આડા બેસીને રશ્મિ તરફ અને કાકી હાઉસના દ્વાર તરફ અડધી પીઠ રાખીને બેસરકારપણે જાણે મેં હાઉ તેમ દેખાવ કરીને સીગારેટ પીવી ચાલુ રાખી. એટલામાં ગફીનો છેલ્લો ઘૂંટડો લેતા પ્રફુલ્લ બોલ્યો, 'રશ્મિ, તને તે કાંઈ ભાન છે કે નહિ ? 'રંગીન બુશકોટ' એવું ન બોલી હોત તો ! એને ખ્યાલ ન આવી જાય કે તું એની જ વાત કરે છે ?'

'તે ભલે ને આવે. મને શું એની બીક લાગે છે ? અને નહિ તો શું કરી નાખવાનો છે ? ટેટા જેવું તો શરીર છે. મેં તો માન્યું 'તું કે નગરીઓ આવા ક્રાન્તિકારી હોય છે ને વળી માછલી ને ઈંડા ને એવું બધું ખાતા હશે તે શરીર કેવાં હૃષ્ટપુષ્ટ હશે ! પણ આ તને જોઈને તો મને થાય છે કે શરદબાબુનો પેલી સવ્યસાચી કે વિપ્રદાસ અથવા તો પેલી વિરાજ જેના ચરણ પાસે મરવા ઝંખતી હતી તે નીલાંબર એ બધા તો બધા કલ્પિત પાત્રો જ હશે.'

'તું પણ ખરી છે રશ્મિ ! જો, વ્યક્તિને જોઈ ! એને આધારે આખી એક પ્રજાના માપ બાંધી દેવા તે કેટલું જોખમભર્યું છે ? આ તને જોઈને આપણા આ ગમુચક ખાસ ધારી લે કે બધી જ ગુજરાતણો નમણી ગોરી સપ્રમાણ અને ચબરાક હશે તો

પછી તારી પેલી બેનપણી મનોરમા આજ સત્તાવીસ અઠ્ઠાવીસ વરસની થઈ પણ પાંચ ફીટ સાડાચાર ઇંચની ઊંચાઈ છતાં પંચોતેર રતલ વજન સાથે કુંવારી છે. અને પેલી સ્થૂલભદ્રા મંદાક્રાન્તાએ એક સો અઠ્ઠાવન રતલ વજન ઉતારવા આ ઉમ્મરે અખાડે જવા માંડ્યું છે. એમને અને એમનાં જેવી કેટલીયે ગુજરાતણોને અન્યાય ન થાય ?’

‘બહુ સારું હવે. આ એક હોઠ સાજ તો ઉત્તર ઝાઝા.’ રશ્મિએ હસીને કહ્યું.

‘માત્ર ઉત્તરજ ઝાઝા ? એથી વિશેષ એની કાંઈ ઉપયોગિતાનો પરિચય તને નથી ?’ અરે રે પ્રભુ ! શું આ આજકાલના જુવાનીઆં નફ્ફટ થઈ ગયાં છે. પ્રફુલ્લના એ પ્રશ્નનો રશ્મિએ જે ઉત્તર આપ્યો એ તો મને નિલીના સો વાર સમ ખવરાવો તો પણ તમને નહિજ કહી શકું. હવે મારાથી હસવું રોકાય તેમ ન હતું. સીગારેટની ધૂણીની પાછળ મુખ સંતાડીને મેં એ હાસ્ય ખાળ્યું, ત્યાં તો મારે ખભે કાંઈક પરિચિત અવાજ સાથે અપરિચિત વજનથી કોઈનો હાથ પડ્યો : ‘કેટલી વાર તમને ના કહી કે તમે સીગારેટ ન પીશો. પણ બસ, મારું માનો તો તમે તમે શેના ? આ છાતીના હાડકાં તો નીકળ્યાં છે ને તોયે લત છોડતાં નથી ?’ હવે શું થાય ? બધું જ બફાઈ ગયું. નિલી ક્યારે બારણામાં પ્રવેશી એનો તો મને ખ્યાલજ ન રહ્યો. અને ધૂમાડાની આરપાર મને ક્યારે ઓળખી લીધો તેની યે ખબર ન પડી. સીગારેટ ઝડપથી ઓલવી નાખીને એને શાંત પાડવા હું પ્રયત્ન કરવા લાગ્યો. મને મારી કફોડી સ્થિતિની દયા આવી તે કરતાં વધુ દયા તો એમનાં શ્યામ પડી ગએલાં ચહેરા જોઈને પ્રફુલ્લ તથા રશ્મિની દયા આવી. એ બન્ને એક બીજા સામું જોઈ રહ્યાં હતાં. કાપો તો લોહી ન નીકળે. સામે ફીક ફીક પડછંદકાય ગુજરાતણ, મારી નિલીનો સત્તાવાહી અવાજ સાંભળીને એમનાં તો છક્કાજ છૂટી ગયા હતા. પણ આવી કફોડીની પળે મારી સહજ બુદ્ધિ મારી વહારે આવી. એક જ ક્ષણમાં વિચાર કરીને હું બોલી ઊઠ્યો.

‘અરે જો નિલી, તને ઓળખ કરાવું. આ પ્રફુલ્લભાઈ અને તેમનાં પત્ની રશ્મિબેન, આપણા અમદાવાદનાં જ છે. બિચારાં હોટેલમાં ઉતર્યાં છે ને ખૂબ હેરાન થાય છે.’

‘ના ના, એમ તો ખાસ કાંઈ નથી.’ રશ્મિ વચમાં બોલી. તેને અટકાવીને નિલી જ ઉત્સાહથી બોલી ઊઠી : ‘અરે એમ તે કાંઈ હોય ? તમે કલકત્તા ફરવા આવ્યાં હશો, ખરું ? અરે પણ તો પછી કહેતાં કેમ નથી ? ........અરે પણ તો પછી એમને કહેતાં કેમ નથી આપણે ત્યાંજ ચાલ્યા આવે ?’

‘હું કહું એના કરતાં તું જ કહે તે સારું ને ? એ તો તારો હક્ક છે.’

‘અરે પણ બહેન’–પ્રફુલ્લ કાંઈ બોલવા ગયો એને પણ અટકાવીને નિલી બોલી ઊઠી :

‘હવે તો તમે મને બેન કહી ને ? એટલે ભાઈ અને ભાભીએ બેનને ત્યાં આવવું જ પડશે.’

‘અરે પણ વિના ઓળખાણ પિછાને અમને તમારે ઘેર ઉતારશો ?’

‘ઓળખાણ પિછાન તો તમારા ભાઈ બહાર આવતાંવેંત થઈ ગઈ. મારી એ બેઅદબી માફ કરશો.’ મેં કહ્યું.

‘અરે રે, પણ હું તો કેવું બધું બકી ગઈ !’ રશ્મિ લગભગ માફી માગતી હોય તેમ બોલી ઊઠી.

‘હવે એ વાત યાદ ન કરશો. અને એ બધું તમે મને ક્યાં સંભળાવ્યું હતું ? તમે તો પેલા બબૂનક બંગાળીને સંભળાવતા હતાં ને ?’ મારા બોલવામાં સહેજ પણ રોષ નથી એની આપોઆપ ખાત્રી થતાં બન્ને ખડખડાટ હસી પડ્યાં.

‘અરે પણ’ નિલી ચિંતા વ્યક્ત કરતી બોલી. ‘સાંજના રસોઇનું માંડી વાળો હવે નહિ ચાલે. એક કામ કરો. આપણી બે ટિકિટ ભાઈ-ભાભીને આપી દો; એમને મેટ્રો સિનેમા પહોંચાડીને તમે સ્ટેશનેથી બે રૂપિયાના રસગુલ્લા લેતા આવો, ત્યાં સુધીમાં હું ઝટપટ દાળ-ભાત બે શાક કરીને પુરીઓ તળી નાખું છું. બસ?’





એ હોટલોનું ખાવાનું તમને ભાવે છે રશ્મિભાભી ?' 'મેટ્રો સિનેમા ને...હાઉબાત ?' વિના સંકોચે રશ્મિથી બોલી જવાયું. નણંદે શું પ્રશ્ન પૂછ્યો ને 'ભાભી'એ શો જવાબ આપ્યો !

'ના. ના પણ તમે અમારે માટે સિનેમા જોવાનું છોડીને આટલી ધમાલ શું કરવા કરો છો ?' પ્રફુલ્લે વિવેક કર્યો.

'અરે બળ્યું એ અંગ્રેજી સિનેમા ! મને તો એમાં એક અક્ષરે સમજ ન પડે પણ આ પાછળી પડ્યા તે મને કહે ચાલ ને ચાલ'. હું કાંઈ વિરોધ કરવા જાઉં તે પહેલા તો મારા તરફની આંખ સહેજ ઝીણી કરીને ઈશારાથી મને ચૂપ કરી દેતી એ આગળ બોલી, 'સારું થયું કે તમે આવ્યા. મેટ્રો સિનેમા તો એવું સરસ છે, આપણા અમદાવાદમાં તો સો વરસે પણ એવું ઊભું નહિ થાય ' અને પછી મને ધમકાવતાં કહ્યું, 'હજી શું ઊભા રહ્યા છો, પેલા વેઈટરને પૈસા ચુકવી દો. એ ક્યારનો બીલ બતાવતો ઊભો છે.' કૉફી હાઉસના પગથિયા ઊતરતાં વળી એણે યાદ દેવરાવ્યું: 'આપણા ઘરનું સરનામું બરાબર આપતા આવજો '

નિલીની આ ઉદારતાનું કારણ મને ન સમજાય એવું કાંઈ ન હતું 'પરદેશમાં દેશનું કૂતરું પણ વ્હાલું' એમ કહીને—જ્યારે પહેલાં અમે એક જ ઓરડીમાં બાઉબજારની અંધારી કોઠીને ચોથે માળે રહેતાં હતાં ત્યારે—જાત્રાએ નીકળેલાં કાલીઘાટ પાસે રસ્તામાં ભૂલા પડેલાં અમદાવાદની હાજાપટેલની પોળનાં પેલાં અમથી ડોશીને એ કેટલો આગ્રહ કરીને ઘેર લઈ આવી હતી ? ત્યારે આ તો એનાં 'ભાઈ–ભાભી', પછી એમની આગતા સ્વાગતાનું પૂછવુંજ શું ?

તે પછી દસમે દિવસે જ છાપામાં જાહેરખબર આવી ને પ્રફુલ્લ તથા રશ્મિ મુંબઈ રસ્તે અમદાવાદ જવા નીકળ્યાં. હાવરા સ્ટેશને વિદાય આપતાં મેં યાદ દેવરાવ્યું, 'અમદાવાદ આવું ત્યારે રશ્મિબેન, કૉફી હાઉસમાં ઉજાણી લેવી નહિ ચૂકું હોં; બધુંયે બંગાળીને ભૂલી તો નહિ જાવ ને ?'

'નણંદ–નણદોઈને ભૂલી જાય તો છૂટાછેડા જ આપી દઉં હોં' ગાડી ઊપડવાની થઈ એટલે રશ્મિને પોતાની વધુ પાસે ખેંચતાં પ્રફુલ્લે મીઠી ધમકી આપી અને અમે ચારે ખડખડાટ હસી પડ્યાં.

દોઢ બે મહિના પછી ફરીથી હાવરા સ્ટેશને જવાનું થયું ત્યારે પેલું ખડખડાટ હાસ્ય તો દૂર રહ્યું પણ નિલીની આંખો આંસુથી છલોછલ ભરાઈ ગઈ હતી. એની બાનો પત્ર હતો...દીકરા અને વહુના જુલમ અને કકળાટને લઈને એમનું જીવન અસહ્ય બની ગયું હતું.

ભાઈભોજાઈને સમજાવવા અને બાને સાંત્વના આપવા નિલી અમદાવાદ જતી હતી. પોતાનાં ભાઈ–ભાભીને સારી રીતે ઓળખતી હતી તેથી સદાની હસમુખી નિલી આશંકાથી ઘેરાયેલે ચિત્તે જતી હતી, મારું મન પણ ઉદાસ થઈ ગયું હતું.

બે અઠવાડિયા પછી નિલીનો પત્ર આવ્યો.

ખરેખર અજબ આ દુનિયા છે. ભાભીની ચડવણીથી ભાઈ બાને સંઘરવા કે તેમનો બોજો ઉપાડવા તૈયાર ન હતો. દેવદર્શનનો વર્ષોનો નિયમ અને સત્સંગની રોજની સગવડો મૂકીને જીવનનાં છેલ્લાં વર્ષોમાં વતન છોડી દૂર અમારા સાથે રહેવા આવતાં તેમનું અંતર કકળતું હતું. નજીકનું કોઈ એવું સગું પણ ન હતું કે જે આ પ્રશ્ન ઉકેલવામાં મદદરૂપ થાય. નિલી ખરેખર મૂંઝવાઈ હતી...ને, અચાનક રસ્તામાં એક દિવસ રશ્મિ ને પ્રફુલ્લ મળી ગયા. નિલીને જોતાંજ પ્રફુલ્લે મોટર ઊભી રાખી. કલકત્તાના ટૂંકા વસવાટ દરમ્યાન પણ નિલીનો સદાયે હાસ્ય પ્રફુલ્લિત ચહેરો જોવા ટેવાયેલાં પતિપત્ની એના મુખ ઉપરની ઘેરી ગમગીની જોઈને આવાક્ થઈ ગયાં ને ખૂબ આગ્રહ કરીને એને પોતાને ત્યાં લઈ ગયાં. ત્યાં ગયા પછી રશ્મિએ જ્યારે 'નણંદ'ને 'ભાઈભોજાઈ'ના કપરા સોગંદ આપ્યા ત્યારે જ એણે દિલ ખોલ્યું....

# પશ્ચિમભૂમિ પર પગરણ

રાસુ પંડિત

> સ્ટીમર-પ્રવાસની આવી સુંદર રીતે રજૂઆત થાય એ ખૂબ જરૂરી છે. અઢાર-અઢાર દિવસ સુધી એકધારી સ્ટીમર-સફર આ પ્રવાસ-પત્રમાં છેક લંડન સુધી પહોંચાડે છે. આના જ અનુસંધાનમાં આવતો પત્ર લંડનથી ન્યૂયોર્ક અને ન્યૂયોર્કથી લૉસ એંજલીસ સુધીનો રંગીલો વિમાન-પ્રવાસ રજૂ કરશે. પહેલા બે પત્રોથી પણ આ ત્રીજો પત્ર વધુ આવકારાય એવો છે.

સ્ટીમર સ્ટ્રેથનેવર—૧૭-૯-૫૩

ફ્રાંસનું મુખ્ય બંદર માર્સેલ્સ વહેલી સવારે સ્ટીમરમાંથી જોયું ત્યારે હૈયામાં ખૂબ થનગનાટ હતો. ૭ વાગે ચાપાણી પીધા પછી અમે તો બંદર પરની સીડી ઉપરથી ઝટપટ નીચે ઊતરીને પીઅર પર પહોંચી ગયાં. પાઉંડ કે ડૉલર તો કાંઇ ઉપયોગના નહી એટલે પીઅર પર જ બૅંક ઑફ ફ્રાંસની ઑફિસે ગયાં ને પાઉંડના ફ્રાંક ખરીદ્યા. આપણા ૧ રૂપિયાના લગભગ ૬૨ ફ્રાંક મળે. અહીં વિચિત્રતા એ કે ફ્રાંક સિવાય બીજું કાંઈ નાણું જ નહીં. આથી હિંદ એક કવર રવાના કરવું હોય તો ૨૫૦ ફ્રાંકની ટિકિટ ચોડવી પડે. ૨૫-૫૦ રૂપિયાની કોઈ વસ્તુ ઉપર '૩૨૦૦ ફ્રાંક' લખ્યું હોય એટલે ૧ ફ્રાંક એટલે લગભગ ૧ પૈસાનું પ્રમાણ ન જાણનાર વ્યક્તિ મનમાં જ મૂઝાયા કરે. ફ્રાંક ખરીદીને અમે પોસ્ટ ઑફિસે ગયાં; ત્યાંથી ટિકિટો ખરીદીને ટપાલ બીડીને પછી માર્સેલ્સની પ્રદક્ષિણાએ નીકળ્યાં. પ્રવાસીઓ માટે બે પ્રકારની વ્યવસ્થા હતી. એક બસ માર્સેલ્સ શહેરનું ચક્કર લગાવવાની હતી, બીજી માર્સેલ્સથી ૩૭ માઇલ દૂર આવેલાં લા સીઑટ ને કેસીસ નામનાં નાનકડાં પણ સુંદર ગામડાં જોવા લઈ જવાની હતી. અમને શહેર કરતાં ગામડાં જોવામાં વધુ રસ હતો: આથી થોડી મોંઘી પણ ગામડે જવાની ટિકિટ ખરીદીને બસમાં ચડી બેઠાં.

બસ સાચે જ સગવડભરી હતી. એક મીઠું અંગ્રેજી બોલનારી ડોશી અમારી 'ગાઈડ' હતી. મોટર માર્સેલ્સ શહેરને વીંધીને આગળ વધી એટલે ડોશીએ તીણા અવાજે એની 'રનીંગ કોમેન્ટ્રી' શરૂ કરી. માર્સેલ્સ શહેર સાચે જ ભવ્ય છે. પેરિસ પછી એ બીજું

---

'અરેરે બહેન, આટલી અમથી વાતથી મુંઝાઓ છો શું?' અને છેવટે, 'જા તો પ્રફુલ્લ, અત્યારે ને અત્યારે 'બા'ને અહીં તેડી લાવ, મોટોભાઈ હોવાનો દાવો કરે છે તે હવે તારી કસોટી છે...' રશ્મિના સ્નેહને વશ થઈને કહો કે સાથેસાથ અમારાં પ્રત્યેની લાગણીને લઈને કહો પણ પ્રફુલ્લે એક ક્ષણની પણ આનાકાની ન કરી.

'મારો આટલો મોટો બંગલો છે, શહેરમાં પણ મોટું મકાન છે, 'બા'ને જ્યાં ને જે રીતે રહેવું હશે તે રીતે અમે રાખીશું, તમે આટલીયે ફીકર ન કરશો, નિલીબહેન...' પત્રમાં ઠેર ઠેર લખાણની શાહી ફેલાઈ ગઈ હતી, આ લખતાં લખતાં પણ નિલીની આંખોમાંથી આંસુ ટપકતાં હશે પણ તે આંસુ કલકત્તા છોડતી વખતે હાવરા સ્ટેશન ઉપર ઉભરાયાં હતાં ને કરતાં જુદી જ જાતનાં હતાં, ભાઈ ખોઈ બેઠેલી બહેનને 'ભાઈ' સાંપડ્યો હતો.

તે રાતે મને નિરાંતે ઊંઘ આવી: સવારે જાગ્યો ત્યાં બાજુમાં કોઈ ગાઈ રહ્યું હતું: 'સબસે ઊંચી પ્રેમ સગાઈ...' મને પ્રશ્ન થઈ આવ્યો: પેલાં સગા ભાઈ-ભાભીની સગાઈ સારી કે આ કાફીહાઉસમાં પાંગરેલી ભાઈ-ભાભીની સગાઈ!

★





મોટુ ઐતિહાસિક શહેર છે ઈ પૂ ૬૦૦મા એની સ્થાપના થઈ ને ત્યાર પછી તો હેલન સંસ્કૃતિનુ એ પુણ્યધામ બન્યુ આજે પણ એ સંસ્કૃતિના જીવત પ્રતીક સમી ભવ્ય મૂર્તિઓ માર્સેલ્સના રસ્તા શોભાવી રહી છે એવી સુદર ને પ્રતિભાવત છે એ મૂર્તિઓ કે ઘડીભર એને નિહાળનારના હૃદયમાં પણ સ્પદન પ્રગટે ક્રમભાગ્યે ૧૯૪૧ના જર્મન હુમલાએ આ શહેરને એવા તો કારી ઘા માર્યા છે કે હજુ એ રૂઝાયા નથી નવુ ચણતર ઝડપથી થાય છે તો પણ કેટલેય ભગાર રસ્તાઓ ઉપર ખડકારેવો પડ્યો છે ને કેટલાય મકાન કાળાભઠ જેવા ઉજ્જડ દશામા ઊભા છે ૧૯૪૪મા ૭૦૦૦ જર્મન સૈનિકો શરણે આવ્યા એ પહેલા એમણે ૨૫૧ વહાણ સળગાવી મૂકેલા ને બદરને પણ તોડી પાડેલુ

સુદર રસ્તાઓ પરથી આગળ વધતી અમારી બસ એક સ્થળે અટકી ૪૦ થાભના પર ભાતભાતના રગોથી શોભતી એક વિશાળ ઈમારત ઊભી હતી ફ્રાસના એક મહાન ઈજનેર લા કોર્બુઝીએ એ બાધી છે હજારો કુટુબો એમા રહે છે એ ઈમારતમા જ સુદર થિયેટર છે, દરેક જાતની દુકાનો છે, નહાવાનો બાથ છે ને સૂર્યનો પ્રકાશ પણ એમને પૂરતો મળે છે આ જ ઈજનેરે ન્યૂ યૉર્કમા U N O ના મકાનની યોજના ઘડેલી ને આપણા અમદાવાદના મ્યુઝીઅમ માટે પણ એણે જ એક યોજના મ્યુનિ ને તૈયાર કરી આપી છે એ તમને ખબર હશે સમયની મર્યાદાને કારણે બાઈએ અમને ત્યા ઊતરવા ન દીધા ને પછી તો બમણી ગતિએ બસ દોડવા લાગી થોડીવારમા તો અમે માર્સેલ્સના પરા વિસ્તારમા પ્રવેશી ચૂક્યા ફ્રેચ પ્રજા ખૂબ રગીલી ગણાય છે ખરુ ? નાનકડા પણ શુ સુદર આકૃતિવાળા મકાન અમે જોયા ! નાનકડો બગીચો પણ કેવી કલાત્મક રીતે તૈયાર કરેલો ! ઘડીભર તો ત્યા ઊતરી પડવાનુ જ મન થાય. પેલી ડોશીએ કહ્યુ કે અહીં દ્રાક્ષનુ ઉત્પાદન ખૂબ થાય છે ને દ્રાક્ષનો દારૂ તો ખૂબ સસ્તો મળે છે આ સાભળીને પીવાના શોખીન પ્રવાસીઓ તો ખૂબ રગમા આવી ગયા સૂર્ય હવે અત્તરગી કિરણો ફેકવા માડ્યો હતો ન ઠડીનો સપાટો હવે સૂર્યના તાપને લીધે કાઈક હળવો લાગતો હતો બસ ધીમે ધીમે ખુલ્લા રસ્તાઓ તરફ આવી ને અમે સામે ડોકિયુ કર્યું તો એક મોટી કેડી ડુગરની ટોચ તરફ જતી હતી જોતજોતામા તો અમે સામે લીલાછમ ઝાડ ને દ્રાક્ષની વાડીઓથી ભરેલા ટેકરાઓ ઉપર આવ્યા ને દરિયા કાઠે ઝૂલતી માર્સેલ્સ નગરી ઝાંખી થવા લાગી એના એક ઊચા ટેકરા ઉપર 'નોટરડામ' નામે ઓળખાતા મહાન દેવળના ચોગાનમા સોનાના રગવાળુ ભવ્ય પૂતળુ ચમકતુ હતુ ને દરિયા વચ્ચેના બેટો ઉપર સુદર નાના મકાનો શોભતા હતા ડુમાની પ્રસિદ્ધ નવલકથા કાઉન્ટ ઓફ મોન્ટેક્રીસ્ટોમાં જે કેદખાનાનો ઉલ્લેખ કરવામા આવ્યો છે એ પણ એ બાઈએ દૂરથી બતાવ્યુ ને પછી તો એક ઊચા ટેકરા પરથી અમારી બસ નીચે લપસવા માડી માર્સેલ્સ નગરી દેખાતી બધ થઈ ને અમે ચારેબાજુ લીલાછમ વન ને ઊચાઊચા ટેકરામાથી ટપકતુ સૌદર્ય ચાખી રહ્યા આકાશ સ્વચ્છ હતુ આછા વાદળા દોડાદોડ કરતા હતા ને સૂર્યનુ ઝાડીમાથી ગળાઈને આવતુ અજવાળુ ખૂબ મોહક લાગતુ હતુ. ફેરફૂદરડી રમતી બસ ઘડીમા ટેકરાઓ વચ્ચે સતાઈ જતી તો ઘડીમા દરિયાના ભૂરા પાણીના દર્શન કરાવતી ડુગર વચ્ચેથી એ જતી હોય ત્યારે અમને જાણે માઉન્ટ આબુ ચડતા હોઈએ એમ લાગતુ

દોઢ કલાક સતત ચાલીને કેસીસ નામના માછીમાર ઉદ્યોગ માટે જાણીતા ગામડા આગળ એ અટકી આ ગામડુ પણ ઐતિહાસિક ગણાય છે, ૧૬મી સદી પછી જ એ વધારે જાણીતુ થયુ છે—લડાઈઓને કારણે અહીંનો સફેદ દારૂ ને માછલી ખૂબ વખણાય છે અને કુદરતનુ સૌદર્ય માણવાના શોખીન ફ્રેચો રજાના દિવસે મોજ માણવા ત્યા જાય છે દરિયા કિનારે સુદર રગોવાળી નાનકડી દુકાનો હોય છે, સામે બગીચામાં મોટી રગબેરગી છત્રી નીચે ૪–૬



નાજુક ખુરશીઓ ઉપર શકય એટલાં ઓછાં કપડાં પહેરીને ફ્રેંચ યુવક–યુવતીઓ ગપ્પાં મારતાં કે દારૂ પીતાં બેઠાં હોય છે ને નાનકડાં છોકરાં રેતીમાં રમ્યા કરે છે. શું સુંદર એ દૃશ્ય લાગે છે! નૈતિકતાના પૂજારીઓને બેધીંગ સુટમાં સજ્જ અર્ધનગ્ન સ્ત્રીઓ ને દારૂની બાટલીઓ જોઈ ને મેં મચકોડવાનું કદાચ મન થાય; પરંતુ આ સંસ્કૃતિ જ જુદા પ્રકારની છે. જે મૂલ્યાંકનો ઉપર આપણે ભાર મૂકીને થાકીએ છીએ એ મૂલ્યાંકનો અહીં લોકોની નજરે જ ચડતાં નથી. આથી એમને પોતાની જીવનપદ્ધતિમાં કે પોષાકમાં કશું અસ્વાભાવિક નથી લાગતું. મને લાગે છે કે ફ્રાંસમાં તો આપણે ફ્રેંચ દૃષ્ટિએ જોવું જોઈએ—હિંદી દૃષ્ટિએ નહીં. અલબત્ત એ ફ્રેંચ દૃષ્ટિની આપણા દેશમાં આયાત કરવાની કશી જ જરૂર નથી.

કેસીસનું કુદરતી સૌંદર્ય અમે ધરાઈ ને ચાખીએ એ પહેલાં જ પેલી ડોશીએ અમને સાવધાન કર્યાં ને હજુ આગળ એક સ્થળ જોવાનું બાકી છે એમ કહીને બસમાં પાછા ધકેલ્યાં. આપણા માઉન્ટ આબુને મહદ્ અંશે મળતું આવતું આ સ્થળ દરિયાનાં વાદળી રંગનાં પાણી ને વર્ષોથી એમની સાથે દોસ્તી ધરાવતી ને અનેક દિલની વાતોનો વિનિમય કરતી કાળી ભેખડોને કારણે વધુ સોહામણું લાગે છે. વળી કેસીસ આપણા હિંદના ગામડા જેવું ગંદુ ગામડું નથી. રંગબેરંગી નાનકડાં ઘરો, સુંદર ફૂલવાળા બગીચા ને દરિયા કિનારે આવેલી સુંદર હોટલો એની શોભા ખૂબ વધારી મૂકે છે. અહીં એક કહેવત છે કે 'જેણે પેરિસ જોયું છે પણ કેસીસ નથી જોયું, એણે કશું જ નથી જોયું.'

કેસીસના વાંકાચૂંકા ને ઢાળવાળા રસ્તા વટાવીને અમારી બસ દરિયા કિનારે જ આગળ વધી. લહેરથી વહેતાં દરિયાનાં પાણી વચ્ચે લહેરથી ડોલતી નાવડીઓ જોતાં જોતાં અમે 'લા સીઓટેટ' પહોંચ્યાં. અહીં અમને અડધો કલાક વિહાર કરવાની છૂટ આપવામાં આવી. ઊતરતાંવેંત અનેક ગોરા પ્રવાસીઓ તો અહીંના દ્રાક્ષના દારૂની મોજ માણવા 'બાર'માં પેસી ગયાં ને અમે થોડા પ્રવાસીઓ દરિયાનાં પાણી પાસે રેતીમાં જઈને બેઠાં. આજે ફ્રેંચોને રજાનો દિવસ હતો એટલે ઘણાં કુટુંબો મોટરમાં ખાવાપીવાનાં સાધનો લઈને અહીં ફરવા આવી ચડયાં હતાં. નાનકડાં બાળકો દરિયા કિનારાની ભેજવાળી રેતીમાં ઘર ઘર રમતાં હતાં ને ફ્રેંચ મહિલાઓ રેતીમાં આડી પડીને સૂર્યસ્નાન કરતી હતી. કેટલાક યુવાનો દરિયાના પાણીમાં તરતા હતા તો કિશોર–કિશોરીઓ કિનારા ઉપર પાણીમાં છબછબિયાં કરતાં હતાં. ઠેર ઠેર રંગબેરંગી છત્રો ઊભાં હતાં ને આ બધાં સુંદર દૃશ્યોને ચિરંજીવી રાખવા માટે કેટલાક પ્રવાસીઓ કેમેરામાંથી આંખ મારતા ને કળ દબાવતા ઊભા હતા. દ્રાક્ષનો દારૂ તો અમને ખપે એમ ન હતો: પરંતુ દ્રાક્ષ ચાખવાની ઇચ્છા તીવ્ર હતી એટલે અમે તો એકાદ ગલીમાં ઘૂસીને નાનકડી દુકાને પહોંચ્યાં. એક ફ્રેંચ બાઈએ અમને સ્મિતથી આવકાર્યાં; પણ એ બિચારી અંગ્રેજી સમજે નહીં ને અમે ફ્રેંચ સમજીએ નહીં. છેવટે અમે દ્રાક્ષ, પીચ વગેરે હાથમાં લીધાં ને અમારે જેટલાં જોઈતાં હતાં એટલાં તોલી બતાવ્યાં. એણે કાગળ ઉપર એનો ભાવ લખ્યો ને ૨૦ મિનિટે અમારો સોદો પત્યો. તકલીફ એ થઈ કે આ મુશ્કેલીને લીધે અમારે બસ પર પહોંચતાં જરા મોડું થયું ને વખતસર ન પહોંચવા બદલ મનમાં સંકોચ અનુભવવો પડયો. જો કે લા સીઓટાટનાં જે દ્રાક્ષ ને પીચ ખાધાં છે એવાં મીઠાં ફળ હજુસુધી મારી જિંદગીમાં મેં ચાખ્યાં નથી. આ પ્રદેશમાં રહેનારાઓની મને તો મનમાં ખૂબ ઈર્ષા આવી ને

આવા રમ્ય સ્થળેથી આમ ઝટપટ પાછા લઈજનાર પેલી બુઢ્ઢી પર તો મને ખૂબ જ ગુસ્સો ચડયો; પણ થાય શું? અન્ય પ્રવાસીઓને આ રમ્ય સ્થળની મઝા કરતાં બપોરે ૧૨॥ વાગે સ્ટીમર પર ખાવાનું ખાણું વધારે આકર્ષતું હતું. જે ત્વરાથી બસ ટેકરા ચડીને ઊતરી હતી એ જ ત્વરાથી એણે આ સૌંદર્ય ધામમાંથી અમને દૂર ખેંચવા માંડયાં.

૧૨॥ વાગે અમે માર્સેલ્સ શહેરમાં પાછાં પ્રવેશ્યાં

એ પણ કાળના વહેણમાં ભરખાઈ જશે. તા. ૧૮મીનો સાંજનો એક પ્રસંગ યાદ આવે છે. બધા રમત શોખીનો એ ડેક ઉપર રમતા હતા: પરંતુ સ્ટીમર વધુ પડતી ડોલતી હોવાથી કોઈને રમવાની મઝા નહોતી આવતી. થોડીક અંગ્રેજ મહિલાઓ દરિયાના આ તોફાન વચ્ચેથી આગળ ધપતી નૌકાઓ સામે જોયા કરતી હતી. એક એવું પ્રચંડ મોજું આવ્યું કે પેલી નૌકાઓ અમારી દૃષ્ટિથી સાવ ઢંકાઈ ગઈ. આ દૃશ્ય જોતાંવેંત જ પેલી સ્ત્રીઓએ ચીસ પાડી. બધા રમનારાઓનું ધ્યાન એ તરફ ગયું...પણ થોડીવારમાં તો બધાંના આશ્ચર્ય વચ્ચે જે મોજાંએ નૌકાને સાવ ઢાંકી દીધી હતી એ જ મોજાંએ પાછી એને ખૂબ ઊંચે આણી દીધી ને ડેક પર હસાહસ થઈ ગઈ. જયંતભાઈ! સાચે જ એ ભવ્ય દૃશ્ય હતું. ઇતિહાસમાં વાંચીએ છીએ કે વાસ્કોડી ગામા નામના એક નાવિકે હિંદના દરિયાઈ માર્ગની પ્રથમવાર શોધ કરી ત્યારે આપણને એની ગંભીરતાનો ખ્યાલ નથી આવતો: પરંતુ આવો સુગમ પ્રવાસ ખેડતી વખતે એ મહાન નાવિકનો ઉપકાર નથી ભૂલી શકાતો. મોત સાથે કેવી ગાઢ મૈત્રી બાંધીને એણે આ સાહસ ખેડ્યું હશે! આજે તો અનેક શોધખોળોને કારણે દરિયાઈ પ્રવાસ સહેલો બન્યો છે. ખડક હોય ત્યાં ભયની લાલબત્તી ધરતી અનેક દીવાદાંડીઓ ખડી હોય છે; પણ એની દીવાદાંડી તો એનો ધ્યેય જ હતો ને!

તા. ૨૧. રાત્રે ૧૧ વાગે

સ્ટીમર આખો દિવસ ધીમે ધીમે ચાલી. ઈંગ્લીશ ચેનલનો પૂર્વ બાજુએ ઈંગ્લેંડનો ગ્રામ પ્રદેશ અમે નીરખ્યો. નાનકડાં પણ જૂનવાણી લાગતાં અનેક મકાનો જોયાં ને નાના ડુંગરોની સતત ચાલી આવતી હારમાળા સાથે ઘડીભરની ગોષ્ઠિ બાંધી. સાંજે ૮ વાગ્યા પછી તો સ્ટીમર જાણે મરતી મરતી ચાલતી હોય એમ લાગ્યું. રાત્રે વાળું પતાવીને અમે ડેક પર આવ્યા ત્યારે એવો સખત પવન ફૂંકાતો હતો કે કેબિનમાં પાછાં દોડી જઈને ગરમ કપડાં પહેરી લેવાં પડ્યાં. આજે તો ડેક પરનું વાતાવરણ ઉલ્લાસમય ને ચેતનવંતું હતું. પોતાની માતૃભૂમિને જોઈને ગાંડાઘેલા થઈ ગયેલા અંગ્રેજો સારીપેઠે ઢીંચતા હતા ને બોલ ડાન્સમાં પણ કંઈ ઓર રંગત આવી ગયેલી. નાચનાર જોડીના પગમાં ને હૈયામાં માત્ર થનગનાટ હતો, આવતી કાલે સવારે તો છૂટા પડવાનું હતું, 'મણાય એટલી મોજ માણી લો' એમ બધાને લાગતું હતું. સુંદર રંગોવાળા અનેક દીવા ટેમ્સ નદીના કાળા પાણીમાં પ્રતિબિંબ પાડતા હતા. અને સ્ટીમ લોંચો નાનકડા પટમાં પણ આમતેમ ઘૂમાઘૂમ કરી રહી હતી... રાત્રે ૧૦ વાગે તો અમે ટગલાબંધ વહાણોની વચ્ચે આવીને ઊભા રહ્યાં ને પૂર્ણિમાની રાતે વીજળીના દીવા વડે શોભતા મોટા વાદળી અક્ષરે 'Her Majesty's Tilbury Docks' વાંચીને હેમખેમ ઈંગ્લેંડ પહોંચ્યાની શાંતિ અનુભવી. સ્ટીમર ઉપરથી જોવાય એટલા દીવા જોયા ને આવતી કાલે સવારે આ કેદખાનામાંથી છૂટીશું એ વિચાર કરતા ડેક પરથી છૂટાં પડ્યાં. હિંદથી આવેલી ટપાલ જોવાની ઇચ્છા ખૂબ તીવ્ર હતી; આથી ઊંઘ આવવાની શક્યતા ઓછી હતી. પણ સ્ટીમરવાળા પણ પ્રવાસીઓનાં દિલની વાતો તો જાણે ને! આવેલી ટપાલને રાતોરાત અટક પ્રમાણે ગોઠવી દીધી ને ૧૧॥ વાગે તો અમને ૫-૬ પત્રો મળ્યા. ભગવાને જાણે કે સ્વર્ગમાં બેસાડી દીધાં હોય એવો આનંદ અનુભવતાં અમે ટપાલ વાંચી.

તા. ૨૨-૬-૧૩

સવારે ૭ વાગે રોજના ક્રમ પ્રમાણે સ્ટુવર્ડે લોંગે બારણા પર ત્રણ ટકોરા માર્યા ને 'Good Morning, Sir' કહીને અંદર પ્રવેશ કર્યો. સ્ટીમરની આ છેલ્લી વારની Bed-Tea ને અમે ન્યાય આપ્યો. મી. લોંગને અમારી શક્તિ મુજબની 'ટીપ' આપી ને 'Thank you very much, Sir. I hope to see you again some day' કહીને એ માયાળુ અંગ્રેજ ચાલ્યો ગયો. પ્રાતઃવિધિ પતાવીને અમે સૌ સાથે દાગીના પેક કર્યા ને બધાં ડેક પર જઈને ઊભાં. થોડા વધુ પત્રો મળ્યા જોઈને





આનંદ થયો છાપાવાળો છાપું વેચવા આવ્યો હતો એની પાસેથી Observer ને Manchester Guardian ખરીદ્યા ને શ્રીમતી વિજયલક્ષ્મી પંડિત UNOના પ્રમુખ તરીકે વરાયાના સત્તાવાર સમાચાર વાંચી એક હિંદી તરીકે આનંદ અનુભવ્યો એમની સુંદર છબી જોઈને એમના વિષેનું ટુંકું પણ મર્માળુ શબ્દચિત્ર વાંચ્યું

સવારે ૮ વાગે છેલ્લો નાસ્તો (Breakfast) પતાવ્યો ૧૭ દિવસના અમારા સ્ટુઅર્ડ સુરંગથી કેલી છેલ્લી વખતે મળી ગયો એ પણ ૩–૪ મહિને અહીં પાછા આવશે જ્યારે એની મા મળવા પણ આતુર હતો 'આવજો, અલવિદા'ની બૂમોથી વાતાવરણ ગાજી ઊઠ્યું સ્ટીમરમાં હતા ત્યાં સુધી સ્ટીમરમાંથી ઝટ છૂટવાની ઇચ્છા થતી હતી, પણ સ્ટીમર છોડવાનો વખત આવ્યો ત્યારે મનમાં તીવ્ર દુઃખ થયું માત્ર ૧૮ દિવસમાં તો અમે અજબ રીતે ટુંકમાં ભાવના કેળવેલી ? આ નવા મિત્રો બનાવ્યા ? એ બધાને છોડીને હવે નવા જ અનુભવો કરવાના એ વિચારે બધાના હૃદય વ્યથિત હતા

આખરે અમે સ્ટ્રેથેર્ડને છેલ્લી સલામ ભરીને લાગણીના પૂરને હૈયામાં દબાવી કસ્ટમ ઑફિસર પાસે સામાન તપાસાવડાવવા ઊભા રહ્યા શું વિવેકી ને પ્રામાણિક અમલદારો ! હિંદમાં મને મુંબઈ છોડતી વખતે જે કડવો અનુભવ થયેલો એથી મને કસ્ટમવાળાઓ પ્રત્યે ચીડ ચડેલી પણ અહીં તો પ્રવાસીને ખોટી રીતે કનડવાની વૃત્તિનો જ અભાવ મનમાં ને મનમાં આ જુદા જ લોકોને મળી પ્રસન્ન થતા અમે ટીલબરીથી લંડન જનારી પ્રવાસીઓની સ્પેશીયલ ટ્રેનમાં જગા મેળવવા દોડ્યા ઈંગ્લેંડમાં કુલી બહુ મોંઘા એટલે ઘણાખરા પ્રવાસીઓ પોતાનો સામાન જાતે જ ઉપાડી લે અમે પણ અનેક દાગીના એ રીતે ઉપાડી ઉપાડીને ટ્રેનમાં ગોઠવી આવ્યા ૧૨ વાગે ટ્રેન ઊપડી ને અમે ઈંગ્લેંડનો ભૂમિપ્રદેશ જોવામાં ગરકાવ થયા ટીલબરીથી લંડન વચ્ચે ૪૦ માઇલનું અંતર છે ને એ પ્રદેશ ઈંગ્લેંડના આમ વર્ગથી ભરેલો છે આથી અમને તો ઈંગ્લેંડ વિષેનાં સ્વપ્નાં ખોટાં પડતાં લાગ્યાં એમ થયું કે બધા વિસ્તારો આવા 'ભૂખડી બારશ' જેવા જ હશે ?

ઈંગ્લેંડ બહુ સમૃદ્ધ દેશ તો ન લાગે એ પણ અમુક બાબતમાં તો આપણા દેશ જેવો જ લાગે ૧ વાગે અમે સેંટ પેંક્રાસ (લંડનનું રેલ્વે સ્ટેશન) ઊતર્યાં ત્યારે અમને સ્ટેશન જોઈને જરાય અચંબો ન થયો સેંટ પેંક્રાસ કરતાં તો મુંબાઈનું V T ઘણું ભવ્ય લાગે પણ બ્રિટિશ પ્રજા અત્યારે તો સાદાઈને વળગી રહીને એનું અસ્તિત્વ ટકાવી રાખવાની ચિંતામાં પડી છે

મિત્રો તેડવા આવ્યા હતા એટલે અમને જરાય અજાણ્યું ન લાગ્યું આપણે જેને Cloak Room કહીએ છીએ એવા 'Left Luggage' નામે ઓળખાતા સામાન મૂકવાના ઓરડામાં અમારો સામાન મૂકી અમે લંડન શહેર જોવા નીકળી પડ્યા આખા દિવસ દરમિયાન ખૂબ પગપાળો પ્રવાસ કર્યો ને પીકાડીલી સર્કસ, બકીંગહામ પૅલેસ, બેટરસી પાર્ક, વૉટરલુ બ્રીજ, ટ્રફાલગર સ્કેવર વગેરે અંગ્રેજી નવલકથાઓ ને છાપાંઓમાં ખૂબ વાર વાંચેલાં સ્થળોની મુલાકાત લીધી લંડન બહુ ભવ્ય નથી, મુંબાઈને મળતું આવતું શહેર છે, બકીંગહામ પૅલેસ પણ બહારથી સાવ સામાન્ય લાગે છે એના કરતાં તો દિલ્હીનું રાષ્ટ્રપતિ ભવન વધારે ભવ્ય છે પરંતુ જે ચેતન આ પ્રજામાં છે એનો આપણા દેશમાં સદંતર અભાવ છે વિશાળ રસ્તાઓ ઉપરથી અમે ચાલ્યા પણ ક્યાંય હૉર્ન વાગતું નથી સાંભળ્યું રસ્તે જનારા ખૂબ શિસ્તવાળા લાલ બત્તી થઈ એટલે ઊભા જ રહે,—એકપણ વાહન સામું ન આવતું હોય તો પણ વાતચીત પણ ખૂબ ધીમેથી કરે રસ્તા ઉપર એક પણ કાગળની ચબરખી કે સીગરેટનું ઠુંઠું જોવા ન મળે ઠેરઠેર કચરા કે સીગરેટના ઠેસા નાખવા માટે સરસ પીપ મૂકેલાં હોય લંડનમાં અમે ખૂબ રખડ્યા પણ



ક્યાંય કચરો ન જોયો. અહીંની પ્રજાની આ નાની સુની સિદ્ધિ ન ગણાય. અંગ્રેજો ચારિત્ર્યશીલ ખરા, પણ ખૂબ અતડા. એમની સાથે વાત કરવી હોય તો જરા સંકોચ થાય. કોઈ પ્રશ્ન પૂછીએ તો જવાબ આપીને તુરત અટકી જાય, વાતચીત આગળ લંબાવે જ નહીં. એમનું આ અતડાપણું મને ન ગમ્યું. રાત્રે અમે અહીંની વિખ્યાત ટયુબ ટ્રેનમાં પ્રવાસ કર્યો. નાનકડી ગાડીઓ ને ભોંયરામાં જ ચાલે. સાત સાત માળ નીચે ઊતરીએ ત્યારે ટ્રેન મળે; પણ સાત માળ આપણે ચાલીને ન ઊતરવું પડે હોં! વીજળીની એવી સીડી ગોઠવેલી હોય છે કે જે ચગડોળની માફક ફર્યા જ કરે. આપણે એક પગથિયે ઊભા તે નીચે પહોંચીએ એટલે ઊતરી જવાનું. પ્રજાની શક્તિનો બચાવ થાય એ માટે અહીં પૂરતી કાળજી લેવાય છે. ટિકિટો પણ આપણે યંત્રમાં પૈસા નાખીએ એટલે આપમેળે બહાર આવે ને વધારાના પૈસા પણ કાણામાંથી નીકળી આવે. યંત્રે પશ્ચિમના જીવન ઉપર ખૂબ અસર કરી છે. અમારા લંડનથી ન્યૂ યૉર્કના પ્રવાસ અંગે પૅન અમેરિકન ઍરવેઝની ઑફિસે ટિકિટ લેવા ગયાં. તે ટિકિટ આપનાર બાઈને ૩ શિલિંગમાંથી ૧ શિ. ને ૧૧ પે. બાદ કરતાં ન આવડે, વારંવાર ગૂંચવાય ને છેવટે યંત્ર ઉપર આંકડા દાબીને એણે ૧૩ પેન્સ પાછા આપ્યા. મેં જરા ટકોર કરી એટલે કહે કે અમે યંત્રોથી જ ટેવાઈ ગયાં છીએ એટલે નિશાળમાં ભણેલું ગણિત ભૂલી ગયાં છીએ.

રાત્રે પીકાડીલો સર્કસ ખૂબ સોહામણું લાગે છે. વિવિધરંગી જાહેરખબરોને કારણે એ વિસ્તારે ખૂબ આકર્ષણ જમાવ્યું છે; વળી સિનેમાનાં થિયેટરો પણ અહીં સારા પ્રમાણમાં છે. પીકાડીલી સર્કસને અહીં Pick-a-lady circus પણ કહે છે ને વાસ્તવિકરીતે પણ એ સાચું છે. ગેરકાયદેસરરીતે અહીં સ્ત્રીઓ વેશ્યાગૃહો ચલાવતી હોય છે.

મને સૌથી વધુ આકર્ષણ ને મમતા જન્મી હોય તો ઇંગ્લેંડના પોલીસો પ્રત્યે. કાળા સુંદર ગણવેશમાં સજ્જ થઈને એ પોતાની ફરજ પર ઊભો રહે છે. એનું કદ ગંજાવર હોય છે; ૬–૬l ફૂટ ઊંચાઈ ને ૨૨૫–૩૦ રતલ વજન. એના મોં પર કરડાકી ન મળે કે આપણા હિંદી પોલીસ જેવી તુમાખી ન મળે. શાંત ને સંસ્કારી ગણાતો એ પુરુષ ઇંગ્લેંડનું ગૌરવ ગણાય છે. ક્યાંય પણ ગરબડગોટાળો દેખાય તો એ પરિસ્થિતિ સમાલી લે છે. નાનાં બાળકો એનાથી બીતાં નથી, ઊલટાં કાંઈ કામ હોય તો એની પાસે દોડી જાય છે ને એ એમને રમાડતો રમાડતો લઈ જાય છે. અમે વારંવાર રસ્તાની માહિતી માટે પોલીસને પકડતાં ને એ ખૂબ શાંતિથી જવાબ વાળતો. તે એ વિસ્તારનો નકશો કાઢીને અમને બધું સમજાવતો. પોલીસ અહીં 'બોબીઝ' ના લાડકા નામથી સંબોધાય છે.

તા. ૨૩–૯–'૫૩

આજે સવારે ઠંડી કાતીલ હતી. નાસ્તાપાણીથી પરવારીને અમે ૯ વાગે નીકળી પડયાં. ટયુબ ટ્રેનોનો સરળ નકશો અમારી પાસે હતો એટલે એની મદદ વડે અમે ઝંપલાવ્યું ધુમ્મસ ખૂબ હતું. ને વાદળાંને કારણે દિવસ જરા સુસ્ત લાગતો હતો. વેસ્ટમીન્સ્ટર હૉલ—કે જેનાં ઘણાં ચિત્રો રાણી ઇલીઝાબેથના રાજ્યાભિષેક વખતે જોયાં હતાં—જોયો, ઇંગ્લેંડના ઇતિહાસમાં વાંચેલી અનેક હકીકતો તાજી થઈ. ઇંગ્લેંડની લોકશાહીની રખેવાળ સમી પાર્લામેન્ટનું ભવ્ય મકાન જોયું; બીગબેન ટાવર જોયું, ક્રોમવેલ, પામર્સ્ટન, લીંકન, મીલ, ગ્લેડસ્ટન વગેરેનાં પૂતળાં જોયાં ને પછી કવિઓએ જેની ખૂબ પ્રશસ્તિ કરી છે એ વેસ્ટમીન્સ્ટર એબે જોવા ગયાં. હજુ ત્યાં આગળ રાજ્યાભિષેક અંગેનો સામાન ખડકેલો હતો, આથી અંદર જવાની તક ન સાંપડી. સેંટ જેમ્સ સ્ક્વેર જોયો, પાર્લામેન્ટની પાછળથી વહેતી ટેમ્સ નદી જોઈ ને પછી અમે ટફટન સ્ટ્રીટમાં અમારા ટ્રાવેલીંગ એજન્ટ પાસે ગયાં. ત્યાંની બધી વિધિ પતાવીને અમે પહોંચ્યા સેંટ પૉલ્સ કૅથેડ્રલ જોવા. શું ભવ્ય

વસુબંધુ

## પ્રકરણ ૨૦ મું [ચાલુ]

## નવી પેશ્વાઇનાં પહેલાં પાંચ વર્ષ

### [૨] નહેરયોજનાઓ

> લોકશાસિત ભારત યોજનાઓ અને વાતોમાંથી ઊંચું આવીજ નથી શકતું એનું, ખૂબ જ લોકપ્રિય લેખમાળાના આગળ વધતા આ પ્રકરણમાં ખૂબ જ તલસ્પર્શી અવલોકન થયું છે, આપણે યોજનાઓને વધાવીએ, પણ એને આમ કાગળ ઉપર જ રહેલી તો શી રીતે સંખાય ?

નહેર યોજનાઓ માટે આપણે બહુ મોટી મોટી વાતો સાંભળીએ છીએ. દેશના આ પ્રાણપ્રશ્નની અંગ્રેજોએ જાણે સદંતર ઉપેક્ષા કરી હોય, અને કોંગ્રેસ સરકારે આ પ્રશ્નની બાબતમાં શુંય મોટી ધાડ મારી નાખી હોય એવા સતત પ્રચાર થઇ રહ્યો છે. એક બાજુ પંડિત નેહરુ ભારપૂર્વક કહે છે કે સોવિયેટ રશિયા અને ચીન કરતાં આપણે મહાન કાર્યો ઊપાડયાં છે, માત્ર પ્રજાને એની કદર નથી. તો બીજી બાજુ કાનજીભાઈ દેસાઈ "ગુજરાતની બધી નદીઓને નાથવાની મારી નેમ છે" એ પ્રકારનો પડકાર ફેંકીને નમાલા ગુજરાતીઓને પાનો ચઢાવી રહ્યા છે !

વાસ્તવિક પરિસ્થિતિ સાવ વિપરીત છે. જગતમાં સૌથી વધારે સીંચાઈની યોજનાઓ જો કોઈ દેશમાં થઈ હોય તો તે ભારતમાં છે. ગઈકાલ સુધી જગતની મોટામાં મોટી મનાતી સક્કર બરાજની યોજના પણ અંગ્રેજોના અમલ હેઠળ ફતેહમંદ રીતે પાર પડી હતી. આજની ભાખરા–નાગલ જેવી અનેક મહાન યોજનાઓ અંગ્રેજોના અમલ હેઠળ આયોજનની દ્રષ્ટિએ લગભગ પૂરી થઈ ગઈ હતી. અંગ્રેજો મહાન યોજનાઓ કરી ગયા. છલકાતી તિજોરી મૂકી ગયા. સુવ્યવસ્થિત અમલદારી તંત્ર આપી ગયા. એ ઉપરાંત અમેરિકન નિયોજન, નાણાં અને નિષ્ણાતોની જેટલી જોઈએ એટલી સહાય મળી શકે એમ છે. આટલાં બધાં સાધનો વડે જગતની જો બીજી કોઈ મહાન પ્રજા હોત તો એણે અદ્‌ભુત સિદ્ધિઓ મેળવી બતાવી હોત જ્યારે આપણે ત્યાં તો મહારાષ્ટ્રના મત મેળવવા માટે કોયના જેવી નિરુપયોગી યોજનાઓ પાછળ એક બાજુ કરોડોનો ધુમાડો થશે. તો બીજી બાજુ ગુજરાતની અનેક ઉપયોગી યોજનાઓ નાણાના અભાવે રખડી જશે. પૂર્વ પંજાબમાં અને બિહારમાં જ્યાં થોકબંધ વીજળી નિરુપયોગી પડી રહેવાની છે ત્યાં વધુ વીજળી પેદા કરવા માટે કરોડો રૂપિયા ખર્ચાવાના છે જ્યારે બીજી બાજુ જ્યાં વીજળીની જરૂર છે ત્યાં વીજળીના અભાવ માટે નાણાની તંગીને વારંવાર આગળ કરવામાં આવે છે. જે દેશની અંદર સર મોક્ષગંડમ વિશ્વેશ્વરૈયા જેવા આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવનારા મહાન ઈજનેરો પાકયા છે તે જ દેશમાં ઘણીવાર તો કહેવાતા સ્વરાજ હેઠળ બીજી પંક્તિના ગોરા નિષ્ણાતો સલાહની ફી પેટે લાખો રૂપિયા લઈ જઈ રહ્યા છે. પણ એમાંય કદીક કોઈ બાહોશ અને ડાહ્યા વાતો સીધી રીતે સંભળાવી જાય છે.

---

છેવટે જ્યાં આગળ જાહેર સભાઓ ભરાય છે એ સ્થળે પહોંચ્યાં. ૫–૬ વક્તાઓ જુદાજુદા સ્થળેથી નાનકડી મેદની સમક્ષ પ્રવચન કરતા હતા, વક્તા એક નાનકડા પ્લેટફોર્મ ઉપર ઊભો રહે ને શ્રોતાઓ ઊભા ઊભા સાંભળ્યા કરે. કોઈ વક્તાઓ જુદાજુદા ધર્મનો પ્રચાર કરતા હતા; એક હબસી વક્તા આફ્રિકાની રંગભેદની નીતિ ઉપર પ્રવચન કરતો હતો ને ઘણીખરી જગાએ વાતાવરણ ઔપચારિક હતું. શ્રોતાઓ પ્રશ્નો પૂછતા ને વક્તાઓ જવાબ આપતા. ઈંગ્લેંડની સરકારની કડક ટીકાઓ પણ અહીં થતી, પણ પોલીસ જરાપણ ડખલ નહોતી કરતી.

★





ડૉ. ટૉન નહેરો અને જલબંધોના વિષયને લગતા એક વિશ્વવિખ્યાત અમેરિકન નિષ્ણાત છે. રશિયાનો ખ્યાતનામ નિપર બંધ એમની દેખરેખ હેઠળ બંધાએલો. એમણે હમણાંજ પૂનામાં કહ્યુ છે કે નિપર બંધ માટે જે બજેટ હતું એના કરતાં રશિયાની પ્રજાના પુરુષાર્થને કારણે એ બહુ જ સસ્તામાં અને નક્કી કરેલા સમય કરતાં બહુ જ ઓછા સમયમાં બની શકયો. જ્યારે આપણે ત્યાં શું સ્થિતિ છે? કોઈ યોજના સમયપત્રક પ્રમાણે ચાલતી નથી. ધાર્યા કરતાં બમણાં અને ત્રમણાં ખરચા થાય છે. અને મતદારોને રીઝવવા માટે એક જગ્યાએ એક યોજના ઝડપથી પૂરી કરવાને બદલે દશ વીસ અડધી મુંડેલી યોજનાઓ વરઘોડાની ચાલે વહ્યા કરે છે! હીરાકુંડની યોજના મૂળ ૪૯ કરોડની હતી. હવે ૮૭ કરોડની થઈ છે. પૂરી થયે જે ખર્ચ આવે તે ખરૂં. આ રીતે જ્યારે પંડિત નેહરુએ પ્રેરેલી મહાન યોજનાઓ પૂરી થશે ત્યારે આપણી વસ્તી એટલી વધી ગઈ હશે કે આપણું અન્નસંકટ હતું તેનું ને તેનું રહેવાનું!

સાચી વાત તો એ છે કે ભવ્ય સ્વપ્નો, મહાન યોજનાઓ અને પ્રચંડ પુરુષાર્થ આપણી આરંભશરી અને અલ્પપ્રાણ પ્રજાના લોહીમાં નથી. આપણા હાથમાં સત્તા આવે તો આપણે શું કરીએ તેમ છીએ તેના સુંદર નમુનાઓ ઢેરઢેર જોવાના મળશે.

સાબરમતીને પેલેપાર જ્યારે નવો વસવાટ થવા માંડયો ત્યારે આપણામાં જો દૃષ્ટિ હોત તો નવું અમદાવાદ નવા દિલ્હી જેવું બની શક્યું હોત. પણ આપણે તો કરોડો રૂપિયા ખર્ચીને નગર રચના કેવી ના હોવી જોઈએ એનો એક આદર્શ નમુનો ઊભો કર્યો છે. એ જ રીતે ભારે ખર્ચ પછી ઊંટના અઢારે વાંકા જેવો નમુનેદાર રીલીફરોડ અમદાવાદમાં તૈયાર થયો છે. ઝોથરા બળી ગયું અને પેઢીઓમાં માત્ર એકવાર મળતી જૂની ધરતી ઉપર નવું નિરોગી નગર રચવાની મુંબાઈ સરકારને તક મળી. નગરરચનાનો નવો નકશો તૈયાર થયો. પણ થોડાક સ્થાપિત હિતોએ બુમબરાડા પાડયા અને સરકારે નક્કી કરેલા પહોળા રસ્તા સાંકડા કરવાની મંજૂરી આપી દીધી!

ચરોતરની લોકમાતા મહીમાંથી નહેરો કાઢવાનું નક્કી થયું. એને માટે કડાણા જલબંધની ભવ્ય યોજના તૈયાર થઈ, પણ એનો અમલ કરવાનો જ્યાં પ્રશ્ન આવ્યો ત્યાં જે એકાદ બે કસ્બા અને થોડાંક ગામડાં ડૂબતાં હતાં, એમણે પોકાર કર્યો. પરિણામે કડાણા જલબંધની ભવ્ય યોજનાને પીંખી નાખીને થોડાંક મામુલી તલાવડાંની નવી યોજના સરકારી દફતરે ચડાવી દેવામાં આવી!

અંગ્રેજો શું કરી ગયા એની ઇતિહાસે નોંધ લીધી છે. આપણે શું કરી રહ્યા છીએ એના નમુના અમદાવાદના રીલીફરોડથી તાપીની કાકરાપાડા યોજના સુધી ગુજરાતમાં ઢેર ઢેર વેરાયલા પડયા છે. ભારતમાં એ નમુના જોવા હોય તો કાશ્મીરથી કન્યાકુમારી સુધી પુરતા પ્રમાણમાં મળી શકે એમ છે.

જેટલો પ્રચાર થાય છે, એનાથી દસમા ભાગનું પણ જો કામ થતું હોત તો આપણી આ દશા હોત? આજે તો વિરાટ પ્રશ્નો હેઠળ વેંતીયા નેતાઓ અને નિષ્પ્રાણ પ્રજા કચડાઈ રહ્યાં છે.

આપણી પ્રજાકીય પ્રતિભા તો મહાન યોજનાઓની નથી, પણ મામુલી થીંગડાંઓની છે. કવિ નાનાલાલ કહે છે તેમ—

"ખેતરો નાનાં, નાનીશી પોળ,
નાતેજાતે નાનડીયાં ઘોળ,
ક્ષત્રીજાયાનાં ન્હાનલ રાજ
ધર્મનાય નાનકડા સમાજ"

એમાં આપણે રાચનારા રહ્યા. વાતો તો મહાસાગરની કરીએ, પણ જ્યાં ખાબોચીયામાંથી બહાર નીકળવાનો વખત આવે ત્યાં આપણે ગુંગળાઈ જવાના!

એક બાજુ રશિયામાં દક્ષિણમાંથી ઉત્તરમાં વહેતી નદીઓને ઉત્તરમાંથી દક્ષિણમાં વહેવડાવવા જેવાં મહાન ઇજનેરી સાહસો થાય છે, તો બીજી બાજુ



આપણે ત્યાં આખા જિલ્લાના લાભ માટે એકાદ બે કસ્બા ડૂબાડવાનીય કોઈની હિમ્મત ચાલતી નથી !

### [૩] ઉદ્યોગો અને તંત્ર

દુનિયાના કોઈ દેશમાં મૂડીવાદ છે, કોઈમાં સામ્યવાદ છે અને કોઈમાં સહકારવાદ છે. દિશાશૂન્ય જો કોઈ હોય તો તે આપણા ઉદ્યોગો અને અર્થતંત્ર છે. એમાં અંગ્રેજોના વખતના બધા અપલક્ષણો મોજુદ છે. જ્યારે સારાં લક્ષણો ઓછાં થતાં જાય છે. આવી અંધાધુંધીમાં જો થોડું-ઘણું ઉત્પાદન વધ્યું હોય તો તેનો યશ ભૂતકાળમાં ગોઠવાએલી સારી વ્યવસ્થાને છે. ઉત્પાદન વધતું જાય છે. છતાંય આબાદી વધતી નથી. આ કોયડાનું જો કોઈ સીધું ને સાદું કારણ હોય તો તે એટલું જ છે કે મજૂર અને માલિકના હિત કરતાં ધંધાનું હિત વિશેષ મહત્વનું છે. અને ધંધાના હિત કરતાં દેશનું હિત એથી વિશેષ મહત્વનું છે. એ સાદા અને સીધા સિદ્ધાંતનો કોઈ સ્વીકાર કરવા રાજી નથી. પરિણામે આજે માલિક, મજૂર અને સરકાર એ ત્રયાણામ્ ધૂર્તાણામ્ એકઠા થઈને કોંગ્રેસના આશીર્વાદ સાથે આમજનતાને લૂંટી રહ્યા છે. બેકારીના કોયડાને સરકાર ઉકેલી શકી નથી. અને ભવિષ્યમાં પણ આ સરકાર કદી ઉકેલી શકવાની નથી. એટલે સૌ ધંધાવાળા પોતાના હિતો સહીસલામત રાખવા માટે કુપમંડુક વૃત્તિથી કાગારોળ કરી રહ્યા છે કે હે સરકાર ! તમે અમારૂં સંરક્ષણ કરો. કંસારાઓ કહે છે કે સ્ટેનલેસ સ્ટીલના પતરાંની આયાત બંધ કરો, કારણકે એને લીધે અમારો ધંધો પડી ભાંગે છે. હજામો કહે છે કે બ્લેડોની આયાત બંધ કરો, મોચીઓ કહે છે કે 'બાટા'નો બાયકાટ કરો. આ ને આ રીતે દરેક ધંધાવાળા હવે ઘડીઆળનું ચક્ર પાછું ફેરવીને બચવા માટે ફાંફા મારી રહ્યા છે. હજી બિચારા વાઘરીઓ સંગઠિત નથી થયા નહિતર તેઓ પણ પોકાર પાડત કે ટૂથબ્રશ અને ટૂથપેસ્ટની આયાત બંધ કરો. એ જ રીતે લહિયાઓ છાપખાના સામે અને ખેપિયાઓ પોસ્ટમેનો સામે પોકાર કરી શક્યા હોત.

સાચી વાત એ કે છે દુનિયાના કોઈપણ દેશની આબાદીનો મૂળભૂત આધાર એની પ્રજા શાંતિના સમયમાં કેટલો સતત અને સખત પરિશ્રમ કરે છે અને યુદ્ધના સમયમાં કેટલા ઝનુન, સંગઠન અને શિસ્તથી લડે છે એની ઉપર છે. દુનિયામાં ગમે તે વાદ આવે તો ય તે આ મૂળભૂત હકીકતને ફેરવી શકે તેમ નથી. અમેરિકા અને રશિયા બન્ને પોતપોતાની રીતે આબાદ છે કારણ કે બન્ને દેશના લોકો પોતે માની લીધેલું ધ્યેય સિદ્ધ કરવા માટે રાતદહાડો સતત અને સખત પરિશ્રમ કરે છે.

જ્યારે આપણે ત્યાં શું સ્થિતિ છે? છેલ્લાં પાંચ હજાર વર્ષમાં આ દેશના ભલભલા ચક્રવર્તી સમ્રાટોએ પણ દેશના એકેએક પ્રજાજનને જીવાડવાની જવાબદારી પોતાના માથે લીધી નથી. જ્યારે આપણું આ કલ્યાણ–રાજ્ય પોતાની મહાન યોજનાઓ વડે દરેકને જીવાડવાની જવાબદારી તો માથે લે છે જ પણ એ ઉપરાંત સૌને કપડાં, મકાન, મોંઘવારી ભથ્થું, પેન્શન, અને બીજી અનેક કલ્યાણ–યોજનાઓ વડે સુખી કરી દેવાની પાર વગરની વાતો કરે છે અને વચનો આપે છે અને તે ઓછામાં ઓછું કામ કરીને !

આજે દરેક જગાએ મજૂરો પહેલાં જે કામ કરતા એનાથી અડધા કે ત્રીજા ભાગનું પણ કામ કરતા નથી. કામ પર મોડા આવે છે, વહેલા જાય છે, બેદરકાર રહે છે છતાંયે કોઈની મગદૂર નથી કે એમને કાઢી મૂકી શકે કે ધંધામાં રેશનાલાઇઝેશન કરી શકે. આ નથી મૂડીવાદ કે નથી સામ્યવાદ. આ તો દેવાળાવાદ છે. અને એ દેવાળાવાદમાંથી પારકું દેવું આપણને ક્યાં સુધી બચાવશે ?

જે મજૂરોની સ્થિતિ છે તે જ એજ઼ન્ટોની, મધ્યમવર્ગની ને ઉપલા વર્ગની છે. આજે કોઈપણ એજ઼ન્ટ ગંજેસલ વધારવા દેવાની ધસીને ના પાડે છે. મધ્યમવર્ગ સેલ-ટેક્સ ઇન્કમટેક્સ કે એવા જ બીજા કરો ભરવા માટે





થઈ શકે એટની તમામ છેતરપીંડી કરીને મચવા મથે છે જ્યારે ઉપલો વર્ગ તો સરકાર પાસેથી જેટલુ વધારે લૂટી શકાય તેટલુ લૂટીને અને ઓછામા ઓછુ આપીને સરકારી તિજોરી ખાલી કરી રહ્યા છે આવા સન્જોગોમા આબાદ રાજ્ય કેમ થઈ શકે? ઓછામા ઓછી મહેનતે લગતા કાયદાઓ કરવાનો સરકારને જેટલો ઉત્સાહ છે એનાથી ચોથાભાગનો જ ઉત્સાહ જો ઓછામા ઓછા કામને લગતા કાયદાઓ કરવાનો હોય તો જ આપણુ ગુચવાયેલુ આર્થિક કોકડુ ઉકલી શકે નહિ તો આવતી આર્થિક કટોકટી ટાળવાનો બીજો કોઈ રસ્તો દેખાતો નથી

આ મુશ્કેલી જાણે કે ઓછી હોય તેમ રશિયાથી પ્રભાવિત થઈને આપણી સરકાર ઠેર ઠેર રાષ્ટ્રિયકરણ કરવા મંડી છે પરિણામે ખાનગી સાહસવાળા તો આટલી મુશ્કેલીઓમાથી રસ્તો કાઢી શકે છે પણ સરકાર તો એનાથી અનેકગણા ખર્ચા કરીને પરિણામ શૂન્યમા લાવીને ઊભી રહે છે

### [૪] રાજ્ય વહીવટ

હમણા જ રવિશંકર મહારાજે કહ્યુ કે 'છેલ્લા પાચ–છ વર્ષમા આપણે જેટલા દુ:ખી થઈ ગયા છીએ એટલા દુ:ખી પહેલા કદી ન હતા' કારણ શુ? ઘણા લોકો એને માટે સરકારના જડ તંત્રનો વાંધો કાઢે છે આ એક હાસ્યાસ્પદ વાતો છે દુનિયાના દરેક દેશમા શુ અર્થતંત્ર કે શુ રાજતંત્ર એ તો જડ જ હોય છે, એમા પ્રાણ પૂરનારુ તત્વ નેતાઓની નેતાગીરીની લાયકાત છે આ તંત્ર આપણા દુ:ખનુ કારણ નથી જ ઉલટુ જો દેશની કંઈએ આબરૂ રહી હોય તો તે આ તંત્રને આભારી છે આજે હિંદમા જો એકતાના બળો હોય તો તે ચાર છે પંડિત નેહરુ, લશ્કર, પોલીસ અને સનંદી અમલદારો આ બળો જેટલા પ્રમાણમા નબળા પડતા જાય છે તેટલા પ્રમાણમા દેશ છિન્નભિન્ન થતો જાય છે

આપણે જ્યારે અંગ્રેજો પાસેથી રાજ્ય સંભાળ્યુ ત્યારે આપણને જો જે જૂના અમલદારો ન રૂચતા હોય તેમને સ્થાને નવા અમલદારો મૂકતા કોઈ અટકાવી શકે તેમ નહોતુ પણ આપણે નવા અમલદારો ન મૂકી શક્યા એનુ સીધુ અને સાદુ કારણ એ હતુ કે દર્શન અને તાલીમની દ્રષ્ટિએ આપણે તદ્દન નાના બાળક જેવા હતા ઘડીભર વિચાર કરો જૂનો કલેકટર ના રૂચતો હોય તો ગાંધીવાદી કલેકટર કેવો હોય? એણે ચરખો કાતવો જોઈએ? બ્રહ્મચર્ય પાળવુ જોઈએ? ટૂંકુ ધોતિયુ પહેરવુ જોઈએ? એ કેવા હોય અને એણે શુ કરવુ જોઈએ એનો કોઈને કશો ખ્યાલ સરખો નહોતો સામાન્ય રીતે કેટલાક ભલા ખ્યાલો હતા કે અમલદારે લોકોની સેવા કરવી જોઈએ પણ એવા ભલા ખ્યાલોથી રાજ્યવહીવટ ચાલે નહીં સામાન્ય રીતે મહાત્માજીના અનુયાયી મંડળમા થોડાક પહેલી પંક્તિના લોકો હતા અને બાકીના ચોથી પંક્તિના લોકો હતા જેમનુ કામ માત્ર નેતાઓનો હુકમ થાય એટલે હિસ્સો હિસ્સો કરવાનુ હતુ દેશનો બધો બુદ્ધિશાળી વર્ગ વ્યાપાર, ધંધા, અને સરકારી નોકરીઓમા ગોઠવાઈ ગયો હતો ગાંધીવાદીઓ પાસે જો કાંઈ મૂડી હોય તો તે ચડિયાતી બુદ્ધિની નહોતી પણ તે ચડિયાતા ચારિત્ર્યની હતી એના વડે જ એના હાથ નીચેના અમલદારોને પ્રભાવિત કરીને લોકકલ્યાણના કામ કરી કરાવી શકે પણ હાથમા સત્તા આવતા જ ઘણા નેતાઓ પોતાની ચારિત્ર્યની મૂડી ગુમાવતા ચાલ્યા જે આપણે રાજાજી વગેરેના દાખલામા જોયુ હવે જો થોડાક બુદ્ધિશાળી નેતાઓ બાદ કરો તો રાજ્ય વહીવટનો જે પ્રશ્ન પ્રધાન પાંચ કલાકમા ન સમજી શકે તે જ પ્રશ્ન સનંદી અમલદાર પાંચ મિનિટમા સમજી જતો હોય તો રાજ્ય કોણ કરે? પ્રધાન કે સનંદી અમલદાર?

પંડિતજી, સરદાર, રાજાજી, રાજેન્દ્રબાબુ, મૌલાના આઝાદ, કિદવાઈ વગેરે થોડાક કેન્દ્રના પ્રધાનો અને મોરારજીભાઈ, ઢેબરભાઈ, જેવા થોડાક પ્રાંતિક પ્રધાનો આર્થિક રીતે પ્રમાણિક હોય કે એમનુ ચારિત્ર્ય નિષ્કલંક હોય એ ઉપરથી બધા પ્રધાનો કે ધારા



સભ્યો પ્રમાણિક જ છે એમ માની લેવું એ કાં તો ભોળપણ છે અથવા તો મૂર્ખાઈ છે. આજે આપણી અનેક મોટી યોજનાઓ રઝળે છે એમાં એકલી અમલદારોની જડતા જ કારણભૂત નથી પણ સાથે સાથે અનેક અમલદારોના, ધારાસભ્યોના અને પ્રધાનોના સ્થાપિત હિતો જવાબદાર હોય છે.

બૃહદ્ મુંબઈ, બૃહદ્ દિલ્હી, ચંદીગઢ, મુક્કામાપૂલ વગેરે અનેક મોટી યોજનાઓ સ્થાપિત હિતોએ પહેલેથી ખરીદેલી જમીનો અને એને માટે યોજનાઓની તાણાતાણ અને ચૂંથાચૂંથ કેટલી હદે થઈ રહી છે એની તો ભવિષ્યનો ઈતિહાસકાર વિગતવાર નોંધ લેશે. આજે તો આ અંધેરનો બધો માર આમ જનતા ઉપર પડી રહ્યો છે.

હૈદ્રાબાદનો પ્રશ્ન જો ગાંધીવાદી રીતે ઉકેલવો હોત તો તેને માટે એ સંપ્રદાયમાં માનનારાઓ પાસે નવેક મહિનાનો સમય હતો. પણ કોઈએ ત્યારે કશું કર્યું નહીં ત્યારે જ લાચારીથી લશ્કરને પોલીસ પગલું લેવાની ફરજ પડી અને એ જડતંત્રને કારણે આપણી આબરૂ બચી ગઈ. આવા ને આવા અનેક દાખલાઓ આપી શકાય. માત્ર એક જ પ્રસંગ જોઈ જઈએ. પાર્લામેન્ટના એક મેમ્બરે પોતાના કોઈ જાહેર કામ માટે નવી દિલ્હી અરજી કરી. અરજીનો લાંબા વખત સુધી જવાબ ના મળતાં એ રૂબરૂ એ ખાતાના ઉપરી આઈ. સી. એસ. અમલદાર પાસે ગયા. બધી હકીકત જણાવીને પૂછ્યું કે, હજી સુધી મારી અરજીનો જવાબ કેમ નથી ?

પેલા અમલદારે સામેથી પ્રશ્ન પૂછ્યો :

'તમને અરજી કર્યે કેટલો સમય થયો ?'

'આઠ મહિના.'

'બસ આઠ જ મહિના ! તો તો તમારે હજી વિશેષ ધીરજ ધરવી પડશે ! !'

આ જવાબ સાંભળીને પેલા ભાઈનો પિત્તો ગયો. એમણે પૂછ્યું 'તમે આ જવાબ કોને આપો છો ? હું એક એમ. પી. છું.'

'હશે ! પણ જુઓને ભાઈ, હું તમને પેટછૂટી વાત કરું. જ્યારે મારા ખાતામાં ૮૦ માણસો હતા, ત્યારે મારું કામ બહુ જ સુવ્યવસ્થિત હતું. પછી સ્વરાજ્ય આવ્યું અને જેમજેમ આ ખાતામાં દરેક મિનિસ્ટર આવતો ગયો તેમતેમ એ પોતાનાં સગાવહાલાં આ ખાતામાં ઘુસાડતો ગયો. હવે મારા હાથ નીચે ૪૫૦ માણસો છે. જ્યારે ૮૦ માણસોનું કામ કરવા ૪૫૦ માણસો મથી રહ્યા છે, ત્યારે તો તમારે ધીરજ ધરવી જ રહી ! કેમ નહિ ?'

'હું સરદારને આ બાબત ફરિયાદ કરીશ.' 'ખુશીથી કરજો ! તમે જે હમણાં જાણો છો, તે સરદાર ઘણા વખતથી જાણે છે કે સરકારી ખાતાં ધીમે ધીમે ખાંડા રોગની પાંજરાપોળ જેવાં બનતાં જાય છે.'

આ તો સરદારની હયાતીની વાત છે ત્યાર પછી તો પરિસ્થિતિ વધારે કફોળી છે.

[ચાલુ]



# પ્રેમ જ્વાળા

સમય ગયો, યૌવન ગયું, ગયાય જખમો સાળા,
એક ન ગઈ ઉરમાં જગી પ્રેમની પાવકજ્વાળા

રમણ કોઠારી



# મૃત્યુ—એક રહસ્ય

રમેશ પાઠક

> મૃત્યુના હાઉથી ડરવાની જે ગેરસમજુતી આપણામાં ઘર કરી બેઠી છે એને કાંઈક અંશે ટાળી શકે એવો આ લઘુ લેખમાં નમ્ર પ્રયાસ કરવામાં આવ્યો છે મૃત્યુનું દર્શન કરાવતા આ લેખમાં એનું રહસ્ય પણ મળે છે એટલો અભ્યાસ પૂર્વક અને રસ પડે તેવો એ લખાયેલો છે

Men fear death as children fear to go in the dark, and as that natural fear is increased with tales, So is the other.' —BACON

આપણા રોજિંદા વ્યવહારાદિમાં મૃત્યુ, નરક, યમરાજ વગેરે શબ્દોએ એટલી ગેરસમજુતી ફેલાવી છે કે સામાન્ય વર્ગ લગભગ આ શબ્દોથી બીતિ પામતો થઈ ગયો છે હકીકત તરીકે મૃત્યુમાં કુદરતનો પ્રગતિવંતો સિદ્ધાંત એટલી સુંદર રીતે વણાએલો છે તેનો જો થોડો પણ અભ્યાસ કરીએ તો એમાંથી બીક જરૂર ટળી જાય

માનવદેહ જે આપણે નરી આંખે જોઈ શકીએ છીએ તે એનો સ્થૂળદેહ માત્ર છે પરંતુ શાસ્ત્રકારોએ જણાવ્યા પ્રમાણે, બીજા ત્રણ દેહો પણ મનુષ્યદેહ સાથે સંબંધ ધરાવે છે સૂક્ષ્મદેહ જેનું બીજું નામ વાસનાદેહ છે તે સ્થૂળશરીરથી મૃત્યુવખતે સ્વતંત્ર દેહી બને છે સ્થૂળ-શરીર, આ વખતે (મૃત્યુબાદ), માત્ર સ્થૂળમય હોઈ સ્થૂળ પરમાણુઓમાં ભળી જાય છે બીજો દેહ છે કારણદેહ—આ દેહ આકાર વગરનો છે, નિદ્રિત અવસ્થામાં આપણે આ કારણ દેહમાં જ હોઈએ છીએ ચોથો મહાકારણમય દેહ છે તે માનરૂપદેહ છે આ ચારે દેહો પરસ્પરની મદદથી સર્વ વ્યાપાર કરે છે

હવે જ્યારે આપણે કહીએ છીએ કે અમુક માણસ મૃત્યુ પામ્યો છે, ત્યારે માત્ર એટલો અર્થ થાય છે કે સ્થૂળદેહથી, ઉપર કહેલા ત્રણે દેહો છૂટા થયા એથી વિશેષ કંઈજ નહિ આમાંના વાસનાદેહને, સ્થૂળદેહના લાંબા સમયના સહવાસની ટેવને અંગે, કોઈકવાર તે દેહથી (સ્થૂળદેહથી) મૃત્યુ પછી ઝડપથી છૂટું થવું નથી ગમતું પરિણામે એ દેહ કોઈકવાર તેજરૂપ થઈ સ્થૂળ શરીરની આસપાસ ભ્રમણ કર્યા કરે છે કેટલીવાર તે પુનઃ સ્થૂળ શરીરમાં પ્રવેશ કરીને મડદામાં સંચાર પણ કરે છે આવા દાખલાઓ પણ નોંધાયા છે હું પોતે પણ એક દાખલો જાણું છું.

એક મનુષ્ય મરતાં સ્થૂળદેહ બળી જાય અને ઇહલોકના સ્થૂળ દેહો સાથે ભળી જાય તે વખતે તેનો આત્મા સૂક્ષ્મદેહ સહ પરલોકમાં ઉડ્ડયન કરે છે અર્થાત્ મૃત્યુ આત્મા પાસેથી સ્થૂળદેહ લઈ લે છે, પરંતુ તેના ગુણદોષો આદિ છૂટા પાડી શકતું નથી આ સૂક્ષ્મદેહનું સ્વરૂપ દિવ્યદર્શી પુરુષોના મત પ્રમાણે, ધૂમાકારનું અને નરી આંખે ન દેખાતું છે આને પ્રેતશરીર પણ કહે છે સ્થૂળદેહથી અળગું પડતું આ સૂક્ષ્મશરીર પ્રેતલોકમાં જતાં તેના જેવા ઘણા પ્રેતશરીરોના સંપર્કમાં આવે છે, જેઓ નવીન આગંતુકને પ્રેમપૂર્વક સત્કારે છે પ્રેત શરીર ખૂબ જ ચપળ (Alert) અને પ્રગતીપ્સુ હોય છે પ્રેત લોકના પ્રેતોમાં જે જે પ્રેતો વધુ અનુભવવાળા હોય છે તેઓ અન્યને માટે શિક્ષકનું કામ કરે છે કુદરતનો ઊર્ધ્વીકરણ (Evolution)નો સિદ્ધાંત અહીં પણ અફર જ છે નવા પ્રેતોને હિંમત આપવી, વાસના (Attachment) ઓછી થાય તેવી સમજણ આપવી (Mission) પ્રેતલોકના એ દેવદૂતો કરે છે મૃત્યુ બાદની સ્થિતિ માટે દુનિયાના કેટલાક દેશોમાં ઘણા સંગીન અને વૈજ્ઞાનિક અખતરાઓ કરવામાં આવ્યા છે તેના ઉપરથી તથા થિયોસોફીએ જે નિષ્કર્ષ કાઢ્યો છે તે ઉપરથી, એમ જણાય છે કે લોહીની નદીઓમાં તરવાની, યમદૂતના પ્રહારો સહન કરવાની જે વાતો* કહેવામાં આવે છે તેનો માત્ર આલંકારિક દૃષ્ટિએ જ વિચાર થયો ઘટે છે. કારણકે નરક એટલે પ્રેત લોકોમાં પ્રબળ વાસનાવાળા સૂક્ષ્મદેહને, વાસના ન સંતોષાવાના કારણે, થતા દુઃખ, એ જ છે બીજાં

* જુઓ ગરુડ પુરાણ

વિચાર અજ્ઞાનમય (Sin-Sciedtific) છે. આમ કયામતનો દિન (Doom's Day) એ જ મરણનો દિવસ છે, બીજો નહિ. પ્રેતસૃષ્ટિમાં અન્ય પ્રેતોની સહાયથી સૂક્ષ્મદેહ જેટલો વહેલો વાસનાથી મુક્ત થાય છે તેટલો જલદી તે પરમાનંદનું સુખ લેતો થાય છે. વાસનાથી સંપૂર્ણતયા મુક્ત થઈ પરમતેજ સાથેનો સૂક્ષ્મદેહનો એકાકાર એટલે જ મોક્ષ.

આમ આપણે જોયું કે સૂક્ષ્મદેહનો મૃત્યુ બાદ સ્થૂળ દેહ સાથેનો સંપર્ક જેટલો ઓછો થાય તેટલો તે દેહ પ્રેતલોકમાં વધુ સુખી થાય છે. હિંદુઓમાં રોવા-કૂટવાથી એક આત્માની પ્રગતિમાં કેટલા અવરોધો નાખવામાં આવે છે તે હવે સ્પષ્ટ સમજાશે. રોવા-કૂટવાથી પ્રેતલોકમાં સૂક્ષ્મદેહનાં અત્યન્ત નાજૂક પરમાણુઓ થરથરી ઊઠે છે, અને વણમાગી ભૂલોકની સ્મૃતિથી સૂક્ષ્મદેહ ઘણો જ કષ્ટાય છે. આ દૃષ્ટિએ પારસી અને મુસલમાનોમાં મૃત્યુ બાદ પ્રાર્થનાનો જે રિવાજ છે તે ખૂબ જ શાસ્ત્રીય અને પ્રશંસનીય છે. રોવા-કૂટવાથી અથવા મૃત્યુ પામેલાને વધુ ન વધુ યાદ કરવાથી સૂક્ષ્મદેહની આસક્તિ ભૌલોક તરફ વધુ ને વધુ થતી જાય છે. પરિણામે દેવદૂતો પોતાની શિક્ષણની ફરજ બરાબર બજાવી શકતા નથી અને વાસનાબદ્ધ સૂક્ષ્મદેહ આમતેમ આથડી કોઈકવાર સારાંનરસાં કાર્યો પ્રેર્યા જ કરે છે, અને તેની ઉન્નતિ આથી કરીને આઘી ને આઘી ઠેલાતી જાય છે. માટે જ મૃત્યુ પાછળ ન રોવું. તેમ કરવામાં આપણે આપણા સ્વજનનું જ અહિત કરીએ છીએ.

કુદરતની અવિરત ગેબી ઘટમાળ આમ ચાલ્યા જ કરે છે. હવે પ્રશ્ન એ રહે છે કે 'તો પછી નવા જન્મો કેમ થયા કરે છે?' આને માટે આપણે પુનર્જન્મનો નિયમ જોવો રહ્યો. કહે છે કે ઈસુખ્રિસ્ત મરણબાદ ત્રીજે દિવસે પુનઃ ઊભો થએલો—તેનું પુનરુત્થાન થએલું. જુઓ—

"ફરી ખ્રિસ્ત જાગ્યો યશોગાન તેનો,
ધરા ગૂંજતી ગૂંજતી નાચતી" *

* લેખક અનુવાદિત મૂળ મરાઠીમાંથી

થિયોસોફીને મતે ઈસ્લામ ધર્મમાં પણ પુનર્જન્મના સિધ્ધાન્તો મળી આવે છે. શ્રીમદ્ ભાગવદ્ગીતામાં તો સ્પષ્ટ જ કહ્યું છે કે—

वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥

અર્થાત્ મનુષ્ય જેમ જૂનાં કપડાં ત્યજી દઈ નવાં ધારણ કરે છે, તેમ આત્મા (Eternal Soul) જૂનાં શરીર ત્યજી દઈને નવાં ધારણ કરે છે. વળી 'संभवामि युगे युगे...' એ ઉક્તિ પણ પુનર્જન્મનું જ પ્રતિપાદન કરે છે. આમ જુદા જુદા મજહબો પ્રમાણે પણ મૃત્યુ જ આત્માના ઊર્ધ્વીકરણનું એક માત્ર દ્વાર છે, અને આત્મા વધુ ને વધુ પ્રગતિ કરી ફરી આગળ વધવા સ્થૂળ શરીરોમાં જન્મ લે છે, કેટલાક નવા અનુભવો લઈ પુનઃ પ્રગતિ અર્થે જ અન્ય ભુવનો પર ચાલ્યો જાય છે. પુનર્જન્મનો સિદ્ધાંત આમ તો વેદના સમયથી ઊતરી આવ્યો છે, પરંતુ સ્પષ્ટ અહેવાલ छान्दोग्य उपनिषद् માં મળે છે. મૃત્યુ પામેલા સુખી જીવો—અરણ્ય-નિવાસીઓ—देवयान અર્થાત્ દેવપથમાં પ્રવેશ કરી અંતે ब्रह्म માં લીન થાય છે; અને યજ્ઞ અને પુણ્યકર્મો કરનારા पितृयाण અર્થાત્ પિતૃપથથી ચંદ્ર પાસે જાય છે, જ્યાં પોતાના કર્મોનું ફળ ભોગવ્યા બાદ પૃથ્વી પર પાછા આવે છે. कौषीतकि उपनिषद् માં પણ આનો આ જ વિચાર જરા નવા સ્વરૂપે રજૂ કરાએલો છે.

આમ આપણે જોયું કે મૃત્યુ અનિવાર્ય છે, મૃત્યુ વિના કુદરત પોતાનો પ્રગતિવાદનો સિદ્ધાંત ન ચલાવી શકે, અને એ પ્રગતિવાદનું ચક્ર ચાલુ રાખવા કર્મના નિયમ અનુસાર પુનર્જન્મનો નિયમ અબાધિત ચાલ્યો જ જાય છે. આમ જો મૃત્યુ એ અંતે ઈશ્વરત્વમાં લીન થવાની બારી છે તો તેની પાછળ વિલાપ શા? એક કવયિત્રીએ સાચું જ ગાયું છે કે—

"Mourn for the Mourners
and not for the dead;
For he is at rest,
and they are in tears"

★

# ધોબીનો કૂતરો !

શશી શણાગે

> વિદેશમા જઈને લાખ્ખોના ધૂમાડા કરવા આપણા ગરીબ દેશને પાલવે કે નહિ એ તો વિદેશો જ કહી શકે તેમ છે અને એ ધૂમાડા કરીને, અને કરેલા ધૂમાડાનો અંશ પણ એ નથી પામી શકતા ત્યારે એમની સ્થિતિ તો

કોલમ્બિયા યુનિવર્સિટીની રસાયણશાસ્ત્રની ઉપાધિ લઈને એ મિત્ર અહી આવ્યાને આજે છઠ્ઠો મહિનો ચાલે છે સાથે મિત્ર-પત્ની અને આજે સોળ મહિનાનો થયેલો એમનો અમેરિકન-પ્રજાજન ગણાઈ ચૂકેલો 'બાબો' પણ છે

ચાર વરસ પહેલા મારો એ મિત્ર અમેરિકા ગયો ત્યારે કૌટુંબિક પરિસ્થિતિ તો એનો વિદેશખર્ચ ઉપાડે એવી નહોતી છતા એ પોતાને જોરે ગયેલો વરસેક પછી તો એની તાજી પરણેતર પત્નીને પણ ત્યા યુનિવર્સિટીમા દાખલ કરવા બોલાવી અને ડૉલરના ભારે ખર્ચમાથી બચતા બન્નેએ નાનકડુ ઘર ભાડે રાખ્યુ એ કિલ્લોલતુ દંપતી પછી તો બીજા ત્રણ વરસ પણ ત્યા રહ્યુ અને ત્યા જ અભ્યાસ કરતા કરતા આજીવિકા પણ મેળવતા થયા એમનો એકનો એક 'બાબો' પણ અહી આવ્યા પહેલાના દસેક મહિને જન્મ્યો

એરબોટમાથી ઊતરીને મુંબઈના બારામા જેવો પગ મૂક્યો તેવા જ એ બન્ને જાણે વિદેશમા આવતા હોય એવા ગભરા બનેલા દેખાયા, એમનો બાબો તો આકળો વીકળો થવા લાગ્યો અને રડીને એ માથે ઘેર આણ્યા

પછી તો એમના વિદેશી મોભા પ્રમાણેની જગ્યા મેળવવાના તનતોડ પ્રયત્ન થવા લાગ્યા ત્રણેય જણ સ્નેહીને ત્યા વધુ ન રહી શકે એટલે પત્નીને અને બાબાને પોતાને સાસરે મોકલી દીધા એ મિત્ર નોકરી માટે વલખા મારવા લાગ્યો મારે ત્યાથી એ બીજા એક મિત્રને ત્યા, ત્યાથી ત્રીજાને ત્યા એમ બાર-તેર ઠેકાણે ફરીને એ થાકીને લોથ થઈ ગયો વિદેશને વાતવાતમા વખાણતા એ મિત્રને ભારત તો જાણે ખાવા ધાતો દેખાયો ત્યા ભણીને પણ પોતે સજોડે લહેરથી રહી શકતા એ દિવસો યાદ કરી કરીને દુ:ખી થયો

આગળ ને આગળ ધપ્યે જવાની મોટી મોટી વાતો કરનારા આપણા મૂડીવાદી ઉદ્યોગપતિઓ પોતાની પ્રવૃત્તિના વિકાસઅર્થે વિદેશની લટાર મારીને પાછા આવે છે ત્યારે પણ પોતે મૂગા જેવા હોય છે છતા એ બધાની નજરમા આવા વિરલ માણસો કેમ નહિ ચડતા હોય? સ્વદેશના બારામા પગ મૂકતાની સાથે જ એના ઉપર તરાપ પડતી નથી ને એમને કોઈની લાગવગ-ઓળખાણ માટે પગના તળિયા ઘસવા પડે છે! અને એ જ માણસ વિદેશમા રહીને વિદેશીઓની પ્રવૃત્તિ-પરાયણ પેઢીઓમા મો-માગ્યા દામ મેળવી શકે છે!

ફરી પાછો આજે નવમે મહિને વિદેશ જઈને એ જ નાનકડા અમેરિકન ગામડામા પોતાના જીવનની નવેસરથી શરૂઆત કરે છે એવો એનો કાગળ આવ્યો ત્યારે આ બધુ આપણી સરકારને કરવાનુ કામ ઘણા કામની આડે સાવ કોરાણે રહી જાય છે એ યાદ તાજી થઈ એ કોઈ ને કોઈ બહાને એમ ને એમ અધ્ધર લટકતુ રહે છે આપણા છાપાઓની કટારોમા એના લેખો તો તંત્રીવિભાગોને જ સતોષે છે, પ્રજા એ વાચીને શુ મેળવે છે એની કોઈને ખબર નથી!

ભારત માટે કામ કરી છૂટવાની ધગશ માટે વિદેશ જવાનો જે છેલ્લા દાયકામા પવન લાગ્યો છે એની અસરમાથી આપણી ભાવિ પ્રજા દૂર રહે તો જ સારુ અહીથી ધૂમ ખર્ચો કરીને પાણીની જેમ વિદેશમા પૈસો ઉડાડીને પછી એ નથી તો સાચા ભારતીય બની અહી રહી શકતા કે નથી એમણે મેળવેલી વિદ્યાનો દેશને ઉપયોગ થતો અને પછી એ ધોબીના કૂતરા જેવા બનીને બેઉ બાજુથી ખેંચાવાને બદલે બેઉ તરફથી લટકતા રહી જાય છે!

★

# મહાન શોધનો કરુણ અંત

પદ્મકાન્ત ર. શાહ

આગળ ને આગળ ધપતી દુનિયાની નીત નવી થતી વિજ્ઞાનની શોધખોળો જે સગવડો કરી આપે છે એ વાતને કાંઈક ઠેકડી કરતી આ નવી શોધ આ આખા લેખમાં છેવટ સુધી ભેદમાં જ રહી જતી હોય છે. અંગ્રેજી સાપ્તાહિક 'શંકર્સ વીકલી' ઉપરથી વિજ્ઞાનના અભ્યાસુ લેખકે આ ઠઠ્ઠાચિત્ર ગુજરાતીમાં ઉતાર્યું છે.

'બાપા, સન કુકર એટલે શું?'

'બેટા, એ એક કુકર એટલે રાંધવાનું વાસણ છે.'

'એ તો ખરું; પણ એનાથી શું શું રંધાય?'

'જે રાંધી શકાય તે બધું જ, વળી.'

'જેમકે, દાળ, ભાત, રોટલી...'

'રોટલી નહિ.'

'એમાં પૂડા કે ભજીયાં તળી શકાય?'

'ના.'

'આ કુકરને કામમાં લેવા માટે તડકો તો જોઈએ જ, કેમ?'

'હાસ્તો!'

'એટલે કે જે દિવસે તડકો હોય ત્યારે જ તેમાં રંધાય, એમ ને?'

'એ તો ચોખ્ખું જ છે ને?'

'બાપા, મારે તમને એક વાત કહેવી છે.'

'શું જે? બોલ તો ખરો!'

'બા છે ને, તમને તમારા જન્મદિવસે સન કુકર ભેટ આપવાની છે.'

'છી! મને કુકર શા માટે?'

'મનુકાકીને તે વાત કરતી હતી.'

'તે શું?

'અરે, બધું ય. એને બહાર જવું હોય ત્યારે તમે બૂમો પાડો છો અને કહો છો કે કોલસા, ઘાસલેટ, લાકડાં વગેરેના બળતણથી તમે કદી રસોઈ પકાવી શકો નહિ. એટલે સનકુકર હોય તો પછી તમને રસોઈ કરવાનું સોંપીને નિરાંતે તે હરીફરી શકે.'

'ત્યારે એમ વાત છે! તો મારી જ ખીચડી રંધાય છે. હું એને સ્પષ્ટ શબ્દોમાં કહી દઈશ કે...'

'પણ, બાપા, આ બધું તમારાથી છાનું રાખવાનું હતું અને બા જો જાણશે કે મેં તમને કહી દીધું છે તો મારી તો પૂરી વલે થશે.'

આટલી પ્રસ્તાવના થયા પછી, નિર્ણિત સમયે એક દિવસ અમારા ઘરમાં એક સેલ્સમેન સ્વહસ્તે સન કુકર ગોઠવવા આવી પહોંચ્યો. કામ તો બહુ ભારે હતું. એના એલ્યુમીનીઅમના રીફ્લેક્ટરથી જ અમારું અડધું રસોડું ભરાઈ ગયું. અને રીફ્લેક્ટરમાં અમારા મુખારવિંદો(!)નાં દર્શન કરતાં જ અમારી જીભ સિવાઈ ગઈ. એક મારો પુત્ર જ આ તાલ આનંદથી નિરખી રહ્યો હતો. સન કુકર લાવનાર મજૂર સાથે સેલ્સમેન રકઝક કરી રહ્યો હતો. મુદ્દાની વાત એ હતી કે સન કુકરમાં ખાસ વિશેષ વજન ન હતું છતાં મજૂર વધારે પૈસા માગી રહ્યો હતો, કારણ કે એનું કદ પ્રમાણમાં અતિશય હતું, આખરે અમારે એમને ઘર બહાર જઈને આ પતાવટ કરવાનું કહેવું પડયું કેમ કે અમારે ત્યાં આ કુકરના આગમનથી એક નવોદિત સમસ્યાનો ઉકેલ કરવાનો પડયો હતો.

થોડીવાર શાંત રહ્યા પછી મેં મૌન તોડયું:

'ત્યારે આ છે તમારો સન કુકર!'

'હા હા, એમાં છે શું પણ?'

'એના સામું જોઈ ને જ કહે ને?'

'હા, જુઓ તમે અને તમારું રૂપાળું મોં પણ એમાં.'

'મારી વર્ષગાંઠને શુભદિને મારે તકરાર નથી કરવી.'

'ત્યારે શું મારે વઢવાડ કરવી છે કેમ?'

'પણ આનું કરીશું શું?'





'હવે જવા દો ને?'

'ના ના તું ખરીદી લાવી છે ને?'

'હ, પણ મને ખબર ન હતી કે તે આવું હશે

'તારે જાણવું જોઈતું હતું કે આપણે મુંબઈની એક અંધારી કોટડીમાં રહીએ છીએ અને તેમાં સૂર્યના દર્શન દુર્લભ છે!

'તમે રસ્તો ખોળી કાઢો ને, મોટા વૈજ્ઞાનિક થયા છો તે?'

બરાબર, છે ના સાંકચે હું મહાત થઈ ગયો ત્યાર પછી મારી જાતને હું નવે જ રૂપે નિરખવા લાગ્યો આમ તો મારી પોતાની, પણ સમગ્રતયા આખા દેશની એક મહાન ગૂચ ઉકેલનાર એક વૈજ્ઞાનિક તરીકે હું મને પોતાને કલ્પવા લાગ્યો આખરે વીજળીના ચમકારા માફક એક દિવસ એ આવ્યો—હા, હા, ઉકેલ આવ્યો હું તે દિવસે નાવણિયામાં સ્નાન કરતો હતો હું ચોકડીમાંથી કૂદ્યો અને મોટેથી 'અન્નપૂર્ણા! અન્નપૂર્ણા' બરાડી ઊઠ્યો આર્કીમીડીસ આ જ પ્રમાણે નહાતા નહાતા 'યુરેકા, યુરેકા' બોલીને બહાર નાઠો હશે પણ શ્રીમતી આર્કીમીડીસ પર આની શું અસર થઈ હશે તે વિષે ઇતિહાસ મૌન છે, મારી પત્ની તો મને આ પ્રમાણે જોઈને પોતે જ બે માઈલ દૂર સંભળાય એવી ચીસ પાડી ઊઠી, જે સાંભળતા જ મારા વિચારમાંથી હું નક્કર જમીન પર ગબડી પડ્યો મને એક મહાન શોધની ઝાંખી થઈ હતી સન કુકરને બારી બહાર ભરી શકાય એવી એક યોજના મે બનાવી હતી બીજી એક યોજનાથી કુકરને બારી અંદર અથવા બારી બહાર ધકેલી શકાય એવી યુક્તિ હતી ત્યાર પછીના થોડા દિવસો હું જાણે સ્વપ્નામાં જીવતો હોઉં તેમ વીતાવવા લાગ્યો એક ઇજનેર સંસ્થાનો સંપર્ક સાધી મે મારી શોધની ડિઝાઈન ઘડી કાઢી પેટન્ટ ઑફિસમાં પણ લખાપટ્ટી ચાલુ કરી દીધી મે મારી પત્નીને કહ્યું કે આ શોધથી પ્રધાન, મુખ્યપ્રધાન કે પછી રાષ્ટ્રપતિ સાથે પણ મને હાથ મિલાવવાની તક મળશે અને સાથે સાથે મુખ્ય મુખ્ય છાપાઓમાં ડૉ ભટનાગર સાથે મારી છબી પણ પ્રસિદ્ધ થશે વળી, ઇતિહાસમાં મારી ગણના ચાનીની અંદર પણ કુકરનો ઉપયોગ કરી શકાય એવી શોધના નિર્માતા તરીકે થશે મારી પત્ની તો આ સાંભળીને મારા પર વારી જઈ મને સંપૂર્ણ સહકાર આપવા પ્રવૃત્ત થઈ ગઈ હતી

પછી તો થોડા સમયમાં મારી શોધ સાકાર પામી ગઈ અમે બારી બહાર કુકરમાં રેશનમાં મળતા ચોખા મૂકી તેને ટાંગ્યું અમુક સમય પછી ઍલાર્મ વાગે ત્યારે એને ખોલવાનું હતું અને ત્યાં સુધી અમે નિરાંતે આ મહાન શોધની વાત કરતા બહાર બેઠા મે કહ્યું, 'ઍલાર્મ વાગતા સુધી આપણે જે કાંઈ કરવું હોય તે કરી શકીએ તું તારે નિરાંતે ઊંઘી જા, કે વાંચ કે આડી પડ ત્યાં સુધીમાં સૂર્યદેવતા રસોઈ કરી લે,' ત્યાં તો ટનનન ઍલાર્મ વાગ્યું અને અમે બન્ને કુકર તરફ દોડ્યા પણ હાય! મારી આશાનો ભુક્કો જ ઊડી ગયો ઉપલે માળે રહેનારી સ્ત્રીએ બારીમાંથી કુકર ઉપર એંઠવાડો રેડ્યો! વડા પ્રધાન તો શું પણ એમના ચપરાશી સાથે પણ હાથ મિલાવવાની મારી મુરાદ ધૂળમાં મળી ગઈ



## સાધના

સંસારના રાગ વિરાગ વચ્ચે રાખી સ્થિરા આતમ પાંખડીને,<br>
ધાપ્યે જવું સમૃતિના પ્રવાહમાં—અકંપ, એ જીવન સાધના વડી

વિજયશંકર કામદાર




[ અનુસંધાન ૮મા પાનાનું ચાલુ ]

અવારનવાર આવા ભેદી કિસ્સાઓ દ્વારા ગુઢ પ્રત્યે આપણી મમતા ઉશ્કેરવા મિથ્યા યત્નો થાય છે. આ જમાનો ચમત્કારનો નથી એ હવે આપણે કબુલ કરી લેવા જેવું છે, અને જે કોઈ ઇચ્છા, ભાવના કે દૈવી શક્તિઓ કામ કરતી હશે તે અનુભવવા જેવી હશે પણ જાહેરાતો દ્વારા લોકોને આકર્ષવાની નહિ હોય.

હજુયે સંતો અને મહાત્માઓ, તેમની સમાધિઓ, સ્થાનકો અને શિષ્યો દ્વારા પ્રસાદીઓ વહેંચાતી રહે છે. અને લોકો રેસકોર્સના મેદાન તરફ જતા હોય એમ થોકબંધ ટોળે વળે છે, ઠાઠ કરે છે અને એવી હવા ફેલાવે છે કે એમાં ન ભળે તે રહી ગયો માની ગભરાઈ જાય છે.

ઈશ્વરની કૃપા મેળવવા યત્ન કરવો એમાં કાંઈ ખોટું નથી પણ એનો અધિકાર ક્યારે—શી રીતે મળે તે જાણવું, નહિ કે તેવો યત્ન કરવો નહિ. અને છતાં ખૂબ આશા રાખી બેસવું. કે બીજાને એ લાલચી માર્ગે વાળવાં એ ભ્રમ ફેલાવવા જેવું છે, જાહેર છેતરપિંડીથી ઊતરતું નથી.

### ઉત્સવોની ઉજવણી

નેહરુના જન્મદિને હજારો બાળકોએ ઉત્સવ કર્યો, માણેકઠારી પુનમની રાતે હજારો કુટુંબો ચાંદની રાતની સહેલ માટે નીકળી પડ્યાં, દિવાળીમાં મનાઈ છતાં ગાજવીજ જેવા ધડાકા ભડાકા સાથે લોકોએ ખુશી મનાવી. આમ આનંદના પ્રકારો બદલાય છે તે તરફ નજર જવી જોઈએ.

કોઈક પ્રકારો સુરુચિભંગ કરનારા પણ હોય છે. ક્રિકેટની મેચ, મેળા, વિદ્યાર્થીઓની સભા, દર્શનની ભીડ, નવા પિક્ચરની રજૂઆત—આવા પ્રસંગે કેટલોક વિભાગ ટોળીઓ જમાવી વ્યવસ્થા તોડી નાખે છે અને ઘણાંને અગવડમાં મૂકી દે છે. પોલીસને વચમાં પડવું પડે અને સ્ત્રીઓને શરમ ઉપજે કે મુંઝવણ થઈ જાય એ રીતે આપણે આનંદ ના જ લઈ શકીએ.

ખરું જોતાં ઉત્સવની જે તૈયારી હોવી જોઈએ એ આપણામાં નથી. મિત્રમંડળીમાં ગીત ગાવાનું આવે તો બે લીટીથી આગળ જવાય અને એકમેકને મનાવવામાં જ વખત જતો રહે એવો ઘણાંનો અનુભવ હશે. પછી ખુલ્લા મેદાનમાં ગાવા-નાચવાનું તો ક્યાંથી ફાવે? કાંઈ ના આવડે એટલે ઘોંઘાટ કે તોફાન કરવાનું સૂઝે જ ને?

જ્ઞાતિના મંડળોનાં, શેરીઓનાં, શાળાઓનાં એવાં વિવિધ સંમેલનો વારંવાર થવાં જોઈએ અને તે પ્રસંગે સમુહ-ગીતો ઉપર ધ્યાન અપાયું હશે તો એ ચેપ બીજાઓમાં સત્વર ફેલાઈ જશે, તોફાનો બંધ થઈ જશે અને સુરૂચિ કેળવાશે. આ સમુહ-ગીતોમાં એકલી રાષ્ટ્રીય ભાવના જ ના રહે, એની સાથે ઋતુગીતો માર્મિક ગીતો સંસાર દર્શનનાં ગીતોવાળી વિવિધતા પણ હોઈ શકે.

સરકારે તહેવારોની યાદીઓ ફરીથી તપાસવા જેવી છે. દિવાળી જેવા વિશિષ્ટ તહેવાર માટે જેમ નાતાલમાં અગાઉ પ્રબંધ હતો એવો થવો જોઈએ. ચાંદનીવાળી એકાદ રાત પછી બીજે દિવસે આરામની રજા મળવી જોઈએ પર્યટનની જગ્યાઓએ પોલીસને કે સિપાહીઓનો પ્રબંધ વ્યવસ્થા પુરતો નહિ, પણ સગવડો પૂરી પાડવા અને સંગીત કે સમુહ ગીતો રજૂ કરવા માટે ય થવો જોઈએ. ઉત્સવોમાં મદદરૂપ થવાથી પોલીસનું અળખામણાપણું દૂર કરવાની તક સરકારે લેવી જોઈએ અને રોતલ ફિલ્મી ગીતોના પાશમાંથી પ્રજાને છોડાવવાની પણ આ પદ્ધતિ અજમાવવી જોઈએ.







'હવે જવા ગે ને ?'

'ના ના, તુ ખરીદી લાવી છે ને ?'

'હ, પણ મને ખબર ન હતી કે તે આવુ હશે'

'તારે જાણવુ જોઈતુ હતુ ક આપણે મુબઈની એક અધારી કોટડીમા રહીએ છીએ અને તેમા સૂર્યના દર્શન દુર્લભ છે!'

'તમે રસ્તો ખોળી કાઢો ને, મોટા વૈજ્ઞાનિક થયા છો તે?'

બરાબર, છેલ્ના વાક્યે હુ મહાત થઈ ગયો ત્યાર પછી મારી જાતને હુ નવે જ રૂપે નિરખવા લાગ્યો આમ તો મારી પોતાની, પણ સમગ્રતયા આખા દેશની એક મહાન ગૂચ ઉકેલનાર એક વૈજ્ઞાનિક તરીકે હુ મને પોતાને કલ્પવા લાગ્યો આખરે વીજળીના ચમકારા માફક એક દિવસ એ આવ્યો—હા, હા, ઉકેલ આવ્યો હુ તે દિવસે નાવણિયામા સ્નાન કરતો હતો હુ ચોકડીમાથી કૂદ્યો અને મોટેથી 'અન્નપૂર્ણા! અન્નપૂર્ણા' બરાડી ઊઠ્યો આર્કીમીડીસ આ જ પ્રમાણે નહાતા નહાતા 'યુરેકા, યુરેકા' બોલીને બહાર નાઠે હશે પણ શ્રીમતી આર્કીમીડીસ પર આની શુ અસર થઈ હશે તે વિશે ઇતિહાસ મૌન છે, મારી પત્ની તો મને આ પ્રમાણે જોઈને પોતે જ એ માઈલ દૂર સભળાય એવી ચીસ પાડી ઊઠી, જે સાંભળતા જ મારા વિચારવ્યોમમાથી હુ નક્કર જમીન પર ગબડી પડ્યો મને એક મહાન શોધની ઝાખી થઈ હતી સન કુકરને બારી બહાર ભરવી શકાય એવી એક યોજના મે બનાવી હતી બીજી એક યોજનાથી કુકરને બારી અદર અથવા બારી બહાર ધકેલી શકાય એવી યુક્તિ હતી ત્યાર પછીના થોડા દિવસો હુ જાણે સ્વપ્નામા જીવતો હોઉ તેમ વીતાવવા લાગ્યો એક ઈજનેર સસ્થાનો સપર્ક સાધી મે મારી શોધની ડિઝાઈન ઘડી કાઢી પેટન્ટ ઑફિસમા પણ લખાપટ્ટી ચાલુ કરી દીધી મે મારી પત્નીને કહ્યુ કે આ શોધથી પ્રધાન, મુખ્યપ્રધાન કે પછી રાષ્ટ્રપતિ સાથે પણ મને હાથ મિલાવવાની તક મળશે અને સાથે સાથે મુખ્ય મુખ્ય છાપાઓમા ડૉ ભટનાગર સાથે મારી છબી પણ પ્રસિદ્ધ થશે વળી, ઇતિહાસમા મારી ગણના ચાલીની અદર પણ કુકરનો ઉપયોગ કરી શકાય એવી શોધના નિર્માતા તરીકે થશે મારી પત્ની તો આ સાભળીને મારા પર વારી જઈ મને સપૂર્ણ સહકાર આપવા પ્રવૃત્ત થઈ ગઈ હતી

પછી તો થોડા સમયમા મારી શોધ સાકાર પામી ગઈ અમે બારી બહાર કુકરમા રેશનમા મળતા ચોખા મકી તેને ટાગ્યુ અમુક સમય પછી ઍલાર્મ વાગે ત્યાર એને ખોલવાનુ હતુ અને ત્યા સુધી અમે નિરાંતે આ મહાન શોધની વાત કરતા બહાર બેઠા મે કહ્યુ, 'ઍલાર્મ વાગતા સુધી આપણે જે કાઈ કરવુ હોય તે કરી શકીએ તુ તારે નિરાંતે ઊંઘી જા, કે વાચ કે આડી પડ ત્યા સુધીમાં સૂર્યદેવના રસોઈ કરી હશે,' ત્યા તો ટનનન ઍલાર્મ વાગ્યુ અને અમે બન્ને કુકર તરફ દોડ્યા પણ હાય! મારી આશાનો ભુક્કો જ ઊડી ગયો ઉપને માળે રહેનારી સ્ત્રીએ બારીમથ કુકર ઉપર એઠવાડો રેડ્યો! વડા પ્રધાન તો શુ પણ એમના ચપરાશી સાથે રણ હાથ મિલાવવાની મારી મુરાદ ધૂળમા મળી ગઈ



## સાધના

સસારના રાગ વિરાગ વચ્ચે રાખી સ્થિર આતમ પાંખડીને,
ધપ્યે જવુ સમૃતિના પ્રવાહમા—અકપ, એ જીવન સાધના વડી

વિજયશકર કામદાર



[ અનુસંધાન ૮મા પાનાનું ચાલુ ]

અવારનવાર આવા ભેદી કિસ્સાઓ દ્વારા ગુઢ પ્રત્યે આપણી મમતા ઉશ્કેરવા મિથ્યા યત્નો થાય છે. આ જમાનો ચમત્કારનો નથી એ હવે આપણે કબુલ કરી લેવા જેવું છે, અને જે કોઈ ઇચ્છા, ભાવના કે દૈવી શક્તિઓ કામ કરતી હશે તે અનુભવવા જેવી હશે પણ જાહેરાતો દ્વારા લોકોને આકર્ષવાની નહિ હોય.

હજુયે સંતો અને મહાત્માઓ, તેમની સમાધિઓ, સ્થાનકો અને શિષ્યો દ્વારા પ્રસાદીઓ વહેંચાતી રહે છે. અને લોકો રેસકોર્સના મેદાન તરફ જતા હોય એમ થોકબંધ ટોળે વળે છે, ઠાઠ કરે છે અને એવી હવા ફેલાવે છે કે એમાં ન ભળે તે રહી ગયો માની ગભરાઈ જાય છે.

ઇશ્વરની કૃપા મેળવવા યત્ન કરવો એમાં કાંઈ ખોટું નથી પણ એનો અધિકાર ક્યારે—શી રીતે મળે તે જાણવું, નહિ કે તેનો યત્ન કરવો નહિ. અને છતાં ખૂબ આશા રાખી બેસવું. કે બીજાને એ લાલચી માર્ગે વાળવાં એ ભ્રમ ફેલાવવા જેવું છે, જાહેર છેતરપિંડીથી ઊતરતું નથી.

### ઉત્સવોની ઉજવણી

નેહરુના જન્મદિને હજારો બાળકોએ ઉત્સવ કર્યો, માણેકઠારી પુનમની રાતે હજારો કુટુંબો ચાંદની રાતની સહેલ માટે નીકળી પડયાં, દિવાળીમાં મનાઈ છતાં ગાજવીજ જેવા ધડાકા ભડાકા સાથે લોકોએ ખુશી મનાવી. આમ આનંદના પ્રકારો બદલાય છે તે તરફ નજર જવી જોઈએ.

કોઈક પ્રકારો સુરૂચિભંગ કરનારા પણ હોય છે. ક્રિકેટની મેચ, મેળા, વિદ્યાર્થીઓની સભા, દર્શનની ભીડ, નવા પિકચરની રજૂઆત—આવા પ્રસંગે કેટલોક વિભાગ ટોળીઓ જમાવી વ્યવસ્થા તોડી નાખે છે અને ઘણાંને અગવડમાં મૂકી દે છે. પોલીસને વચમાં પડવું પડે અને સ્ત્રીઓને શરમ ઉપજે કે મુંઝવણ થઈ જાય એ રીતે આપણે આનંદ ના જ લઈ શકીએ.

ખરું જોતાં ઉત્સવની જે તૈયારી હોવી જોઈએ એ આપણામાં નથી. મિત્રમંડળીમાં ગીત ગાવાનું આવે તો બે લીટીથી આગળ જવાય અને એકમેકને મનાવવામાં જ વખત જતો રહે એવો ઘણાંનો અનુભવ હશે. પછી ખુલ્લા મેદાનમાં ગાવા–નાચવાનું તો ક્યાંથી ફાવે? કાંઈ ના આવડે એટલે ઘોંઘાટ કે તોફાન કરવાનું સૂઝે જ ને?

જ્ઞાતિના મંડળોનાં, શેરીઓનાં, શાળાઓનાં એવાં વિવિધ સંમેલનો વારંવાર થવાં જોઈએ અને તે પ્રસંગે સમુહ-ગીતો ઉપર ધ્યાન અપાયું હશે તો એ ચેપ બીજાઓમાં સત્વર ફેલાઈ જશે, તોફાનો બંધ થઈ જશે અને સુરૂચિ કેળવાશે. આ સમુહ-ગીતોમાં એકલી રાષ્ટ્રીય ભાવના જ ના રહે, એની સાથે ઋતુગીતો માર્મિક ગીતો સંસાર દર્શનનાં ગીતોવાળી વિવિધતા પણ હોઈ શકે.

સરકારે તહેવારોની યાદીઓ ફરીથી તપાસવા જેવી છે. દિવાળી જેવા વિશિષ્ટ તહેવાર માટે જેમ નાતાલમાં અગાઉ પ્રબંધ હતો એવો થવો જોઈએ. ચાંદનીવાળી એકાદ રાત પછી બીજે દિવસે આરામની રજા મળવી જોઈએ. પર્યટનની જગ્યાઓએ પોલીસને કે સિપાહીઓનો પ્રબંધ વ્યવસ્થા પુરતો નહિ, પણ સગવડો પૂરી પાડવા અને સંગીત કે સમુહ ગીતો રજૂ કરવા માટે ય થવો જોઈએ. ઉત્સવોમાં મદદરૂપ થવાથી પોલીસનું અળખામણાપણું દૂર કરવાની તક સરકારે લેવી જોઈએ અને શેતલ ફિલ્મી ગીતોના પાશમાંથી પ્રજાને છોડાવવાની પણ આ પદ્ધતિ અજમાવવી જોઈએ.



**ઊર્મિ–નવરચના** અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે આપના અંકના રેપર ઉપર દર વખતે આવતો આપનો ગ્રા.નં. લખવો કયારેય ભૂલશો નહિ




**સૌરાષ્ટ્રની રસધાર**

[ લે ઝવેરચંદ મેઘાણી પ્ર વોરા એન્ડ કંપની મુંબઈ ૨ કિંમત રૂા ૧–૮–૦ ]

લોકસાહિત્યના મહાન સંશોધક શ્રી ઝવેરચંદ મેઘાણીના 'સૌરાષ્ટ્રની રસધાર'ના પાંચ ભાગમાંથી ચૂંટી કાઢીને દિલ હલાવી નાખે એવી પંદર વાર્તાઓ આ સંક્ષિપ્ત આવૃત્તિમાં એમના જ પુત્ર શ્રી મહેન્દ્ર મેઘાણીએ રજૂ કરી છે ફરીફરી વાંચીને પ્રેરણા મેળવવાનું મન થાય એવી સુંદર એની રજૂઆત છે પ્રવૃત્તિશીલ વ્યક્તિઓ બધા ભાગ વાંચવાનો વખત ન મેળવી શકે તો પણ સૌરાષ્ટ્રના ખમીરના પ્રતિનિધિ રૂપ આ પંદર વાર્તાઓ તો એમણે અચૂક વાંચી જવી જોઈએ એમાં તાજગી છે, ચેતન છે, થનગનાટ છે

**બાપુ**

[ લે નવલભાઈ શાહ પ્ર નવા માનવી કાર્યાલય, ગૂંદી કિં ગ ૦–૪–૦ ]

લોકભોગ્ય શૈલીમાં લખાયેલી આ નાનકડી કથા ગાંધીજીના જીવનના મહત્વના પ્રસંગો સુંદર રીતે આવરી લે છે પ્રસંગચિત્રણમાં કોઈ કોઈ સ્થળે વર્તમાનકાળ ને ભૂતકાળનો ('છે 'હતા નો) મેળ બરાબર સચવાયો હોત તો સારું હતું નવાઓ વર્ષ જીવવાની મહત્વાકાંક્ષાવાળા બાપુએ એકાએક પ્રભુને મૃત્યુ માટે પ્રાર્થ્યા એનું રહસ્ય લેખકે કેમ સમજાવ્યું નથી? ૧૫ મી ઓગસ્ટે રાત્રે હિંદીઓ અમનચમન કરતા હતા ત્યારે સ્વતંત્રતાનો સાચો સેનાની નોઆખલીમાં કોમી આગ ઓલવતો હતો એ હકીકત વધુ વેધક શૈલીમાં લખાઈ હોત તો સારું હતું પુસ્તિકા કિશોરોને ખૂબ ઉપયોગી નીવડશે

**રમૂજી ટુચકા**

[ સંપાદક ચંદ્રશંકર ગો જોશી, પ્ર સસ્તું સા૦ વ૦ કાર્યાલય, અમદાવાદ કિંમત ગ ૦–૬–૦ ]

રમૂજી ટુચકા પ્રસિદ્ધ કરીને પ્રકાશકે આપણા એ વિષેના કંગાળ સાહિત્યમાં નોંધપાત્ર ઉમેરો કર્યો છે અમુક ટુચકા તો ખૂબ સરસ છે, પરંતુ અમુકની પસંદગી સંપાદકને કઈ રીતે રૂચી હશે એ સમજવું મુશ્કેલ છે દા ત પાન ૧૧ પરનો પત્ની–પતિ વચ્ચેનો સંવાદ જરાય આકર્ષક નથી લાગતો 'રમૂજી ટુચકા'ની માફક થોડા કોયડા( Puzzles )નું સંપાદન થવું પણ જરૂરી છે આ પ્રકાશનસંસ્થા એ કરશે?

**દારૂબંધી શા સારુ**

[ લે ભારતન કુમારપ્પા પ્ર નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ કિંમત ગ ૦–૧૦–૦ ]

દારૂબંધીનો સમગ્ર બચાવ કરતી આ પુસ્તિકા ખૂબ વિચારપ્રેરક છે જોકે એમાં ચર્ચેલા દરેક મુદ્દા સાથે સંમત થવું મુશ્કેલ છે 'આબકારી આવક વગર ચલાવી શકીશું?' એ પ્રકરણમાં દારૂબંધીની નીતિથી સમાજને નુકશાનને બદલે ફાયદો થશે એવું મહા પ્રયાસે સાબિત કરવાનો યત્ન કર્યો છે પરંતુ લેખક એક રાજ્યમાં દારૂબંધી હોવા છતાં બીજામાં ન હોય ત્યારે ઉપસ્થિત થતી વિટંબણાઓ અંગે કશો ઉકેલ બતાવ્યો નથી આબકારી ખાતાને કાર્યક્ષમ બનાવવા વિષે પણ કાંઈ સૂચનો કર્યાં નથી જે વર્ગ દારૂબંધીમાં માનતો હોવા છતાં પંચવર્ષીય યોજના માટેનાં નાણાં મેળવવા ખાતર એને થોડા વખત માટે મુલતવવા ઇચ્છે છે એને આ પુસ્તકમાંની દલીલો ગળે ઉતારવી મુશ્કેલ છે




**સેવા અને શોષણ–ભા. ૧–૨–૩–૪ :**

[ લે. પ્રેમચંદજી અનુ. માણેકલાલ ગો. જોષી. પ્ર. આર. આર. શેઠની કંપની, મુંબઈ. કિં. રૂા. ૧૮–૦–૦]

હિંદી નવલકથા સમ્રાટ સ્વ. પ્રેમચંદજીની શ્રેષ્ઠ નવલકથા 'રંગભૂમિ'નો આ ગુજરાતી અનુવાદ ચાર ભાગમાં પ્રસિદ્ધ થયો છે. સાપ્તાહિક 'પ્રજાબંધુ'માં ચાલુ વાર્તા તરીકે આવી ગયા બાદ એ ગ્રંથસ્થ થાય છે એ આનંદની વાત છે. પ્રેમચંદની કૃતિઓ વિષે હિંદભરમાં બેમત છે જ નહિ અને અનુવાદકે પણ ખંત ને કાળજીપૂર્વક એમની નવલકથાને ગુજરાતીમાં ઉતારી છે. આમ છતાં અનુવાદકે થોડાક હિન્દી પ્રયોગો જે ગુજરાતી ભાષામાં પ્રચલિત નથી એવા વાપર્યા છે. જેમકે 'પટ્ટી પઢાવવી,' 'દુવા પોકારવી,' 'ચલતા પૂરજા,' 'મિટ્ટી પલીદ,' 'નાકે દમ આવી ગયો,' 'બહેલાવવાનાં સાધનો' વગેરે ગુજરાતી ભાષામાં કઢંગા લાગે એવા પ્રયોગો છે. વળી હિન્દી ભાષામાં વિધાત્રીને વિધાતા કહે છે એટલે હિન્દીનું ગુજરાતી કરતી વખતે અનુવાદકે એ ધ્યાન રાખવું જોઈતું હતું કે વિધાતાનું નારી જાતિ વિધાત્રી થાય. ૧૦૩૩ મા પાના ઉપરનો 'વિધાતા મને સર્વનાશ તરફ ખેંચી રહી છે ?' વાક્ય–પ્રયોગ ગુજરાતી વાતાવરણ સાથે અનુરૂપ નથી આવતો, એકંદરે પુસ્તકો સારાં છે.

**યોગ એટલે શું ?**

[ સંપાદક : મગનભાઈ પ્ર. દેસાઈ. પ્રાપ્તિસ્થાન : નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ કિં. રૂા. ૩–૪–૦.]

'શિક્ષણ અને સાહિત્ય'માં પ્રગટ થયેલી લેખમાળાને આ પુસ્તકમાં ગ્રંથસ્થ કરવામાં આવી છે. વિષય ગંભીર હોવા છતાં સામાન્ય માનવીને સમજાય એવી ભાષામાં લગભગ બધા જ લેખો લખાયા છે. પુસ્તકની શરૂઆતમાં-શ્રી. ગોપાળદાસ પટેલે લખેલું નિવેદન ખૂબ વિદ્વત્તાપૂર્ણ ને મનનીય છે. એમાં સમગ્ર યોગસૂત્રનો નીચોડ છે, ઊંડાણ છે ને પુસ્તકમાં ન નિરૂપાયું હોય એવું ઘણું છે.

પાતંજલ યોગસૂત્રના સમાધિપાદ, સાધનપાદ, વિભૂતિપાદ ને કૈવલ્યપાદમાંથી માત્ર પહેલા પાદનું—સમાધિપાદનું વિવરણ આ પુસ્તકમાં છે. યોગનો અર્થ સામાન્યરીતે 'ચિત્ત વૃત્તિ નિરોધ' કરવામાં આવે છે, અને માનવજીવનની સાચી સફળતા પણ દુર્વૃત્તિઓના નિરોધમાં સમાયેલી છે, કારણ કે એથી જ માનવી સાચું સુખ મેળવી શકે છે. હિંદુ ધર્મની વ્યાખ્યા પણ એવી અમાપ છે કે 'જે ધર્મ મોક્ષ તરફ દોરી જાય છે તે.' યોગ વગર મોક્ષ નથી, આથી યોગ એ એક સાધન છે.

આ પુસ્તકમાં યોગદર્શન, ચિત્ત, એમાં ઊઠતી વૃત્તિઓ, એનો નિરોધ, નિરોધનાં સાધનો, અભ્યાસ ને વૈરાગ્ય, ઈશ્વરનું સ્વરૂપ, ઋતંભરા પ્રજ્ઞા ( intution ) અને સમાધિ વિષે મોટા ટાઈપમાં છપાયેલા અક્ષરોવાળાં પાનાંમાં સુંદરરીતે વિચાર કરવામાં આવ્યો છે. યોગમાં જરાય શ્રદ્ધા ન હોય એવા માનવીઓ પણ પળભર તલ્લીન બનીને શ્રદ્ધા સેવતા બની જાય તો નવાઈ નહીં. આમ છતાં પુસ્તકમાં છૂટક છૂટક લેખો સંગ્રહાયા હોવાથી લેખોની કડી જળવાતી નથી. ભાષા કોઈક ઠેકાણે સંસ્કૃતપ્રચૂર બની છે. 'બુત પરસ્તી,' 'બયાન,' 'ગુંજાશ,' 'તાલીમ' ને 'કવાયત' જેવા ફારસી શબ્દોનો પ્રયોગ પણ ક્યાંક ક્યાંક ખૂંચ્યા વગર નથી રહેતો. ઇચ્છીએ કે સંપાદક બીજી આવૃત્તિ વખતે એટલો ખ્યાલ રાખે કે યોગશાસ્ત્રનું મૂળ લખાણ સંસ્કૃતમાં છે, ઉર્દુમાં નહિ. અને એ પ્રમાણે મૂળને પ્રામાણિક રહેવાનો પ્રયત્ન કરે.

**રંગમેળો :**

[ લે. હીરાલાલ ફોફલીઆ. પ્ર. સસ્તું સા. વ. કાર્યાલય, અમદાવાદ. કિં. દોઢ રૂપિયો. ]

કુલ પંદર વાર્તાઓના આ નાના સંગ્રહથી ગ્રંથસ્થ સ્વરૂપે ગુજરાતી સાહિત્યમાં પ્રથમ પ્રવેશ કરતા લેખક શ્રી. હીરાલાલ ફોફલીઆ આ અગાઉ જુદા જુદા સામયિકોમાં એમની વાર્તાકળા માટે જાણીતા થયા જ છે અને આવી વાર્તાકળાની હૃદયંગમ ગ



## સૌરાષ્ટ્રની રસધાર

[ લે. ઝવેરચંદ મેઘાણી. પ્ર. વોરા એન્ડ કંપની, મુંબઈ ૨. કિંમત રૂ. ૧-૮-૦ ]

લોકસાહિત્યના મહાન સંશોધક શ્રી ઝવેરચંદ મેઘાણીના 'સૌરાષ્ટ્રની રસધાર'ના પાંચ ભાગમાંથી ચૂંટી કાઢીને દિલ હલાવી નાખે એવી પંદર વાર્તાઓ આ સંક્ષિપ્ત આવૃત્તિમાં એમના જ પુત્ર શ્રી મહેન્દ્ર મેઘાણીએ રજૂ કરી છે. ફરીફરી વાંચીને પ્રેરણા મેળવવાનું મન થાય એવી સુંદર એની રજૂઆત છે. પ્રવૃત્તિશીલ વ્યક્તિઓ બધા ભાગ વાંચવાનો વખત ન મેળવી શકે તો પણ સૌરાષ્ટ્રના ખમીરના પ્રતિનિધિરૂપ આ પંદર વાર્તાઓ તો એમણે અચૂક વાંચી જવી જોઈએ. એમાં તાજગી છે, ચેતન છે, થનગનાટ છે.

## બાપુ

[ લે. નવનભાઈ શાહ. પ્ર. નવા માનવી કાર્યાલય, ગુંદી. કિ. રૂ. ૦-૬-૦ ]

લોકભોગ્ય શૈલીમાં લખાયેલી આ નાનકડી કથા ગાંધીજીના જીવનના મહત્ત્વના પ્રસંગો સુંદર રીતે આવરી લે છે. પ્રસંગચિત્રણમાં કોઈ કોઈ સ્થળે વર્તમાનકાળ ને ભૂતકાળનો ('છે' 'હતા'નો) મેળ બરાબર સચવાયો હોત તો સારું હતું. સવાસો વર્ષ જીવવાની મહત્ત્વાકાંક્ષાવાળા બાપુએ એકાએક પ્રભુને મૃત્યુ માટે પ્રાર્થના કરી એનું રહસ્ય લેખકે કેમ સમજાવ્યું નથી? ૧૫મી ઑગસ્ટે રાત્રે હિંદીઓ અમનચમન કરતા હતા ત્યારે સ્વતંત્રતાનો સાચો સેનાની નોઆખલીમાં કોમી આગ ઓલવતો હતો એ હકીકત વધુ વેધક શૈલીમાં લખાઈ હોત તો સારું હતું. પુસ્તિકા કિશોરોને ખૂબ ઉપયોગી નીવડશે.

## રમૂજી ટુચકા

[ સંપાદક ચંદ્રશંકર ગો. જોષી, પ્ર. સસ્તું સા૦ વ૦ કાર્યાલય, અમદાવાદ. કિંમત રૂ. ૦-૬-૦ ]

રમૂજી ટુચકા પ્રસિદ્ધ કરીને પ્રકાશકે આપણા એ વિષેના કંગાળ સાહિત્યમાં નોંધપાત્ર ઉમેરો કર્યો છે. અમુક ટુચકા તો ખૂબ સરસ છે, પરંતુ અમુકની પસંદગી સંપાદકને કઈ રીતે રુચી હશે એ સમજવું મુશ્કેલ છે. દા. ત. પાન ૧૧ પરનો પત્ની-પતિ વચ્ચેનો સંવાદ જરાય આકર્ષક નથી લાગતો. 'રમૂજી ટુચકા'ની માફક થોડા કોયડા (Puzzles)નું સંપાદન થવું પણ જરૂરી છે. આ પ્રકાશનસંસ્થા એ કરશે?

## દારૂબંધી શા સારુ

[ લે. ભારતન કુમારપ્પા. પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. કિંમત રૂ. ૦-૧૦-૦ ]

દારૂબંધીનો સબળ બચાવ કરતી આ પુસ્તિકા ખૂબ વિચારપ્રેરક છે. જોકે એમાં ચર્ચેલા દરેક મુદ્દા સાથે સંમત થવું મુશ્કેલ છે. 'આબકારી આવક વગર ચલાવી શકીશું?' એ પ્રકરણમાં દારૂબંધીની નીતિથી સમાજને નુકશાનને બદલે ફાયદો થશે એવું મહા પરાણે સાબિત કરવાનો યત્ન થયો છે. પરંતુ લેખક એક રાજ્યમાં દારૂબંધી હોવા છતાં બીજામાં ન હોય ત્યારે ઉપસ્થિત થતી વિટંબણાઓ અંગે કશો ઉકેલ બતાવતા નથી. આબકારી ખાતાને કાર્યક્ષમ બનાવવા વિષે પણ કાંઈ સૂચનો કર્યાં નથી. જે વર્ગ દારૂબંધીમાં માનતો હોવા છતાં પંચવર્ષીય યોજના માટેનાં નાણાં મેળવવા ખાતર એને થોડા વખત માટે થંભાવવા ઇચ્છે છે એને આ પુસ્તકમાંની દલીલો ગળે ઊતરવી મુશ્કેલ છે.



## સેવા અને શોષણ–ભા. ૧–૨–૩–૪ :

[ લે. પ્રેમચંદજી અનુ. માણેકલાલ ગો. જોષી. પ્ર. આર. આર. શેઠની કંપની, મુંબઈ. કિં. રૂ. ૧૮–૦–૦ ]

હિંદી નવલકથા સમ્રાટ સ્વ. પ્રેમચંદજીની શ્રેષ્ઠ નવલકથા 'રંગભૂમિ'નો આ ગુજરાતી અનુવાદ ચાર ભાગમાં પ્રસિદ્ધ થયો છે. સાપ્તાહિક 'પ્રજાબંધુ'માં ચાલુ વાર્તા તરીકે આવી ગયા બાદ એ ગ્રંથસ્થ થાય છે એ આનંદની વાત છે. પ્રેમચંદની કૃતિઓ વિષે હિંદભરમાં બેમત છે જ નહિ અને અનુવાદકે પણ ખંત ને કાળજીપૂર્વક એમની નવલકથાને ગુજરાતીમાં ઉતારી છે. આમ છતાં અનુવાદકે થોડાક હિન્દી પ્રયોગો જે ગુજરાતી ભાષામાં પ્રચલિત નથી એવા વાપર્યા છે. જેમકે 'પટ્ટી પઢાવવી,' 'દુવા પોકારવી,' 'ચલતા પૂરજા,' 'મિટ્ટી પલીદ,' 'નાકે દમ આવી ગયો,' 'બહેલાવવાનાં સાધનો' વગેરે ગુજરાતી ભાષામાં કઢંગા લાગે એવા પ્રયોગો છે. વળી હિન્દી ભાષામાં વિધાત્રીને વિધાતા કહે છે એટલે હિન્દીનું ગુજરાતી કરતી વખતે અનુવાદકે એ ધ્યાન રાખવું જોઈતું હતું કે વિધાતાનું નારી જાતિ વિધાત્રી થાય. ૧૦૩૩ મા પાના ઉપરનો 'વિધાતા મને સર્વનાશ તરફ ખેંચી રહી છે?' વાક્ય–પ્રયોગ ગુજરાતી વાતાવરણ સાથે અનુરૂપ નથી આવતો, એકંદરે પુસ્તકો સારાં છે.

## યોગ એટલે શું ?

[ સંપાદક : મગનભાઈ પ્ર. દેસાઈ. પ્રાપ્તિસ્થાન : નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ કિં. રૂ. ૩–૪–૦. ]

'શિક્ષણ અને સાહિત્ય'માં પ્રગટ થયેલી લેખમાળાને આ પુસ્તકમાં ગ્રંથસ્થ કરવામાં આવી છે. વિષય ગંભીર હોવા છતાં સામાન્ય માનવીને સમજાય એવી ભાષામાં લગભગ બધા જ લેખો લખાયા છે. પુસ્તકની શરૂઆતમાં શ્રી. ગોપાળદાસ પટેલે લખેલું નિવેદન ખૂબ વિદ્વત્તાપૂર્ણ ને મનનીય છે. એમાં સમગ્ર યોગસૂત્રનો નીચોડ છે, કૌંડાણ છે ને પુસ્તકમાં ન નિરૂપાયું હોય એવું ઘણું છે.

પાતંજલ યોગસૂત્રના સમાધિપાદ, સાધનપાદ, વિભૂતિપાદ ને કૈવલ્યપાદમાંથી માત્ર પહેલા પાદનું—સમાધિપાદનું વિવરણ આ પુસ્તકમાં છે. યોગનો અર્થ સામાન્યરીતે 'ચિત્ત વૃત્તિ નિરોધ' કરવામાં આવે છે, અને માનવજીવનની સાચી સફળતા પણ દુર્વૃત્તિઓના નિરોધમાં સમાયેલી છે, કારણ કે એથી જ માનવી સાચું સુખ મેળવી શકે છે. હિંદુ ધર્મની વ્યાખ્યા પણ એવી અમાપ છે કે 'જે ધર્મ મોક્ષ તરફ દોરી જાય છે તે.' યોગ વગર મોક્ષ નથી, આથી યોગ એ એક સાધન છે.

આ પુસ્તકમાં યોગદર્શન, ચિત્ત, એમાં ઊઠતી વૃત્તિઓ, એનો નિરોધ, નિરોધનાં સાધનો, અભ્યાસ ને વૈરાગ્ય, ઈશ્વરનું સ્વરૂપ, ઋતંભરા પ્રજ્ઞા ( intution ) અને સમાધિ વિષે મોટા ટાઈપમાં છપાયેલા અક્ષરોવાળાં પાનાંમાં સુંદરરીતે વિચાર કરવામાં આવ્યો છે. યોગમાં જરાય શ્રદ્ધા ન હોય એવા માનવીઓ પણ પળભર તલ્લીન બનીને શ્રદ્ધા સેવતા બની જાય તો નવાઈ નહીં. આમ છતાં પુસ્તકમાં છૂટક છૂટક લેખો સંગ્રહાયા હોવાથી લેખોની કડી જળવાતી નથી. ભાષા કોઈક ઠેકાણે સંસ્કૃતપ્રચુર બની છે. 'બુત પરસ્તી,' 'બયાન,' 'ગુંજાશ,' 'તાલીમ' ને 'કવાયત' જેવા ફારસી શબ્દોનો પ્રયોગ પણ ક્યાંક ક્યાંક ખૂંચ્યા વગર નથી રહેતો. ઇચ્છીએ કે સંપાદક બીજી આવૃત્તિ વખતે એટલો ખ્યાલ રાખે કે યોગશાસ્ત્રનું મૂળ લખાણ સંસ્કૃતમાં છે, ઉર્દુમાં નહિ. અને એ પ્રમાણે ગ્રંથને પ્રામાણિક રહેવાનો પ્રયત્ન કરે.

## રંગમેળો :

[ લે. હીરાલાલ ફોફલીઆ. પ્ર. સસ્તું સા. વ. કાર્યાલય. અમદાવાદ. કિં. દોઢ રૂપિયો. ]

કુલ પંદર વાર્તાઓના આ નાના સંગ્રહથી ગ્રંથસ્થ સ્વરૂપે ગુજરાતી સાહિત્યમાં પ્રથમ પ્રવેશ કરતા લેખક શ્રી. હીરાલાલ ફોફલીઆ આ અગાઉ જુદા જુદા સામયિકોમાં એમની વાર્તાકળા માટે જાણીતા થયા જ છે. અને આથી વાર્તાકળાની હૃદયંગમ રજૂઆત ક





નાર વાર્તાકાર પોતે નવા હોવાથી જ કોઈ પ્રકાશકના ધ્યાને કેમ નથી ચડયા એ ગુજરાતી પ્રકાશન-પ્રવૃત્તિની પરખશક્તિની કચાશ સહેજે ખૂચે છે

યુદ્ધથી અપરિચિત ગુજરાત યુદ્ધ વિષેની સુદર વિશ્લેષણાત્મક પ્રથમ વાર્તા 'શેતરજનુ પ્યાદુ' કદાચ ન આવકારે તો ય એનુ જોરદાર વસ્તુ એને વાચ્યા વગર છોડે તેમ નથી બહુ જ સામાન્ય વાતને રજૂ કરવાની અનોખી શક્તિથી જેમ 'નણદ-ભોજાઈ' દીપી ઊઠે છે તેમ 'દાદા', 'કોઈનો લાડકવાયો' અને 'વડા વખનાનો ધણી!' પણ સામાન્ય હોવા છતા અસામાન્ય બની શકી છે 'એ ય મરી ગયો! એક સ્વમાની પિતાનુ કાળાબજારિયા જીવતા પુત્ર વિષનુ અતરનુ મતય રજૂ કરે છે અને જોતા જોતા જ ઊડી જતા 'મેઘધનુષ્ય'ના રગો તો શહેરી જીવનનો તાદૃશ ચીતાર આપી જાય છે 'અસાધારણ અનુભવ,' ઝઝાનિલ' અને 'નદિની પણ પોતપોતાની રીતે અતરગી પકડ જમાવી રાખે એવી સુદર એની આલેખનકળાથી ઓપી રહે છે

પણ આ વીસેય વાર્તાઓમા વધુ મર્મવેધક અને હૃદય હચમચાવતી છે ની વાત 'ચિનગારી છે હિમાલયમા ધૂણી ધખાવી બેઠેલા એક સસારત્યાગી સન્યાસીને સાચા અર્થમા વૈરાગ ઉપજાવનાર આખી કથાની ઘટનાના એવા તો કેટલાય પ્રસગ છે કે જે દિલને હચમચાવી મૂકે અને દુનિયા આખીને વોળીને પી ગયેલા એ સન્યાસીની પૂરી થતી વાતને પૂરી સાભળી ન સાભળી ત્યા તો ચાલ્યા જતા બીજુ 'હુ' ને આપણે હિમપ્રદેશમા રખડતો જોવા તલસી રહીએ છીએ!

વીસેવીસ વાર્તાઓ એટલુ તો ચોક્કસ કહી જાય છે કે લેખકની કથનશૈલીમા વેવલાશ કે રોતલવેડા નથી પણ અજબ તરવરાટ, ખુમારી અને હૃદયવેધકતા છે આવી અનેક વાર્તાઓના સગ્રહો લેખક આપે એ અપેક્ષાથી લેખકને આવકારવાનુ મન થાય છે નવા લેખકોની વાર્તાઓને ગ્રથસ્થ કરવાની પહેલ કરી રહેલા અને ઉપરા ઉપરી નવા વાર્તાસગ્રહો આપવાની રૂડી શરૂઆત કરતી આ સગ્રહની પ્રકાશનસસ્થા પણ ગુજરાતને વીણી વીણીને નવા લેખકો પીરસવા માટે એટલી જ ધન્યવાદને અધિકારી છે

### અરેબિયન નાઇટ્સ:

[પ્રયોજક શિવલાલ જેસલપુરા પ્ર સસ્તુ સા વ કાર્યાલય, અમદાવાદ કિ ૩ રૂપિયા]

અરબસ્તાન દેશની વિખ્યાત લોકકથાઓમાથી વીણીને કુલ વીસ વાર્તાઓને આ પુસ્તકમા સગ્રહવામા આવી છે આ વાર્તાઓ આખા વિશ્વમા એટલી જ લોકપ્રિય થઈ પડેલી છે એટલે અહી મૂકેલી વીસ વાર્તાઓની પસદગીમા સુરુચિ અને નીતિપોષક તત્ત્વને વધુ ધ્યાનમા રાખેલુ હોઈને એ આપણી ઊગતી પ્રજા માટે વધુ સુદર સામગ્રી હોઈ શકે

રૂપકો, સાહસો, સત્ય, નીતિ અને અહિસાના આખરી તબક્કે લઈ જતી આ વાર્તાઓ લોકકથાઓ હોઈને સરસ અસર પણ પાડનારી છે એ ચોક્કસ અને એની વીણીને કરેલી પસદગી તો એથી ય વધુ સારી છાપ પાડે એવી છે કલ્પનાની વિશાળ સીમાને પણ વટાવી જતી આ વાર્તાઓ આપણી નવી પેઢીને એક નવા સામ્રાજ્યમા ઊડવાની અને કલ્પનાનો વિકાસ કરવાની પણ સારી એવી તક આપે છે

આ વાર્તાઓ જુદા જુદા દેશમા જુદી જુદી રીતે કહેવાય છે એ વાત સાચી, પણ એનુ મૂળ તો આરબ લોકોની પ્રવાસ-ભૂખ સતોષવા અને આખા દિવસના પ્રવાસથી થાકીને રણમા પડાવ નાખીને ઊંટોને આરામ આપતી વખતે રાત્રે સમય ગાળવા આ જનકથાઓ કહી-સાભળીને એમનો પ્રવાસથાક ઉતારવાની સાથે નિર્દોષ આનદ પણ મેળવવાનો હતો એ વાર્તાઓનો સમૃદ્ધ રસ બુઢ્ઢા-બચ્ચાને સરખો જ આનદ આપે છે એટલે આ પુસ્તક એ રીતે પણ ખૂબ જરૂરી પ્રકાશન પૂરુ પાડે છે એમા શકા નથી




**રશિયાની કાયાપલટ :**

[ લે. ભોગીલાલ ગાંધી. પ્ર. ચેતન પ્રકાશન ગૃહ, ગોરેગાંવ. કિં. ૩ રૂપિયા ]

આઝાદી હાંસલ કર્યા પછી ભારતે જે બીજા દેશોની અને સત્તાઓની 'ભડક'માંથી મુક્તિ મેળવી છે એને લીધે જ એ બીજી સંસ્કૃતિઓના અભ્યાસ કરવા પ્રેરાય છે. રશિયા જેવા વિશાળ રાષ્ટ્ર પ્રત્યે આંખમીંચામણાં કર્યા કોઈને પાલવે તેમ નથી. અત્યારલગી આપણે એ રાષ્ટ્ર વિષે આછા અધૂરા ખ્યાલો અને અભિપ્રાયોમાં રાચતા હતા. પણ હવે તો આપણાં પ્રતિનિધિ મંડળો ત્યાં જઈને જે 'આંખો દેખા હાલ' રજૂ કરે છે એને આપણે ઇચ્છીએ તો પણ 'સામ્યવાદી પ્રચાર' ન જ કહી શકીએ. એ બધું જાણીને એ રાષ્ટ્ર વિષે વધુ જાણવાની ઇચ્છા થાય જ.

એવું જ એક અભ્યાસપૂર્વક લખાયેલું પુસ્તક 'રશિયાની કાયાપલટ' છે. એનું નામ જ એની સામગ્રીથી માહિતગાર બનાવે છે. પણ આખું પુસ્તક એટલા બધા નક્કર આધારોથી લખાયું છે કે એમાં ક્યાંય પ્રચારવેડા કે વાંચતાં કંટાળો આવે એવું લાગે નહિ. એના લેખક આ પહેલાં રશિયા વિષેનાં અને બીજાં અનેક સર્જનો આપી ચૂક્યા છે. એમની વહેતી અને જોરદાર શૈલી આખા પુસ્તકને ખૂબ જ કીમતી બનાવી ગઈ છે. રશિયા વિષે સંપૂર્ણ જાણી લેવાની ઇચ્છા રાખનાર માટે આ પુસ્તક નથી એ વાત સાચી, પણ એ વાંચીને રશિયા વિષે જાણવાની તાલાવેલી તો જરૂર લાગે જ છે. પુસ્તકને સમૃદ્ધ બનાવતા આવી જાતના પાયાદાર આધારો ટાંકવામાં એના લેખકે લીધેલી મહેનત પણ ખરેખર પ્રશંસનીય છે.

શ્રી ભોગીલાલ ગાંધી પાસેથી આપણને એ મહાન રાષ્ટ્ર વિષે હજુ વધુ ને વધુ સામગ્રી મળે એવો અખૂટ ખજાનો એમની પાસે ભર્યો છે એટલે આપણી માગણી અનુચિત નથી. આ પુસ્તક પણ એ જ કારણે વધુ પ્રિય થઈ પડે એવું છે. લેખકનો પ્રયત્ન આદરણીય છે જ.

**કુસુમમાળા :**

[ લે. નરસિંહરાવ દિવેટીઆ. પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. કિં. દોઢ રૂપિયો. ]

ગુજરાતી સાહિત્યમાં આંગ્લ પ્રકૃતિ-કાવ્યોની છાયાવાળાં કાવ્યો આપી જનાર સ્વ. નરસિંહરાવ દિવેટિયાનો ખૂબ જ વિખ્યાત કાવ્યસંગ્રહ 'કુસુમમાળા' ચોત્રીસ વરસ પછી છઠ્ઠીમાંથી સાતમી આવૃત્તિમાં પ્રવેશે છે એ ગુજરાત ઉપર એક જાતનું દોષારોપણ કહેવાય. આ કાવ્યોનો એ જમાનો—ચાલીસ વરસ પહેલાંનો—હતો કે જ્યારે ગુજરાતમાં પ્રકૃતિકાવ્યો ખૂબ પ્રચલિત હતાં. શાળાઓમાં પાઠ્યપુસ્તક તરીકે પણ આ સંગ્રહ અનેક વાર માન્ય થયેલો. અને છેલ્લાં ચોત્રીસ વરસો સુધી એને કોઈ પણ કેળવણી ખાતું પણ શી રીતે વીસરી શક્યું છે એ જ એક પ્રશ્ન છે. હવે ચોત્રીસમે વરસે પણ એની નવા રૂપરંગે પ્રગટ થયેલી આ સાતમી આવૃત્તિ આપણા નૂતન કેળવણીકારોને ધ્યાનમાં આવે તો ગુજરાતના એ સમૃદ્ધ કવિના ગતાત્માને એક અજબ શ્રદ્ધાંજલિ આપી ગણાશે.



# ★ ચેતન-નવસર્જનનાં નવાં પ્રકાશનો ★

## નવલકથા

* અવિનાશ (એક રહસ્યપૂર્ણ નવલ) શાંતા ગાંધી ૪–૦
* જાહ્નવી (મુગ્ધ પ્રેમીઓના જીવનપરિવર્તનની અનોખી નવલકથા) 'સ્વપ્નસ્થ' ૩–૮
* મોતની ખીણ (ચકચાર જગાવતી નવલ) ૫–૦
  ડૉ. નટુભાઈ શુક્લ
* માટીના મહેલ (મર્મવેધક બંગાળી નવલ) ૫–૦
  લે. મા. બેનરજી
* વિજયયાત્રા (કૃષ્ણચંદની સર્વશ્રેષ્ઠકૃતિઓ) ૩–૮
* થીજેલાં આંસુ (અદ્‌ભુત પ્રેમકથા) ૪–૦
  લે. કૃષ્ણચંદ



## નવલિકા

* વહેતાં ઝરણાં (ટૂંકીવાર્તાનું નકશીદાર રૂપ)
  ડૉ. જયંત ખત્રી ૪–૧૨
* કંકુડી (અનોખી વસ્તુ : અનોખી શૈલી) બકુલેશ ૩–૮



## નાટક–કાવ્ય–ચિંતન

* મિલન (કવિ સુહાસીના મનોરમ ગીતો) ૧–૮
  શ્રી કરસનદાસ માણેકના પ્રવેશ સહિત
* હુતાશની (સત્ય પ્રસંગ પર આલેખાયલ હૃદયવેધક ભજવવા લાયક નાટક) રમેશ જાની ૨–૦
* સામ્યવાદ (સરળ પરિચય પુસ્તક) ચોથી આવૃત્તિ ૧–૦
* ભારત પર અમેરિકી ઓળા ૦–૪

——— પ્રાતિસ્થાન ———

**ચેતન પ્રકાશન ગૃહ લિમિટેડ**
૧૩૩, જવાહરનગર ગોરેગાંવ (મુંબઈ)

— અમારા મુંબઈના એજન્ટ —

**સારાભાઈ એમ. ઠક્કર**
૧૪, ગોટવાડી, કાલબાદેવી, મુંબઈ ૨

## બાળસાહિત્ય

૧ આફ્રિકાની બાળકથાઓ ૧–૪
૨ ઈરાનની ચાતુરીકથાઓ ૧–૪
૩ રશિયાની લોકકથાઓ ૧–૪
૪ કોરિયાની બોધકથાઓ ૧–૪
૫ રૂમાનીઆની દંતકથાઓ ૧–૪
૬ વિલાયતની પરીકથાઓ ૧–૪



## કિશોર સાહિત્ય

૧ કેન્ટિડનાં પરાક્રમો ૧–૪
૨ ડૉન કિવક્ઝોટના પરાક્રમો ૧–૧૨
૩ ઓડિસીયસનાં પરાક્રમો ૨–૦
૪ સેકસપીયરની વાતો ૨–૦
૫ ચૉસરની વાતો ૧–૮
૬ કાદંબરી કથા ૨–૦

[ કોઈપણ આખો સેટ લેનારને પોસ્ટેજ તથા સે. ટેક્સ ફ્રી ]



## સોનામાં સુગંધ

* શરદબાબુ તથા ટાગોરની અમર સંક્ષિપ્ત નવલકથાઓ મૂળ લેખકના જ શબ્દોમાં –

૧ મંઝિલ (શરદબાબુ) ૩–૦
  સં. અનુવાદક ભોગીલાલ ગાંધી
૨ શ્રીકાન્ત (શરદબાબુ) ૩–૦
  સં. અનુવાદક : રમણલાલ સોની
૩ નૌકા ડૂબી (મહાકવિ ટાગોર) ૩–૦
  સં. અનુવાદક નગીનદાસ પારેખ
૪ મધુરાણી (મહાકવિ ટાગોર) ૩–૦
  સં. અનુવાદક નગીનદાસ પારેખ

[ સસ્તી આવૃત્તિ : દરેકની કિં. ૨–૦ ]






તૂટતી ઈમારતને, ટેકા મૂકી સમારકામ કરાવીને ટકાવી શકાય છે. જમીનદોસ્ત થયેલી ઈમારતને નવેસરથી પણ ચણતર કરી ઉભી કરી શકાય છે પણ જ્યારે નાની મોટી બિમારીને લીધે શરીર રૂપી ઈમારત ખળભળી ઊઠી હોય ત્યારે ગમે તે વયના સ્ત્રી-પુરુષ અને બાળક માટે ચિંતાજનક સ્થિતિ ઊભી કરે છે. શરીર તરફ બેદરકાર રહેનારને ગુમાવેલી તંદુરસ્તી પાછી મેળવવા હજારો રૂપીયાના ખરચમાં પાછળથી ઊતરવું પડે છે.

× × ×

‘ચરક’ના ‘કેસરી સુવર્ણ કલ્પ’નું શિયાળા દરમિયાન જો સેવન કરવામાં આવે તો આખુંય વરસ શક્તિ ટકાવી રાખે છે. ગમે તેવા નાના મોટા ભયંકર કે ઊડતા રોગો સામ ટક્કર ઝીલી શકે છે, એટલું જ નહીં પણ માંદગીમાં ગુમાવેલી શક્તિ જલદી લાવવા માટે આ અજોડ ચાટણ છે. આ કલ્પ ‘શક્તિનો શહેનશાહ’ હોઈ કાયાકલ્પ માટેનું અદ્ભુત ચાટણ પુરવાર થયું છે.

× × ×

પાચનશક્તિને સુધારનાર આ સ્વાદિષ્ટ ચાટણ લોહીમાં રાતા રજકણો વધારી સપ્ત ધાતુઓને પરિપૂર્ણ કરી શરીરને નવપલ્લવિત કરે છે. જેથી કાયાને કાંચનવર્ણી અને લોખંડ જેવી મજબૂત બનાવે છે. આ કલ્પ હિન્દભરના દરેક જાણીતા દવાવાળાઓ વેચે છે. કિંમત. ટ્રાયલ સાઈઝ બાટલીના રૂ. ૪-૮-૦ ૨૦ તોલાના રૂ. ૮-૦-૦, ૪૦ તોલાના રૂ. ૧૫-૦-૦, ૮૦ તોલાના રૂ. ૨૭-૮-૦ અને ૨૦૦ તોલાની બરણીના રૂ. ૬૨-૮-૦ છે. આજેજ એક બાટલી ખરીદી, શરૂ કરવા ખાસ ભલામણ છે. ખરીદતી વખતે ‘ચરક’નું લેબલ તપાસીને લેશો.

'ઊર્મિ' : વર્ષ ૨૪
'નવરચના' : વર્ષ ૧૮

# ઊર્મિ નવરચના

સાહિત્ય, સમાજ અને
સંસ્કારનું માસિક

અંક ૧૦ : જાન્યુઆરી ૧૯૫૪ : સળંગ અંક ૨૮૬

ક્રમ



## પૂંઠા ઉપર ચિત્ર

'લલિત' ચિત્રકાર : સી. નરેન્

હજુ પોતાનો પ્રિયતમ આવેલ નથી. ઘણી ઘણી રાહ જોઈ—મનમાંથી તેની યાદ ભુલાવવા પક્ષીઓ પણ નાકામ નીવડ્યાં છે અને આંસુઓની ધાર ગુલાબી કપોલ પરથી ચમકતી વહેવા લાગી...આ રાગ રાત્રિનો છે—તેમ ઘણા મત પ્રમાણે સવારે પણ ગાઈ શકાય છે. પંખીઓથી કલશોર કરતું જંગલ હોય, કોઈની યાદે વિરહમાં ઝૂરતી પ્રિયતમા હોય અને લલિત રાગ હોય........

સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા ( શિ ૧૫ )
* છુટક નકલ બાર આના : વિદેશમાં એક રૂપિયો.
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* સર્વ લખાણોનાં કૉપીરાઈટ સુરક્ષિત રાખેલા હોય છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું અને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
અ મ દા વા દ ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ લિ. ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ ૧
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.




તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે

સંપાદક : જયન્ત પરમાર




# ભગવાનના નામે !

શ્રદ્ધા અને અર્ધશ્રદ્ધા,
ધર્મઘેલછા અને અંધશ્રદ્ધા,
દંભ અને દેખાવ કરતાં અનેક
સ્ત્રીઓ અને કાચી–કુમળી વયનાં છોકરાંઓ
ત્યાં એક સાથે ઊમટયાં હતાં.
ભક્તિ તો એટલી બધી
કે ભગવાન પણ વિચારમાં પડી જાય !
ભગવાનને થતુંઃ
મારા નામે મારા દૂતો પૂજાવા લાગ્યા !
પણ ભગવાન કશું કરી શકે એમ નહોતું :
એ તો બાપડો પથ્થરમાં કંડારાઈ ગયો હતો !
અને એના દૂતો
એના નામે
દરેક જાતનો સ્વાર્થ સાધી શકતા હતા.
એમના સ્વાર્થનો ભોગ બનતાં
એ નવરાં સ્ત્રી–છોકરાંઓ
કોઈપણ જાતની પ્રવૃત્તિને અભાવે,
સ્વતંત્ર વિચારશક્તિને અભાવે,
સમય વીતાવવાને બહાને,
ત્યાં જમા થતાં હતાં.
પ્રવૃત્તિ અને પ્રેરણા,
ઉત્સાહ અને આનંદ
અને સ્વવિચારની ઊંડી સમજ
એમને મળે, એમને સાંપડે,
તો એ ભગવાનને ભજે ! શક્તિનો સદુપયોગ થાય.
ભગવાનના નામે ચરી ખાતા આવા ઢોંગીઓની
ત્યારે જ આંખ ઊઘડે !

જ્ઞ


સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક




### શુભેચ્છાઓનાં ઝરણાં

એટમ બોમ્બ ઉપર પોતનો અંકુશ સ્વેચ્છાથી છોડી દઈ લોકહિતાર્થે વિશ્વસંસ્થા પાસે તેની સોંપણીની વાત મૂકવા માટે અમેરિકાને ધન્યવાદ ઘટે છે. એક સારી બાબતથી આખી દુનિયા હર્ષ અનુભવે છે, એનું ભાવિ ઊજળું થતું જણાય છે, આપોઆપ ચારે તરફથી સહકાર ને પ્રશંસાના પ્રવાહ વહેતા થાય છે.

મહારાજ્યોએ જે યુદ્ધશક્તિ ઉત્પન્ન કરી છે એમાં કાં તો વિશ્વના કેટલાયે દેશોને ઘણું સહન કરવું પડે ને કાં તો એ શક્તિનું યોગ્ય નિયંત્રણ કરી 'વિશ્વની ભલાઈ માટે છોડી દેવામાં આવે. તો દુનિયા ઉપરની આફતો ટાળવાની માનવીએ કરેલી પહેલ દિગ્વિજયી બને.

કેટલીય બાબતોમાં વિશ્વની અંદર સમજુતી થાય છે. યુદ્ધની બાબતમાં એ આપસમાં સમજુતી બને છે પણ અણુશક્તિ ઉપર નિયંત્રણ સ્વીકારાશે તો યુદ્ધ વિસારે પડી જાય એવી શક્યતા એમાં પડેલી છે. આ વિચાર 'પક્ષની સાલનો જ નહિ, પણ માનવપ્રગતિના ઇતિહાસમાં મહત્વનો બની રહે એમ આપણે ઇચ્છીશું.

જેમ વિરલ પ્રતિભાશાળી વ્યક્તિઓ જન્મે તે કાળમાં કેટલીયે નાની પણ તેજસ્વી વ્યક્તિઓ કાર્ય બજાવી જાય છે તેમ મહત્વના નિર્ણયનો તબક્કે આપણા સહુના શુભ વિચારો અને ઇચ્છાઓ વહેતાં થવાં જોઈએ.

અણુબોમ્બ સામે ભારતે ઉઠાવેલા પોકારનો પડઘો દિગંતમાં ગાજ્યો અને દુનિયાને વાજબી લાગ્યો એ અવસર આપણા માટે ધન્ય છે.

### અધ્યાપકો માટે આકર્ષણ

અધ્યાપકોનો પક્ષ લઈ રાધાકૃષ્ણને કહ્યું છે કે જેમ વહીવટી અમલદારોને સારું મહેનતાણું આપી રોકીએ છીએ તેમ ઉચ્ચ શિક્ષણ તરફ આકર્ષણ રહે એટલા પગારો રાખવા. આ મત એક ફિલસૂફનો હોઈ ના શકે.

શિક્ષકોનું બહુમાન કરવું જોઈએ, એમને [સવિશેષ સગવડો મળવી જોઈએ, એમને ચિંતાનું કારણ ના રહેવું જોઈએ. પણ એમની આગળ નાણાં પીરસવાથી એમનો જ્ઞાન અને પ્રેરણાનો ઝરો કમી થઈ જવાનો સંભવ છે એ કેમ ભૂલી જવાય ?

પ્રાથમિક કે માધ્યમિક શિક્ષણ આપતા શિક્ષકો કરતાં ઊંચું શિક્ષણ આપનારાઓની વિશેષ કદર થવી જોઈએ, પણ એ રીત એવી ના હોય કે એમના વ્યવસાયમાં તેઓ અવળી છાપ પાડી અસંતોષનાં પૂર રેલાવી મૂકે. રાજકારણમાં પડી તેઓ પોતાનું કામ ગૌણ ના બનાવી મૂકે એ પણ જોવું રહ્યું. હાલ જે ઉદાસીનતા આવી ગઈ છે તે નિવારવા જતાં અધ્યાપકપણું ઘડી જાય તો થઈ રહ્યું.

### નવું 'સાંદીપની'

જે જરૂર છે તે એક 'સાંદીપની'ની : એક આચાર્ય ને એક એવું ગુરુકુળ. એ શિષ્યોને રાખે, સ્વાશ્રયી બનાવે, નિરોગી બનાવે, જ્ઞાની અને ચારિત્ર્યશીલ બનાવે અને સંસારમાં માર્ગ કરી શકે એટલી શક્તિ આપી એને આશ્રમની બહાર જવાની અનુજ્ઞા આપે.

નવાં ગુરુકુળો સ્થાપવાના પ્રયત્નો અગાઉ થઈ ચૂક્યા છે પણ એમણે બે હજાર વર્ષ ભૂલી જવાની કોશિશ કરી એટલે સારા આચાર્યો અને તેજસ્વી વિદ્યાર્થીઓ હોવા છતાં એ લોકપ્રિય ના થઈ શક્યાં, દીર્ઘાયુષી ના બન્યાં. ધાર્મિક શિક્ષણ ઉપરનો બોજ સંસ્થાને નિર્બળ બનાવી દે છે એ આપણે હવે સ્વીકારવું જોઈએ.



રાષ્ટ્રીય શિક્ષણનો અખતરો કંઈક રોષમાં કંઈક પ્રચારમાં શરૂ થયો અને નિષ્ફળ જણાયો. ઝળકી ઊઠે એવા વિદ્યાર્થીઓ અને વિદ્વાન પ્રોફેસરો તો ત્યાં પણ હતા. પણ આવી આદર્શ સંસ્થાઓ પાંખો આપવાને બદલે પગની તાકાત કાપે અને વિદ્યાર્થીને લઘુતાગ્રંથિ આપી વિદાય કરે એ કેમ ચાલે?

આધુનિક 'સાંદીપની'ની રચનામાં ભિક્ષાપાત્ર કે ભારે ફી ના હોય. એમાં ઉત્પાદન અને તાલીમ એ બન્ને દ્વારા એક વિદ્યાપીઠનગરનું સંચાલન હોય. ત્યાં રહેનાર શીખે, રમે અને સંસ્થાનું કામ કરે. આ કામ ખેતીનું, કારખાનાનું, વહીવટનું અને એવા વિવિધ પ્રકારનું હોય. એ કામ વડે જ શુલ્ક ચૂકવી દે અને બહાર નીકળી પાંચ વર્ષમાં ગુરુદક્ષિણા પણ મોકલી આપે.

સાંદીપની જેવા આચાર્યો અત્યારે પણ હશે. રાજકારણના પ્રવાહોમાંથી નીકળી જઈ એમણે દ્રષ્ટાઓની કોટિમાં બિરાજવું રહ્યું. ગુરુકુળો ચલાવવાં રહ્યાં અને પ્રાંતના ધનિકો, મંદિરો અને રાજ્ય—એ ત્રણેયે મળીને આ ગુરુકુળોનું સંવર્ધન કરવું રહ્યું. અહીં ગામો જરૂરી છે ને વીજળી પણ જરૂરી છે, મંત્રની જરૂર છે તેમ યંત્ર ને તંત્ર ચલાવવાની તાલીમ-તાકાત પણ આવવાં જોઈએ. નાનપણથી તે બાવીશ વર્ષના સશક્ત ખડતલ તાલીમબાજ યુવાનોની ભેટ ધરે તે સંસ્થાને સમેટી લેવાનો પ્રસંગ ના આવે, એની અનુકૃતિઓ વિશ્વભરમાં ફેલાઈ રહે.

## સરસ્વતીની ઉપાસના

આપણે પગાર-વધારો એ જ એક ઈલાજ જોઈ રહ્યા છીએ એ કેવી કરુણતા છે. અધ્યાપકો અને આચાર્યોને પોતાનું અને પ્રજાના જીવનનું ધોરણ નક્કી કરવા દો, એમનું ધોરણ નક્કી કરનારા આપણે કોણ? આપણે એમને નહિ, એમની સંસ્થાઓ-ગુરુકુળોને ધન પહોંચાડવાનું કહી શકીએ. એમની કીર્તિ ફેલાવીએ, પૂજ્યભાવ વધારીએ, રાજ્યપાલ ને પ્રધાન એમને જાહેરમાં પ્રણિપાત કરે, સર્વ સાધનો ઉપર એમનો પહેલો હક સમજીએ, એમણે સ્થાપેલા શિરસ્તા Traditionsને અનુસરવામાં ગૌરવ માનીએ.

આપણે નિષ્ણાતો જોઈએ છે, આજીવન જ્ઞાન-વિજ્ઞાનની ઉપાસના કરે એવા સંકલ્પશુદ્ધ દૃઢાગ્રહીઓ જોઈએ છે, નીરોગી શિસ્તબદ્ધ અને ચારિત્ર્યવાન નાગરિકો જોઈએ છે. આપણે જોઈએ છે સ્વપ્નાંઓના ઘડનારા, એને સિદ્ધિમાં ઉતારવાની મહેચ્છાવાળા ને પડકારને ઝીલનારા, ભય ને વૃત્તિઓના વિજેતા, શ્રદ્ધાથી સત્ય અને ધર્મને અનુસરનારા, એનો આગ્રહ કરનારા. જો આ આપી શકે તો આપણી વિદ્યાપીઠ અને એને ખાતર બધું ન્યોછાવર કરવાની તે આપણી જવાબદારી.

બાકી આજની કૉલેજ-શાળાઓમાં અસંતોષથી ઘંટ વાગવાની કે આવતી રજાની તારીખની રાહ જોનાર શિક્ષકો-શિષ્યો, તેમનાં નવાં પાઠ્ય-પુસ્તકો, એમની આરામપ્રિયતા, ખર્ચ અને થાક—આવી સ્થિતિમાં પ્રજાનું ઘડતર કેવુંક રહે એ બતાવવા જેવું નથી. આજે તો વધારે શાળાઓ, વધારે શિક્ષિતો, વધારે અને ઊંચી ડીગ્રીઓ, વધારે ફી અને પગારો, કામના ઓછા કલાક અને વધારે છૂટીઓ—એની જાણે હરીફાઈ ચાલી રહી છે એમાં સરસ્વતી અને તેની ઉપાસના બન્નેનો લોપ થઈ રહ્યો છે.

## અંગ્રેજીને ઐચ્છિક રાખો

કેટલાક રાષ્ટ્રભાષા-પ્રેમીઓને ઉતાવળ છે કે હિંદીને ઝડપથી પ્રચલિત કરવી. એમ થાય તો જાણે લેખકોને બહોળા ક્ષેત્રમાં વેચાણની તક મળે અને જો સારો બદલો મળે તો લેખકો સારું કામ આપે. કેમ જાણે વળતર વડે જ લેખ-કાવ્યની ગુણવત્તા વધવાની હોય ને.

આ દેશમાં વિવિધ પ્રદેશો છે એ ભૂલી ના શકાય એવી બાબત છે. પ્રદેશોની ભાષા હિંદી કરતાં વધુ





ખેડાએલી અને એનું સાહિત્ય વધુ વિકસેલું છે. પ્રાદેશિક ભાષામાં અંગ્રેજી ભળી ગઈ છે અને એની દ્વારા દુનિયાના પ્રવાહો ઝીલાય છે. શું દેશમાંથી કે શું પ્રદેશોમાંથી અંગ્રેજીને નિર્મૂળ કરવાનું શક્ય નથી. આપણી ધૂન સંતોષવા સત્તા વાપરીને એને ગૌણ બનાવી દઈએ, બહુજનની પહોંચમાંથી છીનવી લઈએ અને થોડા ધનિકો કે મુત્સદ્દી વર્ગ સારું અનામત રાખીએ તે વાત જુદી છે.

અંગ્રેજીને ઐચ્છિક વિષય તરીકે રાખવાની છૂટ અપાય તો ઘણો સંભવ છે કે ઘણા એનો લાભ લેશે. આવી છૂટ સાથે એની પરીક્ષાનું વધારાનું પ્રમાણપત્ર પણ હોવું જરૂરી છે. આમાં ઊંચું ધોરણ રાખવામાં આવ્યું હશે તો એની માગણી વધશે એ નિર્વિવાદ છે. આપણે આશા રાખીએ કે આવું સમાધાન સ્વીકારવામાં આવે.

પ્રાદેશિક ભાષા આગળ હિંદીનું સ્થાન ગૌણ બની રહે છે. એને શિક્ષણના માધ્યમ તરીકે અપનાવી નહિ શકાય. પછી હિંદીનું મહત્વ રહે છે આંતર પ્રાદેશિક વ્યવહારની સરળ ભાષા જેટલું. આજના હિંદી કરતાં એનું શિષ્ટ સ્વરૂપ પ્રચલિત બને એવું સૌ કોઈ ઇચ્છે પણ એ તો બોજો ઉઠાવી બીજી જરૂરી ભાષાઓનો અભ્યાસ મોળો કરી નાખવાનું પગલું લેતાં ઘણા અચકાશે.

### બે બાજુની ઢોલકી

રેલ્વે-તાર-ટપાલ વગેરેની શતાબ્દિઓ ઉજવી આપણે એમની અગત્ય સ્વીકારી છે. એ જ રીતે છાપાં, મીલો, સિક્કા, શસ્ત્રો, હોટેલો વગેરેનો ક્યારે પ્રવેશ થયો તે પણ આપણે તપાસ રાખીને ઉજવતા જઈશું!

આપણે એમ પણ કહી શકીએ કે જેનો સો વર્ષથી અહીં વસવાટ છે તેને પાશ્ચાત્ય શું કામ ગણવી! પણ આપણે એવું નથી કહેતા કે સમજતા એનું જ દુઃખ છે. રેલ્વે માટે બીજો શબ્દ શોધવા હવે નીકળીએ તે પણ કૃતઘ્ન છે.

આપણી આધ્યાત્મિક મુડીનું ભાન આપણને હોય તે કરતાં બીજાને કરાવવાનો મોહ આપણે ઘણો રાખીએ છીએ. અને સાથે સાથે એમણે શોધેલી-સોંપેલી ચીજોના વપરાશમાં કે બનાવટમાં આગળ વધીએ ત્યારે આપણે ગૌરવ(?) પણ કરીએ છીએ કે આ અમારી સિદ્ધિ છે, એશિયાના બીજા દેશોના મુકાબલે અમારી આગેકૂચ સરસ થઈ રહી છે.

હાથછડ, હાથવણાટ, હાથકાગળ એ બધું ખોટું નથી. એ દિશામાં પ્રવૃત્તિ કરનારે પશ્ચિમની ગણાતી કેટલીય બાબતો સાથે મેળ રાખવો પડશે તે સ્પષ્ટ છે. અને એ સમજીને બને તરફની મર્યાદાઓનો સ્વીકાર કરવો ઉચિત છે.

નવી શોધ થાય તેને કેવી રીતે પ્રજાના ઉપયોગની બનાવવી, એનો કેટલો વપરાશ જીવનમાં થવા દેવો, એના આવવાથી માનસિક સમતા કેવી રીતે જાળવવી એ બધું સમજીને ગોઠવી લેવા જેવું છે.

### હિંદીકરણનો ઉન્માદ

રાજ્ય તરફથી હિંદી ભાષાનો પ્રચાર વધે એ સ્વાભાવિક છે પણ કેટલાક સરળ અંગ્રેજી શબ્દોનો ખૂબ જ અધરો હિંદી પ્રયોગ કરી રાષ્ટ્રભાષાની કુસેવા થઈ રહી છે. મનીઑર્ડરના ફૉર્મ હિંદી છાપવામાં ભલે આવ્યાં પણ એમાં પ્રેષક, પ્રાપ્તિકર્તા, નિષ્કૃતિ અને સ્વીકૃતિ, અતિરિક્ત, નિર્દિષ્ટ એવા શબ્દો મૂકી આમવર્ગની સ્થિતિ કફોડી કરી છે. આવું બીજાં ખાતાંઓ શરૂ કરશે એટલે દેખાદેખીથી ભાષા પ્રયોગના ફાંટાબાજ અપનારાઓનો પાર નહિ રહે.

હજુ તો નિરક્ષરતા ટાળવામાં ચોથા ભાગની યે સફળતા મળી નથી ત્યાં પ્રજા ઉપર આ જાતનું હિંદીકરણ કેટલું કપરું થઈ પડશે? બ્રહ્મદેશમાં રેમણભાઈએ ટિકિટને મૂલ્યપત્રિકા જણાવી ત્યારે કેટલાકને એમાં અતિશયોક્તિ દેખાઈ હતી. હવે તો ઠગલાબંધ




આવા શબ્દોનું કારખાનું ખૂલવા માંડશે એ વિચાર માત્ર દુઃખદ છે.

નહિ, આ રીતે હિંદીને લોકપ્રિય કે ચલણી નહિ બનાવી શકાય. અધિકારની રૂએ એ ભાષાને અમલી બનાવવામાં જોખમ છે. જેમ ફારસીમાંથી અનેક શબ્દો આપણે અપનાવ્યા એમ અંગ્રેજી શબ્દો અપનાવી લેવામાં કશી આભડછેટ નથી. ને નામ બદલ્યાથી એવી ચીજો પરદેશી છાપ કાઢી નાખી અસલ ભારતીય બની જવાની નથી.

### નાનું રાજકારણ

જ્યારે જ્યારે સુધરાઈની કે લોકલબોર્ડની ચૂંટણીઓ થાય છે ત્યારે ગામે ગામ પ્રજાના દિલ ઉપર ભારે ગંદવાડ ફેંકવામાં આવે છે. જેમના હાથમાં વહીવટ સોંપવાનો હોય એમની રીતભાત અને કાવાદાવા જોઈ સજ્જનોને શરમાવા જેવું લાગે છે. બાહોશ અને વિવેકી માણસો આવી ખટપટથી દૂર ભાગે છે અને નાની કક્ષાના માણસોને ઘૂસી જવાનો મોકો મળી જાય છે. નવાઈની વાત છે કે આવી સંસ્થાઓથી માંડીને તે ઠેઠ પ્રધાનમંડળો સુધી શિક્ષણ ને આરોગ્યનાં દફતરો શોભાની ખાતર કોઈને સોંપાય છે, પડાપડી થતી નથી.

કહે છે કે ગુજરાત છૂટું પડશે એટલે એની ધારાસભાની ચૂંટણીમાં પણ નાત જાત અને જિલ્લાની તકરારો દાખલ થવાની. જેમ વર્તુળ નાનું તેમ સ્થાનિક અસરો ખૂરો ભાગ ભજવવાની. અને વાત ચાલશે કે આવી તક રહે તે રીતે પહેલેથી ચોકઠું ગોઠવાઈ જવાનું.

હજુ હમણાં જ એક કૉન્ગ્રેસી સભ્યની દખલગીરી માટે કલેક્ટરને ઉશ્કેરાઈ જવું પડ્યું હતું. એ કલેક્ટરને રજા ઉપર મોકલતાં ભારે વિદાયમાન મળ્યું અને એમાં કૉન્ગ્રેસીઓ વહેંચાઈ ગયા. અમલદારો સામે કાયદેસર પગલાં લેવાય તે જુદી વાત છે. પણ અંગત ઓળખાણ ઉપર ભરોસે રહી, વહીવટી બાબતોમાં ધાર્યું કરવા મથે તેની તરફદારી કેમ થઈ શકે ?

અલગ ગુજરાત માટે આવા પ્રસંગો ચેતવણીરૂપ છે.

### કાયદાની જંજાળ ઘટશે ?

ફોજદારી ગુનાઓના અદાલતી કામકાજમાં ફેરફાર કરવા સરકારે વિચાર કર્યો છે. આપણે આશા રાખીએ કે કામ ઝડપી બને, ઓછું ખર્ચાળ બને અને તેમ છતાં બાબાશાહી કારભાર જેવું ના લાગે. ચીનની યાત્રાએથી જઈ આવેલા ભાઈઓ ત્યાંની લોકઅદાલતોથી ચકિત થયા છે. કહે છે કે વકીલોના અભાવથી ઝગડાઓ ઉગ્ર રૂપ પકડતા નથી અને અદાલતનું કામકાજ સરળ બને છે. વહીવટી રસમોનો આગ્રહ થતો નથી એટલે આમજનતાને ભૂલો કરવાપણું રહેતું નથી. અમલદારના મનસ્વીપણાથી અન્યાય થઈ જવાનો સંભવ રહે છે કે નહિ એનો ઉલ્લેખ થયો હોત તો સારું.

ગમે તેમ પણ ન્યાય એ વગદાર માણસોને સોંપી દેવાય એવી વસ્તુ નથી. દમામથી અંજાય નહિ, ધમકીથી ડરે નહિ, પૈસા કે સાલસીથી ચળે નહિ, પક્ષાપક્ષીમાં ભળે નહિ, એવા બ્રાહ્મણવર્ગના હાથમાં એ શોભે. વિદ્યાના ચમકારા અને કાયદાની આંટીઘુંટીમાંથી ખરો મુદ્દો શોધી કાઢવાની આવડત એ જ લાયકાત છે એમ નહિ પણ માનવ સ્વભાવની સમજણ અને રહેમદિલી પણ હોવાં જોઈએ.

આપણે ત્યાં નિયમોનાં વધી ગયેલાં જાળાંમાં ફસાઈ પડેલા ફોજદારી ન્યાયને થોડી મુક્તિ આપવાની જરૂર છે. થોડા સમયમાં જણાઈ આવશે કે આપણે કાયદાઓની જંજાળ ઓછી કરીને ન્યાય તોળી શકીએ છીએ કે નહિ.

### બે ગૌરવ-પ્રસંગો

૧૦ મી ડિસેંબરે કરાચીમાં એક સન્માન સમારંભ ઉજવાયો : પાકિસ્તાન થયા પછી આજ સુધીમાં

# એ પળ ચાલી આવે છે!

ધૂમકેતુ

> વિશ્વસાહિત્યમાં જેની કવિત્વભરી શૈલી એક અને અદ્વિતીય રહી છે એ ખલિલ જિબ્રાનની આ એક ખૂબ સીધી સાદી વાત છે. અને એ વાતને ગુજરાતી સ્વરૂપ આપનાર આપણા કુશળ વાર્તાકાર છે 'આ સુમેળ જ એને મહામૂલી બનાવી જાય છે. 'જિબ્રાનની જીવન વાણી'ની પ્રગટ થનારી નવી આવૃત્તિ માંથી આ વાર્તા 'અહીં' મૂકી છે.

સોનાના ભાવ વધતા જતા હતા.

લાખોની લગડીઓને 'પોતાને ત્યાં' કેદ કરનારા શ્રીમંતે, પોતાના દુર્ગસમા ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે પ્રવેશ કરનાર એ એકલો જ હતો, ખરી રીતે એ એકલો ભાગ્યે જ રહેતો; એની સાથે એક મોટું ટોળું ભટકતું જ ફરતું, નોકરનું નહિ—ચિન્તાઓનું! ભાવ વધવાની ચિંતા ઘટવાની ચિંતા. સરભર રહેવાની પણ ચિંતા. સરકારના ધારાની ચિંતા. જકાત આવવાની ચિંતા. ન આવવાની પણ ચિંતા. ચિંતા ચિંતા ને ચિંતા! ચિંતા એની સાથે પડછાયાની જેમ રહેતી. કસાઈખાનામાં ઊડતાં અસંખ્ય ગીધડાંની માફક એના ઉપર પણ અસંખ્ય ચિંતાઓ હમેશાં ઊડ્યા કરતી.

પણ એના એવા દુર્ગસમા મહાલયમાં રંગબેરંગી માછલીઓના વીજળી ફુવારા પાસે આવીને એ ઊભો રહ્યો, અને ત્યાં ઊભેલી જલસુંદરીઓના હાથમાં રહેલા કુંભમાંથી ઢળ્યાં જતાં પાણીને નિહાળી રહ્યો. કેવો અખંડિત પ્રવાહ ચાલી રહ્યો હતો! કલ્પનાના ધોધ સમું પાણી વહી જતું હતું. વિચારના અબ્ધિતરંગ સમું, એ હોજમાં ઊછળી રહ્યું હતું.

—અને એના પોતાના જીવનનાં ગઈ કાલનાં, ભૂતકાળનાં સંસ્મરણો એને અચાનક યાદ આવી ગયાં!

ગઈ કાલે જ જાણે કે, એ પેલા ખેતરને શેઢે બેઠો બેઠો, પોતાના બળદને ચરતા નિહાળી રહ્યો હતો. ધોરિયામાં પાણી ચાલ્યું જતું હતું. ઝાડના ઝુંડમાંથી પંખીઓનું ગાન આવતું હતું. હવાની લેરખીઓ સુગંધ લાવી રહી હતી એવું જીવન એ જીવી રહ્યો હતો. થોડી જરૂરિયાતોનું, અને થોડી ચિંતાઓનું. પ્રમાણમાં શાંત જીવન એ ગાળી રહ્યો હતો!

અને આજે! આજે એણે સોનાને કેદ કર્યું હતું.

---

નવી જ ભાત પાડે એવું પ્રથમ ગુજરાતી પ્રકાશન કરનાર શ્રી 'સાલિક' પોપટિયાને સન્માનવાનો—એમના કાવ્ય સંગ્રહ 'નવનેધારા' માટે. પાકિસ્તાનનાં દરેક ગુજરાતી છાપાંઓએ આ સમારંભ માટે ગૌરવ લીધું, સમારંભની છબીઓ અને લાંબા રીપોર્ટો છાપ્યા. 'સાલિક'ભાઈએ વળતા નમ્ર જવાબો પણ વાળ્યા, ગુજરાતી ભાષા માટેનો એમનો ઊભરાતો ઉમળકાભર્યો પ્રેમ એમાં વરતાયા વગર નથી રહેતો.

ગુજરાતને ગૌરવ લેવા જેવો એવો જ બીજો પ્રસંગ બની ગયો ૫ મી ડિસેંબરે મદ્રાસમાં. શ્રી દશરથ પટેલ એક ગુજરાતી કળાકાર છે. મદ્રાસની કળાશાળામાં એમનો અભ્યાસ વધુ પ્રગતિ કરી શક્યો છે. વિશ્વનાં નગરોમાં ભરાતા કળાપ્રદર્શનોમાં એમની કૃતિઓને માનભર્યું સ્થાન મળે છે પણ આ પ્રદર્શન તો એમની એકલાની જ કૃતિઓનું અને મદ્રાસ જેવા કળાપારખુ પ્રદેશમાં ભરાયું. એનું ઉદ્ઘાટન મદ્રાસના ગવર્નર શ્રી પ્રકાશમે કર્યું અને મદ્રાસના મુખ્ય ન્યાયાધીશ શ્રી રાજામન્નારે મુખ્ય રજૂઆત કરી. દક્ષિણ ભારતની કળાકાર સોસાયટીએ એની વ્યવસ્થા સંભાળી. ગુજરાતી ચિત્રકારની કળાનો માટે આ નાનુંસૂનું ગૌરવ ન કહેવાય.

★

અને ચાંદી સોનાએ એને કેદ કર્યો હતો ! ચિંતા અને હાડ ધ્રૂજાવે એવી ગરીબી એની પાસે હતી ! અને છતાં લાખોને ઈર્ષા આવે એટલું સોનું એની પાસે હતું !

ગઈ કાલે એનો રાહ એ મુક્ત પંખીનો રાહ હતો. એ ઠીક પડે તો પોતે ગાય, ઠીક ન પડે તો ન ગાય. આજ એના રાહ ઉપર નિયમની શૃંખલા પડી હતી. એણે અમુક ગાન અમુક ઢબે ગાવું જ જોઈએ. એ જે સમાજમાં હતો, એ સમાજનું ગાન એ તો ક્યારનું વિદાય થઈ ગયું હતું ! એના મુક્તાત્માએ, હવે ભાર વહેનાર ગધેડાનો વેષ ભજવવાનો હતો. એની પીઠ ઉપર પડેલા સોનાને સાચવવા કાં એણે ગધેડો થવું જોઈએ અથવા તો સોનાને ઢળી જવા દેવું જોઈએ ! રે વિચિત્ર પરિસ્થિતિ !

અને એનો આત્મા સંસ્મરણોની દુનિયાને નિહાળીને વિચારી જ રહ્યો : 'પેલાં છુટ્ટાં વહી જતાં ઝરણાં આજે ક્યાં હતાં ? પેલી આમલીની ઘટા ક્યાં હતી ? પંખી, પશુ અને વનનું જીવન એ સઘળાં પણ ક્યાં હતાં ?'

'એ બધાં શું કેવળ આ સોના માટે થઈને મેં ખોયાં ?' એનું મંથન આગળ ચાલ્યું : 'અને એ પણ આવા સોના માટે કે, જે મારે વહેવાનું, વહેવાનું ને વહેવાનું જ છે ?'

'આજ તો મારી પાસે નિરર્થક એકાંત એકલી જ રહી ગઈ છે ! એ એકાંત કે જે એક વખત જીવનનો આનંદ આનંદ ભરીને આવતી, આજે એ જ એકાંત, જીવનને ભાર, ભાર, અને ભાર આપી જાય છે ! ઓહો ! એકાંત એકાંતમાં કેટલો ફેર છે ? એક જીવન આપે છે; બીજી જીવન લઈ જાય છે !'

'હા, એટલું ખરું, આગ જીવનના સ્મશાનમાંથી ઊભા થયેલા એક ભવ્ય મહાલયમાં, હું બે ઘડી, ક્યારેક ક્યારેક ગુમાવેલો આનંદ અને ખોયેલું જીવન શોધવા નીકળું છું અને અરે ! ત્યારે જ મને સાંભરે છે કે, હું જેને અત્યારે શોધું છું એ તો એક વખત મારી પાસે હતું, પાસે શું ? મારામાં જ હતું ! પણ એ તો હવે હતું. આજ હવે નથી. આજ હવે એમાંનું કાંઈ શોધ્યું પણ જડતું નથી.'

'એક વખત એવો પણ ન હતો કે જ્યારે જેવા તેવા કપડામાં ઢંકાયલી, પેલી વગડાવાસિની નાનકડી રૂપકડી છોકરીનાં છાનાં પગલાં, મારા હૃદયમાં પ્રેમને અને પ્રેમના હૃદયમાં મને, એમ આનંદોર્મિના હીંચોળે હિંચકાવી મૂકતાં ? એ તે હીંચકો હતો કે સ્વર્ગ હતું, એની પણ આજ તો કેવળ કલ્પના જ કરવી રહી !'

'અને આજે કેટલી રમણીઓની વચ્ચે હું જાતને હીંચોળું છું અને છતાં એ આનંદ જીવન પણ—આની પેઠે જ યંત્ર જેવું થઈ ગયું છે ! જીવન પ્રભાતે જે મધુરતા એમાંથી મળતી હતી તેનો એક નાનકડો પણ અંશાંશ એમાં ક્યાં છે ?'

'ગઈ કાલે હું ચિંતામુક્ત હતો. લોકનજરમાં મારે માટે માન ન હોય તો કાંઈ નહિ, પણ ઘૃણા તો ન હતી. આજે હું પોતે કેદી છું. ને સુખી નથી; છતાં હું જ સુખી છું એમ માનીને, મારો તેજોદ્વેષ કરનારાઓની સંખ્યા કેટલા સેંકડોની બની ગઈ છે ?'

'અને આ બધું શાને લીધે ?—સંગ્રહવૃત્તિને લીધે ! સંગ્રહવૃત્તિનો આવો ભયાનક લાંબો પડછાયો પડે છે, એ ખબર જાતી, આજ જીવન સંધ્યાકાલે મને પડી !'

'આ કનકને લીધે મારા જીવનના છિન્નભિન્ન કટકા થઈ ગયા છે. એણે મને કર્કશતાની અને મૂર્ખતાની અંધાર ગુફામાં ધકેલ્યો છે.'

'આજે મને ખબર પડી કે કીર્તિ અને કનક એ બંને તો કામનાનાં સંતાન છે.'

હોજની રંગીન માછલીઓને જોતો જોતો અનેક ફૂલ પોઢયા ક્યારાઓ પાસેથી એ ધીમે ધીમે ચાલી નીકળ્યો.

પણ હજી એની વિચારમાળા તો એના મનમાં ચાલી જ રહી હતી : 'લોકો જેને સમૃદ્ધિ કહે છે, જેના નામે

લોકો ઘેલા ઘેલા થઈ જાય છે, એ આ સમૃદ્ધિ? આ કનકમાયા? દુનિયામાં આ ભેગું કર્યું જ કર્યું. ધારો કે આખી દુનિયાનું અહીં ભેગું કર્યું, તો પણ એ સંગ્રહ મને વીતી ગયેલા કાળની, ભૂતકાળના જીવનની, એક નાનકડી પળને પણ, ફરીને પાછી આપી શકશે? અથવા હૃદયમાં આનંદ આનંદ સ્થાપી શકશે! જીવનમાં સંતોષ આપી શકશે? એક કરોડ સિક્કાના બદલામાં પણ, કોઈ અમર, સ્થાયી ચિરંતન સુંદર વિચાર મારામાં, મારો પોતાનો હોય તેમ, જન્માવી શકશે? અને એક મૂઠી ભરીને રત્નો આપું તો પણ પ્રેમજીવનની એક સાચી પળ મને આમાં ક્યાંયથી મળશે? અથવા તો આ અસંખ્ય માણસોનાં હૃદયને જોવાની શક્તિ આવી શકશે?'

'જો એ કાંઈ જ આનામાં ન હોય—તો તો આ ભાર, એ પણ એક નકામી ધમાલ નથી? અર્થહીન અને અસંગત.'

એને લાગ્યું કે આ જે પળ આજે આવી છે, એવી પળ એને ફરીને પ્રાપ્ત થવાની નથી. પ્રજ્ઞાનો દીપ પ્રગટાવવો હોય તો તેલ પૂરવાનો આ સમય છે. અજ્ઞાનના સંતાન જેવી સંગ્રહવૃત્તિએ એની શાંતિને હણી નાખી છે.

પણ પોતાની રાત દી ચાલી રહેલી સંગ્રહવૃત્તિની વિચારમાળાએ, એના જીવનની પળેપળને કેવા ભયાનક પડછાયાથી ઘેરી લીધી છે એનો ખ્યાલ તો, એને અકસ્માત બીજા એક પ્રસંગે આપ્યો; અથવા કહો કે એ પ્રસંગે જ એને સાચી રીતે જગાડી દીધો!

એ ફરતો ફરતો આવીને પોતાના દુર્ગની બહારના વીજળીતેજમાં લાંબી દૃષ્ટિ નાખતો ઊભો હતો, ત્યાં એક અકિંચન ભિખારી તેની પાસે આવ્યો.

ભિખારીએ પોતાનો હાથ એની પાસે લાંબો કર્યો, અને પેલા શ્રીમંતને લાગ્યું કે, જે ભૂતકાળને—ગઈકાલને, એ થોડા વખત પહેલાં નિહાળી રહ્યો હતો, પેલા હોજ પાસે, એ આ ગઈકાલ જ જાણે, મૂર્તિમંત બનીને, એની આજને કહેવા આવી છે કે, આપણે એક એવો દીપ ન પ્રગટાવીએ, જે આવતી કાલને પ્રકાશમાં નવરાવે! ગઈ કાલ, આજ, અને આવતી કાલ—કેવો વિચિત્ર યોગ!

અને એણે એને આવતી કાલે આવવાનું નિમંત્રણ આપ્યું. એકલાં નહિ; સગાંસંબંધી સાથે. માગવા નહિ; જીવવાનું શીખવા.

એના મનમાં એક સુંદર વિચાર આવી ગયો હતો: 'જીવનમાં જે જે વસ્તુ છે તે તમામ સુંદર છે. સોનું પણ સુંદર છે. કંચન એ પણ વાદ્ય જેવું છે. જેને એ વાપરતાં ન આવડે એને એ કર્કશ સ્વર સંભળાવે. આટલો બધો સંગ્રહ થયો તો, એમાંથી એક નવી વાત મળી. સંગ્રહ તમામ સડો આપે છે. પ્રેમ અને પૈસા બનેની રીત એકસરખી છે. જે એને પોતાની પાસે જ રાખે, એને એ ધીમે ધીમે હણી નાખે. પણ જે વિવેકથી વાપરે એને કનકમાં પણ પ્રેમની જેમ જ, જીવનસંગીત જડે; જે ન વાપરે, તેને એનો ભાર જ મળે.'

અને આ સુંદર વિચારની હવાને સ્થાયી કરવા એણે પેલાને નિમંત્રણ આપ્યું હતું.



ઊર્મિ-નવરચનાનું વાર્ષિક લવાજમ રૂા. ૭–૮–૦ (વિદેશમાં શિ. ૧૫) અને છૂટક નકલની કિંમત બાર આના છે. જાહેર ખબરના દર અને બીજી વિગત માટે કાર્યાલય સાથે પત્રવ્યવહાર કરવો.

# સદ્‌ભાવનું સ્મરણ

ઈશ્વરલાલ મો૦ દવે

ભારતી સાહિત્યસંઘ લિ. ની પ્રવૃત્તિના વધુ વિકાસ માટે મારે રંગુન, માંડલે, મોલમીન તથા સિંગાપોર, મલાકા, કોલાલામપોર, ઈપો, સરંબાન, કોલામિલા, પિનાંગ વગેરે સ્થળે જવાનું થયેલું.

અહીંથી ગયો ત્યારે એ પ્રદેશ મારા માટે સાવ નવીન હતો. ત્યાંના માનવીઓથી અજાણ હતો. વતનથી દૂર, હજારો માઇલ દૂર રહેતા ગુજરાતી ભાઈઓમાં સંગઠન ને સુમેળ કેવાં હશે તેની કલ્પના નહોતી પણ પ્રથમવાર જ્યારે રંગૂન ઊતર્યો ત્યારથી મેં જે સ્નેહ, સહકાર ને ઉત્કટ પ્રેમના દર્શન ત્યાં વસતા ગુજરાતી ભાઈઓમાં કર્યા તે મારા માટે એક હૃદયગંમ અનુભવ હતો.

એ પછી રંગુનથી હું માંડલે, મોલમીન ગયો, ત્યાં આપણી વસ્તી ઓછી છતાં જે સંગઠન જોયું તે ખૂબ આનંદદાયક હતું. વતનપ્રેમની લાગણી ત્યાં છલકાતી હતી. હું એમાં પાવન થયો.

બર્માનો મારો પ્રવાસ પૂરો થયો. હું બેંગકોક ગયો. માત્ર આઠેક ગુજરાતીઓ એકબીજાથી ઘણે દૂર રહે પણ કોઈ પ્રસંગ આવે સૌ સાથે. એ સૌને મળીને ઘણો આનંદ થયો.

ત્યાંથી મલાયા ગયો. પ્રથમ સિંગાપોર પહોંચ્યો. મારી કલ્પના ભોમમાં એ પ્રદેશ જોવાની ઝંખના હતી. ત્રણ અઠવાડીઆં સિંગાપોર રહ્યો. ત્યાંના ગુજરાતી ભાઈઓએ મને ઘણો સાથ આપ્યો. મારી પ્રવૃત્તિ એમની પોતાની જ બની અને મારો ભાર ઓછો કર્યો ત્યાંના મધુર સ્મરણો અંતરમાં કોતરાઈ ગયાં છે. મલાયામાં જે ભાઈઓએ પોતાના સમયનો ભોગ આપીને મને સહાયરૂપ થયા હતા તે સૌનો આભારી છું.

ફેડરેશન ઑફ મલાયામાં પહેલું મલાકા આવ્યું. ત્યાં સૌ જાણે એક કુટુંબની જેમ રહેતા હોય તેમ લાગ્યું. મારા માટે ત્યાંના ભાઈઓની મમતા મોટી હુંફ થઈ પડી.

પછી સરંબાન કોલાપિલા, કોલાલામપોર, ઈપો અને છેવટ પિનાંગ પહોંચ્યો. આ સર્વ સ્થળે પ્રકૃતિનું સૌંદર્ય અદ્‌ભુત હતું. એક વિરાટ ઉદ્યાનમાં જાણે હું પ્રવાસ કરી રહ્યો હોઉં એવો અનુભવ થયો. પહાડોની ઊંચી ઊંચી ટોચ અને ગાઢ જંગલો, આકાશ સાથે વાત કરતાં જંગી વૃક્ષો ને ઊંડી કંદરાઓ આ બધું મનોહર હતું. મનમાં પ્રસન્નતા ને શાંતિ પથરાતાં હતાં.

અને આ પ્રદેશમાં વસતા આપણા ગુજરાતી બંધુઓનો સ્નેહ સદા ચિરસ્મરણીય રહે તેવો ઉત્કટ હતો. વતન પાછા ફર્યા પછી પણ આ બધાં સ્મરણો યાદ આવે છે ત્યારે મનમાં એક પ્રકારની ચેતના જાગે છે. મારા આ પ્રવાસની સ્મરણરેખા લખવાની ઇચ્છા છે ત્યારે આ બાજુ ફરતા ફરતા મારા મનમાં ઊઠેલા પ્રતિબિંબ ને પડઘા વ્યક્ત કરવાનો યત્ન કરીશ.

આજે તો એ સૌના સદ્‌ભાવ માટે આભાર વ્યક્ત કરું છું. ત્યાં વસતા અમારા શુભેચ્છકો, સ્નેહીઓ અને મિત્રોનો હું ઋણી છું.

★

ડેન્યુબને તીરે લીલુંછમ ઘાસ ઊગે છે. એ ઘાસ પર બેસી એક વેદનાપીડિત ને થાકેલી બાઈ પોતાના ગોઠણના ટેકે દુઃખસમાચાર આપતો એક પત્ર લખી રહી છે. એમાં જણાવ્યું છે કે 'મિલ્કા હવે આ દુનિયાની થોડા દહાડાની જ મહેમાન છે.'

બુધવારે મિલ્કા એકાએક માંદી પડી. ગુરુવારે માએ વૈદને બોલાવ્યા અને શનિવારે મિલ્કાએ પોતાનો આત્મા ઈશ્વરને સોંપ્યો. રવિવારે તેની કબર પર રડતાં રડતાં માતા બોલી: 'સાંભળ મિલ્કા, મારી વહાલસોયી દીકરી, મને સાંભળ! તારા હૈયાને કબરની આ કાળી માટીનો ભાર તો નથી લાગતો ને? આ પથરા તારા દિલને મૂંઝવતા તો નથી ને?'

'ના માડી, એ કશાયનો મને ભાર નથી; માત્ર લાગે છે ભાર તારાં આંસુઓનો!'

યુગોસ્લાવિયન લોકગીત [ નવીન પારેખ—'મિલાપ'માં ]

# સંતોષ

સરોજિની નાયડુ
અનુ॰ ગુણવંત છો॰ શાહ

વિશ્વવિમોહક અનિંદ્ય રૂપરાશિની મૂર્તિ સમી એ રૂપસુંદરી વિશાળ મહેલના વિરામાલયમાં હસ્તિદંત સમી શ્વેત શય્યા પર– જે તેના સૌંદર્ય પાસે તો શ્યામ લાગતી હતી—તંદ્રાવસ્થામાં વિસ્તીર્ણ થઈને પડી હતી. કક્ષની દિવાલો સંગેમરમર, માણેક, રત્ન આદિ અનેક સાધનોથી ઝગઝગી રહી હતી. જરીજડિત કંચુકી એ રૂપસુંદરીની સુંદરતામાં અનુપમ વૃદ્ધિ કરતી હતી. એનો સૌંદર્ય-સિંધુ આજે પૂર્ણપણે હિલોળે ચઢયો હતો

પરંતુ—

ગુલાબ સરખા એ રૂપસુંદરીના સુમધુર મુખમંડળ પર વિષાદની છાયા પણ અસ્પષ્ટ રીતે જણાતી હતી. પળેપળે પોતાની દેહયષ્ટિને દર્પણમાં નિરખીને મનમાં ને મનમાં એ ખિન્ન થતી હતી. અતુલ સંપદા અને વિલાસથી ભરચક એવા જીવનમાં પણ એ એકલતા અનુભવી રહી હતી. એના મોંમાંથી શબ્દો સરી પડયા : 'રસરાજ! મારા હૈયામાં આજે અસંતોષ ક્યાંથી?'

રસરાજની પ્રેયસી અને અસંતોષ! રસરાજ પોતાનું આસન તજીને એની નજદીક આવ્યા અને પૂછયું: 'પ્રિયે! અસંતોષ શાનો? એવી તે કઈ અપૂર્ણતા સાલે છે? કહો પ્રિયે, રસરાજ પ્રાણાંતે પણ એ અપૂર્ણતા દૂર કરશે.'

રૂપસુંદરી રસરાજની સમીપ મુખ લાવીને બોલી: 'રસેશ્વર! હવે હું થકાવટ અનુભવું છું. આ રૂપ, મારું આ સૌંદર્ય અને સઘળો વિલાસ મને જીવનમાં ભારરૂપ લાગે છે.' રસરાજ પોતાની પ્રેયસીને ગૌરવથી નિહાળી રહ્યા. રૂપસુંદરી આગળ બોલી: 'મારા જીવનમાં મારું કોઈ હરીફ નહીં? પ્રાણેશ, મારું કોઈ હરીફ હોય એને જલદીથી શોધી મંગાવો.'

રસરાજે સત્વર અમાત્યને આજ્ઞા કરી: 'આપણા દૂતોને દેશ દેશાંતરમાં શીઘ્રતાથી મોકલો અને કાલ સંધ્યા સમય પહેલાં અનન્ય એવી સાત લાવણ્યમયી સુંદરીઓ લઈ આવો.'

રસરાજની આજ્ઞા! બીજા દિવસે સાત યૌવનમૂર્તિઓ ખડી થઈ ગઈ! રૂપસુંદરી શયન ઉપર એમ ને એમ પડી હતી. તંદ્રાથી ઘેનઘેરી એની આંખો પ્રભાતના તારા જેવી શોભી રહી હતી. રસરાજે સપ્ત સુંદરીઓને આગળ કરતાં કહ્યું: 'સૌંદર્યમણિ! આ તારી હરીફ રમણીઓ.'

રૂપસુંદરીએ એકવાર એ તરફ દ્રષ્ટિપાત કર્યો અને પછી દર્પણમાં પોતાના મુખકમળને જોઈને રમણીઓને જોવા લાગી. અનુપમ લાવણ્યમયી એ સાતે પ્રતિમાઓ રૂપસુંદરીની શય્યાની નજદીક ગઈ. રૂપસુંદરીના મનને, નવવિકસિત કળી સરખી સૌંદર્યની યૌવન પ્રતિમાઓએ, પોતે તેની હરીફ છે એ પ્રકારે પ્રતીત કરાવવા પ્રયાસ કર્યો—પરંતુ નિરર્થક! રૂપસુંદરીએ રસરાજ પ્રતિ દ્રષ્ટિ કરી અને પૂછયું: 'રસેશ! મારી હરીફ ક્યાં છે?'

ઋતુરાજ વસંતનું આગમન થયું. ગુલાબ અને મોગરાની સુવાસથી આકર્ષાઈને આવતા મધુકરના ગુંજારવથી વાયુમંડળ મુખર થવા લાગ્યું. બુલબુલ અને કોકિલના કંઠમાધુર્યથી દિશાઓ ખીલી ઊઠી.

રૂપસુંદરી પોતાની એ જ દુગ્ધ-ધવલ શય્યાને સુશોભિત કરી રહી હતી. પુનઃ તેણે દર્પણ પ્રતિ દ્રષ્ટિ નાખી અને બોલી: 'રસરાજ! મારું હૃદય હજીપણ અસંતોષની આગમાં ખાખ થઈ રહ્યું છે.'

એવામાં જરીજડિત આસમાની પરિધાનમાં તેની બે વર્ષની બાલિકા દોડતી આવી અને રૂપસુંદરીના હાથમાંથી દર્પણ લઈ લીધું. બાલસુલભ ચંચળતાથી રાજકુમારીએ દર્પણમાં જોયું અને તેને ચુમી લીધું. રૂપસુંદરી કમળપત્રની જેમ ખીલી ઊઠી અને પોતાની પુત્રીને ખોળામાં સમાવતા બોલી: 'રસેશ્વર! આ છે મારી અદ્વિતીય હરીફ! મારી પ્રિય પુત્રી! મારો સંતોષ!'

*

# માણસાઈનો મારગ

તુકડોજી મહારાજ

માણસ દંભ અને ડોળ, દેખાવ અને મોટપ પાછળ એવો તો ઘેલો બની ગયો છે કે એ સાચી માનવતા—એને 'ભગવાન' બનાવી દેનારી માણસાઈ ભૂલી જ બેઠો છે. ધર્મો અને ધર્મગુરુઓ પાછળની ઘેલછા માનવતાને ક્યારેય ખપતી નથી, માણસજાતને ક્યારેય ઉગારતી નથી. એને માટે તો માનવીની માનવતા જ જરૂરી છે. મહારાષ્ટ્રના સંતપુરુષની આ વિચાર-વાણી આપણને ખૂબ દોરવણી આપી જાય એવી સચોટ છે.

મુંબઈમાં ગણપતિના મહોત્સવ માટે બાવીસ લાખ રૂપિયા જેટલી મોટી રકમ ખર્ચાય છે. માત્ર ગણપતિની મૂર્તિ જ દોઢ લાખ રૂપિયાની બનાવાય છે. જ્યારે બીજી તરફ ગોદાવરીના પૂરને લીધે બેહાલ બનેલા માનવીઓ માટે, પંડિત જવાહરલાલને, ક્રિકેટ રમવી પડે છે, ટિકીટો વેચવી પડે છે!!...આપણા ધર્મના ઉત્સવો પર પણ આપણે નિયમન કરવું જોઈએ: લોકો ભૂખે મરતા હશે તો ધર્મને પૂછશે કોણ? આજે દરેક આદમી માનવતાની દૃષ્ટિથી બીજા માણસ સામે જુએ એમાં જ માનવતાની પૂર્ણતા છે... ધર્મનો આદેશ સાચો છે. પરંતુ આપણા પૂજારીઓએ ધર્મને વેપાર બનાવ્યો છે.

કોઈ ભલે મને સંત તરીકે ઓળખે પણ હું તો સોળ આનામાંથી એક આનો પણ નથી. હું તો, મહાપુરુષો જે માર્ગે ગયા છે એ માર્ગે જવાની કોશિષ કરું છું. આજે તો જુદી જુદી સાંપ્રદાયિકતા અને જુદા જુદા પંથોએ એ માર્ગને ખરાબ કર્યો છે. એટલે આપણે એક જુદો જ સંપ્રદાય બનાવવો પડશે—જે સંપ્રદાયની પરંપરા ચાલતી આવે છે એવો નહિ. માણસે પોતાના આત્માના વિકાસ માટે પોતાનો સંપ્રદાય પોતે શોધવો જોઈએ. આજે તો આપણે સંપ્રદાયોના મૂળને ભૂલી ગયા છીએ અને એનો નતીજો આજે એ આવ્યો છે કે આપણે ત્યાં આટઆટલા ધર્મો હોવા છતાં, સંપ્રદાયો હોવા છતાં લાખો મજૂરો ભૂખે મરે છે, ભૂખે સૂએ છે.

આજે તો જે દેશોમાં ભગવાનનું નામ લેવાતું નથી, કોઈ મંદિરમાં જતું નથી, એ દેશોના લોકો શાનથી આગે બઢે છે. કારણ કે તેઓ પોતાના જ બંધુઓ માટે ત્યાગની, અને સ્વાર્પણની ભાવનાને સમજે છે. પણ આપણા દેશમાં તો, સંપ્રદાયોએ, મહંતોએ, ધર્મ-પંડિતોએ સારીય હાલત બગાડી મૂકી છે અને ધર્મ અને સંપ્રદાયને સંકુચિત બનાવી મૂક્યો છે. આજે સૌએ સાચા ઇન્સાન બનવું પડશે, અને દરેક ચીજમાં તાત્વિક સંશોધન કરવું પડશે.

સૌથી પહેલો સંપ્રદાય એ 'ઇન્સાન'નો સંપ્રદાય છે. સૌએ સાચા ઇન્સાન બનવું જોઈએ. ભગવાનનો રસ્તો શોધતા પહેલાં માણસે સાચા ઇન્સાન બનવું જોઈએ; વ્યવહારની શુદ્ધિ કરવી જોઈએ, સાચું તત્ત્વ શોધવું જોઈએ, સૌની સાથે રહેન-સહન શીખવી જોઈશે.

માણસ ત્રણ પ્રકારનો છે. એક હેવાન: આ માણસ પોતાનું ભલું પણ થવા દેતો નથી. બીજાનું ભલું પણ કરતો નથી, થવા દેતો નથી. બીજો ઇન્સાન: જે પોતાનું હિત જુએ છે, બીજાની દરકાર કરતો નથી. ત્રીજો ભગવાન: જે પોતાના સ્વાર્થને બીજાના ભલા માટે જલાવી દે છે.

માણસે કોઈ ઊંચા લક્ષને માટે જીવવું જોઈએ. માણસે સમજવું જોઈએ કે એ કોઈ સ્વાર્થને માટે પેદા થયો નથી. એવું જીવન તો કૂતરાં અને બિલાડાં જીવે છે. માણસે સમજવું જોઈએ કે એનું જીવન સૌના માટે છે. વ્યક્તિ સમષ્ટિ તરફ જવી જોઈએ. એમાં જ મનુષ્યતાની પૂર્ણતા છે.





હું ભક્તિમાં માનું છું, પણ અંધ-ભક્તિમાં નહીં. માણસે સમજવું જોઈએ કે તે વિશ્વનું ઘટક છે. માણસે પોતાને માટે જરૂરત પૂરતું રાખી બીજું લોકો માટે દાન કરવુ જોઈએ. અને સમજવું જોઈએ કે દેશના મોટાપણામાં હું મોટો છું. મારી પાસે લાખ એકર જમીન હોય તો તે લાખ લોકોમાં વહેંચાય તેમાં જ તેની કિંમત છે.

જમાનો બદલાય છે. સમાજ બદલાય છે. એક જમાનો એવો હતો કે, મંદિરો બાંધવામાં પ્રતિષ્ઠા હતી, હોમ-હવન કરવામાં પ્રતિષ્ઠા હતી, કૅપ્ટન, સીપાઈ કે ઑફિસર બનવામાં પ્રતિષ્ઠા હતી. પણ હવે એવો જમાનો આવે છે જ્યાં ત્યાગ અને શ્રમની પ્રતિષ્ઠા છે. સત્તા અને ધનની પ્રતિષ્ઠાનો યુગ ગયો છે. શ્રમ અને સેવાનો યુગ આવ્યો છે. જમાનો બદલાય છે એ રીતે બદલાવું પડશે.

આજે સૌ બીજાની ટીકા કરે છે, પણ પોતે શું કરે છે એ કોઈ વિચારતું નથી. 'મારું શું કર્તવ્ય છે?'— એનો કોઈ વિચાર કરતું નથી જનતામાં જે દિવસે જાગૃતિ આવશે તે દિવસે સરકારની જરૂર નહી રહે. સરકારની લોકોને જેટલી ઓછી જરૂરત પડે એટલી જ આઝાદી વધારે એવું હું માનું છુ કાયદાથી કે દંડથી માણસ સુધરતો નથી. એના માટે મનુષ્યના હૃદયની શુદ્ધિની જરૂર છે.

જ્યારે બહારથી આવી મિશનરી લોકો પ્રચાર કરે છે ત્યારે આપણા મહાત્માઓ સાધુઓ બ્રહ્મજ્ઞાનનાં ગપ્પાં હાંકે છે. હું ઈશ્વર-ભક્તિમાં માનું છું. પણ ધર્મનો અવળો અર્થ ન કરવો જોઈએ, ધર્મ પાસેથી તો આશિષ માગવી જોઈએ અને લોકો માટે કામ કરવું જોઈએ.

સૌ સૌની જવાબદારી નહિ સમજે, સમાજશુદ્ધિ નહિ કરે તો આ દેશમાં ખૂનામરકી, લૂંટફાટ પેદા થઈ જાય શું નથી કરી શકતી! આ વાત શોચવા જેવી છે. જમીનદાર, પૈસાદાર, શ્રમજીવી, કલાકાર દરેક માણસ સાથે મળીને, કામે લાગી જાય અને ઈમાનદારી અને ચારિત્ર્યનું નિર્માણ કરે. દરેક ગામ નાનું રાજ્ય બને એમાં જ સાચો ભગવાન છે. સાધુઓ પણ ગામેગામ પહોંચી જઈને લોકોને સાચા કર્તવ્યની સમજ આપે—આજે સમાજશુદ્ધિ, હૃદયશુદ્ધિ—દરેક ચીજમાં શુદ્ધિની જરૂર છે.

★

## તુષ્ટિ

આવેલ ઝડીઓ ખૂબ, સર્વે હોંશથી સહ્યા કરી;
ચિન્ત્યા અચિન્ત્યા એ બધા આ જીવનમાં દીધા ભરી:
કલ્પેલ જેવા ક્યાં પ્રવેશ્યા છે જીવનવંટોળ હજી?
ક્યારેક તો એની અપેક્ષાયે તુપિતાશે નહિ?

પ્રયાત

# સર્જન

પન્નાલાલ પટેલ

પતિ-પત્નીના અણબનાવના રોજેરોજ બનતા પ્રસંગો, ક્લેશ અને કંકાસના રોજનાં દૃશ્યો—એનો સાચો ઉકેલ કોઈ સમજતું જ નથી. આ વાર્તાના કુશળ કલમનવેશ એવો ઉકેલ આ વાર્તામાં રજૂ કરે છે કે ભલભલા માનસશાસ્ત્રીઓ પણ મોંમાં આંગળાં નાખી જાય! આ વાર્તા સાથેનો, લેખકનો નવો વાર્તાસંગ્રહ 'ઓરતા' આવતા માસમાં પ્રગટ થશે.

મારા દુઃખની જો કોઈને વાત કરું તો—આ ગામડાના લોક, 'હાથે કરીને દુઃખ વહોરું છું.' એવો આક્ષેપ કરીને હસે: 'બધી ય રીતે સુખી છે એટલે આ પારકાનાં દુઃખ ઓઢવાનો શોખ થયો હશે!'...તો શહેરનાં લોક પણ મને ઢોંગી નહિ તો છેવટ વેગળો તો ગણે જ ગણે.

મારી વહેવારિક બુદ્ધિ પણ મને—મારા ક્લેશ પામતા હૈયાને ઘણી વાર ઠપકો કરતી: 'અરે ભલા માણસ! એ લોક એમને અંદરોઅંદર લઢે છે એમાં તારે શું? ધણી-ધણિયાણી છે! ફાવે તેમ સાંભળે ને ફાવે તેમ સંભળાવે, કરસન એની વહુને ઘી-દૂધનો છાંટોય નથી આપતો એમાં તારા પેટમાં શા માટે બળે?'

અને છતાંય મને બળ્યા કરતું હતું. અરે, મારી પત્નીના ઠપકા અને શિખામણની ય કંઈ જ કારી ન ફાવી. મને પણ ખાત્રી થઈ ગઈ કે આ ક્લેશ પામનાર—હૈયું હો, મન હો યા આત્મા, જે હો તે પણ એ, જ્યાં સુધી એક ઓળે આવેલા કરસનના ઘરથી છેટે ન પડું ત્યાં સુધી ક્લેશમુક્ત નથી થવાનું તે નથી જ થવાનું.

તો ઘરનું ઘર છોડીને છેટો પણ હું કેવી રીતે થવાનો હતો? કરસનનું ઘર પણ કંઈ ભાડાનું ન હતું.

વળી આ દુઃખ નિર્મૂળ કરવાનો હું પ્રયત્ન નો'તો કરતો એવું ય ન હતું. પણ મારો પ્રયત્ન ક્યાં સુધી કામ લાગે? એ તો જ્યારે કરસનના ઘરમાંથી કંકાસ જાય તો જ મારા ચિત્તને શાંતિ મળે...

પણ મોટા દુઃખની વાત તો એ હતી કે કરસનને ત્યાં થતા કજીઆનું મૂળ જ હાથમાં નો'તું આવતું. કરસનને હું ઘણી વાર પૂછતો. પણ એ જેમ પૈસો ટકો ને ઘી દૂધ વાપરવામાં કંજૂસ હતો એમ બોલાવવામાં ય મારી પાસે તો એ કંજૂસ જ બની જતો.

અલબત્ત પત્ની સામે લડવામાં—એને ભાંડવામાં તો પેલા શબ્દકોષ રચનાર વિદ્વાન પણ ટાંકતાં થાકે એટલા નવા અને અટપટા શબ્દો વાપરતો.

હા, મારા સિવાયનાં સૌ પાડોશીઓને માટે આ કાંઈ નવાઈનું કે ક્લેશકર ન હતું. એમને તો જેવો પેલો ઢોરનો ઘોંઘાટ ને પક્ષીઓનો કલકલાટ હતો એવો જ સહજ અને સ્વાભાવિક કરસન અને એની પત્નીનો આ કકળાટ હતો.

પરંતુ શહેરની સુજનતાથી ટેવાયેલા મારે માટે તો એ બધું અસ્વાભાવિક અને અત્યંત ક્લેશકર હતું. પેલી નિર્દોષ બાઈની મને ત્યાં સુધી દયા આવતી કે ઘણી વાર સમોવડિયા કરસનને હું વૃદ્ધની જેમ શિખામણ દેવા બેસી જતો: 'અરે ગાંડા! દૂઝણા ડોબાને ય આપણુ ખાણુ મૂકીએ તો જ દૂઝે ને ઘી કરે તો આ તો માણસ છે. તું એને જો દૂધનો છાંટો કે આંગળીભર ઘી ય નહિ આપે તો પછી એ બિચારી એકલે હાથે નેંદણું અને વાઢણું પાર પણ કેવી રીતે પાડશે? ભગવાન તને દર વર્ષે બે-ત્રણ ડોબાનું દૂઝણું તો આપે જ છે. તારે ઓછું ડોબાંના ખાણની જેમ વેચાતું લાવીને ઘી-દૂધ વહુને દેવાનાં છે કે મન કોચવાય?

અને આવા આવા તો કંઈક દાખલા મેં મારા આ બે વરસના વસવાટમાં એને આપ્યા હશે. દર્ષ્ટાંતો ય





અનેક કહી સંભળાવેલા. પણ એ દરેક વખતે કરસન—જીવ ઠેકાણે રાખી ધ્યાનથી સાંભળવાની વાત તો દૂર રહી પણ બેસતો ય ઊભડક પગે. વાતનો હુંકારો પણ એ આટલા શબ્દોમાં જ ભરતો :

'સાચું છે ભાઈ,' 'ખરી વાત છે.' 'એમ જ કરીશ.' આ સિવાય ન તો એ પોતાનો કંઈ બચાવ કરતો કે ન કંઈ પત્નીનો વાંક ગાઈ દેખાડતો

કંજૂસ અને વહેમી માણસો માટે વાંચેલું તો ખરું, નજરે તો આ કરસન જ જોવા મળ્યો. પાસે આઠ—દશ ઢોરાં હતાં બળદ તો બે રાખવા જ પડે જ્યારે જમીન એકને બદલે બે હળની હતી દાગીના પણ—દસેક તોલા સોનાના તથા બસો ભાર ચાંદીના, આટલા તો લોકની જાણમાં જ હતા. આ સિવાય દર વરસે—જે રીતે એ માખણનું ઘી કરતો એ જ રીતે ઘીની ચાંદી પણ કરી લેતો. કોઈક વાર એને ખુશીમાં જોતો ત્યારે હું કહેતો પણ ખરો : 'કરસન લોકનાં ઢોરાં દુઝી દુઝીને દૂધ કાઢે છે પણ તારાં તો નરી ચાંદી જ કાઢે છે હો!'

પણ આવું સાંભળીને ય કરસન ન તો ઝાઝાં વખાણ કરાવવા વિરોધ કરતો કે ન છેડાઈને વાત જુદી ફેરવવાનો પ્રયત્ન કરતો. હસવાના ઢોંગ સાથે માત્ર આટલું જ બોલતો, 'ઠીક મારાભાઈ!'

ટૂંકામાં કરસન પાસેથી મને એ પણ શીખવા મળ્યું કે અકુઓકા કરતાં ઓછાઓછા, માણસ કંઈ કમ કંટાળો તો નથી જ આપતા, બલ્કે કોઈક વાર તો અકળાવી જ મૂકે છે.

પણ ખૂબીની વાત છે કે કરસન ઘરમાં—તેમાંય પત્ની હોય ત્યારે તો—પાણીમાં માછલી જેવો તો કરસનની જીભ જાણે! ટકટકારો ચાલુ જ હોય : 'ઘંટી ફરે છે એ જો ને ઘંટી! દૂબળી હઈશ તે ધીમી ધીમી ફેરવે છે!' તો કોઈ વાર પગ વાળવા બેસતી તો તો આવી જ બનતું,' એ રાંડ, ચમ લપ દેતીકની બેસી ગઈ!'

વહુ કહેતી કે બકરાનું માથું ફાટી જાય એવા તાપમાંથી છાણાંની બેણ (મોટું ટોપલું) ભરીને આવી છું તે જરા સવાસ તો ખાવા દો!'

પણ કરસનને મન કદાચ, શ્વાસ ખાવાની આ વૃત્તિ જ ભિખારી કરી મૂકશે એવો ડર હશે. બે પાંચ ગાળો સાથે બરાડી ઊઠતો, 'અરે રાં...ડ! આ આટલું ખાય છે તો ય તારો ઝોળો નથી ભરાતો તે પાછી સવાસ ખાવા બેઠી? લે ઊઠ, લોટ કાઢી આપું તે રોટલા ટીપી નાખ હેંડ.'

અરે ભગવાન! લોટ—અરે દળણું ય એ પોતે જ કાઢી આપતો હતો પછી બિચારી પેટનો ઝોળો એ કેવોક ભરતી હશે! અહીં મને ખ્યાલ આવ્યો કે આવો માણસ તો મે ક્યાંય વાંચ્યો ય નથી! અરે સેડ પણ ન કાઢવા દે પછી ગોળીમાંથી માખણ ઉતારવુ, તાવવું ને કામમાં ઘી પાડવું વગેરે તો પત્નીને ફાળે હોય જ ક્યાંથી? છાશવારે ખાવા ઘી આપતો તે પણ કે'છે વાટી તો ખાસ્સી વાર સુધી નમાવી રાખતો પણ ધાર જુઓ તો માથાના વાળ જેવી! માંડ રૂપિયાભાર પડતું હશે.

પરંતુ જેવો આઘાત તેવો પ્રત્યાઘાત એ કાયદો તો કુદરતી જ છે. કરસનની પત્ની પણ દિવસે દિવસે ઢીટ થતી ગઈ, સામે થવા લાગી, ત્યાં સુધી કે છેલ્લે છેલ્લે તો એય ગાળોનો જવાબ ગાળોથી આપતી જ્યારે મારને હજમ કરી જતી. અપચા જેવું થતું ત્યારે—મારવા તો ધણી ય જાય પણ પાકો ભરાડી હતો ધારે તો બાજરીના પૂળા પેઠે પત્નીને બેવડી જ વાળી દે. એટલે સરળ ઉપાય તરીકે પત્ની સોડ તાણીને સૂઈ જ રહેતી! જ્યારે કરસન, એ આખો ય વખત ઘરનું કામ કરતાં પેલા ખાટલા આસપાસ જાણે સ્વસ્તિવાચન જ કર્યા કરતો : 'ઢોંગ કરીને પડી તો રહી છે રાંડ પણ ખબર રાખ. જોઉં છું જો કેટલા દન ભૂખે પેટ



પડી રે' છે.'...પણુ આમાં છેવટ કરસનને જ થોડુંક નમતું મૂકવું પડતું. કારણુ ખાવા ન આપે તો; 'રાંડનું શું બગડે ? કામ ભેળાય તો મારું ભેળાય' આવું હતું. વળી ઘર પકડીને ય ક્યાં બેસી રહેવું ? 'છેવટ પાણી ભરવાય જવું, ને એ વખતે છાનું છપનું ખાઇ લે—અરે ઘરમાંથી કાંઈ ન મળે તો ય રાંડને વાલેસરીઓના ક્યાં તોટા છે ? હું જાણું કે ભૂખી છે, ને રાંડ જાણે કે'—

આ ખાઈ જવાની ને 'વાલેશરીઓ'ની બીકે તો એ ભાગ્યે જ ક્યાંય બહારગામ જતો. વરસને કોઈ વચલે દિવસે જવાનું થતું તો ય રાતવાસો તો ઘર બહાર કદી ય નહિ. ખેતરે પણ સૂવાની તો બાધા જ. સદ્‌ભાગ્યે જેમ ઘર ગામ વચ્ચે હતું એમ ખેતરો પણ બધાં એક ઠેકાણે ને વચમાં જ હતાં. અલબત્ત કોઈ કોઈવાર ભેળાણુ તો થતું પણ કરસનને તો ઘર સલામત—બલકે ઘી સલામત તો સબ સલામત એવું હતું. 'ભલું પૂછવું ! રાંડને ઘી હાથ ન આવે તો છેવટે દહીં ય ઝાપટી જાય !'

હવે આવા પાડોશમાં ચિત્તને ક્લેશ થયા વગર રહે જ કેમ ? શિખામણુ દેવાનો પેલો પાંગળો ઉપાય પણુ છેલ્લે છેલ્લે તો તોડી દેવો પડ્યો. કારણુ કે હવે તો મને જ સંભળાવવા હોય એ રીતે પત્નીને કહ્યા કરતો હતો : 'તારા સગલા ઉપરાણું લે છે પણ હું ય શેર ધાન ખાઉં છું; હા કે ? બધું ય સમજું છું. પણ યાદ રાખજે જો કોક ફેરા મારા હાથમાં આવી ગઈ તો'—

અને એ શિક્ષાની રીત એવી તો ઉચ્ચારતો કે ઘણી વાર ફળીના લોક એને ઉધડોય લઈ નાખતા: તકરાર વધતાં એને મારવા પણ ધસી જતા ને એક બે વાર તો મારેલો પણ ખરો!

પણ બીજે સવારે તો કૂતરાની વાંકી પૂંછડી પેઠે એનો એ જ કરસન ને એની એ જ ઝઘડો ય !

પણ મેં જોયું તો ફળીના લોક મારા કરતાં એકંદરે વધારે સહનશીલ અને દરગુજર કરનારા હતા. જ્યારે હું તો—

અને એક દિવસ તો મને એ બાઇ ઉપર એટલી બધી દયા આવી કે મોડી રાત સુધી એનું રુદન સાંભળીને નિર્ણય જ કરી લીધો : 'આ બાઈને—કરસનની વહુને આપું હિંમત ને ચઢાવી દઉં ચાવી કે કરસનભાઈને ઊંઆં મૂકી કોક બીજાને જતી રે'. એ ય સુખી થશે ને હું ય આ સમસંવેદનમાંથી છુટકારો મેળવીશ ! પછી છોને કરસનભાઈ એકલા એકલા દૂધમાંથી ચાંદી બનાવ્યા કરે.'

પરંતુ જ્યાં દાણો દબાવવા ગયો ત્યાં તો સસલું ધોડતો વાઘ જ નીકળી પડ્યો. પેલી તો અવળી જ ઊડી : 'હું જાણું છું કે તમે ગામના ને ઘરવાળો મને કાઢવા બેઠા છો.'

હું તો એવો ચૂપ થઈ રહ્યો કે જાણે એ બીજા જ કોઈને કહે છે, મારે એ સાથે કંઈ લેવા દેવા જ નથી. 'દયા ધરમકા મૂલ હૈ' એમ કહેનાર અંદિકવિ કરતાં મને પેલી કહેવત કહેનાર એ વખતે વધારે મોટો લાગ્યો: 'દયા ડાકણુને ખાય' એવું જ થયું ને મારે ?

પણુ બાઈનું કહેવું ય અડધું તો સાચું જ નીકળ્યું. કરસન અને મારા જેવા થોડાક ભલે બીજી દૃષ્ટિથી પણુ એમ તો ઇચ્છતા જ હતા કે આ બાઈ જતી રે' તો ઉલટાનું સારું. કરસનની વહુ મારા ઉપર છેડાઈ પડી એ પછી તો એક દિવસ કરસનના એક પક્ષકારે મને કહ્યું પણ ખરું : 'જોયું ને ભાઈ, તમે બૈરાનો પક્ષ લો છો પણ છે ને ગાંડી જાત.' અને પછી તો એણે મારા મંતવ્ય સામેની દલીલો જ ફેંકવા માંડી, 'તમે કો' છો કે ડોબાને ય કરસન ખાણુ મૂકે છે. પણ બૈરાને—પણ ભલા સાહેબ ડોબું દૂઝે છે ને આ તો'—અને હસતાં હસતાં ઉમેર્યું, 'કરસન બિચારો ઘણું ય ઘી-દૂધનાં ખાણું મેલે પણ આ વાંઝિયો પાડો દૂઝવાનો શું ?'





અનેક કહી સંભળાવેલાં. પણ એ દરેક વખતે કરસન—જીવ ઠેકાણે રાખી ધ્યાનથી સાંભળવાની વાત તો દૂર રહી પણ બેસતો ય ઊભડક પગે. વાતનો હુંકારો પણ એ આટલા શબ્દોમાં જ ભરતો :

'સાચું છે ભાઈ,' 'ખરી વાત છે.' 'એમ જ કરીશ.' આ સિવાય ન તો એ પોતાનો કંઈ બચાવ કરતો કે ન કંઈ પત્નીનો વાંક ગાઈ દેખાડતો.

કંજૂસ અને વહેમી માણસો માટે વાંચેલું તો ખરું, નજરે તો આ કરસન જ જોવા મળ્યો. ઘરે ગાઈ—દશ ઢોરાં હતાં. બળદ તો બે રાખવા જ પડે જ્યારે જમીન એકને બદલે બે હળની હતી દાગીના પણ—દસેક તોલા સોનાના તથા બસો ભાર ચાંદીના, આટલા વાં લોકની જાણમાં જ હતા. આ સિવાય દર વરસે—જે રીતે એ માખણનું ઘી કરતો એ જ રીતે ઘીની ચાંદી પણ કરી લેતો. કોઈક વાર એને ખુશીમાં જોતો ત્યારે હું કહેતો પણ ખરો : 'કરસન લોકનાં ઢોરાં દૂઝી દૂઝીને દૂધ કાઢે છે પણ તારાં તો નરી ચાંદી જ કાઢે છે હો !'

પણ આવું સાંભળીને ય કરસન ન તો ઝાઝાં વખાણ કરાવવા વિરોધ કરતો કે ન છેડાઈને વાત જૂઠી ઠેરવવાનો પ્રયત્ન કરતો. હસવાના ઢોંગ સાથે માત્ર આટલું જ બોલતો, 'ઠીક મારાભાઈ !'

ટૂંકામાં કરસન પાસેથી મને એ પણ શીખવા મળ્યું કે બહુબોલા કરતાં ઓછાબોલા માણસ કંઈ કમ કંટાળો તો નથી જ આપતા, બલ્કે કોઈક વાર તો અકળાવી જ મૂકે છે.

પણ ખૂબીની વાત છે કે કરસન ઘરમાં—તેમાંય પત્ની હોય ત્યારે તો—પાણીમાં માછલી જોઈ તો કરસનની જીભ જુઓ ! ટકટકારો ચાલુ જ હોય : 'ઘંટી ફરે છે એ જો ને ઘંટી ? દૂબળી હઈશ તે ધીમી ધીમી ફેરવે છે ?' તો કોઈ વાર પગ વાળવા બેસતી તો તો આવી જ બનતું.' એ રાંડ, ચમ લપ દેતીકની બેસી ગઈ ?'

વહુ કહેતી કે બકરાનું માથું ફાટી જાય એવા તાપમાંથી છાણાંની બેંણુ' (મોટું ટોપલું) ભરીને આવી છું તે જરા સવાસ તો ખાવા દો !'

પણ કરસનને મન કદાચ, શ્વાસ ખાવાની આ વૃત્તિ જ ભિખારી કરી મૂકશે એવો ડર હશે. બે પાંચ ગાળો સાથે બરાડી ઊઠતો, 'અરે રાં...ડ ! આ આટલું ખાય છે તો ય તારો ઓબો નથી ભરાતો તે પાછી સવાસ ખાવા બેઠી ? લે ઊઠ, લોટ કાઢી આલું તે રોટલા ટીપી નાખ હેંડ.'

અરે ભગવાન ! લોટ—અરે દળણું ય એ પોતે જ કાઢી આપતો હતો પછી બિચારી પેટનો ઓબો એ કેવોક ભરતી હશે ! અહીં મને ખ્યાલ આવ્યો કે આવો માણસ તો મેં કદાચ વાંચ્યો ય નથી ! અરે ચેડ પણ ન કાઢવા દે પછી ગોળીમાંથી માખણ ઉતારવું, તાવવું ને કમામાં ઘી પાડવું વગેરે તો પત્નીને ફાળે હોય જ ક્યાંથી ! છાશવારે ખાવા ઘી આપતો તે પણ કેંછે વાઢી તો ખાસ્સી વાર સુધી નમાવી રાખતો પણ ધાર જુઓ તો માથાના વાળ જેવી ! માંડ રૂપિયાભાર પડતું હશે.

પરંતુ જેવો આઘાત તેવો પ્રત્યાઘાત એ કાયદો તો કુદરતી જ છે. કરસનની પત્ની પણ દિવસે દિવસે ધીટ થતી ગઈ, સામે થવા લાગી. ત્યાં સુધી કે છેલ્લે છેલ્લે તો એય ગાળોનો જવાબ ગાળોથી આપતી. જ્યારે મારને હજમ કરી જતી. અપચા જેવું થતું ત્યારે—મારવા તો ઘણી ય જાય પણ પાકો બરાડી હતો. ધારે તો બાજરીના પૂળા પેઠે પત્નીને બેવડી જ વાળી દે. એટલે સરળ ઉપાય તરીકે પત્ની સોડ તાણીને સૂઈ જ રહેતી. જ્યારે કરસન, એ આખો ય વખત ધરતું કામ કરતો પેલા ખાટલા આસપાસ જાણે સ્વસ્તિવાચન જ કર્યા કરતો : 'ઢોંગ કરીને પડી તો રહી છે રાંડ પણ ખબર રાખ. જોઉં છું જો કેટલા દન ભૂખે પેટ



પડી રે' છે.'...પણ આમાં છેવટ કરસનને જ થોડુંક નમતું મૂકવું પડતું. કારણ ખાવા ન આપે તો; 'રાંડનું શું બગડે ? કામ ભેળાય તો મારું ભેળાય' આવું હતું. વળી ઘર પકડીને ય ક્યાં બેસી રહેવું ? 'છેવટ પાણી ભરવાય જવું, ને એ વખતે છાનું છપનું ખાઈ લે—અરે ઘરમાંથી કાંઈ ન મળે તો ય રાંડને વાલેસરીઓના ક્યાં તોટા છે ? હું જાણું કે ભૂખી છે, ને રાંડ જાણે કે'—

આ ખાઈ જવાની ને 'વાલેશરીઓ'ની બીકે તો એ ભાગ્યે જ ક્યાંય બહારગામ જતો. વરસને કોઈ વચલે દિવસે જવાનું થતું તો ય રાતવાસો તો ઘર બહાર કદી ય નહિ. ખેતરે પણ સૂવાની તો બાધા જ. સદ્ભાગ્યે જેમ ઘર ગામ વચ્ચે હતું એમ ખેતરો પણ બધાં એક ઠેકાણે ને વચમાં જ હતાં. અલબત્ત કોઈ કોઈવાર ભેળાણ તો થતું પણ કરસનને તો ઘર સલામત—બલકે ઘી સલામત તો સબ સલામત એવું હતું. 'ભર્યું પૂછવું ! રાંડને ઘી હાથ ન આવે તો છેવટે દહીં ય ઝાપટી જાય !'

હવે આવા પાડોશમાં ચિત્તને કલેશ થયા વગર રહે જ કેમ ? શિખામણ દેવાનો પેલો પાંગળો ઉપાય પણ છેલ્લે છેલ્લે તો તોડી દેવો પડ્યો. કારણ કે હવે તો મને જ સંભળાવવા હોય એ રીતે પત્નીને કહ્યા કરતો હતો : 'તારા સગલા ઉપરાણું લે છે પણ હું ય શેર ધાન ખાઉં છું; હા કે ? બધું ય સમજું છું. પણ યાદ રાખજે જો કોક ફેરા મારા હાથમાં આવી ગઈ તો'—

અને એ શિક્ષાની રીત એવી તો ઉચ્ચારતો કે ઘણી વાર ફળીના લોક એને ઉધડો લઈ નાખતા: તકરાર વધતાં એને મારવા પણ ધસી જતા ને એક બે વાર તો મારેલો પણ ખરો !

પણ બીજે સવારે તો કૂતરાની વાંકી પૂંછડી પેઠે એનો એ જ કરસન ને એની એ જ જીભે ય !

પણ મેં જોયું તો ફળીના લોક મારા કરતાં એકંદરે વધારે સહનશીલ અને દરગુજર કરનારા હતા. જ્યારે હું તો—

અને એક દિવસ તો મને એ બાઈ ઉપર એટલી બધી દયા આવી કે મોડી રાત સુધી એનું રુદન સાંભળીને નિર્ણય જ કરી લીધો : 'આ બાઈને—કરસનની વહુને આપું હિંમત ને ચઢાવી દઉં ચાવી કે કરસનભાઈને ઊભો મૂકી કોક બીજાને જતી રે'. એ ય સુખી થશે ને હું ય આ સેમસ વેદનમાંથી છુટકારો મેળવીશ ! પછી છોને કરસનભાઈ એકલા એકલા દૂધમાંથી ચાંદી બનાવ્યા કરે.'

પરંતુ જ્યાં દાણો દબાવવા ગયો ત્યાં તો સસલું ધીંડતાં વાઘ જ નીકળી પડ્યો. પેલી તો અવળી જ ઊડી : 'હું જાણું છું કે તમે ગામના ને ઘરવાળો મને કાઢવા બેઠા છો.'

હું તો એવો ચૂપ થઈ રહ્યો કે જાણે એ બીજા જ કોઈને કહે છે, મારે એ સાથે કંઈ લેવા દેવા જ નથી. 'દયા ધરમકા મૂલ હૈ' એમ કહેનાર અદિકવિ કરતાં મને પેલી કહેવત કહેનાર એ વખતે વધારે મોટો લાગ્યો. 'દયા ડાકણને ખાય' એવું જ થયું ને મારે ?

પણ બાઈનું કહેવું ય અડધું તો સાચું જ નીકળ્યું. કરસન અને મારા જેવા થોડાક ભલે બીજી દૃષ્ટિથી પણ એમ તો ઇચ્છતા જ હતા કે આ બાઈ જતી રે' તો ઉલટાનું સારું. કરસનની વહુ મારા ઉપર છેડાઈ પડી એ પછી તો એક દિવસ કરસનના એક પક્ષકારે મને કહ્યું પણ ખરું : 'જોયું ને ભાઈ, તમે બૈરાંનો પક્ષ લો છો પણ છે ને ગાંડી જાત.' અને પછી તો એણે મારા મન્તવ્ય સામેની દલીલો જ ફેંકવા માંડી, 'તમે કો' છો કે ડોબાને ય કરસન ખાણ મૂકે છે. પણ બૈરાને—પણ, ભલા સાહેબ ડોબું દૂઝે છે ને આ તો'—અને હસતાં હસતાં ઉમેર્યું, 'કરસન બિચારો ઘણું ય ઘી-દૂધનાં ખાણું મેલે પણ આ વાંઝિયો પાડો દૂઝવાનો શું ?'





હવે જ મારી આંખ ઊઘડી, દુઃખનું મૂળ પણ હાથ વેંતમાં લાગ્યું. પણ સાથે સાથે દુઃખ પણ થયું. કહ્યું : 'અરે ભાઈ, પણ એમ હોય તો ય એમાં બિચારી બાઈનો શો દોષ ? જો એમ જ હોય તો ય કરસનની ફરજ છે કે કંઈ ઇલાજ કરાવે.'—

એ તો બિચારો ત્રણ ચાર વરસ લગી જંતર મંતર ને બાધાઓ રાખીને એનાવાળી, કરી ચૂક્યો છે. પણ હા, તમે એના પડોશી છો ને હવે તો ઘેર આવીને રો' છો, જો કાંઈ દુઃખ ભાગો તો.'

અમને વાતોને લલકારે ચઢેલા જાણી બીજા પણ બે-ત્રણ જણ આવી ચઢ્યા હતા. એકે તો ટાપસી પણ પૂરી, 'તે ભાગે ય વળી. બાઈ તો અલકમલકનાં ફરંદા છે, કાંઈ છે ખબર ?'

'અને કે'વું પડે કે' ત્રીજાએ ય ગંભીર બનીને જ વાત કરી: 'એમના કોઈ ભાઈબંધ ડાક્ટરને કહી ઘેર એકે દવા મંગાવી દે.'

'મંગાવે તો એમાં ધરમનું કામ છે. બાઈ ય બાપડી સુખી થશે ને કરસન તો વળી ભવોભવ એમનો ગુણ માનશે' કરસનનો આ પક્ષકાર પણ ખરે જ ગંભીર બન્યો હતો. આશાવાદી પણ એટલો બની ગયો કે ઓછું હોય તેમ ઉમેર્યું : 'અરે એની જો આશ ફળશે તો તો દાતણ કરીને નીત આમ જ કે'શે, 'ભગવાન, પાડોશી મળો તો ... ભાઈ જેવા જ મળજો.'

ગમે તેમ પણ મારો વહેમ પાકો થઈ ગયો : અહીં જ આ નિઃસંતાનમાં જ ઝાઝા ભાગનો કકળાટ છે ને કરસનની કંજૂસાઈ અને વહેમમાં નિઃસંતાનનું મૂળ પડ્યું છે.

'અને, એ તો પાણી ચઢવાથી કે પછી માત્ર મશ્કરીમાં કે' ગમે તેમ પણ હુંય પેલા જંતર-મંતરવાળાની ભાષા અને અદાથી બોલવા લાગ્યો : 'અરે ડૉક્ટર તો દૂર રહ્યા પણ હું જ અહીં એવો ઉપાય દેખાડું. કે'તા હો તો એક વરસમાં તો ઘેર ઘોડિયું બંધાવી દઉં...ગરજ હોય તો આવે ગરજવાન પોતે જ પૂછવા.'

ગમે તેમ પણ આઠેક દિવસ પછી જ્યારે પેલા લોકોનો મોકલેલ કરસન મારી આગળ આવી દુઃખ ગાવા લાગ્યો ને છેવટમાં શરણાગત જેવો બની રહ્યો ત્યારે મેં, બારોબાર ગંભીરતા જાળવી રાખી પહેલું કામ એને બાંધી લેવાનું જ કર્યું : 'હું કહું એમ, તારે ને તારી વહુને વર્તવું પડશે. વરસ બે વરસ લગી ધીરજ ધરવી પડશે. મારા કહેવામાં પૂરેપૂરું આયકીન (શ્રદ્ધા) રાખવું પડશે.' ને પછી વિદાય આપતાં કહ્યું : 'જા, જો શ્રદ્ધા હોય તો સોમવારને દિવસે નાહીધોઈ ઘરમાં ઘીનો દીવો કરીને પછી આવજે મારી પાસે.'

અને મેં જોયું તો સાચે જ એ સોમવારની પ્રભાતે ધોએલાં કપડાં પહેરીને આવી પહોંચ્યો. હું પણ નાહ્યો.

અને કરસનને ચોપાડની એક બાજુએ બેસાડી જેમ કોઈ શાસ્ત્રી સંસ્કૃતના નિયમ ભણાવે એમ એને ગોખાવવા લાગ્યો. ખાસ તો આટલું હતું : 'વહુને વઢવું નહિ ઘરમાં એને, દો'વાથી માંડીને તે ડબામાં ઘી પાડવા સુધીનું બધું જ કારભારું સોંપી દેવું. વહુ પર વિશ્વાસ રાખવો ને ગુનામાં આવે તો, 'ફૂંફાડો એવો કરવો કે જાણે હમણાં કરડી ખાશે પણ કરડવું તો નહિ જ.' જ્યારે મારપીટ તથા જીભાળી (નાગી) ગાળો માટે તો એને, ઘોડાની આગળ પાછળ બેઉ તરફથી બાંધી લીધો—કેટલાંક દૃષ્ટાન્તો આપી, વાત ઠસાવી, આગલી ગાળો માટે પશ્ચાત્તાપ કરાવ્યો જ્યારે ભવિષ્ય માટે સોગન લેવરાવ્યા. આ ઉપરાંત બ્રાહ્મણ કે ગરો યા રાવળ વગેરેને જોઈને કમાડ વાસી દેતો એની પણ ના પાડી બનકે હરખાઈને આપવા માટેનું કારણ પણ સમજાવ્યું. ટૂંકમાં અને




તેટલી વિગતથી ગામડામાં પ્રચલિત એવો આ પાઠ શિખડાવ્યો.

આ પછી એની પત્ની માટેના પણ કેટલાક નિયમ એને જ સમજાવ્યા. વહેમી માણસ આગળ આપણે પણ સલામત અને એમની વચ્ચે પણ વાતચીત વધે અને તેથી જ ખૂદ પતિને જ પત્નીનો ગુરુ બનાવ્યો....

શરૂ શરૂમાં તો આ બધું કોઈ દેવતી ઉપાસના રૂપે છે એવું જ કરસનને ઠસેલું—સાચું કહું તો મેં જ આડકતરી રીતે ઠસાવેલું. પણ પાછળથી જેમ જેમ એ લોક આ પ્રમાણે અનુસરતાં ગયાં તેમ તેમ કૉંગ્રેસ સરકાર જેમ વેઠ કરાવવાને બદલે રફતે રફતે સેવાભાવ શીખવે છે એમ મેં પણ પેલી ઉપાસનાને બદલે ધર્મભાવ અને શાન્તિ–અશાન્તિનો નફો–તોટો સમજાવવા માંડ્યો. કરસનને પણ ઠસતું જતું હતું....

એનો અર્થ એવો નથી કે એ લોકોએ, પહેરેલા ઝભ્ભાની જેમ ઝગડાને ઉતારીને એક કોર મૂકી દીધો હતો. ઝગડો તો થયા કરતો પણ એમાં પહેલાંની જેમ ન તો ગાળો હતી કે ન હતી ક્રોધની પરાકાષ્ઠાય. ચોમાસાની દેવતા પેઠે સળગતો ને વળી હોલવાઈ જતો. હોલવનારમાં ખાસ તો હું ચોકિયાત જેવો પડોશમાં જ રહેતો હતો એ ય ખરું...

પણ મેં જોયું તો એમ કરતાં કરતાં એ લોક બીજા લોકોની હારમાં આવતાં જતાં હતાં...છ માસમાં તો પત્ની ય એવી પાવરધી બની ગઈ કે કરકસરમાં ય કંજૂસ કરસનને કોઈ વાર થાપ ખવરાવી દે.

અને પછી તો કંકાશિયાએ શાન્તિ ચાખી, કંજૂસને ઉદારતામાં આનંદની ઝાંખી થવા લાગી, વળી અટૂલા માણસોને સાથ સાંપડ્યો...બેઉને ઠસતું ગયું કે પોતે જ એકબીજાનો આધાર છે, એમના વિના કોઈ ય નથી તો હાથમાંથી કામ છોડાવે એવું કે નથી દુઃખમાં ય કોઈ ભાગ પડાવનારૂં...

અને આમ એક વર્ષમાં તો લાલચમાંથી લાગણી, લાગણીમાંથી મમતા ને મમતામાંથી ય—એ લોકોને તો ખબરે ય ન હતી બાકી મેં જોયું કે એકત્વ જાગતું જતું હતું.

અને આ પછી છ માસમાં તો સાંભળ્યું ય ખરૂં કે બાઈને હમેલ રહ્યું છે...પછીના નવ માસે તો પુત્ર પણ અવતર્યો.

મારી આગળ વધામણી ખાવા આવેલા કરસનનું મોં જોયું હોય તો—અરે બોલી જ ન શક્યો. સામે મંડાયલી આંખોમાં ય, આંસુ નહિ પણ જાણે ઓશિંગણ જ છલકાઈ રહ્યાં હતાં.

જ્યારે હું પણ—જાણે આ સર્જનમાં મારો પણ સારો એવો ફાળો ન હોય એમ, જેટલો કલેશ વેઠ્યો હતો એટલો,—બલકે અનેકગણો આનંદ અનુભવી રહ્યો હતો. કોઈક અકલ્પ્યના ઓશિંગણ નીચે દબાતો હોઉં તેમ હું ય આટલું જ બોલી શક્યો: 'જશ તો તને—તમને એને જ ધટે છે કરસન.' એની સામે જોઈ હસીને ઉમેર્યું: 'કારણ કે રૂઢ થઈ ચૂકેલી ટેવ કંઈ જેવા તેવા તપથી નથી ટળતી!'

અને મનમાં મનમાં વિચારી રહ્યો–બબડી રહ્યો: 'બેમાંથી એક ને એકમાંથી અનેક! એકીકરણ પોતે જ સર્જન હોય એમ નથી લાગતું!'

★

ખીણ પર ઘેરું ધુમ્મસ છવાયું છે. દરજી પાસે જઈ છોકરી માગે છે: 'કાતર, સોય, ગજ કશુંય વાપર્યા વિના માત્ર તારી નજર વડે મને કપડાં સીવી દે!'

'એક જ શરત,' દરજી જવાબ વાળે છે: 'આંખની પાંપણ વડે આટો ચાળી, આંસુ વડે પાણી મેળવી, છાતી પર લોટ મસળી તારા હૈયાની સગડી પર એને શેકીને મને રોટલો ઘડી દે!'

—યુગોસ્લાવિયન લોકગીત [નગીન પારેખ—'મિલાપ'માં.]

# નિરાશા

હર્ષિદા પંડિત

**'કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે'—એવી પ્રેરક કાવ્યપંક્તિમાં કેટલી ચેતના–પ્રેરણા ભરી પડી છે! અને છતાંય વાતવાતમાં આજે આપણે નિરાશામાં ઢળી પડીએ છીએ એ નિરાશા (Frustration) શું છે, એનું મૂળ ક્યાં છે એ માનસશાસ્ત્રીય રીતે આપણે ક્યારેય વિચાર્યું છે.? આ લેખ એવું તો કેટલુંય જરૂરી માર્ગદર્શન આપે છે.**

પોળમાં આઈસ્ક્રીમની લારી ઘંટડી ખખડાવતી આવે, બાળક મા પાસે આવીને કહે કે એને આઈસ્ક્રીમ ખાવો છે. મા કહેશે કે 'નહીં' ખાવાનો, એનાથી શરદી થાય, ઉધરસ થાય ને ન્યુમોનિયા થઈ જાય.' બાળક બિચારું પરવશ બનીને શરદી, ઉધરસ કે ન્યુમોનિયામાં કાંઈ ન સમજતું હોવા છતાં પોતાની આઈસ્ક્રીમ ખાવાની ઇચ્છાને મારી નાખે ને ઇચ્છા પૂરી ન થઈ એટલે નિરાશ થાય. એને જ્યારે ભૂખ લાગે ત્યારે દૂધ ન મળે, ખાવા ન મળે; એને જ્યારે એના દોસ્તો સાથે રમવું હોય ત્યારે માને એને લઈને બહાર જવું હોય; આથી એને રમવા પણ ન મળે; એને જ્યારે ઊંઘ આવે ત્યારે મા કહેશે હમણાં નહીં ઊંઘવાનું, હજુ રાત પડી નથી, રાત પડે ત્યાં સુધી રમ.' આમ બાળકના જીવનવ્યવહારમાં વધારેપડતી ડખલ કરતી મા બાળકના જીવનને સલામતીભર્યું, નિયમિત ને સામાજિક બનાવવાને બદલે નિરાશામય બનાવે છે. પણ માતાને એની ખબર નથી કે પોતે હાથે કરીને બાળકના જીવનમાં ઝેર સીંચે છે.

આમ બાળકના જીવનમાં જો નાનપણથી નિરાશાનાં બીજ રોપાઈ જાય છે તો બાળકની નિરાશા ગુસ્સામાં પરિણમે છે. એને પોતાના પર હુકમ બજાવતાં માબાપ નથી ગમતાં; એની ઇચ્છાને અવગણીને પોતાની ઇચ્છાઓ લાદતાં માબાપને બાળક પ્રેમ નથી કરી શકતું અને પોતાની મૂળભૂત જરૂરિયાતો (Basic needs)માં આડખીલીરૂપ નીવડનાર માબાપ કડવા ઝેર જેવાં લાગે છે. પરિણામે નાનીશી વસ્તુ ન મેળવી શકનાર બાળક નિરાશ થાય છે. ને માબાપ પરનો ગુસ્સો રમકડાં પર કાઢે છે. એને રમવા મળતાં, રમકડાંમાંથી કોઈનો હાથ, કોઈનો પગ, કોઈનું માથું ભાંગીને એ કાંઈક સંતોષ મેળવે છે. એની સાથે રમનાર નાનાં નાનાં બાળકો સાથે વારંવાર ઝગડી પડે છે ને જ્યારે એનું કંઈ જ નથી ચાલતું ત્યારે પોતાની જાત પર ગુસ્સો વ્યક્ત કરીને રહી જાય છે.

આથી નાની નાની બાબતોમાં બાળકની ઇચ્છાઓને અવગણનાર માબાપોએ જરૂર ચેતવા જેવું છે. કારણ કે ઇચ્છા અપૂર્ણ રહેવાને કારણે બાળક અસામાજિક બને છે ને એનામાં ગુનાવૃત્તિ પ્રવેશે છે. આપણા સમાજનાં ધારાધોરણો એવાં છે ને આપણું કૌટુંબિક જીવન પણ એવી રીતનું છે કે એમાં બાળકને ક્યાંય સ્વતંત્રતા નથી મળતી. બાળકને સવારે ૮ વાગે ભૂખ લાગતી હોય, પણ માને ૮ વાગે વખત ન હોય અથવા ક્યાંક બહાર જવાનું હોય તો એને ૭ વાગે દૂધ પીવા માટે બૂમ પડે! બાળક ચાલતાં શીખે એટલે એને નવું નવું જાણવા–જોવા મળે, નવી દુનિયા વિષે સમજવાની આતુરતા એનામાં ઉપજે. કોઈપણ નવી વસ્તુને એ હાથ અડકાડે ને સ્પર્શ દ્વારા સમજવાનો પ્રયત્ન કરે પણ માબાપ ચોકીદારની માફક 'અહીં નહીં અડવાનું' કહીને એ વસ્તુ ત્યાંથી ઉઠાવીને ઊંચી મૂકી દે. આના પરિણામે બાળક માટે જ્ઞાનનાં દ્વાર હંમેશ માટે બંધ થવા જેવું વાતાવરણ સર્જાય. એને જે જાણવું હોય ત્યાંથી એને જાકારો મળે. માબાપ એ ભૂલી જાય છે કે જ્ઞાન સ્પર્શ, ગંધ, સ્વાદ, શ્રવણ ને દર્શનથી આવે છે. આથી જ નાનું બાળક વસ્તુને જાણવા માટે તરત મોંમાં નાખે છે, જે કાંઈ

એ જુવે છે તેને અડવાનો, ખખડાવવાનો પ્રયત્ન કરે છે. માબાપ બાળકને રબરનો બૉલ રમવા આપે છે, બાળકને એને ઉછાળવાની, ફેંકવાની છૂટ છે, પણ ક્યાં ? સગડીમાં નહીં, પાણીમાં નહીં, સડક પર પણ નહીં. ખાતી વખતે બોલ નહીં રમવાનો, બારી બહાર નહીં ફેંકવાનો, ફોટા લટકાવ્યા હોય એ ઓરડામાં નહીં ઉછાળવાનો. આમ બાળકને જે રસ્તે જ્ઞાન મળે તેમ હોય એ બધા જ રસ્તા બંધ કરવામાં આપણે ખૂબ શૂરા હોઈએ છીએ. જાણે કે બાળકના જીવનમાં નિરાશા ફેલાવવાનું બીડું ન ઝડપ્યું હોય એવી રીતે !

આમ માબાપ હાથે કરીને કે જાણ્યે અજાણ્યે નાના બાળકના જીવનમાં એક પ્રકારની આડખીલી ઊભી કરતાં હોય છે. ને બાળકને જે ક્રિયાથી આનંદ મળતો હોય એમાંથી સંતોષ મેળવવામાં મદદરૂપ નીવડવાને બદલે માબાપ જ નિરાશા ફેલાવવા માટે જવાબદાર બને છે ત્યારે સાચે જ દુઃખ થાય છે. કારણ કે સામાજિક વાતાવરણ ને કૌટુંબિક જીવન સાથે એકરૂપ થવામાં જ બાળકના જીવનની સફળતાનો આધાર છે. જો બાળક એકરૂપ નથી બની શકતું તો એની શારીરિક તંદુરસ્તી જોખમાય છે, અસલામતીની ભાવના એનામાં ઘર ઘાલે છે ને એના વ્યક્તિત્વમાં અસંગતતા પ્રવેશે છે. આ ત્રણે વસ્તુઓ એને માનસિક નાદુરસ્તીના ખાડામાં ધકેલે છે. આથી નિરાશાનો પડછાયો પણ બાળક પર ન પડે એ ખ્યાલમાં રાખવું જોઈએ.

શારીરિક-માનસિક ઇચ્છાઓ ન સંતોષાય તો નિરાશા જન્મે છે એ આપણે જોયું. વ્યાવહારિક સંજોગો, સામાજિક વ્યવસ્થા ને વ્યક્તિ પોતે, આ ત્રણે બાબતોને નિરાશા માટે જવાબદાર ગણવામાં આવે છે. સામાન્યરીતે સૌથી વધુ ભાર વ્યાવહારિક સંજોગો પર મૂકવામાં આવે છે, કારણ કે જો બાળકની પૂરેપૂરી દરકાર લેવામાં ન આવે ને તેના વર્તનની વારંવાર ટીકા કરવામાં આવે ને નિશાળમાં પણ એના સ્વભાવને અનુકૂળ વાતાવરણ ન હોય તો બાળક નિરાશામાં ઝડપાયા વગર નથી રહેતું. એવી જ રીતે કોઈ વ્યક્તિએ મોટી મોટી આશાઓ સેવી હોય પણ ઑફિસમાં એનો માલિક એને ઊંચી પાયરી પર ચડાવવામાં આડખીલીરૂપ નીવડતો હોય ને એને તકનો અભાવ ખૂબ જ સાલતો હોય તો એ નિરાશ થયા વગર શી રીતે રહી શકે ? અધૂરું શિક્ષણ, ઘરમાં સંકડાશ, બેકારી ને ઓછી આવક એના જીવનને અકારું બનાવવા માટેનાં સંગીન કારણો થઈ પડે. આમાં એને ન ગમતું ય ઘણું કરવું પડે ને ગમતું કરવાની તક ન મળે ત્યારે વ્યક્તિ અકળાય તો ખરી જ ને ? સૉલ રોઝનઝ્વીગ નામનો લેખક આવી વ્યક્તિઓની નિરાશાને બાહ્ય નિરાશા તરીકે ઓળખાવે છે ને એના ત્રણ પ્રકાર વર્ણવે છે. (૧) સ્ત્રી પ્રેમ માટે તલસતી હોય પણ એની પાસે સારાં કપડાં ન હોય, (૨) એક બાળક માબાપના પ્રેમ માટે ઝંખતું હોય પણ એનાં માબાપ ગુજરી ગયાં હોય ને (૩) એક બાળક આનંદ માટે ફાંફાં મારતું હોય પણ એના નિશાળિયા દોસ્તો સિનેમા જોવા જતા હોય ત્યારે એને ફરજિયાત ઘેર રહેવું પડતું હોય. આ દરેક દાખલામાં ઇચ્છાને ધક્કો મારીને ધકેલવાની વાત છે. પહેલામાં અભાવ ( Deprivation ), બીજામાં ખામી ( Privation )ને ત્રીજામાં આડખીલી ( Obstruction ) વ્યક્તિને નિરાશ બનાવવામાં કારણરૂપ નીવડે છે.

ઘણીવાર સામાજિક વ્યવસ્થા વ્યક્તિની નિરાશા માટે નિમિત્ત બને છે. દરેક સામાજિક સમૂહના અમુક ચોક્કસ નિયમો કે પ્રણાલિકાઓ હોય છે. કેટલાક સમૂહમાં દારૂ પીવો એ નીતિ મનાતી હોય તો કેટલાક સામાજિક રીતરિવાજો એનો નિષેધ કરતા હોય, આમ વ્યક્તિનાં અંગત દૃષ્ટિબિંદુઓનું ઘર્ષણ સામાજિક રીતરિવાજો સાથે થાય. જો અમુક નિયમો એનામાં નિરાશા જન્માવે ને એને





પરિણામે એનામાં સમાજ સાથે લડવાની શક્તિ આવે તો તો વ્યક્તિ નિરાશામાંથી બહાર નીકળી શકે ખરી. પણ જો એવું ન બને ને વ્યક્તિ સામાજિક નિયમોને ઉલ્લંઘી ન શકે તો એના માનસિક જીવનમાં ઘર્ષણ થયા કરે ને નિરાશા કાયમ માટે એને હેરાન કર્યા કરે એવું પણ બને.

ઘણીખરી નિરાશ વ્યક્તિઓની નિરાશાનું મુખ્ય કારણ વ્યક્તિ પોતે જ હોય છે. ઘણીવાર વ્યક્તિઓને તકો મળતી હોય છે, છતાં એનો લાભ ઉઠાવતા નથી આવડતો ને એમની જરૂરિયાતો સંતોષી શકાતી નથી. ઊંડી માન્યતાઓ ને કાંઈક અંશે ભય વ્યક્તિને અમુક જાતની મહત્ત્વાકાંક્ષાઓ સંતોષતા અટકાવે છે. જેમકે, એક વ્યક્તિને વકીલ બનવાની ઇચ્છા હોય, એનામાં આવડત પણ હોય ને બુદ્ધિ પણ હોય; પણ આ ઇચ્છાને સંતોષવામાં એનામાં ઘર ઘાલી બેઠેલી લાઘવગ્રંથિ એને નડતી હોય. સંજોગોએ પૂરી પાડેલી તકનો લાભ ઉઠાવી લેવામાં પણ નિષ્ફળતાનો ભય એને નડે. કોઈક એની મશ્કરી કરશે, પોતે નિષ્ફળ નીવડશે તો દુનિયાને શું મોં બતાવશે એવી એવી ભાવના એની આવડત ને ઇચ્છાને ક્રિયામાં પરિણમતી રોકી શકે. આવી ભાવનાને પરિણામે સાંપડેલી નિરાશા આંતર નિરાશા કહેવાય. વ્યક્તિની શારીરિક ખોડખાંપણ, માંદગી, માનસિક ભય ને લાઘવગ્રંથિ એની ઇચ્છાઓને પરિપૂર્ણ કરતી અટકાવે ત્યારે આંતર–નિરાશામય માનસિક પરિસ્થિતિ ઉપજે.

ફ્રૉઈડ નિરાશાના કારણરૂપ એક નવો જ સિદ્ધાંત રજૂ કરે છે. એ એવુ માને છે કે માનવીને જે વસ્તુ આનંદ આપે છે તે માનવી કરે છે ને જે ક્રિયાથી એને દુઃખ થાય છે. એનાથી એ દૂર રહે છે. માનવીમાત્રની આ સામાન્ય પ્રતિક્રિયા છે. હવે જો એવું થાય કે દુઃખ થાય એવી ક્રિયાઓ એને વારંવાર કરવી પડે તો સુખ મેળવવાની ઇચ્છા જોખમાય. એને સુખ ન મળે આથી એ નિરાશ થાય. ફ્રૉઈડની પાસે એક એવી સ્ત્રી વિશ્લેષણ માટે આવેલી, જે એમ ઇચ્છતી હતી કે એને ને એના બાળકને કોઈ મારી નાખે તો સારું, કારણ કે એને એના પતિ સાથે અણબનાવ હતો, પતિના વર્તનથી એ નાસીપાસ થઈ હતી ને આથી એ એના પતિથી ઉપજેલા બાળકને પણ જીવતું રાખવા નહોતી માગતી. એની નિરાશા પતિ પ્રત્યેના ગુસ્સામાં વહેતી સ્પષ્ટરૂપે દેખાતી હતી, આથી જ ફ્રૉઈડ સુખને ભોગવવાની ને દુઃખથી દૂર રહેવાની માનવમેહજ અપેક્ષાને મહત્ત્વ આપવા પ્રેરાયો છે.

નિરાશાના પરિણામે વ્યક્તિ લડાયક વૃત્તિવાળી બનતી જાય છે. અને આ લડાયક વૃત્તિ વધુ વિકસતાં એ વ્યક્તિને સમાજવિરોધી કાર્યો કરવા પણ પ્રેરે છે. કેટલીકવાર નિરાશાની અપેક્ષા પણ માનવીને ક્રોધિત બનાવે છે. જો કે લડવાની પ્રેરણાનાં પરિણામો ગાળો બોલવાથી માંડીને ખૂન સુધીમાં આવે છે ખરાં. સંશોધકોના એક સમૂહે નિરાશાની અસર માપવા માટે એક પ્રયોગ કર્યો. એમાં એમણે ૩૦ બાળકો—છ મહિનાથી માંડીને બે વર્ષ સુધીનાં—નો સમાવેશ કર્યો. એમણે બાળકો માટે બે જાતની પરિસ્થિતિ સર્જી. (૧) બાળકોને બધી જ જાતનાં રમકડાં કોઈ પણ જાતનાં અવરોધો વગર રમવા આપ્યાં. (૨) સુંદર ને આકર્ષક રમકડાં બાળકો જોઈ શકે એવી રીતે તારની વાડ કરીને મૂક્યાં જેથી બાળકો એને રમી ન શકે કે રમકડાં સુધી પહોંચી પણ ન શકે. આના પરિણામે બાળકો તારની વાડને લાત મારીને દૂર કરવાના પ્રયત્ન કરવા માંડ્યાં. કેટલાક બાળકો તારની વાડ પર ચડવાની કોશિશ કરવા માંડ્યાં. વળી કેટલાક બાળકો પ્રયોગ કરનારને વિનંતિ કરવા માંડ્યાં તો કેટલાક ધમકી આપીને આડખીલી દૂર કરવા માટે દાંતિયાં કરવા માંડ્યાં. બહુ જ ઓછાં બાળકો શાંતિથી અંદર મૂકેલાં રમકડાંને જોઈ રહ્યાં ને અંદર અંદર વાતો કરીને બેસી રહ્યાં.

આવી જાતની લડાયકવૃત્તિ ઘણીવાર બહુ લાંબો વખત



ટકે છે. એનાં બે સુંદર દૃષ્ટાંતો ડોલાર્ડે એના 'Frustration & Aggression' નામના અભ્યાસપૂર્ણ પુસ્તકમાં નોંધ્યા છે. એ જણાવે છે કે એક કોલેજીયન યુવક પોતાની સ્ત્રી-મિત્ર સાથે મૉટરમાં ફરવા જતો હતો. વાતોમાં એ એટલો ગરકાવ હતો કે મૉટર ચલાવવામાં એનું પૂરતું ધ્યાન નહોતું રહેતું. આથી પોલીસે એની સાથે અપમાનભર્યા અવાજે વાત કરી. એને બહુ માઠું લાગ્યું ને એની મૉજ કરવાની બધી યોજનાઓ હવામાં ઊડવા લાગી. એને બધા જ પોલીસો પર દાઝ ચડવા માંડી ને એની મુસાફરી અરસિક બની. બીજો એક દાખલો એક બાળકના મનની ઝાંખી કરાવી જાય છે. એક બાળકીનાં માબાપ એની ખૂબ કાળજી લેતાં. શનિ-રવિની રજાઓમાં એમને ત્યાં મહેમાન આવતાં આથી માબાપનું ધ્યાન બાળકી પ્રત્યેથી ખસીને મહેમાનો પ્રત્યે દોરાતું. આથી બાળકી મનમાં ખૂબ મૂંઝાતી. એને મહેમાનો પર ખૂબ ગુસ્સો ચડતો ને તેના વર્તન વડે મહેમાનોને એવું જણાવવાનો પ્રયત્ન પણ કરતી. બધાં મહેમાન રવિવારે રાત્રે પાછાં વળતાં ને સોમવારે એને એના માબાપ ગમતાં નહીં. આમ બાળકોના અમુક લાગણી, ખાસ કરીને ધ્યાન ખેંચવાની લાગણી (Need For attention) જરાક અમસ્તી પણ દુભાય તો બાળકોના વર્તનમાં એનું પ્રતિબિંબ પડ્યા વગર નથી રહેતું.

નિરાશાનું સામાન્ય લક્ષણ એ છે કે એનાથી અણગમો ઉત્પન્ન થયા વગર નથી રહેતો. નિરાશા જેટલી તીવ્ર કે ગાઢ, અણગમાની લાગણી એથી વધારે તીવ્ર હોવાની. માનવી માનસિક સમતોલપણું જાળવવા એટલો બધો મથે છે કે એને નિરાશા ઉત્પન્ન કરે એવા સંજોગોથી દૂર રહેવું વધારે ગમે છે. જો નિરાશા ઉપજાવે એવી ઇચ્છાઓથી માનવી દૂર રહી શકે તો એ સમાજ સાથે એકરૂપ બની શકે ખરો. પણ ઘણુંખરૂં આમ બનવું અઘરૂં છે. કારણ કે માનવીના મનમાં અમુક ઇચ્છાઓ એ ઇચ્છે કે ન ઇચ્છે તો પણ આપમેળે ઉત્પન્ન થતી હોય છે. એને અમુક વસ્તુ ખાવાની ઇચ્છા થાય, એ હોટેલમાં એ જ વસ્તુ ખાવા માટે જાય પણ ખરો, પણ એની કિંમત જોઈને હેબતાઈ જાય ને ખાવાની ઇચ્છાને દબાવે, અથવા બીજી કોઈ સસ્તી વસ્તુ ખાઈ ને પાછો આવે. પૈસાના અભાવે નિરાશાના ભોગ બનવું પડ્યું હોય એ એનાથી ભૂલાય નહીં ત્યારે એનામાં એક જાતની અધીરાઈની લાગણી પ્રવેશ્યા વગર ન રહે.

ઘણા લેખકો એવું માને છે કે જે વ્યક્તિ એકવાર સજ્જડ નિરાશાનો ફટકો સહી શકે તે નાની નાની નિરાશાઓથી ટેવાઈ જાય છે. પણ વાસ્તવિકરીતે આ હકીકત સાવ પાયા વગરની છે. સતત નિરાશા કે નિરાશાના કમરતોડ પ્રહારથી વ્યક્તિની કમર ભાંગી જાય છે. બાળકને રમકડાંની પેટીમાં અમુક રમકડાં ગોઠવવાનાં કહીએ. પેટી નાની હોય, બાળક બિચારું ખૂબ મથે પણ એનાથી કાંઈ વળે નહીં; આથી એ કંટાળે, રમકડાં તોડે-ફોડે. એમાં એનો શો દોષ? આવું જ મોટા માણસનું. વારંવાર નિરાશા સહેવાથી માનવીનું મન વધુ આળું બનતું જાય છે. ને એની સ્થિતિ પેલા કંટાળેલા બાળક જેવી થઈ જાય છે. એની પેટી—સહનશક્તિ—નાની છે. રમકડાં—દુઃખ—ખૂબ છે, આથી એ બાળકની જેમ પોતાનાં રમકડાં—શરીર પર દાઝ કાઢે તો એમાં કોનો દોષ? નિરાશાની તીવ્રતાનો જ ને?

અતિશય નિરાશામાંથી બચવા માટે વ્યક્તિ ક્યારેક સંજોગ સાથે લડી લેવાને બદલે જૂના સુખમય દિવસોને યાદ કરવા મંડી પડે છે. જેમ કૉંગ્રેસની રાજ્યપદ્ધતિથી નિરાશ થયેલા માનવીઓ—મોટાભાગના માનવીઓ—અંગ્રેજોના રાજ્યના વખાણ કરે છે તેમ વ્યક્તિને દુઃખમય વાસ્તવિકતા નથી ગમતી એટલે એ પોતાની જૂની પ્રણાલિકાઓને અપનાવીને એના વ્યક્તિગત પ્રશ્નો ઉકેલવા મથે છે. નાનું બાળક—ત્રણ ચાર વર્ષનું થયા પછી પણ—જ્યારે એની જૂની ટેવ—પથારીમાં પેશાબ કરવાની—અપનાવે ત્યારે સમજી લેવું કે એની સ્વતંત્રતા જોખમાય છે





આથી એ નિરાશ થાય છે ને નિરાશા એને પાછળ ધકેલે છે. એને એમ લાગે છે કે એ મોટું થાય છે એમ એની દરકાર ઓછી લેવાય છે, એની પ્રેમની ભૂખ સંતોષાતી નથી. આથી એ જૂની ટેવને સ્વીકાર રીતે પોતાની જાતને બરાબર રીતે ઘરના વાતાવરણમાં ગોઠવવાનો પ્રયત્ન કરે છે, ને એ રીતે માબાપનું ધ્યાન ખેંચીને પ્રેમ મેળવવા મથે છે. આ ક્રિયાનું માનસશાસ્ત્રીય વિશ્લેષણ કર્યા વગર એને એક શારીરિક નબળાઈ માનીને માબાપ જ્યારે એ દૂર કરવાના ઉપાય લે છે ત્યારે બાળકની સ્થિતિ વિષમ બને છે. આથી માબાપોએ સાચી સ્થિતિ સમજવામાં વાર ન લગાડવી જોઈએ. જો કે આવી પરિસ્થિતિ ઘણુખરું તો એક નાનું બાળક ઘરમાં હોય ને બીજા બાળકનું આગમન થાય છે ત્યારે જ બને છે. નવા આવેલા બાળકની વધુપડતી દરકાર લેવાય છે ત્યારે પહેલા બાળકની સજ્જડ અવગણના પણ કરવામાં આવે છે, આથી બાળકના મનમાં એક જાતનો અસંતોષ જન્મે છે. આપણા સમાજમાં જ્યાં પુત્ર–પુત્રીના ભેદભાવ છે ત્યાં એક પુત્રીના આગમન પછી બીજો પુત્ર જન્મે ત્યારે બિચારી છોકરીની સ્થિતિ કપરી થાય છે. ત્યારે બાળકીમાં નિરાશાને પરિણામે અદેખાઈ, નિરુત્સાહ ને પોતાના જીવન પ્રત્યેની ચીડ જન્મે છે.

જ્યારે વર્તમાન જીવન વધુ દુઃખી બને છે ત્યારે પુખ્ત માનવીનું વર્તન પણ ભૂતકાળમાં રસ લેતું બની જાય છે. આવી માનસિક સ્થિતિને Regression કહેવામાં આવે છે. એક ૧૭ વર્ષની યુવતીને જ્યારે માનસચિકિત્સક પાસે લાવવામાં આવી ત્યારે એની માએ એમ ફરિયાદ કરી કે એની છોકરીનું વર્તન પચિક માસથી ખૂબ જ સંહારાત્મક ને અતાર્કિક બની ગયું છે. કૌટુંબિક ઇતિહાસની તપાસ પરથી એવું સાબિત થયું કે બાળકી પાંચ વર્ષની હતી ત્યારે એનાં માબાપ ખૂબ ઝગડતાં, આથી બાળકીના મનમાં એક જાતનો અજંપો પ્રવેશતો. ત્યારથી જ એનામાં અમુક જાતનાં અસામાન્ય વર્તનનાં લક્ષણો દેખાતાં હતાં. એ ગમે ત્યારે નખ કરડતી, પથારીમાં પેશાબ કરી જતી ને બીજા અસંખ્ય ભય એને સતાવતા. એને એના બાપ પ્રત્યે વધુ લાગણી હતી પણ જ્યારે એ સાત વર્ષની થઈ ત્યારે એની માએ બાપ સાથે છૂટાછેડા લઈ લીધા ને બાળકી સાથે જુદા ઘરમાં રહેવા લાગી. આથી બાળકી મા પર ચિડાઈ ને મા સાથે વારંવાર ઝગડવા લાગી. નિશાળમાં ને ઘરમાં એનું વર્તન સાવ બગડી ગયું ને એ સામાજિક ગુના પણ કરવા માંડી. ત્રણ વર્ષ પછી એ એના બાપને થોડીવાર માટે મળવા પામી. વાતાવરણ ત્યાર પછી વધુ બગડ્યું ને એને મા પાસે નહોતું રહેવું છતાં રહેવું પડ્યું. આથી માની ગેરહાજરીમાં બાળકી આખુ ઘર વેરવિખેર કરી નાખતી, એની માનાં કપડાં ફાડી નાખતી ને કામની ચીજો બારી બહાર ફેંકી દેતી. એવામાં એના હાથમાં નાનપણનો એનો જ એક ફોટો આવ્યો. માની ગેરહાજરીમાં એણે ફોટા પ્રમાણે વાળ કાપી નાખ્યા ને ભમર પરના વાળ સાવ સાફ કરી નાખ્યા. એના મોં પર પણ બાળપણના ભાવ લાવીને બેસી રહી. જ્યારે એને દવાખાનામાં લાવ્યા ત્યારે એ સાવ ગંદી, જમીન પર રમતી, ગમે તેમ બોલતી ને અદેખાઈથી સળગતી હતી. એના મનમાં ચાલતા ઘર્ષણો એના મોં પર સ્પષ્ટ દેખાતાં હતાં. આવા સંજોગોમાં એના મનમાં અસલામતીની ભાવના એટલી ઊંડી હતી કે એ દૂર કરવી એ જ મોટું મહાભારત કામ થઈ પડ્યું હતું. દાક્તરોએ એને સારું એવું વાતાવરણ સર્જીને ને પ્રેમની ભૂખ સંતોષીને એનો રોગ દૂર કર્યો હતો ને એને એના બાપને સોંપવાની માગણી અદાલત પાસે કરી હતી. ગહન નિરાશાના આવા સંજોગોમાં જ્યારે બધેથી નિરાશા સાંપડે છે ત્યારે વ્યક્તિ આત્મહત્યા કરવા તરફ પણ પ્રેરાય છે.

નિરાશામાંથી જન્મતી લાગણીનું ક્યારેક દમન પણ કરવામાં આવે છે. જ્ઞાતમનમાંથી લાગણી, દુઃખ, શરમ કે ગુનો ઉત્પન્ન કરે એવી લાગણીને દમન

દ્વારા આંતર મનમાં ધકેલવામાં આવે છે. આવા દમન દ્વારા વ્યક્તિ વાસ્તવિક દુઃખમાંથી ક્ષણિક મુક્તિ મેળવે ત્યારે એ નુકશાન કરનારૂં નીવડે છે. માનવીનાં સ્વપ્નોમાં એ જાતજાતના વેશપરિવર્તન કે છૂપા-વેશ રૂપે પ્રતીક સાથે દેખાયા વગર નથી રહેતું. આવી વ્યક્તિ બહારથી શાંત કે સુખી દેખાતી હોવા છતાં અંદરથી સળગતી હોય છે ને વ્યક્તિત્વની ખામીઓને આવકારતી હોય છે. ડૉ. જેકિલ ને મિ. હાઇડ જેવા દ્વિવ્યક્તિત્વની એ ભોગ બને છે, ને નિરાશા ને તેનાથી ઉપજેલી લાગણી બંનેનું દમન કરીને એ દિવાસ્વપ્નોમાં રાચતી બની જાય છે. એની આજુબાજુની પરિસ્થિતિ જરાય પ્રેરક નથી હોતી ત્યારે એમાંથી ઉપજતી નિરાશાને પણ એ દબાવે છે ને પરિણામે દિવાસ્વપ્નો દ્વારા સુખનો અનુભવ કરવા ફાંફા મારે છે.

ગહન નિરાશા વ્યક્તિને બહાનાં બતાવનારી પણ બનાવી દે છે. આવી યંત્રણાને Rationalization કહેવામાં આવે છે. આમાં વ્યક્તિ પોતાની નિરાશા માટે પોતાનો વાંક નથી જોતી અને પોતાનું સ્વમાન સાચવવા ખાતર એ ખોટાં બહાનાં બતાવે છે. ઊંચા ઝાડ પરની દ્રાક્ષ જેમ શિયાળના મોંમાં ન આવ-વાથી એણે એ ખાટી છે એવું બહાનું કાઢેલું તેમ વ્યક્તિ પણ અમુક યોગ્યતા પ્રાપ્ત કરવા માટે પોતે અયોગ્ય હતી એમ નથી કહેતી પણ શિક્ષક માર્ક આપવામાં કંજૂસ હતો એવું બહાનું સહેલાઈથી કાઢે છે. બીજી કેટલીક વ્યક્તિઓ પોતાની અશક્તિને દબાવીને ભગવાન જે કરે છે તે સારૂં કરે છે એવું માનીને ચાલે છે. (Sour-grape & sweet-lemon mechanisms.) જો કે બંનેની બહાનાં કાઢવાની રીત તર્કયુક્ત હોય છે.

કેટલીકવાર નિરાશા કાલ્પનિક માંદગી પણ લાવી શકે છે. ઘણીખરી વ્યક્તિઓના મનમાં જ એ રોગ ઉત્પન્ન થાય છે ને શરીર પર એના પડઘા પડે છે; હિસ્ટીરીયા, શારીરિક નાદુરસ્તીની કાલ્પનિક ચિંતા ને જ્ઞાનતંતુની નબળાઈ મુખ્ય છે. આ બધાં દર્દોનાં શારીરિક ચિહ્નો જણાય છે ખરાં પણ એનું કારણ માનસિક હોય છે. ઘણીવાર માણસ બહેરો બની જાય છે ત્યારે ડાક્ટર એવું નથી કહી શકતા કે સાચેસાચ શારીરિક ઈજાને કારણે બહેરો બન્યો છે કે એની બહેરાશનું કારણ માત્ર માનસિક જ છે. કેટલીક વ્યક્તિઓને અણગમતું કામ કરવાનું આવે એટલે માથુ દુઃખે, શરદી થાય કે તાવ ચડી જાય. રવીન્દ્રનાથ ટાગોર નાના હતા ત્યારે વાતો સાંભળ-વાના ખૂબ રસિયા. દાદીમા પાસે વાતો સાંભળતા બેઠા હોય ને માસ્તરને દૂરથી આવતા જુવે એટલે એમને તાવ ચડવા માંડે. માસ્તર તાવવાળા રવીન્દ્રને ભણાવવાની ના પાડે ને માસ્તર જાય એટલે રવી-ન્દ્રનો તાવ પણ લેતા જાય! આમ ઘણાખરાં શારીરિક દેખાતાં દર્દોનાં કારણોમાં જો ઊંડા ઊતરીએ તો સ્પષ્ટ જણાય છે કે એ બધા રોગો માનસિક પ્રત્યાઘાતોને પરિણામે જન્મેલા હોય છે. કોઈકવાર પક્ષાઘાત, જઠરની ચાંદી, જીભની તોતડાશ કે ન્યુમોનિયા વગેરે દર્દોની શારીરિક તપાસમાં કોઈપણ અવયવની ખામી જણાતી નથી ને છતાં વ્યક્તિ આ બધાં દર્દોથી પીડાતી હોય છે, ને દર્દોનાં સામાન્ય ચિહ્નો પણ જણાતાં હોય છે. આથી માનસ આરોગ્ય શાસ્ત્રીઓનું માનવું છે કે આ બધા રોગોના કારણ-રૂપે ઊંડી નિરાશા જરૂર હોવી જોઈએ.

ઘણાખરા માનવીઓને એમના સંજોગો નિરાશ કરતા હોય છે. આવી વ્યક્તિઓની શક્તિ ત્યારે બહાર પ્રકટ થઈ શકતી નથી. તકોનો અભાવ એમને ખૂબ સાલતો હોય છે. ત્યારે એક વસ્તુ પોતે અમુક કારણને લીધે ન મેળવી શકી, આથી એના બદલામાં એ પોતાની શક્તિઓને એવી અનુકૂળ દિશા તરફ દોરે છે કે જે ક્ષેત્રમાં એ કાંઇક સંગીન કામ કરીને નામના મેળવી જાય ને પહેલાંની નિરા-શાને લાત મારીને ફગાવી દે. આ સિદ્ધાંતના પુરાવા રૂપે જગજૂના સંગીતકાર બીથોવન, પ્રખ્યાત વક્તા





ડેમોસ્થિનીઝ, ને બાળલકવા સાથે લડી લેનાર ફ્રેંક-લીન રૂઝવેલ્ટનાં દૃષ્ટાંતો પૂરતાં છે. જો બીથોવન એની બહેરાશથી નિરાશ થયો હોત, ડેમોસ્થિનીઝ એની તોતડાશથી હિંમત હારી ગયો હોત ને રૂઝવેલ્ટ બાળલકવાના ભયથી માનસિક મૃત્યુ મરી ચૂક્યો હોત તો દુનિયા એમને સંગીતકાર, વક્તા કે પ્રમુખ તરીકે પામી શકી હોત ખરી? કુદરત હમેશાં વ્યક્તિના ઉપર એટલી દયા તો કરે જ છે કે એક જ્ઞાનેન્દ્રિય હરી લે છે ત્યારે બીજી ખૂબ શક્તિશાળી બનાવી આપે છે. માનવી પણ આ રીતે જ આગળ વધતો આવ્યો છે. એક કામમાં સફળતા નથી મળતી તો એની દૃષ્ટિ બીજાં તથ્યો પ્રત્યે તરત દોરાય છે. ઘણાખરા લેખકો, કવિઓ, કળાકારો પણ જીવનની વાસ્તવિકતાથી નિરાશ થયેલાઓના વળતરના પુરાવા જ છે ને!

એક વસ્તુ નક્કી છે કે નિરાશ થઈ ને નિષ્ક્રિય બેસી રહેવામાં પુરુષાર્થ નથી પણ બાયલાશ છે. જો કે અધૂરી આશા માનવીના મનને ક્યાંય જંપવા દેતી નથી; એને એ વધુ દુઃખી બનાવે છે ને માનવીનું મન એ નિરાશામાંથી છૂટવા અમુક કાર્ય પાછળ ધસડાય છે. ઘણા માનસશાસ્ત્રીઓનું માનવું છે કે 'નિરાશાનું લક્ષણ જ વળતર છે.' કારણ કે વ્યક્તિ નિરાશ થયા પછી જીવનની વાસ્તવિકતા સાથે પોતાની જાતને બરાબર ગોઠવી દેવા માટે સતત મથતી હોય છે. આવા સંજોગોમાં જો સારો ચીલો હાથે ચડી જાય તો નિરાશાને ખંખેરી નાખતાં વાર નથી લાગતી ને વ્યક્તિ બમણા ઉત્સાહથી કામે મંડી પડે છે, ને એ ક્ષેત્રમાં સારી નામના મેળવી જાય છે, પછી એને નિરાશા સતાવતી નથી. કૉલેજમાં ભણતી એક યુવતી વિદ્યાર્થિની હતી ત્યારથી જ એને એ સંસ્થા પ્રત્યે ખૂબ મમતા બંધાયેલી. એની મહત્ત્વાકાંક્ષા એ જ સંસ્થામાં જોડાઈને કાંઈ-પણ વેતન લીધા વિના પોતાનું જીવન સેવાર્થે ખર્ચવાની હતી. પણ એક યા બીજા કારણે એની મહત્ત્વાકાંક્ષા ઉપર ઠંડું પાણી રેડવામાં આવ્યું. પેલી યુવતી ખૂબ નાસીપાસ થઈ, કારણ કે એના ઉમદા હેતુને સંસ્થાના સંચાલકોએ અવગણ્યો. પાંચ-૭ મહિના સુધી એ માનસિકરીતે જરાક હેરાન થઈ ને કાંઈ પણ સક્રિય કાર્ય ન કરી શકી. ધીમે ધીમે એણે અન્ય પ્રવૃત્તિઓમાં રસ લેવા માંડ્યો. જાહેર પ્રવૃત્તિ શરૂ કરીને પોતે કાંઈક કરે છે એવો સંતોષ મેળવવા માંડ્યો. આજે એ વ્યક્તિના દિલમાં ક્યાંય નિરાશા નથી. એને સંતોષ છે કે એનો રસ્તો સાચો છે. અવરોધો માનવીને કાં તો નિરાશાવાદી બનાવે છે ને કાં તો બમણા જોરથી લડવાની શક્તિ પેદા કરે છે એવું ઉપરના દૃષ્ટાંત પરથી ફલિત થાય છે.

આમ નિરાશામાંથી બચવા માટેના સારા રસ્તાઓમાં વળતર (Compensation), એકની ખોટ બીજી રીતે પૂરી લેવી, સાચા રસ્તે લઈ જનારો સતત શ્રમ, વાસ્તવિક પરિસ્થિતિની સાચી પરખ, એને અનુસરીને વર્તવાની ચતુરાઈ, સામાજિક સંબંધો જાળવવા માટેની સહકારી પ્રવૃત્તિ મુખ્ય ગણાવી શકાય. ઇચ્છાઓનું ઊર્ધ્વીકરણ (Sublimation) ને પૂરકતા (Substitution) એ બંને માનવીને પરિસ્થિતિ સાથે ગોઠવી આપવા માટેનાં ઉત્તમ સાધનો છે. ઊર્ધ્વીકરણની પ્રક્રિયામાં માનવીની ઊર્મિઓ બદલાઈ જાય છે. એક માનવીનું આજુબાજુનું વાતાવરણ એની જાતીય પ્રેરણાને અમલી બનાવવા માટે અનુકૂળ ન હોય ને એને ઘણા અવરોધો નડતા હોય, એને એમ લાગતું હોય કે એની જાતીયતાનું દમન કરવાથી ખરાબ પરિણામ આવશે ત્યારે એ રોમાંચ ઉત્પન્ન કરે એવા સાહિત્ય તરફ, પ્રેમનાં ઊર્મિકાવ્યો રચવા તરફ કે લાગણીભર્યા પ્રેમપત્રોના લખાણ તરફ એની વૃત્તિને જરૂર દોરી શકે. માનસશાસ્ત્રીઓના મતે તો બધી જ કળાઓ—લલિત કળા કે વાઙ્મય—જાતીયવૃત્તિના ઊર્ધ્વીકરણનું જ પરિણામ છે. ન્યૂનતા પૂરવાની નીતિ પણ લાગણીના સંતોષનું પરોક્ષ

# મિત્ર મંડળી

ઈશ્વર પેટલીકર

એક ઉપર બીજી ન પરણવાનો કાયદો છે એટલે આ વાર્તા કદાચ ગઈ પેઢીની પણ લાગવા સંભવ છે. પણ એ કાયદો થયા પહેલાંનાં આવાં જોડાં–કજોડાં છે તેનું શું ? એવી એક સામાજિક સમસ્યાને છેક મૂળથી સ્પર્શતી આ આખી વાર્તાનો ઉકેલ તો કુશળ વાચકે જ ઉકેલવો રહ્યો.

શિયાળો હોય ત્યારે અમારી મંડળી સાડાપાંચ વાગે ફરવા ઊપડી જાય છે. કોઈ સભ્ય આવવા બાકી હોય તો પોણાછ સુધી રાહ જોવાય છે. પરંતુ આજે ઊપડવાનો વખત પૂરો થયો છતાં પ્રોફેસર વિદ્યાવ્રત ઉપાધ્યાય આવ્યા ન હતા. અહીંની કૉલેજમાં નિમણૂંક થતાં ચાર માસથી અમારી મંડળીમાં એ જોડાયા હતા. એમનો ઉમદા સ્વભાવ, વિનોદ કરવાનું વાક્ચાતુર્ય અને કોઈ પ્રશ્નના હાર્દને પકડવાની સૂક્ષ્મ બુદ્ધિશક્તિથી આટલા થોડા વખતમાં અમારા મંડળનું એ અવિભાજ્ય અંગ થઈ પડ્યા હતા. ઉનાળાની ગરમીમાં પવન પડી જતાં જેમ ગભરામણ થાય છે તેમ એમની ગેરહાજરી અમને સૌને ગૂંગળાવનારી થઈ પડતી.

વિદ્યાવ્રતને ગેરહાજર જોતાં અંબુભાઈએ મારા તરફ જોઈ કહ્યું: 'પ્રોફેસર આજે કેમ આવ્યા નહિ?'

પ્રોફેસર આમ તો બધાં સાથે ભળી ગયા હતા, પણ મારી સાથે સૌથી વિશેષ નીકટતા સ્થપાઈ છે એમ સૌ માનતા હતા. એટલે એનો જવાબ મારે આપવાનો હોય તેમ દરેકે મારા સામું જોયું. મેં સ્પષ્ટ થતાં કહ્યું: 'કાલે છૂટાં પડતી વખતે એમણે કહ્યું નહોતું કે આવતી કાલે હું આવી શકીશ નહિ.'

રણછોડભાઈએ કહ્યું: 'પ્રોફેસર નથી એ એક રીતે સારું થયું છે...'

આવું વાક્ય અમારી મંડળીમાં પહેલું જ બોલાતું હતું એટલે રણછોડભાઈ સ્વપ્નમાં તો નથી બોલતા એમ ઘડીભર અમને સૌને લાગ્યું અને અમારી આંખો એમની સામે એકીસાથે બંદૂકની નળી જેમ તાકી રહી.

રણછોડભાઈ અમારો સૌનો ભાવ સમજી જતાં બોલ્યા: 'ઊંઘમાં ય નથી બોલતો અને મગજ ગુમાવીને ય નથી બોલતો. પ્રોફેસર સાહેબ ઉપર આપણે સૌ ફીદા છીએ, પણ એવા માણસને ય કેવી ભયંકર કાળી બાજુ છે એ તો ઘડીભર માન્યામાં પણ ન આવે તેવું છે.'

કાળી બાજુ, ભયંકર કાળી બાજુ અને તેય પ્રોફેસર વિદ્યાવ્રતની! મારામાંથી કોઈને માન્યામાં આવે તેમ ન હતું. પરંતુ અમારા મંડળના સભ્ય રણછોડભાઈ પણ તોપ મારે એવા ન હતા. ગંભીરતાથી વાત કરતા હતા. પ્રોફેસર સાહેબ વિષે એમને કોઈ

---

સાધન જ છે. સમાજે સ્વીકારેલી નીતિનું જ આમાં પાલન નથી કરવામાં આવતું, પણ સમાજદ્વારા એ નીતિ ખૂબ માન પામેલી પણ હોય છે. આથી વ્યક્તિના મનમાં ઊંચા રસ્તાઓ રમે છે.

આમ આપણે નિરાશા ઉપજવાનાં કારણો, એનાં વિવિધ લક્ષણો અને એમાંથી છૂટવાના ઉપાયો જોયા. સૌથી ઉત્તમ માર્ગ તો એ છે કે નિરાશાના ભૂતને વ્યક્તિના મનમાંથી ગમે તે પ્રકારે દૂર કરવું. બાકી રોતી ફિલ્મો જોવાથી કે રડતાં ગીતો ગાવાથી નિરાશા દૂર થવાની નથી એ નક્કી છે. નિરાશાને ખંખેરવા માટે તો ખડે પગે ઊભા થવું જોઈએ ને અનેકવિધ પ્રવૃત્તિઓમાં મનને રોકી રાખવાનો સતત પ્રયત્ન કરવો જોઈએ. લમણે હાથ દઈને બેસી રહેવાથી કાંઈ ન વળે, આગ લાગી હોય તો ઓલવવાના પ્રયત્ન કરવા જ પડે ને?

[આવતે અંકે: ભાગેડુવૃત્તિ

*





પૂર્વગ્રહ પણ ન હતો એટલે વાંકદેખા સ્વભાવનો એ ભોગ થઈ પડ્યા હોય. મારા મનમાં એકીસાથે અનેક તર્કો ઊઠ્યા અને તેમાંથી મોખરે, પ્રોફેસરો માટે સુલભ, કોઈ વિદ્યાર્થિનીના પ્રેમમાં તો નહિ પડ્યા હોય!

અત્યાર સુધી મૌન રહેલા નટુભાઈ બોલ્યા: 'અમારી કુતૂહલવૃત્તિને વધુ તંગ કરવાથી શો ફાયદો થવાનો છે? જે હોય તે કહી નાખોને.'

મેં વચ્ચે કહ્યું: 'જોજો પાછા, ઊડતી વાતથી દોરાઈ ગયા હો તેવું ન બને.'

અંશુભાઈ: 'મારે ભાગે તો વા-વંટોળની માફક સમાજમાં સત્યથી વેગળી જ વાતો ઊડતી હોય છે. આપણું મંડળ એનો ભોગ ન થઈ પડે એ ખાસ જોવું જોઈએ.'

ડાહ્યાભાઈ: 'એવું બને તો આપણું મંડળ પણ નિંદા-મંડળ જ થયું કહેવાય. અને પ્રોફેસર જેવા સજ્જનને અન્યાય કર્યો ગણાય.'

રણછોડભાઈને આમાં પોતાનું અપમાન લાગ્યું હોય તેમ બોલ્યા: 'શું હું એવો છીછરો છું કે ઊડતી વાત રજૂ કરી તમારી આગળ મૂર્ખ બનું? તમારા કરતાં હું ઓછી ખાત્રી કરું તેવો નથી. વાત કરનારને મેં પૂછ્યું કે સાંભળેલી વાત છે કે નજરે જોયેલી? એમણે કહ્યું—નજરે જોવાની ક્યાં વાત છે, મારી પાડોશણની જ કથા છે.'

અમારી વાત બીજાના સાંભળ્યામાં ન આવે તેમ અમે વસતીમાંથી બહાર નીકળી દૂરના રસ્તે ચાલવા લાગ્યા હતા. અંશુભાઈએ કહ્યું: 'તો પછી જે વાત હોય તે કહી નાખોને.'

રણછોડભાઈ: 'પ્રોફેસર સાહેબનાં આ પત્ની, સરલા-બહેન બીજી વખતનાં છે. પ્રથમ પત્ની હયાત છે.' અમારા બધાંના પગ થંભી તો ન ગયા, પણ ધીમા તો પડી ગયા. પ્રોફેસરોની બાબતમાં આવું બનતું અવારનવાર સાંભળવામાં આવે છે એટલે કોઈ વિરોધ તો ન કરી શક્યું. નટુભાઈએ ખાત્રી કરવા સવાલ કર્યો: 'તમને આ કોણે કહ્યું?'

રણછોડભાઈ: 'મારી પડોશમાં એક મહેમાન આવ્યા હતા, તે પ્રોફેસરનાં પ્રથમ પત્નીના પિયરના પાડોશી છે. એમણે બધી વાત કરી છે.'

અંશુભાઈએ કહ્યું: 'વિદ્યાનન્દ ઉપાધ્યાય એવું બીજું કોઈનું મળતું નામ તો નથી ને?'

રણછોડભાઈ: 'આરામાં આખું કોળું શાકમાં જતું રહે તેમ તો તમે નહિ જ માનો.'

એ હકીકતને અમે સૌએ સ્વીકારી લીધી હોય તેમ મેં કહ્યું: 'એમની પ્રથમ પત્ની વિષે તમે કંઈ પૂછપરછ કરી હતી?'

રણછોડભાઈ: 'હા, છોકરી ન ગમે તેવી કુરૂપ નથી, અભણ પણ નથી. પણ કોણ જાણે બંને વચ્ચે શું આંટી પડી કે પહેલે વખત સાસરે ગઈ, પછી એને તેડી નહિ. બાપ તો એના ગુજરી ગયા હતા, પણ માએ દીકરીને સાસરે મોકલવા ઘણા પ્રયત્ન કર્યા પણ એ લોકો—પ્રોફેસર અને એનાં માબાપ સંમત ન થયાં અને એ ફરી પરણ્યા ત્યારે જંપ્યા!'

આવી વાત આવે ત્યારે અમારા મંડળમાં નટુભાઈ ગરમ થઈ ગયા વગર રહે જ નહિ સામાજિક અન્યાયથી એ સમસમી જાય છે. એ કડવા થઈ જતાં બોલ્યા: 'પ્રોફેસર આમ હોશિયાર અને માયાળુ છે એટલે કૉલેજમાં અભ્યાસ કરતી વખતે સરલાબહેન એમનાથી આકર્ષાયાં હશે અને વિદ્યાર્થિની તરીકે એની મુગ્ધાવસ્થાનો લાભ લઈ એ પરણી ગયા હશે.'

મેં કહ્યું: 'સરલાબહેન કૉલેજમાં ગયેલાં નથી. મેટ્રિક સુધીનો જ એમનો અભ્યાસ છે.'

નટુભાઈ: 'હાઈ સ્કૂલમાં હશે ત્યારે ટ્યુશન આપવા જતા હશે તેમાંથી આ પરિણામ આવ્યું હશે.'




બંને એક જ્ઞાતિનાં હતાં અને માબાપે લગ્ન કરાવેલું એ હું જાણતો હતો, પરંતુ બંનેની ઇચ્છાથી માબાપે લગ્ન ગોઠવેલું કે આપમેળે એવું કંઈ હું જાણતો ન હતો એટલે નટુભાઈના અનુમાનનો જવાબ આપી શક્યો નહિ. પ્રોફેસરને પ્રથમ પત્ની છે એ જ અમારે માટે ભયંકર બિના હતી એટલે અંબુભાઈ બોલ્યા : 'આજની કેળવણી જ નકામી છે. જ્ઞાન, માહિતી કે બુદ્ધિ કેળવણીથી ભલે મળતી હોય, પણ સંયમ, સદાચાર, નીતિ એવું તો દેવાળું જ નીકળી જાય છે. વિદ્યાવ્રતના જ્ઞાનથી, સ્વભાવથી આપણે અંજાઈ ગયા છીએ, પણ એવું વાંઝિયું જ્ઞાન શું કામનું ? પ્રથમ પત્નીને અન્યાય કરતી વખતે એ જ્ઞાન કામમાં તો ન આવ્યું ને ?'

નટુભાઈ ઉશ્કેરાઈને બોલ્યા : 'આવા પ્રોફેસરો વિદ્યાર્થીઓને કેવા સંસ્કાર પાડી શકે ? ગુરુમાં જ્ઞાન ઓછું હોય તો ચાલે, પણ આચરણ મુખ્ય જોઈએ. આચાર્ય એટલે જેણે જીવનમાં આચરી બતાવ્યું હોય તે. જ્ઞાન તો પુસ્તકમાં ય પડ્યું છે, પણ એ નિર્જીવ છે એટલે પુસ્તકોનું મહત્ત્વ આપણે સ્વીકારતા નથી. જ્ઞાની માણસ પણ જો આચરી ન શકે તો એને નિર્જીવ–સડી ગયેલો માનવો જોઈએ. સમાજમાં ભલે એને સ્થાન હોય પણ વિદ્યાપીઠમાં એને સ્થાન ન જ હોવું જોઈએ.'

હું હસ્યો.

નટુભાઈ એ જ ઉશ્કેરાટમાં બોલ્યા : 'તમે હસો છો તે હું સમજું છું. લગ્ન વિષેના તમારા સુધારક—લપટા—વિચારો મારી જાણ બહાર નથી. એમ જો દરેક લગ્નનું રમકડું બનાવી મૂકે અને ફાવે ત્યારે ફેંકી દે તો સમાજમાં નીતિ જેવું શું રહે ? પશ્ચિમના જેવી જ અનીતિ એ ક્ષેત્રે અહીં ફેલાઈ જાય. પશ્ચિમમાં પરણતાં પહેલાં મોટા ભાગનાં યુવકયુવતીઓએ શરીરસુખ ભોગવેલું હોય છે. એ સ્થિતિ તમારે અહીં ઊભી કરવી હોય તો જ આવા પ્રોફેસરોને વિદ્યાપીઠમાં રાખી શકાય.'

હું બોલ્યો : 'પ્રોફેસર પાસેથી આપણે એ વિષે કંઈ સાંભળ્યા વિના અભિપ્રાય બાંધવો વ્યાજબી ન કહેવાય.'

નટુભાઈને પક્ષે બેસતાં અંબુભાઈએ કહ્યું: 'ગમે તે કારણ હોય પણ પ્રથમ પત્નીને એમણે અન્યાય કર્યો છે અને સમાજનો મોટો ગુનો કર્યો છે તે વિષે શંકા કર્યા છે ?

છેવટે સર્વાનુમતે અમારા મંડળમાં નિર્ણય થયો કે આ પ્રશ્ન પ્રોફેસર સાથે જાહેરમાં ચર્ચવો ઠીક નથી. એવું હોત તો પ્રોફેસરે જાતે જણાવ્યું પણ હોત એટલે મંડળના વતી મારે પ્રોફેસર સાથે ખાનગીમાં વાત કરવી અને જે હકીકત જાણવા મળે તે મંડળ આગળ રજૂ કરવી.

## પ્રોફેસરની કથા

વિદ્યાવ્રત અગિયાર વર્ષની ઉંમરનો હતો ત્યારે એનાં લગ્ન જ્ઞાતિની સાત વર્ષની ગૌરી સાથે થયાં હતાં. જ્ઞાતિમાં કન્યાઓની અછત હતી. થોડાં કુટુંબોને જ કન્યાવિક્રય વગર કન્યા મળતી. વિદ્યાવ્રતના પિતા વ્યવહારદક્ષ હતા એટલે વિધવાની કન્યા લેવામાં થોડું ખર્ચ થશે માની દીકરાનો વિવાહ કર્યો હતો. ગૌરીની માને પૈસાની જરૂર હતી એટલે લક્ષ્મીની લાલચે એણે પણ વિવાહ સ્વીકાર્યો હતો. આમ આ લગ્ન પરણનારની પૂરી સમજણ પહેલાં વડીલોની સગવડ તરીકે થયાં હતાં.

વરસ વીતતાં ગયાં, વિદ્યાવ્રત ભણવામાં હોશિયાર હતો તે પંદર વર્ષની ઉંમરે મૅટ્રિક પાસ થઈ શહેરની કૉલેજમાં ભણવા ગયો. ગૌરી પણ ગામની કન્યાશાળામાં સાત ચોપડી સુધી ભણી હતી. અવારનવાર સાસરીમાં શુભ પ્રસંગ હોય કે વારતહેવાર હોય ત્યારે એ જતી આવતી હતી, પરંતુ વિદ્યાવ્રત સાથે એને બોલવાચાલવાનો સીધો સંબંધ થયો ન હતો. ગૌરી પંદર વર્ષની થઈ અને વિદ્યાવ્રત ૧૯ વર્ષનો–





થયો ત્યારે એમને ઉમરલાયક ગણી માબાપે સંસારમાં પ્રવેશ કરવાને લાયક ગણ્યા હતાં.

આજની રીતે તો ૧૯ વર્ષનો યુવક સંસારમાં પ્રવેશે તે વિચિત્ર લાગે, પરંતુ ૧૯ વર્ષ પહેલાં તો એ ઉમરના યુવકો બાળકના પિતા પણ થતા હતા. વળી નાની ઉંમરે પરણ્યા હોય એટલે કાચાં ફળ કૃત્રિમ ગરમીથી પકવ્યાં હોય તેમ એ વાતાવરણને લીધે યુવકયુવતી એ ઉંમરે સંસાર માટે પાકી પણ જતાં વિદ્યાવ્રતને ગૌરી તરફ અણગમો ન હતો, એના તરફ ઊલટાનું એક જાતનું જાતિય આકર્ષણ પણ હતું કોલેજમાં એ સંસ્કૃત શૃંગારિક નાટકો પણ ભણ્યો હતો એટલો પ્રિયતમનો પાઠ ભજવવાની આવડત આવી પણ હતી.

મધુરજનીના સ્વપ્નમાં એ શયનગૃહમાં ગયો ત્યારે અભિસારિકા તરીકે ગૌરી પણ પાઠ ભજવવા પૂરેપૂરી તૈયાર થઈ હોય તેમ બારણા તરફ પૂઠ કરીને એ પ્રિયતમની પ્રતીક્ષા કરી રહી હોય તેમ બારીને અઢેલીને ઊભી હતી સાહિત્ય જીવનમાં મૂર્તિમંત થયેલું વિદ્યાવ્રતને લાગ્યું. એણે ધીમેથી, ગૌરી જાણી ન જાય તેમ પગરવ થવા દીધા વગર નજીક જઈને, પત્નીને ખભે હાથ મૂકયો અને પ્રેમભર્યા સ્વરે સબોધન કર્યું: ‘પ્રિયે!’

ગૌરી પણ સંસ્કૃત નાટકની નાયિકાનો આબાદ ભાગ ભજવતી હોય તેમ પ્રિયતમના એ મૃદુ હાથને તથા મીઠા સંબોધનને તરછોડીને દૂર ખસી. પ્રિયતમાના આ રોષને વિદ્યાવ્રતે અભિસારનો એક પ્રકાર સમજી સ્નેહોર્મિ અનુભવી અને એને પગલે ચાલી બીજી બારીએ ઊભેલી ગૌરીને બંને ખભે પોતાના બને હાથ મૂકયા અને પ્રેમોર્મિ વ્યક્ત કરતાં કહ્યું: ‘ગૌરીને શિવજી પ્રસન્ન કરવા હિમાળે હાડ ગાળવાં પડ્યાં હતાં, અને તારો શિવજી તો તને સામે ચાલીને ઝંખે છે, છતાં શીદ માન માગે છે?’

ગૌરી હજુ પ્રસન્ન ન થઈ હોય તેમ મો ઉપર એટલી જ ગંભીરતા સાથે પતિના એ સુખદ સ્પર્શને તરછોડી દૂર ખસી—ત્રીજી બારીએ જઈને ઊભી રહી. ધીમે પગલે એની નજીક જતાં વિદ્યાવ્રત હસીને બોલ્યો, ‘પ્રિયે! તને પ્રસન્ન કરવા કહે તે કરવા તૈયાર છું.’

ગૌરીદેવી બોલ્યાં: ‘સાચુ બોલો છો!’

વિદ્યાવ્રત હસીને બોલ્યો: ‘મધુરજનીમાં પ્રિયતમ જૂઠું બોલ્યો સાંભળ્યો છે!’

ગૌરીદેવી: ‘એમ તમારા મીઠા બોલે અને હાસ્યે હું છેતરાવાની નથી. સાચે જ તમે મને પ્રસન્ન કરવા તૈયાર હો તો વચન આપો.’

વિદ્યાવ્રત નવાઈ પામતો બોલ્યો: ‘વચન! કયા સસ્કૃત નાટકમાંથી એ શોધી કાઢ્યું છે? હું અયોધ્યાનો કે હસ્તિનાપુરનો ગાદીપતિ નથી કે જગતમાં મારે માટે કશું અલભ્ય ન હોય.’

ગૌરીદેવી: ‘તમે ગાદીપતિ નથી તો હું કૈકેયી કે મત્સ્યગંધાની માફક ગાદી પણ માગવાની નથી. હું તો ગરીબમાં ગરીબ બ્રાહ્મણ પણ પાળી શકે એવું વચન માગવાની છું.’

વિદ્યાવ્રત: ‘તો આ સેવક આપવા તૈયાર છે.’

ગૌરીદેવી: ‘વચન પાળવુ પડશે મશ્કરી કે ગમ્મત ન સમજતા.’

વિદ્યાવ્રતે જોયું કે પોતે મધુરજનીના આનંદમાં ખોવી રહ્યો હતો તેવો ઉલ્લાસનો ભાવ ગૌરીના મુખારવિંદ પર ન હતો. એ ગંભીર થઈને, સાચે જ વચન માગી રહી હોય તેવી એની મનોસ્થિતિ હતી. આ નાટક નથી એમ જાણતાં વિદ્યાવ્રતે પૂછ્યું: ‘અને હું વચન પાળું તો?’

ગૌરીને કંઈ વિચાર કરવાનો ન હોય તેમ એણે તરત પ્રત્યુત્તર વાળ્યો: ‘સ્ત્રી બીજું તો શું કરી શકે!

હું તમારી સાથે સંસાર ન માંડું !'

'આટલી ભારે શિક્ષા સેવકને કરવાનું કંઈ કારણ?' એમ વિદ્યાવ્રતની જીભે શબ્દો તો આવ્યાં, પણ હવે આ મધુરજનીનું નાટક ન હતું એમ ખાત્રી થઈ ગઈ હતી એટલે એ બોલને ઉચ્ચાર્યા વિના એણે કહ્યું: 'વચન તો હું પાળી શકું તેવું છે ને?'

ગૌરી: 'પાળવાની ઇચ્છા હોય તો ન પાળી શકાય એવું કંઈ નથી.'

વિદ્યાવ્રત: 'પાળવાની ઇચ્છા તો છે.'

'તો વચન આપો.'

વિદ્યાવ્રત વળી અચકાયો. બોલ્યો: 'રઘુકુળનો હું રામ નથી કે પ્રાણ જાય પણ વચન ન જાય એવી આકરી પરીક્ષામાં પાર ઊતરું.'

ગૌરી: 'પતિનો પ્રાણ જાય એવું વચન તો હલકી સ્ત્રી જ માગી શકે. હું એવી નથી તેની તો તમને ખાત્રી હશે જ.'

વિદ્યાવ્રત વળી નાટક પાઠમાં આવી ગયો. બોલ્યો: 'મારું વચન છે દેવી, તમે જે માગશો તે હું આપીશ.'

ગૌરીએ વચન માગ્યું: 'તમારી બહેન મારા ભાઈ સાથે પરણાવો.'

વિદ્યાવ્રત વચન સાંભળતાં બે ડગલાં પાછો હટી ગયો. દસ વર્ષની એની બહેનનો વિવાહ કરવા માબાપ લાયક મૂરતિયાની તપાસ કરતાં હતાં. નાતમાં નાનપણથી વેવિશાળ થઈ જતું હતું એટલે જો વેળાસર ચેતે નહિ તો સારા ઘરનો મૂરતિયો મળવો મુશ્કેલ બનતો. માબાપ કોઈ કોઈને એવા મૂરતિયા માટે ભાળ બતાવવાનું પૂછતાં ત્યારે પણ ઠપકો સાંભળવો પડતો—દસ વર્ષ સુધી તમે ઊંઘ્યા તે તમારી ભૂલ ન કહેવાય?

ગૌરીનો ભાઈ અઢાર વર્ષનો થયો હતો. એને કોઈ પૂછતું ન હતું. નાતમાં કન્યાની અછત હતી, કન્યાવિક્રયનો રિવાજ હતો અને ઘર ગરીબ હતું એટલે દીકરો પરણે તેવાં ચિહ્ન માને કોઈ દેખાતાં ન હતાં. આ સ્થિતિ આજે દેખાઈ તેવું પણ ન હતું. ગૌરીનો વિવાહ કર્યો ત્યારે પણ સગાંએ એને ચેતવી હતી કે દીકરીને સાટામાં પરણાવે તો દીકરો ઢંકાશે, બાકી એ રખડી જશે. તે વખતે માને પૈસાની જરૂર હતી એટલે સાટામાં પરણાવે તો દીકરો ઢંકાય પણ એને પરણાવવાના પૈસા જોઈએ. એકી સાથે બે સ્વાર્થ સધાય તેમ ન હતા એટલે પૈસાનો તાત્કાલિક પ્રશ્ન એણે ઉકેલ્યો હતો. હવે દીકરો પરણાવવા માટે એણે નવી યુક્તિ લડાવી હતી. મા પ્રત્યે સંતાનોની ભક્તિ હોય છે, કિશોરાવસ્થામાં અંધભક્તિ પણ ભારોભાર ભરી હોય છે. ગૌરીમાં પણ એ ભક્તિ હતી, એનો લાભ લેતાં માએ ભાઈના વિવાહનો ભાર એના ઉપર હોય તેવી ફરજ લાદી. ગૌરીએ પણ એને પોતાની ફરજ માની લીધી.

માએ એને એવો નશો પાયો હતો કે, આ દુનિયામાં જો કોઈ ભાઈને પરણાવી શકે તેમ હોય તો તું જ છે. તું ઘણી આગળ એ શરત મૂકીશ અને એ શરત પૂરી ન થાય ત્યાં સુધી સંસાર માંડવાની ના પાડીશ તો એમનો એ શરત સ્વીકાર્યા વિના છૂટકો નથી. વળી આપણી નાતમાં સાટાં થાય છે એટલે તારી નણંદ ભાઈને આપે તેમાં અજુગતું પણ કંઈ નથી. પરંતુ એ બધો આધાર તું જેટલી મક્કમ રહીશ તે ઉપર રહેવાનો છે.'

વિદ્યાવ્રત સુજ્ઞ હતો. મામલો તરત સમજી ગયો. એને અંતરમાં તો પોતાનું અપમાન થયું હોય તેવી ભારોભાર ઝાળ લાગી હતી. પરંતુ ગુસ્સાને કાબૂમાં લેતાં એ બોલ્યો: 'જે વસ્તુ મારી પાસે ન હોય તેનું વચન માગી શકાય નહિ. મારી બહેનને ક્યાં પરણાવવી કે ક્યાં નહિ તે નક્કી કરવાનું કામ મારું નથી, મારાં માબાપનું છે.'

ગૌરી રિસાઈ હોય તેમ મોં ફેરવીને ઊભી રહી.

કોલેજમાં આવી ગૌરીની માએ કહ્યું : 'મારે મોટા સાહેબને મળવું છે.'

અંગ્રેજ પ્રિન્સિપાલ સાથે બાઈ શું વાત કરવાની હતી માની જે તે પૂછતું : 'તમારે શું કામ છે?' ગૌરીની મા બીજા કોઈને વાત કરવા ન માગતી હોય તેમ દરેકને એક જ જવાબ આપતી : 'મારે મોટા સાહેબનું કામ છે.'

બધાને આ કૌતુકનો વિષય થઈ પડ્યો. પ્રિન્સીપાલની ઑફિસમાં ગૌરીની માને લઈ જવામાં આવી. અંગ્રેજી ન જાણતી, જૂનવાણી બાઈ પ્રિન્સિપાલને મળવા આવી હોય તેવો પહેલો અનુભવ હતો. હેડ કલાર્કે દુભાષિયા તરીકે કામ કર્યું. ગૌરીની માએ પોતાની રીતે બધી વાત કરી. દુભાષિયાએ ટૂંકમાં એ વાત પ્રિન્સિપાલને કરી. અંગ્રેજ પ્રિન્સિપાલને તો આ વાત પોતાની આગળ રજૂ કરવાનું કારણ શું એ જ સમજાયું નહિ. એણે ટૂંકો ને ટચ જવાબ આપ્યો : 'વહુને તેડવી કે નહિ તે માણસનો અંગત સવાલ છે, એમાં હું માથું મારી શકું નહિ.'

ગૌરીની માએ એ જવાબ સાંભળી વાત લંબાવવા પ્રયત્ન કર્યો પણ પ્રિન્સિપાલે વાત આગળ સાંભળવાની જરૂર ન માનતાં એમને બહાર જવા કહ્યું અને હેડ કલાર્ક એમને બહાર મૂકી આવ્યો. પોતાના પ્રયત્નમાં નાસીપાસ થયેલી ગૌરીની માએ કોલેજના ચોગાનમાં જ જાણે જમાઈ ગુજરી ગયો હોય તેમ પોક મૂકીને છાજિયાં લીધાં. અને એ છાજિયાંમાં જ પોતાને જે કહેવાનું હતું તે કથન કવિત્વમય શૈલીમાં કરુણ રસથી ગાયું. આખી કોલેજ 'શું છે' એ જોવા બહાર આવી. આવો પ્રસંગ કોલેજના ઇતિહાસમાં બન્યો ન હતો એટલે 'શું થઈ ગયું?' એ ગણતરીમાં દરેક દોડી આવ્યા હતા. વિદ્યાવ્રત પણ એ રીતે સૌની સાથે પ્રોફેસરોની ઑફિસમાંથી બહાર દોડી આવ્યો ત્યારે એણે પોતાનાં જ છાજિયાં લેતાં સાસુને જોયાં!

સમજુને મોત કરતાં અપમાન વિશેષ હોય છે તેવી સ્થિતિ વિદ્યાવ્રતની થઈ. માબાપે તો ગૌરીને પિયર મોકલી દીધી ત્યારે જ નક્કી કર્યું હતું કે દીકરાને ફરી પરણાવવો, પણ વિદ્યાવ્રતે તે રાત્રે અપમાનની ઝાળમાં આ પ્રથમ જ નક્કી કર્યું કે, આવા જંગલી કુટુંબ સાથે પાનું પાડવું એ જીવતે નરક ભોગવવા જેવું છે. ફરીથી લગ્ન કરી આ કુટુંબ સાથે કાયમનો સંબંધ ત્યજવો એમાં જ ભાવિનું હિત છે.

અને એ જ વરસે અત્યારે જે બીજી પત્ની હયાત છે તે સરલા સાથેના વિવાહનો સવાલ આવીને ઊભો રહ્યો. તે વરસે સરલા મૅટ્રિકમાં હતી. નાતના રિવાજ પ્રમાણે સારા ગણાતા છોકરાઓના નાનપણમાં વિવાહ થઈ જતા એટલે મૅટ્રિક સુધી ભણેલી સરલાનો વિવાહ કરવા જેવો કોઈ યુવક નાતમાં જડતો ન હતો. સરલાની માએ નાનપણમાં દીકરીનો વિવાહ કરવા આગ્રહ કરેલો, પણ પિતાએ એવી કુરૂઢિ તરફ તિરસ્કાર બતાવી માનું ચાલવા દીધેલું નહિ. પોતે કેળવણીમાં માને છે, સુધારામાં માને છે, પોતાની બ્રાહ્મણ જ્ઞાતિમાં મૂરતિયો નહિ મળે તો બીજી બ્રાહ્મણ જ્ઞાતિમાંથી શોધી લાવશે એમ ફૂંફાડો મારેલો પણ એ પ્રસંગ આવતાં જુવાનીનું લોહી આધેડપણાને લીધે ઠંડું પડી ગયું હતું, પોતે કન્યા બીજા ગોળમાં આપે તો દીકરાઓનાં લગ્નનું શું? છેવટના રસ્તા તરીકે, ભણેલો અને હોશિયાર મૂરતિયો મેળવવાની લાલચે વિદ્યાવ્રત પરણેલો હતો છતાં એને કન્યા આપવા એ તૈયાર થયા. મન સાથે એવો સંતોષ માન્યો કે પોતે કન્યા નહિ આપે તો બીજો આપશે, પણ પ્રથમ વહુને તેડવાની નથી એ ચોક્કસ છે. તો પછી પોતે આવી તક શું કામ ગુમાવે? અને એ વરસની આખરે વિદ્યાવ્રત અને સરલાનાં લગ્ન થઈ ગયાં.

આજે આ વાતને બાર વર્ષ વહી ગયાં. પ્રથમ પત્નીની વાત સમાજની રીતે ભૂંસાઈ ગઈ છે. જૂની થઈ છે. પરંતુ પ્રોફેસરના ચિત્તને ખરી રીતે શાંતિ





વિદ્યાવ્રત બોલ્યો : 'તારી માનું શીખવ્યું તું કરી રહી છે, પણ તે ડહાપણભર્યું નથી. આવી હઠ કરવાથી તો તારી અને મારી વચ્ચે, આપણાં બંને કુટુંબો વચ્ચે વિખવાદ થશે, તારો ભાઈ તો પરણી શકશે નહિ, પણ આપણે પરણેલાં છીએ તેમાં હોળી સળગશે. આપણું હિત ઇચ્છતી હોય તો માની ખોટી શિખવણી છોડી દે, કન્યા અને કરજ કરમે કોઈને મળ્યાં છે કે તારા ભાઈને મળે !'

પરંતુ ગૌરીએ અણનમ રૂસણું લીધું હોય તેમ એના ઉપર આ શબ્દોની કંઈ અસર ન થઈ. એ પથ્થરનું શિલ્પ હોય તેમ હાલ્યાચાલ્યા વગર નિર્લેપની જેમ ઊભી હતી. વિદ્યાવ્રતમાં એની ઉંમરના પ્રમાણમાં કેટલું ઠરેલપણું હોય ? એ ખિજાઈ ગયો હતો, છતાં મહા પરાણે સ્વસ્થતા જાળવતાં બોલ્યો : 'ગૌરી ! શીદને તું અમૃતના પ્યાલામાં ઝેર રેડે છે !' પણ ગૌરીએ ગણકાર્યું નહિ એટલે વિદ્યાવ્રતની બધી વિદ્યા સરી પડી, કેવળ રહ્યું પુરુષનું મિથ્યાભિમાન અને જંગલીપણું, એણે પૂઠ ફેરવીને ઊભેલી ગૌરીને જોરથી લાત મારી, મોંમાંથી બોલ કાઢ્યો : 'કમજાત !'

એ રાતે બંને વચ્ચે અબોલા રહ્યા એટલું જ નહિ, પણ સાત સાત રાતો એમની અબોલા વીતી. ન વિદ્યાવ્રતે નમતું મૂક્યું કે ન ગૌરીએ. વિદ્યાવ્રતનું આખું ઊર્મિતંત્ર ગૌરી પ્રત્યે વિષમય બની ગયું હતું. મધુરજનીનો ઉલ્લાસ એનામાં જે જન્મ્યો હતો તે સુકાઈને એને સ્થાને કડવાશનાં જળ ભરાઈ ગયાં હતાં. પહેલે દિવસે વિદ્યાવ્રતના અંતરમાં ગૌરી સંસ્કૃત નાટકની પ્રેયસી નાયિકા હતી તે સાતમે દિવસે ખલ-નાયિકાના સ્વરૂપમાં પૂરેપૂરી પટલાઈ ગઈ હતી. આટલું બધું તંગ વાતાવરણ માબાપથી પણ કેમ અજાણ્યું રહે ? જ્યારે એમણે સત્ય હકીકત જાણી ત્યારે એમણે પણ કારી ઘા લાગ્યો. દીકરાને ફરી કન્યા ન મળવાની હોય તો ભલે એકલ જિંદગી કાઢે પણ આ વહુ તો ન જોઈએ એવી ગાંઠ વાળીને માબાપે ગૌરીને આઠમે દિવસે પિયર વળાવી દીધી વિદ્યાવ્રતે પણ માબાપની શૂરવીરતા બદલ ગૌરવ અનુભવ્યું.

ગૌરીની મા કરવા ગઈ તો કંસાર પણ થઈ ગઈ થૂલી. થૂલી થઈ ગયા છતાં ય પોતાની ભૂલ સમજીને સુધારી લીધી હોત તો ડહાપણ ગણાત, પરંતુ ભૂલને એવડાવે નહિ ત્યાં સુધી સામાન્ય માણસોને સંતોષ વળતો નથી. ગૌરીની મા પણ એવી અસામાન્ય ન હતી કે ભૂલ જાણતાં પાછી વળે એને થયું— મોટે ઉપાડે, મમતમાં ને મમતમાં ગૌરીને પિયર મોકલી તો દીધી છે, પણ નાતમાં ભલભલાને કન્યા મેળવવાનાં ફાંફાં પડે છે ત્યારે જોઉં છું કે એ દીકરાને કેવી રીતે બીજી પરણાવે છે. ચાકીને ગૌરીને તેડવાની વાત કરે ત્યારે નાકલીટી કરાવ્યા વિના છોડે એ બીજી !

બીજાં બે વરસ વહી ગયાં. ન વિદ્યાવ્રતનાં માબાપે ગૌરીને તેડવાની વાત કરી, ન એની માએ મોકલવાનું સામેથી કહેણ મોકલ્યું. છેવટ ત્રીજા વરસે ગૌરીની માની ધીરજ ખૂટી. નમતું જોખીને એ દીકરીને મોકલવા તો તૈયાર નહોતી. જે કન્યા દીકરા માટે લેવા મમત કર્યો હતો તેનો વિવાહ બીજે થઈ ગયો હતો એટલે એ રોષ પણ અંતરમાં ઘુંટાએલો હતો. ગૌરી પાસે જેમ ભયંકર પ્રયોગ કરાવ્યો હતો તેમ બીજી વખત એણે પોતે એવો પ્રયોગ કરવાની તૈયારી કરી.

વિદ્યાવ્રત પહેલા વર્ગનો વિદ્યાર્થી હતો અને એમ. એ. માં કોલેજમાં પ્રથમ આવ્યો હતો એટલે ૨૨ વર્ષની નાની ઉંમરે લેક્ચરર નીમાયો હતો. અત્યાર સુધી આટલી નાની ઉંમરનો કોઈ લેક્ચરર કોલેજમાં નીમાયાનું બન્યું ન હતું. એ રીતે કોલેજમાં એના પ્રત્યે સૌને માન હતું. ગૌરીની માએ નક્કી કર્યું કે કોલેજમાં જઈ એના સાહેબને મળવું, એની વાત ત્યાં જાહેર થશે એટલે એ આબરૂની બીકે એને નમતું જોખી ગૌરીને તેડવી પડશે.



કૉલેજમાં આવી ગૌરીની માએ કહ્યું : 'મારે મોટા સાહેબને મળવું છે.'

અંગ્રેજ પ્રિન્સિપાલ સાથે બાઈ શું વાત કરવાની હતી માની જે તે પૂછતું : 'તમારે શું કામ છે?'

ગૌરીની મા બીજા કોઈને વાત કરવા ન માગતી હોય તેમ દરેકને એક જ જવાબ આપતી : 'મારે મોટા સાહેબનું કામ છે.'

બધાને આ કૌતુકનો વિષય થઈ પડયો. પ્રિન્સીપાલની ઑફિસમાં ગૌરીની માને લઈ જવામાં આવી. અંગ્રેજી ન જાણતી, જૂનવાણી બાઈ પ્રિન્સિપાલને મળવા આવી હોય તેવો પહેલો અનુભવ હતો. હેડ કલાર્કે દુભાષિયા તરીકે કામ કર્યું. ગૌરીની માએ પોતાની રીતે બધી વાત કરી. દુભાષિયાએ ટૂંકમાં એ વાત પ્રિન્સિપાલને કરી. અંગ્રેજ પ્રિન્સિપાલને તો આ વાત પોતાની આગળ રજૂ કરવાનું કારણ શું એ જ સમજાયું નહિ. એણે દૃઢો ને ટચ.ક.વાબ આપ્યો : 'વહુને તેડવી કે નહિ તે માણસનો અંગત સવાલ છે, એમાં હું માથું મારી શકું નહિ.'

ગૌરીની માએ એ જવાબ સાંભળી વાત લંબાવવા પ્રયત્ન કર્યો પણ પ્રિન્સિપાલે વાત આગળ સાંભળવાની જરૂર ન માનતાં એમને બહાર જવા કહ્યું અને હેડ કલાર્ક એમને બહાર મૂકી આવ્યો. પોતાના પ્રયત્નમાં નાસીપાસ થયેલી ગૌરીની માએ કૉલેજના ચોગાનમાં જ જાણે જમાઈ ગુજરી ગયો હોય તેમ પોક મૂકીને છાજિયાં લીધાં. અને એ છાજિયાંમાં જ પોતાને જે કહેવાનું હતું તે કથન કવિત્વમય શૈલીમાં કરુણ રસથી ગાયું. આખી કૉલેજ 'શું છે' એ જોવા બહાર આવી. આવો પ્રસંગ કૉલેજના ઇતિહાસમાં બન્યો ન હતો એટલે 'શું થઈ ગયું?' એ ગણતરીમાં દરેક દોડી આવ્યા હતા. વિદ્યાવ્રત પણ એ રીતે સૌની સાથે પ્રોફેસરોની ઑફિસમાંથી બહાર દોડી આવ્યો ત્યારે એણે પોતાનાં જ છાજિયાં લેતાં સાસુને જોયાં!

સમજુને મોત કરતાં અપમાન વિશેષ હોય છે તેવી સ્થિતિ વિદ્યાવ્રતની થઈ. માબાપે તો ગૌરીને પિયર મોકલી દીધી ત્યારે જ નક્કી કર્યું હતું કે દીકરાને ફરી પરણાવવો, પણ વિદ્યાવ્રતે તે રાત્રે અપમાનની ઝાળમાં આ પ્રથમ જ નક્કી કર્યું કે, આવા જંગલી કુટુંબ સાથે પાનું પાડવું એ જીવતે નરક ભોગવવા જેવું છે. ફરીથી લગ્ન કરી આ કુટુંબ સાથે કાયમનો સંબંધ ત્યજવો એમાં જ ભાવિનું હિત છે.

અને એ જ વરસે અત્યારે જે બીજી પત્ની હયાત છે તે સરલા સાથેના વિવાહનો સવાલ આવીને ઊભો રહ્યો. તે વરસે સરલા મૅટ્રિકમાં હતી. નાતના રિવાજ પ્રમાણે સારા ગણાતા છોકરાઓના નાનપણમાં વિવાહ થઈ જતા એટલે મૅટ્રિક સુધી ભણેલી સરલાનો વિવાહ કરવા જેવો કોઈ યુવક નાતમાં જડતો ન હતો. સરલાની માએ નાનપણમાં દીકરીનો વિવાહ કરવા આગ્રહ કરેલો, પણ પિતાએ એવી કુરૂઢિ તરફ તિરસ્કાર બતાવી માનું ચાલવા દીધેલું નહિ. પોતે કેળવણીમાં માને છે, સુધારામાં માને છે, પોતાની બ્રાહ્મણ જ્ઞાતિમાં મૂરતિયો નહિ મળે તો બીજી બ્રાહ્મણ જ્ઞાતિમાંથી શોધી લાવશે એમ ફૂંફાડો મારેલો પણ એ પ્રસંગ આવતાં જુવાનીનું લોહી આધેડપણાને લીધે ઠંડું પડી ગયું હતું, પોતે કન્યા બીજા ગોળમાં આપે તો દીકરાઓનાં લગનનું શું? છેવટના રસ્તા તરીકે, ભણેલો અને હોશિયાર મૂરતિયો મેળવવાની લાલચે વિદ્યાવ્રત પરણેલો હતો છતાં એને કન્યા આપવા એ તૈયાર થયા. મન સાથે એવો સંતોષ માન્યો કે પોતે કન્યા નહિ આપે તો બીજો આપશે, પણ પ્રથમ વહુને તેડવાની નથી એ ચોક્કસ છે. તો પછી પોતે આવી તક શું કામ ગુમાવે? અને એ વરસની આખરે વિદ્યાવ્રત અને સરલાનાં લગ્ન થઈ ગયાં.

આજે આ વાતને બાર વર્ષ વહી ગયાં. પ્રથમ પત્નીની વાત સમાજની રીતે ભૂંસાઈ ગઈ છે. જૂની થઈ છે. પરંતુ પ્રોફેસરના ચિત્તને ખરી રીતે શાંતિ





નથી. બહારથી એ સુખી દેખાય છે, બીજાઓ સાથે મંડળી જમાવી આનંદ લૂંટતા હોય તેમ પણ દેખાય છે. પરંતુ એ બુદ્ધિશાળી છે તેમ સાથે સાથે સંવેદનશીલ છે એટલે આટલાં વરસ થયાં એ પ્રથમ પત્નીને વીસરી શકયા નથી અને તેનો ઉકેલ પણ કાઢી શકયા નથી.

ગૌરીનો જે એમને થોડો અનુભવ થયો છે તે ઉપરથી એ બુદ્ધિશાળી અને પ્રેમાળ ગૃહિણીની ગરજ સારે તેવી છે એની ખાત્રી થઈ છે. બુદ્ધિશાળી ન હોત તો એણે જે રીતે વચન માગ્યું તેવું નાટક ભજવી શકત નહિ. પ્રેમાળ ન હોત તો મા અને ભાઈના હિતમાં પોતાની જિંદગીને આમ રોળી નાખત નહિ. એ ઉંમરમાં અંધભક્તિ સ્વાભાવિક છે એટલે એણે જે કર્યું તેની શિક્ષા એને ત્યક્તા બનવું પડે એવી ભારે ન હોવી જોઈએ. આમાં જે ગુનેગાર છે તે તો મા છે અને શિક્ષા થઈ છે દીકરીને.

આનો ઉકેલ પણ નથી પોતે જુવાનીના આવેશમાં ફરી પરણી બેઠા તેમાં સરલાનો શો દોષ! એના પિતાએ તો પ્રથમ પત્નીને ક્યારે ય તેડવાની નથી એમ સમજીને જ દીકરી પરણાવી હતી. છતાં કદાચ સરલાને પૂછવામાં આવે, આર્ય સ્ત્રીના સંસ્કારને વશ થઈ એ ગૌરીને તેડવાની, પત્નીના અધિકાર ભોગવવા દેવાની સંમતિ આપે તો પણ વિદ્યાવ્રતમાં આર્ય પુરુષના સંસ્કાર રહ્યા નથી કે એકીસાથે બે સ્ત્રીઓ સાથે સંસાર ભોગવવામાં એને કંઈ અજુગતું ન લાગે. પુરુષ સ્ત્રીને મનુષ્ય ન માનતો હોય અને પશુ માનતો હોય તો જ બે સ્ત્રીઓ સાથે એકીસાથે સંસાર માંડી શકે!

સાચો ઉકેલ તો એ છે કે ગૌરીએ ફરી પરણી જવું જોઈએ, પણ એ એના સંસ્કારમાં નથી. રૂઢિ તોડીને પરણાવવાની એની મા કે ભાઈની તૈયારી નથી. બળવો કરીને પરણે તેવી ગૌરી પણ નથી. ત્યક્તા તરીકે, પ્રોફેસર તરફથી ભરણપોષણ મળે છે તે લઈને એ મા સાથે જીવે છે.

વિદ્યાવ્રતને આ કરુણતામાંથી છૂટકારો મેળવવા આપઘાતનો વિચાર સુદ્ધાં આવેલો પણ એથી એક ત્યક્તાને બદલે બે વિધવા બને અને બાળકો અનાથ બને. છેવટે આજે જે સ્થિતિ છે તે ચાલુ રાખીને અંતરથી બળ્યા કરવું તેમાં જ પોતાના સામાજિક ગુનાની શિક્ષા ભરપાઈ થઈ રહી છે માની એ બહારથી સુખી પણ અંદરથી દુઃખી જીવન ગાળી રહ્યા છે. અને એ દુઃખને બીજા આગળ રડી હૈયાનો ભાર હલકો કરી શિક્ષામાં રાહત મેળવવા પણ માગતા નથી એટલે ભાગ્યે જ કોઈની આગળ હૈયાનો ઘા ખોલીને બતાવે છે.

*

પ્રોફેસરની આ કથા મેં મંડળી આગળ રજૂ કરીને ઉમેર્યું: 'કોઈને આમાંથી રસ્તો સૂઝે છે!'

બધા વિચારમાં પડી ગયા હોય તેમ કોઈ કંઈ બોલ્યું નહિ. સૌથી વધુ ગરમ થઈ જતા નટુભાઈને મેં પૂછ્યું: 'હવે તમારે શું કહેવું છે?'

વચ્ચે અણુભાઈ બોલી ઊઠયા: 'જે સંજોગોમાં એ ફરી પરણ્યા તે રીતે એમને માફ કરવા જોઈએ.

નટુભાઈ વિચાર કરીને બોલ્યા: 'એમને માફ કરવાનો વાંધો નથી, પણ ગૌરીના જીવનનું શું! એ ફરી પરણ્યા એ તો આર્ય પુરુષ તરીકે ને? સમાન હક તરીકે એમને બીજી વખત પરણવાનો હક જ નથી. આર્ય પુરુષના હક તરીકે એ ફરી પરણ્યા છે, તો એ રીતે બન્ને સ્ત્રીઓ સાથે સંસાર માંડવો એ એમની ફરજ છે.'

હું: 'એ ફરી પરણ્યા ત્યારે એમનું આર્ય પુરુષનું માનસ હશે, પણ અત્યારે નથી એ સ્થિતિમાં એ શી રીતે ગૌરીને પત્નીના હક આપે?'

રણછોડભાઈ: 'તો બાર વર્ષ સરલા સાથે લગ્ન ભોગવ્યું, તેમ હવે બાર વર્ષ ગૌરી સાથે લગ્નજીવન ગાળે.'

હું : 'એથી સરલાને અન્યાય ન થાય ?'

રણછોડભાઈ : 'મૅટ્રિક સુધી ભણેલી છોકરી શોક્ય ઉપર પરણે એ પણ એનો દોષ તો ખરો ને ?'

અંબુભાઈ : 'બાર વર્ષ સંસાર ભોગવ્યા પછી સરલાને ત્યકતા બનાવવી એ તો મીઠા પાણીના માછલાને ખારા પાણીમાં નાંખીને દુઃખી કરવા જેવું કહેવાય. જો એક જણને ત્યકતા બનવાનું જ હોય, તો ગૌરી એ સ્થિતિથી ટેવાઈ ગઈ છે તે જ ચાલુ રહે એ બરાબર છે.'

ડાહ્યાભાઈ : 'ગૌરી જેવી સ્ત્રીઓ સમાન હક તરીકે પુરુષોની માફક ફરી પરણતી થાય એ વિના આમાં બીજો ઉકેલ નથી'

નંદુભાઈ : 'સમાન હકની કક્ષાએ સ્ત્રીઓ ન આવે ત્યાં સુધી શું પુરુષોને અન્યાય કરવાનો પરવાનો ચાલુ રાખવો જોઈએ ?'

વળી બધા ગૂંચાયા. ચર્ચા શાંત પડી. અમારી મંડળીમાં સૌથી વધુ ઉંમરના, ઠરેલ અને ભાગ્યે જ ચર્ચાના મેદાનમાં પડતા મણિભાઈ અત્યાર સુધી નિર્લેપ હોય તેમ મૌન રહ્યા હતા. મેં એમને ઉદ્દેશીને કહ્યું : 'મણિભાઈ, સહદેવ જોષીની માફક પૂછ્યા વિના ન બોલવાનું વ્રત તો નથી લીધું ને ? તમે શું માનો છો ?'

બધાંની નજર મણિભાઈ તરફ મંડાઈ, એ બોલ્યા : 'આમાં માનવાની ક્યાં વાત છે ? ચોખ્ખી ને ચટ વાત છે....'

જિજ્ઞાસા પ્રજ્જ્વળી ઊઠતાં અમારામાંથી એક બે જણ બોલી ઊઠયા : 'શી ? શી ?'

મણિભાઈ : 'તમારી ચર્ચામાં કોઈ વકીલ હોત તો તરત એનો ચુકાદો આપી દીધો હોત.' અને મને ઉદ્દેશી કહ્યું : 'લેખક તરીકે તમારી જાણ બહાર પણ ન રહેવું જોઈએ.' અને આખી મંડળીને લક્ષમાં લઈ તેમણે ઉમેર્યું : 'હું વકીલ નથી પણ વેપારી તરીકે એટલું જાણું છું કે બાર વર્ષ પછી ગુનાની સજા કરવાની સત્તા સરકારને ય પહોંચતી નથી. પછી મિત્રમંડળીને તો એ હક ન જ પહોંચે.'

*

## નવ જીવન

હું હોંશે હોંશે એની પાસે ગઇ તો હતી મનનો ભાર હળવો કરવા. પણ જઇને જેવી બેઠી કે તરત, એને જોઇને હોય કે પછી કોણ જાણે, પણ હીબકા ભરી ભરીને હું તો રડવા લાગી ગઇ. એનું ધ્યાન મારા તરફ નહોતું એટલે મને આવેલી જાણ્યા છતાં એ એના કામમાં મશગૂલ હતો. મારાં હીબકાં એણે સાંભળ્યાં નહોતાં. પણ મારો વાતોડિયો સ્વભાવ એ જાણતો જ હતો એટલે થોડીવાર થઇ ને એણે મારા મૌનને, પાછળ ફરીને જોવા પ્રયત્ન કર્યો. ઘડીભર તો એ કશું સમજી જ ન શક્યો. મારાં આંસુડાં એને ક્યારેય ન દેખાડવા મેં કરેલો નિશ્ચય આટલી સહજતાથી તૂટેલો જોવા એની તૈયારી ક્યાંથી હોય ? હીબકે ચડેલી હું ત્યાં જ બેસી રહી. એ આવ્યો, મને છાતી સરસી ચાંપી—અને પહેલી જ વારના એના એ હુંફાળા આશ્લેષમાં મારી આંસુથી નાહીને ચોખ્ખી થયેલી આંખો વડે એના તરફ મેં મીટ માંડી. પહેલી જ વાર હું એને સાચી રીતે ઓળખી શકી. રહી રહીને પણ, એને આટલો બધો મોડો ઓળખવા માટે મને અફસોસ થયો. એ અફસોસને વ્યક્ત કરવા જ જાણે આજે હું એના દેખતાં રડી ન હોઉં ! મેં તરત એની છાતીમાં મોં છુપાવી દીધું, એના હૈયાની હુંફ મેળવવા એને વીંટળાઈ વળી. એના એ ગાઢ આશ્લેષમાં મારા ભારેખમ થઇ ગયેલા મનને એવી તો હળવાશ મળી ગઇ કે પછી મારે ન તો કશું બોલવાનું રહ્યું કે ન કશું દેખાડવાનું રહ્યું. એનાથી છૂટી પડી તો ય એમ જ લાગ્યા કર્યું કે જાણે હું એની હુંફે જ ન જીવી રહી હોઉં !

# મારી ચીન–ડાયરી [૪]

કુમારી ચન્દ્રલેખા પટેલ

> લોકહૈયામાં સોંસરવી પેસી જાય એ જ સાચી કળા અને એવી કળા રજૂ કરે એ જ કળાકાર. આ હપ્તામાં એવા જ એક મહાન ચીની કળાકારની પીછાન અપાઈ છે, સાઠીએ પહોંચેલા એ કળાકાર હજુ તો કેટલું ય નવું શીખવાની ઉમેદ ધરાવે છે! આવી ધગશ હોય પછી કળા મોખરે રહે જ ને? ખૂબ જ પ્રિય થઈ પડેલી આ ડાયરીનો છેલ્લો હપતો આવતે અંકે આપવામાં આવશે.

ગયે વરસે ભરાયેલી એશિયન અને પૅસિફિક કૉન્ફરન્સવાળા વિશાળ ખંડમાં અમારો પેકીંગમાં બીજો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. આ કાર્યક્રમ હતો તે જ દિવસે સવારે અમને જાણ કરવામાં આવી હતી કે રાત્રે કાર્યક્રમ પૂરો થયા પછી અમને ચીનના વડાપ્રધાન શ્રી ચુ–એન–લાઈના આમંત્રણથી એમની સાથે ખાણું લેવાનું છે. એ ઉપરાંત અમને કહેવામાં આવેલું કે વડાપ્રધાન અમારા કાર્યક્રમમાં પણ હાજર રહેવાના છે. અમે અમારા પ્રતિનિધિમંડળના મોવડીને પૂછ્યું કે ચેરમેન શ્રી માઓ–ત્સે–તુંગ ત્યાં હાજર રહેવાના છે કે કેમ? એમણે જવાબ આપ્યો કે એની એમને ખબર નહોતી!

અમને કહેવામાં આવ્યું કે અમારામાંના પાંચ સભ્યોને શ્રી માઓ–ત્સે–તુંગને મળવાનું તે સાંજે ગોઠવ્યું છે. અમે પૂછ્યું કે આ પાંચ પસંદ કરાયેલા કોણ કોણ છે? અમે એકમેકને પૂછ્યું કે આ પસંદગી કરી કોણે? એ આખો દિવસ અમારામાં અસંતોષ અને ગમગીની ફેલાયેલાં રહ્યાં. અમારા પ્રતિનિધિ મંડળના પ્રમુખ શ્રી સેન ગુપ્તા અને હૈદ્રાબાદના સામ્યવાદી કાર્યકર શ્રી કલિમુલ્લા—અમારા મંડળના મંત્રી—ને અમે વાત કરી કે આખા હિંદના જુદા જુદા ભાગમાંથી 'આમંત્રિત' પ્રતિનિધિઓ સાથે આવું વલણ અખત્યાર કરવાનો શો અર્થ છે? અમને જવાબ મળ્યો કે ઑલ ઈન્ડીઆ પીસ કાઉન્સીલ તરફથી અમને મળેલી સૂચના મુજબ આ ગોઠવણ કરવામાં આવી હતી. ૭ અઠવાડિયાં પછી અમે જ્યારે હિંદમાં પાછાં ફર્યાં ત્યારે અમે અખિલ પીસ કાઉન્સીલ પાસે આ વર્તણૂકનો ખુલાસો માગ્યો કે, આવું વલણ અખત્યાર કરીને કળાકારો વચ્ચે એક જાતનું વૈમનસ્ય ઊભું કરવાનું શું કારણ હતું? પીસ કાઉન્સીલ, ખરી રીતે તો એના મંત્રી શ્રી રોમેશચંદ્રે એનો ઈન્કાર કરતાં કહ્યું કે એવી કોઈ સૂચના અહીંથી .પવામાં આવી જ નહોતી. કોઈને એમના આ ર.ા જવાબ પર ન તો વિશ્વાસ બેઠો કે ન તો અમારા પ્રશ્નનો ઉત્તર મળ્યો. કારણ કે અમે જ્યારે હિંદમાં પાછાં ફર્યાં ત્યારે અમારા સ્વાગત માટે દિલ્હીમાં યોજાયેલા સમારંભમાં પણ આ જ પીપુડી શ્રી રોમેશચંદ્રે વગાડ્યે રાખી. એ ખાસ પસંદ કરાયેલા પાંચ કળાકાર સિવાય બીજાંની પ્રેક્ષકોને ઓળખાણ આપવાનું સૌજન્ય દાખવવાનું પણ એમને ન સૂઝ્યું. આવી વર્તણૂક માટે જે કોઈ જવાબદાર હોય તે ખરું. (ચીનના લોકો તો અલબત્ત, નહોતા જ) પણ એક વસ્તુ ચોક્કસ છે કે બધાં કળાકારો એમને થયેલા અપમાન અને અન્યાયની લાગણી સાથે જ બીજા દેશમાં આપણા દેશની આબરૂ ખાતર મોં ચૂપ કરી એક પછી એક કાર્યક્રમો આપતાં ગયાં.

એ સાંજે જ્યારે પડદો ઊંચો થયો ત્યારે અમે આગલી હારમાં વડાપ્રધાનને બેઠેલા જોયા. એમની બાજુમાં ચીન ખાતેના આપણા એલચી શ્રી રાઘવન્ બેઠા હતા. ચુ–એન–લાઈ દેખાવમાં યુવાન અને સુંદર લાગતા હતા. એમને જોઈને જરાયે લાગે નહિ કે એમણે અનેક મુશ્કેલીઓ અને મુસીબતોનો સામનો એમના જીવનમાં કર્યો છે.

સ્ટેજ ઉપર નૃત્ય કરતી વખતે પ્રેક્ષકવર્ગ તરફ નજર નાખવાની મને બિલકુલ ટેવ નથી. પણ એ સાંજે મારી આંખો વારંવાર ચુ–એન–લાઈને જોઈ રહી



ાય એવું મેં અનુભવ્યું. પણ થિયેટરમાં જાણે કશા-કની ખોટ માલુમ પડતી હતી, અને એ માઓ–ત્સે–તુંગની હાજરીની.

કાર્યક્રમ પૂરો થયા પછી હંમેશની જેમ અમે સ્ટેજ ઉપર હારબંધ ઊભાં રહ્યાં. પડદો ઊંચો થયો. ઉત્સુક નાની ચીની બાલિકાઓએ અમને ફૂલના ગજરા આપ્યા. ઊભા રહીને અમારો સત્કાર કરતા, તાળીઓ પાડતા પ્રેક્ષકવર્ગ પર મારી નજર ફરી વળી. અને મેં અચાનક ચોથી હારમાં પ્રેક્ષકોની વચ્ચે કોઈક પરિચિત મોં જોયું. આશ્ચર્યથી હું જોઈ રહી ! એ માઓ–ત્સે–તુંગ હતા. અને પછી તરત પડદો નીચે પડી ગયો....

મેં ઉત્સાહપૂર્વક બધાંને પૂછ્યું: 'તમે માઓ-ત્સે–તુંગને જોયા ?'

આશ્ચર્યથી એમણે બધાંએ મારી સામે જોયું—મારા પ્રશ્નનો અર્થ જાણે એ સમજતાં ન હોય તેમ. કોઈ ને ખબર પણ નહોતી કે માઓ ત્યાં હાજર હતા. મને પોતાને પણ નવાઈ લાગી કે આમ કેવી રીતે બન્યું ? અમારા મોવડી કે સેક્રેટરીએ અમને આ અંગે જાણ તો કરવી જોઈતી હતી ! અમારા મંડળના મંત્રી અને પ્રમુખને પણ આની જાણ હોવા છતાં અમને જણાવવાની એમણે દરકાર ન લીધી ! અને પરિણામે શ્રી માઓ-ત્સે-તુંગ અમારી વચ્ચે ત્રણ કલાક હોવા છતાં અમારામાંથી કોઈએ એમની સામે પણ ન જોયું !

થિયેટરમાંથી અમે બાજુમાં જ આવેલા વિશાળ ભોજન-ખંડમાં ગયાં. ચુ–એન–લાઈ બારણામાં આવકાર આપતા ઊભા હતા અને અમારામાંના બંગાળી ભાઈ શ્રી દેવવ્રત વિશ્વાસને એમણે કહ્યું: 'તમે જ ગાયાં હતાં ને પ્રગતિશીલ ગીતો ?'

ખાણા વખતે ચુ–એન–લાઈએ બધાંની સાથે ખૂબ સહજતાથી અને સરળતાથી વાતો કરી. એ સાંજે એ કાંઈક વધુ નિખાલસ લાગ્યા. કોરીઆના શાંતિ-કરાર પર તે દિવસે જ સહી થઈ હતી. અમને અભિ-નંદી એમણે હિંદ–ચીનની વર્ષોજૂની—બે હજાર વર્ષ પુરાણી મૈત્રીની યાદ આપી.

પછી શ્રી ચુ-એન–લાઈએ કહ્યું કે, 'તે સાંજે હિંદી કળાકારોએ ચીની લોકો માટે કાર્યક્રમ આપ્યો; અને હવે ચીની કળાકારો એમના મહેમાનોને મનોરંજન કાર્યક્રમો આપશે.' અને એમણે એક પછી એક કળાકારને આગળ બોલાવ્યાં અને ગીતો ગવડાવ્યાં. ગીતોની અને ગીતકારોની પીછાન પણ અપાવી. એક પછી એક કળાકારોએ આવીને શાસ્ત્રીય અને પ્રચલિત ગીતો ગાયાં. દેશનાં કળાકારો સાથેના વડા પ્રધાનના નિખાલસ અને મૈત્રીભર્યા વર્તાવનું એ દૃશ્ય મારી સામે આજે યે એટલું જ તાજું ખડું થાય છે.

શાંગહાઈના અમારા પ્રથમ પ્રોગ્રામ વખતે ચીનના વિખ્યાત કળાકાર મે-લાન–ફાંગ ત્યાં હાજર હતા. અર્ધી સદી કરતાં પણ વધુ સમયથી એ સ્ત્રી–પાત્ર ભજવવા માટે જાણીતા હતા. એમ કહેવામાં આવે છે કે ચીની સ્ત્રીનું સૌંદર્ય એમના પાત્રમાં પૂરેપૂરું દીપી ઊઠતું.

એમના પ્રોગ્રામોને અમેરિકામાં નજરે નિહાળેલાં મારાં કેટલાય મિત્રો પાસેથી મેં એમના વિષે ઘણુંઘણું સાંભળ્યું હતું. કુમિંટાંગની હકુમત તરફનો એમનો તિરસ્કાર એમણે ખુલ્લી રીતે પ્રદર્શિત કર્યો હતો. અને એ સરકાર સામેનો પોતાનો વિરોધ બતાવવા એમણે સ્ટેજ પર ઊતરવાનું કેટલાક વખત માટે બંધ કરેલું. અને એમનાં વિખ્યાત સ્ત્રી-પાત્રો ભજવવા માટે કોઈ દબાણ ન કરે એટલા માટે એમના બાલ્ય-કાળથી તે આજસુધી જેનો એમને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો એવું જિંદગીમાં પહેલી જ વાર દાઢી ઊગાડવાનું શરૂ કર્યું !

ચીની સ્વાતંત્ર્ય પછી એમને લાગ્યું કે એમની પોતાના





દેશ અને દેશબાંધવો પ્રત્યેની જવાબદારી અને ફરજ વધી ગઈ છે. ખૂબ કાળજીપૂર્વક એમણે પ્રજાના સાચા કળાકાર બનવા સખત પરિશ્રમ આદર્યો. એમને થયું: 'હું બહુ લાંબા વખત સુધી હવે કદાચ સ્ટેજ ઉપર નહિ ઊતરી શકું, પણ જે થોડાં વર્ષો મારા જીવનમાં બાકી છે એ વર્ષો હું મારી પૂરી શક્તિ ખરચીને મારા દેશ માટે વાપરીશ '

આ શબ્દોનું પાલન કરીને એમણે એમના દેશના લોકોને પોતાનું કામ બનાવ્યું છે. પહેલાંના કરતાં પણ વધુ આજે એ લોકોના હૃદયમાં વસી ગયા છે. ચીનમાં એ જ્યારે મુસાફરી કરે છે ત્યારે આ વાત જણાઈ આવે છેઃ એ મુસાફરી કરતા હોય ત્યારે મધરાતે નાનાં નાનાં સ્ટેશનો ઉપર પણ લોકોનાં ટોળેટોળાં એમને જોવા આવે છે. ટ્રેનની બારીમાંથી મે-લાન-ફાંગનું મોં જોવા મળે તો પણ લોકોની ખુશીનો પાર રહેતો નથી !

એમની આટલી લોકપ્રિયતાને લીધે સરકાર તરફથી એમને ખૂબ માન અને ઊંચો અધિકાર મળ્યો છે. ચીનની નેશનલ પોલિટીકલ કૅન્સલ્ટેટીવ કમિટીના એ સભ્ય છે. નાટ્ય સંશોધન સંસ્થાના પ્રમુખ અને 'પીપલ્સ કાઉન્સીલ ફોર વર્લ્ડ પીસ'ના એ અગ્ર ગણ્ય સભ્ય છે. યુવક પ્રવૃત્તિમાં એમને ખૂબ રસ છે. દેશનાં યુવાન કળાકારોને ઉત્તેજન આપવામાં એ ખૂબ પરિશ્રમ ઉઠાવી કામ કરે છે. ચીનનાં દરેક શહેરોમાં એમનાં શિષ્યો છે. અને કેટલાંય કળાકારો એમનાં શિષ્યો ન હોવા છતાં એમનાં શિષ્યો કહેવડાવવામાં ગર્વ લે છે. એમનાં અનેક શિષ્યોમાંથી ચુ-ચિંગ-ફાંગ નામની એક શિષ્યાને અમે મળ્યાં હતાં. અને પેકીંગ સ્ટેજ ઉપર એમની ઉચ્ચ કળાને જોવાનો પણ અમને લાભ મળ્યો હતો.

એમના બે જીવન ચરિત્રકારોમાંના એક શુ-ચી-ચ્વાને અમને કહ્યું: 'મે-લાન-ફાંગનું જીવન કળાના ક્ષેત્રમાં તો અગાધ સાગર જેવું છે. એમની મહત્તા વર્ણવવા માટે અમારી પાસે પૂરા શબ્દો નથી.'

મે-લાન-ફાંગ જેવા ગઈ પેઢીના કળાકાર આ નવા તંત્રમાં કેવી રીતે સમાઈ શક્યા એ પ્રશ્ન સહેજે મનમાં ઊઠે છે. એનો જવાબ એમણે પોતે આપ્યો છે: 'ચીનનાં સંસ્કારી અને શિષ્ટ થિયેટરોના ભવ્ય ઇતિહાસમાં પ્રાચીન અને સમૃદ્ધ નાટકોએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. એની ખુબીઓ પણ સદીઓથી વિખ્યાત છે. એ કળા પ્રાચીન છે અને અમારા દેશના લોકો આજે પણ એને સારો આવકાર આપી રહ્યા છે. જૂની કળા સુધારી, એને સંતોષકારક રીતે આગળ વધારવા સંસ્કારી કળાકારો અમારા નવા લેખકો અને નાટ્યકારો સાથે મિત્રીજુથીને કામ કરી રહ્યાં છે.'

ચીનનાં થિયેટરોમાં આજે પ્રેક્ષકોનો મુખ્ય સમુહ વિદ્યાર્થીઓ, કિસાનો અને કામગારોનો બનેલો છે. આઝાદી પછી ચીનના પ્રેક્ષકોમાં એમને જણાયેલા અમુક ખાસ ફેરફારો વિષે મે-લાન-ફાંગ કહે છે કે: 'ચુ(પ્રાંત)નો રાજા એની પ્રિયતમાની વિદાય લે છે' નામના મારા નાટકમાં રાજા નિશ્વાસ નાખી કહે છે કે "ભગવાનની ઇચ્છા કે છે મારું સામ્રાજ્ય પડી ભાગે ! મેં મારી લડાઈઓ સારી રીતે લડી છે." —ત્યારે આખું ઑડિયન્સ હસી પડે છે. પહેલાં એ જ નાટકમાં જ્યારે આ વાક્યો ઉચ્ચારતો ત્યારે પ્રેક્ષકો રડી ઊઠતાં।'

મે-લાન-ફાંગ કહે છે કે: 'આ પરિવર્તન જોઈ મને ખૂબ આશ્ચર્ય થયું પહેલાં તો મારી સમજમાં ન આવ્યું કે લોકો હસ્યા કેમ ? પણ મેં જ્યારે વિચાર્યું ત્યારે મને ભાન થયું કે નવા ચીનમાં નવાં પ્રેક્ષકોનું કળાનું ધોરણ પણ નવું હતું '

એમના મંડળના ઉત્તરે તરફના પ્રવાસમાં જ્યારે એક અભિનેતાએ જૂના નાટકમાંથી પંક્તિઓ ઉચ્ચારી: 'એ તો સ્ત્રીની મૂર્ખબુદ્ધિની વાત છે. એમાં બીજો કોઈ માલ નથી !'—ત્યારે આખા થિયેટરમાં કચવાટ થઈ ગયો અને સ્ત્રીજાતિના અપમાન કરતા એ શબ્દો



પાછા ખેંચી લેવા આખા ચીનમાંથી કેટલાય લોકોના પત્રો મે-લાન-ફાંગની કંપની પર આવ્યા.

અમને એમને ઘેર બોલાવી અમારું જે ભાવભીનું સ્વાગત એમણે કર્યું એ હું ક્યારેય ભૂલી શકું તેમ નથી. ભારતીય કળા અને સંસ્કૃતિના ઉચ્ચ ધ્યેય માટે એમને ખૂબ માન છે. એમણે કહ્યું : 'હું ઇચ્છું છું કે હિંદ અને ચીન વચ્ચેની મૈત્રી વધુ ને વધુ વિકસે. તે રાત્રે તમારો કળા-કાર્યક્રમ જોઈ મને આનંદ થયો કે ભારતીય કળા ફક્ત જૂની ધરેડમાં જ ચાલી રહી નથી. એમાં નવા જીવનના ધબકારા સંભળાય છે.'

હિંદ આવીને હિંદી લોકો માટે પોતાના પ્રોગ્રામો આપવાની એમની ખાસ ઇચ્છા એમણે પ્રગટ કરી. એમણે મને કહ્યું કે, હિંદી કળાકારોના કાર્યક્રમો એમને ખૂબ ગમ્યા છે. અને મને પાસે બોલાવી કહ્યું કે મેં કરેલું નૃત્ય 'ભારત નાટ્યમ્' તો એમને સૌથી વધુ ગમ્યું છે. ચીનની જૂની સંસ્કૃતિ દર્શાવતી નાટ્ય પ્રવૃત્તિમાં ઘડાયેલા મે-લાન-ફાંગ દક્ષિણ ભારતની આ પ્રાચીન કળામાં વધુ રસ લે એ સ્વાભાવિક હતું.

આજે હિંદ પાછા ફર્યાં પછી મે-લાન-ફાંગ સાથેની અમારી એ મુલાકાત યાદ કરું છું કે તરત મે-લાન-ફાંગ મારી આંખ સામે આવે છે : નમ્ર અને સુંદર ચહેરાવાળો ટૂંકો માણસ. એમની ૬૦ વર્ષની ઉંમર કરતાં અડધી ઉંમરના પણ એ દેખાતા નથી. એ સાઠ વર્ષના છે એ તો માનવામાં પણ આવે એમ નથી. એમની આંખમાં સ્નેહની હૂંફ હતી. એમના હસતા મોં પર થોડું શરમાળપણું હતું. આટલા મહાન કળાકાર—એ કહે છે કે હજુ તો એમને જીવનમાં ઘણું શીખવાનું બાકી છે!

ચીનના અમારા વસવાટ દરમિયાન અમે જૂની અને નવી બન્ને કળાના અનેક નમૂના જોયા. સાથે સાથે, જે સંસ્કારી સમારંભો આજની પ્રજા માટે યોજાયા છે તેમાં નૂતન પ્રજાનું આખું જીવન તાદૃશ થાય છે. આવું જ એક અનોખું નાટક અમે જોયું. એનું નામ હતું 'બુદ્ધ-રૂપિયો.' આ નાટકમાં પ્રાચીન લગ્ન-સંસ્થા પર પ્રહાર છે.

આખું નાટક નર્યું વાસ્તવિકતાથી ભરેલું હતું. એ જોતાં આપણી આંખોમાં અનેકવાર આંસુ આવે છે. જૂના ચીનની અબળા નારી એમાં કેવી મૂંગી વેદનાઓ સહન કરે છે એનું સુંદર ચિત્ર એમાં ખડું થયેલું છે. નાટકની શરૂઆત જૂના ચીનથી થઈને ધીમે ધીમે નવા ચીનમાં પ્રવેશ થાય છે. લાંબા કાળથી સહન કરતી આવેલી નારીના જીવનના નવા ધબકારા સંભળાય છે. પુરુષ સમોવડી બનતી નારી પ્રત્યેની બધી જંગલી ક્રૂરતાનો એમાં લોપ થઈ જાય છે. યાવ-ચેન નામની અભિનેત્રી માતાનું સુંદર પાત્ર ભજવી જાય છે અને જૂના ચીનની ગુલામીમાં સબડતી અને મૂંગી સહનશીલ નારીનું તાદૃશ ચિત્ર ખડું કરે છે.

શાંગહાઈમાં અમે એક સમારંભ જોવા ગયાં. એમાં માઈક પાસે બે માણસો ઊભા હતા. એકે બીજાને પૂછ્યું : 'કાં ભાઈ, પંખીને બોલતું તું સાંભળી શકે છે?' અને પછી અમે દૂરથી કોઈ પંખી અવાજ કરતું હોય એમ સાંભળ્યું. એ અવાજ ધીમે ધીમે નજીક ને વધુ નજીક આવતો ગયો અને પછી એ પંખીનો અવાજ સંભળાતો થઈ ગયો.

પછી તો જાણે પંખીથી ભરેલું આખું જંગલ જાણે ત્યાં ન હોય એવો કલબલાટ મચી ગયો. ત્યારપછી મચ્છરનો ગણગણાટ...જાણે ગણગણાટ આપણા કાનમાં ન આવતો હોય! પછી બિલાડીનો, નાનાં બાળકોનો, તમરાંનો અવાજ...અને છેક છેલ્લે કોરીઆમાં દુશ્મનોનાં વિમાનોને એક પછી એક નીચે લાવતી મશિનગનોના અવાજો, અને સાથે વીંધાઈને ચકરી ખાઈ, નીચે આવતાં વિમાનોનો અવાજ...

આ જોયા પછી મને ખાત્રી થઈ કે લોકોના સામાજિક, રાજકીય કે બીજા કોઈ પણ પ્રશ્નો રજૂ કરવામાં કોઈપણ કળાનો ઉપયોગ થઈ શકે.

[ ચાલુ ]

★

# સીમાની સમાધિ

જયન્ત પરમાર

> શાહજહાંના અમર સ્મારક તાજમહાલથી પણ વધુ ઉન્નત અને પ્રેરક સ્મારક રચવા પાછળ આ લઘુ-કથાના નાયકની જે ધગશ વરતાઈ આવે છે એને દરેક સમજી શકે તેમ છે, એની સાથે સમભાવ કેળવી શકાય તેમ છે. આખી વાર્તા એ રીતે ટૂંકી બનીને ઘણું લાંબુ કહી જાય છે. આ વાર્તા સાથેનો લેખકનો વાર્તા-સંગ્રહ 'બીજલેખા' ચાલુ માસમાં પ્રગટ થશે.

પોષ માસની કડકડતી ટાઢમાં ઠંડીથી છટકવા જ્યારે બધા માણસો પહાડ ઊતરીને નીચે તળેટીમાં કે આસપાસના પ્રદેશમાં જતાં રહ્યાં હોય એવે વખતે આબુ પહાડ ઉપર જવા માટે જ્યારે ખરેડીને સ્ટેશને એક જુવાન હાથમાં બિસ્તર લઈને ઉપર જવાની બસની રાહ જોતો ઊભો રહ્યો ત્યારે ત્યાં તળેટીમાંના લોકો પણ ઠંડીથી થીજી જઈને એ નવતર જુવાન સામે જોઈ રહ્યા. ઉતારુઓમાંથી કોઈ પહાડ ઉપર જનારું હતું નહિ એટલે સ્ટેશન પાસેનો વિસ્તાર ઘડીકવારમાં તો સાવ નિર્જન બની ગયો. પહાડ ઉપરથી આવતા ઠંડા પવનના સુસવાટા એવા તો જોરથી બધાને લપડાકો મારતા હતા કે ત્યાં રહીને તાપણીને તાપે ટાઢને ઉડાડવા મથતા થોડાક રેલ્વે પોર્ટરો અને સાફસફાઈનું કામ કરનારા રડ્યા ખડ્યા ભંગીઓ સિવાય બીજું કોઈ નજરે ચડતું નહોતું.

ગરમ ઓવરકોટથી સજ્જ થયેલો એ જુવાન આ રીતે પણ બધાનું આકર્ષણ થઈ પડ્યો. ઉપર જવા માટેની બસ ઊપડવાનો વખત થવા આવ્યો છતાં હજુ સુધી કેમ નથી આવતી એની આછી ઘેરી ચિંતાઓ એના ચહેરા પર ફરકતી દેખાતી. કોઈ ઉતારુઓ નહોતા પણ ટપાલ લઈ જવા માટે તો બસ આવશે જ એવી ખાત્રી બસ-સ્ટેશનમાંથી મળેલી એટલે એ તો નિરાંતે ઊભો રહ્યો હતો

છેવટે બસ આવી પણ ખરી. ટપાલના થેલાઓ અને પેટીઓ ચડી રહ્યા પછી જ્યારે એ એકના એક ઉતારુને એકલો બસમાં ચડતો જોયો ત્યારે બસનો હાંકનાર પણ ઘડીભર એ જાણીતા ચહેરાને જોઈ રહ્યો. તળેટીમાં નહિ પણ પહાડના વાસીઓમાં આ જુવાન ખૂબ ચર્ચાનો વિષય થઈ પડેલો એટલે પહાડ ઉપરનું તો નાનું છોકરું પણ એને ઓળખતું. અને સહેજે જ પેલા બસ હાંકનારથી પૂછી જવાયું: 'કાં ભાઈ, આજે એકલા કેમ?'

કંઈક વ્યંગમાં અને કંઈક સમભાવે પૂછાયેલા આ પ્રશ્ન પ્રત્યે સાવ નિરુત્તર રહેવું પાલવે એમ તો નહોતું. સત્તરેક માઈલનું ચઢાણ આ એકના એક સંગાથ સાથે ચડવાનું છે. એનો તરત એ જુવાનને ખ્યાલ આવ્યો અને એટલી જ સૌમ્યતાથી એ બોલી ઊઠ્યો:

'કાયમ મારી સાથે રહેતી મારી સીમાની સમાધિ પર ફૂલ ચડાવવા!'

બસ હાંકનાર પણ માણસ હતો. ઠઠ્ઠો કરવાને ઇરાદે પૂછેલા પ્રશ્નનો આટલો કરુણ છતાં ધીર ગંભીર જવાબ સાંભળીને એની માણસાઈ જાગી ઊઠી. એના મોંમાંથી એક મોટો આશ્ચર્યોદ્‌ગાર નીકળી પડ્યો અને એણે જુવાનને પોતાની બાજુની જ બેઠકે આગ્રહ કરીને બેસાડ્યો. બસ ત્યાંથી ઊપડી ને આબુરોડની પોસ્ટ ઑફિસેથી જરૂરી સૂચના લેવા થોડી વાર રોકાઈને સીધી પહાડી ચઢાણો ચડવા લાગી.

આબુનો ઉનાળો જ જ્યાં શિયાળા જેવો હોય, ત્યાં આવા શિયાળામાં આબુનો અનુભવ તો ખૂબ યાદગાર બની જાય એવો હોય છે. બસની બધી કાચની બારીઓ તો બંધ જ કરવી પડી હતી. બસમાં ધૂમ્રપાનની મનાઈ હોવા છતાં બન્ને એક પછી એક સિગારેટ સળગાવીને બહારની ઠંડીને જાણે ધકેલતા




હતા. જુવાનના થર્મોસમાંથી ગરમ ગરમ ચા પણ— હજુ તો ચાર–પાંચ માઈલનું અંતર નહોતું કાપ્યું ત્યાં તો એકવાર બેય જણાયે પીધી. વળી પાછા બન્ને વાતોએ વળગ્યા. બસ હાંકનારમાં આજે માનવતાના કંઈક જુદા જ મનોભાવો પ્રગટ્યા હતા. એ પેલા જુવાનથી અછતું ન રહ્યું. હાંકનારે બીજો જ એવો મૂંઝવી નાખતો પ્રશ્ન પૂછ્યો :

'તમે અહીંના વતની નથી છતાં તમારી સીમાની સમાધિ પહાડ ઉપર બંધાવવા પાછળ કંઈ હેતુ તો હશે ને?'

'હેતુ તો એટલો કે સીમા મને અહીંથી મળી અને એણે મને અહીં મૂક્યો. મારા આખા જીવનનો પલટો કરી દેનારી સીમા આજે મરીને પણ એની જીવતી જાગતી સ્મૃતિ આ પહાડને શિખરે શિખરે વેરતી ગઈ છે; એ બધી તાજી રાખવા તો મેં એને અંજલિ આપવા માટે દર અઠવાડિયે અહીં આવવાનું નક્કી કર્યું છે. ગમે તે કામ હોય છતાં એ બધું છોડીને પણ મારાથી અહીં દોડયા આવ્યા વગર રહેવાતું નથી.'

'હા, પણ અમે તો સાંભળેલું કે એ સીમા તો આ પહાડની રહેવાસી હતી. પણ એના સુધરેલા દીદાર જોઈને અમને ઘણીવાર થતું કે સનસેટ પોઈન્ટને નિર્જન રસ્તે મોટા આલીશાન બંગલામાં રહેતી આ એકની એક રમણી આ પહાડનું સંતાન ન હોઈ શકે. આખા પહાડની એ તો રસવાતો બનેલી છે છતાં એનું મૃત્યુ અમ બધાંથી સાવ અજાણ શી રીતે રહેવા પામ્યું?'

'એ જ કારણે કે એ અહીં નથી મરી!'

'ત્યારે?'

'અમે બેઉ દર શિયાળામાં કોઈ ગરમ પ્રદેશમાં જતાં રહેતાં. આ શિયાળામાં પણ અમે ત્રણેક માસ દરિયા કિનારે રહેવાનાં હતાં. દરિયા કિનારાના એક નાનકડા ગામમાં અમે રહેવા ગયાં. પહાડોની ગોદમાં ઊછરેલી સીમા દરિયો જોઈને તો ગાંડીતૂર થઈ ગઈ. રોજ રાતે અમે હોડીમાં સહેલ કરવા જતાં. દરિયાની સહેલ કોને ન ગમે? એમાં સીમાએ તો દરિયાનાં દર્શન પણ પહેલી જ વાર કર્યાં હતાં. એ તો રમતે ચડી. એની એ આંધળી રમતે જ આજે મારી જિંદગીને ઉજ્જડ કરી દીધી છે!'

'તે શું દરિયામાં એ ડૂબી ગયેલાં?'

'ડૂબી ગયેલી તો શી રીતે કહી શકું? દરિયાએ એને ડુબાડી દીધી! એ અંધારી બીજની મધરાત હતી. અમે બેઉ અમારી હોડીને દૂરદૂર હલેસી રહ્યાં હતાં. ભરતીનો જુવાળ બહુ દેખાયો નહિ એટલે અમે તો રંગે ચડયાં. મારા જેટલી જ બાહોશ સીમા પણ હતી એટલે બેમાંથી એકેય હલેસાં મારતાં થાકીએ એમ નહોતાં. બહુ દૂર જવું હોય ત્યારે ઘણીવાર તો અમે અમારી સાથે હોડી હાંકનારને પણ લેતાં. પણ આજે તો અમારા હોડીવાને આગ્રહ કર્યો છતાં અમે સાથે આવવા ના પાડી એટલે એણે વધું આનાકાની ન કરી. અમે કેટલે દૂર આવી ગયેલાં એ તો કંઈ ખબર નહોતી રહી. પણ આકાશ–નિરીક્ષણના થોડા ઘણા જ્ઞાને અમને એટલી ખબર પડી કે રાત આથમવાને– હવે બહુ વાર ન હતી.

'સીમા તો આજે રંગે ચડી હતી. એનું પહાડીમાં ઉછરેલું મદમસ્ત બદન દરિયા સાથે પણ જાણે બાથંબાથા કરતું હતું. હું એની રસનીતરતી કાયાને નીરખી જ રહ્યો. મારી પડખે જ બેસીને એક હાથથી મને પકડીને એ હોડીને હલેસી રહી હતી. મારો એક હાથ પણ એને વીંટાળીને બીજે હાથે હું હલેસી રહ્યો હતો. ત્યાં તો પવનના સૂસવાટા ફૂંકાવા શરૂ થયા, પાણીની છોળો ઊડવા માંડી. ઘડી પહેલાંની રંગે ચડેલી સીમા અને હું બન્ને ગભરાઈ ગયાં. મોજાંની છોળો ઊડી ઊડીને અમને





ભીંજવવા લાગી. હોડી ઉપર તો અમે જરા પણ કાબૂ ન રાખી શક્યાં. અમારી પાછળ નજર કરતાં અમને બીજી એક મોટી હોડી દેખાઈ. અમારો હોડીવાળો જ એ હોડી લઈને અમને બચાવવા પૂર ઝડપે આવી રહ્યો હતો એમ મેં કરેલું અનુમાન સાચું હતું. પણ એ હોડી અમારી પાસે આવી પહોંચે એ પહેલાં અમારી હોડી એક મોટા મોજાની થપ્પડમાં સાવ ઊંધી વળી ગઈ. ખૂબ શોધખોળ કર્યા પછી પણ જ્યારે સીમાનો પત્તો ન લાગ્યો ત્યારે એ બધા હોડીવાળાઓ મને એકલાને બેભાનાવસ્થામાં ઊંચકીને પાછા વળ્યા.

‘છેક બીજે દિવસે સાંજે કંઈક ભાનમાં આવ્યો ત્યારે સીમા વગરનો હું એકલો થઈ પડ્યો છું એમ જાણતાં જ મારાથી કારમી ચીસ નંખાઈ ગઈ.’

‘ત્યારે હવે તો આ આખો બંગલો સાવ ઉજ્જડ થઈ જશે ખરું?’

‘અરે હોય કાંઈ! એ બંગલો જ હવે આપણાં સહેલાણીઓનો તાજમહાલ થશે. એ બંગલામાં તો અમારા અલૌકિક પ્રેમનું કાવ્ય સરજાશે, એ આખો બંગલો ખૂણે ખૂણેથી અમારા અપ્રતીમ પ્રેમનું ગુંજન કરશે. એ બંગલાની વચ્ચોવચ મારી સીમાની સમાધિ રચાય છે. એ પૂરી થયે એ આખો બંગલો, એની આખી હરિયાળી વાડી હું જાહેર માટે ખુલ્લાં મૂકીશ. સનસેટ પોઈન્ટ સુધી ચાલીને ન જઈ શકનારાં કેટલાયે સહેલાણીઓ મારી સીમાની સમાધિ પાસે બેસીને સૂર્યાસ્તનો રમ્ય દેખાવ જોઈ શકે એવી ગોઠવણ કરાવવા માટે મેં બાહોશ ઇજનેરોને ઇજન આપ્યું છે.’

‘એ કામ ચાલુ કરી પણ દીધું!’ બસ હવે તો પહાડ ઉપરના સપાટ પ્રદેશ પર આવી પહોંચીને બસ–સ્ટેશને પહોંચવાની તૈયારીમાં હતી ત્યારે ઠંડીનો એક વધુ ચમકારો અનુભવતા પેલા હાંકનારે ઉત્સુક પ્રશ્ન પૂછી લીધો.

‘હવે તો પૂરું પણ થવા આવ્યું છે!’ કહેતો એ જુવાન હાથમાં બિસ્તર લઈને બસસ્ટેશને આવીને ઊભી રહેલી બસમાંથી ઊતરી પડ્યો અને ઉમેર્યું: ‘આજ સાંજના એ બાજુ આવજો તો ખરા!’

★

# લંડનથી લૉસ એંજલીસ

રાસુ પંડિત

ન્યૂ યૉર્ક, ૨૪-૯-'૫૩

જે ઉત્સાહથી સ્ટીમરમાં પત્રો લખી શકતો એ ઉત્સાહ આજે ઊડી ગયો છે. લંડન રાત્રે ૧૨ વાગે છોડ્યું ત્યાર પછી અમે એટલાં બધાં અદ્ધર ગયાં કે નીચે વાદળાં સિવાય કશું જ દેખાય નહીં. આખી રાત બેઠાં બેઠાં ઊંઘ પણ પણ શી રીતે આવે? વળી વિમાનમાં ઓછું આમતેમ આંટા મરાય એવું હતું? સ્ટીમરનો પ્રવાસ વારંવાર યાદ આવ્યો ને લંડનથી ન્યૂ યૉર્ક સુધી સ્ટીમરમાં જગા ન મળ્યાનું દુઃખ પણ થયું. ચાંદની રાત હતી એટલે નીચે જમીન કે દરિયો જોવા મેં ખૂબ ફાંફાં માર્યાં, પણ નીચે તો વાદળાં સિવાય કશું જ દેખાય નહીં. આથી અકળામણ અનુભવતાં મેં ઊંઘવા પ્રયત્ન કર્યો. સન્જડ રખડપટ્ટી ને ઉજાગરાને લીધે થાક તો લાગ્યો હતો પરંતુ ઘરરરર અવાજમાં ઊંઘ આવે જ નહીં ને! કંટાળીને લંડનથી ખરીદેલી 'ઍવરેસ્ટ' ઉપર મેળવેલા વિજયની વિગતવાર માહિતી આપતી 'ટાઈમ્સ'ની પૂર્તિ વાંચવા માંડી. થોડીવાર પછી એનાથીય કંટાળ્યો એટલે બારી બહાર જોતો બેસી રહ્યો. વાદળાંની દોડદોડા ને ચાંદનીની મસ્તી જોવાની મઝા પડી ને આંખ ક્યારે મળી ગઈ એની ખબર ન પડી.

૭ા વાગે સૂર્ય ક્ષિતિજમાંથી ઊંચો આવતો દેખાયો. પણ જીદ્દી વાદળાંઓએ એવડું મોટું આવરણ ઊભું કર્યું કે એ એને બહાર ડોકાવાની તક જ ન આપે, પરંતુ સૂર્યનાં સોનેરી કિરણો તો વાદળાંમાં સહેજ પોલ વચ્ચેથી પણ બહાર પ્રકાશવા માંડ્યાં. ચારેબાજુ સોનેરી રંગથી જ વાતાવરણ દીપી ઊઠ્યું ને અમારી માનસિક સુસ્તી દૂર થઈ.

તમને નવાઈ લાગશે, પણ અમે આટલાંટિક સમુદ્ર ઓળંગ્યો હોવા છતાં આટલાંટિકનાં પાણીનું એક ટીપું પણ જોવા ન પામ્યાં!

અમારી ઘડિયાળના ૫ા વાગે ને બદલાયેલા સમય પ્રમાણે ૧૨ા વાગે 'પર્સર' જાહેરાત કરી કે હવે

> ખૂબ જ અભ્યાસુ વૃત્તિથી લખાયેલા, છેલ્લા ચાર અંકથી આવતા પ્રવાસ-પત્રોમાંનો આ છેલ્લો પત્ર છે. મુંબઈથી શરૂ થયેલો સ્ટીમર-પ્રવાસ લંડનથી વિમાનમાં શરૂ થયો હોવા છતાં પ્રવાસ-વર્ણનની શૈલી એટલી બધી આકર્ષક છે કે આ પત્રો ખૂબ જ આવકાર પામ્યા છે હવે પછી અમેરિકન સમાજ અને જીવનના અનુભવો પત્રો રૂપે આ જ લેખક 'ઊર્મિ-નવરચના'માં રજૂ કરશે: આવી જ રસળતી શૈલમાં.

થોડીવારમાં આપણે ન્યૂ યૉર્ક પહોંચીશું ને અત્યારે આપણે બોસ્ટન શહેર પરથી ઊડી રહ્યાં છીએ. વિમાન હવે ખૂબ નીચે ઊડતું હતું, આથી અમે બોસ્ટન શહેરનો વિસ્તાર જોઈ શક્યાં. લીલી મઝાની ઝાડી, એમાં મોહનથારનાં ચોસલાંની માફક પસાર થતા આડા અવળા રસ્તા, ધાટીલાં મકાનો ને રંગબેરંગી અનેક મોટરો જોવાની અમને તો ખૂબ મઝા આવી. એમ થયું કે આખોય પ્રવાસ આવો ગયો હોત તો કેવું સારું હતું! અમે અટલાંટિકને કિનારે કિનારે જ ઊડતાં હતાં, આથી રમકડાં જેવી સ્ટીમરો પણ હવે અમને સ્પષ્ટ દેખાતી હતી. લગભગ ૧ વાગે અમને ન્યૂ યૉર્ક નગરીના દર્શન થયાં ને વિમાન આંચકા મારતું નીચે ઊતરવા માંડ્યું.

કસ્ટમ હાઉસની વિધિ પતાવતો હતો ત્યાં 'ફૉરીન સ્ટુડન્ટ ઍડવાઈઝર'નો બિલ્લો પહેરીને એક બાઈ મારી પાસે આવી ચડી. ખૂબ સરળરીતે એણે વાતો કરી, ન્યૂ યૉર્ક વિષે ને અમેરિકા વિષે થોડું માહિતી-સાહિત્ય આપ્યું ને બહાર અમારી વાટ જોતા મિત્રને કહી આવી પણ ખરી કે તમારાં મિત્રો આવી ગયાં છે ને હમણાં બહાર આવે છે.





બધી વિધિ પૂરી થયા પછી અમે બહાર આવ્યાં ને મિત્રના ઘેર ઉતારી ગયાં. ન્યૂ યૉર્ક શહેર તો વિશાળ છે વળી એ તો અમેરિકાનું સૌથી મોટું શહેર એટલે એનો દમામ પણ કાંઈ ઓછો હોય ! રહેવાનાં મકાનો તો આપણા હિંદમાં જેવાં હોય છે એવા જ પ્રકારનાં પરંતુ ખૂબ અદ્યતન સગવડોથી ભરેલાં ઑફિસોનાં મકાનો સામે જોઈને તો આપણી ડોક દુઃખી જાય એવાં ઊંચાં. ૧૦૮ માળનાં મકાનો પણ અહીં બંધાયાં છે એટલે તમે કલ્પના કરી શકશો કે કેવી ઊંચી ઈમારતો હશે એ !

અમે વિસામો ખાધો ને ૫ ગાગે જમ્યાં. પછી લોકલ ટ્રેનમાં ફરવા નીકળ્યાં અહીં અમે ત્યાં જવું હોય તો પણ ૧૫ સેન્ટ આપવાના. એ માટે ટિકિટ ખરીદવાની જરૂર નહીં. તમે ૪૦ સેન્ટ આપો તો તમને ૩ 'ટૉકન' મળે. એ 'ટૉકન' તમારે દરવાજા આગળની પેટીમાં નાખવાના એટલે દરવાજો આપોઆપ ખૂલે. જોકે વ્યક્તિ ધારે તો દરવાજાની નીચેથી ઘૂસી જઈ શકે ખરી; પરંતુ અહીંની પ્રજા પણ શિસ્તવાળી ને ચારિત્ર્યશીલ તો છે જ. તમે ટ્રેનમાંથી ઊતરો ત્યારે કોઈ ટિકિટ ચેક કરનાર કે એકઠી કરનાર જ નહીં. માનવ શક્તિનો કેટલો બધો બચાવ ! ન્યૂ યૉર્કની મોટી લાયબ્રેરી જોઈ ને પછી 'ન્યૂ યૉર્ક ટાઈમ્સ'નું મકાન જોયું. ત્યાંથી 'એમ્પાયર સ્ટેટ 'ના મકાન ભણી ગયાં ને રાત પડી એટલે અહીંનો વિખ્યાત ટાઈમ સ્કવેર જોવા ગયાં. એટલી બધી રોશનીથી ભરેલો આ વિસ્તાર કે રંગબેરંગી અદ્ભુત જાહેર ખબરો સામે આપણે ઘડીભર જોયા જ કરીએ. અમે ૧।। કલાક ત્યાં ઊભાં પણ એ દૃશ્ય જોઈને ધરાયાં નહીં. એક 'બાર' (હોટેલ)માં જઈને અમે મિલ્ક-શેક પીધો. એવડો મોટો ગ્લાસ ભરીને આપે કે આપણે ધરાઈ જ જઈએ.

રાત્રે ૯ વાગે અમે ઘેર પહોંચ્યાં ને ટેલિવિઝન જોયું. સૂતો ત્યારે એક વિચાર મનમાં સતાવતો હતો કે લંડન સારું કે ન્યૂ યૉર્ક ! પછી લાગ્યું કે બંને જુદા જ પ્રકારનાં શહેરો છે, જુદા જ માનસવાળી પ્રજાઓ છે ને જુદી જ પરિસ્થિતિ વચ્ચેથી બે દેશો પસાર થઈ રહ્યા છે. આથી સરખામણી કરવી મુશ્કેલ છે; આમ છતાં મને લંડનના પોલીસો—બૉબીઝ—અને એની ચોખ્ખાઈ એટલાં બધાં આકર્ષી ગયાં હતાં કે ન્યૂ યૉર્કમાં ચોખ્ખાઈનો અભાવ મને ડંખ્યો.

અચ્છા ! કાલે સવારે તો અમે પણ ન્યૂ યૉર્ક છોડીને રવાના થઈશું.

*

૨૫–૯–'૫૩

વિમાનના કર્કશ લાગતા ઘરરરર અવાજને અવગણીને આ પત્ર લખવા બેઠો છું લંડનથી ન્યૂ યૉર્ક સુધીનો પૅન અમેરિકન વિમાન દ્વારા ખેડેલો પ્રવાસ એવી કડવી સ્મૃતિ મૂકી ગયેલો કે હવેથી કદી વિમાનમાં પ્રવાસ ન કરવાનો નિર્ણય અમે લઈ બેઠેલાં; પરંતુ કાલે ટેલીફોન આવ્યો કે તમે ટ્રેનમાં આવશો કે વિમાનમાં, તો પણ ખર્ચ લગભગ સરખું આવશે ને ટ્રેનમાં દિવસ વધારે બગડશે તે નફામાં. મારો વિચાર તો 'ગ્રેહાઉન્ડ્ઝ' બસમાં જ નીકળવાનો હતો; પરંતુ દિવસ ઓછા રહ્યા એટલે ન છૂટકે વિમાનમાં નીકળવાનો નિર્ણય લેવો પડ્યો. રાત તો સરસ રીતે પસાર થઈ. પ્રાતઃકાળે ૭ વાગે આંખ ઊઘડી ગઈ ને ઝટપટ તૈયારી કરી. અમે લગવાડીયા ઍરોડ્રોમ પહોંચ્યાં. પેટમાં ઠાંસીને નાસ્તો કરી લીધો હતો કે જેથી આખો દિવસ બગાસાં ન ખાવાં પડે. વિમાનમાં બેસવાનો ઉત્સાહ ઓછો હતો; પરંતુ પૅન અમેરિકનના વિમાન કરતાં કાંઈ જુદા જ પ્રકારના વિમાનમાં અમે પ્રવેશ્યાં ને એની સુઘડતા અમને પ્રથમ નજરે જ પ્રસન્ન કરી ગઈ. અમે પ્રમાણમાં મોડાં આવેલાં એટલે ઘણીખરી સીટો તો ભરાઈ ગઈ હતી. પાયલોટની કેબિન પાસે જ બે સીટ ખાલી હતી. એટલે બારી પાસે બેસવાની તક સાંપડી. અમારા વિમાનની પાંખો ફરવા માંડી. થોડીકવાર ધીમી કૂચ કરી એણે તો દોટ મૂકીને ન્યૂ યૉર્કનાં ૭૫–૧૦૦ માળની વિશાળ

ઇમારતોને ને લાખો ઘરોને ઓળંગતું એ શીકાગો તરફ આગળ વધ્યું. ન્યૂયૉર્ક શહેર વિમાનમાંથી તો શું સુંદર દેખાતું હતું! જાણે કે વિમાનમાંથી જ શહેરની યોજના તૈયાર કરીને પછી શહેર ન બાંધ્યું હોય! આટલાંટિક સમુદ્રને કિનારે થોડીવાર દોડીને એ તો ભાગ્યું પશ્ચિમ તરફ. સદ્ભાગ્ય એટલું કે જે સ્વાતંત્ર્ય દેવીની મૂર્તિ (Statue of liberty)નાં દર્શન ગઈ કાલે નહોતાં થયાં, એનાં દર્શન—અસ્પષ્ટ આકાશમાંથી—આજે થયાં ને મનમાં અમેરિકાના સ્વાતંત્ર્ય ઇતિહાસની કેટલીય સ્મૃતિઓ તાજી થઈ. ન્યૂયૉર્ક શહેરનું વિહંગાવલોકન કરતો હતો ત્યાં તો અમારી હસમુખી યજમાન (Air-hostess) કૉફી આપવા આવી.

અમારી બરાબર સામે જ બે અમેરિકન યુવતીઓ બેઠી હતી. વિમાનમાંથી ન્યૂ યૉર્ક જોઈને વારંવાર આશ્ચર્યના ઉદ્‌ગારો કાઢતી હતી. ધીમેધીમે એણે એક પછી એક તોતીંગ મકાન ઓળખાવવા માંડ્યાં ને ૧૫ મિનિટમાં અમારી સાથે ખૂબ જ હળી ગઈ. સ્ટીમરમાં મેં જોયેલા અતડા અંગ્રેજો કરતાં વાત કરવા માટે સદાય આતુર અમેરિકનો પ્રત્યે મને સાચે જ મમતા ઉદ્‌ભવી. અમે ખૂબ ગપ્પે ચડ્યાં. એણે મને અમેરિકાના જુદાજુદા પ્રદેશો વિષે ઘણી રસિક વાતો કહી. મેં મારા પ્રવાસ-અનુભવો કહ્યા ને હિંદનો નકશો ચીતરી બતાવી જુદાજુદા જોવાલાયક સ્થળોનાં નામ આપ્યાં. એમાંની એક શીખ લોકોને જોયા હશે તે ખૂબ રસપૂર્વક એમના પહેરવેશનું વર્ણન કરતી હતી ને વારંવાર હસી પડતી હતી. આથી મેં પણ શીખોના ધર્મ ને કીરપાણ, કડું, કાંસકી, દાઢી, વાળ, સાફો વગેરે ધર્મ-પ્રતીકો વિષે લાંબું ભાષણ ભરડી માર્યું. અમેરિકનોને હિંદમાં ખૂબ રસ છે. એ બાઈ પણ કહેતી હતી કે મારે હવે થોડા પૈસા બચાવીને હિંદ જોઈ આવવું છે. તાજમહાલ ને કાશ્મીર વિષે એમણે ઘણું સાંભળ્યું છે, હિમાલયમાં પણ એમને રસ છે. માઉન્ટ એવરેસ્ટના મહાન વિજય વિષેની વાતો એમણે રસથી સાંભળી ને તિબેટ વિષે ઘણું પૂછ્યું James Hiltonની નવલકથા Lost Horizon વાંચી હશે એટલે એમને થોડો ખ્યાલ હતો જ. માઉન્ટ એવરેસ્ટ ઉપરથી અમે સાહસ કથાની વાતોએ ચડી ગયાં ને પછી તો 'કોનટિકિ'ની વાત નીકળી. તાજેતરમાં જ The spirit of saint louis નામની ચાર્લ્સ લીન્ડબર્ગ નામના મહાન અમેરિકન વિમાની સાહસિકની આત્મકથા બહાર પડી છે. એણે ૧૯૨૬માં સેંટ લુઈથી શિકાગો સુધી વિમાન હાંકતાં જતી વેળાએ એક તુક્કો સૂઝ્યો કે વિમાનમાં ન્યૂ યૉર્કથી ફ્રાન્સ સળંગ કેમ ન જવાય? આટલાંટિક જેવા વિશાળ સમુદ્રને સળંગ ઓળંગવા માટે તો કેટલો બધો પેટ્રોલનો ને અન્ય જથો જોઈએ? પણ બધી મુશ્કેલીઓનો સામનો કરીને આ સાહસિક ૧૯૨૭ના મેમાં વિમાન લઈને ઊપડ્યો ને આટલાંટિક ઓળંગીને પૅરિસ પહોંચ્યો. દુનિયા આખી એની પાછળ ગાંડી થઈ ગઈ; કારણ કે વિમાન વ્યવહારમાં એણે એક નવો ચીલો પાડ્યો. આ મહાન સાહસિકે એની આત્મકથા ઠેઠ હમણાં જ બહાર પાડી. આ અમેરિકન છોકરી એ તાજી બજારમાંથી જ ખરીદીને લાવી હતી ને એ વાંચવામાં મસ્ત હતી. એણે એ પુસ્તકનાં ખૂબ વખાણ કર્યાં. સદ્ભાગ્યે એનો સંક્ષિપ્ત સાર ઑક્ટોબરના 'રીડર્સ ડાયજેસ્ટ'ના બૂક સેકશનમાં આવેલો છે. મેં આજે જ વિમાનમાં વાંચ્યો. તમે જરૂર વાંચી જજો.

શિકાગોની આસપાસના વિસ્તારની હરિયાળી જમીન ને નાનકડાં સુંદર મકાનો જોવામાં મસ્ત થયાં. મીશીગન રાજ્યમાં આવેલું મોટું સરોવર દેખાયું ને એનાથી થોડે દૂર શિકાગો શહેર નજરે પડ્યું. સરોવરની આજુબાજુ સુંદર લીલાં ઝાડની ઘટા હતી ને બાજુમાંથી જ સુંદર કેડી (મોટો રસ્તો હશે, પણ આકાશમાંથી અમને કેડી જ લાગે ને?) પસાર થતી હતી. Chicago Beach વિસ્તાર આ જ હશે એમ





લાગ્યું ૧૧ વાગે અમે શિકાગો એરોડ્રોમ પર અનેક એરોપ્લેનોની હારમાળામાં ઘૂમી ગયાં ને ઘડિયાળ ૧ કલાક પાછળ મૂક્યું. અમારી ઘડિયાળ પ્રમાણે હવે ૧૨II જ વાગ્યા હતા.

૧૨II વાગે નવા પ્રવાસીઓને લઈને વળી વિમાને પાંખો ફફડાવી ને પાંચ મિનિટમાં તો વિસ્કોન્સન રાજ્ય વીંધીને આગળ ચાલવા માંડ્યાં. આકાશમાંથી આ રમ્ય પ્રદેશ જોવાની તો શું મઝા આવતી હતી! કોઈ જગાએ લીલીછમ જેવી, કોઈ જગાએ કાળી તો કોઈ જગાએ આછા બદામી રંગની લંબચોરસ ચાદરો જાણે બીછાવી હોય એવી સુંદર રીતે આ પ્રદેશની રમ્ય ભૂમિ ઓપતી હતી. વચ્ચેવચ્ચે સાપોળિયાની માફક વહેતી નદીઓ અમારી આંખોને કોઈ ઓર તૃપ્તિ આપતી હતી. અમેરિકા સાચે જ નસીબદાર દેશ છે. નાનાં સરોવરો, વિશાળ જંગલો ને નદીઓ તો એટલી બધી જોવા મળે છે કે, આ પ્રદેશ ઉપર કુદરતે છૂટે હાથે વેરેલી મહેરબાનીની ઇર્ષા આવે

શિકાગોથી થોડે દૂર પહોંચ્યા એટલે અમેરિકાની વિશાળ મિસિસિપી નદી જાડા નાગની માફક વહી જતી દેખાઈ. અનેક નાનીમોટી આગબોટો એમાં તરતી હતી, પરંતુ અમને તો એ વહેણમાં તરતી મૂકેલી કાગળની નાવડી જેવી જ લાગે ને?

વિસ્કોન્સન છોડીને આયોવા રાજ્યમાં દાખલ થતાં પહેલાં અમેરિકાની બીજી મોટી નદી—મીસુરી—પણ અમે ઓળંગી. અહીં પણ આજુબાજુ લીલીછમ ચાદર પથરાયેલી હતી ને નદીને કિનારેથી ઝાડોનું જાણે મોટું સરઘસ દક્ષિણ દિશામાં જતું હોય એવો ભાસ થતો હતો અમેરિકામાં રસ્તાનો પ્રબંધ ખૂબ સરસ લાગે છે. વિમાનની બારીમાંથી નીચે નજર કરીએ તો દૂરદૂર સુધી રસ્તાઓની—સીમેન્ટના—જાણે જાળ પાથરી હોય એવો ભાસ થાય ને નાનાં રમકડાં જેવી મોટરો દૂરથી આવતી-જતી દેખાય. ગમે તેવા પહાડો કે પર્વતોમાંથી પણ રસ્તા ખોદી કાઢ્યા છે ને એને લીધે જ ન્યૂ યોર્કથી લોસ એંજલોસ સુધી સુંદર બસો સસ્તા દરે દોડી શકે છે. પેટ્રોલ તો અહીં પાણીની માફક વપરાતું લાગે—જો કે લોકો પાણી પ્રમાણમાં ઓછું વાપરે છે!

અમેરિકામાં રહેવાનાં મકાનો બહુ વિશાળ નથી હોતાં; પરંતુ એ એક જ ઘાટનાં ને રંગબેરંગી છાપરાંવાળાં હોય છે; વળી એ એટલી વ્યવસ્થિતરીતે બાંધ્યાં છે કે વિમાનમાંથી જોનારને તો જાણે કોઈ કલાકારે સુંદર ડીઝાઈન દોરી હોય એવાં લાગે. મોટરો તો અહીં અઢળક છે ને તે પણ રંગબેરંગી. (કહેવાય છે કે અમેરિકામાં દર પાંચ માણસે એક મોટર હોય છે) એ પણ પાર્કીંગ કરવાના સ્થળે એવી સુંદર ને કલાત્મક રીતે આડીઅવળી ગોઠવવાના પાટા પાડેલા હોય છે કે વિમાનમાંથી તો જાણે કોઈ સરસ આકૃતિ જ દેખાય, દરેક મકાન આગળ ખુલ્લાં મેદાન ને મોટા રસ્તા પણ દેખાય. આથી એક પણ મકાન એવું ન હોય કે જેનું બારણું સરિયામ રસ્તા પર ન પડતું હોય.

નેબ્રાસ્કા રાજ્યની સરહદ પૂરી થાય એટલે કુદરતી સૌંદર્યથી ભરેલો સપાટ જમીનવાળો ખેતરાઉ પ્રદેશ પણ પૂરો થાય. અહીં વળી પાછું ઘડિયાળ ૨ કલાક પાછળ મૂકવું પડે. સપાટ પ્રદેશ પૂરો થાય છે એ સ્થળે જ ડેન્વર નામનું ખૂબ મોટું શહેર દેખાય છે. આ શહેર પણ એટલું જ વ્યવસ્થિત ને ઉદ્યોગોથી વીંટળાયેલું લાગ્યું. અહીંથી આગળનો પ્રદેશ તો સ્મૃતિપટ પર સદાય ચોંટી રહે એવો સુંદર છે. જમીનના રંગબેરંગી ચોરસ ટુકડા, મકાનો ને નદીઓ જોઈ જોઈને થાકી ગયેલી આંખો ડેન્વર પછી શરૂ થતા કોલોરેડોના પહાડી પ્રદેશ જોઈને નવી જ તાજગી અનુભવે છે. ડુંગર નીચેથી તો જોવાની મઝા આવે, પરંતુ ખૂબ ઊંચેથી નીચે જોવાની મઝા તો ઓર જ આવે. ડેન્વર પછી તુરત માઉન્ટ ઇવાન્સ નામનો ૧૪૨૫૯ ફુટનો ને ગ્રેપ્ડ પીક નામનો ૧૪૨૭૪




કુટનો—એમ બે પહાડ આવે છે ને આ બે મહા પહાડોની પત્નીઓ સમા તો અનેક નાના નાના પહાડોની હારમાળાઓ ચાલી આવે છે. સ્ત્રીના અંગે જેમ ઘરેણાં ઠઠાર્યાં હોય એમ અનેક નાનીમોટી વાંકી-ચૂંકી કેડીઓ આ નાના પહાડોને વીંટળાઈ વળેલી છે. કૉલેરેડોનો પ્રદેશ ખેતી માટે બહુ ઉપયોગી નથી; પરંતુ અમેરિકાની ખનીજ સંપત્તિ તો અહીં અઢળક વેરાએલી પડી છે. કેટલાય પહાડોની ખીણોમાં જ ચીમનીમાંથી નીકળતો ધૂમાડો અમે જોયો ને એ સ્થળે ખનીજનાં કારખાનાં હશે એમ કલ્પના કરી.

પહાડોમાં તે વળી શું સૌંદર્ય હશે એમ ઘણાને લાગે છે; પરંતુ લીલીછમ જમીન જોવાની મઝા આવે છે એના કરતાં વાંકાચૂંકા ને ચિત્રવિચિત્ર આકારવાળા પહાડો જોવાની વધુ મઝા આવે છે. ઉનાળો હોવા છતાં ને સૂર્યનો સરસ પ્રકાશ પડતો હોવાછતાં કોઈ કોઈ પહાડો પર ધુમ્મસ છવાયેલું હતું ને થોડા પર્વતો ઉપરનો આછોઆછો બરફ ચાંદીની માફક ચળકતો હતો. પહાડો વચ્ચેથી પસાર થતા આટા-પાટાવાળા રસ્તા ઉપર દોડતી મૉટરો વાતાવરણમાં કાંઈક ઝમક આણતી હતી ને વિમાનમાં ઝોકે ચડેલા પ્રવાસીઓને અવારનવાર કેપ્ટન માઈક ઉપર કાંઈક જાહેર કરીને જગાડતો ત્યારે બધી આંખો હાંફળી-ફાંફળી બારી ઉપર દોડી જતી.

કૉલેરેડોની હદ પૂરી થઈ એટલે ઉટાહ રાજ્ય શરૂ થયું. આ પ્રદેશ પણ ખનીજ સંપત્તિથી ભરેલો છે. અહીં 'વૅસાચ માઉન્ટન્સ' નામની ડુંગરોની મોટી હાર-માળા છે ને એની ખીણમાંથી કૉલેરેડો નદી વહે છે. ટંગસ્ટન, ત્રાંબુ, પોલાદ, મેગ્નેશિયમ વગેરે ખનિજો અહીં અઢળક ઉત્પન્ન થાય છે. સાથે સાથે ફળ-ફળાદિ પણ ખૂબ ઉત્પન્ન થાય છે. ઘેટાંનો ઉછેર સારો થતો હોવાથી ઊન પણ સારા પ્રમાણમાં મળી રહે છે. નદી, જંગલ ને પહાડોનો સંગમ કુદરતી સૌંદર્યના પ્રેમીને કેવો ગાંડો કરી મૂકે એ તો તમે કલ્પી શકશો. એમાંય વળી પહાડોના રંગ બદલાતા હોય ને એના આકારમાં વારંવાર નવીનતા ભાસતી હોય ત્યારે તો પૂછવું જ શું?

.....ઉટાહ છોડયું ને અમે નેવેડામાં પ્રવેશ્યાં. વિમાનના કૅપ્ટને જાહેર કર્યું કે હવે થોડી જ વારમાં આપણે કૅલિફૉર્નિયાની હદમાં પ્રવેશીશું. વિમાનમાં એક પ્રકારના ચેતનનું વાતાવરણ પ્રસરી રહ્યું. ઊંઘતા પ્રવાસીઓ આળસ ખંખેરવા લાગ્યા ને વાચનમાં મસ્ત પ્રવાસીઓ બારી બહાર ડોકાવા લાગ્યા. નેવેડા પણ સોનાચાંદીની, ત્રાંબાની, પારા ને ટંગસ્ટનની ખાણોથી ભરપૂર છે. આ રાજ્યમાં પાણીનો ઉપયોગ કરવા માટે એક જબરસ્ત ડૅમ બાંધવામાં આવ્યો છે. અમેરિકાના ૧૯૨૯ની મંદી વખતના નિષ્ફળ પ્રમુખ હુવરના નામે એ ડૅમ ઓળખાય છે. ત્યાં આગળ જ 'લેક મીડ' નામનું સુંદર સરોવર અમે જોયું. વિમાનમાંથી પણ એ ભવ્ય દેખાતું હતું.

સાંજે ૫ વાગે અમે કૅલિફૉર્નિયાની હદમાં પ્રવેશ્યાં. થોડાક રેતાળ ડુંગરો ઓળંગ્યા પછી અમે પ્રથમવાર રણનાં દર્શન કર્યાં. ઓજેવ રણ કૅલિફૉર્નિયાની સરહદ પર છે. એની પાસે જ Death valley નામની ભયંકર ઊંડી ખીણ છે. એ ખીણ અમે-રિકામાં સૌથી નીચામાં નીચી ગણાય છે. રણ તો જોતજોતામાં પૂરું થયું ને અમે વળી પાછાં ડુંગ-રોની હારમાળા જોવામાં ગૂંથાયાં. ચારે બાજુ નાનકડાં સરોવરો, સુંદર ડીઝાઈનવાળા પાકા રસ્તા ને ગાઢ જંગલો વચ્ચેથી પસાર થતાં અમે એક પર્વત પર મોટા ગોળ આકારનો ઘુમટ જોયો. મારી સાથેના અમેરિકન પ્રવાસીઓએ કહ્યું કે એ ઑબ્ઝર્વેટરી છે. આ ઑબ્ઝર્વેટરી માઉન્ટ વીલ્સન ઑબ્ઝર્વેટરી તરીકે ઓળખાય છે ને દુનિયામાં સૌથી મોટી ઑબ્ઝર્વેટરી તરીકે પંકાય છે. ઘડિયાળમાં ૫–૩૦ થઈ છે. ૫–૪૫ વાગે તો અમારું આ અમેરિકાનું વિહંગાવલોકન પૂરું થશે ને પશ્ચિમ કિનારે આવેલા લૉસ ઍન્જલીસ નામના અમેરિકાના મોટા શહેરમાં અમે ઊતરીશું. ન્યૂ યૉર્ક ને શીકાગો પછી લૉસ ઍન્જલીસ અમેરિકાનું ત્રીજું મોટું શહેર છે.

કે શ ૧

રૂપક કથાઓથી ભરી ભરી આપણી ભારતીય સંસ્કૃતિમાં આવી નાની પણ સચોટ અસર કરે એવી વાતો કેટલી બધી હોય છે! એને રજૂ કરવાની, એને સમજવાની આપણી શક્તિ વધુ ને વધુ વિકસવી જરૂરી છે. સાવ નિર્જીવ પાસેથી પણ આપણે કેટલું બધું શીખી શકીએ એ આ નાનકડી રૂપકકથા આપણને સુંદર રીતે કહી જાય છે.

એક શેઠ હતો—બહુ હુશિયાર, બુદ્ધિમાન પણ ભારે કંજૂસ. લાખોનું ધન તેની પાસે વણવાપર્યું પડ્યું રહેતું. તેના ઘરની સામે તેણે એક બગીચો પણ વાવ્યો હતો. કંઈક જાતનાં પુષ્પો તેમાં ખીલતાં. શેઠ એ પુષ્પોને ન તો ચૂંટતો ન કોઈને ચૂંટવા આપતો. છોડ ઉપર જ એ પુષ્પો ખીલી, મુરઝાઈ અને સુકાઈ જતાં. ક્યારેક મંદિરના પૂજારીનો છોકરો ચોરીથી એ બગીચામાં આવી થોડાં પુષ્પો ચૂંટી જતો.

એક વખત બગીચામાં નવા જ ખીલેલા એક પુષ્પે તેની બાજુમાં ડોલી રહેલા એક મોટા પુષ્પને પૂછ્યું: 'મોટાભાઈ, હમણાં જ મેં આંખો ખોલી, ત્યારે મારી બાજુમાં એક તમારા જેવું જ મોટું પુષ્પ ડોલી રહ્યું હતું. એ ક્યાં ગયું એટલી વારમાં?'

મોટા પુષ્પે જવાબ આપ્યો: "તને ખ્યાલ નથી! થોડી જ વાર પહેલાં પૂજારીનો છોકરો આવી તેને ચૂંટી ગયો."

"અરરરર! ચૂંટી ગયો?" નાના પુષ્પને દુઃખ થયું. તે બોલ્યું: "કેટલું દુઃખ થયું હશે એને ચૂંટાતાં!!"

મોટા પુષ્પે હસીને જવાબ આપ્યો: "તારી ભૂલ થાય છે, ભાઈ, ચૂંટાવામાં દુઃખ શા માટે થાય? એથી તો આનંદ થાય. આપણે પ્રભુના ચરણે ધરાવા માટે જ સર્જાયાં છીએ. આપણું આ સૌંદર્ય, આ સુગંધ જો કોઈને કામ ન આવે તો આપણું જીવન વ્યર્થ ન જાય!'

નાના પુષ્પને સત્ય સમજાયું હોય તેમ તે આનંદથી ડોલવા લાગ્યું. તેણે પૂછ્યું. "ભાઈ, ત્યારે તમને કેમ કોઈ ચૂંટી નથી ગયું? હવે તો મને પણ ચૂંટાઈ જવાની ઇચ્છા થઈ આવી છે. આપણને કોઈ ક્યારે ચૂંટશે?'

મોટા પુષ્પે દુઃખી ભાવે કહ્યું: "આપણા કમનસીબ છે, ભાઈ. આ બાગનો માલિક બહુ કંજૂસ છે. નથી એ આપણને ચૂંટતો, નથી કોઈને ચૂંટવા આપતો. પેલા પૂજારીનો છોકરો વહેલો આવી ચૂંટી જાય તો બહુ સારું, નહીંતર હવે તો મારી છેલ્લી ઘડીઓ આવી રહી છે."

અચાનક બન્ને પુષ્પોને કાને અવાજ આવ્યો: "પુષ્પો, તમે મારી આંખો ખોલી છે. તમારી જેમ આટલા દિવસથી હું પણ કમનસીબ હતો. મારું ધન, મારી બુદ્ધિ, સઘળું મારી પાસે વણવપરાયું પડ્યું રહ્યું છે. કોઈના ઉપયોગમાં તે આવ્યું નથી. આવો, આજ હું તમને ચૂંટીને પ્રભુના ચરણોમાં ધરાવું અને મારી પાસે પણ જે કંઈ છે તે દુનિયાના મારા દુઃખી ભાઈઓ માટે વાપરું."

શેઠે બન્ને પુષ્પોની વાતો સાંભળી હતી. તેમના જ એ શબ્દો હતા.

શેઠે જ્યારે પુષ્પો ચૂંટ્યાં, ત્યારે સૌ પુષ્પો મરક મરક હસી રહ્યાં હતાં.

★

હોલીવુડ, R. K. O, મેટ્રો ગોલ્ડવીન, પેરેમાઉન્ટ સ્ટુડીઓઝ વગેરે વિશ્વ વિખ્યાત ઉત્પાદક સંસ્થાઓ લૉસ ઍંજલીસમાં જ છે. વિમાન હવે લૉસ ઍંજલીસ શહેર પર ઊડે છે. અમે ખૂબ નીચે આવી ગયાં હોવાથી આ વિશાળ શહેરની રચના ખૂબ આતુરતાથી જોઈ રહ્યાં છીએ......

★

# વડીલોના વાંકે

જયન્તિકા ઝવેરી

> બાળકોના ઉછેર માટે લેવાતી બેદરકારીનો ભોગ બનતાં બાળકો વિષે ક્યારેય વડીલો વિચારે છે ખરા ? કેટલીકવાર તો બાળકો માટેની રખાતી વધુ દરકાર જ બાળકોને હાનિ કરતી હોય છે. બાળઉછેરની પૂરી માહિતી વિનાના વડીલોના વાંકે આવા કેટલાય રમેશ ભોગ બનતા હશે! આ સત્ય પ્રસંગ–વિશેષમાં લેખિકાનો માનસશાસ્ત્રનો ઊંડો અભ્યાસ અછતો નથી રહેતો.

ધનિક કુટુંબમાં ઉછરેલો એકનો એક રમેશ કોણ જાણે કેમ પણ સ્વભાવે જીદ્દી અને શાંત પ્રકૃતિનો હતો. શરૂથી જ તે તેનાં માતાપિતાથી દબાઈ ગયો હતો. લાડમાં ઉછરેલાં બાળકો સામાન્યરીતે આનાથી જુદી જ વૃત્તિ ધરાવતાં હોય છે. જ્યારે રમેશ તો તેની કોઈપણ જાતની સ્વતંત્રતા સાચવી શકતો નહિ. પોતાની ઇચ્છા પ્રમાણે એને કરવાનું હોય જ નહિ. ઘરમાં પોતાની કંઈ કિંમત જ નથી એમ તેને લાગ્યા કરતું. અને ધીમે ધીમે તેના મનમાં એવી એક ગ્રંથિ બંધાઈ ગઈ કે તે તેને માતપિતાના સંસર્ગથી દૂર રાખવા લાગી. એકાંત એકલવાયું જીવન તેને પ્રિય થઈ પડ્યું. તેને એક સહારો હતો ફક્ત તેની બહેનનો, તેનો સહવાસ તે ઠીક કેળવી શકેલો.

બચપણથી તે તીવ્ર બુદ્ધિ ધરાવતો હતો. નિશાળમાં પણ હોશિયાર વિદ્યાર્થીઓની હરોળમાં તેનું નામ બોલાતું. પણ તેના એકલપેટા સ્વભાવને લીધે સ્કૂલજીવન દરમિયાન પણ તે સારા મિત્રો—અંગત મિત્રો ન બનાવી શક્યો.

સારા માર્કસ મેળવીને મૅટ્રિકની પરીક્ષા પસાર કરી. તેના મગજમાં તો કંઈ કંઈ આદર્શો સાકાર થયેલા હતા. પોતે કેટલા અમલમાં મૂકી શકશે એ પ્રશ્ન પણ તેને એટલો જ મુંઝવી રહ્યો હતો. આગળ અભ્યાસ કરવા માટે પિતાની પરવાનગી પહેલી જોઈએ, વેપારી વૃત્તિ ધરાવતા પિતાની દૃષ્ટિ ચોપડીઓનાં થોથાં સુધી તો ક્યાંથી પહોંચે—'મૅટ્રિક એટલે બહુ થયું. બસ હવે ધંધે વળગી જાઓ, આપણે ક્યાં નોકરી બોકરી કરવા જવું છે, ભણીને ય બેસવાનું તો અહીં જ છે ને!'

પિતાજી આગળ વળી ચર્ચાને સ્થાન કેવું ? રમેશ ખૂબ મુંઝાવા લાગ્યો. છેવટે તેણે બહેનને પોતાની બિનાથી વાકેફ કરી. અને તેની બહેને પિતાજીને સમજાવી રમેશને આગળ ભણવા ગોઠવણ કરાવી.

રમેશ કોલેજમાં આગળ અભ્યાસાર્થે દાખલ થયો. પોતે બહેનના સહારે જ આગળ વધી રહ્યો છે એવું તેને સતત લાગ્યા કરતું. અને આવા જ કારણે પોતાના મનમાં ઘૂસી ગયેલી લાઘવગ્રંથિને તે નાબૂદ ન કરી શક્યો. વધુ ને વધુ એકાંતપ્રિય બનતો ગયો. અને તેની વિચારમાળા પણ વિરાટ સ્વરૂપ પકડવા લાગી. ફક્ત બહેનની હાજરી જ તેના મનને સંતોષી શકતી. જ્યારે બહેન સાસરેથી પોતાને ઘેર આવતી ત્યારે તે આનંદમાં ફૂલ્યો ન સમાતો. પોતાનું કોઈક આ દુનિયામાં છે એવું તેને ત્યારે જ ભાન થતું.

પણ......પણ આટલું પણ તેના નસીબમાં ક્યાં હતું? તેની વહાલસોયી બહેન માંદગીને બીછાને પડી અને એક દિવસ ભાઈનો બધો જ ભાર પોતાની ભાવી ભાભી ઉપર નાખી આ દુનિયામાંથી વિદાય લઈ ગઈ.

અને બસ, રમેશના જીવને એકદમ પલટો ખાધો. આ આઘાત સહેવો તેને માટે ખૂબ કપરૂં હતું. બહેન વગરની પોતાની જિંદગી તે કલ્પી જ ન શક્યો. પોતાનું હવે આ દુનિયામાં કોઈ નથી એ ભાવનાએ જાગૃત સ્વરૂપ પકડ્યું. અને વિચારોમાં ને વિચારોમાં તે શાંત મૂઢ જેવો રહેવા લાગ્યો,





ઘરમાં પણ તેને કોઈ વધુ સમજી શક્યું નહિ હા, પણ તેઓ પણ હવે શું કરવાના હતા.....દવાદારૂ કે હવાફેર સિવાય બીજું શુ ?

× × ×

બે વર્ષ બાદ પુષ્પા સાથે રમેશનાં લગ્ન થયાં. પુષ્પા રમેશના મનની સ્થિતિથી કંઈક અંશે વાકેફ હતી. સમજપૂર્વકનું તેનું વર્તન કંઈક અંશે તેને સફળ બનાવી શક્યું. કુદરતી રીતે જ રમેશ પણ પુષ્પામાં અને બહારની દુનિયામાં ધીમે ધીમે રસ લેતો થયો. હરવા ફરવાનું, નાટક-સિનેમા, ભાષણ-સંમેલનોમાં જવાનું દિલ પણ થતું. પુષ્પાના અગાધ પ્રયત્નને અંતે તેને ધંધામાં પણ રસ લેતો કરી શકી. જો કે હજુ તેની સફળતા પૂરેપૂરી તો નહોતી જ. મનની અસર એમ એકદમ નાબૂદ થાય તેમ નહોતું. હજુપણ મગજની ધૂન ચઢે ત્યારે પોતાની મનસુખી પ્રમાણે જ વર્તતો. મનને રૂચે તો બજારમાં જાય, કામકાજ કરે, નહિતર ભલો તે અને તેનો રૂમ, ચોપડીઓ અને તેની વિચારમાળા. વાંચનરસ એ તેની કુદરતી બક્ષિસ હતી. તેનું તત્વજ્ઞાની માનસ ઠીક ઠીક ફિલસૂફી ચર્ચી શકતું. પુષ્પા પણ એની આ પ્રવૃત્તિમાં સહકાર આપતી. જો આમ ને આમ ગાડું ચાલ્યા કરે તો ધીમે ધીમે બરાબર થઈ જાય એમ લાગતું હતું. અને એ આશાએ પુષ્પા ધીરજ-પૂર્વક બધી જ કોશિષ કરી છૂટતી.

પુષ્પા બાળકની માતા બની. બાળકમાં કંઈક રસ જાગૃત થવાને બદલે રમેશની પરિસ્થિતિ બદલાઈ ગઈ. જાણે પોતાના માણસને કોઈ ખૂંચવી રહ્યું હોય તેવી દૃષ્ટિથી તે નીહાળવા લાગ્યો. અને બાળક પ્રત્યે પણ તેનો ગુસ્સો વધવા માંડ્યો. પુષ્પા બાળકનું કંઈ કાર્ય કરતી હોય, અથવા કોઈપણ કામમાં ગુંથાયેલી હોય તો પણ રમેશ જ્યાં બૂમ પાડે ત્યાં કામ પડતું મૂકીને પણ હાજર થવું જ પડે. હદ તો ત્યાં સુધી થતી કે એ બતાવેલા કામમાં કંઈ જ ભલીવાર ન હોય. તેના મગજની ધૂનને ખાતર પુષ્પાને આમથી તેમ દોડાદોડ કરવી પડતી. ધીરે ધીરે તેણે ઉગ્ર સ્વરૂપ લેવા માંડ્યું. ન સમજાયું કે રમેશના માનસમાં કયું ભૂત સવાર થઈને બેઠું છે! આમ નજીવી બાબતમાં પણ પુષ્પાને હેરાન કરતો અને તે ખૂબ થાકી જતી.

પુષ્પા ખૂબ કંટાળી ગઈ હતી. નિરાશા એની ચારે બાજુ ઘેરી વળી. જીવન પણ અકારૂં થઈ પડ્યું. વધારામાં બાળકોની ચિંતા પણ તેને માથે સવાર હતી. હવે શું કરવું ! તે ઉપાયો શોધવા લાગી. ઘણા ઇલાજો કર્યા બાદ સારા માનસ-ચિકિત્સકની સલાહ મુજબ વર્તવાનું નક્કી કર્યું. પણ તે પણ તેની એકલીના હાથમાં ક્યાં હતું ! રમેશની જીદને પોષવી સહેલી નહોતી. આજે હા પાડે અને કાલે ફરી જતાં વાર પણ ન લાગે! સારવાર પૂરી કરવાની કોઈ ખાતરી પણ નહિ. આવા neurosisના દર્દીઓનાં મૂળ કારણ શોધતાં જ કેટલો સમય પસાર થઈ જાય ! અધવચ્ચે ઈલાજ બંધ કરીએ તો કોઈવાર પરિણામ વિપરીત આવવા પણ સંભવ ખરો.

આવી હાલતમાં પણ પુષ્પા ધીરજથી અને હિંમતથી રમેશને સમજાવી સમજાવીને સારવાર કરાવી રહી છે.

★

# હાર્ટ ફેઇલ્યૉર

ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

> અસંયમી અને વિલાસી જીવન સાથે સાથે હૃદયની દુર્બળતા અને નિર્બળતા પ્રવેશી. એમાંથી સંસારવ્યાપી કેટલાય રોગો જન્મ્યા. હૃદય બંધ પડવાના એવા એક રોગ વિષે આપણે ખૂબ વિગતપૂર્વક સમજી શકીએ એવો અધિકારી કલમે લખાયેલો આ લેખ એટલો જ મહત્ત્વનો છે. 'રોગ અને રોગી' એ લેખમાળાનો પ્રથમ મણકો નવેંબરના ઊર્મિમાં આવેલ 'લોહીનું દબાણ' પછી આ બીજો મણકો છે.

હાર્ટફેલથી મરણ ! એકાએક અણધાર્યા અને અકાળ થતા મરણના સમાચાર સાંભળી આપણને કેવો આઘાત પહોંચે છે ! કેવા ભયચકિત થઈ જવાય છે ! સ્વર્ગસ્થના દેહાન્તની વાત સાચી માનવા આપણી માનસિક તૈયારી નથી હોતી. અગાઉથી તેના માંદા-સાજાની કશી ખબર જ પડતી નથી. તબિયત લથડવા સંબંધીનો ઇશારો પણ ના હોય એવા દેખાતા સાજામાજા માનવીના સભામાં ભાષણ કરતાં, ઠોકર વાગવાથી પડી જતાં, મળ ત્યાગ કરતાં, મિત્રને ત્યાં વાતો કરવા ગયા હોય ત્યાં કે મુસાફરીમાં હૃદય બંધ પડવાથી પ્રાણ ગયાના સમાચાર સંભળી આપણાં મન એવાં તો હચમચી ઊઠે છે કે રખેને આપણને હૃદય-વ્યાધિ ના હોય એ દાકતર પાસે જાણી લેવાનું મન થાય છે.

ત્રીસ-ચાલીસ વરસ પહેલાં આવાં મરણ ઘણાં ઓછાં થતાં, તે આજે સામાન્ય થયાં છે. અકાળ અને એકાએક થતાં મરણોથી દેહ ક્ષણભંગૂર છે એનો સચોટ ખ્યાલ આવે છે. 'પગ નીચે મોત લઈ ચાલતા માનવી' નું જૂનું-પુરાણું સૂત્ર હમણાંનું યથાર્થ સ્વરૂપે દશ્યમાન થાય છે. અગાઉ અકાળ મૃત્યુનો ભય સેવાતો હોવો જોઈએ કારણ કે પુરાણના એક શ્લોકનો ભાવાર્થ ભગવાનના પગ ધોયેલું ચરણામૃત **'अकाल मृत्यु हरणं'** ગણવામાં આવ્યું છે. અકાળ મરણમાં શું હાર્ટફેઈલ્યૉરની ગણના હશે ખરી? આ



## ચિત્ર સમજ

આ છે આપણું હૃદય. મૂઠી જેટલા કદનો એ માંસનો બનેલો લોચો છે દિવસ ને રાત તે સતત ધબકારા કરે છે. મિનિટમાં ૭૦ થી ૮૦ વખત, દિવસભરમાં ૧૦૪૦૦૦ વખત ! ચિત્રમાં અંદર જતી લીટી હૃદયની — લોહીની નળીઓની શાખા પ્રશાખાઓ દર્શાવે છે. આમાં રોધન થવાથી કે લોહી વહેતું બંધ થવાથી અતિ વેદનાયુક્ત 'એન્જાઇના પેક્ટોરીસ' અને પ્રાણઘાતક 'કોરોનરી થ્રોમ્બોસીસ' નામના વ્યાધિ થઇ આવે છે.





માટે આયુર્વેદમાં કયા શબ્દ છે? જો આયુર્વેદમાં આનો ઉલ્લેખ ના હોય તો શું સુશ્રુત ચરકના સમયમાં આ વ્યાધિ અસ્તિત્વમાં નહીં હોય!

હાર્ટફેઈલ એટલે શું? હાર્ટફેઈલ એટલે હૃદયનું ધમકવું બંધ થવું તે. હૃદય કામ કરતું બંધ થાય એટલે પ્રાણ જાય એ તો સૌ કોઈ જાણે છે. માણસ ગમે એટલો માંદો હોવા છતાં હૃદય બંધ ના પડે ત્યાં સુધી એનું મરણ થતું નથી. કોઈ પણ રોગાવસ્થામાં છેક છેલ્લું હૃદય બંધ પડે ત્યારે પ્રાણ ગયાનું ચોક્કસ થાય છે.

હાર્ટફેઈલમાં હૃદય પહેલું બંધ પડે છે. બીજા કોઈ અંગોની રોગાવસ્થાના પરિણામે નહીં પણ એના પોતાનામાં જ. ખટકો આવી પડતાં તે કામ અટકી પડે છે.

માનવદેહ એટલે અનેક અવયવોનો ખડકલો; જેવા કે મગજ, ફેફસાં, કલેજું, બરોળ, કીડની, આંતરડાં, જ્ઞાનતંત્ર, લોહીની નળીઓ અને હૃદય. આ દરેક એક બીજાના સંબંધમાં રહી માનવદેહને **અનામત** (Reserve Energy) શક્તિ ધરાવે છે.

દેહનાં દરેક અંગને પોષણ દ્રવ્યો ને પ્રાણવાયુ આપી જીવતું રાખનાર લોહી છે. વળી એમાં ગટરની જેમ અવયવોનાં વિષ અને વ્યય દ્રવ્યો પણ સમાય છે. ને પેશાબ, પરસેવો અને ઉચ્છ્વાસ દ્વારા શરીર બહાર ફેંકાઈ જાય છે જીવનજળ સમું લોહી શરીરની પેશીએ પેશીએ ફરી વળે એટલા માટે હૃદય ધમકે છે. હૃદય એક મોટું " પમ્પીંગ સ્ટેશન " જેવું છે. એમાંથી પમ્પ થયેલું લોહી, લોહીની નળીઓમાં ફરી વળી પાછું હૃદયમાં પાછું ફરે છે.

શરીરની ડાબી બાજુએ છાતીના પોલાણમાં બે ફેફસાંની વચ્ચે હૃદય આવેલું છે. એ માંસનો પોલો પણ ચાર ખાનાં ને પડદાવાળો લોચો છે. એનાં કદ ને આકાર વ્યક્તિની મૂઠી જેવડાં જ છે. તે સતત ધબકયા જ કરે છે. રાત ને દિવસ આપણે ઊંઘમાં હોઈએ કે કામમાં, મજૂરી કરતા હોઈએ કે આરામમાં પણ તે વણથંભ્યું થાક ખાવા કે મરામત માટે થોભ્યા વગર અવિશ્રાંત ને અવિરામ ધબકયા જ કરે છે. મિનિટમાં ૭૦ થી ૮૦ વખત ને દિવસભરમાં ૧૦,૪૦૦૦ વખત સિત્તેર વર્ષની આયુ મર્યાદામાં ત્રણ અબજ વખત સતત ધબધબ ધબધબ ધબકયા જ કરે છે

આ ધબકારાના જોરે હૃદયમાંથી લોહી લોહીની નળીઓ દ્વારા ઊંચે, ઠેઠ માથાથી માંડી ને નીચે પગની આંગળીઓ સુધી શરીરના ખૂણે ખૂણે ને રૂંવે રૂંવે પહોંચી વળે છે. શરીરના કોષો ને પ્રાણવાયુને પોષણ પૂરું પાડે છે. સાથે સાથે શરીરમાં પેદા થયેલાં વિષ અને વ્યય દ્રવ્યોને બહાર લઈ જાય છે. આમ જીવન આધાર લોહી છે. તેને શરીરમાં સર્વત્ર પહોંચાડનાર હૃદય છે. તે બગડતાં શરીરનું તંત્ર બગડે છે. એમાં ખટકો પડતાં કોષોને પ્રાણવાયુ મળતો બંધ થાય તો જીવનમાંથી પ્રાણ ઊડી જાય છે. આવા અત્યુપયોગી હૃદયની માંસપેશીઓ અતુલ શક્તિશાળી ને પુષ્ટ છે. એની સખત કામગીરી અનુસાર એને પોષણ પણ અધિક જ જોઈએ. શરીરના લોહીના કુલ જથ્થાનો વીસમો ભાગ લોહીની નળીઓ દ્વારા હૃદયની માંસપેશીઓને પ્રાણવાયુ ને પોષણ પૂરાં પાડે છે.

આ ઉપરથી સમજાશે કે લોહીની નળીઓ જ્યાં સુધી બરાબર હોય ને લોહીમાં પૂરતું પોષણ હોય ત્યાં સુધી હૃદયની કાર્યસાધકતા સચવાય છે. જ્યાં લોહીની નળીઓની એકાદ-બે શાખામાં રોધન થયું, લોહી નબળું પડવાથી પૂરતું પોષણ ના મળવા માંડ્યું કે ફેફસાંના રોગથી પ્રાણવાયુ અપૂરતો મળવા માંડ્યો કે હૃદયની માંસપેશીઓની કામગીરીમાં ખટકો આવી પડે છે, અને છેવટે તે કામ કરતું અટકી પડે છે (હાર્ટ ફેઈલ્યોર).

હૃદય-વ્યાધિ આણનારા બે રોગો છે. એક તો સંધિવાનો તાવ (Rheumatio fever) અને




બીજો સીફીલીસ. ન્યૂમોનિયા, ટાયફૉઈડ, ડીપ્થેરીઆ આદિ ચેપી રોગોનું વિષ હૃદય ઉપર અસર કરતાં તે બંધ પડે છે. ગયા લેખ( ઊર્મિ, નવેંબર-'૫૩ )માં આપણે જોઈ ગયા છીએ કે હાઈ બ્લડ-પ્રેશરમાં હૃદયને વધુ બોજા તળે કામ કરવાનું હોવાથી તે કદમાં વધે છે. આ વધવાની પણ મર્યાદા આવી પહોંચે ત્યારે તે કામ કરતું બંધ થાય છે. વૃદ્ધાવસ્થામાં લોહીની નળીઓ કડણ થવાથી સ્થિતિસ્થાપકતા ખોવે છે. આવી નળીઓમાં લોહીનું ભ્રમણ થવા માટે હૃદય બળથી સંકોચાય છે. આમ થતાં હાઈ બ્લડ-પ્રેશર શરૂ થાય છે. જેનું ઉપર જણાવ્યા મુજબનું અંતિમ પરિણામ આવે છે. કીડનીના રોગો પણ હાઇ બ્લડ-પ્રેશર ઉપજાવે છે ને હૃદય ઉપર બોજો વધારે છે. વૃદ્ધાવસ્થામાં શરીરની પેશીઓ સાથે હૃદય પણ ઘસારે પડે છે. એની અનામત શક્તિમાં ઓટ આવે છે. આ વખતે કોઈ રોગાવસ્થાના કારણે વધારે બોજો આવી પડતાં હૃદય બંધ પડે છે. આ બધી દશાઓમાં જીવનની ગતિ અને પ્રકૃતિ સાથે મેળ સાધવા જતાં હૃદય છેવટે થાકી કામ કરતું અટકતાં જીવનજ્યોત બૂઝાય છે.

એકાએક ને અકાળ મૃત્યુ આણનાર હૃદયની બે વ્યાધિઓ લક્ષ્યમાં રાખી આ લેખ લખાયો હોઈ આપણે હવે એ વિષે વિચારીશું.

હૃદયની માંસપેશીઓની લોહીની નળીઓમાં જ્યારે રોધન થાય છે ત્યારે તેને પ્રાણવાયુ મળતો બંધ થવાથી બે ઉગ્ર અને ભયપ્રદ વ્યાધિઓ આવી પડે છે. 'કોરોનરી થ્રોમ્બોસીસ' અને 'એન્જાઈના પેક્ટોરીસ' એમનાં નામ છે. અમેરિકામાં થતાં કુલ મરણોનો ૨૫ ટકા તો કોરોનરી વ્યાધિને લીધે થતા હોવાનો રિપોર્ટ છે. આનો ભોગ બનનાર ૪૫ થી ૪૬ વર્ષની વયના ને સ્ત્રીઓ કરતાં પુરુષોની સંખ્યા ઘણી વધારે હોય છે. આ વ્યાધિની શરૂઆતમાં કાંઈ ભયપ્રદ નિશાનીઓનો અભાવ છે, તો પાંચ ટકા જેટલા કેસોમાં તો પહેલા હુમલામાં જ પ્રાણપંખેરુ ઊડી જાય છે; અગર તો વારાફરતી થતા હુમલા મૃત્યુના ધામ ભણી પહોંચવાના પગલારૂપ બને છે.

હૃદયની લોહીની નળીઓનું અંગ્રેજી નામાભિધાન કોરોનરી આર્ટરીઝ છે. આમનો વ્યાધિ તે કોરોનરી વ્યાધિ.' શરીરની લોહીની નળીઓની રચના સાયકલના ટાયર અને ટ્યુબને મળતી છે. એટલે કે લોહીની નળીનું ઉપલું પડ ટાયર જેવું છે તો અંદરનું પડ ટ્યુબ જેવું છે. જાણવા જેવું છે કે આખા શરીરની લોહીની નળીઓમાં ફક્ત હૃદયની લોહીની નળીઓમાં અંદરના પડની અંદરની દીવાલ જાડી છે. વળી જન્મથી જ છોકરીઓ કરતાં છોકરાઓમાં તે વધારે જાડી છે. હવે પુરુષોમાં આ રોગની અધિકતાનું કારણ સ્પષ્ટ થશે. ઉમ્મર વધતાં આ દીવાલ વધારે જાડી થાય છે. આથી એમાં થઈને વહેતાં લોહીનું પ્રમાણ ઓછું બને છે. લોઢાની પાઈપમાં ચઢેલા કાટ જેવી આ ઘટના છે.

લોહીની નળીની જાડાઈમાં વધારો કરનાર એક તત્ત્વ કોલેસ્ટેરોલ છે. આનો આધાર આપણો ખોરાક છે. લોહીમાં ફરતું મીણ જેવું કોલેસ્ટેરોલ હૃદયની લોહીની નળીમાં ગુંદની જેમ વળગે છે. આ ગુંદમાં ઉમેરો થતો જઈ એવો ગઠ્ઠો જામે છે કે લોહીની નળી સાંકડી બનતી જાય છે. ઉમ્મર વધતાં ગઠ્ઠાનો ભાગ છૂટો પડી જઈ (Thrombus) એવા સ્થળે ગોઠવાઈ જાય છે કે જેથી લોહીની નળી જ પુરાઈ જાય છે. આ દશા તે 'કોરોનરી થ્રોમ્બોસીસ'. આમાં એકદમ મૃત્યુ નીપજે કે કુદરતની કૃપાથી લોહીની નળીઓની બીજી શાખા બગડેલી નળીનું કામ ઉપાડી લેતાં આ હુમલામાંથી આરામ પ્રાપ્ત થાય છે પણ આ પછીનું જીવન માથા ઉપર કાચા તાંતણે લટકતી તલવાર જેવું સદા માટે ભયપ્રદ રહે છે.

ઉપર જણાવી તે એક ઘટના. હવે બીજી ઘટનામાં લોહીનો ગઠ્ઠો છૂટો ન પડતાં તે મોટો ને મોટો વધ્યા જ કરે છે. વધતાં વધતાં લોહીની નળીને છાઈ





દે છે. આમ થતાં એમાં વહેતું લોહી ધીમે ધીમે ઓછું થતાં થતાં તદ્દન બંધ થઈ જાય છે. પરિણામે હૃદયની માંસપેશીઓને લોહી મળતું બંધ થાય છે. આવી દશામાં ઓચિંતો ઉશ્કેરાટ કે આવેશ, દુઃખ હર્ષ શોક ગમગીની જેવી મનની સ્થિતિ, ઠંડીની અસર, અકરાંતિયાપણે ખાવું કે ભારે શ્રમ આવી પડતાં અતિ વેદનાયુક્ત 'એન્જાઈના પેકટોરીસ' નામનો વ્યાધિ ઊપડી આવે છે. હૃદયને લોહી પૂરું પાડનાર બે ધમનીઓ છે. બન્નેની શાખા-પ્રશાખાઓ એકબીજા સાથે જોડાઈ જાળારૂપ બને છે. કોઈક કેસમાં આખી ધમનીનું રોધન થાય તો પણ કશું ચિહ્ન દેખાતું નથી તે બીજામાં એક નાનકડી શાખામાં આવી દશા આવી પડતાં થોડા વખતમાં જ મોત નિપજે છે. અગર તો કોકમાં જાણે કે ભારે અપચો ન થયો હોય એવાં ચિહ્નો ઉપજાવે છે.

'એન્જાઈના પેકટોરીસ' (Angina Pectoris) વખતે દરદીને છાતીના મધ્ય ભાગમાં હાડકા નીચે થતી વેદના એવી તો તીવ્ર ને તીક્ષ્ણ હોય છે કે તે શરીરને જરા પણ હાલવા દેતો નથી. જો રસ્તામાં વેદના ઊપડી આવે તો છાતી ઉપર હાથ દબાવી રાખી પથ્થર જેમ તે સ્થિર ઊભો રહે છે. દરદનાં સ્થાન ને પ્રકાર વર્ણવી શકાતાં નથી. જાણે કે ખુદ મોત છાતી ઉપર ચડી બેસી હૃદયને આમળતું ના હોય, તેને દોરડાથી સખત બાંધતું ના હોય, એવી વેદના દરદી અનુભવે છે. દરદ ડાબા હાથ ભણી, કોક વખત પેટમાં, બોચીમાં, મોં ભણી અગર તો બરડા ભણી ઊતરી શમે છે. આ હૃદયરોગનો હુમલો થોડી મિનિટોનો (વધારેમાં વધારે ત્રીસ મિનિટનો) હોય છે. તાત્કાલિક દાક્તરી ઉપચાર ને સારવારથી હુમલો શમી જાય છે.

'કોરોનરી થ્રોમ્બોસીસ' (આનું આયુર્વેદિય નામ શું હશે?) એકાએક ને અણધાર્યું થાય છે. વૃદ્ધ કરતાં યુવાન દરદીને આમાંથી બચવાની આશા વધારે છે. રૂંધાએલી ગમગીની, પાકી ઉંમર ને સખત કામ હૃદયરોગના હુમલામાં પરિણમે છે, કે જે દરદીને છાતી નીચે અસહ્ય દરદ થાય છે. ઉબકા ઉલટી સતાવે છે. કપાળે ને શરીર પર પરસેવો થાય છે. શરીર બરફ જેવું ટાઢું બને છે, નાડી ઝડપી ચાલે છે. શરીરની ગરમી થોડી વધે છે. છાતી ઉપર ચડી બેસી મોત નૃત્ય ના કરતું હોય એવી બીકવાળા ને અસહ્ય વેદનાથી પીડાતા દરદીની વેદના જોઈ ના જાય એવી હોય છે.

સરદાર વલ્લભભાઈ ઉપર હૃદયરોગનો પ્રથમ હુમલો થયો એ વખતનું ડૉ. સુશીલાનું નટપરનું વર્ણન આબેહુબ છે: 'અમે ભોજન કરવા બેઠાં અને મેં વાત શરૂ કરી, એકાએક મારા જોવામાં આવ્યું કે તે (સરદાર) ખાતા નહોતા. અને તેમનો ચહેરો અસ્વસ્થ દેખાવા લાગ્યો. ક્ષણભર તો મને લાગ્યું કે તેઓ બેચેન થઈ જાય એવું તો મારાથી કશું બોલાયું નથી ને? પણ તેમનો ચહેરો નિહાળતાં તેમના કપાળ ઉપર પરસેવાનાં બિંદુઓ બાઝેલાં મને દેખાયાં અને તેમના હોઠ વાદળી રંગના થઈ ગયા હતા. આપને ઠીક નથી લાગતું એમ મેં એમને પૂછ્યું ત્યારે હૃદયના સ્થાને તેમણે પોતાનો હાથ દબાવ્યો. હૃદયની નળીમાં લોહીના જવાના રોગનું આ આબેહુબ ચિત્ર હતું. મે તેમને પથારીમાં સુવાડી દીધા. અને તેમને જરૂરી સારવાર આપવા માંડી. મોરફીઆની અસરમાંથી તે જાગ્યા...'

કોરોનરી થ્રોમ્બોસીસ વખતે તાત્કાલિક રામબાણ ઔષધ તો મોરફીઆનું ઇન્જેક્ષન છે. આ ઇન્જેક્ષન માટે જનતામાં અને ખુદ દાક્તરોમાં ખોટી સમજ અને વહેમ પ્રચલિત છે. એનાથી જ દરદીના પ્રાણ જાય છે એવો ખ્યાલ પ્રવર્તતો હોય છે. પ્રાણ જવાનું કારણ તો હૃદયરોગ જ હોય છે. જ્યારે કોક દાક્તર મોરફીઆના ઇન્જેક્ષનથી જ મોત નીપજ્યાની પ્રપંચી વાતો લોકોમાં વહેતી કર્યાનો સ્વાનુભવ છે. મોરફીઆ ઇન્જેક્ષનથી દરદીના પ્રાણ બચે છે.

હૃદયરોગના હુમલા વખતે નિષ્ણાત દાકતરની દવા

જેટલી જ અગત્યતા સારવારની છે. દરદીને સંપૂર્ણ. આરામ (શરીરનો અને મનનો) હોવો જોઈએ. પડખાં વારંવાર બદલાવવાં ના જોઈએ. સારવાર કરનારે દરદીનાં પડખાં દિવસમાં ત્રણ–ચાર વાર બદલાવવાં જોઈએ. ઝાડો–પેશાબ પથારીમાં જ કરાવવાં જોઈએ. પ્રવાહી ખોરાક સૂતાં સૂતાં જ આપવો જોઈએ વજ્ર સમું ને પથ્થર જેવું કઠણ, ફૂલ જેવું કોમળ, મીણ જેવું પોચું, રાક્ષસ સમું કઠોર વગેરે હૃદયને લગતી પ્રચલિત ઉક્તિઓની પાછળ વ્યક્તિના જ્ઞાનતંત્રનું બળ કામ કરી રહેલું હોય છે. આમ અસર ઉપજાવનાર મનને ક્ષુબ્ધ કરનાર દૈનિક વૃત્તાંતપત્રો ને નવલકથાઓ વાંચવાની સદંતર મનાઈ હોવી જોઈએ. સંપૂર્ણ આરામનું મહત્વ દરદીએ તેમજ સગાંવહાલાંઓએ જાણવું ને આચરવું અત્યાવશ્યક છે. નજીકનાં કુટુમ્બીઓએ થોડા વખત પુરતાં જ દરદી પાસે અવારનવાર બેસવું જોઈએ. અન્ય જોવા આવનારાઓને દરદી સમીપ આવવા દેવાં ના જોઈએ. જો આ કથનનું મહત્વ દરેક જણ સમજે તો પછી તેમને દરદીથી અલગ બેસાડવામાં આવે તો માઠું કે અપમાન જેવું ના લાગે.

'કોરોનરી થ્રોમ્બોસીસ'ની કોઈ અકસીર દવા તો નથી પણ જાણવામાં આવ્યું છે કે ખોરાકમાં જાળવણી રાખવાથી એના હુમલા અટકાવાય છે. હૃદયની લોહીની નળીઓની જાડાઈ વધારનાર કોલેસ્ટેરોલ પ્રાણીજ–ચરબી, ઈંડાં, માખણ, મલાઈ, ઘી, દૂધ, વગેરેમાંથી પ્રાપ્ત થાય છે. આ છે આપણો પૌષ્ટિક ખોરાક. ફળો, શાકભાજી, કઠોળ અને બિયાંમાં એનો અભાવ છે. પ્રોટીન યુક્ત ખોરાક વધારાના કોલેસ્ટેરોલનો નાશ કરનાર છે. યુદ્ધ દરમિયાન અમેરિકાના સૈનિકોનું હૃદયના હુમલાથી થતા મરણનું પ્રમાણ જાણવા યોજાયેલી તપાસમાં નક્કી થયું કે ઈંડાં, દૂધ ને ચરબીયુક્ત પદાર્થો વધુ પ્રમાણમાં લેતા અમેરિકનો કરતાં આ ખાદ્યો જેમને શોખનાં સાધન જેવા ગણાય ને ફક્ત ચોખા, પ્રોટીન ભરપૂર બાજરી ને સોયાબીન ઉપર નભનાર છે એવા ચીનાઓમાં આ રોગનું ૭.૯૫ પ્રમાણ છે. આથી કોલેસ્ટેરોલ ભરપૂર ખોરાક અને કોરોનરી વ્યાધિ વચ્ચે સંબંધ પુરવાર થાય છે.

જાણવા જેવું છે કે કોલેસ્ટેરોલ પચાવવામાં પણ વ્યક્તિગત ફેરફાર રહે છે. આ પદાર્થ સમૃદ્ધ ખોરાક ખાવા છતાં યે ઘણામાં એનું લોહીનું પ્રમાણ સમધારણ રહે છે; જ્યારે એના અભાવવાળા ખોરાક ખાનારાઓમાં એનું પ્રમાણ પ્રાણઘાતક પ્રમાણમાં અધિક રહે છે. ખોરાક અને ખોરાકની જરૂરિયાતનો પ્રશ્ન ખૂબ ગુંચવાડાભરેલો છે. આ બાબતમાં એટલું કહી શકાય કે જન્મગત પાતળી કોરોનરી લોહીની નળીઓ, વધારેના કોલેસ્ટેરોલને બાળવાની વારસામાં મળેલી શક્તિ અને પ્રોટીન ભરપૂર ખોરાક આ ત્રણ બાબતોની કુદરત કૃપા હોય તો મલાઇ માખણ ને ચરબીવાળા પદાર્થોનો આહાર છતાં યે તાજગીભરી વૃદ્ધાવસ્થા પસાર થાય છે. આ બધી બાબતો અગમ્ય હોઈ આપણા માટે તો બહુ પૌષ્ટિક ખોરાક છોડી દેવો હિતાવહ છે. પિસ્તાલીસ વર્ષની ઉમ્મર બાદ પેટની ફાંદ કે કેડની પહોળાઈ ના વધે, એટલે કે વજન ના વધે, જાડા ના થવાય એની ખાસ તકેદારી રાખવી જોઈએઃ—

હૃદયવ્યાધિવાળાઓએ ધ્યાનમાં રાખવા લાયક બાબતો આ પ્રમાણે છે.

(૧) ઉમ્મર અને બાંધા અનુસાર જે વજન જોઈએ એટલું વજન રાખો. દવાઓ વતી નહીં પણ ખોરાકમાં ફેરફાર અને વ્યાયામ દ્વારા વજન ઘટાડો. કોઈ પણ વખતે અકરાંતિયાપણે ખાવું એ હૃદયના હુમલાને આમંત્રણરૂપ છે.

(૨) કામકાજની ચિંતા ઓછી કરો. ધમાલિયું જીવન છોડી વિશ્રાંતિ સહ કામકાજમાં ધ્યાન આપો. "હું કરૂં હું કરૂં" આવું મમત્વ·





ફગાવી દો. ગીતાભાખ્યા निर्ममं निरहंकार બની અનાસક્તિ કેળવી મનની શાંતિ રાખવી.

(૩) અનાયાસપણે પ્રવૃત્તિ હોવી જોઈએ. ટ્રેન પકડવા દોડવુ નહીં. મેડા ઉપર ધબધમ ઉતાવળા ચઢવું નહીં. શક્તિભર્યું કામ છોડી દેવું. હાંફ ચઢે એવું કામ ના કરવું. તમાકુનું વ્યસન છોડી દેવુ. ખાધા બાદ અડધાએક કલાકનો આરામ આવશ્યક છે. છાતીમાં દરદ ઉપજે કે તરત સૂઈ જવું. સંપૂર્ણ આરામ જાળવવો.

(૪) મન પ્રફુલ્લિત હોય ત્યારે જ કામધંધા અંગે વિચાર કરવો. કંટાળો જણાતાં વિચારવું પડતુ મૂકવું. આમ ઓછી મહેનતે ધંધાદારીમાં પૂરતું ધ્યાન આપી શકાશે.

(૫) ક્રોધ કામ આદિ ભાવોદ્રેકો ઉપર કાબૂ કેળવો. ક્રોધ સમયે લોહીના દબાણના ૪૦–૬૦ આંક વધી જાય છે. ક્રોધ કે ચિંતા સતાવે ત્યારે એ ઘડી તમારા પ્રશ્નનું મનન કરો. તમને પોતાનો જ દોષ દેખાશે. અંતર નિરીક્ષણની ટેવથી મનનો ખળભળાટ શાંત પડશે. મનને કાબૂમાં રાખવાનું શીખવું જોઈએ. "મન જીત્યું એણે જગ જીત્યું" આ કથન ચરિતાર્થ કરવું જોઈએ.

(૬) ગમે તે સંજોગોમાં પ્રફુલ્લિત ને પ્રસન્ન રહેવું જોઈએ. ઓછા દિલના બનવાથી ગમગીનીનાં ઝેર પેદા થાય છે. ઉદ્વેગભરી મનની સ્થિતિ વખતે હૃદયની પણ કામ કરવાની શક્તિ ઓછી થાય છે. દિલગીરી ઉપજે કે તરત મનની પ્રસન્નતા મેળવો. આ હકીકત બોલવા જેટલી સહેલી તો નથી પણ લાંબા ગાળાની ટેવના પરિણામે પ્રાપ્ત તો થાય છે જ.

હૃદયરોગ હૃદયનો આરામ માગે છે. તે પ્રસન્નચિત્ત ને સ્વસ્થ વૃત્તિઓવાળાને લભ્ય છે. બુદ્ધિપૂર્વક શારીરિક ને માનસિક કામકાજ ઉપાડવાથી ને ભાવોદ્રેકના ઉપર સંયમ કેળવવાથી હૃદયનો આરામ સુલભ ને સહજ પ્રાપ્ત થાય છે.

★

## છૂપા ડંખ

મારા દિલની વાત સાંભળનાર એના સિવાય બીજું કોઈ જ નથી. અને છતાં એની જ આગળ હું કેમ ચૂપ બની જતી હોઈશ ! એની ગેરહાજરીમા એની સાથે વાતો કરવાની એટલી બધી સામગ્રી મનમાં ગોઠવી રાખતી પણ જેવી હું એની નજર સાથે નજર મિલાવું ત્યા જ જાણે મારી જીભ સીવાઈ જતી, મારા હોઠ નિષ્ક્રિય બની જતા અને મારી આંખોની મસ્તી નીચી ઢળી જતી. એ નીચે ઢળેલાં નયનો ચોરીછૂપીથી એની આંખ સામે મીટ માંડી લેતા, એને ધરાઈને આંખ વાટે દિલમા ઉતારી દેતાં, પણ એની પાસે અક્ષરેય ઉચ્ચારવા ન દેતાં તે ન જ દેતાં. આમ તો એય કાંઈ બહુ બટકબોલો તો ન જ હતો. અને એટલે જ મને ઘણીવાર તો એનો મારી સાથેનો સંકોચ એ તો સ્ત્રીસહજ છે એટલે મારામાં આવી શકે, પણ પુરુષ થઈને એ આટલો બધો સંકોચ શા માટે રાખતો હશે ? હું એનો સંકોચ દૂર કરવા મથતી, કાંઈ વાતો ન કરી શકતી ત્યારે એની અડોઅડ જઈને બેસી જતી, એની છાતી સાથે કાન અડાડીને એના હૈયાધબકાર સાંભળતી, એના વાળમાં આંગળીઓ ફેરવતી, બન્ને હાથ વડે પકડીને એના મુખકમળને ધરાઈને પી લેવા તલસી રહેતી—અને છતાંય એ મને યોજનોનાં યોજન દૂર લાગતો, ઘણીવાર તો મને એના પર એટલો બધો ગુસ્સો આવી જતો: હું એના પર આટલી બધી મરી પડું છું તો ય એ મને કેમ નથી સમજી શકતો ! મારા દિલના આવા છૂપા ડંખ મને ખૂબ હેરાન કરતા......

**चन्दनम्**

# માણસખાઉ

નારાયણ પટેલ

> કૂદકે ને ભૂસકે આગળ વધતા વિજ્ઞાને કેટલાય વહેમો દૂર કરી દીધા છે જીવતા માણસને ભરખી જતા ઝાડને આજસુધી ભૂત–પિશાચમાં જ ખપાવી દીધાં છે. પણ આ લેખમાં વનસ્પતિ અને કીટકના અભ્યાસુ લેખક એમના અભ્યાસના નીચોડ જેવો આ લેખ આપીને આપણી કેટલીય શંકાઓનું સમાધાન કરે છે.

જંગલી પ્રાણીઓથી ભરપૂર આફ્રિકાના એક જંગલની ફિલ્મ જોયેલી. તેમાં હાથીનું એક બચ્ચું ગેલ કરતું કરતું નાચતું ફરતું હતું. આમથી તેમ અને તેમથી આમ. ધમાચકડીમાં તેના બે પગ એક જંગલી છોડમાં ફસાઈ ગયા; બીજા બે પગથી જોર કરી કાઢવા જતાં તેય ફસાયા. છોડ કેતકી જેવો હતો, તેનાં પાન ખાસાં પહોળાં અને લાંબાં હતાં, જે જીવતાં થઈ મદનિયાને પગે વીંટળાઈ વળેલાં. સૂંઢથી તોડવા જતાં તેની પણ આજુબાજુ વીંટળાઈ વળ્યાં. મહાકાયના બનુજે ચિચિઆરીઓ પાડવા માંડી, તેનો પાલક ત્યાં આવી પહોંચ્યો. દૂર રહીને તલવારથી મહામહેનતે તેણે પાંદડાં કાપ્યાં અને બંધનમુક્ત કર્યું. ચિત્ર પૂરું થયું પણ પેલા છોડની સ્મૃતિ મનઃપટ ઉપરથી ખસી નહીં. જિજ્ઞાસાએ અનેક થોથાં, સામયિકો અને અખબારો ઉથલાવ્યાં ત્યારે ઘણી રહસ્યમય વાતો આ માંસાહારી વનસ્પતિ વિષે જાણવા મળી.

દુનસ્તાન નામનો એક વિજ્ઞાની વનસ્પતિની શોધમાં ડુંગરા, ખીણ, નદી–નાળાં, કોતરો, ખાડીઓ અને જંગલમાં ભટકતો હતો. મહાશયનો કૂતરો હમેશાં સાથે જ હોય. એક દિવસ તેઓ પાછળ રહી ગયા અને કૂતરો આગળ ગયો. થોડીવારે કૂતરાની કારમી ચીસોએ તેમના કામની ધૂનમાં ભંગ પાડ્યો. દોડ્યા અવાજ ભણી. જોઈને સડાક થઈ જવાયું. ભૂંડી હાલતે કૂતરો એક નિષ્પર્ણ, કાળી, ચીકણી વેલની જાળમાં ગૂંથાઈ ગયો હતો. વેલમાંથી કાંઈક ચીકણો રસ ઝર્યા કરતો હતો. શરીરને વધારે ને વધારે નાગચૂડમાં લેતી વેલ અને કારમી ચીસોએ વાતાવરણને તંગ બનાવી દીધું. વખત વિતાવે તો પાલવે તેમ ન હતું. અડધા કલાકની મહેનતે છરીથી વેલ કાપી કૂતરાને છૂટો કર્યો પરંતુ વેલે તેમના એક હાથનાં આંગળાંને સારી પેઠે ગૂંથ્યા હતા, જે કાઢતાં દમ નીકળ્યો. બિચારા કૂતરાનું શરીર તો સોહીલોહાણ થઈ ગયેલું. ઠેકઠેકાણેથી વાળ ચામડી અને માંસના લોચા નીકળી આવેલા. કંપારી છૂટે તેવી સ્થિતિમાં ધમણ જેમ તેનો શ્વાસ ચાલતો હતો. દુનસ્તાનને પણ ઠીક કસરત થઈ હતી. જો ૧૫ મિનિટ જ વધારે ગુમાવી હોત તો તેમનો સાથી સ્વર્ગે સીધાવ્યો હોત.

ડંક મારતા જવું અને લોહી ચૂસતા જવું, એ ઘણા છછુંદર અને ઉંદરને સ્વતઃસિદ્ધ હોય છે. આમાં ઊંઘતા શિકારનું શોષણ તો છે જ પણ તે અરોચક નથી. માણસ ઊંઘમાંથી જાગે ત્યારે જ તેને દર્દ થાય. પરંતુ 'મૃત્યુ–પુષ્પ' ( The death flower ) તો વધારે સારી રીતે શિકારને સત્કારે છે. એક વાર ભોગ બન્યા પછી શિકાર જાગતો જ નથી.

ઈ. સ. ૧૫૮૧ ની વાત છે. કેપ્ટન આર્કરાઈટ દક્ષિણ પેસિફિક મહાસાગરની સફરે ઊપડ્યો. તેના રસ્તામાં મૃત્યુદ્વિપ ( Banoor ) આવે. ત્યાં પરવાળાના ખડક ઉપર એક વિશાળ પુષ્પ ઊગે છે. આ પુષ્પમાંથી સુગંધના ફુવારા ઊડે છે...વગેરે વાતોથી આકર્ષાઈ સાહસિક નાવિક ખડકાળ પથ્થરો વટાવતો ટપાવતો ઊપડ્યો. સાથે એક ભોમિયો. બે દિવસને અંતે એક ગુફાના દ્વાર આગળ આવીને ઊભા. અંદરથી મીઠી મઘમઘતી સુવાસ આવતી હતી. આર્કરાઈટને દાખલ થવાની ઇચ્છાથી સાથીદારે રોક્યો. તે બહારથી જ જોવાનું હતું. અંદર પ્રવેશતાં





સુવાસની આહલાદિતતા વધતી જાય છે. શિકાર અંદર ઊંડે ઊંડે ખેંચાતો જાય છે, જ્યાં તેને માદક ઘેન ચડે છે અને નિદ્રાદેવીને ખોળે શાશ્વતકાળ માટે પોઢી જાય છે. ભૂલે ચૂકે પણ બહાર નીકળી ન જાય માટે ફૂલની પાંખડીઓ બિડાઈ જાય. માદક ખુશબો અને સોહામણાં સોણલામાં રાચતો જ્યારે બેભાન બને ત્યારે પુષ્પનો વજ્રમાંથી અંગાર વ-સનો (એસીડ) તેજાબ ઝરવા માંડે જે શિકારને ઓગાળી નાખે. આવો જીવલેણ અખતરો કરવાની આર્ક-રાઈટની હિંમત ન ચાલી તેમ તેણે બીજો કોઈ કીમિયો પણ ન અજમાવ્યો.

આવું પુષ્પ આજે હયાત છે કે નહીં તે વિષે વધારે માહિતી મળતી નથી. વળી તેમાં શિકાર એક વાર સપડાય છે પછી તેનાં કાંઈ અવશેષો પણ બહાર જોવા મળતાં નથી તેથી આંતરિક રચનાનો પૂરો ખ્યાલ તો ન જ આવે. પરંતુ રણમાં એક જાતનો છોડ થાય છે. તે કરોળિયા જેમ માખી અથવા જીવડાંને જાળમાં ફસાવી, ચૂસી નકામા મડદાને બહાર ખડેવી મૂકે.

રોદ્-રુદ્-પેટે નામના એક રસિયા પ્રવાસીને રણની રેતીના મહાસાગર ખૂંદવાની લત. એકવાર નાનકડી ટુકડી લઈને પડ્યો રણ મેદાને. રાત્રે ભયંકર ઝંઝાવાત અને આંધીમાં તે બધાથી છૂટો પડી ગયો. ટુકડીના બીજા બધા સાથીઓ સાથે જ રહ્યા. મહાશયનો પત્તો જ નહીં. તોફાન ભયંકર હતું પરંતુ એટલું જોરદાર ન હતું કે મનુષ્ય, તંબુઓ, ખચ્ચર વગેરેને ઉડાડી લઈ જાય. બે ત્રણ દિવસના નિષ્ફળ પ્રયત્ન પછી બધા લમણે હાથ દઈને બેઠા હતા. તેટલામાં થોડા ફર્લાંગ જ દૂરથી દોડતો અને બૂમ પાડતો એક સાથી આવ્યો અને બધાને ખેંચીને એક નાનકડા વૃક્ષ જેવા છોડ પાસે લઈ ગયો. આ છોડને, પેટેની શોધ કરતી વખતે પહેલાં જોએલો ત્યારે તેની ડાળીઓ-પાંદડાનો એક ગોટો વળેલો હતો. આજે તે બધાં ખીલ્યાં હતાં. તેના થડની બાજુએ કાંઈક વિખરાયેલું પડ્યું હતું. કોઈકે છોડને ઓળખી કાઢ્યો. અને ખૂબ જ સાવચેતીથી આજુબાજુ પડેલી વસ્તુઓ એકઠી કરી. તેમાં એક ઘડીઆળ, કમરપટ્ટાનું એક બકલ, ૧૧ જેટલાં બટન, ૪૨ બુટના ખીલા, બે ચાંદીના ડોલર અને એક '૭ બારની રીવૉલ્વર હતી. રીવૉલ્વર ઉપરથી આખી વાત કળતાં વાર ન લાગી બિચારો પેટે તોફાનમાં સપડાઈ આડો અવળો ચડી ગયો હશે અને આ માંસભક્ષી છોડના પંજામાં સપડાઈ ગયો. ત્રણ દિવસ સુધી ગોટમોટ વળીને છોડે ઉજાણી કરી અને પછી નકામો કચરો બહાર ફેંકી દીધો. ધાતુ સિવાય બધું જ સ્વાહા કરી ગયો. કેટલાય દિવસના તડાકા પછી સ્વાદિષ્ટ ભોજન મળ્યું હશે!

આ છોડ માટે એટલું જરૂર કહી શકાય કે તેનામાં શિકારને પકડવાની તાકાત નહીં પરંતુ જો શિકાર સપડાયો તો ખલાસ. પરંતુ એવાં પણ વૃક્ષો છે કે જે ચારે બાજુએ લંબાઈ ખેંચાઈને પણ જે મળે તે બધું સાવરી લે. આવાં વૃક્ષ હિમાલયમાં છે એમ સાંભળેલું. પરંતુ આજેય ફીલીપાઈનના મીનડાઓના ટાપુમાં એક આવું વૃક્ષ હજી હયાત છે. આ બેટની જમીન ખૂબ ફળદ્રુપ. જંગલો પણ તેટલાં જ. વળી ઠેક ઠેકાણે પહાડો પણ ખરા. ત્યાંના રાજાએ જાહેરાત કરી કે 'ખેડે તેની જમીન.' ભૂદાનની ભિક્ષા માગવા કરતાં ત્યાં ઉલટું હતું. શક્તિ પ્રમાણે માલ ઉપાડવાનો હતો. મફતનો જ સોદો હતો. તો ય કોઈ આગળ ન આવ્યું. પહાડો વટાવી જંગલો કાપી વસવાટ કરવો સહેલો તો ન જ હતો. પરંતુ વસુંધરા વાંઝણી નથી માલેતુજાર થવાના સ્વપ્ને મીસીસીપીનો એક રહેવાસી સૌથી પહેલો તૈયાર થયો. તૈયાર થયો એટલું જ નહીં પણ ત્રણ ચાર ગોરા અને ત્યાંના આદિવાસીઓની એક ટુકડી લઈને ચાલવા જ માંડ્યું. થોડું ઘણું ચાલ્યા. એક બે પર્વતો ચડ્યા ઊતર્યા ત્યાં સુધી કાંઈ અકારૂં ન લાગ્યું. પરંતુ પાછળથી



કંટાળો, થોડોક થાક અને ઘોર જંગલની ભયંકરતાએ ડર પેદા કર્યો. આગળ વધવા માટે મતભેદ પડ્યા. જેમ તેમ સમજાવી પટાવી બે-ચાર દિવસ વધારે કાઢ્યા. પણ કૂતરાનું કટક કાશીએ જાય તેવું લાગ્યું નહીં. આખરે 'છેલ્લો પડાવ' નાખ્યો. આજુબાજુ જમીન જોઈ લેવી અને યોગ્ય સ્થાન મળે તો ઠીક નહીંતર પીછેહઠ. આ સાહસિકનું નામ બ્રિયાન્ટ હતું.

'લીઓન... ! આપણે થોડુંક આગળ જોઈ આવીએ.' બ્રિયાન્ટે તેના કાળા ભેમિયાને તૈયાર થવાનું આડકતરૂં સૂચન કર્યું. ખભે રીવૉલ્વરના કારતુસનો પટ્ટો ભરાવતાં ભરાવતાં બ્રિયાન્ટે ઉમેર્યું: ' આ લોકો રાંધી રહે તેટલામાં પાછા ફરી શકીએ તેટલે દૂર જ જઈશું.' ચિટ્ઠીનો ચાકર લીઓન શું કહે ? ડોકું ધૂણાવી હા કહી ઘાસ કાપવાનો લાંબો છરો હાથમાં લીધો, કેડે એક વધારાનું હથિયાર લટકાવી લીધું.

પોણોએક કલાક લગાતાર ઘાસ કાપીને રસ્તો કરતાં લીઓનને થાક ખાવા બ્રિયાન્ટે કહ્યું. લીઓન થોભ્યો. સીસ...સીસ્ કરતો તેનો ચકચકતો છરો અટક્યો. કાંઈક વિચારતા બ્રિયાન્ટની તંદ્રા તૂટી. ચારે બાજુએ સૂનકાર વાતાવરણ હતું. પવન સહેજ થંભી ગયેલો લાગ્યો. પક્ષી કે પ્રાણીઓની વસ્તી પણ નહોતી લાગતી. નિરવ શાંતિ હતી. બ્રિયાન્ટની નજર ૭૫-૮૦ વાર છેટે પ્રકાશમાં એક ખુલ્લી જેવી લાગતી જગા ઉપર ઠરી. જુએ છે તો એક વિશાળ વૃક્ષની ચારે કોર ૮૦-૧૦૦ ફુટનું વર્તુળ. જાણે કોઈએ કંપાસથી ગોળ દોરી ઘાસ કાપ્યું ન હોય !

વૃક્ષ ૩૦-૪૦ ફુટ ઊંચું હશે. વડ જેવું જ લાગે. ફક્ત વડવાઈઓ નહીં. ડાળીઓ લાંબી અને ઉપર વળેલી. ઘેરા, મેલખાઉ લીલા રંગના હાથીઆ થોર જેવાં પાંદડાં. આખી સપાટી ઉપર અસંખ્ય કાંટા. આજુબાજુ કાંઈ નહીં. ક્યાંકથી તીક્ષ્ણ વાસ આવ્યા કરે. જો કે શેની તે કળાતું ન હતું. પરંતુ માંસાહારી પ્રાણીના ગંધાતા મોંની વાસ જેવી લાગે ખરી.

બ્રિયાન્ટ વૃક્ષ પાસે ગયો, વર્તુળની ધાર ઉપર ઊભા રહીને જુએ છે તો થડ પાસે હાડકાં અને ખોપરીઓનો ઢગલો. તે વિચારમાં પડી ગયો. લીઓને ફરી ઘાસ કાપવાનું શરૂ કર્યું. બ્રિયાન્ટે ચિડાઈને બંધ કરવાનું કહ્યું અને તે વૃક્ષની વધારે નજીક જવા તૈયાર થયો શસ્સસ્સ...શસ્સ્સ પવનના સુસવાટ સાથે તેના માથા ઉપરથી કાંઈક પસાર થઈ ગયું. બીજી જ ક્ષણે એકદમ તેને કેડમાંથી કોઈએ પકડ્યો અને જોરથી આંચકો માર્યો. બ્રિયાન્ટનો હાથ સીધો રીવૉલ્વર ઉપર પડ્યો. કાઢીને હજી કાંઈ વિચારે તે પહેલાં બીજો ધક્કો. જોરથી લથડતો ઘાસ વગરના વર્તુળમાં પટકાઈ પડ્યો. નાગચૂડમાંથી કમર છૂટે તેમ ન હતું તેથી પડ્યા પડ્યા જ પાછળ જોયું. લીઓને કમર જોરથી પકડી હતી અને એકીટશે કાંઈક જોઈ રહ્યો હતો. તેનું ધ્યાન બ્રિયાન્ટ તરફ ન હતું. આવી નાદાનીથી બ્રિયાન્ટ ખિજવાયો, કાળિયાને ત્યાં જ પૂરો કરવાનો વિચાર ક્ષણેકમાં આવી ગયો. દાંત કચકચાવ્યા. હજી પણ લીઓનની નજર ત્યાં જ સ્થિર હતી. અને પાછો હટતો જતો હતો.

બ્રિયાન્ટે લીઓનની નજર ચોંટી હતી ત્યાં જોયું, હવે તે ય ગભરાયો અને પાછો હટ્યો. પેલું વિશાળ વૃક્ષ સુસવાટા મારતું નાગની ફુંફાડા મારતી બિહામણી જીભની જેમ ડાળીઓ લંબાવતું, ભેટવા આવતું હતું. બન્ને પડ્યા પડ્યા જ બે ડગલાં વધુ પાછળ હટ્યા. વૃક્ષ થડમાંથી કડ ડ્ડ્ડ અવાજ કરતું ધસ્યું. પેલા હાથિયા થોર જેવા સ્થૂળ પર્ણોમાં ચેતન આવ્યું. નાગની ફેણની જેમ ડોલતાં ડોલતાં નજીક આવવા લાગ્યાં. ભાગ્યે જ બ્રિયાન્ટના કપાળથી બેએક ઈંચ દૂર હશે. બ્રિયાન્ટે તેના ઉપરના તીક્ષ્ણ કાંટાઓ જોયા. અને ચીકણો વાસ મારતો રસ પણ ઝરતો જોયો. પહેલાં આવેલી તે જ વાસ. ડરના માર્યા આખા શરીરે પસીનો છૂટ્યો અને ફસડાઈ પડ્યો. સામનો કરવાની સહેજ પણ તાકાત ન રહી. પાંદડાં છેક ભમરને સ્પર્શવા લાગ્યાં હતાં. મોત સામે નાચતું લાગ્યું. કાળ ચારે તરફથી ધસતો હતો. પરંતુ





શક્તિ જ ન હતી.

પેલા બુઢિયા લીઓએ સઘળી તાકાત એકઠી કરી એક આખરી આંચકો માર્યો અને બન્ને ઉછળાઈ ને મોતના કુંડાળામાંથી બહાર પડ્યા—આ બધું થોડીક પળોમાં પતી ગયું. થોડીવારે શુદ્ધિ આવી. ગુસ્સો તો શેનો રહે ? કૃતજ્ઞતાના ભાવો મોં ઉપર રમતા હતા. વૃક્ષ હજી નમેલું હતું. પણ ધસારો ઓસરતો હતો. બન્ને ઊઠ્યા. કપડાં ખંખેર્યાં. લિયાન્ટને કાંઈક સૂઝ્યું અને ઝડપથી વૃક્ષની સામેની બાજુએ દોડી ગયો. તેની અજાયબી વચ્ચે ફરી આખો તોતિંગ માંચડો તેની બાજુએ ધસ્યો અને સુસવાટા શરૂ થયા જાણે દ્વંદ્વની તૈયારી. નિર્જીવ જણાતા આ રાક્ષસી વૃક્ષ સાથે આ ધમાચકડી વધારે ચાલે તેટલામાં દૂર દૂરથી જમવાનું બ્યુગલ વાગતું સંભળાયું. બન્નેએ તે તરફ પ્રયાણ કર્યું.

વનસ્પતિનાં આવાં અનેક અંગોપાંગ આ ધરતી ઉપર છે. જેની શોધખોળ નહીં જેવી જ ગણાય. વળી સમય અને સંસ્કૃતિના વહેણ સાથે આવી માંસાહારી વનસ્પતિ ઘટતી જઈ પ્રકૃતિની વિશાળતાના રહસ્યો મર્યાદિત કરતી જાય છે. આવા રહસ્યોમાં અનેક રસ ભર્યા હોય છે. 'માણસખાઉ વૃક્ષ' એક અજાયબ વૃક્ષ છે. જુદા જુદા ઠેકાણે થતાં વૃક્ષોની શિકાર કરવાની તરકીબો અલગ અલગ અને પિશાચી દાવપેચ વિવિધ પ્રકારના હોય છે. પરંતુ સૌથી વધારે કમકમાટી ઉપજાવે તેવો અનુભવ તો ડૉ. કાર્લ લીચનો ગણાવી શકાયઃ—

માડાગાસ્કારના બેટી ટાપુમાં એકવાર ૧૮૭૮માં જવાનું થયું તેની રાણી 'રાનાલાના' બીજીને મળવાનું હતું. આ દ્વિપની અનેક રહસ્યમય વાતો અને માણસખાઉ વૃક્ષ વિષે ઘણું સાંભળેલું. ટેનો મારા ભોમિયાને ખબર. કાંઈક વધારે બક્ષિસ મળવાની આશાએ તેણે એક દિવસ કહ્યુંઃ દૂર દક્ષિણમાં કોડોસ (Mkodos)ની મુલાકાતે જઈએ. ત્યાં કાંઈક બતાવીશ. પડાવ છોડતાં પહેલાં જોઈતી સામગ્રી લીધી. રસ્તો કાપતા કાપતા દક્ષિણના ગીચ જંગલમાં પ્રવેશ કર્યો. અંધારિયા ખંડનો સાક્ષાત્કાર કરાવતાં ગગનચુંબી વૃક્ષો અને ઘોર અંધકાર જોતાં જ હિંમત તૂટી જાય. મને ભોમિયાનો અને ભોમિયાને મારી પિસ્તોલનો સથવારો હતો. તેણે એક કેડી શોધી કાઢી. જે થોડાક ફર્લાંગ પછી થોડીક ઉઘાડી જગામાં જઈ પહોંચતી હતી. ત્યાં જ કોડોસ લોકો રહેતા હતા.

પહોંચ્યો ત્યારે ખબર ન હતી કે તેમના પવિત્ર અને ઘાતકી પર્વની ઉજવણીના મારે પણ સાક્ષી થવું પડવાનું છે. જેની યાદ આજે પણ નખશિખ ધ્રુજારી પ્રસરાવી દે છે. એક વૃક્ષને કોડોસ દેવ તરીકે માને છે. આ 'વૃક્ષ દેવતા'ને વર્ષે દહાડે ભોગ અપે. ભોગ પણ માનવીનો. આવો એક ભોગ ધરાવી વૃક્ષદેવને પણ સળગાવી દેવાનો રિવાજ હતો. જે પાછળથી નીકળી ગયો. કદાચ, દેવ કોપે તે ડરે. બાળવાનું બંધ થયું હોવા છતાં આજે તેની વસ્તી ઓછી છે. અમને મહા મુશ્કેલીએ એક વૃક્ષ મળ્યું.

પહેલી જ નજરે બીજાં વૃક્ષથી તે જુદું તરી આવતું હતું. ગીચ જંગલમાં ઠીક એવી ખુલ્લી જગામાં એકલું ઊભું હતું. તેનું થડ એટલે મોટું અનનસ. લગભગ ૧૦ ફુટ ઊંચા મોટા પીપ જેવું લાગે. તેને ચોરસ ભાતીગળ છાલ. આ થડની ટોચે આઠ નવ ફુટના ઘેરાવાવાળી પાંદડાંઓની એક થાળી વચ્ચેથી બેઠેલી લાગતી હતી. તેમાં ખૂબ જ સ્વાદિષ્ટ રસ ભરેલો હોય છે એમ કહેવામાં આવ્યું હતું. આ થાળીના તળીએથી આઠેક વિશાળ પાન થડની ચારે બાજુએ લબડતાં હતાં જેનો વધારાનો ભાગ જમીન ઉપર પથરાએલો હતો. લગભગ ૧૦–૧૨ ફુટ લાંબાં અને ફુટેક પહોળાં. જાડાઈ મૂળમાં અને ટોચે ઓછી મધ્યમાં લગભગ ૧૫ ઈંચ હશે. તેની



ટોચ એકદમ પાતળી સોય જેવી અણીદાર થતી. પાનની આખી સપાટીએ ખૂબ જ મજબૂત ખીલા જેવા કાંટા જે તેની ખાસ વિશિષ્ઠતા લાગતી હતી. પાનના મૂળમાંથી જમીનને સમાંતર ઘણી ડાળીઓ હવામાં ઝૂલતી હતી. આ ઉપરાંત વૃક્ષની ચારે બાજુએ વડવાઈઓ જેવી દોરડીઓ લટકતી હતી.

વધારે ચોકસાઈથી જોવા આગળ વધ્યો. પરંતુ ભોમિયાએ વિનંતિ કરી તેમ ન કરવા કહ્યું : 'સાહેબ, દેવ નકામા કોપશે અને આપને જાનનું જોખમ ખેડવું પડશે.' મને તેની વાતમાં બહુ તથ્ય ન લાગ્યું પરંતુ તેમની માન્યતા અને ભાવનાઓ આડે ન આવવું એવા નિશ્ચયને લીધે તેટલાથી જ સંતોષ માની અમે પડાવે પાછા આવ્યા.

એક સમીસાંજે હું આરામ ખુરશી પર લાંબા પગ ફેલાવીને પડ્યો પડ્યો ઘોર જંગલના ભયંકર સૌંદર્યનું પાન કરતો હતો તેવામાં ભોમિયો દોડતો દોડતો આવ્યો. તેના મોં ઉપર આનંદના ઓળા હતા. 'સાહેબ!' તેણે કહ્યું, 'આજે આપણે ત્યાં જવાનું છે. વૃક્ષદેવનું આજે પૂજન છે. તેમને પ્રસાદી ધરાવવાની છે...' એક શ્વાસે તે બોલી ગયો.

સમય થયો એટલે અમે કોડોસની ઝૂંપડીઓ તરફ ઊપડ્યા. દૂર રાત્રિના આછા પ્રકાશમાં એક ટોળું ઊભું હતું. અમે નજીક પહોંચ્યા એટલે આખા જુલુસે પ્રયાણ કર્યું. થોડાક આગળ ચાલતાં રસ્તો કરતા હતાં. બીજાં નાચતાં, ગાતાં, શરણાઈઓ જેવી પીપુડી વગાડતાં અનુસરતાં હતાં. 'સ્ત્રી-પુરુષ' બન્નેનો સમુહ હતો. થોડીવારે પેલા જ વૃક્ષ પાસે પહોંચ્યા.

મૂળ આદિવાસી એટલે કપડાં નહીં જેવાં જ. ફક્ત કમર ઉપર થોડાં વલ્કલ. બાકી દૂરથી જોનારને આખા શરીરે કાંઈક પહેરેલું લાગે તેવું તરેહ તરેહનાં રંગનું ચીતરામણ. એ શોભામાં બધાં જ મલકાતાં મદોન્મત હતાં. ફક્ત એક યુવતી સુનમુન આ બધું જોયા કરતી હતી. તેને આનંદ ન હતો, રસ ન હતો. બસ અવાક ઊભી હતી. કોઈકવાર ઊંચું માથું કરી ઉત્સવ તરફ મીટ માંડવા પ્રયત્ન કરતી ત્યારે આખા શરીરે થરથરાટી પ્રસરી જતી. મોં ઉપરના ભાવ, નિરાશાથી નમેલું મસ્તક, નગ્ન તસતસતું શરીર અને ગુંછળા વળેલા કેશ તેની વધારે દયા ઉપજાવતા.

થોડીવારમાં વૃક્ષદેવને ફરતા બધા ગોઠવાઈ ગયા. બાર ઠેકાણે બાર અગ્નિ પ્રગટાવ્યા. ઢોલ-ત્રાંસાનો અવાજ ધેરો થવા માંડ્યો, નાચ કુદ અને કીકીયારીઓના અવાજ સાથે દારૂ જેવું કાંઈક પીણું પીવાનું શરૂ થયું. ભેંકાર રાત્રિ અને અફાટ જંગલમાં શોર મચી ગયો. પણ આ ધમાલ લાંબી ન ચાલી. અચાનક બંધ થઈ ગઈ. કોઈકિના ડરના માર્યા બધા થોડા દૂર વિખરાઈ ગયા. ક્ષણેક ભયંકર શાંતિ છવાઈ. કાળમીંઢ રજની ઘેરી બની. પહેલાના અવાજના પડઘા શમ્યા અને નિઃશબ્દતાની પરાકાષ્ટા પહોંચી. ફક્ત બળતાં લાકડાંના તડ તડ અવાજ સિવાય નિરવતા ફેલાઈ હતી.

શાંતિ ઘડીક જ ટકી.

ટોળામાંથી એક આગેવાન જેવો કૉડોસ હાથમાં બરછી અને ઢાલ લઈ આગળ વધ્યો. વૃક્ષદેવને નમસ્કાર કર્યા. પછી પેલી નગ્ન યુવતી તરફ ધસ્યો. ડોળા ફાડી એક ત્રાડ નાખી. છોકરીને વૃક્ષદેવ તરફ જવા ઈશારો કર્યો. તે બિચારી કંપી ઊઠી. નારાજી બતાવી સહેજ પાછી હઠી. પરંતુ બીજી ભયંકર ત્રાડ સાથે બધા લોકો હથિયાર લઈ તેના તરફ ધસ્યા. હવે છુટકો જ ન હતો. નીચું ઘાલી ધીમે પગલે વૃક્ષ તરફ ચાલવા માંડ્યું. શોર વધતો જ જતો હતો.

વૃક્ષદેવ પાસે પહોંચી તેણે નમસ્કાર કર્યા. ક્ષણેક થોભી. કાંઈક વિચાર કરી એકદમ વાંદરાની જેમ વૃક્ષ ઉપર ચડી ગઈ. ઘુંટણીએ પડી પેલો સ્વાદુ રસ પીવા માંડ્યો. થોડીકવારે તેનામાં વધારે ચેતન આવ્યું હોય





તેમ લાગ્યું. જરા ટટાર થઈ શક્તિ એકઠી કરી.

'હવે જો વૃક્ષદેવ ખુશ હશે તો તેને નીચે ઊતરવા દેશે નહીંતર તેને ચૂસી લેશે—' પાસે ઊભેલા ભોમિયાએ સૂચન કરી મને વધારે ધ્યાનથી જોવા ચેતવ્યો. હું કાંઈક પૂછું તે પહેલાં તેણીએ લાંબો કુદકો માર્યો. તેને નીચે જોવા મેં જમીન તરફ નજર હટાવી. પણ અફળ, ધીમા પડેલા પ્રકાશમાં તેની આકૃતિ હવામાં અધ્ધર જ ઊંચકાઈ ગયેલી જણાઈ. અત્યાર સુધી જડ રહેલી ડાળીઓમાં એકદમ ચેતન આવ્યું, અને ઝડપથી શિકારને ઉપાડી લીધો. વડવાઈઓમાં પણ જીવ આવ્યો. શિકારના હાથ, પગ, કમર અને છાતીની ચારે બાજુએ વીંટળાઈ વળી. નિરાધાર યુવતીએ છૂટવા ઘણા વલખાં માર્યાં પણ વ્યર્થ. ઊલટું વધારે ફસાતી ગઈ. મડદા જેમ પડી રહેલાં પેલા ભારેખમ સ્થૂળ પાંદડાંમાં પણ ચેતના આવી. જરા વિકસ્યાં, કાંટાઓ સહેજ તણાઈને ટટાર થયા. ધીરે ધીરે કસાઈની કાળકોટડીના તોતિંગ બારણાની જેમ બંધ થવા માંડ્યાં. જાળમાં સપડાએલી મૃગલીની જેમ તરફડતી કળીના નાજુક શરીરમાં કાંટાઓ ભોંકાવા લાગ્યા. તરફડિયાં મારતી મારતી આખા શરીરે લોહી નીગળતી યુવતીની કારમી ચીસો નાચગાનના શોરબકોરમાં ક્યાંય અટવાઈ ગઈ. આખરી તડફડાટ કરી તેને કાયમી શાંતિ લાધી.

વૃક્ષદેવ સંતુષ્ટ થયા. નાચ-ગાન ધીમું પડ્યું. બધાં હારબંધ લોહીમાંસથી લથપથ વૃક્ષની પાસે જઈ ઊભા, રક્તમિશ્રિત રસની પ્રસાદીની અપેક્ષા અને તેના રસાસ્વાદનો આનંદ બધે જ વરતાતો હતો. ભોગની પવિત્ર પ્રસાદી વહેંચાઈ. કમકમાટી ઉપજાવતા એ દૃશ્ય પાસે હું ઊભો રહી ન શક્યો. ધ્રૂજતો ધ્રૂજતો પરસેવે લથપથ પડાવ પર પહોંચ્યો અને તે આખી રાત વૃક્ષદેવતા અને નિર્દોષ યુવતીના ભણકારા વાગ્યા કર્યા.



# સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**ખેતરને ખોળે ભાગ ૧-૨:** પીતામ્બર પટેલ. પાનાં ૭૬૦. અગિયાર રૂપિયા. આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨. **બાલકાંડ:** હંસા મહેતા. પાનાં ૮૬. ત્રણ રૂપિયા. એન એમ૦ ત્રિપાઠી લિ૦, મુંબઈ, ૨. **નવ નિર્માણ:** ગોવિંદભાઈ અમીન. પાનાં ૧૮૦. અઢી રૂપિયા. હિંદ કિતાબ્સ લિ૦, મુંબઈ, ૧. **ઊર્મિના દીવા:** એસ૦ કે૦ શાહ. પાનાં ૧૧૬. બે રૂપિયા. કલ્પના પ્રકાશન, મુંબઈ, ૪. **ગાંધી ગીતા:** લે૦ પ્ર૦ ગોસાઈભાઈ છો૦ પટેલ. મટવાડ. પાનાં ૨૮. ૭ આના. **હિન્દી કહાની સંગ્રહ ભા. ૨.:** ગિરિરાજ કિશોર: નરેન્દ્ર અંજારિયા. પાનાં ૭૬. નવ આના. ગૂજરાત વિદ્યાપીઠ અમદાવાવાદ, ૯. **યૌવનના રંગ:** હરીશ નાયક. પાનાં ૨૨૪. દોઢ રૂપિયો. **બલવિક્રમનાં પરાક્રમો:** ભિખુભાઈ ગોહિલ. પાનાં ૧૦૩. એક રૂપિયો.—બન્નેના પ્રકાશક: જીવન પ્રકાશન, વલ્લભવિદ્યાનગર. **લ્હેરખી:** સુરેશ પ. દલાલ. પાનાં ૩૬. પરશોત્તમદાસ દલાલ, મુંબઈ, ૪. **સંસ્કૃત સાહિત્યમાં વનસ્પતિ:** બાપાલાલ ગ૦ વૈદ્ય. પાનાં ૪૮૪. આઠ રૂપિયા. **રમણભાઈ નીલકંઠ:** બિપિનચંદ્ર જી. ઝવેરી. પાનાં ૫૨૪. ૭ રૂપિયા.—બન્નેના પ્રકાશક: ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ.



# વિદાય – આશિષ

ચિ. બહેન,

આજ તો પરણી સાસરે જઈશ. મને તારો જન્મદિન યાદ આવે છે, ઓગણીસ વરસ તો આંખનાં પલકારામાં પસાર થઈ ગયાં, બાળક કોકિલા આટલી મોટી થઈ છે, તે તો તારા લગ્નની તૈયારી કરવા માંડી ત્યારે જ ખબર પડી.

બહેન, તું તો મારું તેમજ અમારા ઘરનું પહેલું જ બાળક હોવાથી પુષ્કળ લાડમાં ઉછરી છું, પણ સાથે સાથે મારાથી બને તેટલા સંસ્કાર પણ આપ્યા છે. એકલા લાડ છોકરા અગર છોકરી માટે નુકશાનકર્તા છે. લાડ એટલે કે પ્રેમ. એ લાડ એવા ન હોવા જોઈએ કે જેથી બાળકને પસ્તાવું પડે. બાળક તો બાળક જ હોય છે, એને ખ્યાલ પણ હોતો નથી કે લાડ તેનું જીવન બગાડે છે, અને ભવિષ્ય લજવશે. માબાપ વાત્સલ્ય પ્રેમમાં, જીવનનો પાયો છે એવા સંસ્કાર આપવાનું ભૂલી જાય છે.

બહેન, તું આજથી માબાપની શીળી છાંયડી છોડી સાસરે જાય છે, તને વળાવતા અમને શું શું થતું હશે તે પૂછીશ જ નહીં, લાખ્ખે વીંછીની વેદના તેના હિસાબમાં નથી.

મારા જીવનમાં આ પહેલું જ લગ્ન હોઈ લગ્નની તૈયારીઓ મહિનાઓથી કરી હતી, અને આ ઉત્સાહ અને ઉમંગમાં થાક જેવું લાગે જ નહીં, થાક તો શું પણ માંદાનો સાજો થઈ ગયેલો. લગ્નના દિવસે સવારે ઊઠતાં જ તું આજે રાત્રે અમારો ખોળો છોડી જઈશ તે વિચારથી જ ઢીલો થઈ ગયો, છતાં આજની મારી જવાબદારીએ મતને મજબૂત કરી પરણાવવાની પળ સુધી હિંમત રાખી. પણ વળાવવાનો વખત જેમ જેમ નજીક આવતો ગયો તેમ તેમ હિંમત હારી ગયો.

બહેન, હવે તો તારે સાસુ અને સસરાને જ તારાં માબાપ ગણવાનાં અને એમને જેટલું માન આપતી હતી તેટલું જ માન તેમને આપવાનું. તેમનું દિલ દુઃખાય તેવું એક પણ કામ કરીશ નહીં, તેમની આંતરડી ઠારશો તો તે તમને બંનેને કોઈપણ જાત્રા કરતાં વધુ પુણ્ય મળશે, અને સુખી થવાનો અને તેમને સુખી કરવાનો આ એક જ રસ્તો છે, તેમની શીખામણ હમેશાં માન્ય રાખજે.

તમને બંનેને કોઈપણ ઠપકો આપશે તો પણ તે ઠપકો તમારા હિતમાં જ હશે, હમેશાં સહન કરવાની અને બીજાને માટે ઘસાઈ છૂટવાની વૃત્તિ રાખજે, સહન કરવામાં અને બીજાને માટે ઘસાઈ છૂટવામાં નુકશાન તો નથી પણ ફાયદો જ છે. કદાચ ફાયદો ન થાય તો પણ ગુમાવવાનું કાંઈ જ નથી. કદાચ તેઓ આવેશના માર્યા ગુસ્સામાં કાંઈ કહે અગર ઠપકો આપે તો શાંતિથી પ્રેમપૂર્વક સહન કરજે, આપણા દુશ્મનને પણ, જો તે આવેશમાં આવી જઈ આપણને ગમે તેમ બોલે તો પણ શાન્ત રાખી સહી લઈ સામો જવાબ ન આપીએ તો ઘડી પછી ઢીલો થઈ જાય છે અને સરવાળે તે જ પસ્તાય છે. તો આ તો ઘરનાં તારાં હિતેશ્રીઓ છે, બીજું શ્રી...... જોડે પણ કદી ખોટા વાદવિવાદમાં ઊતરીશ જ નહીં, ઘણી વખત ખોટા વાદવિવાદ ગંભીર પરિણામ લાવે છે, અને સરવાળે જિંદગી જીવવાલાયક રહેતી નથી. તમારે બંનેને તો એક બીજાને માટે ઘસાઈ છૂટવાનું છે, એક બીજાના દોષો પ્રેમપૂર્વ નીભાવવાના છે, આ ધ્યેય રાખીશ તો કદી પણ ખોટો ગુસ્સો થશે નહીં, અને એક બીજા પ્રત્યે પ્રેમ જરૂર વધશે. બંને જણ એક બીજાનો દોષ ચલાવી લેશો તો બંને જણ સુખી થશો. ઘર છે, બે હાલ્લાં ખખ્ડે પણ ખરાં, પણ શાંતિથી પ્રેમપૂર્વક નીવેડો લાવશો તો કદી પણ તમારા સંબંધ બગડશે નહિ. અને જીવનમાં મીઠાશ રહેશે.

ઘડીભરનો ક્રોધ એકબીજા નીભાવી લેશો તો તેનું સુખદ પરિણામ આવશે, પ્રીતિ એ તો રેશમની દોરી છે, તાણી તૂટે નહીં અને તૂટે તો સંધાય ખરી પણ ગાંઠ જરૂર રહી જાય, શ્રી........ ઘડીભરના ગુસ્સામાં મગજનું સમતોલપણું ગુમાવે તો





પણ તે ઘડીએ તો શાંતિથી ફોગટના વાદવિવાદ કર્યા વગર ધીરજથી સાંભળી રહેવું. ગુસ્સો ઊતર્યા પછી પ્રેમપૂર્વક તેનો નિકાલ એની મેળે જ આવશે.

*

શ્રીમાન,

તમને શું શું લખું ! મારો અધિકાર નથી છતાં સુપાત્ર છો, તો થોડું જરૂર લખીશ. માબાપની શીળી છાંયડી છોડી કોકિલા નવા ઘરમાં, નવા વાતાવરણમાં દાખલ થાય છે, તેને હજુ નવું નવું લાગવાનું છતાં વખત વખતનું કામ કરે છે, અને જેમ દૂધમાં સાકર ભળે છે તેમ ભળી જશે.

પત્ની એ તો ઘરની લક્ષ્મી છે. તેના સુખે સુખી અને દુખે દુખી. આટલું જ ધ્યાન રાખી ચલાવશો તો બંને સુખી થશો.

તમોએ તેનો સમાજની હાજરીમાં હાથ પકડ્યો છે, તો તે હાથ જીવનની છેલ્લી ઘડી સુધી ચલાવી લેશો તો તમારો સંસાર કદી ખાટો-ખારો થશે નહિ. જીવન જીવવા જેવું લાગશે અને તમારી પેઢીના તમો દીવાદાંડીરૂપ થશો.

હું તો મારી દીકરીને તમને સોંપું છું. માનવી છે, કદાચ તેનામાં દોષ પણ હોય અને હશે. તો પણ તમારું તે અર્ધું અંગ જ છે. અને તે રીતે તેના દોષ નીભાવી લેશો અને સુધારવા પ્રયત્ન કરશો એવી તમારા જેવા સુશીલ, સંસ્કારી અને ખાનદાન યુવક પાસેથી તો હું જરૂર આશા રાખું.

તમારા બંનેનું જીવન સુખી, યશસ્વી નીવડે અને મારી દીકરીનું સૌભાગ્ય અખંડ રહે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

★

# ન જા ત ક ચા લ

મોર નાચે ને ઢેલ નાચે ને
નાચે નૃત્યની રાણી,
કથકલીની મુદ્રા નાચે
નાચે જમના કાળી.
હરણો કેરી ચાલના તાલે
નાચે વનશ્રી સારી,
મધુર રાગે મુરલીનાદે
નાચતી રાધા પ્યારી.
મીરાં સાથે ભક્તિ નાચી
પ્રેમની છોળ ઉછાળી,
ઇન્દ્રના દિલે ઉર્વશી નાચી
રૂપના રંગ રેલાવી.
વિશ્વામિત્રનું તપ ભાંગીને
મેનકા નાચી ભારી,

પ્રેમ જ્યારે ભાઈ દિલે જાગે
દુનિયા નાચતી સારી.
તું હતી સખિ, જોબનવંતી
ચાલ તારી મતવાલી,
નાચતી તું ના જરી સખિરી
ચપલા ચાલમાં ભારી.
નીરખી તારી ચાલ સખિરી
નૃત્ય યે ગયું હારી,
છમ્ છમ્ પાયે નૃત્ય વિરામ્યું
નીરખી ચાલ ગુલાબી.
તીરછી આંખે ભ્રૂ કટાક્ષે
અધરે સ્મિત સુહાવી,
ચાલ નજાતક ચાલી સખિરી
નૃત્યને પાઠ શિખાવી.

કા ન્તિ લા લ એમ. ઓ ઝ ર



**છાત્રોને:**

[ લે. બુકર ટી૦ વૉશિંગ્ટન. પ્રયોજક: રસુલભાઈ વહોરા પ્ર૦ પુસ્તકાલય સ૦ સ૦ મંડળ લિ૦, વડોદરા મૂલ્ય રૂ. ૦–૪–૬ ]

કદમાં સાવ નાની હોવા છતાં આ પુસ્તિકા પ્રેરણાના ઘૂંટડે ઘૂંટડા પીવડાવી જાય છે. વિદ્યાર્થીથી માંડીને વયોવૃદ્ધ માનવી સુધી સૌના હૃદયમાં આત્મ મંથનની તીવ્ર ઝંખના જાગ્રત કરી જાય છે. ટસ્કેજીની નાનકડી શાળાના શિક્ષક વૉશિંગ્ટને વિદ્યાર્થીઓને આપેલા બોધપાઠનો આ સંગ્રહ છે; પરંતુ એની વાણીમાં એટલી વિશુદ્ધ ભાવના તરવરે છે કે વાચકના હૃદયના તાર ઝણઝણી જાય છે. કોઈપણ શિક્ષક કે વિદ્યાર્થીને આ પુસ્તક વાંચવાનું ચૂકવું પોસાય એમ નથી.

**ઠક્કર્સ ઈન્ડીયન મર્ચન્ટ્સ ટ્રેડ ડીરેક્ટરી:**

[ સં૦ ફિરોઝ એસ૦ વાડિયા. પ્ર૦ એન૦ એમ૦ ઠક્કરની કં, મુંબઈ ૨. મૂલ્ય રૂ. ૧૫–૦–૦ ]

૫૪૦ જાહેરખબરોથી ખીચોખીચ ભરેલી આ ડીરેક્ટરી ચૌદ વિભાગોમાં હિંદની જુદી જુદી પેઢીઓનાં સરનામાં આવરી લે છે; જો કે એમાં મુખ્યત્વે તો મુંબઈની પેઢીઓએ જ સારો સહકાર આપ્યો છે. આવી ટ્રેડ ડીરેક્ટરીમાં ઉદ્યોગો વિષે પૂરતી માહિતી હોત તો સારૂં હતું. વેપારી એસોશિયેશનો વિષે પણ એમાં ખૂબ ઓછી માહિતી છે, આથી એની પાછળ ઠીક ઠીક મહેનત લેવાઈ હોવા છતાં એ અપૂર્ણ છે. જો કે આવી ડીરેક્ટરીઓની ઉપયોગિતા તો ખૂબ છે. ઠક્કરની કંપનીએ આ ડીરેક્ટરી પ્રસિદ્ધ કરીને વેપારી આલમની મોટી સેવા કરી છે. આશા રાખીએ કે ભવિષ્યમાં એની નવી આવૃતિ પ્રસિદ્ધ થાય ત્યારે એમાં અનેક સુધારાવધારા થશે. આ પ્રકારનું સાહિત્ય પ્રસિદ્ધ થવા માંડ્યું એ જ આપણા દેશની આર્થિક નવ-ઉત્થાન વિષેની ચટપટી દર્શાવે છે. આટલી બધી જાહેરખબરો હોવા છતાં ડીરેક્ટરીની કિંમત પંદર રૂપિયા વધારે કહેવાય.

**બહુમુખી વેચાણવેરાના કાયદાની સાદી સમજ:**

[ સં૦ વસનજી હેમરાજ ભીમજીયાણી. પ્ર૦ એન૦ એમ ઠક્કરની કં૦ મૂલ્ય રૂ. ૨–૮–૦ ]

૧૯૫૨માં મુંબઈ ધારાસભામાં પસાર થયેલા બહુમુખી વેચાણવેરાની કલમોની સરળ ભાષામાં સમજ આપતું આ પુસ્તક સામાન્ય વેપારીને પણ ખૂબ ઉપયોગી થઈ પડશે. વેચાણવેરાના કાયદાની કલમવાર સમજુતી આપવામાં આવી છે ને લેખક પોતે આવકવેરાના સલાહકાર હોવાથી કાયદાની આંટીઘૂંટી સારી રીતે સમજાવી શકયા છે.

**સરોવરનાં કમળ:**

[ લે૦ પ્ર૦ હીરાલાલ બક્ષી, ન્યૂ સ્ટેશન રોડ. રાજપીપલા કિં. રૂ. ૧–૦–૦ ]

'અખંડ આનંદ,' 'જન કલ્યાણ,' 'સત્ સંદેશ,' 'જ્યોતિ' અને 'પ્રસ્થાન' આદિ ગુજરાતી માસિકોમાં છૂટક છૂટક પ્રગટ થયેલા લેખોનો આ સંગ્રહ દરેક વિચારક, ચિંતક અને અભ્યાસુએ વાંચવા જેવો છે. વ્યાવહારિક જીવન, ધર્મ, દુઃખ, સુખ, સૌંદર્ય, સાંસ્કારિતા, ઉચ્ચ જીવન, ભક્તિનું મહત્ત્વ, વિચારસામર્થ્ય અને વિશ્વના બધાય ધર્મોની ભાવનાનું સામંજસ્ય સુંદર રીતે બતાવવા લેખકે પ્રયત્ન





પણ તે ઘડીએ તો શાંતિથી ફોગટના વાદવિવાદ કર્યા વગર ધીરજથી સાંભળી રહેવું. ગુસ્સો ઊતર્યા પછી પ્રેમપૂર્વક તેનો નિકાલ એની મેળે જ આવશે.

*

શ્રીમાન,

તમને શું શું લખું! મારો અધિકાર નથી છતાં સુપાત્ર છો, તો થોડું જરૂર લખીશ. માબાપની શીળી છાંયડી છોડી કોકિલા નવા ઘરમાં, નવા વાતાવરણમાં દાખલ થાય છે, તેને હજુ નવું નવું લાગવાનું છતાં વખત વખતનું કામ કરે છે, અને જેમ દૂધમાં સાકર ભળે છે તેમ ભળી જશે.

પત્ની એ તો ઘરની લક્ષ્મી છે. તેના સુખે સુખી અને દુખે દુખી. આટલું જ ધ્યાન રાખી ચલાવશો તો બંને સુખી થશો.

તમોએ તેનો સમાજની હાજરીમાં હાથ પકડ્યો છે, તો તે હાથ જીવનની છેલ્લી ઘડી સુધી ચલાવી લેશો તો તમારો સંસાર કદી ખાટો-ખારો થશે નહિ. જીવન જીવવા જેવું લાગશે અને તમારી પેઢીના તમો દીવાદાંડીરૂપ થશો.

હું તો મારી દીકરીને તમને સોંપું છું. માનવી છે, કદાચ તેનામાં દોષ પણ હોય અને હશે. તો પણ તમારૂં તે અર્ધું અંગ જ છે. અને તે રીતે તેના દોષ નીભાવી લેશો અને સુધારવા પ્રયત્ન કરશો એવી તમારા જેવા સુશીલ, સંસ્કારી અને ખાનદાન યુવક પાસેથી તો હું જરૂર આશા રાખું.

તમારા બંનેનું જીવન સુખી, યશસ્વી નીવડે અને મારી દીકરીનું સૌભાગ્ય અખંડ રહે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

★

# નજાકત ચાલ

મોર નાચે ને ઢેલ નાચે ને
નાચે નૃત્યની શાળી,
કથક્કલીની મુદ્રા નાચે
નાચે જમના કાળી.
હરણો કેરી ચાલના તાલે
નાચે વનશ્રી સારી,
મધુર વાગે મુરલીનાદે
નાચતી રાધા પ્યારી.
મીરાં સાથે ભક્તિ નાચી
પ્રેમની છોળ ઉછાળી,
ઇન્દ્રના દિલે ઉર્વશી નાચી
રૂપના રંગ રેલાવી.
વિશ્વામિત્રનું તપ ભાંગીને
મેનકા નાચી ભારી,
પ્રેમ જ્યારે ભાઈ દિલે જાગે
દુનિયા નાચતી સારી.
તું હતી સખિ, જોબનવંતી
ચાલ તારી મતવાલી,
નાચતી તું ના જરી સખિરી
ચપલા ચાલમાં ભારી.
નીરખી તારી ચાલ સખિરી
નૃત્ય યે ગયું હારી,
છમ્ છમ્ પાયે નૃત્ય વિરાગ્યું
નીરખી ચાલ ગુલાબી.
તીરછી આંખે ભ્રૂ કટાક્ષે
અધરે સ્મિત સુહાવી,
ચાલ નજાકત ચાલી સખિરી
નૃત્યને પાઠ શિખાવી.

કાન્તિલાલ એમ. ઓઝા



છાત્રોને :

[ લે. બૂકર ટી૦ વૉશિંગ્ટન. પ્રયોજક : રસુલભાઈ વહોરા પ્ર૦ પુસ્તકાલય સ૦ સ૦ મંડળ લિ૦, વડોદરા મૂલ્ય રૂ. ૦–૪–૬ ]

કદમાં સાવ નાની હોવા છતાં આ પુસ્તિકા પ્રેરણાના ઘૂંટડે ઘૂંટડા પીવડાવી જાય છે. વિદ્યાર્થીથી માંડીને વયોવૃદ્ધ માનવી સુધી સૌના હૃદયમાં આત્મ મંથનની તીવ્ર ઝંખના જાગ્રત કરી જાય છે. ટસ્કે- જીની નાનકડી શાળાના શિક્ષક વૉશિંગ્ટને વિદ્યાર્થીઓને આપેલા બોધપાઠનો આ સંગ્રહ છે; પરંતુ એની વાણીમાં એટલી વિશુદ્ધ ભાવના તરવરે છે કે વાચ- કના હૃદયના તાર ઝણઝણી જાય છે. કોઈપણ શિક્ષક કે વિદ્યાર્થીને આ પુસ્તક વાંચવાનું ચૂકવું પોસાય એમ નથી.

ઠક્કર્સ ઈન્ડીયન મર્ચન્ટ્સ ટ્રેડ ડીરેકટરી :

[ સં૦ ફિરોઝ એસ૦ વાડિયા. પ્ર૦ એન૦ એમ૦ ઠક્કરની કં, મુંબઈ ૨. મૂલ્ય રૂ. ૧૫–૦–૦ ]

૫૪૦ જાહેરખબરોથી ખીચોખીચ ભરેલી આ ડીરેકટરી ચૌદ વિભાગોમાં હિંદની જુદી જુદી પેઢીઓનાં સરનામાં આવરી લે છે; જો કે એમાં મુખ્યત્વે તો મુંબઈની પેઢીઓએ જ સારો સહકાર આપ્યો છે. આવી ટ્રેડ ડીરેકટરીમાં ઉદ્યોગો વિષે પૂરતી માહિતી હોત તો સારૂં હતું. વેપારી એસો- શિયેશનો વિષે પણ એમાં ખૂબ ઓછી માહિતી છે, આથી એની પાછળ ઠીક ઠીક મહેનત લેવાઈ હોવા છતાં એ અપૂર્ણ છે. જો કે આવી ડીરેકટરીઓની ઉપયોગિતા તો ખૂબ છે. ઠક્કરની કંપનીએ આ ડીરેકટરી પ્રસિદ્ધ કરીને વેપારી આલમની મોટી સેવા કરી છે. આશા રાખીએ કે ભવિષ્યમાં એની નવી આવૃતિ પ્રસિદ્ધ થાય ત્યારે એમાં અનેક સુધારાવધારા થશે. આ પ્રકારનું સાહિત્ય પ્રસિદ્ધ થવા માંડયું એ જ આપણા દેશની આર્થિક નવ- ઉત્થાન વિષેની ચટપટી દર્શાવે છે. આટલી બધી જાહેરખબરો હોવા છતાં ડીરેકટરીની કિંમત પંદર રૂપિયા વધારે કહેવાય.

બહુમુખી વેચાણવેરાના કાયદાની સાદી સમજ :

[ સં૦ વસનજી હેમરાજ ભીમજીયાણી. પ્ર૦ એન૦ એમ ઠક્કરની કં૦ મૂલ્ય રૂ. ૨–૮–૦ ]

૧૯૫૨માં મુંબઈ ધારાસભામાં પસાર થયેલા બહુમુખી વેચાણવેરાની કલમોની સરળ ભાષામાં સમજ આપતું આ પુસ્તક સામાન્ય વેપારીને પણ ખૂબ ઉપયોગી થઈ પડશે. વેચાણવેરાના કાયદાની કલમવાર સમજુતી આપવામાં આવી છે ને લેખક પોતે આવકવેરાના સલાહકાર હોવાથી કાયદાની આંટીઘૂંટી સારી રીતે સમજાવી શકયા છે.

સરોવરનાં કમળ :

[ લે૦ પ્ર૦ હીરાલાલ બક્ષી, ન્યૂ સ્ટેશન રોડ. રાજપીપલા કિં. રૂ. ૧–૦–૦ ]

'અખંડ આનંદ,' 'જન કલ્યાણ,' 'સત્ સંદેશ,' 'જ્યોતિ' અને 'પ્રસ્થાન' આદિ ગુજરાતી માસિ- કોમાં છૂટક છૂટક પ્રગટ થયેલા લેખોનો આ સંગ્રહ દરેક વિચારક, ચિંતક અને અભ્યાસુએ વાંચવા જેવો છે. વ્યાવહારિક જીવન, ધર્મ, દુઃખ, સુખ, સૌંદર્ય, સાંસ્કારિતા, ઉચ્ચ જીવન, ભક્તિનું મહત્ત્વ, વિચારસામર્થ્ય અને વિશ્વના બધાય ધર્મોની ભાવ- નાનું સામંજસ્ય સુંદર રીતે બતાવવા લેખકે પ્રયત્ન





કર્યો છે. લેખકે જે કાંઈ પોતાની રીતે વિચાર્યું છે તે વિનાસંકોચે, નિખાલસતાપૂર્વક, પોતાની અનોખી શૈલીમાં રજૂ કર્યું છે. કૌંસમાં મૂકેલા અંગ્રેજી શબ્દો એની અંગ્રેજી લિપિમાં મૂકાયા હોત તો સારૂં એટલું નમ્ર સૂચન કરવું ઘટે.

**ચાંદની :**

[લે૦ શેખાદમ આબુવાલા પ્રાપ્તિસ્થાન: ભારતી સાહિત્ય સંઘ લિ૦ અમદાવાદ. કિં. રૂ. ૧]

૫૧ પાનાંનો આ નાનો ગઝલસંગ્રહ પ્રગટ થયો છે ત્યારે એના કર્તાએ કેવું ચોક્કસ સ્થાન જમાવી દીધું છે એ તો આજ સુધી એમનાં ગીતો—ગઝલો—કાવ્યો શિષ્ટ સામયિકોમાં અવાર નવાર દેખા દે છે એ જ કહી આપે છે. 'ચાંદની'માં અંતરથ થયેલી બધી ગઝલો આ પહેલાં 'ઊર્મિ-નવરચના', 'સંસ્કૃતિ' 'પ્રસ્થાન' અને બીજાં કેટલાંય સામયિકોમાં પ્રગટ થઈ ચૂકી છે.

મૅટ્રિક સુધી ઉર્દૂ વિષય રાખેલો હોવા છતાં રસભળતી ગુજરાતીમાં ક્યાંય એમની ગઝલો ઉર્દૂમય કે ફારસીમય લાગતી જ નથી. એવો ગુજરાતી ભાષા પરનો એમનો કાબૂ છે. મુશાયરાઓમાં પણ એમની ગઝલો ઠીક ઠીક આવકારાઈ છે.

ગઝલોમાં મસ્તીની રેલમછેલ ઊડે છે છતાં ક્યાંય મર્યાદાનો ભંગ નથી હોતો એ જ એમની ગઝલસિદ્ધિ મેળવતું અને ગુજરાતી કાવ્ય-સાહિત્યમાં અનોખું સ્થાન અપાવતું પ્રથમ ચિહ્ન ગણાય. ગઝલોમાં ક્યાંયથી નિરાશાના સૂર ઊઠતા નથી. તરવરાટ, તાજગી, ઉત્સાહ અને પ્રેરણાના જર્યાં જર્યાં એમ 'ચાંદની'ની ગઝલોમાં શોધવા જવા પડે એવા નથી.

> અમને નાખો જિંદગીની આગમાં !
> ફેરવીશું આગને પણ બાગમાં !
> સર કરીશું આખરે સૌ મોરચા !
> મોતને પણ આવવા દો લાગમાં !

આ ચાર પંક્તિમાં જીવનને આહ્વાન દેતી જેવી ખુમારી અને નિરાશાવાદને તોડીફોડીને ફેંકી દેતી કેવી ઉન્માદી મસ્તી ભરી છે ! અને આપણે એમનામાં કવિત્વ શક્તિ જોવામાં પાછા ન પડીએ એટલે પોતે જ ગાય છે:

> કવિ છું એટલે હું જિંદગીમાં રંગ લાવું છું !'

એક જ પંક્તિમાં કવિ કેટલું બધું કહી જાય છે ! મસ્તીભર્યું નફકરૂં જીવન જીવતા કવિને તાજમહેલ કંઈક જુદી જ રીતે દેખાય છે—તે પણ તાજનો ફોટોગ્રાફ જોઈને ! કોઈ પણ કવિહૃદય તાજને જોઈ ને જે સંવેદનશીલતા અનુભવે એ કરતાં કોઈ જુદી જ દૃષ્ટિ ચાંદનીકારને લાધે છે.

> દમકતો ને ચમકતો શાહજહાંનો મહેલ જોવા દે !
> મને ધનવાન મજનૂંએ કરેલો ખેલ જોવા દે !
> પ્રદર્શન કાજ જેમાં પ્રેમ કેદી છે જમાનાથી
> મને એ ખૂબસૂરત પથ્થરોની જેલ જોવા દે !'

મુમતાજના પ્રેમથી વિહ્વળ બનેલો શાહજહાં પણ આ પંક્તિઓ વાંચીને ઘડીભર પોતાની વેવલાશ દૂર કરી શક્યો હોત એવું નથી લાગતું ?

ગઝલકારને પ્રણય ક્યારેય છોડી શકતો નથી એ વાત સાચી. પણ એ પ્રણયમાં પણ આ કવિ તો

> હજારો ઘાવ ઝીલીશું, હજારો વાર ઝીલીશું !

કહીને પછી પણ પ્રણય માટે સદા તૈયાર રહેતી જુવાની

> ગમે તેવા સ્વરૂપે આવશે એ પ્યાર ઝીલીશું !

જેવી ધમધમભરી ગાથા ગાતા અચકાતી નથી.

આદિ માનવ આદમથી તે આજના શેખાદમ (કવિ પોતે) સુધીનો ઇતિહાસ મિતાક્ષરી ગઝલમાં રજૂ કરતી પંક્તિઓ તો દરેકને હોઠે ચડી જાય એવી છે. એ બાવીસ પંક્તિઓની ગઝલમાં ફિલસૂફીની ચમક પણ કાંઈ ઓછી નથી ભરી. અને એ બધુંય 'શેખાદમ શૈલી'માં એ ગઝલની તારવણી કરતી એની છેલ્લી બે પંક્તિઓ

> રંગ બદલતા સમયના જોઈ દિલ બોલી ઊઠ્યું :
> 'શું ખરૂં ને શું ગલત આદમથી શેખાદમ સુધી !'



કોઈ પણ વિચારકને વિચારતો કરી મૂકે એવો સાશ્વત પ્રશ્ન મૂકી જાય છે.

હિમશિખર પર રેલાતી ચાંદનીનાં રેશમી અજવ'ળાં પાથરતી આ ગઝલો ચાંદનીકાર પાસેથી વધુ ગઝલો, ગીતો, કાવ્યોની આશા રાખવાનું નમ્ર સૂચન કરી જાય છે. સામયિકોને જ શોભાવતી એમની કવિતાના ત્રણ આગામી સંગ્રહોની જાહેરાત જલદી અમલમાં મુકાય એવી આશા સાથે 'ચાંદની'ને ગુજરાતી સાહિત્યમાં આદરપૂર્વક આવકારતું મન રોકી રાખી શકાતું નથી.

**આળાં હૈયાં :**

[લે. વ્રજલાલ ધ. મેઘાણી. પ્ર. સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ. કિં. રૂા. ૨.]

૧૯૪૬માં પ્રગટ થયેલી આવૃત્તિનું આ પુનર્મુદ્રણ છે. પ્રથમ આવૃત્તિ પ્રગટ થયા પછી તરત જ લેખક, એ વખતે મુંબઈમાં ચાલેલા કોમી હુલ્લડના ભોગ બનીને અવસાન પામ્યા હતા.

કુલ ૨૬ વાર્તાઓના લખનાર ધંધો દાક્તરનો કરતા હોવા છતાં માનવ હૈયાનો ખૂણેખૂણો એક કુશળ વાર્તાકારની જેમ જાણી શકેલા અને એને વાર્તા સ્વરૂપે ગૂંથી શકેલા એ આ સંગ્રહની વાર્તાઓ પરથી જાણી શકાય છે. દાક્તરો અને વકીલો કેટલાંય હૈયાની વેદનાના સાક્ષી હોય છે પણ એને અક્ષરબદ્ધ કરીને જનતા આગળ મૂકનારા બહુ ઓછા નીકળે છે. એમાં સ્વ. ડૉ. મેઘાણી અપવાદરૂપ ગણાય.

આ ૨૬ વાર્તાઓમાં મોટા ભાગની સત્યકથાઓ ઉપરથી લખાયેલી છે. કાકા કાલેલકરે 'રીઢાં હૈયાં' નામની વિદ્વત્તાભરી લખેલી પ્રસ્તાવના પુસ્તકને વધુ મૂલ્યવંત બનાવે છે.

વાર્તાઓ સીધી, સાદી રોચક અને વાંચવી ગમે તેવી છે.

**બોધમાળા [૧૦ પુસ્તકો]:**

[લે૦ જીવરામ જોષી. પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ લિ; અમદાવાદ. કિં. રૂા. ૪]

બાળ સાહિત્યની દુનિયામાં અત્યારે જે લેખકનો સિતારો ખૂબ ઊંચે છે એવા શ્રી જીવરામ જોષીના દશ પુસ્તકોનો આ સેટ દરેકને વસાવવા જેવો છે. ૧લું પુસ્તક 'જીવ સાટે જીવ' વફાદારીની એક અનોખી વાત કહી જાય છે. બીજું પુસ્તક 'વીર સપૂતો'માં જે ખુમારીભરી વીરતાની વાતો રજૂ કરે છે એ બાળકો તો ઠીક પણ વડીલોને ય વાંચતા કરી દે તેવી છે. ત્રીજું પુસ્તક 'યજ્ઞપાણિ' જાતક કથાની બોધક અને રસભરી મધુર વાત કહી જાય છે. ચોથું પુસ્તક 'બોધક પ્રસંગો' આપણા મહાપુરુષોના જીવનમાંથી વીણી વીણીને બાળકોને સચોટ અસર કરે અને એમના ઘડાતા જીવનને પ્રેરણા પાઈ ઉચ્ચ માર્ગે વાળે એવું છે. પાંચમું પુસ્તક 'સોનાનું ઘર' ચતુરાઈની વાર્તાઓથી ભરેલું હોઈને બાળકોને ઠગારાઓથી સાવધ બનવાનું કહી જાય છે. છઠ્ઠું પુસ્તક 'મીઠી કહાણી' તો એવી મધમીઠી વાત કહી જાય છે કે સુખમાં કે દુઃખમાં પણ કુદરતનો કોઈ ખાસ હેતુ તો હોય છે એને રસપુર્વક સમજાવે છે. સાતમું પુસ્તક 'ચતુર કથા'માં પ્રાણી–જીવનમાં ગૂંથેલી સતુરાઈ સૌને બોધ આપે છે એ રીતે કહેવાઈ છે. આઠમું પુસ્તક 'થાથા થૈયા' એવાં મઝાનાં બાળગીતોથી ભરેલું છે કે મોટેરાં વાંચતી વખતે કે ગાતી વખતે પોતાનું બાળપણ યાદ કરવા લાગી જાય. નવમું પુસ્તક 'ખૂંખાર વાઘણ' શિકાર કરવાનું સાહસ પ્રેરતી વીરત્વથી ભરપૂર સાહસકથા અને સામી છાતીના સાહસો આપી જાય છે. દશમું પુસ્તક 'સુખી થવાની કળા' સુખી થવા માટેના બોધદાયક પાઠોથી બાળકોને ખૂબ ઉપયોગી થઈ શકે છે.

આ દશેય પુસ્તકોમાં સંખ્યાબંધ ચિત્રો ઉપરાંત પૂંઠા પરના સાદા છતાં રમ્ય ચિત્રથી શોભે છે અને કિંમતમાં પણ પોસાય એવાં છે. દરેક ઘરમાં બાળકોને અને મોટેરાંને માફક આવે એવું નિર્દોષ વાચન પૂરું પાડે છે. આવું વાચન આપણા બાળકો આવકારે છે એટલે એમને આ વાંચન હાથમાં આપવું એ જરૂરી પણ છે જ.

આવાં સુંદર પુસ્તકો આપવા માટે એના લેખકને ધન્યવાદ ઘટે છે.

★

કોલેરા, ઝાડા, શરદી,
સંધિવા, ખાંસી, શુળ,
અમુંઝણ, દરેક જાતના
તાવ તથા અનેક
જાતના દરદો
માટે અમુલ્ય
ઔષધી

# જીવનધારા

રજી. ટ્રે. મા. નંબર ૩૦૨

બધે મળે છે.

**જે. એન. શેઠના**

જીવનશાસ્ત્ર ઑફીસ, નડીઆદ (ગુજરાત)

સ્ટોકીસ્ટ : કંચનલાલ વાડીલાલની કું.
પ્રિન્સેસ સ્ટ્રીટ, મંગળદાસ રોડ, મુંબઈ ૨

---




ક્રાઉન બ્રાન્ડ

# એલ્યુમિનિયમ

□ વાસણો □

ચોખ્ખાં તથા સૌથી ઉત્તમ

વાપરવામાં સલામત, આપલેમાં હલકાં,
ડીઝાઇનમાં સુંદર, સાફ કરવામાં સહેલાં,
કાટ ચડે નહિ, કદી તૂટે નહિ.

**ટકાઉ અને છતાં સસ્તાં**

દરેક ઘાટનું એલ્યુમિનિયમ મળી શકશે

**શીટ્સ :: સર્કલ્સ :: વાયર :: એન્ગલ્સ**
**ચેનલ્સ :: મોલ્ડીંગ્સ :: કાસ્ટીંગ્ઝ તથા રેલ્વે**
**એન્જીનીઅરીંગને ઉપયોગી બીજી વસ્તુઓ**

## જીવનલાલ [૧૯૨૯] લિમિટેડ

૩૧ • નેતાજી સુભાષ રોડ, કલકત્તા.
**મુંબઈ, મદ્રાસ, રાજમહેન્દ્રી, રંગુન, એડન.**

---



# કેશ

ઉત્તમ વ્યક્તિત્વ અને મુખ્ય શણગારને કેશવર્ધિનીથી તમારો કરી શકો છો. તમારું નાક અને હડપચી શુષ્ક શરમાળપણામાં ફેરવાઈ ગયા હોવા છતાં તમારા વાળને તમે અજંટાની જેમ સ્વપ્નસ્વી બનાવી શકો છો.

દિવસની નિખાલસ સુંદરતાને તમારા વાળ અને કેશવર્ધિની સાથે શરૂ કરો. તમારા કેશ–શણગારને તમારા સૌંદર્યમાં એકરૂપ થવા દો. ઊગતા વાળને લાંબા અને અતિ સુંદર રાખે છે, કેશવર્ધિનીને તમારા કેશ શણગારમાં સામેલ કરો. અને તમારા વાળને સુંદર બનાવો.

આજે કેશવર્ધિની વાળને સંરક્ષે છે, લાંબા કરે છે અને સુંદર બનાવે છે.

**કેશવર્ધિની : ૦–૧૪–૦ · કેશવર્ધિની શેમ્પુ : ૦–૧૪–૦** · [પેકીંગ અને ટ. ખ. જુદું]

બધા સારા વેપારીઓ પાસેથી મળે છે. અથવા લખો :—

## સાઉથ ઈન્ડીઆ કેમિકલ્સ, કોઈમ્બટુર (દ. ભારત)

મુંબઈ અને સેંટ્રલ ઈન્ડીઆના એજન્ટો : **મેસર્સ નેશનલ સેલ્સ એન્ડ સરવિસ લિ.**
**૧૨, રેમ્પાર્ટ રો, કોટ, મુંબઈ ૧.**

'ઊર્મિ' : વર્ષ ૨૪
'નવરચના' : વર્ષ ૧૮

# ઊર્મિ નવરચના

સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક

અંક ૧૧ : ફેબ્રુઆરી ૧૯૫૪ : સળંગ અંક ૨૮૭

## ક્રમ



## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા ( શિ. ૧૫ )
* છુટક નકલ બાર આના : વિદેશમાં એક રૂપિયો.
* દર માસની ૧લી તારીખે નિયમત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* સર્વ લખાણોનાં કૉપીરાઈટ સુરક્ષિત રાખેલા હોય છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું અને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ**
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
અ મ દા વા દ ૧

### લવાજમ ભરવાનાં બીજાં સ્થળોઃ—

પુસ્તકાલય સ સ મંડળ લિ., રાવપુરા, વડોદરા
એન. એમ. ત્રિપાઠી લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨
આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨
રવાણી ઍન્ડ કંપની, બાબુ ગેનુ રોડ, મુંબઈ ૨
એલ. કે. મેઘાણી, ૧૪–અમરતલ્લા સ્ટ્રીટ, કલકત્તા ૧
જયન્તકુમાર કે. પટેલ, પો. બો. નં. ૬૪૦, નૈરોબી ( પૂ. આફ્રિકા )

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ લિ, ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ ૧
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.




તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે

સંપાદક : જયન્ત પરમાર




# અર્પણ

તમારી પાસે શું છે !

જે છે તે તમારા વ્યક્તિત્વને શોભા આપે, ચિત્તને પ્રસન્ન કરે, અંતરનો પ્રકાશ વધારે એવું છે !

જ્ઞાન, નીતિ, દૃઢતા, ન્યાય, સાહસ, શ્રી, કલા, સ્નેહ, સમતા, સત્ય, ચિત્તશાંતિ—એની છત કેવીક છે!

એવું નથી, અગર ઓછું છે તો તે મેળવવાની ઇચ્છા છે, યત્ન છે, આગ્રહ છે !

તમારું જે છે તે બીજાને ય આપો છો ! એને ઉપકારવશ કરીને, તમારું નામ અમર થાય તે રીતે આપતા હો કે પછી જે કાંઈ છે તેમાં સહુનો હિસ્સો રહેલો છે એમ માનીને આપતા હો—એક વાર મનને પૂછી રાખજો ખરું શું છે.

આપ્યાનો આનંદ અનુભવ્યો છે !

જે આપે છે તેને મળે છે. જે મન મૂકીને આપ્યાનો સ્વભાવ ઘડે છે તેને અનેકગણું મળી જ રહે છે, ક્યાંથી ક્યારે અને કઈ રીતે એ કોઈ જાણતું નથી ને જાણવાનું યે નથી.

★


સાહિત્ય [illegible] અને [illegible] માસિક




### નવો મધ્યમ માનવી

૨૬ મી જાન્યુઆરીએ આપણે પાછળ નજર કરી સિદ્ધિઓની નોંધ તપાસી રાજી થઈશું કે ભવિષ્યમાં શું મેળવીશું તેનો ખ્યાલ પામીશું ? એવો ખ્યાલ કોણ આપશે, કોણ વિશ્વાસ બેસાડશે ? પંચવર્ષીય યોજના ભલે થઈ હોય, એથી પ્રજા ઉત્સાહિત નથી એ દેખીતું છે.

સીમાપંચ નીમાયું અને બે ત્રણ વર્ષમાં પ્રાંતોની પુનર્રચના અમલમાં આવી જાય એવો સંભવ છે. અન્નની આયાત નહિ કરવી પડે એ પણ નોંધપાત્ર બિના છે. લડાઈ થંભી છે, પરદેશો સાથે સંબંધો સુધર્યા છે. એ બધું હોવા છતાં, સામાન્ય માનવીની રોજિંદી જરૂરીઆતો—ભાવમાં ઘટાડો, રહેવાની સગવડ, રોજી—એમાં ફેર પડે ત્યારે ખરું.

ઘણી રીતે જગત સામાન્ય માનવીનું બનતું જાય છે. નહિ ગરીબ કે તવંગર, નહિ બહુ વિદ્વાન, નહિ યુદ્ધ કે સત્તાની પડાપડી, નહિ ધર્મની ઝનુન. એનું માન વધતું જાય છે. યંત્રો, મંત્રો ને તંત્રોએ ગભડાવી પાડેલો માનવી ઊભો થવા લાગ્યો છે. જાણે એક નવો માનવી સર્જાઈ રહ્યો છે—મધ્યમ પ્રકારનો. ને જાણે એને લક્ષમાં રાખીને બીજું બધું ગોઠવવાનું છે.

આ સામાન્ય માનવીના ઘડતર માટે લોકજીવનની કેટલીય શ્રેણીઓ બદલવી પડશે, અને કેટલાંય માની લીધેલાં ધોરણોમાં ફેરફારો થતા આવશે તે આપણે હવે જોઈશું.

### દેશનું ધન

ઓરિસામાં સોનું નીકળ્યું, બંગાળામાં તેલ જડશે, બેંગ્લોરમાં મોટર ને વિમાન તૈયાર થાય છે, ચિત્તરંજનના કારખાનામાંથી સો એન્જીન નીકળ્યાં, એવી બધી ખબરોથી દેશનું ધન વધે છે એમ માની આપણે મલકાઈએ છીએ. પણ એના કરતાં વિશેષ મહત્વની સિદ્ધિઓ ઠેર ઠેર થઈ રહી છે એ પણ આપણે ભૂલવું ના જોઈએ.

હાલારના કુરજી ભગતે પાંચસો ઝાડ ઉછેર્યાં, વિદ્યાર્થીઓએ ક્યાંક સડક બાંધી, લોકોએ કોઈ શાળાનું મકાન ઊભું કર્યું કે તળાવની મરામત કરી, કોઈએ પ્રૌઢશિક્ષણનું કામ બજાવ્યું તો કોઈએ ખેતીમાં વિક્રમ બતાવ્યો—એ બધામાં દેશનું ધન વધેલું જ છે. સાથે સાથે ભાવનાઓ ખીલી ઊઠી છે, જન્મભૂમિ ઉપરની મહોબત જાગી પડી છે.

સાહસિકોનું સન્માન કરતા થયા, કવિ-લેખકોની કદર કરતાં શીખ્યા, ચિત્ર-શિલ્પની ભૂખ ઊઘડી, નૃત્ય-સંગીત ઉપર મન ખેંચાયું, સમુહ ઉલ્લાસનું ગૌરવ સમજ્યું એ બધું ભલે શરૂઆતનું હોય પણ દેશનું ધન છે, આજે નહિ જેવું લાગતું હશે પણ વિકસીને મહેકતું થશે ત્યારે એની શરૂઆત સાર્થક લાગવાની જ છે.

દેશપરદેશમાં આપણે એક નવી નીતિમત્તા શરૂ કરી છે – માનવતા અને સત્યથી ભરીપૂરી અને બંધુત્વથી છલકાતી. પહેલાં એમાં ડોળ દેખાયો, પછી શંકાઓનું આરોપણ થયું, વળી કહેવાયું કે ડરથી પ્રેરાઈને ખુશામદ થઈ રહી છે. હવે કાદવ ઠરતો જાય છે અને સાત્વિકતાનાં નીતરાં નીર વહેવા માંડ્યાં છે.

### નવી હવા

હશે, આપણે ત્યાંયે આંતરિક ઝગડા હશે. સત્તાનું આકર્ષણ પણ હશે-ને લોકની કનડગત પણ હશે. ઢીલ, રૂશ્વત, નાતજાતનો પક્ષપાત હશે ભૂતકાળની પકડ પણ હશે અને કારમી કંગાલીયત પણ હશે.



પણ એથી શું ? એ તરફ નજર રાખવાથી એ જ મગજમાં ઘૂમવાનું છે, વધારે અંધારા ખૂણા તરફ ધકેલાતા જવાનું છે.

ના. આપણો વિશ્વાસ દૃઢ કરે, આશા બતાવે, ઉત્સાહ પ્રેરે, શુભ શરૂઆતનો પ્રારંભ દેખાડે તેની જરૂર છે. ભ્રાંતિ નહિ પણ હકીકત રૂપે આપણી આગળ થઈ રહેલા વિકાસનાં પગથિયાં ઉપર લઈ જાય એ દૃષ્ટિ ને એના પ્રચારની જરૂર છે.

દૃષ્ટા જેવા આપણા કેટલાક વિચારકો ઠીક જ કહી રહ્યા છે કે અહીંના વિદ્યાર્થીઓ, શિક્ષકો, કારીગરો, મજૂરો, લેખકો, કર્મચારીઓ એ બધામાં ગુણનું તેજ પ્રગટવા માંડ્યું છે, દેશની નાડ, સાબુત છે, એનો જયવારો નિશ્ચિત છે.

આ પ્રતીતિની હવા ફેલાવવી એ આપણું સહુનું કામ છે. તો જ પેલું ભગીરથી કાર્ય લોકસમુદાયમાં ઓળખાશે, આદર પામશે ને વધતું જશે.

શ્રમથી, ભાવનાથી, બુદ્ધિથી કે ઈશ્વરે બક્ષેલી સર્જનની શક્તિથી જે કોઈ આ કાળમાં ને આ દેશમાં ધર્મયુક્ત નાનું સરખું કાર્ય પણ બજાવતો રહેશે તે જાણ્યે અજાણ્યે આ દુનિયાના અને માનવીના ભાવિના વિકાસમાર્ગે એક ખૂબ જ મહત્વના તબક્કે સાથ આપી રહ્યો છે એ નિશ્ચિત છે.

## ડૉ. કુક પ્રત્યે કૃતજ્ઞતા

બે દાયકા સુધી ગુજરાતની સેવા કરી ડૉ. કુક હમણાં જ નિવૃત્ત થયા. એમને જેટલા ધન્યવાદ આપીએ તેટલા ઓછા છે.

એક પરદેશી મિશનરી દાક્તર દિવસ રાત મહેનત કરે. આપણી ભાષા બોલે, આપણી ટેવો–રિવાજો સમજે, દયા–માયાથી સહુની સાથે વર્તે, જે સંસ્થામાં એ કામ કરતા હોય તેને સમૃદ્ધ કરે, વ્યવસ્થિત કરે, આદરણીય બનાવે, એવા બાહોશ સેવાભાવી અને સજ્જન દાક્તરની ગુજરાતે વધારે કદર કરવી જોઈતી હતી, એનો વધારે લાભ લેવો જોઈતો હતો.

એણે પોતાની સંસ્થાને જે પ્રતિષ્ઠા ને સ્થિરતા આપી તેવું આપણે શાથી નથી કરી શકતા ? એણે જે સેવા અને સાધના કરી એ આપણા ભાઈઓને કેમ અનુકૂળ નથી આવતી ? કેમ આપણા સેવકો વારંવાર હતાશ થાય છે, કેમ એમની સેવાઓ મહોરતી નથી ? કાં તો આપણી પાસે તાલીમ નથી કે નિષ્ઠા નથી કે પછી અટપટા રાજકારણમાંથી તેઓ નીકળી શકતા નથી, કૈંક નથી જ. નહિ તો આ પરદેશી દાક્તરના મુકાબલે ગુજરાતમાં આપણી પાસે એથી ચડિયાતી પચાસ સંસ્થાઓ હોવી જોઈએ. જે આણંદને એણે પોતાનું ગણ્યું તેમાં એકાદ રસ્તો પણ આ પરદેશીના નામથી શોભાવી ના શકાય તો પછી આપણી કૃતજ્ઞતા બીજું તે શું કરવાની હતી ?

## હિંદી મિશન ક્યારે ?

ધર્મના પ્રચલિત રૂપમાં કામ કરતી સંસ્થાઓ તરીકે આર્યસમાજ અને રામકૃષ્ણ મઠને ગણાવી શકીએ. સર્વોદયસંઘે ધર્મની માત્રા ઘટાડી ને કાર્ય કરતાં પ્રચાર ઉપર વધારે જોર દીધું. આવા બીજા થોડા યત્નો થયા હશે પણ એની અસર સ્થાનિક હશે. લાલાજીએ અને ગોખલેએ પણ સેવકસમાજો શરૂ કરેલા પણ ગાંધીજીનાં આંદોલનો આગળ બીજાઓને અવકાશ થોડો રહ્યો. નેહરુએ ભારત સેવક સમાજ શરૂ કરી છે પણ એનાં થાણાં નંખાય ત્યારે, હજુ તો પાયા ખોદાશે અને વિધિઓ થવા નાચે જાણે બાકી છે. એવી સંસ્થાઓને પ્રતિષ્ઠા આપનારા—વધારનારા તેના કાર્યકરો રહ્યા. કાર્યકરોને તાલીમ આપનારી શિક્ષણ સંસ્થાઓ અને વ્યવહારુ જ્ઞાન રહ્યાં. એ બન્ને હોય અને એમાં નિષ્ઠા ભળે તો આગળ પગલું ભરાય. પણ એ કાર્યકરનો સ્વીકાર કરનાર, આદર કરનાર પ્રજાનું શું ?

પ્રજાને ધર્મનો રંગ અને દેખીતાં ફળ વધારે અનુકૂળ આવે છે. એ ના હોય ત્યાં બુદ્ધિથી અનુકૂળ થવું પડે ને શ્રદ્ધા ના કેળવાય એટલે વાત અઘરી





દેખાય. એ વિઘ્ન ઓળંગવા કાર્યકરની તાલીમ ને નિષ્ઠા વધારે કસાયેલાં જોઈએ.

આજના સેવકોએ દાક્તરી ઇલાજો કે નિશાળને લઈને જ બેસવાની જરૂર નથી. એ ઇજનેર હોય તો રસ્તા, તળાવ, મકાનો, પૂલ, નહેર, બંધ, પ્લેટફોર્મ વગેરે કામોમાં લોકોને મદદ કરે. એ ખેતીનો નિષ્ણાત હોય તો એનાં પાક, પાણી, હેરફેર, ભાવ વગેરે સુધારી આપે. એ સમાજશાસ્ત્રી હોય તો લોકોના રિવાજ, ટેવો, આનંદ, શ્રદ્ધા, શિસ્ત વગેરે ઉપર જોર મૂકે. એ ઉપયોગોનો જાણકાર હોય તો લોકોનાં ઓજાર બદલી આપે, નવી પદ્ધતિ શીખવે, માપનું ઉત્પાદન વધારી આપે અને એનું બજાર મેળવી આપે ગમે તે હોય, રાષ્ટ્રીય ભાવના, ઉમદા નાગરિકપણું, ધર્મ ઉપર પ્રીતિ વગેરે લક્ષણો તો એમણે ખીલવવાં જ રહ્યાં.

કેવળ નિષ્ઠા, અને તે પણ ઝૂંબેશમાં શરૂ થયેલી, જે પાછળથી બીજા વહેમોની જેમ અજ્ઞાનમાં ને અંધકારમાં વળગી રહેલી હોય તેને આધારે જનારા ગામડાંમાં દટાઈ ના જાય તો બીજું શું થાય? દરજ્જા વિનાના, આશાથી વંચિત, અનેક જીદ અને ધૂનોથી વીંટળાયેલા, વરતણીઆ જેવા કાર્યકરોની કક્ષામાં મૂકાવા કોઈ નિષ્ણાત આવે પણ શેના? વાકડે રાજકારણનું દબાણ આવી પડે ત્યારે મુંઝાઈજ જાય ને! આમ મિશનરી પદ્ધતિએ લોક કલ્યાણનું કામ આપણે ત્યાં અટવાઈ રહ્યું છે, પરદેશી સેવકોની કદર કરતા નથી અને એમનો અણવિશ્વાસ કરી જાકારો દઈ રહ્યા છીએ.

### સાધુઓને શિક્ષણ આપો

કુંભ મેળામાં કહે છે કે પાંત્રીસથી પચાસ લાખની મેદની એકઠી થવાની. એમાં કેટલાય સાધુ, સંતો, મહંતો ભેગા થવાના. કોણ એમનામાં ભરતી કરે છે, કોણ એમનો ખર્ચ ઉપાડે છે, કોણ કેવી પદ્ધતિએ તાલીમ આપે છે એ કોયડા જેવું છે, છતાંય નક્કર હકીકત પણ છે.

ધર્મની ધજા લઈ આ ફરતા સાધુઓને મુકાબલે મંદિરોમાં સોના ઝવેરાત ને જમીન મકાનોનાં પ્રદર્શનો ભરતા ભક્તો અને ગુરુઓ જુઓ. એમના તરફથી નવી ઢબનાં મિશનો નીકળે તો?

આ સાધુઓને રાજકારણ કે બીજી લપછપ હોય નહિ. એ લોકો તાલીમ લઈને કેન્દ્રો ઊભાં કરતાં જાય તો એમના પંથનું કામ પણ સરે અને લોકોને માર્ગદર્શન મળે. કૈંક ઉપયોગી કામ કર્યાનો સંતોષ મળવાનો હોય તો નવયુવાનો પણ આકર્ષાય.

મૌની, જ્ઞાની, ચર્ચાથી કે વાદથી અલિપ્ત રહેનારા, નિસ્પૃહી એવા સાધુઓની સેનાઓ જ્યારે આપણાં મંદિરો તૈયાર કરી પ્રજામાં સેવા માટે બહાર પાડશે ત્યારે બીજાં મિશનો આગળ આપણે બોધદાયક કશુંક રજૂ કરી શકીશું. પોતાના જ વહીવટમાં મંદિરો સાધુઓને ગૂંચવી રાખે એ શોચનીય છે.

### નવા સાધુઓના અધિકાર વધારો

સાધુ સંસારી ના હોય, એને સ્વાદ કે બીજી ઇંદ્રિયોની ભૂખ ના હોય, મિલ્કતનો મોહ ના હોય છતાં એને કેટલીક છૂટ આપી એના વિકાસનાં દ્વાર આપણે ખોલી આપવાં જોઈશે.

એ પુસ્તકો રાખી શકે, જનસંપર્ક રાખે, ટપાલ લખે—મેળવે, રજા ભોગવે અને પ્રવાસ કરી શકે, સગવડનાં થોડાં સાધનો સાથે રાખે, લોક પ્રવૃત્તિઓમાં જવાબદારી ભર્યા હોદ્દા સ્વીકારે, ફાળાઓનાં ટ્રસ્ટ કરે, બેન્કમાં સંસ્થાનાં ખાતાં રાખે—એવું કેટલુંયે 'સ્વાભાવિક ગણવું' જોઈશે.

જુદાજુદા મતમતાંતરના સાધુઓએ મળીને આવી નીતિ નક્કી કરવી જોઈએ. બહુ જ થોડા સાધુઓને સંશોધન કે પ્રચારની છૂટ રહે, બાકી બીજાઓને ચોક્કસ અને છતાં વખતો વખત બદલાતી કામગીરી સોંપવી જોઈએ.

આવતી ક્રાંતિ સામે પાળ બાંધવા જેઓ મથે છે તેમને આ કેમ નથી દેખાતું?

### બિચારું અંગ્રેજી

દિનકરરાવે રાષ્ટ્રભાષાની ધગશમાં જે ધડાકો કર્યો છે એના પડધા દૂર સુધી પહોંચશે એટલું તો નક્કી છે. અંગ્રેજી સામેની સૂગ આવી ક્યારેય જાહેર થઈ ન હતી.

કમનસીબી એવી છે કે પ્રાંતોની પુનર્રચના માટે કદુતા ઢોળવાનું ચાલુ થયું છે, પેશ.ઈનાં મંડાણ થઈ રહ્યાં છે અને ભારતની એકતા જોખમાતી જાય છે ત્યારે એકતાનું વજ્રચુર્ણ—અંગ્રેજી ભાષા—નથી, એને આપણે ઉતારી પાડવા બેઠા છીએ.

દેશમાં જે સામાન્ય વ્યવહારની ભાષા નથી બની તે હિંદીને શિક્ષણમાં ઘુસાડી દઈ, શિક્ષણનાં મૂલ્ય ઘટાડી દેવાનું ચૂપચાપ સ્વીકારી રહ્યા છીએ.

અંગ્રેજીની મુડી ફેંકી દઈ આંતરરાષ્ટ્રીય વિદ્યાપીઠોમાં અહીંની વિદ્યાપીઠોનું મૂલ્ય રદ કરી રહ્યા છીએ. દુનિયાના રાજકારણમાં મહત્વનો ભાગ ભજવવાની આશા સેવતા ભારત માટે આ ભાગ્યે જ વાજબી પગલું હોઈ શકે.

ઉપલા ધોરણોથી જ શરૂ કરાવેલું અંગ્રેજી આજે કાચું થઈ ગયું છે તે હિસાબે કેવું કંગાલ થઈ જશે! અને એવી કંગાલીઅતના પાયા ઉપર ઊભો રહી વિદ્યાર્થી ઉચ્ચ શિક્ષણ લેવા મથશે ત્યારે એ કોને દોષ દેશે! -

સારો રસ્તો એ છે કે એને મરજીઆત વિષયમાં રાખી દસ વર્ષે ફેર તપાસ કરવી, એમ જણાય કે એનો લાભ મોટા ભાગે લીધો જ છે તો પછી એને પાછું ફરજિયાત બનાવતા ડરવું નહિ.

બાકી, ગુજરાતી ગ્રેજ્યુએટ જેમ હાંસીપાત્ર નીવડે છે અને અલીગઢ-અલ્હાબાદનાં ફેંક અંગ્રેજી વિષે માન નથી ઉપજતું તેમ વિશાળ પાયા ઉપર કરી બતાવવાની જીદ કોઈ વેળાસર છીનવી લે તો ય સારું.



# સંસાર!

સંસારને મધપુડે મધુમખ્ખીઓ ને
મીઠું મધુ ઉભય: ડંખ સુસ્વાદ સાથે!
સંસારનો ફણિ: મણિ શિર રમ્ય સોહે
હાલાહલો મરણ ભીષણ, કોણ નાથે?

સંસારવાડી ગુલની શું ગુલાબ વાસ!
કાંટા તીણા મૃદુલ પુષ્પની છેક પાસ!
સંસાર આ શરદ્દચંદ્ર ઋજુ પ્રકાશ,
ઘેરાય ઘોર તહીં શ્રાવણની અમાસ!

સંસાર આ ઉભય દ્વંદ્વ થકી ખચેલ:
માયા અને સમય કેરી લીલા મચેલ!
જે લાભ તો મધુ, ગુલાબ, મણિ, પ્રકાશ:
તે ધન્ય! આસ્તિક, છલે જીવને શું હાસ!

સંસાર મંથન મહીં વિષ ને પિયૂષ,
પ્રાશે પિયૂષ સુર, કો નીલ-કંઠ વિષ!

અનામી

# ગામડું ફરે ત્યારે

ધૂમકેતુ

ગામડું કેવું હોય છે ? પહેલો વરસાદ પડે ત્યાં જ એના રસ્તામાં ઢીંચણ સમાં પાણી થઈ જાય ગામડામાંથી બહાર નીકળવા માટે જ કેડકેડ પાણી વીંધવાં પડે.

દરવરસે આવું બને. પણ કોઈ ભાવ પૂછે નહિ.

ગામડાને પાદર ખાતરના ઢગલે ઢગલા. એમાંથી ગંધ છૂટે. રોગચાળો ફાટે. કોઈ ભાવ પૂછે નહિ.

ગામડામાં પાણી પીવા મળે નહિ. ઉનાળો આવે. બબ્બે ગાઉ પાણી લેવા જાય. માંડ પીવાનું પાણી પામે. પણ એ રામ એ ના એ. કોઈ પૂછે નહિ કે આનો આપણે કેમ ઉપાય કરતા નથી ? કોઈ કહે નહિ કે આનો શું ઉપાય છે ? ઉનાળો આવે એટલે કકળાટ કરે અને પાછા હતા એ ના એ !

દરેકે દરેક ગામડું પોતાના સવાલનો પોતે નીકાલ આણતાં શીખે. બુદ્ધિથી રસ્તો કાઢે. ગામડામાં તો આવું હોય જ એમ ખોટું મન વાળે નહિ. વળી જેવી રીતે વધુ જમીનવાળો ઓછા જમીનવાળાને જમીન આપે. વધુ પૈસાવાળો ઓછા પૈસાવાળાને મદદ કરે. અલબત, ધરમાદો કરતો હોય તેમ નહિ. પણ કાદવમાં ખૂંચેલા માણસને આપણે હાથ મદદ આપીએ તેમ. વધુ બુદ્ધિવાળો ઓછા બુદ્ધિવાળાને બુદ્ધિ આપે. જ્ઞાનવાળો જ્ઞાન આપે સમજણવાળો સમજણ આપે. એમ સૌ સંપથી આગળ વધે. તો અત્યારે માણસ માણસ વચ્ચે આટલો બધો તફાવત છે તે ઘટી જાય. પછી, એ તો માણસ માણસની બુદ્ધિમાં ફેર છે એટલે તફાવત તો રહે, પણ બહુ નહિ. અત્યારે તો એક જણો ઠીક પડે તેમ ઉડાડે. બીજો જરૂરિયાત પણ ન પામે. એ સ્થિતિ જવી જોઈએ. અને તે સૌ સમજે, સંપે, સહકાર કરે, માણસાઈ લાવે, તો જ આવે. આમાંથી અદકપાંસળીવાળા તો કહેશે કે આ તો મજા. બધું સરખે ભાગે વહેંચી લેવાનું ! પણ ના. તેમ થવાનું નથી. જે માણસની શક્તિ જે કામમાં ચાલતી હોય તે કામમાંથી એને રોટલો મળવો જોઈએ. એ ભૂખે ન મરવો જોઈએ. અને જે વધુ શક્તિવાળો હોય તે વધુ કામે, વધુ સગવડતા રાખે, વધુ પામે, તો એની અદેખાઈ ન હોય. કારણ કે કાંઈ મેંદીની વાડ કાપીએ તેવી રીતે બધાં માણસને સરખા માપના કરાતાં નથી. પણ આપણે તો એ જોવાનું છે કે શાંત રીતે સૌ એક બીજાને મદદ કરવાની હવા સમજવા માંડે. એમ સમજે કે અત્યારે દુનિયાની આ હવા છે. ને તે સાચી હવા છે. આટલો જ અર્થ આ વાતમાંથી લેવાનો છે. નહિતર મૂરખાઓ તો હાલતાં ને ચાલતાં કજીયો કરે કે ફલાણાને આટલું મળે ને મને આટલું કેમ ? મારા હક્કનું શું ?

એવી વાતો બહુ કરવી તે મૂરખાઈ છે.

> અક્ષરજ્ઞાન પણ ન પામેલો આપણા દેશનો મોટો વર્ગ છે. એમની પાસે મોટા મોટા ભાષણોના બણગાં ફૂંકવા એ તો ભેંશ આગળ ભાગવત જેવું ગણાય. એ વર્ગને ગળે ઊતરે તેવી સાદી સીધી વાત રજૂ કરવાની જે 'સર્વોદય માળા'ની યોજના વિચારાઈ રહી છે એમાં આવા સહેલા પાઠો રજૂ થવાછે ! આમજનો અને અશિક્ષિતને સીધા ગળે ઊતરી જાય એવા.

*

# ભાગેડુવૃત્તિ

હરિંદા પંડિત

વિચારશીલ માનવી ડગલે ને પગલે વિચારી શકે છે, અને એટલે જ એ બીજા કોઈપણ પ્રાણી કરતાં ક્યારેક વધુ હેરાન-પરેશાન થાય છે. અને આ બધાંમાંથી છટકવા એ પ્રયત્ન કરે છે, પોતાની વૃત્તિઓને નવો ચીલો ચીંધે છે. આ ભાગેડુવૃત્તિ( Escapism )માં એ વિષયને અનુરૂપ છણાવટ થયેલી છે. માનસશાસ્ત્રના આ હળવા લેખો દિવસેદિવસે વાચકોનો વધુ ને વધુ આવકાર પામી રહ્યા છે.

માનવીને જ્યારે વાસ્તવિક જીવન ખૂબ ગૂંગળાવે અને એની ઇચ્છાઓ એ પરિપૂર્ણ નથી કરી શકતો ત્યારે કયાં તો એ દમનવૃત્તિ (Repression) તરફ દોરાય છે અથવા જીવનથી દૂર ભાગવાની વૃત્તિ સેવતો બને છે. આ બેમાંથી પહેલી વૃત્તિ માનવજીવનની સલામતીને ભયમાં મૂકે છે ને એને પરિણામે કેટલાંય માનસિક ઘર્ષણો અને રોગો ઊભાં થાય છે. બીજી વૃત્તિ વધુ જોખમકારક નથી ને તેથી વ્યક્તિને જીવનની વાસ્તવિક્તામાંથી સાંપડતી ખામીઓને બીજી પ્રવૃત્તિઓ દ્વારા માનસિક રાહત અપાવવાનો પ્રામાણિક પ્રયત્ન કરે છે. જો કે મોટા ભાગની વ્યક્તિઓ એક યા બીજે કારણે જીવનથી કંટાળે છે અને પોતાના અહંને સંતોષવા ખાતર આ ભાગેડુવૃત્તિની ગુલામ બને છે. વ્યક્તિના મનને એનાથી કાંઈક રાહત રહે છે આથી વ્યક્તિ એની સાથેની દોસ્તી જાળવી રાખે છે.

ઘણીવાર એવું બને છે કે ઉદ્વેગ કે અસલામતી ઊભી કરે એવી પરિસ્થિતિથી અહં દૂર ભાગે છે. અહં એવું છે કે એને ખલેલ પહોંચાડે એવી કોઈ પણ વસ્તુ એને ગમતી નથી. આથી લઘુતાગ્રંથિ કે ગુનો ઉત્પન્ન કરે એવી સ્થિતિ પણ એને જરાય પસંદ નથી. પણ આવી ડખલ ઊભી કરે એવી સ્થિતિ તો માનવ જીવનમાં વારંવાર ઊભી થાય છે. આથી 'અહં' બિચારું અકળાય છે. જ્ઞાત મનમાં ઉત્પન્ન થતી ઇચ્છાઓ અને અહં વચ્ચે એક જાતનું ઘર્ષણ શરૂ થાય છે ને અહં એ સંજોગોને સહી શકતું નથી ત્યારે વ્યક્તિને એમ લાગે છે કે એ સંજોગોથી દૂર ભાગવું એમાં જ એનું હિત છે. આપણી સામાજિક પરિસ્થિતિથી કંટાળીને ઘણા માણસોએ આપઘાત કર્યાના દાખલા આપણી પાસે મોજુદ છે. પણ આ તો હદ બહારની વાત થઈ. પણ ઘરથી કંટાળીને ઘર છોડી જનારાની સંખ્યા પણ નાની-સૂની નથી. આથી એમ કહી શકાય કે વ્યક્તિ પોતાના મનમાં ઉત્પન્ન થતી અસલામતી, લઘુતાગ્રંથિ, ગુનાવૃત્તિ કે ઉદ્વેગથી દૂર ભાગે છે કારણ કે એનું અહં—અજાગૃત મન—આ બધું સહેવા તૈયાર નથી.

પણ ઘણીવાર ઘર છોડી જનારા ય સુખી નથી બનતા. ઘરમાં એમની જે જરૂરિયાતો—પ્રેમ, ખોરાક, સલામતી અને સંગ્રહાત્મક—એ બધી ઘર છોડ્યા પછી જરા ય સંતોષાતી નથી. આથી એ બધી માગણીઓ ભેગી થઈ ને અહં પાસે ફરિયાદ કરે છે. ઉપરાંત બીજી દમેલી ઇચ્છાઓ નવી સ્થિતિમાં વધુ મજબૂત બને છે ને વ્યક્તિના મનમાં ઉદ્વેગ ઉત્પન્ન કરે છે. મનમાં વ્યાપેલી વ્યથા બહારના સંજોગો ઉપર અસર કરે છે ને વ્યક્તિ પોતે શું કરે છે એનું ભાન થાય એ પહેલાં તો ખરાબ સ્થિતિમાં પટકાય છે. કેટલીક વ્યક્તિઓ આવે વખતે અજ્ઞાત મનમાં ચાલતાં ઘર્ષણોથી દૂર ભાગે છે ને સંજોગોની વિદાય લઈને ક્યાંક ચાલતી પકડે છે. આ ક્રિયામાં શરીર માત્ર મનની દોરવણી પ્રમાણે કામ કરે છે. આથી માનસશાસ્ત્રીઓ વ્યક્તિના ઘર છોડવા પાછળ શારીરિક કારણો કરતાં માનસિક કારણોને વધુ જવાબદાર ગણે છે.

સૌથી ઉત્તમ માર્ગ કામ પાછળ મંડ્યા રહીને





મનનાં ઘર્ષણો ભૂલવાનો છે. ઘણી દમન કરાયેલી ઇચ્છાઓ એકત્રિત થઈને આવા કાર્યમાં વેગ પૂરે છે આથી અજ્ઞાત મન કે 'અહં' કામ ધપાવવામાં ખૂબ મદદરૂપ નીવડે છે ને ઘર્ષણો માનવીને સતાવતાં નથી. જો કામ સારું હોય તો આ રસ્તો ખોટો નથી. જો કે એમાં ય વાસ્તવિક્તાને ભૂલવાનો પ્રયત્ન તો છે જ પણ કાર્ય દ્વારા વ્યક્તિ ખૂબ યશવાળી ને સારું ઉત્પાદન કરનારી બની શકે છે. એના મનમાં અજંપો તો હોય છે જ પણ એને લાત મારીને દૂર ફેંકી દેવાની લાગણી એટલી પ્રબળ હોય છે કે એ કાર્ય પાછળ ખાઈપીને મંડી શકે છે. સાચી પરિસ્થિતિને ભૂલવાનો આ જ આદર્શ માર્ગ છે કારણ કે વ્યક્તિને કાર્યનું ઉત્પાદન ઓછું થાય કે વધુ એની પડી નથી હોતી, એ તો પોતાની જરૂરિયાતોને આવિર્ભાવ મળી રહે છે એટલું જ વિચારે છે. જો કે કોઈકવાર આવા માણસને પૂરતી રજાઓ મળે છતાં એ આરામ નથી લઈ શકતો, કારણ કે એનું અહં એને કામ પાછળ મંડવા સતત પ્રેરે છે.

આપણે ઘણા માણસો એવા જોઈએ છીએ જે કદી એકલા રહી શકતા નથી. જ્યારે આવી વ્યક્તિને કોઈ મિત્ર ન જડે ત્યારે એ બેચેન ને ઢીલી બની જાય છે, એને શું કરવુ એની સમજણ નથી પડતી. એ એક પળે ચોપડી ઉપાડીને વાંચવા માંડશે, પણ એને સંતોષ નહીં થાય. બીજી પળે એ રેડિયો વગાડશે પણ રેડિયોના કાર્યક્રમમાં એને મઝા નહીં પડે. ત્રીજી પળે એ છાપું ઊઠાવીને વાંચશે પણ એને એમાં ય રસ નહીં પડે. આમ એનું ચિત્ત ક્યાંય ચોંટશે નહીં. આખરે થાકીને એ એના એકાકીપણાને દૂર કરવા ક્યાંક બહાર જશે આટલા મોટા પ્રમાણમાં સિનેમાનાં થિયેટરો ભરચક રહે છે એનું એક કારણ આ પણ હોઈ શકે. સિનેમામાં ઘણાં માણસો હોય છે, જો કે બધાં પૈકી વ્યક્તિને મન તો અજાણ્યાં જ છે પણ તો ય વાંધો નથી આવતો, એને તો એના મનને રોકી રાખે એવું કાંઈક સાધન જ જોઈતું હોય છે. આમ સિનેમા એ માનવીની બે જાતની જરૂરિયાતો સંતોષે છે. એક તો એની એકાકીપણાની ભાવના દૂર કરે છે ને બીજું એના મનની દબાયેલી ઇચ્છાઓને મજબૂત રીતે પકડી રાખે છે જેથી બહાર આવી ન શકે. આવી વ્યક્તિઓ ચિત્ર સારું હતું કે નહીં એની દરકાર નથી કરતી કારણ કે ચિત્રની કળા બાજુ સાથે કે એનાં પાત્રોની રજૂઆત સાથે એને કાંઈ લેવા દેવા નથી. એને તો એના મનને રંજીત કરે એવી વસ્તુની જ જરૂર હોય છે. અને ચલચિત્ર એના મનનાં ઘર્ષણોથી એને દૂર રાખવામાં સફળ નીવડે છે. જો કે મોટા ભાગનાં માનવીઓ વાસ્તવિક સંજોગોથી છૂટવા માટે પણ ચલચિત્રોનો આશરો લે છે એ સારી વાત નથી.

ઘણીવાર પોતાનો દોષ કબૂલવાને બદલે બીજા ઉપર વાંક ઢોળીને (Projection) પણ માનવી છટકતાં હોય છે. આમાં અહં ને દબાયેલી ઇચ્છાઓ વચ્ચેના સગ્રામનું રૂપાંતર સામાજિક વ્યવસ્થા ને અહના ઘર્ષણમાં થાય છે. આવે વખતે વ્યક્તિ કદાચ ક્રૂર બને તો પણ, એ કહેશે કે 'હું ક્રૂર નથી, ક્રૂરતા તો સંજોગોમાં જોઈએ તેટલી વેરાયેલી પડી છે.' આમ એ પોતાનો દોષ સંજોગો પર ઢોળી દેવામાં જરાય અચકાતી નથી. આવી વ્યક્તિઓ ઘણીવાર જૂની સામાજિક વ્યવસ્થા બદલવામાં ને નવી સ્થાપવામાં સક્રિય ભાગ લેતી હોય છે અને સમાજના હિતની દૃષ્ટિએ ઘણાં સુંદર કાર્યો કરતી હોય છે. કારણ કે વ્યક્તિ જેના ઉપર દોષ ઢોળે છે એ સંજોગો કોઈને ય હાનિકારક નથી હોતા પણ દોષ ઢોળવાની યાંત્રિક ક્રિયા એવી છે કે જે રાઈને પહાડ જેવી મોટી બતાવી શકે છે. જો કે દુઃખ એ વાતનુ છે કે વ્યક્તિ સમાજને બદલીને પણ પોતાની આંતરિક




વ્યથા દૂર કરી શકતી નથી કારણ કે મૂળ તો એ મનમાં જ હોય છે.

આંતરમનનાં ઘર્ષણોથી દૂર રહેવા માટે સાંસ્કારિક પ્રવૃત્તિઓનો પણ ઉપયોગ કરવામાં આવે છે. વ્યક્તિ પોતે મજબૂતરીતે એવું સ્વીકારી લે છે કે પોતાની માનસિક ભૂમિકાની એકતા સાંસ્કારિક વિશેષતાઓ સાથે છે. જેમકે હિંદના અમુક પ્રાંતોની એ વિશેષતા છે કે, ત્યાં લોકો શાકાહારી રહેવામાં પોતાનું ગૌરવ સમજે છે, આથી શાકાહારી રહેવું એ એક સાંસ્કારિક વિશેષતા થઈ, આવી રીતે માનવી એની સાથે તાદાત્મ્ય સાધીને શાકાહારી વ્યક્તિઓનો સમૂહ બનાવી શકે છે. ને પછી એ સમૂહનાં અમુક ધારા ધોરણો તૈયાર કરવામાં આવે છે. આ પ્રવૃત્તિમાં એનું અહં સંતોષ મેળવે છે ને એ પોતાને સહીસલામત માને છે. વળી આમાં એક વ્યક્તિ આખા ય સમૂહ સાથે એકરૂપ બની જાય છે ને પોતાનાં વિધાનોને સમૂહ પર ઠોકી બેસાડતી નથી. પોતાના અહંની સમૂહના અહં સાથેની એકતા સાધીને એ ઘણું મેળવી શકે છે. એને, પોતે અલગ વ્યક્તિ તરીકે ન મેળવી હોય એવી, શક્તિ, કાબૂ ને સલામતી મળે છે. ને બીજું કોઈ એની દરકાર લેનાર છે એવી ખાત્રી મળે છે. આમાં એ વધુ સામાજિક બની શકે છે, દોષ કે ગુનાની ભાવના એને સતાવતી નથી ને એ સમાજ સાથે વધુ ને વધુ હળતી મળતી થાય છે. જો કે આમ કરવાથી એના બધા પ્રશ્નો ઉકલી જતા નથી, એ બધા પ્રશ્નોનું રૂપાંતર બીજા રૂપમાં થાય છે. એના અંગત પ્રશ્નો સામાજિક બની જાય છે ને સમૂહ સાથે મળીને એનો ઉકેલ આણવા પ્રયત્ન કરે છે. આમછતાં આ જાતની છટકબારી એ આદર્શ સ્થિતિ મનાય છે પણ એનો જો દુરૂપયોગ કરવામાં આવે તો વ્યક્તિ જડ ને અસંહ્ય બની જાય છે. જો કે આવી સ્થિતિ ભાગ્યે જ ઊભી થાય છે. ઘણું ખરું તો વ્યક્તિ અજ્ઞાત ઘર્ષણોને દૂર કરવા માટેની સારી ભૂમિકા તૈયાર કરે છે.

આથી સામાજિક સમૂહ સાથેની એકતા એક રીતે બહુ સારી મનાય છે. પણ આપણાં માબાપો, કિશોરાવસ્થામાં પ્રવેશેલું બાળક સમાજ સાથે બહુ હળેમળે કે અમુક સમૂહના નિયમો પાળે, એ પસંદ કરતાં નથી એ બહુ ડહાપણભર્યું નથી, બાળકને વ્યક્તિત્વની આદર્શ ભૂમિકા તરફ દોરી જનાર તક ને બળનો ઉપયોગ માબાપ કરવા દેતાં નથી; આથી બાળક અતડું બની જાય છે.

મોટાભાગના માણસો દારૂ પીને બેભાનવસ્થામાં પડ્યા રહીને દુઃખમય વાસ્તવિકતાને ભૂલવા પ્રયત્ન કરે છે. કારણ કે કોઈપણ જાતનો દારૂ મર્યાદા વગર પીવામાં આવે તો જ્ઞાનતંતુઓને કાર્યહીન બનાવે છે, લાગણીને બુઠ્ઠી કરી નાખે છે ને દારૂ પીધેલા માણસોની વિવેકશક્તિ પણ મરી જાય છે. દારૂ પીવાથી આવા લોકો નશામાં એટલા બધા મસ્ત બને છે કે વાસ્તવિક દુનિયાનો ભય એમને સ્પર્શતો નથી, અથવા તો સારાસારની વિવેકશક્તિ એટલી મરી ગઈ હોય છે કે ભયનો એમને ખ્યાલ જ આવતો નથી. આથી વ્યક્તિ પોતાના વિકાસમાં આડે આવતાં વિઘ્નોને દૂર કરી શકે છે. અને એના મનમાં છૂપાયેલાં વલણો—ગુનાવૃત્તિ, કે ઉદ્વેગ—બહાર બડબડાટના રૂપમાં પ્રગટ કરી શકે છે. ભાનમાં હોય ત્યારે જે વાતો એ કોઈને કહેતાં ડરતો હોય એવી વાતો બેહિચકપણે રજૂ કરી નાખે છે. એનું પરિણામ ખરાબ આવે તો પણ ભયની સ્થિતિ એના પર અસર જમાવી શકતી નથી. આમ એ પોતાના વિશેષ–અહં (Super–ego) સાથે વધારે પડતી છૂટ લે છે ને બેજવાબદાર કાર્ય કરે છે. આથી નશામાં એણે જે કાંઈ વર્ણવ્યું હોય, નશામાં વિશેષ અહંનો કાબૂ દૂર થવાથી એણે દમેલી જે ઇચ્છાઓ બહાર પ્રગટ કરી દીધી હોય એથી મનને તાત્કાલિક શાંતિ મળી જાય છે. નશો ઊતરી જાય પછી આવી વ્યક્તિઓ વધુ ગંભીર બની જાય છે. મોટામાં મોટું ભયસ્થાન એ છે કે નશાયુક્ત પીણાં પીવાની ક્રિયા બહુ સહેલી છે ને એકવાર વ્યક્તિ એનો શિકાર





બની એટલે જ્યારે જ્યારે આંતરિક ઘર્ષણોનું દબાણ વધી પડે ત્યારે એનો ઉપયોગ છૂટથી કરવા માંડી પડે છે અને પછી દારૂની પણ અસર એને થતી નથી એ આ છટકબારીથી પણ ટેવાઈ જાય છે ને એની ઇચ્છા ફળીભૂત થતી નથી. જ્યારે જ્યારે એની પરિસ્થિતિ તંગ બને, એને કાંઈક અગવડ પડે એટલે એમાંથી છૂટવા દારૂ ઢીંચે છે. દરેક વસ્તુની મર્યાદા હોય છે ને મર્યાદા ચૂક્યા એટલે ઊંડી ખીણમાં જ પડવાનો વારો આવે એ નિયમ પ્રમાણે એ પણ પરિસ્થિતિનો નિકાલ લાવી શકતો નથી. માટે વાસ્તવિકતાને માદક પીણાં દ્વારા ભૂલવાનો માર્ગ સાવ નકામો ને હાનિકારક છે.

કેટલાક માણસોને ખોટાં બહાનાં બતાવવાની ટેવ પડી જાય છે. આ પ્રક્રિયાને Rationalization કહેવામાં આવે છે. આધુનિક સંસ્કૃતિમાં બુદ્ધિવાદને એટલું બધું ઊંચું સ્થાન આપવામાં આવે છે કે વ્યક્તિ પોતાની વર્તણૂંકનો બચાવ કરવા ખાતર તાર્કિક શક્તિ તથા બુદ્ધિનો ઉપયોગ કરતી થઈ જાય છે. એ જ્યારે પોતાનો બચાવ કરે છે ત્યારે જાગૃત નથી હોતી પણ એનાં આંતરિક ઘર્ષણો એને એમ કરવા પ્રેરે છે. એમાં અહંનું રક્ષણ અને પોતાના વર્તનનો બચાવ એ બે મુખ્ય ઉદ્દેશો સમાયેલા હોય છે. અનેક પ્રક્રિયાઓમાંથી આનો ઉપયોગ બહોળા પ્રમાણમાં કરવામાં આવે છે માટે એ સારી છે એવું માનવાની ભૂલ આપણે ન કરીએ એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. આપણા રોજીંદા જીવનમાં જાણ્યે-અજાણ્યે આપણે એનો ઉપયોગ કર્યે રાખીએ છીએ એ હકીકત છે. જે વ્યક્તિ કાર્યદ્વારા વાસ્તવિકતાથી દૂર ભાગે છે એનો જ દાખલો લઈએ. એ એમ કહેશે કે કામ તો એક જાતનો ઈશ્વરીય આશીર્વાદ છે, એ એમ નહીં કહે કે એ પોતાનાં મંથનોને ભૂલવા માટે પોતાના કાર્યમાં રોકી રાખે છે. એવી જ રીતે એ એમ પણ કહેશે કે એના કુટુંબને પોષવા માટે એણે સખત મહેનત કરવી જોઈએ ને આજકાલ ધંધાદારી હરીફાઈ ખૂબ વધી ગઈ છે એટલે બીજી સંસ્થાઓની સામે બજારમાં ઊભા રહેવા માટે આવી રીતે ખાઈપીને મંડવું જ પડે છે. એની બધી દલીલો સાચી અને સ્વીકાર્ય લાગે તેવી હોય છે અને એમાં જ આ બહાનાં બતાવવાની ક્રિયાની સફળતા છે. કારણ કે વ્યક્તિને પોતાની આબરૂ ગમે તે પ્રકારે જાળવવાની હોય છે આથી એને Rationalizationનો આધાર લેવો પડે છે. કોઈ સંસ્કારી સ્ત્રી કપડાંની પસંદગીમાં કાંઈ ભૂલ કરી બેસે ત્યારે પોતે ઉતાવળમાં હતી એવું બહાનું ઝટ કાઢી શકે છે. બહાનું બતાવવા પાછળ એનો ઉદ્દેશ એટલો જ છે કે પોતે કપડાંની પસંદગી કરવામાં કુશળ તો છે જ એવું એણે સિદ્ધ કરવું છે. એવી જ રીતે સવારે બહુ મોડા ઊઠનારા ઘણા લોકો પાડોશી આગળ એવો બચાવ કરવા મંડી પડે છે કે આ રાત્રે બહુ મોડા સૂતેલા કે એમની તબીયત બરાબર નથી. એક ડ્રાઈવર પોતે અકસ્માત કરીને બીજા ડ્રાઈવરનો વાંક કાઢી શકે છે ને પોતાની પત્નીએ ટપાલ-પેટીમાં નાખવા આપેલી ટપાલ યાદ કરીને ન નાખી શકનાર પતિ પત્નીએ ખાવાનું મોડું બનાવ્યાની વાત આગળ ધરીને પોતાનો બચાવ કરવા પ્રયત્ન કરે છે. બધા જ દાખલાઓમાં પોતાના અહંને નિષ્ફળતાના દુઃખમાંથી બચાવવાનો જ ઉદ્દેશ છે. એક માણસ બહારગામ જવા ઊપડ્યો ને ભૂલચૂકમાં બીજી ગાડીમાં બેસી ગયો, એમાં એને કેટલાક ખોટા ખર્ચમાં ઊતરવું પડ્યું, થોડો વખત પણ બગડ્યો ને હેરાન થયો, એ નકામી પણ મુસાફરીનો અનુભવ રજૂ કરતી વખતે એણે એમ વર્ણન કર્યું કે એને ખોટી ગાડીમાં બેસી ગયા બદલ જરાય પસ્તાવો નથી થતો અને એને ઘણું નવું જાણવા મળ્યું. આમ જ્યારે બહાનાં બતાવવાની હદ થાય ત્યારે કોઈકવાર વ્યક્તિ આત્મવંચના (Self-deception) કરી બેસે છે.

કેટલાક માનસશાસ્ત્રીઓનું એવું માનવું છે કે વાસ્ત-




વિક સંજોગોનો ડર એટલો પ્રબળ હોય છે કે વ્યક્તિ એનાથી દૂર ભાગે છે. આમ દુઃખમાંથી છટકવાની વૃત્તિ– ભાગેડુવૃત્તિને આ લોકો એક જાતની પ્રેરણા તરીકે ઓળખાવે છે. આ લોકો એવી દલીલ કરે છે કે આ પ્રેરણા માનવીને રહસ્યવાદ, ધર્મ અને તરંગની સ્વર્ગીય ભૂમિમાં લઈ જાય છે, જ્યાં વાસ્તવિક દુનિયાના પ્રશ્નો, ચિંતાઓ કે મૂંઝવણો પહોંચી શકતાં નથી. પણ ખરી રીતે જોઈએ તો કોઈપણ જાતની ભાગેડુવૃત્તિ વ્યક્તિને નથી સુખી બનાવી શકતી કે નથી એ વ્યક્તિને સંજોગોની સાથે બરાબર રીતે ગોઠવી શકતી. આથી ભાગેડુવૃત્તિને પ્રેરણા તરીકે ઓળખાવવામાં બુદ્ધિનું દેવાળું છે, એના કરતાં બચાવવૃત્તિને સંરક્ષણની વૃત્તિ (Self-preservation instinct) સાથે સરખાવીએ એ વધુ ડહાપણભર્યું પગલું છે.

સૌથી સારો રસ્તો એ છે કે આંતરિક ઇચ્છાઓનું દમન ન કરવું. તરસ લાગે ત્યારે પાણી પીવું ને ભૂખ લાગે ત્યારે ખાવું, નિશાળમાં સારે નંબરે પાસ ન થવાતું હોય તો મહેનત કરીને ઊંચો નંબર આણવા પ્રયત્ન કરવો, આથી ઇચ્છા સંતોષાશે ને કોઈ પ્રકારનું માનસિક ઘર્ષણ નહીં થાય. પછી ઘર્ષણમાંથી છૂટવાનો પ્રશ્ન જ ક્યાંથી ઉદ્‌ભવવાનો ? માનવીની દરેક ક્રિયા હેતુપૂર્વકની હોય છે ને આથી સારા હેતુ તરફ દોરી જાય એવી ક્રિયાઓ કરવી એ જ સૌથી ઉત્તમ માર્ગ છે. માનવીની ત્રણ મૂળભૂત જરૂરિયાતો— શારીરિક, માનસિક ને સામાજિક—ન સંતોષાય તો જ ઘર્ષણ ઊભું થાય છે એ આપણે આગળ જોયું. વળી જો વ્યક્તિત્વની સમતુલા જાળવી રાખવી હોય તો કોઈપણ સંજોગોમાં આ આવશ્યકતાઓ પ્રત્યે બેધ્યાન ન જ બની શકાય.

આપણું જીવન દિવસે દિવસે એટલું જટિલ બનતું જાય છે કે એને નિભાવવા માટે ને સામાજિક પ્રતિષ્ઠા જાળવવા માટે આર્થિક તેમજ શૈક્ષણિક જરૂરિયાતો વધારવી પડે છે. આજુબાજુનું રાજકીય તેમજ સામાજિક વાતાવરણ પણ આપણાં મન પર ઘેરી અસર જમાવે છે ને કોઈકવાર તો માનવી એટલો અકળાઈ જાય છે ને પોતાનાં મંથનોને કોઈની સમક્ષ રજૂ જ નથી કરી શકતો. મંથનો ક્યારે ય નિષ્ક્રિય નથી હોતાં. એ પ્રગટ થવાનો રસ્તો શોધતાં હોય છે ત્યારે જ એમને માનસિક છટકબારીઓની જરૂર રહે છે. માણસનું ગૃહજીવન સુખી ન હોય તો એને સુખી બનાવવાની જરૂર રહે છે કારણ કે જેટલી સહેલાઈથી આપણે એક ઘર ખાલી કરીને બીજા ઘરમાં રહેવા જઈ શકીએ છીએ એટલા જલદી આપણે કૌટુંબિક પ્રશ્નોનો ઉકેલ લાવી શકતા નથી. એવી જ રીતે જો કોઈ વ્યક્તિ જરાય લોકપ્રિય ન હોય તો એને લોકપ્રિય બનવાના કોડ જાગે છે, કોઈને પોતાના ધર્મમાં શ્રદ્ધા ન હોય તો એને બીજા ધર્મમાં જોડાવાનું મન થાય છે; આ બધા પ્રશ્નો અંગે નિર્ણય લેતાં પહેલાં ખૂબ મનોમંથનોની જરૂર પડે છે, આ મનોમંથનોથી કંટાળી જઈને માનવી નિષ્ક્રિય બનીને બેસી રહે તો એ પોતાના આજુબાજુના સમાજની વ્યવસ્થા બદલી શકતો નથી. મંથનો એને હેરાન કરે છે એ નફામાં.

મંથનોની વધારેપડતી હેરાનગતિ જ વ્યક્તિને વાસ્તવિકતાથી છટકવા માટેનું નિમિત્ત બને છે. આ સ્થિતિ નીચેના ઉદાહરણથી બરાબર સમજાશે.

એક યુવક પોતાની પસંદગીની યુવતી સાથે પરણ્યો. યુવતીની માએ એની પાસેથી વચન લીધેલું કે એ પોતાના મોટાભાઈ—જે માંદો ને પોતાનું પોષણ કરી શકે તેવો નહોતો—ની દરકાર લેશે. યુવતીએ જ્યારે વચન આપ્યું ત્યારે એને ખ્યાલ નહોતો કે પાછળથી નવા પ્રશ્નો ઉદ્‌ભવશે. જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ ભાઈ તો પોતાની બહેનની નરમાશ ને વચન પ્રત્યેની વફાદારીનો ગેરલાભ ઉઠાવવા મંડ્યો. વાત એટલે સુધી આગળ વધી કે યુવતી પોતાના પતિનું કાંઈ જ કામ કરી ન શકે એવી રીતે ભાઈએ બંનેની શક્તિ ને સહાનુભૂતિ





લૂટવા માંડી. પેલા પતિને ખાત્રી થઈ કે આ યુવક માનસિક દર્દી છે અને જો ઇચ્છે તો એ પોતે પોતાનું પોષણ મેળવી શકે તેમ છે, પણ એને કામ કરવું નથી ગમતું ને કોઈનું ધ્યાન હંમેશ એના પર રહે એવી આંતરિક ગુપ્ત ઇચ્છાને એ આ રીતે સંતોષે છે. આવી માન્યતા જ્યારે પતિ પત્ની સમક્ષ રજૂ કરતો ત્યારે ઘરનું વાતાવરણ ઉગ્ર બનતું. ધીમે ધીમે ઘર્ષણો વધતાં ગયાં ને પત્નીએ સાફ સંભળાવી દીધું કે એ ભાઇના પક્ષે વફાદાર રહેશે. છતાં પતિએ એમ માન્યું કે એની પત્નીને માતૃગ્રંથિ (Mother-Complex) સતાવે છે એટલે એણે ઘર છોડવાનું નક્કી કર્યું. એને ઘર છોડવું ગમતું નહોતું કારણ કે એને પોતાના બાળક પર અગાધ પ્રેમ હતો. એને એમ પણ સમજાતું હતું કે એ ઘર છોડશે તો એ પોતાની ધંધાદારી યોગ્યતા ગુમાવશે. આથી એ કાંઈ નિર્ણય લઈ શક્યો નહીં. એનાં ઘર્ષણોએ ધીમે ધીમે હિસ્ટીરીયાનું રૂપ લેવા માંડ્યું, ને એ વધારે ચિંતામાં મૂકાયો. વળી એવી પરિસ્થિતિ પણ ઉત્પન્ન થઈ કે ઘર છોડાય તેમ ન લાગ્યું ને ઘરમાં રહેવાય એમ પણ નહોતું એની એને ખાત્રી થઈ. એ બિચારો અગાધ સમુદ્ર ને રાક્ષસની વચમાં સપડાયો હોય એવું એને લાગ્યું, અને હિસ્ટીરીયાના હુમલામાં બેભાન અવસ્થામાં પડ્યા રહેવામાં જ એને માનસિક શાંતિ મળવા માંડી. આમ એણે પોતાનાં દુઃખોથી અલિપ્ત રહેવા માટેની છટકબારી તરીકે હિસ્ટીરીયાનો ઉપયોગ કર્યો.

લઘુતાગ્રંથિથી પીડાતી વ્યક્તિઓ પણ જીવનથી કંટાળી જાય છે. કારણ કે આવી વ્યક્તિઓ જીવનમાં સફળ નીવડતી નથી નિષ્ફળતાઓ એમને નિરાશા તરફ ધસડી જાય છે ને સમાજ સાથે અનુરૂપ થવા માટે એમને પણ કોઈ ને કોઈ છટકબારીનો આશરો લેવો પડે છે, આવી વ્યક્તિઓ આત્મવંચના તરફ વધુ ઢળે છે. પોતાની અયોગ્યતાઓને ઓળખીને હારધારપદ્ધતિ એ પોતાના અહંનું પ્રદર્શન કરે છે; જે વસ્તુ હાથમાં આવશે એને અડશે, મોટી મોટી વાતો કરશે અને પોતાના જોખમાયેલા અહંને છૂપાવવા જાહેરમાં સંવનન કરશે 'The psychology of Dealing with People' નામના પુસ્તકમાં ડૉ. વેન્ડેલ વ્હાઈટે લઘુતાગ્રંથિથી પીડાતા માણસોનું સુંદર પૃથક્કરણ રજૂ કર્યું છે. એમણે જણાવ્યું છે કે આવા લોકો લઘુતાગ્રંથિની સૂક્ષ્મતા છૂપાવવાના ને પોતાની શ્રેષ્ઠતા ગમે તે પ્રકારે પૂરવાર કરવાના એટલા બધા પ્રયત્નો કરે છે કે સમાજ એમને ઝટ સમજી જાય છે. આવી વ્યક્તિઓ ઊંચાં ધ્યેયો પસંદ કરે છે, જાહેર પણ કરે છે, કાંઈક નવી શોધખોળ કરવાના પ્રયત્ન કરતી હોય એવો ડોળ પણ કરે છે, પોતાની વાતોને મીઠું મરચું ભભરાવીને બીજા સમક્ષ રજૂ કરે છે ને બીજાની શક્તિઓને નીચી પાડવાનો કે વખોડવાનો પણ પ્રયત્ન કરે છે. આવી વ્યક્તિઓ મશ્કરી સહી શકતી નથી, ને પોતાના કામમાં કોઈ ડખલ કરે એ એમને ગમતું નથી. એમને વાતવાતમાં ખોટું બહુ લાગે છે. આ બધાં લક્ષણો એમના વ્યક્તિત્વની અસ્થિરતા સિવાય બીજું કાંઈ સૂચવતાં નથી. આવી વ્યક્તિઓ પોતાના દુઃખને ઢાંકી શકે છે પણ એમના જેટલી આત્મવંચના બીજી કોઈ છટકબારીઓ અપનાવનાર નથી કરતા એ પણ હકીકત છે. આ રસ્તો વધુ ભયંકર ને હાનિકારક છે. કારણ કે આ રસ્તે જનારી વ્યક્તિઓ સંહારાત્મક પણ બની જાય છે. ને એમને કાયદેસરની લોકપ્રિયતા નથી મળતી. કોઈનું ખૂન કરીને પણ જાહેર થવામાં એ આનંદ માને છે.

બધી છટકબારીઓમાં સૌથી ઉત્તમ ઊર્ધ્વીકરણ છે. એમાં આંતર્વ્યથાને એક ચોક્કસ રસ્તે સારાં ધ્યેયો તરફ દોરવામાં આવે છે ને સંસ્કૃતિએ માન્ય કરેલું હોય એવું ધ્યેય પસંદ કરવામાં આવે છે. દબાયેલી ઇચ્છાઓ માટે એ સારામાં સારું સાધન છે. બધી જ જાતની ક્રિયાઓનો એમાં ઉપયોગ કરવામાં આવે



છે. બીજી બધી છટકબારીઓમાં વ્યથા ઓછી કરવા માટે કોઈ પણ જાતનો ફેરફાર આંતરમનની ક્રિયામાં નહોતો કરવો પડતો પણ આમાં તો આંતરમનની મંત્રણામાં મૂળભૂત ફેરફાર કરવો પડે છે. આને પરિણામે મન ખરાબ કે દબાવવી પડે એવી ઈચ્છાઓ જ કરતું નથી. જ્યારે ઊર્ધ્વીકરણ—ઇચ્છાઓનું—થાય છે ત્યારે માનવીને સંજોગોથી છટકવાની જરૂર નથી હોતી. એ એની જરૂરિયાતો પૂરી કરવાનો સંતોષ અજ્ઞાત મનના પ્રયત્ન વડે ખોળી લે છે. એ દમનમાં માનતો નથી; એ તો પૂરકનીતિ (Substitute)માં માને છે. Super-ego ને માન્ય હોય એવી ઇચ્છાઓને એ પૂરી કરવાના પ્રયત્ન કરે છે, બીજી હલકી ઇચ્છાઓ ઉત્પન્ન થાય તો એને પણ ઊર્ધ્વગામી બનાવે છે. જેમકે કવિના મનમાં જાતીય ભૂખ ઉત્પન્ન થાય ત્યારે એ મંથનોને વધુ તીવ્ર બનવા દઈ ને ઉત્તમ વિચારવાળી કે કલ્પનાવાળી કવિતા રજૂ કરી શકે. ઘણી ખરી લલિત કળાઓનો ઉગમ, અહં માન્ય કરે એવી પદ્ધતિ ઇચ્છાઓના સંતોષ માટે અપનાવવામાં આવી છે, એના મૂળમાં છે. આદર્શવાદી વ્યકિતઓ પણ પોતાની ઇચ્છાઓને ચકાસી ચકાસીને સારી ઇચ્છાઓને જ બહાર પ્રકટ કરે છે. આમ ઊર્ધ્વીકરણ અઘરૂં નથી. એમાં માત્ર સારૂં શું ને ખોટું શું એટલું પારખવાની જરૂર રહે છે. વ્યકિત ટેવાઈ જાય પછી તો ઘર્ષણ અનુભવવાં પડતાં નથી, ને સારૂં હોય એ જ એના ધ્યાનમાં પહેલું આવે છે. ઘઉંમાંથી કાંકરા વીણીને જેમ આપણે એનો ઉપયોગ કરીએ છીએ તેમ વ્યકિત પણ પછી ખરાબ વાસનાઓને ફેંકી દે છે ને સારા ધ્યેયો તરફ પોતાની ક્રિયાશકિતને દોરે છે.

એક લેખકે એવું કહ્યું છે કે વિવેકશકિતથી ને નિયમસર ઉપયોગ થાય તો બધી જ માનસશાસ્ત્રીય છટકબારીઓ માણસના શરીર યંત્રને સુધારવા માટેના તેલનું કામ કરે છે. ગૂંચવણવાળી પરિસ્થિતિ આવી રીતે માનવી સહ્ય બનાવી શકે છે. એકધારૂં કામ, દુઃખી ને નિષ્ફળ લગ્નો, શારીરિક અવરોધો ને સામાજિક હોદ્દો મેળવવામાં મળેલી અસફળતા વ્યકિતત્વની ઇમારતને હલાવવાના પ્રયત્નમાં સફળ નીવડે એ પહેલાં ઊર્ધ્વીકરણને જો છટકબારી તરીકે અપનાવી લઈએ તો ખાસ નુકશાન થતું બચી જાય છે. બાકી ગમે તે છટકબારીનો આંખ મીંચીને આશરો લઈએ તો જીવન હતું ન હતું બની જાય છે. સારૂં શું ને ખોટું શું એ નક્કી કરવામાં પણ વ્યાવહારિક બુદ્ધિની જરૂર પડે છે. એ જો માનવી પાસે હોય તો ખાસ વાંધો નથી આવતો. આપણી બુદ્ધિ જ જો ખોટે રસ્તે દોરે તો એમાં કોનો વાંક કાઢવો ? આથી બુદ્ધિને ઠેકાણે રાખીને વૃત્તિઓનું ઊર્ધ્વીકરણ કરવું એ જ સફળતાની ચાવી છે.

વાસ્તવિક્તાથી દૂર ભાગવાની વૃત્તિ જ માનવીને અશ્રદ્ધાળુ ને નિરાશાવાદી બનાવે છે. દ્રાક્ષના વેલાને ન પહોંચી શકનાર શિયાળની માફક ચાખ્યા વગર 'દ્રાક્ષ ખાટી છે', એમ કહેવું એ સમાજમાં ઘણા માણસો માટે નિયમ બની ગયો છે. જ્યાંસુધી સતત ખંતથી કામ કરવાની ને પોતાની નબળાઈઓને સ્પષ્ટ રીતે સમજી એમનું વૈજ્ઞાનિક રીતે પૃથક્કરણ કરી એ દૂર કરવાની વૃત્તિ નહીં કેળવાય ત્યાં સુધી માનવી ઉન્નતિ નહીં કરી શકે. આથી જ નિરાશ થયા વગર પરિસ્થિતિનો સામનો કરવાની ટેવ પાડવી જરૂરી છે. ઇંગ્લેંડના વડા પ્રધાન વીન્સ્ટન ચર્ચીલે, જર્મન લશ્કરે ફ્રાંસ કબજે કર્યું અને ઇંગ્લેંડ પર બોંબ ફેંક્યા, ત્યારે પણ ગભરાયા વિના એની બે આંગળીના વિજયસૂચક 'V'ની સંજ્ઞા વડે બ્રિટિશ પ્રજાનું જોમ ટકાવી રાખ્યું હતું. એ જો વાસ્તવિકતાથી દૂર ભાગ્યો હો તો તો દુનિયાનું રાજકારણ આજે કયા રંગે રંગાયું હોત ! આ દૃષ્ટાંત જ બતાવે છે કે ભાગેડુવૃત્તિને દૂર ભગાડવામાં જ માનવીની સાચી સિદ્ધિ છે.

[ આવતે અંકે : પૂર્વગ્રહ ]

# લાખું

ડાહ્યાભાઈ પટેલ

> પ્રેમમાં સદાય મર્દાનગી ભરી હોય છે એ તો ઇતિહાસના મશહૂર પ્રણયકિસ્સાઓ સાબિતી આપે છે. આજનાં વેવલાં પ્રેમીઓનાં ટાયલાં કરનારાં એ પ્રેમવીરો નહોતાં ! એવો જ એક ભવ્ય અને મર્દાનગીભર્યો કિસ્સો રજૂ કરતી આ વાર્તા લાંબી હોવા છતાં વાચનરસ જાળવી શકે એવી નિતાંત સુંદર કરુણાન્તિકા છે.

ખુશનુમા દરિયાની હવા આવતી હતી. વરસાદ પડી ગયો હતો આથી જમીનમાંથી સુગંધ પ્રસરતી હતી. હું અને મારા મિત્ર વૈદ્યરત્નમ્ કોલમ્બોથી આઠ માઈલ ઉપર આવેલા એમના બંગલામાંથી દરિયાની અસ્ખલિત રમતને જોઈ રહ્યા.

"મી. પટેલ ! તમારી ઇચ્છા હોય તો ચૈત્રી પૂર્ણિમાને દિવસે કેન્ડી જઈએ." એકાએક વિચારમાંથી જાગી વૈદ્યરત્નમ્ બોલ્યા.

"કેમ ! ત્યાં એકાએક જવાનો વિચાર થયો ?" મેં દૂર દૂર ફરતી હોડી ઉપર નજર રાખતા જ પૂછ્યું.

"મી. પટેલ ! આ ઉનાળાના સખત તાપમાં ત્યાં અહીંથી પણ વધુ મઝા આવશે, વળી આ ચૈત્ર માસની પૂર્ણિમા છે. આથી 'પ્રણય યુગલ'ના મેળામાં ફરવાનો આનંદ મળશે."

"પ્રણય યુગલનો મેળો ! આવો મેળો વળી ક્યાંથી ? ! કોઈ પ્રેમીઓની વાત આ મેળા પાછળ રહેલી લાગે છે" મેં પૂછ્યું.

"હા વાત તો છે પુરાણી. લગભગ પાંચસોથી સાડા પાંચસો વર્ષ પહેલાની, છતાં એ વસ્તુ એવી છે કે આખા સિંહલદ્વીપ-લંકામાં પ્રચલિત છે."

"એટલી બધી રસિક વાત હોય તો તો મને હો જ." અત્યંત આગ્રહ બતાવતાં મે કહ્યું.

"જરૂર તમને કહીશ પણ એક શરતે." મી. વૈદ્યરત્ને હસતાં હસતાં કહ્યું.

"શી શરત છે ?"

"એટલી જ કે કેન્ડી ગયા પછી હું તમને વાત કહું."

હું કબૂલ થયો.

કોલંબોથી એંશી માઈલ દૂર ઉચ્ચ પ્રદેશમાં આવેલા શહેર કેન્ડી સરોવરના કિનારે હોઈ અત્યંત રળિયામણી જગ્યા છે. સરોવરની ચારે બાજુ સુન્દર મકાનો આવેલાં છે. એક વખત સિંહલદ્વીપની રાજધાની આ શહેર જ હતું. ત્યારે એની જાહોજલાલી પણ અત્યંત હતી. શહેરની વસ્તી હાલ લગભગ પચાસ હજાર માણસની છે. ભગવાન બુદ્ધના દંતના નિમિત્તે બાંધેલું ત્યાં સુન્દર દેવળ છે અને અસંખ્ય યાત્રાળુઓ દર્શનાર્થે ત્યાં જાય છે.

વનરાજીમાં આવેલું આ સુન્દર નાનું શહેર જોઈ હું અત્યંત ખુશ થયો. મી. વૈદ્યરત્નના એક મિત્રને ત્યાં અમે ઊતર્યા. ઉનાળાના અત્યંત તાપમાં પણ અહીં શીતલ વાયુ વાતો હતો. સરોવર અને ઊંચી જગ્યા આ બન્ને કારણોને લઈને વાતાવરણ અહ્લાદક લાગતું હતું.

*

બીજે દિવસે નાહી ધોઈ અમે પરવાર્યા. પ્રભાતના બાળ રશ્મિઓમાં ઝૂલતાં ફૂલોને જોઈ જાણે કાવ્ય ના સ્ફૂરતું હોય એમ મને લાગતું. 'આટલી સુન્દર જગ્યા !' આશ્ચર્ય પામતો હું જોઈ જ રહ્યો, "કેમ તમે આથી વધુ સુન્દર જગ્યાઓ નથી જોઈ ?" કિશોરીથી પૂછ્યા સિવાય ના રહેવાયું.

"કિશોરી ! એમ તો મેં ઘણી જગ્યાઓ જોઈ છે. કાશ્મીર, સ્વીટ્ઝર્લેન્ડ, સ્કૉટલેન્ડ, ફ્રાન્સ, ઇટાલી વગેરે ઘણા દેશોમાં ફર્યો છું પણ કેન્ડીમાં જોયેલું

સૌન્દર્ય અજબ લાગ્યું." મેં સ્પષ્ટ કહ્યું.

"વાત કહેવા દે ને. વચ્ચે બોલ્યા સિવાય તને ચાલશે જ નહિ." મારાં ભાભી વચ્ચે તડૂક્યાં.

હું અને વૈદ્યરત્ન બીજે દિવસે ભગવાન બુદ્ધનું વિખ્યાત દેવળ, રાજાનો જૂનો મહેલ જોઈ બપોરે પાછા ફર્યા.

"મી. વૈદ્યરત્ન, પ્રણય યુગલનો મેળો જોવા જવાનું ક્યારે છે અને એની પાછળ શી વાત છે?"

"મી પટેલ! આવતી કાલે જ મેળો છે અને હું કાલે અથથી ઇતિ સુધી બધી વાત તમને કરીશ." બીજે દિવસે અમે મૉટર ભાડે કરી અમારા ઘરથી ત્રણેક માઈલ દૂર આવેલા એક જૂના ખંડેર જેવા મકાન પાસે ગયા. લોકોની ઠઠ માતી નહોતી. યુવાન પ્રેમી યુગલો ખાસ ત્યાં નજરે પડતાં હતાં આથી વાતાવરણમાં ઉલ્લાસ અને યૌવન લહેરાતાં હતાં.

થોડા પ્રયત્ન પછી પેલા ખંડેર જેવા લાગતા મકાનમાં અમે પ્રવેશ્યા. ત્યાંનું દશ્ય જોઈ મારી નજર ઘડીભર આશ્ચર્યથી થંભી ગઈ. કેટલીક યુવતીઓ આંસુભરી આંખો સાથે ત્યાં ઊભેલી એ મૂર્તિઓ પાસે વરદાન માગી રહી હતી. કેટલાક યુવાનો પણ એ જ રીતે મ્લાન આંખોએ જાણે આશાનું કિરણ એ મૂર્તિઓ જ હોય એમ ભક્તિભર્યાં નયને એ મૂર્તિઓને જોઈ રહ્યા હતા. ઘણાં ઘણાં દેવળ મેં જોયાં છે, ઘણી પ્રાર્થનાઓ સાંભળી છે. પણ આ યાચના કાંઈક જુદા જ પ્રકારની હતી. એમાં કોઈ દુન્યવી કે પાર્થિવ તત્ત્વની માગણી નહોતી. હતી ફક્ત વાંચ્છના પ્રણયની—પ્રણયીના કે પ્રેયસીના ક્ષેમની. જ્યાં સુધી જગતમાં પ્રણય છે, પ્રણયનાં સંવેદનો છે ત્યાં સુધી આ મૂર્તિઓ, આ મેળો, આ સ્થળ અને આ કરુણા અમર છે.

બન્ને મૂર્તિઓ સફેદ આરસમાંથી બનાવી હતી. પણ દેવળમાં તમે ઘણી મૂર્તિઓ જુઓ છો એનાથી આમાં કાંઈક વિશિષ્ટતા જોનારને તરત જ માલમ પડે. સ્ત્રીની મૂર્તિ તદ્દન નગ્ન હોઈ એના મોં ઉપર વિશાદ અને દુઃખ હતું. આંખમાં આંસુ ટપકે છે. એની નજર બાજુમાં ઊભેલી પુરુષની મૂર્તિ તરફ છે. આનંદ અને કરુણામિશ્રિત ભાવ પુરુષના મોં ઉપર દેખાય છે. પણ આ છાતીમાં શું છે? પુરુષની છાતીમાં શિલ્પીએ એક ઘા બનાવી અંદર લાલ—લોહીના જેવો રંગ પૂર્યો છે. શું પુરુષને કાંઈ ઘા થયો છે!

"મી પટેલ! જોયું? આ મેળાની પાછળ એક પ્રેમી યુગલની પ્રણયની હૃદય દ્રવતી વાત છે. આ સ્ત્રીની મૂર્તિ બરાબર જોઈ?"

"હા"

"ના, હજી તમે બરાબર જોઈ નથી, જુઓ સ્ત્રીની જાંગની પાછળની બાજુએ એક કાળું લાખું છે."

"હા બરાબર, એ તો મેં જોયું જ નહોતું."

"ચાલો હવે પાછા. હું તમને આ અમારા દેશની ઐતિહાસિક રસિક વાત કહું." મી. વૈદ્યરત્ન સાથે હું પાછો ફર્યો.

*

લગભગ આજથી પાંચસોથી સાડાપાંચસો વરસ પહેલાં—ઇતિહાસમાં જોઈએ તો સાલ તારીખ જાણી શકાય, પણ એની સાથે આ વાર્તાને કાંઈ સંબંધ નથી—આ કેન્ડી શહેરમાં રાજસિંહ નામનો યુવાન રાજા રાજ્ય કરતો હતો. રાજા ધર્મપરાયણ અને રાજ્યના બધા જ કાયદા કાનૂન પાળનાર પળાવનાર હોવાથી લોકોમાં એનાં કીર્તિ, માન અને ચાહના અત્યંત હતાં.

રાજા રાજસિંહ ચોવીસ વર્ષની ઉંમરે પરણ્યો. તામીલનાડના રાજાની કુંવરી પદ્માવતીના સૌન્દર્ય અને રૂપની ખ્યાતિ ચારે ય બાજુ ફેલાયલી હતી. કેટલાય રાજાઓ એને પરણવા ઉત્સુક હતા પણ રાજકુંવરી પરણવાની ના જ પાડતી.





પણ એક દિવસ એવું બન્યું કે તામીલનાડનો રાજા લક્ષ્મણદેવ દરિયા કિનારાની સહેલગાહે સિંહલદ્વીપના કિનારા ઉપર ફરતો હતો. એ જ વખતે રાજા રાજસિંહ પણ એની હોડીમાં ફરવા નીકળ્યો હતો.

એકાએક વાવાઝોડું થયું. વરસાદ મુશળધાર પડવા લાગ્યો. દરિયાનાં મોજાં જોરથી ઊછળવા લાગ્યાં. રાજા લક્ષ્મણદેવની હોડી ઊંધી થઈ ગઈ. બધા માણસો ડૂબી ગયા. રાજા પોતે હોડીને વળગી રહ્યા.

રાજસિંહની હોડી પણ ભયમાં હતી. છતાં હિંમત કરી તેમણે હોડીને આ ડૂબતી હોડી તરફ વાળી. હોડીને વળગી રહેલા લક્ષ્મણદેવ અને બીજા એક માણસને રાજસિંહે બચાવી લીધા.

" રાજદેવ ! આપે મારો પ્રાણ બચાવ્યો. હું આપની કંઈ સેવા કરી ઉપકૃત બનું ?" લક્ષ્મણદેવે રાજસિંહનો વિદાય લેતાં કહ્યું.

" લક્ષ્મણદેવ ! એમાં મેં કાંઈ જ કર્યું નથી. મને ખબર પણ નહોતી કે આપ તામીલરાજ આ પ્રમાણે હોડીમાં ફરવા નીકળ્યા છો. મેં તો ફક્ત એક માણસ તરીકેની ફરજ બજાવી છે." રાજસિંહે ઉત્તર વાળ્યો.

' ગમે તેમ પણ આપ મારી પાસે કાંઈક—જો કે તમારે કોઈ ન્યૂનતા નથી છતાં કાંઈક—યાદગાર વસ્તુ માગો.' લક્ષ્મણદેવે આગ્રહ કર્યો.

' રાજદેવ ! મારે ત્યાં ન્યૂનતા તો કાંઈ નથી. ફક્ત એક વસ્તુ બાકી છે.' વિચાર કરતાં રાજસિંહ બોલ્યો

" શી વસ્તુ બાકી છે ? જો એ વસ્તુ મારી પાસે હશે તો તે મારા જીવનરક્ષકને આપવાનું હું વચન આપું છું." લક્ષ્મણદેવે શપથ ખાઈ કહ્યું :

" લક્ષ્મણદેવ ! મારે ત્યાં બધું જ છે પણ મારા રાજકામમાં મદદરૂપ થઈ પડે—જે રાણીપદને શોભાવે એવી કોઈ કન્યા હજી મેં જોઈ નથી. આપની રાજકુમારી પદ્માવતીનાં મેં ઘણાં જ વખાણ સાંભળ્યાં છે. મારો અંતરઆત્મા એમ કહે છે કે મારે લાયક એ જ કન્યા છે. આપ પદ્માવતીનાં મારી સાથે લગ્ન કરો." રાજસિંહે માગણી કરી.

લક્ષ્મણદેવનું મોં વિષાદથી મ્લાન થઈ ગયું.

*

" પદ્માવતી, પણ હું લાચાર હતો. રાજસિંહે મારી જિંદગી બચાવી. એણે તારા હાથની માગણી કરી આથી મારા વચન પ્રમાણે લાચાર થઈ મેં હા પાડી." લક્ષ્મણદેવ શોકમગ્ન અવાજે બોલતા હતા.

" પણ મારે કોઈ સાથે પરણવું જ નથી જ્યારે પરણવુ હશે ત્યારે જણાવીશ' પદ્માવતીએ મક્કમતાથી જણાવ્યું.

" પદ્મા ! મેં વચન આપ્યું છે આથી બીજો કોઈ રસ્તો નથી. રાજસિંહને લીધે જ આજે હું તારી સાથે વાત કરું છું. બેટા ! તારી મરજી વિરુદ્ધ મેં આજ સુધી કાંઈ કર્યું નથી. મારે મન તું પુત્ર અને પુત્રી બંને છે. છતાં લાચારી સાથે રાજસિંહ સાથે તારાં લગ્ન કર્યાં સિવાય છૂટકો નથી."

" પણ બાપુજી ! હું ત્યાં નહિ જીવી શકું. તામીલ જ મારો દેશ છે, વતન છે, જીવન છે. હું મને ગમશે તેને અહીં જ પરણીશ અને હું અને મારા સ્વામી અહીંના આદર્શને ધ્યાનમાં રાખી રાજ્ય કરીશું."

" બેટા ! તારી વાત સાચી છે. પણ બેટા ! એ વિના બીજો રસ્તો જ નથી. મેં વચન આપ્યું છે. વળી રાજસિંહ ધર્મપરાયણ ડાહ્યો અને કીર્તિવાન રાજા છે. યુવાન છે. તને ચાહે છે. કેટલીય રાજકુમારીઓનાં માગાં આવે છે છતાં એણે તારા પ્રેમને લીધે કોઈ માગું સ્વીકારી લગ્ન કર્યાં નથી. એવા યુવાન તેજસ્વી અને બહાદુર રાજાને પરણવામાં શો વાંધો હોઈ શકે ?"



"બાપુજી! હું જાતે જ પરણીશ. મને જેની ઉપર પ્યાર હશે એને જ હું વરીશ. આથી બીજું કાંઈ વધારે હું કહેવા માગતી નથી." આમ કહી પદ્માવતી ચાલી ગઈ.

"પદ્મા! જો તારાથી વધારે પ્યારું આખા જગતમાં મને કોઈ નથી. છતાં તારા પ્યારથી પણ વધારે પ્રિય એવું મારું ગૌરવ, મારું માન, મારું વચન છે. એના માટે તારા જીવનનું બલિદાન આપવું પડે છે તે હું જાણું છું પણ બીજો કોઈ રસ્તો નહોતો." રડતી પદ્માવતીને આશ્વાસન આપતાં લક્ષ્મણદેવ બોલ્યા. પદ્માવતી અને રાજસિંહનાં લગ્ન થઈ ગયાં. આખા રાજ્યમાં આનંદ પ્રવર્તી રહ્યો હતો પણ પદ્માવતીની આંખમાંથી ચોધાર આંસુ વહેતાં હતાં

*

પદ્માવતીને અમૂલ્ય ઝવેરાત વગેરે લક્ષ્મણદેવે ભેટ આપવા માંડ્યું પણ પદ્માવતીએ કાંઈ લઈ જવાની ના પાડી.

"બેટા! તારા પિતા પાસેથી કાંઈક લઈ જા!" લક્ષ્મણદેવે આજીજી કરી.

"મારે બીજું કાંઈ જોઈતું નથી. ફક્ત તામીલના પચાસ સૈનિકો મારી સાથે મોકલો. પણ જેઓ સ્વેચ્છાથી મારી સાથે આવવા માગતા હોય તેમને જ મોકલજો." પદ્માવતીએ માગણી કરી.

સેનાપતિનો યુવાન પુત્ર મહેન્દ્રદેવ સાથે જવા તૈયાર થયો. માતા-પિતાએ બહુ જ સમજાવ્યો પણ રાજકુમારીની ઇચ્છા છે કે પચાસ સૈનિકોની સરદારી તેણે લેવી આથી તેણે માતા-પિતાને એ પ્રમાણે સમજાવ્યાં.

તામીલ છોડી પદ્માવતી, પચાસ સૈનિકો, મહેન્દ્રદેવ અને રાજસિંહ લંકામાં આવ્યાં.

"અમારો રાજધર્મ બૌદ્ધધર્મ છે માટે તમારે એ ધર્મ સ્વીકારવો એ જ ઉચિત છે." રાજસિંહે એક દિવસ ચાંદની રાતે મહેલની અગાસીમાં બાજુમાં બેઠેલી પદ્માવતીને સંબોધતાં કહ્યું.

"રાજન! મને નાની ઉંમરથી શૈવમાર્ગી બનાવવામાં આવી છે આથી હું માનું છું કે જે ધર્મને મેં મારા હૃદયથી સાચો માન્યો છે એ જ ધર્મ મારે પાળવો." પદ્માવતી આમ જવાબ આપતી.

પદ્માવતીની આજીજીથી ભગવાન શંકરનું એક ભવ્ય દેવળ ત્યાં બાંધવામાં આવ્યું. હાલ તો એનાં ખંડેર બાકી રહ્યાં છે. એ દેવળમાં પદ્માવતી અને મહેન્દ્ર બંને પૂજા કરવા હમેશાં જતાં અને તામીલને યાદ કરી છૂપાં આંસુ સારતાં.

આમ બે વરસ વીતી ગયાં. એકાએક પદ્મ વતીની તબિયત લથડી પડી. સિંહલદ્વીપના સેનાપતિને મહેન્દ્રની હમેશાં અદેખાઈ આવતી. રાજસિંહને સમજાવી મહેન્દ્રદેવ મહેલમાં ના આવે એમ એણે ગોઠવણ કરી. આથી પદ્માવતી મહેન્દ્રને ભાગ્યે જ મળી શકતી. એનું શરીર એટલું લથડી ગયું કે તે મંદિરમાં જઈ શકતી નહિ. રાજમહેલમાં મહેન્દ્ર મળવા આવી શકતો નહિ. દિનપ્રતિદિન પદ્માવતીની તબિયત બગડતી ચાલી. મહેન્દ્ર અને તામીલના સૈનિકોનાં મોં ઉપર વિશાદ રહેતો.

રાજસિંહ હમેશાં સવારમાં અને સાંજે પદ્માવતીને જોઈ જતો. રાજ્યકાર્યમાં પોતે જ ધ્યાન રાખતો હોવાથી પદ્માવતી પાસે બેસવાનો એને થોડો વખત મળતો. રાજવૈદ્યને એ હંમેશ કહેતો :

"વૈદરાજ! મારી રાણીને સાજી કરો નહિતર તમારું જીવન વગોવાશે."

વૈદ્યોએ ઘણા પ્રયત્ન કર્યા પણ એથી કાંઈ વળ્યું નહિ, હાડપિંજર જેવું શરીર પદ્માવતીનું બની ગયું. રાજસિંહે પણ હવે ઘણી ચિંતા કરવા માંડી. એણે પદ્માવતી બચે એટલા માટે દૂર દૂર દેશના વૈદને બોલાવી ઉપચાર કરાવ્યા પણ કોઈ ફાયદો ના થયો. "રાજન! દવાથી રાણીદેવીને કાંઈ ફાયદો થયો નથી."





રાજપુરોહિતે એક દિવસ રાજસિંહને કહ્યું.

"ના હવે કોઈ ઉપાય સૂઝતો નથી. કેટ કેટલી દવાઓ કરાવી, કેટકેટલા નિષ્ણાત વૈદોએ પ્રયત્ન કર્યા પણ રાણીના શરીરમાં કાંઈ સુધારો જ થતો નથી."

"રાજન્! દવાથી જે ના થયુ તે અમારા મંત્રથી થશે."

"એ કેવી રીતે!"

"મહારાણી જે વખતે તંદુરસ્ત હતાં તે વખતનું એમનું આરસનું પુતળું બનાવવું પડશે. એ પુતળા ઉપર અમે અમુક મંત્રોના અમુક વિધિથી જાપ કરીશું. જેમ જાપ થતા જશે તેમ મહારાણીની તબિયત સુધરતી જશે. એ પુતળું નગ્ન હશે. આથી મંત્રના જાણકાર સાધુઓ, હું અને આપ સિવાય ત્યાં કોઈને આવવાનો અધિકાર ના હોવો જોઈએ વળી પુતળું રાણીજી જ્યારે તંદુરસ્ત હતાં તેવું જ આબેહૂબ બનવું જોઈએ. કાંઈ ખામી હશે તો મંત્ર કામમાં નહિ આવે." રાજપુરોહિતે જણાવ્યું.

રાજાએ પદ્માવતીનાં જેટલાં જેટલાં સુંદર ચિત્ર હતાં તેટલાં શિલ્પીને આપ્યા. એના ઉપરથી પદ્માવતીનું સુંદર પુતળું ઊભું કરવા આજ્ઞા કરી.

રાત દિવસની મહેનત પછી શિલ્પીએ પદ્માવતીનું આબેહૂબ પુતળું સફેદ આરસમાંથી ઘડી કાઢ્યું. એ પુતળું રાજપુરોહિતને સ્વાધીન કરવામાં આવ્યું.

*

રાજપુરોહિત અને અન્ય સાધુઓ મંત્રો જપી થાકયા પણ પદ્માવતીના શરીરમાં કાંઈ ફાયદો થયો નહિ. રાતદિવસ પુરોહિત અને અન્ય સાધુઓ પુતળા નજીક બેસી જાપ કરે છે. રાજમહેલમાંથી ખાસ દૂત રાણીના સમાચાર આપે છે પણ એથી કાંઈ ફાયદો થતો નથી.

"રાજપુરોહિત! તમે કહેતા હતા પણ રાણીના શરીરમાં કાંઈ ફેરફાર થતો નથી: હવે તો કેટલા દિવસ જીવશે એ પ્રશ્ન છે!" ચિંતાગ્રસ્ત થઈ રાજસિંહે પૂછ્યું.

"મહારાજ! પુતળું ઘડવામાં તો કાંઈ ખાસ ખામી રહી ગઈ નહિ હોય? નહિતર આ મંત્ર સાધ્ય છે. મહારાણી સાજાં થવાં જ જોઈએ."

"પુરોહિત! હું જાતે જ ફરીથી રાણીના પુતળાની તપાસ કરી જાઉં છું. ખબર પડશે જો કોઈ એવી ખામી હશે તો."

રાજા જાતે જ્યાં મંત્રના જાપ થતા હતા ત્યાં આવ્યો. રાણીની આરસ પ્રતિમાને તેણે બરાબર તપાસી. ચારેય બાજુથી ફરીને જોઈ પણ ક્યાંય જરાય ખામી લાગી નહિ.

"પુરોહિત! ક્યાંય ખામી નથી." શિલ્પીઓ બોલાવવામાં આવ્યા. આખા પુતળાને ફરીથી તપાસવામાં આવ્યું. ફરીથી મંત્રોનો ઉચ્ચાર થવા લાગ્યો પણ વ્યર્થ.

"રાજેન્દ્ર! રાણીને મટતું નથી એનું કારણ સમજાતું નથી. આ મંત્રોચ્ચાર સાથે જ મહારાણીની તબિયત સારી થવી જોઈતી હતી પણ આ તો ઉલટી એમની તબિયત લથડતી જાય છે." પુરોહિતે નિરાશ થઈ કહ્યું.

"મહારાજ! ગમે તેમ કરો પણ રાણીને સાજી કરો. મારા રાજ્યને શોભે એવી જગતમાં રાણી સિવાય કોઈ સ્ત્રી નથી. રાજ્યના હિત માટે જ મેં એની સાથે લગ્ન કર્યાં છે અને એને બચાવવા આકાશ પાતાળ એક કરવું પડે તો તે પણ કરો."

પુરોહિતના પહેરા નીચે રાત્રિ દિવસ જાપ જપાય છે. રાણીની તબિયત દિવસે દિવસે બગડતી જાય છે. શરીરમાં ફક્ત હાડકાં અને ચામડી રહી છે. હાડપિંજરશા શરીરમાં ફક્ત પદ્માવતીની બે આંખોમાં એક અદ્દભુત તેજ ચમકતું હતું. એ તેજ હતું જાણે જીવનની અધૂરી આશા પૂરી કરવાની એક જલતી અભિલાષાનું.

આખા રાજ્યમાં શોક પ્રવર્તી રહ્યો હતો. રાણીનું પુતળું નગ્ન હોવાથી કોઈને જોવાનો અધિકાર નહોતો. ફક્ત પુરોહિત અને અન્ય જાપ કરનાર સાધુઓ જ તે જોઈ શકતા. જે મંદિરમાં પુતળાને રાખવામાં આવ્યું હતું તે મંદિરની ચારેય બાજુ ઉઘાડી તલવારે ચોકીદારો પહેરો ભરતા. મંદિરમાં જવાની કોઈની હિંમત નહોતી અને એવી હિંમત કરી જવાની જરૂર પણ શી હોય!

છતાં આ છુપાતું છુપાતું રાત્રિના અંધકારમાં કોણ ચાલ્યું જાય છે. જુઓ એ મંદિર તરફ વળ્યું. ધીરે ધીરે સાવચેતીથી એ પગલાં ભરે છે.

પણ મંદિરમાં પેસવું કેવી રીતે?! બારણા પાસે ઉઘાડી તલવારે ચોકીદાર પહેરો ભરે છે. ઝાંખા દીવા બળે છે. છુપાતા માણસે એક દીવાને હોલવી નાખ્યો. બારી નજીક જઈ એણે ચોકીદાર ઉપર હુમલો કર્યો. એક જ બૂમ અને હુમલો કરનાર ખલાસ. પણ હુમલો કરનારે ચોકીદારને બૂમ પાડવાની તક જ ના આપી. બાજુના ચોકીદારે 'આલબેલ'ની બૂમ મારી. ચોકીદારને બદલે હુમલો કરનારે સામો પ્રતિ-ઉત્તર આપ્યો. અને જે ચોકીદાર ઉપર હુમલો કર્યો હતો તે ચોકીદારના મોંમાં ડૂચો મારી તેણે દૂર ખેંચ્યો. દૂર અંધારામાં લઈ જઈ એને મોંમાં મુક્કી મારી બેભાન કરી ચોકીદારનાં કપડાં પહેર્યાં.

ચાવીથી બારણું ખોલી તે છુપાતો છુપાતો મંદિરમાં પેઠો. મંદિરમાં બધા સાધુઓ ઊંઘી ગયા છે. ફક્ત જાગે છે પુરોહિત. ચિંતાઓ અને ઉજાગરાથી એમના મોં ઉપર નિસ્તેજતા વ્યાપી છે. એમના મંત્રો આજે કામમાં આવ્યા નથી. આખા જીવનની સાધના આજે નિષ્ફળ ગઈ છે. નિરાશા, વ્યગ્રતા, અને અંધકાર સિવાય એમને કાંઈ દેખાતું નથી.

એક ખૂણામાં વૃદ્ધ પુરોહિત બેઠા બેઠા જવા બેઠેલી આબરૂ વિષે વિચાર કરી રહ્યા છે. બારણું ખૂલતાં એ સહેજ ચમક્યા. છુપાઈને પુતળા તરફ જતી વ્યક્તિ તરફ આંખ ઝીણી કરી એ જોઈ રહ્યા. પેલી વ્યક્તિ પુતળા તરફ ગઈ. રાણીના પુતળા ઉપર તેણે મમતાથી હાથ ફેરવી આલિંગન ભર્યું. રાણીના પુતળાને જીવને જોખમે આ પ્રમાણે છુપાઈને આવી રીતે આલિંગન ભરનાર કોણ હશે?! પુરોહિત વિચારમાં પડી ગયા. આટલી હિંમત, આટલું જોખમ! આવનારને પ્રાણ પ્યારો નહિ હોય? પણ આ તો ચોકીદાર જેવો લાગે છે? ના, ના, ચોકીદાર ના હોય.

પણ આ શું કરે છે? જુઓ એણે અંદરના ખિસ્સામાંથી કાંઈક કાઢ્યું. પુતળાની ડાબા પગની જાંઘની પાછળની બાજુ તેણે કોઈ વસ્તુ જોરથી ઘસવા માંડી. દીવાના આછા પ્રકાશમાં પુરોહિત જોઈ શક્યા કે પુતળાને થોડો રંગ લાગ્યો છે.

પુરોહિત છલંગ મારી ઊઠ્યા. પુતળાને આલિંગનારને એમણે પકડવા પ્રયત્ન કર્યો પણ એક જ પળમાં પુરોહિતના મોં ઉપર એનો મજબૂત પંજો ચોંટી ગયો. પુરોહિત કાંઈ બોલી શક્યા નહિ.

'પુરોહિતજી! તમારા મંત્રો કામમાં નથી આવતા, કારણ જાણો છો? પુતળાની જાંગ ઉપર કાળું લાખું બનાવવાનું રહી ગયું છે. તે મેં આજે પૂરું કર્યું. રાણીના ડાબા પગની જાંગની પાછળની બાજુ આવું જ લાખું છે. એ લાખા વિષે ફક્ત હું જ જાણું છું. જીવના જોખમે હું આજે અહીં આવી એ લાખું કરી જાઉં છું. હવે તમારા મંત્રો કામમાં આવશે. માટે કોઈ જાતની 'હોહા' કર્યા સિવાય તમે તમારું કામ કરો." પેલી વ્યક્તિએ પુરોહિતને હાથમાંથી છૂટા કરતાં કહ્યું.

પુરોહિતે આવનાર વ્યક્તિને જોઈ લીધી. પેલો માણસ છુપાતો છુપાતો પાછો ચાલ્યો ગયો. એણે ચોકીદારનાં કપડાં ઉતારી પાછા બેભાન ચોકીદારને પહેરાવી દીધાં.

*

ફરીથી જાપ શરૂ થયા. પુતળાને રાતોરાત જ પુરોહિતે એવી રીતે ગોઠવ્યું કે પેલું લાખું કોઈ જોઈ શકે નહિ. રાણીની તબિયત દિવસે દિવસે વધુ ને વધુ સુધરવા લાગી. એક માસમાં તો રાણીની તબિયત બરાબર થઈ ગઈ. પુરોહિતના મંત્રોની બોલબાલા આખા રાજ્યમાં પ્રસરી કીર્તિ અને માનનો પાર ના રહ્યો. રાજા પોતે પુરોહિતના મંત્રો તપશ્ચર્યા અને સાધના ઉપર આશ્ચર્ય પામી અનહદ ખુશ થયો. રાણી પહેલાં જેવી સૌન્દર્ય અને ચેતનભરી બની ગઈ.

આજે શરદ પૂર્ણિમા છે. શરદ ઋતુનો ચન્દ્ર સોળેય કળાએ કેન્ડીના સરોવરમાં પોતાના પ્રતિબિંબથી પ્રકાશી રહ્યો છે. સરોવર ઉપર લોકોની ઠઠ માતી નથી. કારણ આજે. રાણીના પુતળાને સરોવરમાં રાજાના હાથે પધરાવવાનું છે. રાજાની બાજુમાં સેનાપતિ મહેન્દ્ર ઊભા છે. લક્ષ્મણદેવના સેનાપતિના પુત્ર મહેન્દ્રદેવ પણ પદ્માવતી સાથે જ સિંહલદ્વીપ આવ્યા હતા એ તો યાદ છે ને!

'હા હા એ તો યાદ છે. પેલો જુવાન પચાસ સૈનિકો સાથે આવ્યો હતો.'

એ મહેન્દ્રદેવને રાજાએ એની લશ્કર ગોઠવવાની કુનેહ, બહાદુરી અને પ્રવીણતા જોઈ સેનાપતિ બનાવ્યો હતો. સેનાપતિ રાણીના પુતળાને પ્રેમળ દૃષ્ટિએ જોઈ રહ્યા છે. રાજાએ રાણીના પુતળાને પુરોહિત અને અન્ય સાધુઓની મદદથી ઉપાડ્યું. અને જેવું સરોવરમાં પધરાવવા જાય છે એવું જ રાજાએ પુરોહિતને આજ્ઞા કરી કે ગુરુદેવ મારી ઇચ્છા છે કે પુતળાને કાલે પધરાવવું.

'પણ રાજેન્દ્ર આજે પૂર્ણિમા છે આથી આજે જ મુહૂર્ત છે. આજે જ પધરાવવું શ્રેયસ્કર છે.' પુરોહિતે હાથ જોડી વિનંતિ કરતાં કહ્યું.

"ના પુરોહિતજી! મારી ઇચ્છા પ્રમાણે જ થવા દો. લોકોને વિખરાઈ જવાની આજ્ઞા કરો. સેનાપતિજી, લોકોને અત્યારે જ પાછા ઘરે જવા કહો."

"જેવી આજ્ઞા" સહેજ ખેદયુકત મોંએ સેનાપતિએ ઉત્તર આપ્યો.

લોકો વિખરાઈ ગયા પણ એમના કુતૂહલનો પાર ના રહ્યો. શા કારણથી મહારાજાએ આખી વિધિ બંધ રાખી તે વિષે વિવિધ વિચારો લોકો કરવા લાગ્યા. કોઈ કહેવા લાગ્યું કે રાણીજીની તબિયત હજી બરાબર થઈ નથી-તો કોઈ કહેવા લાગ્યું કે રાજા આ પુતળાના ઘડનારને મહાન ઈનામ આપવા માગે છે આથી કરીને ઈનામ આપ્યા પછી જ પુતળાને સરોવરમાં પધરાવશે. કોઈ એમ કહેવા લાગ્યું કે પુતળું એટલું સુંદર અને આબેહૂબ છે કે રાજા આવા સરસ પુતળાને પાણીમાં ફેંકી દેવા માગતા જ નથી. આમ ચારેય બાજુથી વિવિધ વાતો થવા લાગી.

"સેનાપતિજી! નોકરોને કહો કે આ પુતળાને હમણાં જ મારી સાથે રાજમહેલમાં મોકલી આપો" વિચારમગ્ન રાજાએ મહેન્દ્રદેવને આજ્ઞા કરી.

"જેવી આજ્ઞા"

પુતળાને રાજમહેલમાં લાવવામાં આવ્યું. રાજાના શયનખંડમાં પુતળાને રાખવામાં આવ્યું.

*

"રાજેન્દ્ર! આજે આમ કેમ આટલા વિચારમગ્ન છો?" પદ્માવતીએ પથારીમાં સૂતાં સૂતાં જ કહ્યું.

"કાંઈ નહિ રાણી! ખાલી હું આપણા રાજ્યનો કાયદા કાનૂન અને ન્યાય વિષે વિચાર કરતો હતો."

"આજે એક દિવસ, જ્યારે હું આવી જીવલેણ બીમારીમાંથી ઊઠી છું ત્યારે તો 'રાજ્યની ચિંતા છોડો. આપને મન રાજ્ય સિવાય બીજો કોઈ વિચાર જ નથી." પદ્માવતીએ હસતાં હસતાં કહ્યું.

"લે તું કહે તેમ. આ વિચાર છોડી તારી પાસે આવ્યો." આમ કહી રાજસિંહ પદ્માવતીના પલંગ




નજીક ગયો. એણે ધીરેથી પદ્માવતીના ગાલ ઉપર ચુમી ભરી. પણ એ ચુમ્બન પ્રેમીનું નહોતું. એ ચુમ્બનમાં પ્યાર કે મમતા નહોતી. એ ચુમ્બનની પાછળ વહેમી પતિનું આગથી બળતું હૃદય હતું. વહેમને સાબિત કરવાની છેતરપીંડી હતી.

રાજસિંહે પદ્માવતીને યુવાન પ્રેમીની અદાથી આલિંગન ભર્યું. અર્ધનિદ્રિત પદ્માવતી ચેતનવંતી બની ગઈ. રાજાએ એને પથારીમાંથી ઉંચકી લીધી. પદ્માવતીનું મન પ્રફુલ્લ હતું. રાજસિંહે આ પ્રમાણે પહેલી જ વખત એની પ્રત્યે પ્યાર કર્યો. હમેશાં રાજ્યના વિચારમાં રહેતા રાજા પ્રત્યે પદ્માવતીના મનમાં છૂપો તિરસ્કાર હતો. છતાં એ તિરસ્કારને તેણે મનમાં જ શમાવી રાખ્યો હતો. આજે જીવલેણ બીમારી પછી આ પ્રમાણે પ્યાર કરતા રાજા પ્રત્યે એને માન ઉત્પન્ન થયું. એને પહેલી જ વખત રાજા પ્રત્યે ઊર્મિ જાગી. પદ્માવતીએ રાજસિંહના ગાલ ઉપર સ્નેહથી ચુંબન ભર્યું.

રાજાએ પદ્માવતીને એક હાથમાં ઉંચકી બીજા હાથથી શયનખંડમાં બળતા દીવાને વધુ તેજસ્વી કર્યો. શયનખંડ પ્રકાશથી ઝળહળવા લાગ્યો. દીવાના પ્રકાશમાં પદ્માવતીનાં પ્રફુલ્લ અંગ અને રાજાના મો ઉપરનો આનંદ આખા ખંડને મોહમય બનાવતો હતો. પણ રાજાના મોં ઉપરનો આનંદ સહજ અને સાચો હતો ?! એ સાચે જ પ્રણયનો આનંદ હતો કે કૃત્રિમ ?! એક ભોળી સ્ત્રીને પટાવવા આણેલો મોં ઉપરનો ભાવ હતો ? ધારીને જોનારને આની ખબર પડી જાય.

"પ્યારા ! તમે આ પુતળાને પુરોહિતે નક્કી કર્યું હતું તે મુજબ કેમ સરોવરમાં પધરાવવા ના દીધું ?"

"પ્રિયંવદે ! મેં જ્યારે પુતળાનું સૌન્દર્ય અને રૂપ-રેખા જોઈ ત્યારે મને એમ થયું કે આ પુતળું તને દેખાડ્યા પછી જ પધરાવવું." રાજાએ ઉત્તર દીધો.

"પુરોહિતે સમ્મતિ આપી ?"

"હા એમણે જ કહ્યું કે પછી પધરાવજો."

"જો તું સ્મિત કર જોઈએ. અહા આ ગાલ પરનાં ખંજન. આ પુતળાના ગાલમાં પણ શિલ્પીએ જાણે તારાં ખંજનને જ ગોઠવ્યાં હોય એમ લાગે છે. અને આ પુતળા ઉપરતું સ્તનમંડળ ! શિલ્પીએ જો કે કલ્પ્યું છે છતાં જો તારામાં અને એમાં કાંઈજ ફેર છે ?!" એમ કહી રાજાએ પદ્માવતીએ પહેરેલાં વસ્ત્રોને ધીરેથી કાઢી નાખ્યાં.

પદ્માવતીએ શરમાતાં સહેજ વાંધો લીધો પણ એ તો સ્ત્રીસહજ શરમ !

"જો આ જંઘાયે તારી જંઘાઓ જેવી જ સુંદર ! કેળ જેવી છે ને !" રાજાએ પદ્માવતીની ડાબી જાંઘ ઉપર હાથ ફેરવતાં કહ્યું.

"રાણી, આ જાંઘ ઉપર શું થયું ?! પહેલાં કાંઈ લાગ્યું લાગે છે ?" રાજાએ સહજભાવે કહ્યું.

"અરે આપણુને પરણ્યાં કેટલો વખત થયો પણ તમને આજે જ ખબર પડી ?! આ કાંઈ લાગ્યું નથી આ તો લાખું છે લાખું ! મને જન્મથી જ હતું. મારાં બા કહેતાં કે આ સદ્‌ભાગ્યની નિશાની છે."

"આશ્ચર્યની વાત છે કે મને આ લાખાની ખબર જ ના પડી."

"તમને શાની પડે ? રાતદિવસ રાજ્યના જ વિચાર ! આમ ન્યાય હોય તો સારો અને આ કાયદો સારો. આ પ્રમાણે લશ્કર હોય તો સારું અને આ પ્રમાણે લોકોની સ્થિતિ હોય તો સારું. આ બધા વિચારો-માંથી નવરાશ જ ક્યાં મળે છે ?"

"પણ રાણી ! તમે તો તમારા પિતાનું રાજ્ય સંભાળવા માગતાં હતાં ને ! જો આ પ્રમાણે વિચારો ના કરો તો રાજ્ય સારી રીતે ચાલે શી રીતે ?"

"હા પણ ઘડીભર રાજ્યનો વિચાર ભૂલાય જ નહિ ?!





તમે તો રાત્રિદિન રાજ્ય રાજ્ય રાજ્ય. મારી જાંગ ઉપર આટલું મોટું કાળું લાખું છે તે પણ આપને આજે જ ખબર પડી. તમે મારા પ્રત્યે કેટલા બેદરકાર છો !" પદ્માવતીએ છણકો કરતાં કહ્યું.

"ના પણ હવે કદી બેદરકાર નહિ રહું." રાજાએ વ્યંગમાં કહ્યું

"અરે પણ રાણી ! તું નકામી ગુસ્સે થાય છે. જો તારી જાંગ ઉપર લાખું છે એવી ખબર કોઈને ન હોત તો આ પુતળા ઉપર લાખું થાત ક્યાંથી ?" રાજાએ રાણીને નીચે મૂકતાં પુતળાને ફેરવી ડાબા પગની જાંગની પાછળની બાજુએ લાખું બતાવતાં કહ્યું. રાજાનો પ્રેમ, માયા સ્નેહ અદશ્ય થઈ ગયાં.

"હું તો માનું છું કે આપે જ કહ્યું હશે, નહિતર આ લાખાની કોઈને ખબર જ કેવી રીતે પડે !" રાણીના મોં ઉપરથી લોહી ઊડી ગયું. એનો ચહેરો સફેદ પુણી જેવો થઈ ગયો. જાણે કોઈ ભયાનક આફત આવી પડી હોય.

"ના પદ્મા ! આ લાખું તો મેં પહેલ વહેલું જ જોયું. આ પુતળાને પધરાવતો હતો ત્યારે અચાનક મારી નજર આ લાખા ઉપર ગઈ. હું આશ્ચર્ય પામ્યો કે શું પદ્માવતીની જાંગ ઉપર આવું લાખું છે ! આથી પુતળાને પાણીમાં પધરાવવાને બદલે મેં અહીં આણ્યું."

"ખબર નહિ તો પછી શિલ્પીએ આ જાણ્યું શી રીતે !" પદ્માવતીનું હૃદય ભયથી ધબકતું હતું.

"તું ફિકર ના કરતી. હું હમણાં જ તપાસ કરાવું છું." એમ કહી રાજાએ પદ્માવતીની સામું જોયા સિવાય જ પાયજામો અને અચકન પહેરી લીધાં.

રાણીએ કપડાં ઠીક કરતાં સ્વગત કહેવા માંડ્યું: "અરેરે ! મારે માટે શા માટે એણે આ પ્રમાણે જીવનું જોખમ ખેડ્યું. આ લાખું કરવાથી જ હું કદાચ જીવતી હોઈશ તો ? એ કેવી રીતે આ પ્રમાણે લાખું કરી આવ્યો. આટલો પ્રેમ ! અને આ રાજા મારો પતિ થયો છે. એને પ્રેમની ખબર છે ! મારી જાંગ ઉપર લાખું છે તે પણ એ આજે જ જાણે છે. મારા પિતાએ બળજોરીથી મને અહીં નો પરણાવી હોત તો હું એને જ પરણત. હું અને એ બન્ને મળી મારા પિતાનું રાજ્ય સંભાળત. કેટલો હોશિયાર, સુન્દર અને ચાલાક છે. મેં તો એને જ મારો દેવ માન્યો છે. અને જીવીશ ત્યાં સુધી માનીશ." આ પ્રમાણે પદ્માવતી વિચાર કરવા લાગી

*

"રાણી તમે જરા શયનખંડમાંથી તમારા ઓરડામાં જાઓ. પુરોહિતજી અને શિલ્પી બન્નેને અહીં બોલાવવા છે." પદ્માવતી શયનખંડમાંથી ચાલી ગઈ.

"પુરોહિતજી ! શિલ્પીજી ! તમે બન્ને આ પુતળાના ઘડતર વિષે જાણો છો. બોલો રાણીના પુતળા ઉપર લાખું કોણે કર્યું અને કર્યું તો જાણ્યું શી રીતે કે રાણીની જાંગ ઉપર આ જ પ્રમાણે લાખું છે !" રાજાએ ધીરેથી પણ સત્તાવાહી અવાજે બન્નેને પૂછ્યું.

"મહારાજ ! જ્યારે મેં પુતળું ઘડીને આપ્યું ત્યારે આવું લાખું ચીતર્યું જ નહોતું. મને એ વિષે કાંઈ જ માલમ નથી." હાથ જોડી થરથરતાં શિલ્પી બોલ્યો.

"તો પછી પુરોહિતજી, સાચું કહો કે આ લાખું કોણે કર્યું ? રાત દિવસ તમારા પહેરા નીચે જ આ પુતળાને રાખવામાં આવતું. ચારે ય બાજુ ચોકીદારો રાખવામાં આવતા. આથી કોઈ અજાણ્યો માણસ મન્દિરમાં પેસે એમ હતું નહિ તો આટલી હિંમત કોની ચાલી ! આ પ્રમાણે રાણીની જાંગ ઉપર લાખું છે એવી કોને ખબર છે ! કહો જલદી કહો." રાજાએ આવેશથી કહ્યું.

"રાજાજી, મને ખબર નથી. મેં આ લાખું હમણાં



જ જોયું." વૃદ્ધ પુરોહિત આખા શરીરે ધ્રૂજતો હતો.

"નહિ! તમારા બેમાંથી એક જણ જરૂર જૂઠું બોલે છે. પુરોહિત! તમે જાણો છો કે આ લાખું કોણે કર્યું છતાં જણાવતા નથી. આપ સાચું જણાવો નહિ તો આપના વૃદ્ધ અને માનનીય જીવનને મારે ધૂળમાં હોમી દેવું પડશે. એટલા માટે જો ના જણાવો તો છેવટે આપણા દેશના કાયદા કાનૂન માટે પણ જણાવો."

"રાજેન્દ્ર! પણ મને ખબર જ નથી."

"તો પછી તમે બન્ને બેદરકારી બદલ જન્મ-ટીપની સજાને પામશો. તમારા બન્ને પાસેથી આ ખુલાસો મળવો જ જોઈએ." એમ કહી રાજસિંહે બન્નેને નજરકેદ બનાવ્યા.

આખા શહેરમાં વાયુવેગે વાત ઊડી છતાં સત્ય ઘટનાની કોઈને ખબર નહોતી. રાજપુરોહિત અને પ્રખ્યાત શિલ્પી બન્નેને નજરકેદ કરવાનું કારણ કોઈ ના સમજી શકયા. વિચિત્ર વાતો થવા લાગી. સાચી વાતની હજી સુધી કોઈને ખબર નહોતી.

*

"મહેન્દ્રદેવ! તમે ના ન કહેશો. જુઓ હું તો વૃદ્ધ છું અને થોડા વખતમાં આ દુનિયા છોડી ચાલ્યો જઈશ. તમે જો રાજાને જણાવશો તો તમને અને રાણીને બન્નેને ભૂંડા હાલે રાજા મારશે." પુરોહિત મહેન્દ્રદેવને કરગરતા હતા.

'ભલે ગમે તે થાય પણ મારે લીધે આપને જન્મ-ટીપ મળે એ હું જરા પણ ઇચ્છતો નથી. ગમે તેવું મૃત્યુ પણ સ્વીકારવા હું તૈયાર છું. પદ્માવતીને પણ હું મળ્યો છું. કાંઈ ભાગી છૂટવાનો આરો નથી નહિતર ભાગી છૂટત. બધે જ સૈનિકોનો પે'રો ગોઠવી દીધો છે. હું માનું છું ત્યાં સુધી મારી પાછળ પણ જાપતો રાખવામાં આવ્યો છે. રાણીને પણ નજરકેદ કર્યાં છે." મહેન્દ્રદેવ પુરોહિતને વિગત કહેતો હતો.

"કોણ! સેનાપતિ અને પુરોહિત!"

"કોણ મહારાજ! આપ આ વખતે અહીંયાં?"

"તમે અહીં આવો તો મારે પણ આવવું પડે ને?"

"ઠીક થયું મહારાજ," મહેન્દ્રદેવ શાન્તિથી બોલતો હતો.

"મહારાજ! મારે તમારી સાથે વાત કરવી જ હતી."

"શી વાત છે?"

"વાત એમ છે કે હું જ્યારે ૧૬ વરસનો હતો ત્યારે તામીલ દેશના રાજ્યમાં એક રમત ગમતનો મેળાવડો ભરવામાં આવ્યો. હું તો ફકત કિશોર હતો. ત્યારે અનેક રમતોમાં ઘોડ-દોડની શરત પણ હતી. રાજકુટુમ્બની સ્ત્રીઓનો પણ એમાં કાર્યક્રમ હતો. રાજકુમારી પદ્માવતીને પહેલ વહેલી મેં ત્યાં જોઈ. સુંદર તેજસ્વી શરીર, યૌવનના પગથિયે પગ મૂકતી જીવન કલીને પાગલની માફક હું જોઈ રહ્યો. મારા પિતા સેનાપતિ હતા આથી રાજમહેલમાં જવા આવવાની અમને છૂટ હતી. પણ હું શરમાળ પ્રકૃતિનો હોઈ ભાગ્યે જ રાજમહેલમાં જતો. રાજકુમારી એક સુંદર સફેદ ઘોડા ઉપર સવાર થઈ છે."

"ઘોડાઓની દોડ શરૂ થઈ. બધા ઘોડાઓ દોડવા લાગ્યા પણ જ્યાં હું ઊભો હતો ત્યાં આવીને જ રાજકુમારીના ઘોડાએ તોફાન કરવા માંડયું. લોકોમાં હો હા થઈ ગઈ.

"રાજકુમારી પડી ગઈ. દોડો દોડો ઘોડો તોફાને ચઢયો છે." આમ બૂમો સાંભળી હું લોકોના ટોળા-માંથી દોડતો મેદાનમાં આવી પહોંચ્યો. તોફાન કરતા ઘોડાને મેં પકડયો. ઘોડાની એક લાત મારા પગમાં વાગી. જુઓ આ રહ્યું ચાઠું. પણ ઊભો થઈ ફરી હું લગામ પકડી ઘોડાને કાબૂમાં લાવવા પ્રયત્ન કરવા લાગ્યો. ઘોડો માનતો નહોતો. રાજકુમારીને મેં નીચે





ખેંચી લીધી, જરા પણ ઈજા થયા સિવાય. હું છલંગ મારી ઘોડા ઉપર બેસી ગયો. ઘોડાને પાંચ મિનિટમાં કાબૂમાં આણ્યો. મારી બહાદુરીની બોલબાલા આખા રાજ્યમાં થઈ. એ બધાથી મહાન એવો પદ્માવતીનો પ્રેમ મને મળ્યો. તે ક્ષણથી અમે બંને એક બીજાને ચાહવા લાગ્યાં. અમે બને એક બીજાએ સાથે પરણવાના કોલ લીધા દીધા. મેં પદ્માવતીને બહુ જ સમજાવેલી પણ એનો વિચાર મક્કમ જ રહ્યો. છેવટે લક્ષ્મણદેવને કોઈ ઉપાય સિવાય આપની સાથે પદ્માવતીનાં લગ્ન કરવાં પડ્યાં.

"અમારો પ્રેમ એટલો ઉત્કટ હતો કે અમે એક બીજાથી જુદાં રહી જ ના શકીએ. આથી પદ્માવતી સાથે, મારાં સર્વ સ્નેહીઓની મરજી ના હોવા છતાં હું અહીં આવ્યો છું.

"જ્યારે મને એમ લાગ્યું કે પદ્માવતીનું શરીર કોઈ ઉપાયથી સારું બને તેમ નથી ત્યારે મેં જીવના જોખમે પણ પદ્માવતીની જાંગ ઉપર લાખું કરવાનો નિશ્ચય કર્યો. મેં સૈનિકનો પોશાક પહેરી મંદિર ખોલી લાખું કર્યું'" મહેન્દ્રદેવ આટલું કહી અટક્યો.

"રાજન્! તમે પતિ છો પણ પ્રેમી નથી, નહિતર આ લાખાની તમને ખબર પડી ગઈ હોત. તમે જ્યારે પુતળાને સરોવરમાં પધરાવવા માંડ્યું ત્યારે જ તમને ખબર પડી કે પદ્માવતીની જાંગ ઉપર લાખું છે. જ્યારે હું તો એનો પ્રણયી થયો ત્યારથી જાણું છું. એના માટે જીવતો હતો: એના માટે મરવા પણ તૈયાર છું."

"આજે પણ તું મારી રાણીને ચાહે છે!"

"નહિતર આવું જીવતું જોખમ કદાચ ના ખેડત. પણ રાજા, પ્યાર એ તો થઈ જાય છે એમાં બુદ્ધિ કે સારાસાર ક્યાં કામમાં આવે છે! હૃદય તો ચાહવા લાગે છે. એ પસંદગી ક્યાં કરે છે કે આ રાજકુમારી છે અને હું ભિખારી છું.! એ પરિણામની ક્યાં પરવા કરે છે!"

"તને હજી પણ રાણી ચાહે છે!"

"હું માનું છું કે ચાહે છે. પણ આપ પૂછી ખાત્રી કરી જોજો. તમને ખબર નથી કે પ્રેયસીને, પ્રેમીનો પ્યાર રાજ્યના વૈભવો, દમામ, સત્તા અને બળકાથી વધારે કિંમતી છે. તમને ખબર પડશે કે સ્ત્રીનો પ્યાર કેટલો નિસ્પૃહી અને નિસ્વાર્થી હોય છે. રાજન્! પુરોહિત અને શિલ્પી બન્નેને છૂટા કરી મને જે શિક્ષા કરવી હોય તે કરો."

"તમને ખબર છે કે તમારા ગુના માટે શી સજા અહીંનો કાયદો કરે છે!"

"રાજન્! એવી પરવા પ્રેમીને ક્યાં હોય છે? એ તો જીવનની પ્રસાદી છે. પ્રેમના શહીદને અમર કરનાર કોઈ સાહિત્ય-રસિક કદીક યાદ કરશે તો પણ આ જીવનની કુરબાની સફળ છે!" મહેન્દ્રદેવે હસતાં હસતાં કહ્યું.

"તો કાલે જ તમને ખબર પડશે કે પ્રેમ કરવો કેટલો મુશ્કેલ છે." એમ કહી રાજા ગુસ્સે થઈ ચાલ્યો ગયો.-

*

કેન્ડી શહેરના વિશાળ ચોગાનમાં અસંખ્ય લોકોની મેદની ઉભરાયેલી છે. એટલી ગીરદી થઈ છે કે એક તસુ જેટલી પણ જગ્યા શોધવી મુશ્કેલ છે. ધક્કા ધક્કી અને ચીસોનો પાર નથી. સિંહલદ્વીપનો કાયદો છે કે જે કોઈ પણ માણસ બીજાની પત્ની સાથે પ્યાર કરે તેને તિરંગાજી કરી ઠાર કરવો. જો પેલી સ્ત્રી પણ પતિને છોડી પ્રેમી સાથે પ્યાર કરતી હોય તો એને પણ એના પ્રેમીની સમક્ષ અર્ધી દાબી ભૂખે મારી નાખવી.

આ કાયદા અનુસાર આજે મહેન્દ્રદેવ અને પદ્માવતીને કેન્ડી શહેરના વિશાળ ચોગાનમાં કેડ સુધી દાટવામાં આવનાર છે. આથી લોકો જોવા ઊમટ્યા છે. કેટલાક માણસો રાણીના અપ્રતીમ સૌન્દર્યને જોવા આવ્યા



છે. કેટલાક આવા પ્રેમીને જોવા આવ્યા છે. તો કેટલાક આવ્યા છે ગુનેગારોની કરુણ પરિસ્થિતિ જોવા.

મેદાન વચ્ચે બે ખાડા ખોદવામાં આવ્યા છે. ચારેય બાજુ પહેરગીરો પહેરો ભરી રહ્યા છે. એટલામાં જેમના હાથમાં બેડી છે એવાં મહેન્દ્રદેવ અને પદ્માવતી રાજસૈનિકોથી વીંટળાયેલાં રથમાંથી નીચે ઊતર્યાં. પદ્માવતીનું મોં ખેદયુક્ત લાગે છે. મહેન્દ્રદેવનાં મોં ઉપર આનંદ અને સ્મિત રમે છે.

"કેટલો સુન્દર યુવાન છે! હાય હાય! રાજા આવા માણસને કમોતે મારશે!" એક યુવાન સ્ત્રીએ નિસાસો નાખતાં કહ્યું.

"ના એની પૂજા કરશે! બહુ સારું કર્યું છે ને! એવા માણસોને તો રોજ વીંછી કરડાવી મારવા જોઈએ!" એક પ્રૌઢાએ મત દર્શાવ્યો.

'અરર! આ રાણીના મોં સામું તો જુઓ! કેટલી કરુણા વ્યાપી છે. આ તે કાંઈ ન્યાય કહેવાય!"

આ પ્રમાણે લોકો વાતો કરતા હતા. પણ ન્યાયાધીશ તો કાયદો જુએ છે: કરુણા નથી જોતો, દયા નથી જોતો. કાયદેસર મહેન્દ્રદેવ–પદ્માવતીને સજા કરવામાં આવી હતી.

મહેન્દ્રદેવની છાતી ઉપરનું વસ્ત્ર કાઢી નાખવામાં આવ્યું—એણે પોતે જ કાઢી નાખ્યું. ખોદાયલા ખાડામાં એ પોતે જ ઊતરી ગયો. કેડ સુધી આવે એવી રીતે ખાડો ખોદેલો હતો. આ રીતે સિંહલદ્વીપમાં ઘણાય મર્યા હતા પણ આ મૃત્યુ જુદું હતું. મહેન્દ્રદેવનું રૂપ, એની યુવાની, એની મૃત્યુને ભેટવાની રીત, એનું સ્મિતથી ઝળહળતું મુખારવિન્દ આ બધાંએ લોકોના હૃદયમાં ઊંડી છાપ પાડી દીધી. લોકોના દિલમાંથી એક છુપો ચિત્કાર નીકળવા લાગ્યો કે આ ન્યાય ના હોય.

એ જ રીતે પદ્માવતીને ખાડામાં ઉતારવામાં આવી. બન્ને ખાડા માટીથી પૂરી દેવામાં આવ્યા.

ન્યાયમંત્રીએ કાયદાનું ફરમાન વાંચી સંભળાવ્યું: "મહેન્દ્રદેવ નામના યુવાને રાજસિંહની પત્ની પદ્માવતી સાથે પ્રેમ કર્યો છે અને પદ્માવતીએ પોતાના પતિનો અનાદર કરી મહેન્દ્રદેવ સાથે પ્યાર કર્યો છે આથી બન્નેને આ રાજ્યના ન્યાય મુજબ દેહાંતદંડની શિક્ષા કરવામાં આવે છે. મહેન્દ્રદેવને હમેશાં એક એક તીર મારી રાજવૈદ્ય પાટો બાંધશે. જ્યાં સુધી મૃત્યુ ના થાય ત્યાં સુધી આ પ્રમાણે તીર મારવામાં આવશે. પદ્માવતીને ફક્ત પાણી પાવામાં આવશે. જ્યાં સુધી ભૂખે ના મરી જાય ત્યાં સુધી આ ખાડામાં જ રાખવામાં આવશે." રાજ્યનું આ ફરમાન છે. કોઈ પણ માણસ આ ફરમાનનું ઉલ્લંઘન કરવા પ્રયત્ન કરશે તો એને આથી પણ ભારે સજા કરવામાં આવશે. રાજાધિરાજ રાજસિંહની જય." આટલું કહ્યું ત્યારે, લોકો કાયદો જાણતા હતા છતાં એમના આત્મામાંથી દુઃખનો ઉદ્ગાર નીકળી ગયો.

"દેવી, પ્રિયતમે! કેમ તારું મોં આટલું ઉદાસ છે?" મહેન્દ્રદેવે પદ્માવતીને પૂછ્યું.

"પ્રિયતમ! મને એટલો જ વિચાર આવે છે કે મારી પ્રીતને લીધે તમારી કેવી કફોડી દશા થઈ!"

"જા જા હવે! એવા વિચાર શા માટે કરે છે? આવા હજારો કાયદા પ્રેમીઓના પ્રેમને ઓછો જ અટકાવી શકશે! મૂર્ખા રાજાને ખબર નથી કે પ્રણાલિકા અને કાયદા કરતાં પ્રેમ મહાન છે. આપણું બલિદાન તો આ દેશની પ્રજાને સાચું ભાન કરાવશે. આપણો ભોગ એ તો હજારો યુવાન પ્રેમીઓને આશીર્વાદરૂપ થઈ પડશે. પ્રેમીઓને દેહાંતની સજા એ તો જંગલી રીત છે. અને જો તુંય આ રીતે રૂદન કરે તો આ આમજનતાને રાહ કોણ બતાવશે! જો આજે તો આપણો સોહાગદિન છે. મિલનનો દિન છે." આમ કહી મહેન્દ્રદેવ હસતો હતો.

મહેન્દ્રદેવની ભાષા, એની છટા એવાં હતાં કે લોકો એના ઉપર ખુશ થઈ ગયા. રાજસિંહ એટલામાં





ત્યાં આવ્યો. એના મો ઉપર આ બનાવથી ખેદ હતો પણ કાયદો એટલે કાયદોઃ એનું પાલન કરવું એ જ એની ફરજ છે એમ એ માનતો. અને એ માન્યતા અનુસાર એણે મહેન્દ્રદેવ ઉપર એક તીર છોડવાનો હુકમ કર્યો

હુકમ થતાં લોકોના મોં ઉપર એક ભયની રેખા આવી ગઈ. પણ મહેન્દ્રદેવ તો આનંદથી હસતો હતો. મહેન્દ્રદેવની વીરતા જોઈ પદ્માવતીનું હૃદય પુલકિત બન્યું

સો વાર દૂરથી તીર છૂટ્યું: મહેન્દ્રદેવની છાતીમાં મારવાને બદલે સૈનિકે મહેન્દ્રદેવની શૂરવીરતા અને વીરતા ઉપર આફ્રીન થઈ જમણી કૂખમાં તીર માર્યું. તીર છૂટતાં પદ્માવતી બેભાન થઈ ગઈ. પણ મહેન્દ્રદેવ તો જાણે કાંઈ થયું જ ના હોય તેમ હસતો હસતો ઊભો હતો. એણે પદ્માવતીને બોલાવી.

"પદ્મા! મહેન્દ્રની પ્રિયાને આ ના શોભે. જો વીરની પ્રેયસી પણ એટલી જ બહાદુર હોવી ઘટે."

પદ્માવતીની મૂર્છા થોડી ક્ષણમાં ચાલી ગઈ. હસતા મહેન્દ્રદેવને જોઈ મહેન્દ્રદેવ માટે એને હતું એના કરતાં સહસ્રગણું માન વધી ગયું.

રાજવૈદે આવી તીર ખેંચી કાઢ્યું. લોહીનો ફુવારો ઊડ્યો પાટો બંધાયો. મહેન્દ્રદેવ તો સ્થિતપ્રજ્ઞની જેમ નિર્મળ હાસ્ય કરતો ટટ્ટાર ઊભો હતો.

"પુરવાસીઓ! સિંહલદ્વીપના વતનીઓ! જુઓ! પ્રેમીને હજારો કાયદા શરીરની ચામડી ઉતારતાં રોકી શકવાના નથી. પણ આવા અમાનુષી કાયદા દેશનું કલંક છે. આવા કાયદાઓનો ભંગ થવો જોઈએ. આવા ક્રૂર અને ઘાતકી કાયદા માણસ-જીવનની પ્રગતિને રૂંધે છે. અમે બન્ને પ્રેમની વેદી ઉપર આજે હોમાઈએ છીએ પણ ભવિષ્યમાં તમારાં બાળકો આવા ક્રૂર કાયદાઓનો ભોગ ના બને એટલા માટે તમારા રાજા પાસે, તમારા રાજ્ય પાસે આવા દરેક કાયદા નાબૂદ કરાવજો મારી અને પદ્માવતીની પ્રીત શું પાપ હતું? અમે નાની ઉંમરથી સાથે ઊછર્યાં છીએ, ભેગાં રમ્યાં છીએ, સાથે વધીને ફર્યાં છીએ, ત્યાં જન્મી આ અણમોલ પ્રીત. શું એ પાપ છે! કાયદાથી પ્રીતના વહેણને ખાળવું એના જેવી મૂર્ખતા કઈ હોઈ શકે!" આ પ્રમાણે મહેન્દ્રદેવે લોકોને સંબોધ્યા.

લોકોને લાગ્યું કે આ કાયદા ખરેખર કલંક છે.

•

રાતના એક વાગ્યે આખા કેન્ડી શહેરમાં કોઈ જાગતુ હોય એમ લાગતું નથી. જાગે છે ફક્ત ચોકીદારો અને તીર વાગવાની વેદનાને લીધે મહેન્દ્રદેવ અને મહેન્દ્રદેવની વેદનાની ચિંતા કરતી પદ્માવતી લોકોની મેદની હાલ ત્યાં નથી. દૂર દૂર સરોવર ઉપરથી ઠંડી હવા આવે છે. મહેન્દ્રદેવના ઉઘાડા શરીર ઉપર ઠંડી હવા થરથરાટ ઉત્પન્ન કરે છે છતાં એનો આત્મા પ્રફુલ્લ છે. પદ્માવતી દરેક ક્ષણે મહેન્દ્રદેવની વેદનાનો ખ્યાલ કરી દુઃખી થાય છે

મહેન્દ્રદેવ–પદ્માવતીની ચોકી કરતા સૈનિકો પણ ચોકી કરતા થાકીને અર્ધનિદ્રિત અવસ્થામાં બેઠા છે.

એટલામાં જાણે એકાએક ભૂતાવળ ના જાગી હોય એમ છુપાઈને પચાસેક સૈનિકો સશસ્ત્ર બહાર નીકળી આવ્યા. જરા પણ અવાજ ના થાય એવી સાવચેતીથી તેઓએ ચોકી કરતા સૈનિકોને પકડ્યા. એક ક્ષણ પણ ખોયા સિવાય તેમણે મહેન્દ્રદેવ અને પદ્માવતીને ખાડામાંથી બહાર કાઢ્યાં. મહેન્દ્રદેવ અને પદ્માવતી આશ્ચર્ય પામી ગયાં. કોઈ ઓળખાય એમ નહોતું કારણ દરેક સૈનિકે મોઢા ઉપર બુકાની બાંધી હતી.

સૈનિકોના આગેવાને મહેન્દ્રદેવ—પદ્માવતીને નાક ઉપર આંગળી મૂકી ચૂપ રહેવા કહ્યું. એકાએક પચાસથી સાઠ ઘોડાઓ આવી પહોંચ્યા. બધા જ




સૈનિકો સવાર થઈ ગયા. પદ્માવતી અને મહેન્દ્રદેવ પણ સવાર થઈ ગયાં. સૈનિકોના આગેવાને એક વસ્ત્ર મહેન્દ્રદેવને ઓઢવા માટે આપ્યું અને થોડું ફાડી કેડે પાટો બાંધી દીધો.

પૂરપાટ વેગે આ સૈનિકોએ દરિયા કિનારા તરફ ઘોડાઓ મારી મૂક્યા. પ્રાતઃસમય થયો હતો. દરિયાનાં પાણી ઉપર પ્રકાશની ચાદર પથરાતી હતી અને મોજાંથી સફેદ ફૂલ ખીલતાં હતાં. કેદીઓને જાણે આવકારતો ના હોય? માર્ગ ના ચીંધતો હોય! તેમ સાગરગણો ઊંચો નીચો થઈ કટાક્ષ ગર્જનાઓ કરતો હતો. સૈનિકોના આગેવાને પદ્માવતીને ટેકો આપી ઘોડા ઉપરથી ઉતારી, એ જ રીતે ઘાયલ મહેન્દ્રદેવને ઉતાર્યો.

બન્ને કેદીઓને નાસી છૂટવા માટે હોડી તૈયાર હતી. અંદર ખાવા પીવાની પણ સગવડ હતી.

"અમને મૃત્યુના મુખમાંથી બચાવનાર આપ કોણ છો? આપનો ઉપકાર ક્યારેય ભુલાય તેમ નથી." પદ્માવતીએ ઉપકૃત ભાવે સૈનિકોના આગેવાનને કહ્યું. "આપ આટલી હિંમત કરી અમને આ રીતે ભગાડી મૂકો છો તો આટલી હિંમત કરનાર, આટલી મદદ કરનારનાં હું દર્શન કરી શકું?" મહેન્દ્રદેવે સૈનિકોના આગેવાન પાસે આજીજી કરી.

આગેવાને એક અટ્ટહાસ્ય કર્યું. બધા જ સૈનિકો હસી પડ્યા. આગેવાને બુકાની કાઢી નાખી.

"અરે આ તો રાજેન્દ્ર!" પદ્માવતીથી બોલાઈ ગયું. "અને આ બધા છે તામીલ દેશના આપણા સૈનિકો." મહેન્દ્રદેવ આશ્ચર્ય પામી બોલી ઊઠ્યા.

"હા પદ્માવતી, હું સિંહલદ્વીપનો રાજા રાજસિંહ આજે તને અને મહેન્દ્રદેવને છૂટા કરું છું અને આપ બન્નેને આશીર્વાદ આપું છું કે જીવનમાં તમે બન્ને સુખી થાવ. ગઈ કાલે મને ખાત્રી થઈ છે કે કાયદા કરતાં પ્રેમ મહાન છે. આજથી મારા દેશમાં પ્રેમીઓનો વધ કરતો ક્રૂર કાયદો નાબૂદ થયો છે." રાજસિંહ સ્વપ્નદ્રષ્ટાની જેમ બોલતો હતો.

"રાજન્! મારો ગુનો માફ કરજો" મહેન્દ્રદેવ ગદ્ગદ્ અવાજે બોલતો હતો.

"મહેન્દ્રદેવ! તમે ગુનો કર્યો જ નથી. જો કાંઇ પણ ગુનો હોય તો તે મારો છે કે હું પદ્માવતીની પરણવાની 'ના'ને સમજી ના શક્યો. જાઓ સુખી થાવ."

"રાજન્! મારા પ્રણામ." પદ્માવતીની આંખમાં આંસુ હતાં. મહેન્દ્રદેવ અને રાજસિંહની આંખો પણ ભીની થઈ ગઈ.

બાજુમાં આવેલી ઝાડીમાંથી એક વહાણ નીકળી આવ્યું. બધા સૈનિકો એમાં બેસી ગયા. વહાણ અને હોડી બન્ને હંકારાયાં. જ્યાં સુધી વહાણ અને હોડી દેખાયાં ત્યાં સુધી રાજસિંહ અનિમિષ ભીનાં નેત્ર જોઈ રહ્યો.

*

## પા વા ગ ઢ ને—

ઝભકતાં સુખદર્શન દૂરથી,
જગવતાં સ્મૃતિઓ ઇતિહાસની;
વિનયવંત સુપંથ વહાવતો,
પુનિત એ ગઢ વીર પતાઈનો.

વિસ્તારો અતિરમ્ય, રમ્ય સઘળું, ત્યાં પૂછવું શું તહીં,
નિર્મી છે રસનાયકે રસપ્રભા શૈલેશયોગ્યા અહીં,
ભક્તો, ભવ્ય નિરીક્ષકો, સુકવિઓ, સંસારના રાગીઓ,
પામે પૂર્ણ પ્રભાભર્યાં જીવન, ને સંતોષ, વિરાગીઓ.

અમે ચઢયા માત્ર જ એકવાર,
છતાં નમસ્તે તુજને હજાર;
સ્મૃતિપટે સુંદર છાપ છાપી,
મહત્ત્વ તારું ન ભૂલું કદાપિ.

રમેશ પાઠક

# કાશ્મીરની કંદરામાંથી

રતિલાલ ત્રિવેદી

મુંબઈથી દિલ્હી, દિલ્હીથી પઠાણકોટ અને ત્યાંથી શ્રીનગર, લાંબી લાંબી વાટ કાપીને જ્યારે અહીં આવ્યા ત્યારે એક વાત યાદ આવી, એક રજપુત સ્વરૂપવતી સ્ત્રીને પરણવા માગતો હતો. સ્ત્રી પરણવા તૈયાર થઈ પરન્તુ પરણ્યા પહેલાં એક શર્ત પૂરી કરવાની હતી, તરવારનું તોરણ હતું તે દોડીને ઓળંગી જવાનું હતું, જો તોરણની તરવાર ગળું ઉતારી લ્યે તો, મોત મળે, અને જો ઓળંગી જવાય તો—સામે વરમાળ લઈને 'તન્વી શ્યામા' ઊભી હતી, રજપુતે જાણ્યુ—મોત મળશે તો સ્વર્ગ નક્કી છે અને જો સ્ત્રી મળશે તો સંસારમાં સ્વર્ગ છે.

આ યાત્રા પણ એવી જ લાંબી લાંબી, થાકથી ભરેલી અને અમુક અંશે, દુ:ખદ—પરન્તુ કાં તો મૃત્યુથી સ્વર્ગ અને નહિ તો જીવનનો અનેરો લહાવો, છેવટે તોરણ ઓળંગીને પહોંચ્યા.

સ્ત્રી તો સ્વરૂપવતી અને શ્યામા જ નીકળી, પરન્તુ માણસના નસીબમાં ભોગવવાનું ન હોય તો શું બને? પેટ અને નસીબ બન્ને સાથે જ હતાં. બન્નેએ રસાસ્વાદ મહાણવો બંધ કરી દીધો. અને તબીયત બગડી ગઈ.

"કેશ્મીર" કાશ્મીર, રળીઆમણું છે ખૂબ રળીઆમણું છે, શબ્દોમાં મૂકી ન શકાય તેવું.

હાથ લાંબો કરીને આંબી લેવાય એવી ડુંગરમાળાની હારની હાર એકની પાછળ બીજી જાણે કે દીકરાને ખભે હાથ મૂકીને બાપ બુઢાપામાં ટેકો ખોળતો હોય; ચિનાર અને દેવદારનાં વૃક્ષોની કતાર, અને એ બધાની વચ્ચેથી વહેતી, રાવી–ચીનાબ, જેલમ, અને અનેક નાનાં મોટાં ઝરણાં ઊભરાતા—શાન્ત અને સ્વચ્છ, સતત સૂર્યની તરંગાવલી ઝીલતા, મન ભરી દેતા મહાલી રહ્યા છે.

આ લખું છું ત્યારે, અમારી બોટ ડાલ લેઈકની સામે, હિમાચ્છાદિત પહાડની કંદરાઓ ઉપર હમણાં જ સૂરજ મહારાજે કોર કાઢી છે, સૂરજ

પૃથ્વી પરની સ્વર્ગભૂમિ જેવી કાશ્મીરી ભૂમિને જોતાંવેંત મનમાં ઊઠતી ભાવનાઓને રજૂ કરવાનું કોણ ભૂલે? અને તેમાંય લેખકહૃદય તો શાનું જ ભૂલે? કાશ્મીરની કંદરામાંથી લખાયેલા આ પત્રોમાંથી સંપાદન કરીને અહીં જે મૂકયું છે એ વાંચતાં જ આપણું હૃદય ઘડીભર કાશ્મીરનો અનુભવ કરે છે.

કેવડીયાની કુણશે ઊગે છે એવુ લોકગીત છે, પણ નજરે જોવાનું તો આજે જ મળે છે.

આવું આવું તો ઘણું લખી શકાય. લાગણી અને લગની બન્નેથી અત્યારે મારું મન ભરાઈ ગયું છે. સૌરાષ્ટ્રની ભોમમાં આપણને તાઝગી મળે છે, ગુજરાતની ભોમ આપણને મલપતા બનાવે છે, મહારાષ્ટ્ર અને બંગાળની ભૂમિ "અયશી" થવાની પ્રેરણા કરે છે, આ ધરતી તો સદાકાળ, આપણને તન્મય રાખીને, મીજાજ અને કવિતાનું સુંદર ઝરણું વહેતું રાખે છે.

રસો વૈ સ:!—એ ભગવાન કૃષ્ણનું વાક્ય મને આજ સવારથી યાદ આવ્યું છે, એ ડુંગરાની ગાળીની વચ્ચે ઊગતા સૂર્યનાં વારણાં લેવાનું મન થઈ જાય એવી રસાળ ભોમ અને એ ભોમમાં ગુંજતા બુલબુલોનાં દર્શન કરીને હું હમણાં જ ચાલ્યો આવું છું. જગતમાં કેટલીક વસ્તુઓ છે, જોવા મળતી નથી, મળે છે તો સદાયની પુજી બની રહે છે.

અહીં બધું છે, જિન્દગી સુધી યાદ રહે તેવું, ટૂંકામાં એક વાક્ય યાદ આવે છે, પઠાણકોટથી—શ્રીનગર આવતાં, અમારી બસનો ડ્રાઈવર મને આ ભૂમિના વખાણ કરતાં બોલ્યો હતો. "યહ મુલક નહીં હૈ સાબ મુલક બનાનેવાલાકા ઘર હૈ!"

*




શ્રીનગર જોયા પછી બીજે વળી શું હશે, એમ મને થતું હતું ! એમ મુલક બનાનેવાલાકા ઘર. શ્રીનગરમાં આઠ દિવસ ગાળ્યાં, હવે બીજે શું હશે ?

*

તમે પહેલગામ જોયું છે ?

હા—! એમ જવાબ આપે તો સમજવું, તેનું મન જ્યાં હોય ત્યાંથી ઊડી જશે, લાખોની દોલત હોય, નમણી સ્ત્રીનું માધુર્ય હોય કે જયજયવન્તી કે આશાવરીની મીઠી સુરાવટ હોય—ઘડીભરમાં બધુ સંકેલાઈ જશે. અને આ ગિરિકન્દરાની નાનકડી ગાળીની વચ્ચે પથરાયેલું, ૨૦–૨૫ ઘરનું બનેલું નાનકડું ગામ—તેને મનથી જગત ઉપરની મહામૂલી વસ્તુ તરીકે સ્થાન લઈ લેશે.

અહીં પર્વતો છે—જોગંદર તપ તપતા હોય તેવા નહીં, ભગવાન વેદ વ્યાસના આશ્રમમાં હોય તેવાં, સર્વ રસથી ભરપૂર અનેક મહાકાવ્યો સર્જવાની શક્તિ મળે તેવાં, કૃષ્ણ–અર્જુન સુભદ્રા જેવાં પાત્રો સર્જવાની પ્રેરણા મળે તેવાં. આ જોઈને સતત રસ જ વહ્યા કરે : પ્રેમનો, શીલનો અને પ્રભુપ્રેરિત કોઈ અનોખા મહાકાવ્યનો.

અહીં વૃક્ષો છે. ચારે તરફ હરીયાળી છે, નાજુક ફૂલો પણ છે. જાણે કે કોઈ નમણા હાથ ઉપર ત્રાજવાં ત્રોફાવ્યાં હોય તેવાં. એવું ઘણુ ઘણું છે, પરન્તુ એ બધાં કરતાં વધારે તો વહેતાં ઝરણાં પહાડનાં પથ્થરોમાં જામી ગયેલા બરફમાંથી ઓગળીને નીચે આવતાં પાણીની ક્યારીઓ ડુંગરે ડુંગરે દેખાય છે. જાણે કે ભગવાન સતત આવાં નીતર્યાં પાણી વહાવીને માનવીની કાયાને પવિત્ર કરવા પ્રયત્ન કર્યા કરે છે.

અને એ ઝરણાં અને ફુંકાતો પવન બન્ને સાથે બેસીને, મીઠા રાગે સંગીત વહેતું મૂકે છે,—સવારે તમને ભૈરવ સંભળાવે. રામકલી અને ગુણકલી પણ ગુંજે, તોડી, ધનાશ્રી પુર્યાનાં સૂરો પણ વહાવે, બહાર અને અડાણો પણ તબલાં ઉપર થાપી માર્યાં જ કરે. કલ્યાણ પણ સંભળાય, ખમાજ પણ તમારી સામે રાધા કૃષ્ણનાં શ્રૃંગારનાં પદો લાવીને ચિત્રો ખડાં કરે. વાગેશ્વરી–આશાવરી પણ કોઈ નમણી નારી દેહલતા ઢાંકતી વસ્ત્રો સરખાં કરતી હોય તેમ તમારી સામે ઊભી રહે ! અને માલકૌંસ અને દરબારી પણ વાતાવરણને સમતોલ બનાવે. છેલ્લે છેલ્લે તમારા કાનમાં રાગિણી ભૈરવી પણ કંઈક કરી જાય અને મીઠી ઊંઘ આપે.

અહીં ચારે તરફ પ્રેમ–વાત્સલ્ય અને મધુરતા પથરાયેલી પડી છે.

કહેવાય છે કે મહાકવિ કાળિદાસ અહીં જ થયા છે, થયા જ હશે ! ઇતિહાસ કહે કે ન કહે. અહીં જન્મીને જ કાળિદાસ મહાકવિ થઈ શકે ! મેઘદૂત બીજે ક્યાં લખાય અને શકુન્તલા આ સિવાય બીજે ક્યાં સર્જી શકાય !

કદાચ આ બધું હશે એટલે ભગવાન બુદ્ધ અને મહાવીર અહીં આવ્યા જ નહિ. અહીં ક્યાંઈ બુદ્ધ મઠો કે જૈનો નથી. આવી રસાળ ભૂમિમાં માણસને વૈરાગ્ય ક્યાંથી જન્મે !

અહીં તો ભગવાન પીનાકપાણિ પાર્વતીને લઈને વિહર્યા હશે.

ડુંગરની ઉપર પશુપતિનાથનું મંદિર છે. મંદિરો ઘણાં જોયા છે, કલા, કારીગીરી, શણગાર, શિલ્પ મંદિરોને મહાન બનાવે છે, પરન્તુ એકલતા જ માત્ર કોઈ પણ મંદિરને ભવ્ય મનાવતી હોય તો તે આ મંદિર જોઈને લાગે છે.

પાર્વતીથી કંટાળીને ભગવાન શંકર કોઈક દિવસ રીસાઈને ક્યાં એકલતા ખોળવા નીકળ્યા હશે, આવું સ્થળ ક્યાંથી મળે ! હાશ કરીને બેઠા હશે. અને જાણે કે ફરીથી કોઈપણ વખત કોઈને મળવું નહિ એમ કહીને પલાંઠી મારી હશે. પણ પાર્વતીજી કેમ છોડે, તેમણે શોધ શરૂ કરી હશે, અને છેવટે મહાદેવજીની ભાળ મેળવી હશે, રીસાયેલા શંકરને





મનાવ્યા હશે, અને પછી તો બધા ભગવાનને ઘેરી વળ્યા હશે, દેવ, દાનવ, ભૂતો, પિશાચો એવાં અનેક ભગવાનને પાછા વાળ્યા હશે. પણ આવી મીઠી સ્મૃતિ કેમ એમ ને એમ ખાલી જાય: કોઈએ ભૂતનાથની એ સ્મૃતિને તાજી રાખવા અહી મંદિર બાંધ્યું હશે. અને અનેક વંદનાઓ કરી પરંપરા ચાલુ રાખી હશે.

મેં પણ મારી નજરે આજે મદ્રાસી, પંજાબી, સિંધી, દક્ષિણી, ગુજરાતી ભક્તોને પોતાની બાનીમાં શિવ મહિમા સ્તોત ગાતા સાંભળ્યાં. ભગવાનને—મૂર્તિના ભગવાનને પગે લાગવું તો કદી ગમ્યું નથી આજે તો માથું સહજ નમ્યું અને ઘડીભર તો પ્રભુમય થઈ ગયું.

આ લખતો ઘણાં ગરમ કપડાંઓ શરીર ઉપર વીંટીને ઠંડીથી લગભગ ધ્રૂજતો બેઠો છું. હમણાં કુંમરાને માથે ગડેડાટી સંભળાય છે, વીજળી આભા મંડળને ચીરતી પહાડ ઉપરથી નીચે આવતી હોય તેમ હીંચી રહે છે, અને વરસાદનાં બિન્દુઓ પણ શરૂ થઈ ગયાં છે, મન આ બધું જોઈ રહ્યું છે.

"સાબ કુછ મદદ કરો"

ચીંથરેહાલ માણસ મારી છેક નજદીક આવીને કહેવા લાગ્યો.

'પહાડી છે,' હોટલનો બૉય મને સમજાવી રહ્યો આ મુલકમાં પગ મૂક્યા પછી આ પહેલો જ ભિખારી નજરે પડ્યો છે.

'સાબ બહોત ગરીબ હું!'

માગતા વધુ કાકલુદી કરવા લાગ્યો.

'સાહેબ, આ પહાડી આદમી એક દિવસ ઠીક હતો,' હોટલનો બૉય વાચાળ હતો. તેણે મને પહાડીની વાત કરવી શરૂ કરી.

'ઈમામુદીન તેનું નામ છે, ભાગ્યે જ ૩૦–૩૫ નો હશે. જોવાથી ૫૦ થી ઓછો લાગે નહિ, પહાડની ગાળીમાં તેની જમીન હતી. બે ત્રણ ઘોડાઓ, ગાયો અને પોતાનું ઘર તેની સામગ્રી હતી.

'આખા મુલકમાં કોઈકનાં પગમાં ભાગ્યે જ બુટ જોવા મળશે, આ આદમી હમેશાં પગમાં મોજડી પહેરીને ચમ ચમ કરતો નીકળતો, ત્યારે પહાડી લોકો તેને જોઈ રહેતા.'

મને થયું વાત વધુપડતી વાત લાગે છે.

'તેનાં લગ્ન થયાં ત્યારે સાબ, આજુબાજુની વસતીને તેણે દાવત આપી હતી. અને કેવી લડકીને પરણ્યો સાબ, આહ હુસ્નનો દરિયો, જેલમ જેવી જોબનવંતી,' —હોટેલનો બૉય મારી સામે જોયા વગર બોલ્યે જ ગયો.

'ઓહ ખુદા'—ભિખારીએ જોરથી બૂમ પાડી. અને ધ્રૂજવા લાગ્યો 'મુઝે જલદી કુછ દે દો' તેણે બૂમ મારવી શરૂ રાખી.

મને થયું ભિખારી શાન્ત બનીને સાંભળતો હતો. એકાએક શું થઈ ગયું.

'સાબ પીછે તો બોત બુરી બાત હૈ!' તે કહેવા જતો હતો, એટલામાં પહાડી ભિખારી જોરથી દોડવા લાગ્યો અને મારી હોટેલને અડીને વહેતા ઝરણાને કાંઠે કાંઠે, બૂમો પાડતો પાડતો દોડવા લાગ્યો. "કાબુલી કાબુલી" તેની બુમના પડછંદા ચારે તરફ પડઘો પાડી રહ્યાં.

"હાં સાબ કાબુલી" હોટલનાં બોયે તૂટતી વાતની કડી સાંધીને મને આગળ કહેવા માંડ્યું : 'ચાર–પાંચ વર્ષ થઈ ગયાં, અમારા મુલક ઉપર કાબુલી ચઢી આવ્યાં. અમને ઘેરી લીધાં. અમારૂં ગામ બાળી નાખ્યું. છેક શ્રીનગરથી ચાર માઈલ છેટે જ રહ્યા; ત્યાંથી પાછા વળ્યા. વળતાં અમારા ગામમાંથી ભાગતા હતા, તેમણે નોતરેલા વિનાશથી બળી ગયેલું અમારૂં ગામ હજુ ક્યાંકથી ધુમાડા કાઢતું હતું. પહાડની તળેટીમાં અમે પડ્યાં હતાં.



'ઈમામુદીન અને તેની ઝરીયા પણ એક ઠેકાણે આશ્રય લઈ રહ્યાં હતાં, ભાગતા કાબુલીઓએ ઝરીયાને જોઈ અને તેને ખેંચીને ઉપાડી જતા હોય તેમ ઉપાડી લીધી. ઈમામુદીન સામે થયો પરન્તુ ભાગતા કાબુલીઓએ તેની સામે જોયું નહિ. ઝરીયા ઘોડાની પીઠ ઉપર બંધાઈ ગઈ અને સદાને માટે ચાલી ગઈ. બસ ત્યારથી આ ઈમામુદીન આમ જ ફર્યા કરે છે. જમીન, ઘર, ઘોડા, ગામ બધું તેની પાસેથી ચાલ્યું ગયું.

'ખૂમો મારતો ઈમામુદીન કોઈકની પાસે જ ભિક્ષા માગે છે અને ફર્યા કરે છે.'

'યા અલ્લાહ.' હોટેલના બૉયના મોંમાંથી અરેરાટી છૂટી ગઈ હોય તેમ ખૂમ મરાઈ ગઈ.

'કાબુલી–કાબુલી,' મારા કાનમાં પહાડીની ચીસનાં પડછંદા પડ્યા જ કર્યાં. હું વિચારમગ્ન થઈ ગયો. ઘણી વારે જ્યારે તંદ્રામાંથી જાગ્યો ત્યારે વરસાદ બંધ પડી ગયો હતો. પર્વતની ટોચે સૂર્ય પ્રકાશતો હતો. ઝરણાંનાં પાણી ખળખળતાં હજુ પણ વહી રહ્યાં હતાં. જાણે કે કાળની ખંજરી સતત વાગ્યા જ કરે છે.

હોટેલની પાસેની ઝાડીમાંથી વરસાદથી ભીંજાઈ ગયેલું, તરબોળ બની ગયેલું બુલબુલ આવીને મારી આરામ ખુરસી પાસે બેસી ગયું.

મને થયું દુઃખ ઓછું કરવા બુલબુલ કાંઈ ગાય તો સારું. હું તેની સામે જોઈ રહ્યો. જાણે કે વિનવતો હોઉં! બુલબુલે મારી સામે જોયું, મને થયું આશા ફળી, હમણાં કાંઈક ગાશે, પરન્તુ શરીર ઉપરથી પાણી ખંખેરીને ફરીથી સામું જોઈને બુલબુલ જેવું મળ્યું હતું તેવું જ પાછું ઊડી ગયું. અને ડુંગરાની ઝાડીમાં અલોપ થઈ ગયું. જાણે તેને પણ માનવજાત અણગમતી લાગી. હું આંખો બંધ કરીને પડી રહ્યો.

મને થયું. દુઃખ ઓછું કરવા કંઈક ગાયન સારૂં. બુલબુલ સામે હું વિનવતો હોઉં તેમ જોઈ રહ્યો, બુલબુલે મારી સામે જોયું. કંઈક ગાશે એમ જરૂર લાગ્યું.

પરન્તુ શરીર ઉપરથી પાણી ખંખેરીને બુલબુલ આવ્યું હતું તેવું જ પાછું ઊડી ગયું. મેં આંખો બંધ કરી દીધી.

*

## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**અક્ષરપોથી :** લે૦ પ્ર૦ સોમાભાઈ કીશાભાઈ પટેલ, સુણાવ. પાનાં ૬૦ બાર આના. **જોડણીપોથી :** લે. પ્ર. ઉપર મુજબ. પાનાં ૨૪. ચાર આના. **વાચન પાપગી ૧ થી ૧૦ :** લે. પ્ર. ઉપર મુજબ. દરેકનાં પાનાં ૩૨. દરેકના ચાર આના. **સ્વપ્નનો ભંગાર :** કેતન મુનશી. પાનાં ૨૭૨ સાડાત્રણ રૂપિયા. એન. એમ. ત્રિપાઠી લિ., મુંબઈ ૨. **પક્ષપાતરહિત અનુભવ પ્રકાશ :** વિશુદ્ધાનંદજી. અનુ. ચુનીલાલ જ. ઓઝા. પાનાં ૫૧૪. પાંચ રૂપિયા. **ધાણીચણા :** સોમાભાઈ ભાવસાર. પાનાં ૪૪. —બન્નેના પ્રકાશક : સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ. **અમાસના તારા :** કિશનસિંહ ચાવડા. પાનાં ૪૧૬. સાડાપાંચ રૂપિયા. રવાણી પ્રકાશન ગૃહ, અમદાવાદ. **કાશ્મીરની લોકકથાઓ :** કાન્તિલાલ શાહ. પાનાં ૯૪. સવા રૂપિયો. સંસ્કાર સાહિત્ય મંદિર, ભાવનગર. **ભગલો ભૂત :** ધીરજલાલ બી. ગજ્જર. પાનાં ૪૯. દશ આના. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. **ઊર્મિ વિલાસ :** લે. પ્ર. કિશોરકુમાર વનેચંદ ઉદાણી, જામનગર. પાનાં ૩૮. ચાર આના. **શ્રી મા શારદા મણિદેવી :** ગૌરાંગી ૨૦ મહેતા. પાનાં ૩૨. ૭ આના. શ્રી શારદામણિદેવી શતાબ્દિ મહોત્સવ સમિતિ, અમદાવાદ. **અક્કલના દુશ્મન :** લે. પ્ર. ઇન્દુલાલ યાજ્ઞિક. પાનાં ૮૦. આઠ આના.

*

# સાચી સમજ

જયન્તિકા ઝવેરી

> વહેમ અને ઇર્ષા, ખટપટ અને કુથલી જેવા વાતાવરણમાં ઉછરીને કયું હૃદય વિશાળ થઈ શકે ? અને એ પોતાની સાથે સાથે બીજાના જીવનમાં પણ પલીતો ચાંપી જ દે ને ? એના પરિણામ રૂપે માણસનું માનસ પણ કેવું પરિવર્તિત થઈ જાય ? માનસશાસ્ત્રીય રીતે છણેલો આ સત્ય પ્રસંગ–વિશેષ આવું બીજું તો ઘણું ય કહી જાય છે.

દિનેશ અને પ્રવીણ દિલોજાન દોસ્ત હતા. સગા ભાઈઓ કરતાં પણ વિશેષ તેમની મૈત્રી હતી. બેઉ મશ્કરા પણ એવા જ હતા. દુનિયાની કોઈ પરવા તેમને નહોતી. તેઓ તો તેમનામાં જ મસ્ત હતા. આત્મવિશ્વાસે પોતાને જે સત્ય લાગ્યું તે જ સાચું તેમ માનીને આગળ ધપતા અને આમ કેટલીયે ઉચ્ચ ભાવનાઓ સેવતા હવાઈ કિલ્લા તેઓએ બાંધ્યા હતા. જાણે જિંદગીનું ભાથું તૈયાર થઈ ગયું. એ નિર્દોષ બાળહૃદયને ક્યાંથી ખ્યાલ હોય કે જિંદગીમાં જીવવા માટે, સ્વપ્નોને મૂર્તિમંત કરવા માટે કેટલીયે યાતનાઓ વેઠવી પડે છે !

પૈસાદાર કુટુંબમાં ઉછરેલો અને એકનો એક પુત્ર હોવાને કારણે પ્રવીણને લગ્નની જવાબદારી નાનપણમાં વહોરવી પડેલી. નાની ઉંમરે વિવાહ થયેલ હોવાથી પોતાના જીવન માટે પ્રવીણ ઘણીવાર મુંઝાતો. પિતાજીની રજા મેળવી તે દક્ષા સાથે પરિચયમાં આવ્યો. દક્ષાના વિચારો જાણ્યા પછી તેને કંઈક ટાઢક વળી.

પ્રવીણનાં દક્ષા સાથેનાં લગ્ન પછી પણ તેઓની મૈત્રીમાં ફરક નહોતો પડ્યો. બંને મિત્રો અને ત્રીજી દક્ષા ત્રણેય પહેલાંની માફક અંગત પ્રશ્નો સુંદર રીતે ચર્ચી શકતાં. પરાયી વ્યક્તિ જેવું તો કોઈને લાગતું પણ નહિ.

વ્યક્તિને ઓળખવાની, તેના પ્રેમને સમજવાની શક્તિ દક્ષામાં પ્રકાશ રેડી રહી હતી. તેના જીવન પ્રત્યે તે મગરૂર હતી. નિખાલસતા તેમના જીવનનું મોટામાં મોટું ભાથું હતું. ક્યારેક તેઓ દિનેશની ભાવિ પત્ની અંગે વિચારતાં હતાં. તે પણ તેમનામાં એટલી જ એકરસ થઈને ભળી જાય તેમ ઇચ્છતાં હતાં. ચર્ચા દ્વારા તેઓ વ્યક્તિને ઓળખવા માટે ખૂબ ભાર મૂકતા.

આ સમય દરમિયાન રમાએ દિનેશના જીવનમાં પ્રવેશ કર્યો. બંનેનાં વડીલો તેઓનાં લગ્ન થાય તેમ ઇચ્છતાં હતાં. તેમ છતાંયે દિનેશે રમાને પોતાને ત્રાજવે તોળવા અને ચકાસવા પ્રયત્ન કર્યો. પોતાના મિત્રોની ઓળખ આપતાં તેઓ સાથેની નિકટતાનો ખ્યાલ આપ્યો. અને એ સંબંધો વધુ ગાઢ બને અને તેમાં કોઈ વિક્ષેપ ન આવે તો તે ઇચ્છે છે વગેરે જણાવ્યું. આ બાજુ રમા દિનેશના મિત્રો અને નિકટનાં સગાંના પરિચયમાં આવી. ત્યારબાદ તેણે દિનેશને કૉલ પણ આપ્યો કે પોતે તે સંબંધો જાળવી રાખશે અને તેમની સાથે ભળી પણ જશે. એ જ વખતે તેના મનમાં બીજા વિચારો રમતા હતા. કારણ, તેને બીજાઓ પાસેથી એવી સલાહ મળી હતી કે દિનેશ સાથે પોતાનું જીવન સુખી બનાવવું હોય તો દિનેશનાં કહેવાતાં સગાંઓ અને મિત્રો પૈકીનાં સ્ત્રી–મિત્રોથી ચેતતા રહેવું અને દિનેશને તેમના સહવાસથી અલગ કરવો તે તેના હિતમાં છે. આમ બીજાઓએ ઊભી કરેલી શંકા મનમાં જ રાખીને તેણે વિચારેલું કે બધાં કહે છે તેવું તો ઠીક નહિ જ હોય. અને બીજાં સ્ત્રી-પરિચિતો કરતાં પોતે શારીરિક સૌંદર્ય વધુ ધરાવતી હોવાથી દિનેશને પોતે વધુ આકર્ષી રાખી શકશે.

દિનેશે રમા સાથે જોડાવાનું નક્કી કર્યું. પ્રવીણ સાથે તે સંબંધી વાતચીત થઈ. પણ પ્રવીણને ગળે આ નિર્ણય ન ઊતર્યો. તેણે સામેથી લાલબત્તી ધરી.




અને નક્કી કરતાં પહેલાં રમાના અંગત ખ્યાલોનો વિચાર કરવા અને તે બાબત સ્પષ્ટતા કરવા કહ્યું. પ્રેમમાં ક્યારે પણ સંકુચિતતા, વહેમ કે ઈર્ષા પ્રવેશે છે ત્યારે કદી નહિ કલ્પેલું એવું ઘર્ષણ જાગે છે. વ્યક્તિનું અહં ઘવાય છે અને સામસામું જો તે અથડાય તો જીવનને કડવું ઝેર બનાવે છે. આ બધું ચર્ચ્યા પછી પણ દિનેશે રમાના કૉલ ઉપર વિશ્વાસ મૂકી પોતાનો નિર્ણય જાહેર કર્યો અને બંને લગ્નગ્રંથિથી જોડાયાં.

લગ્ન પછીનો થોડો સમય તો આનંદથી પસાર થયો. મિત્રમંડળ સાથે રમા પણ ઉત્સાહથી હળી જતી લાગતી હતી. પણ આ આનંદ-મસ્તી જાણે થોડાં સમય પૂરતાં હોય તેમ રમા કંઈક અંશે નીરસ લાગવા માંડી. મિત્રોને ત્યાં જવાનું તે ઈરાદાપૂર્વક ટાળતી. દિનેશ જ્યારે જ્યારે જતો ત્યારે રમાને આગ્રહ કરતો. કોઈ કોઈવાર તેની સાથે તે જતી ખરી પણ ઘણીવાર તો કામનું કે એવું કોઈ બીજું બહાનું બતાવી દૂર રહેતી. દિનેશને તેનું આકર્ષણ વધારે છે કે મિત્રોનું એની ચકાસણી એ આ રીતે કરતી. તેની જૂની યાદ તાજી થઈ અને તેની માલિકીની ભાવના જાગૃત થઈ. દિનેશ ઉપર પોતાનો જ હક છે, બીજું કોઈ એની સાથે સહેજ નિકટતાથી વર્તે તે તેનાથી ખમાય જ કેમ? અને આમ રમાના જીવનમાં વહેમ જડ ઘાલીને દાખલ થયો.

દિનેશ પહેલાં તો આ બધું સમજી ન શક્યો. પણ કારણ વગર નજીવી બાબતમાં સમજવાની કોશિષ કર્યા વગર જ્યારે મોટું સ્વરૂપ લેવાવા માંડ્યું ત્યારે તે પણ ચિંતાગ્રસ્ત થયો. ક્યારેક તે ખૂબ ગુસ્સે થઈ જતી અને એ ગુસ્સામાં જ ઊભરો કાઢતી. અને ઊંડે ઊંડે સૂચન કરતી કે દિનેશે બીજાં સ્ત્રી મિત્રો સાથે સંબંધ ન રાખવો. આનો રસ્તો શોધ્યા વગર તો છૂટકો નહોતો.

દિનેશે પ્રવીણને બધી જ વાતથી વાકેફ કર્યો. માનસ-શાસ્ત્રમાં રસ ધરાવતો પ્રવીણ આ પ્રશ્નને ઉકેલવા મથી રહ્યો હતો. રમાને રૂચતું નહિ હોવાથી દક્ષા તેમજ બીજાં સ્ત્રી મિત્રો સાથે બોલવાનું દિનેશે બંધ કર્યું. દક્ષાને ઘેર પણ તે ન જતો. પણ વહેમ કંઈ એમ દૂર નથી થતો. રમા દિનેશની હિલચાલ ઉપર છૂપા જાસુસ રાખતી. ક્યારેક નોકરીએથી આવતાં મોડું થતું તો એકદમ પ્રશ્નોની ઝડી વરસાવતી. દક્ષાને તે મળ્યો જ હશે એમ કલ્પી લેતી. અને પછી તો મહાભારત શરૂ થઈ જતું. રોજ ને રોજ બનતા આવા બનાવથી દિનેશ ખૂબ નિરાશ થઈ ગયો. આટલી ચોકસાઈ કર્યા પછી કરેલ લગ્નનું પરિણામ જ્યારે આવું આવ્યું ત્યારે જિંદગી પ્રત્યે નિરાશા વધતી ચાલી. નિખાલસતાનું આ પરિણામ! સમાજ પ્રત્યે પણ તે ગુસ્સાની લાગણીથી જોઈ રહ્યો. રમા તરફ તે કરુણ દૃષ્ટિ નાખીને વિચારી રહેતો. આપેલ કૉલ ક્યાં ગયો! શું ઉપરથી બધો ડોળ જ કરી રહી હતી? પોતાના સુખ માટે તેણે હવે પ્રયત્નો કરવા માંડ્યા. પોતાની ભૂલ શોધવા મથી રહ્યો. દિનેશને એ ખ્યાલ આવ્યો કે કદાચ તે તેની માનસિક અને શારીરિક વૃત્તિઓને સંપૂર્ણ ન સંતોષી શક્યો હોય અને તે કારણે તેની દૃષ્ટિએ વહેમ મજબૂત બન્યો હોય. અને છેવટે દિનેશે કુટુંબથી અલગ રહેવાનું નક્કી કર્યું.

દિનેશના કુટુંબમાં કોઈ જાજરમાન વ્યક્તિત્વ બતાવી શકે તેવી વ્યક્તિ નહોતી. ઘરમાં પણ જાત જાતની વાતો થતી હતી. દિનેશની સ્ત્રી-મિત્રો સાથેની છૂટ-છાટ ઘરની વ્યક્તિઓને પણ ખૂંચતી. અને રમાને કોઈ કોઈ વાર તેઓ ચેતતા રહેવા સૂચવતાં પણ ખરાં.

દિનેશનો જુદા રહેવાનો અખતરો પણ કંઈ કામમાં ન આવ્યો. જેમ જેમ રમાને સંતોષવાનો પ્રયત્ન કરવા લાગ્યો તેમ તેમ તે વધુ અધિકાર જમાવતી થઈ. શારીરિક ભૂખ પણ વધવા માંડી. હવે તો ધમકીથી જ વાતની શરૂઆત થતી. પહેલાં તો





રડીને જ મનને વાળતી પણ દિનેશ એ રૂદન પ્રત્યે બેદરકાર વધુ રહેતો એટલે બીજું હથિયાર ઘર છોડીને ચાલી જવાનું અજમાવવા માંડ્યું. ક્યારેક તો તે રાત્રે જતી પણ રહેતી ખુલ્લામાં જઈને એકલી બેસી રહેતી ત્યારે મહામહેનતે દિનેશ તેને મનાવી લાવતો. આમ રમા પોતાનું સ્વાસ્થ્ય પણ બગાડી રહી હતી કોઈ રીતે તેને સાંત્વન નથી મળતું. દિનેશ પ્રત્યે તે નિરાશા જ સેવી રહી છે અને બંનેની જિંદગી આમ ઝોલા ખાય છે.

આજે ચાર વર્ષ થયાં રમા દિનેશનાં લગ્ન થયાંને. જે આનંદ-મસ્તી લગ્ન પહેલાં હતી તે આજે બિલકુલ શુષ્ક બની ગઈ છે

પત્ની કે પતિ પહેલેથી જ શંકા સેવ્યા બિના સમભાવથી જુએ અને નિખાલસતા સાચી છે એમ માનીને તેને અનુકૂળ બને તો જિંદગીની વિષમતા દૂર થઈને સાચું જીવન જીવી શકે. આટલી નાનીશી સાચી સમજ કેટલાં બધાં જીવન સુધારી શકે!

★

## કૂવાના કોશ સમાણા

વરત બાંધીને ઉપરનીચે તાણ્યાં એમ તણાણાં,
જળે જેટલાં ડૂબાડિયાં એવડલાં ઉર ઊભરાણાં,
ક્યારે ક્યારે ફરી ફરીને એવાં જળ ઊભરાણાં,
સૂતાં હતાં જઈ વસુધરામાં, એ બીજક વરતાણાં,

ને નિપજાવ્યા દાણા,
અમે કૂવાના કોશ સમાણાં!

એક તો જીવતો કૂવો અને જીવ ધરી જાગતો ક્યારો;
બેય વચાળે આપણ બન્ને કેરો કર્યો સથવારો,
ઓ ધોરી! કરો ઉતાવળ, જીવતર જળમાં તરવર થાતું,
ને મને વાવરી લીધો, ન જળથી ભીતરમાં રહેવાતું,

હું ઉપર નીચે હાલું,
અમે કૂવાના કોશ સમાણાં.

વરત તોડશો નહિ, ગરેડી ભાર ઝીલતી આખો,
જેવાં ઊંડાં નીર એવડાં વરત હાલણાં રાખો,
એક કોશનાં નીર જઈને એક ખામણું ભરતાં,
જેટ જેટલા વેગ એટલાં વહેણો એનાં કરતાં,

વચમાં પોરો લેશો નહિ,
અમે કૂવાના કોશ સમાણાં.

બળદેવ મહેતા

## કિન્તુ ન–

પથ કંટકથી છવાયલો,
વસમો રહોય સદા શુભંકર;
કુસુમો—તૃણમાં છુપાયલો,
પણ, કાંટો નિતનો ભયંકર!

ક્યમ હોય ન ઝેર કારમું?
તદપી એય ગળી જવું ભલું!
મધુ સંપુટમાં મુકાયલું,
પણ, છે ઝેર અસહ્ય કારમું!

જડ હિંસક પારધી ભુંડો;
ખમવો ઘા પણ એહનો ભલો!
મધુરે સ્વર જે લુભાવતો,
પણ, છાંયો ગ્રહવો ન એહનો!

વરવાં જગનાં અનિષ્ટ જે
સહવાં; કિન્તુ ન રૂપ જે સજે!

હસિત બૂચ

## જનારને

જવાના છો? ભલે જાઓ!
જવું તમને મુબારક હો!
પરંતુ વીજ થઈ ચમકી
ભસમ કરતા મને જાજો!

ભાનુ-પ્રજ્ઞા

# સર્વોદય કે સામ્યવાદ?

વસુબંધુ

## પ્રકરણ ૨૦ મું (ચાલુ)

### નવી પેશ્વાઈનાં પહેલાં પાંચ વર્ષ

રાજ્યશાસનનું એક મહત્વનું સૂત્ર એ કે "ભીતી વિના પ્રીતિ નહીં." આ સૂત્રને કારણે મૂઠીભર મુસલમાનોએ આ દેશમાં પાંચ સદી સુધી રાજ્ય કર્યું. અને અંગ્રેજોએ દોઢ સદી સુધી એના એ જ સિદ્ધાંતનો અમલ કર્યો. એ પાંચ લાખ માણસની મદદથી એ આ ૪૦ કરોડની વસતિનો ઉપખંડ કરીને રાખી શકતા હતા.

અંગ્રેજોના વખતમાં એક કલેકટર એટલે જિલ્લાનો રાજા ગણાતો. એના મોભાનો કોઈ પાર નહોતો. આજે તો ગમે તે એક ગેં ગેં ફેં ફેં ધોતિયાદાસ કલેકટરને પ્રધાનનો આશરો લઈને દબડાવી શકે છે. અને પછી આપણે કહીએ છીએ કે સરકારી તંત્ર જડ છે. આજના રાજ્ય વહીવટ પ્રત્યે લોકોને નથી ડર કે નથી આદર. આજે આપણે પોલીસથી ડરતા નથી. કે એ પોલીસ એ આપણો પોલીસ છે એમ માનીને આપણને અભિમાન થતું નથી. હિંદ સંરક્ષણ ખાતાના એક ઉચ્ચ અમલદારે પોતાની વેદના વ્યક્ત કરતાં કહ્યું હતું કે કોણ જાણે કેમ આપણી પ્રજાને આ લશ્કર આપણું છે એમ તો લાગતું નથી. કાશ્મીરમાં લડતાં આપણા લશ્કર માટે વાંચવા જૂનાં માસિકો અને પુસ્તકો મોકલવા અમે એક અપીલ બહાર પાડી, એને માટે પૂરતી જાહેરાત કરી. અને એ પુસ્તકો નાખવા માટે એક તાળાવાળી પેટી દિલ્હી સ્ટેશને મૂકી. અને તમે માનશો? મહિનાઓ પછી અમે જ્યારે પેટી ખોલી ત્યારે તેમાં એક પણ પુસ્તક કે છાપું ન મળે!

જે રાજ્યસત્તા માટે લોકોને ભય પણ ન હોય અને પ્રેમ પણ ન હોય તે રાજ્યસત્તા કેટલું ટકે?

### (૫) લશ્કર

આપણે આપણા મહેસુલનો અડધો અડધ ભાગ

> આપણી સરકાર કાયદાઓ ઘડવામાં પાવરધી છે. પણ એ કાયદાઓનો ભંગ જ્યારે સરકારી માણસો કરે છે ત્યારે એના તરફ આંખમીંચામણાં કરાય છે અને પ્રજાને દંડાય છે! એવા કાયદા કઈ પ્રજા પાળી શકે? ગયા અંકમાં અનિવાર્ય કારણે ન અપાઈ શકેલો આ ચાલુ લેખમાળાનો હપતો આગળ વધે છે.

લશ્કર પાછળ ખરચીએ છીએ. છતાં ય એ લશ્કર આપણને પાકિસ્તાન, બ્રહ્મદેશ કે સિલોન સિવાય ભાગ્યે જ કોઈની સામે રક્ષણ આપી શકે તેમ છે. આપણું લશ્કર બ્રિટિશ શાહીવાદનો વારસો છે એમાં ઉત્સાહી હિંદી કાર્યકર્તાઓને લઈને અહીં તહીં થોડા સુધારા વધારા થયા છે. બીજા વિશ્વ યુદ્ધના કેટલાક પાઠો અમલમાં મૂકી, ઉમેદવારોની પસંદગીમાં માનસશાસ્ત્રને યોગ્ય મહત્વ અપાયું છે. અંબરનાથમાં હથિયારોનું કારખાનું ખોલ્યું છે પણ સરવાળે ચોકઠું એનું એ છે એટલે લશ્કર અને પ્રજાને જ સાંધનારી એક કડી આજ સુધી નિપજાવી શકાઈ નથી. એનું પરિણામ એ આવવાનું કે ભવિષ્યમાં રશિયા, ચીન કે અમેરિકા જેવા શસ્ત્રસજ્જ અને શિસ્તબદ્ધ દેશના લશ્કરો જ્યારે આ દેશમાં ઊતરે ત્યારે માખણને છરી જેટલી સહેલાઈથી કાપી શકે તેટલી જ સહેલાઈથી આ લશ્કરને છિન્ન ભિન્ન કરીને માત્ર એક જ અઠવાડિયામાં આ દેશનો કબજો લઈ શકે. પરદેશી આક્રમણને જ સહાય કરવા માટે આપણા દેશમાં દેશદ્રોહીઓનો કદી દુષ્કાળ પડ્યો જ નથી, એ તો જાણીતી હકીકત છે.

### (૬) હિંદુમુસ્લિમ પ્રશ્ન અને આપણી બિન-સાંપ્રદાયિકતા

આપણા સમાજ જીવનનો જો કોઈ સૌથી મોટો પ્રશ્ન





હોય તો તે હિંદુ મુસ્લિમ પ્રશ્ન છે. એ પ્રશ્નનો ઉકેલ લાવવા માટે બન્ને પક્ષે છેલ્લાં બારસો વર્ષ થયાં અનેક ઉત્તમોત્તમ ભેજાં મથ્યાં છે. પણ છતાં ય આ પ્રશ્નનો છેવટનો એ જ સંતોષકારક ઉકેલ કોઈ લાવી શક્યું નથી બે સંસ્કૃતિઓ વચ્ચે ચાલી રહેલા આ જીવલેણ સંઘર્ષનો ઉકેલ લાવવા માટે જે જે મહાપુરુષો મથેલા એમાં સૌથી છેલ્લી નિષ્ફળતા મહાત્મા ગાંધીજીની નોંધાએલી છે.

મહાત્માજી દરેક પ્રશ્નનો ઉકેલ ધાર્મિક રીતે લાવવા મથતા. જ્યારે પંડિત નેહરુના હાથમાં સત્તા આવી ત્યારે એમણે આ પ્રશ્નનો ઉકેલ બિનસામ્પ્રદાયિક રીતે લાવવાનું બીડું ઝડપ્યું. જો આ બાબતમાં તેઓ પોતાના ધ્યેયને ખરેખર વળગી રહ્યા હોત તો આ પ્રશ્નમાં એ અવશ્ય કંઈક મૌલિક અર્પણ આપી શકત. પણ છેલ્લાં સાત વર્ષના અનુભવથી એમણે એ સાબિત કરી આપ્યું છે કે એમની પાસે આ પ્રશ્નનો કોઈ મૌલિક ઉકેલ નથી. પોતાનું બાળક પાડોશીના છોકરા જોડે લડે અને એની ઘેર ફરિયાદ આવે તો શાણી મા પોતાના છોકરાને વઢે અને પાડોશીના છોકરાને પટાવી ઘરભેગું કરી દે. આ ઘર અને શેરીનું રાજકારણ પ્રજાઓ અને દેશોના જીવન વિગ્રહમાં કામ લાગી શકે નહિ. છતાં ય મહાત્માજીએ કાયમ હિંદુઓને ટપલા માર્યા અને મુસલમાનોને પંપાળ્યા. એ જ રાજનીતિનો આજે વફાદારીપૂર્વક અમલ કરીને પંડિત નેહરુ ભવિષ્યને ભયંકર બનાવી રહ્યા છે. મહાત્માજી સંત હતા એટલે એમની ભલાઈ સમજી શકાય. જવાહરલાલજી એમની નકલ કરવા જતાં રાજપુરુષ અને સંત બન્ને તરીકે નિષ્ફળ જશે.

બર્ટ્રાન્ડ રસેલ કહે છે કે "માણસનું અહમ્ બલુન જેવું છે. એની ઉપર જો બહારનું દબાણ ન હોય તો એ ઊંચે ને ઊંચે ચડતો જાય છે અને છેવટે ફાટી જાય છે. જે વ્યક્તિની બાબતમાં સાચું છે તે જ પ્રજાઓ અને રાષ્ટ્રોની બાબતમાં સાચું છે. આપણા કમનસીબે આપણા રાજકારણમાં એક જ પ્રશ્ન એવો હતો કે જેથી ઉપર અંગ્રેજોથી માંડીને કોમ્યુનિસ્ટો સુધીના સૌ કોઈ રાજકીય પક્ષો એકમત હતા અને તે પ્રશ્ન મુસલમાનોને પંપાળવાની બાબત. પરિણામે પાકિસ્તાન સર્જાયું. અને હજી ય ભવિષ્યમાં એનાથી મોટી વિપત્તિ આવવાની છે.

આપણા રાષ્ટ્ર દેહ ઉપર આપણા અજ્ઞાનથી માંડીને અસ્પૃશ્યતા સુધીના અનેક ગંધાતાં ચાંદાં છે પણ એ સૌ ચાંદાંમાં જો કોઈ સૌથી વિશેષ દુર્ગંધી ચાંદું હોય તો તે મુસ્લિમ સમાજની મધ્યકાલીન ધર્માંધતાનું. એ ચાંદાને સહીસલામત રાખીને બાકીની દિશામાં જેટલી પ્રગતિ કરવામાં આવશે તે બધી ધૂળ ઉપર લીંપણ જેવી થવાની. મહાત્માજીને તો સ્વરાજ્ય લેવાની ઉતાવળ હતી એટલે એમણે જે પંપાળ–નીતિ આદરી એ કદાચ ક્ષમ્ય ગણાય. પણ આજે પાકિસ્તાન જુદું પડ્યા પછી નવા રાષ્ટ્રના ઘડતરમાં જો એની એ આત્મઘાતક નીતિ ચાલુ રાખવામાં આવે તો તે ભવિષ્યની પેઢીઓ પ્રત્યેનું એક અક્ષમ્ય પાપ ગણાશે.

હિંદુ કોડ બીલ માટે આપણા નેતાઓ આકાશ પાતાળ એક કરે છે, જ્યારે લોકો પૂછે છે કે આ બધું શા માટે? ત્યારે જવાબ મળે છે કે હિંદુ સમાજનાં મધ્યકાલીન અવશેષો નાબૂદ કરવા માટે એ ઐરીબંધીથી હિંદુ કોડ સુધીના સુધારક કાયદાઓની જરૂર છે. તો પછી મુસ્લિમ કોડબીલ શા માટે નહીં? શું મુસ્લિમ સમાજ હિંદુ સમાજ કરતાં ઘણો આગળ વધી ગયો છે? મનુ, યાજ્ઞવલ્ક્ય, પારાશર્ય અને મેધાતિથિ એ બધાં જો પુરાણા પયગંબરો થઈ ગયા હોય તો શું મહમ્મદ અદ્યતન પયગંબર છે? હિંદુ સમાજ સડેલો છે તો શું મુસ્લિમ સમાજ શુદ્ધ છે? મુસલમાનોમાં હિંદુઓ કરતાં અનેકગણા ધાર્મિક ધતીંગો, સામાજિક કુર-




ઢિઓ અને આર્થિક કંગાલીઅત છે. જો હિંદુઓ સામે કાયદાની દ્રષ્ટિએ કડક થવાની જરૂર હોય તો મુસ્લિમો સામે એનાથી ચારગણા વિશેષ કડક થવાની જરૂર છે. છતાં ય કોઈ કડક થતું કેમ નથી?

જવાબ સીધો અને સાદો છે: હિંદુ ધર્મ અને સમાજ ઓડી બામણીનું ખેતર છે. જ્યારે મુસ્લિમ ધર્મ અને સમાજમાં તો માથું કેમ મારી શકાય? લઘુમતિઓની સંસ્કૃતિના સંરક્ષણની આપણે બંધારણથી બાંહેધરી આપી છે એટલે મિયાંની ભેંસને ડોબું કેમ કહેવાય! અજબ છે આપણી આ બિનસાંપ્રદાયિકતા!

આપણા દેશમાં મધ્યયુગમાં શરિયત અને શાસ્ત્રોથી સ્વતંત્ર એવો ફોજદારી કાયદો મોગલો ચલાવી ચૂક્યા હતા એ જ રીતે અંગ્રેજોએ પણ ધર્મશાસ્ત્રો જ બાજુએ મૂકીને પોતાનો પિનલકોડ તૈયાર કર્યો હતો. હવે જે જરૂર છે તે આખા દેશ માટે એક ફોજદારી કાયદાની પેઠે એક દિવાની કાયદો કરવાની. એ કરવાની જો આપણા રાજ્યકર્તાઓમાં હિમ્મત ન હોય તો એ પોતાની પક્ષપાતી રાજનીતિને શા માટે બિનસાંપ્રદાયિક કહેવડાવે છે તે સમજાતું નથી.

આનું પરિણામ શું આવશે? કવિવર રવીન્દ્રનાથ ટાગોરે ઇ. સ. ૧૯૦૯માં મોડર્ન રિવ્યુમાં એક લેખ લખેલો. એમાં તો એમણે જણાવ્યું હતું કે જો હિંદુઓ કેળવણી લઈને સંસ્કારી બન્યા કરશે અને મુસલમાનો અભણ અને ધર્માંધ રહેશે તો એનું પરિણામ બહુ જ ભયંકર આવશે. આજે આપણે જોયું કે એમની આગાહી અક્ષરશઃ સાચી પડી છે. બંગાળના બે ભાગલા થઈ ગયા છે અને પાકિસ્તાનમાં હિંદુઓની હાલાકીનો કોઈ પાર નથી. હવે જો ભૂતકાળની ભૂલોનું પુનરાવર્તન કરવામાં આવે તો ભવિષ્યમાં પણ પરિણામો એનાં એ જ આવવાનાં છે. આપણો ઇતિહાસ આપણને એ સ્પષ્ટ બતાવે છે કે ભૂતકાળમાં દરેક હિંદુ રાજ્યના પતન વખતે હિંદુઓ અને મુસલમાનો બન્નેએ રાજદ્રોહ કર્યો છે. પણ હિંદુઓનો દગો હમેશાં વ્યક્તિગત રહેતો ત્યારે મુસલમાનોનો દગો સામુદાયિક રહેતો, એટલે ભવિષ્યમાં પણ જો આ દેશ ઉપર પાકિસ્તાન તરફથી આક્રમણ થાય તો ઇબ્રાહીમ ગાદી અને બ્રિગેડિયર ઉસ્માન જેવા દેશભક્ત મુસલમાનો ભારતને વફાદાર રહેવાના પણ સામાન્ય મુસલમાનની સહાનુભૂતિ તો પાકિસ્તાન પ્રત્યે જ રહેવાની. આ પરિસ્થિતિ અટકાવવી જ હોય તો મુસલમાનોની નવી પેઢીની આખી યે કેળવણીની પાયામાંથી પુનર્ઘટના કરવી પડશે. પણ એ આશા આપણે મૌલાના આઝાદ પાસે રાખી શકીએ ખરા? આજે આ દેશના મધ્યકાલીન મુસ્લિમ સમાજને આધુનિક માનસનો બનાવવા માટે ઝેન-ઉલ-આબિદીન, અકબર અમાનુલ્લા કે કમાલ આતાતુર્ક જેવા દીર્ઘ દ્રષ્ટિવાળા બળવાન અને સમર્થ શાસકની જરૂર છે. પણ એવી નેતાગિરિ નથી પંડિત નેહરુ પાસે કે નથી મૌલાના આઝાદ પાસે. એટલે અલીભાઈઓથી માંડીને શેખ અબ્દુલા સુધીના રાષ્ટ્રદ્રોહીઓનું ભવિષ્યમાં પુનરાવર્તન થવાનું એની આપણે સંપૂર્ણ ખાતરી રાખી લેવી જોઈએ.

## (૭) વૈજ્ઞાનિક પ્રગતિ

પંડિતજીને પોતાને વિજ્ઞાનમાં બહુ જ શ્રદ્ધા છે. એટલે એમણે આ દેશમાં ૧૧ મોટી મોટી પ્રયોગશાળાઓ સ્થાપી છે. અને એમાંથી ભટ્નાગરના કહેવા મુજબ એટલી બધી ભારે વૈજ્ઞાનિક પ્રગતિ થઈ ગઈ છે કે જેની આગળ ઇંગ્લાંડના વૈજ્ઞાનિકો ઝાંખા પડ્યા છે. આ પ્રગતિ કેવીક થાય છે એના બે-ત્રણ નમૂના તો જોઈએ!

પ્રીફેબ્રીકેટેડ ઘરોના ધંતીંગ માટે શ્રી. કામટે પાર્લામેન્ટમાં સતત પોકાર કર્યો એટલે એ કારખાનું અને પૂંઠાના ઘરોની આયાત કરવાની લીલા જ રાજ-





કુમારી અમૃતકુંવરને બહુ જ કમને સહેલી લેવી પડી ત્યાર પછી સમાચાર આવ્યા કે દુનિયામાં કોઈ વૈજ્ઞાનિક ન કરી શક્યો હોય એવું એક અજબ કામ આ દેશમાં થયું છે અને એ સૂર્યની ગરમીથી રાંધી શકે એવા કુકરની શોધ, નેશનલ ફીઝીકલ લેબોરેટરીમાં એક હિંદી વૈજ્ઞાનિકે કરી છે આ કુકર માટે આપણા દેશના એક વૈજ્ઞાનિક પંડિતજીને રૂબરૂ મળ્યા અને કહ્યું કે પંડિતજી! આપણા દેશને દુનિયાના બીજા દેશો આગળ નાહકનો શા માટે હાસ્યાસ્પદ બનાવો છો! એક કરોડ ને દસ લાખ રૂપિયા ખરચીને આપે નેશનલ ફીઝીકલ લેબોરેટરી ઊભી કરી તે શું આવા શ્રીમંતોના રમકડા બનાવવા માટે? આ તાતીઆ કુકર નથી ગરીબોના કામનો કે નથી મધ્યમ વર્ગને કામનો અને છતાંય જો સૂર્યની ગરમીનો આ રીતે ઉપયોગ કરવાનો કોઈને યશ ઘટતો હોય તો તે આજથી ૨૦૦૦ વર્ષ પહેલાં થઈ ગયેલા આર્કિમિડિસને ઘટે છે અને નહી કે હિંદી વૈજ્ઞાનિકને પંડિતજીએ જવાબ આપ્યો, આ બાબતમાં હું તો સામાન્ય જન (લેમેન) છું તમે આપણા નિષ્ણાતોને મળો એ આપને સંતોષ આપશે!

હમણાં જ હિંદના સઘળાં છાપાંઓમાં સમાચાર પ્રગટ થયા કે રૂરકીના સંશોધન કેંદ્રમાં એક એવું ઘર તૈયાર કરવામાં આવ્યું છે કે જેની કિંમત માત્ર ૮૫૦) રૂા છે જો આ વાત સાચી હોય અને ઠેરઠેર એ જ કિંમતે આ ઘર પડતું હોય તો એને ચોમેર ઊભાં કરવામાં વાંધો કયાં આવે છે? આ ઘરને માટે એક અનુભવી ઇજનેરે અભિપ્રાય આપ્યો છે કે આ આપણી બીજી મહત્ત્વની વૈજ્ઞાનિક શોધ છે અને આપણે એ ઘરને પ્રતિલોમ સૂર્ય સ્વયં પાક યંત્ર (Inverted solare Cooker) ના નામથી ઓળખાવી શકીએ અલબત્ત આ ઊંધા વાળેલા સોલર કુકરમાં કોઈ શાકભાજી રંધાવાનાં નથી પણ હિંદનો કંગાળ અને કમનસીબ ખેડૂત ભર ઉનાળામાં સારી રીતે શેકાવાનો છે (અલબત્ત આ ઘર એના સુધી પહોંચે તો!) જો એના અજ્ઞાનને કારણે એ આ ઘરને ન અપનાવે તો એના બધા વૈજ્ઞાનિક લાભોથી સ્વાભાવિક રીતે જ વંચિત રહેવાનો!

વાસ્તવિક હકીકત તો એ છે કે આપણા દેશમા વધુ પ્રયોગ–શાળાઓની જરૂર નથી પણ જે કંઈ શાળાઓ, કોલેજો, પુસ્તકાલયો, પ્રયોગશાળાઓ અને મ્યુઝિયમો છે તેનો વધુ સારા અને સચોટ ઉપયોગની છે આપણી અનેક સંસ્થાઓની સાધન સંપત્તિ પરદેશની સારી સંસ્થાઓ સાથે મુકાબલો કરી શકે તેમ હોય છે પણ આપણા પ્રજાકીય પ્રમાદ અને અણઆવડતને કારણે એમાંથી જે ફળ નીપજવું જોઈએ તે નીપજતું નથી હમણાં જ એક અમેરિકન નિષ્ણાતે કહ્યું તેમ હિંદમા કોઈ વૈજ્ઞાનિકને ડીગ્રી મળે એટલે એનું જીવનકાર્ય પૂરૂં થાય છે એમ મનાય છે જ્યારે અમારે ત્યા તો માણસને ડીગ્રી મળે ત્યાંથી જ એના કામની ખરેખર શરૂઆત થાય છે

## (૮) સહકારી પ્રવૃત્તિ

આ દેશમાં વીસમી સદીની શરૂઆતથી જ સહકારી પ્રવૃત્તિ શરૂ થઈ છે છતાંય એ પ્રવૃત્તિએ આપણી ધરતીમાં જેવાં જોઈએ તેવા ઊંડાં મૂળ નાખ્યાં નથી અને ગામડાંની આબાદીમાં એણે ખાસ કશો ભાગ ભજવ્યો નથી, કારણ કે આ પ્રવૃત્તિ ખેડૂતોની સ્વયંસ્ફૂર્તિથી શરૂ થઈ નથી હોતી પણ સરકારી અમલદારોની ભલી લાગણીથી ચાલી રહી હોય છે કોંગ્રેસ સરકાર આવ્યા પછી આ પરિસ્થિતિમાં કશો ફેરફાર થયો નથી પણ એક રીતે સહકારી પ્રવૃત્તિ કોંગ્રેસ સરકારને ઘણી અનુકૂળ આવી છે કારણ કે જે જે કોંગ્રેસીઓ કોઈ ને કોઈ કારણે રાજતંત્રમાં ગોઠવાઈ ન શક્યા એમને ઠેકાણે પાડવા માટે આ પ્રવૃત્તિ એક બહુ જ મહત્ત્વનું રાજકીય સાધન બની ગઈ છે એક બાજુ કંટ્રોલો છે એટલે એના પડછાયા જેવા ખરીદ વેચાણસંઘો ઠેરઠેર ઊભા થયા છે અને એમાં બાંધેલે ભાવે ચીજો ખરીદવાની હોય છે બાંધેલે




ભાવે વેચવાની હોય છે અને આંધળો નફો કરવાનો હોય છે. આ રીતે વાસ્તવિકરીતે તો સહકારને નામે લાગતા વળગતા લોકોને અનાજ, કાપડ, લોઢું, સીમેન્ટ, ઘીરધાર, ખેતીને લગતો સામાન, અને દૂધના ઈજારા અપાઈ ચૂકયા છે. સહકારના ક્ષેત્રમાં સરકાર પેઠી છે અને સહકાર અભડાયો છે. આ ઈજારા પદ્ધતિ તો જ્યાં સુધી કંટ્રોલ હોય ત્યાં સુધી જ ટકી શકે પછી તો મોટા ભાગની મંડળીઓને સંકેલી લીધા સિવાય છૂટકો નહીં. એટલે વળી એક નવી યુક્તિ શોધવામાં આવી છે. જંગલની પેદાશ જેવી જે જે વસ્તુઓના ઈજારાઓ સરકાર આપતી હોય તેમાં ગરીબોના ઉદ્ધારને નામે સહકારી મંડળીઓ ઊભી કરવામાં આવે છે. ખાનગી વ્યાપાર ઉપર પ્રતિબંધ મૂકવામાં આવે છે અથવા તો એમની સામે અત્યંત આકરી શરતો મૂકવામાં આવે છે. આ અખતરાખોરીમાં સરકાર ઈન્કિમટેક્સ ગુમાવે છે, ગેરવહીવટને ઉત્તેજન આપે છે અને જે ગરીબ અને અભણ લોકોને નામે આ બધું થાય છે એ તો બિચારા ત્યાંના ત્યાં જ રહે છે. પ્રજાએ સહકારને પચાવ્યો છે કે નહીં એની પાયાની કસોટી તો આપણી ખેત પદ્ધતિ છે. ત્યાં મોટા ભાગની સહકારી મંડળીઓ સરકારની પૂરેપૂરી મદદ હોવા છતાં સંપૂર્ણ રીતે નિષ્ફળ નીવડે છે એટલે આજે તો આપણો સહકાર કાં તો ઈજારો છે કે કોઈ પણ બાર બદમાસ માણુસ ભેગા થઈને એક શરીફ માણુસનો ધંધો ખૂંચવી લેવાની કાયદેસરની સગવડ છે. આવી સહકારી પ્રવૃત્તિ પ્રજામાં શી રીતે પ્રાણુ પૂરશે ?

### (૯) કેળવણી

છેલ્લાં પાંચ વર્ષમાં નિશાળો, હાઈસ્કૂલો, કૉલેજો અને અન્ય શિક્ષણુ સંસ્થાઓની સંખ્યાઓમાં સારો એવો વધારો થયો છે. નવી યુનિવર્સિટીઓ સ્થપાઈ છે. અને વધુ સ્થપાવાની વકી છે. પણુ બીજા દરેક ક્ષેત્રની પેઠે કેળવણીમાં પણુ જેમ જેમ વિસ્તાર વધતો જાય છે તેમ તેમ ઊંડાણુ ઘટતું જાય છે. કેળવણીનું ધોરણુ સતત નીચે ઊતરી રહ્યું છે. શિક્ષકો–પ્રોફેસરો વિશેષ બેદરકાર બની રહ્યા છે. વિદ્યાર્થીઓની ઉદ્દંડતા અનેક જગાએ ગુંડાગિરિની હદ સુધી પહોંચી જાય છે. કેળવણીની ભવિષ્યની દિશા સંબંધી ચર્ચાઓ ઘણી થાય છે, અખતરાઓનો પાર નથી પણુ નક્કર માર્ગદર્શન કયાંય મળતું નથી. પરિસ્થિતિ આવી હોવા છતાં સરકાર સંપૂર્ણ રીતે લાચાર થઈને બેસી–રહી છે. આપણા રાજતંત્ર અને અર્થતંત્રની પેઠે આપણી કેળવણીની દશા સુકાન વગરના વહાણુ જેવી છે.

### (૧૦) વસતિ

આપણો પાયાનો અને સૌથી મોટો જો કોઈ પ્રશ્ન હોય તો તે નિરંકુશ વસતિ વધારાનો છે. સરકારની આબાદીની તમામ યોજનાઓને પાયામાં સુરંગ ચાંપતો આ સળગતો પ્રશ્ન છે. હજી તો મોટી મોટી નહેર યોજનાઓના કશાં ઠેકાણાં પડયાં નથી ત્યાં તો દર વર્ષે નવાં પચાસલાખ બાળકો ઉંવાં ઉંવાં કરતાં આ કલ્યાણુ રાજ્યમાં જન્મીને કૃતાર્થ થવા આવી રહ્યાં છે. એકબાજુ સરકારી આરોગ્ય યોજનાઓ પ્રજાનું મરણુ પ્રમાણુ ઘટાડવાની કોશિશ કરી રહી છે. અને બીજી બાજુ કૂતરાં–બિલાડાંથી માંડીને માણુસ સુધીના પ્રાણીઓના વસતિ વધારા સામે કશો જ- અંકુશ નથી. ઘણા અજાણુ લોકો એમ પૂછે છે કે આ બાબતમાં તો સરકાર બિચારી શું કરે ? આ બાબતમાં તો સરકાર ઘણું ઘણું કરી શકે તેમ છે. આ દેશમાં પાંચ કરોડ સ્ત્રી–પુરુષો એવા અસાધ્ય શારીરિક, માનસિક અને નૈતિક વ્યાધિઓથી પિડાઈ રહ્યાં છે કે એમનું તત્કાળ વંધ્યત્વીકરણુ થઈ જવું જોઈએ. છતાંય આ પ્રશ્ન બધાને એટલો હળવો લાગે છે કે એમાં પહેલાં મામુલી પગલાં તરીકે શ્રીમતી લીલાવતી મુનશીએ એક બિલ આણ્યું તેને અભરાઈએ ચડાવી દેવામાં આવ્યું છે. જૂની વસતિ માટે આપણે હજુ પ્રાથમિક જરૂરિયાતો પૂરી પાડી શકયા નથી ત્યાં તો છેલ્લાં ૭ વર્ષમાં ત્રણુ કરોડની





વસતિ વધી ગઈ. ગોકળ ગાયની ચાલે ચાલતી યોજનાઓ અને દેડકાની ચાલે ચાલતી વસતિ એ એમાં સરવાળે કોણ જીતશે એ તો પ્રભુ જાણે!

## (૧૧) થઈ શું રહ્યું છે, થવું શું જોઈએ

લોકશાહીને જો આપણે સફળ કરવી હોય તો લોકશાહીના પહેલા સૂત્ર "લોકશાહીમાં કોઈપણ માનવી અનિવાર્ય નથી." નો વફાદારી પૂર્વકઅમલ કરવો જોઈએ. જ્યોર્જ વૉશિંગ્ટન બે વખત ચૂંટાયા પછી મિત્રોનું અને પ્રજાનું અત્યંત દબાણ હોવા છતાં ત્રીજી વખત ચૂંટણીમાં ઊભો રહ્યો ન હતો. આપણે ત્યાં તો ટી. પ્રકાશમ જેવા અત્યંત વૃદ્ધ અને અશક્ત નેતાઓ પણ સત્તાની લાલસા છોડી શકતા નથી. વ્યક્તિવાદનું અનિષ્ટ એથીય વિશેષ ઊંડું ઊતર્યું છે. કોઈપણ લોકશાહીમાં હારેલી વ્યક્તિ કે પક્ષ સત્તાના સૂત્રો લેતી નથી. ચર્ચિલ જેવા મહારથીને ઇંગ્લાંડની પ્રજાએ ફેંકી દીધો તો એ હારને એણે હસતે મોંએ સ્વીકારી લીધી. અને જનતાનો ચુકાદો એ જનાર્દનનો ચુકાદો માનીને જનતાના ચુકાદાને તેણે સહર્ષ માથે ચડાવ્યો. જ્યારે આપણે ત્યાં તો ચૂંટણીમાં નિષ્ફળ ગયેલા નેતાઓને પાછલે બારણેથી ધારાસભામાં ઘુસાડવામાં આવે છે. લોકશાહીનું આવું અપમાન કરતાં પહેલાં બહેતર છે કે આપણે પ્રમાણિકપણે કહી દેવું જોઈએ કે અમારી પ્રજા લોકશાહી માટે નાલાયક છે. એટલે બધા સત્તાધિકારી પુરુષોને માથે મુગટ મૂકી દઈને એમને નવા રાજાઓ તરીકે જાહેર કરવામાં આવે છે.

ખેતીની બાબતમાં ચીનની પેઠે આ પ્રશ્નને મૂળમાંથી ઉકેલવો જોઈએ. એમ કરવાને બદલે ગણોતધારા અને ઋણરાહતધારા જેવા અર્ધદગ્ધ ધારાઓ પસાર કરીને એક બાજુ ગામડાના સદીઓ જૂના અર્થતંત્રને પીંખી નાખવામાં આવ્યું છે અને બીજી બાજુ એનું સ્થાન લઈ શકે એવું એનાથી ચડિયાતું અર્થતંત્ર સરકાર નિર્માણ કરી શકી નથી. જમીનદારી નાબૂદ થાય એની સાથેસાથે જ ખેતીનાં આર્થિક એકમો કરી નાખી વધારાની વસતિને ગૃહઉદ્યોગો, ગ્રામઉદ્યોગો અને મોટા ઉદ્યોગોમાં ગોઠવી દેવી જોઈએ અથવા તો સહકારી કે સામુદાયિક ખેતી કે બીજી કોઈ પદ્ધતિ જે આપણી ધરતીને અનુકૂળ હોય તેનો અમલ થવો જોઈએ. નહિતો એક પ્રશ્ન ઉકેલવા જતા બીજા અનેક પ્રશ્નો આપણે ઊભા કરીશું. અને મૂળ પ્રશ્ન સરખી રીતે ઉકલશે નહીં જ.

નહેરોની બાબતમાં શ્રી. સયાજીરાવ ગાયકવાડનો પુસ્તકાલયો માટે જે નિયમ હતો તે જ નિયમ લાગુ પાડવો જોઈએ. એટલે દરેક પ્રાંતની પ્રજા જેટલા પ્રમાણમાં પૈસા કે પરિશ્રમ આપે તેટલા જ પ્રમાણમાં મધ્યસ્થ સરકાર એમને સહાય કરે તો આવા ઓછે પૈસે અને ઓછી મહેનતે મોટાં મોટાં કામો પાર પડે. એને બદલે આજે પરિસ્થિતિ એ છે કે જેમને સૌથી વધુ ગુંડાગિરિ કરતા આવડતી હોય તેઓ પોતાને ત્યાં વધુમાં વધુ નહેરો કરાવી શકે છે. અને મોટી યોજનાઓ માટે નાણાં નથી એમ કહીને સરકાર પરદેશથી અનાજ આયાત કરવા માટે અને લોકોને રાહત આપવા માટે નહેર યોજનાઓ માટે જોઈએ એના કરતાં અનેકગણાં નાણાં ખરચી રહી છે! એક સામાન્ય દાખલો લઈએ. બિહારની શોક નદી કોસી ઉપર જળબંધ બાંધવા માટે ૬૫ કરોડ રૂા. ની જરૂર છે. પણ એ બંધમાંથી તાત્કાલિક વળતર કંઈ મળતું ન હોવાથી સરકાર એ યોજનાની ફેર તપાસ માટે કમિટીઓ ઉપર કમિટીઓ નીમ્યે જાય છે. પરિણામે આ સાલ એ નદીમાં પૂર આવ્યું અને પ્રજાને ૭૫ કરોડ રૂા. નું નુકશાન થયું. એ ઉપરાંત સરકાર રાહતના ખર્ચશે એ તો જુદા. આ રીતે ઠેર ઠેર થીગડાં મારવાથી મોટા પ્રશ્નો ઉકેલાતા નથી પણ ઉલટા વિશેષ ગૂંચવાય છે. એક બાજુ સરકાર કહે છે કે અમારા કોમ્યુનીટિ પ્રોજેક્ટસ્ ઘણા ફત્તેહમંદ થયા છે અને લોકો પાર વગરનો પરિશ્રમ સ્વેચ્છાએ આપી રહ્યા છે તો પછી નહેર

યોજનાઓ સરતી કરવામાં અને ઝડપથી પૂરી કરવામાં સરકારને શું નડી રહ્યું છે તેની સમજ પડતી નથી. ઉદ્યોગો અને અર્થતંત્રની બાબતમાં ગાંધીવાદ, મૂડીવાદ, અને સામ્યવાદનો તદ્દન અર્થરહિત પરસ્પર વિરોધી ચીજોનો ખીચડો જ્યાંસુધી રહેશે ત્યાંસુધી આપણો કોઈ શુક્રરવાર વળે તેમ દેખાતું નથી. એ જ રીતે લશ્કર, રાજવહીવટ વગેરેમાં ખમીર બતાવી મૂળભૂત સુધારા કરી રાજ્યપ્રજા એક દિલથી કામ ન કરે ત્યાં સુધી આ ને આ સ્થિતિ ચાલ્યા કરવાની. આપણી વિશેષ કમનસીબી તો એ છે કે લોકો જેમને ગાળો દેતા હોય છે એને જ મત આપતા હોય છે અને ત્યારપછી તેઓ જે કાયદાઓ પસાર કરે તેમાંથી છટકવાની અસંખ્ય યુક્તિઓ શોધતા હોય છે. મને તો કેટલીક વખત એ આશ્ચર્ય થાય છે કે આ છાશવારે જે કાયદા બદલાય છે અને ફરમાનો અને ફતવાઓ નીકળે છે એનો લોકો કાં તો લાચારીથી અમલ કરે છે અથવા તો અમલ કરતા જ નથી. પણ એ કાયદાઓમાંથી અમલદારો પ્રધાનો અને ધારાસભ્યો કેટલા કાયદા પાળતા હશે એ જ એક પ્રશ્ન છે. ૨૫ માણસ જમાડવાનો કાયદો તો કોઈ સત્તાધીશો પાળતા નહોતા અને છતાંય એ જ કાયદાના જોરે અનેક લોકોને પાર વિનાની હેરાનગતિ કરતા હતા એ એક જગજાહેર હકીકત છે.

આપણે ત્યાં કાયદાની ગંભીરતા નથી કોંગ્રેસીઓ સમજ્યા કે નથી પ્રજા સમજી. એવી પરિસ્થિતિમાં આ કલ્યાણ રાજ્યના સંચાલકો ઢગલાબંધ કાયદાઓ પસાર કરીને કાયદાને શા માટે હાંસીપાત્ર બનાવી રહ્યા છે એ સમજાતું નથી.

આપણા દેશમાં સ્વાતંત્ર્ય પછી ઘણાં મોટાં મોટાં કામો થઈ રહ્યાં છે એનાથી હું અજાણ નથી પણ આ દેશમાં પૈસો, સાધનો, સંસ્થાઓ, માનવબળ, તકો, નિષ્ણાતોની સહાય અને કાચો માલ સામાન જેટલા પ્રમાણમાં છે તેને હિસાબે ખાસ કશું નોંધપાત્ર કામ થતું નથી. અને આ પરિસ્થિતિ દિવસે દિવસે વિશેષ કથળતી જાય છે.

એટલે આ બધું જોતાં મને પોતાને દેશનું ભવિષ્ય બીલકુલ ઉજ્જવળ લાગતું નથી.

જે લોકો એમ કહે છે કે એક તપસ્વીના તપને કારણે હજારો વર્ષની ગુલામી પછી આપણે પહેલીવાર મુક્ત થયા છીએ એટલે જૂનાં ગુલામી અવશેષો કાઢતાં થોડો વખત લાગશે અને પછી બધું થાળે પડી જશે તે લોકો મૂર્ખાઓના સ્વર્ગમાં વસતા હોય એમ હું માનું છું.

કારણકે આવી ઊર્મિલ વાતો ઇતિહાસના અજ્ઞાન કે એના ખોટા અર્થકારણમાંથી ઊભી થાય છે.

આપણે તો હજારો વર્ષને બદલે સેંકડો વર્ષોની પણ ગુલામી ભોગવી નથી. મુસલમાનો મુસ્લિમ અમલ દરમ્યાન ગુલામ હતા એમ તો કહી શકાય જ નહિ. સવાલ માત્ર હિંદુઓ પુરતો છે. હિંદુઓ આ પહેલીવાર નહિ પણ ત્રીજીવાર સ્વતંત્ર થાય છે. પહેલી હિંદુ પ્રતિક્રાન્તિથી સર્જાયેલા શંકરયુગ દરમ્યાન ૯ થી ૧૨ સદી સુધીની ચાર સદી સુધી હિંદુઓ સંપૂર્ણ રીતે સ્વતંત્ર હતા, ત્યારપછી પાંચ સદીના મુસ્લિમ અમલ પછી આખી અઢારમી સદી (૧૭૦૭–૧૮૧૮) એ હિંદુ શાસનની સદી હતી. દોઢ સદીના બ્રિટિશ અમલ પછી હિંદુઓને છેલ્લાં સાત વર્ષથી ત્રીજીવાર આત્મનિર્ણયનો અધિકાર મળ્યો છે. છતાંય એ મુમૂર્ષુ પ્રજા ફરી પાછી પોતાની ભૂતકાળની ભૂલોનું અત્યંત પ્રમાણિકપણે પુનરાવર્તન કરી રહી છે. એટલે એ પ્રજાનું ભવિષ્ય ઐતિહાસિક રીતે ઉજ્જવળ દેખાતું નથી.

તો પછી આપણા ગુંચવાયલા કોકડાનો કોઈ ઉકેલ છે જ નહિ? હોઈ પણ ના શકે?

## બે ઉકેલો

મને પોતાને તો વર્તમાન પરિસ્થિતિનો કોઈ જ ઉકેલ દેખાતો નથી. જે દેખાય છે તે બે જ ઉકેલો દેખાય છે; એક ભૂતકાળનો અને એક ભવિષ્યકાળનો.

# રક્તક્ષયની દવાઓ

ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

લોહીમાં ફીકાશ એ આજનો સર્વસામાન્ય રોગ છે. શરીરશક્તિનો દુરૂપયોગ અને સત્ત્વહીન ખોરાકને લીધે આ રોગના ભોગી થઈ પડતા દર્દીઓ એના વિષે ક્યારેય વિચારી શકતા જ નથી : ડાૅક્તરો 'એનેમિક' જેવું નિદાન બતાવે તે પછી પણ. આ લેખમાં આ રોગને વિદ્વાન ડાક્તર–લેખકે ખૂબ સરળતાથી રજૂ કર્યો છે—એના ઇલાજ સાથે.

એનિમિયા. દરદીઓનો ખૂબ જાણીતો શબ્દ છે. આને 'લોહીનું પાણી થવું' 'લોહી ઓછું થવું' આ શબ્દોમાં ડાક્તરો દરદીઓને સમજાવે છે. એનિમિયા એટલે રક્તક્ષય. વ્યક્તિના લોહીમાં રાતા કણોની સંખ્યા ઓછી હોય ( જે એક સૂક્ષ્મબિંદુમાં પચાસથી પંચાવન લાખ જેટલાં હોવા જોઈએ ) કે રક્તલોહનું (હિમોગ્લોબિન. આમાં લોહ હોય છે) પ્રમાણ ઘટ્યું હોય ત્યારે રક્તક્ષયની દશા આવી પડે છે. આ બન્ને અવસ્થામાં લોહીમાં પ્રાણવાયુનું પ્રમાણ ઓછું રહે છે. જેથી પેશીઓને ઓછો પ્રાણવાયુ મળતાં જીવનક્રિયાની શક્તિ ઓછી થવાથી કામ કરતાં થાક લાગે છે, ચાલવાથી હાંફ ચડે છે. અશક્તિ વરતાય છે. ચહેરા ઉપર ફીકાશ દેખાય છે. શરીરમાંથી લોહી વહી જવાથી, ખોરાકમાં લોહતત્ત્વ અપૂરતું કે ના મળવાથી અગર તો નાનાં આંતરડાંની લોહતત્ત્વ શોષી લેવાની અશક્તિથી રક્તક્ષય થાય છે. વળી રક્તક્ષયનો એક ઉગ્ર પ્રકાર દુષ્ટપાંડુ ( pernicious Anoemia ) છે. આમાં રાતા કણોનું ઉત્પાદન ઓછું હોય છે.

આપણા શરીરમાં સાડાત્રણ ગ્રામ જેટલું ( એક ગ્રામ એટલે બે આનો ભારનો પોણો ભાગ) લોહતત્વ હોય છે. જેનો ૩/૪ ભાગ તો રક્તલોહમાં રહે છે. બાકીનું હાડકાંનો માવો કલેજું અને બરોળમાં જમા રહે છે. રોજ કેટલાયે રાતા કણો નાશ પામે છે. એમાંનું છૂટું પડેલું રક્તલોહ વળી પાછું ઉપયોગમાં લેવાય છે. છતાં પે રોજ ૧૦૦ મિલિગ્રામ (૧૦૦૦ મિલિગ્રામનો એક ગ્રામ થાય) લોહનો નાશ થાય છે. જેમાંનો

---

ઘણી વખત નાના માણસોને મોટા સત્યોનું દર્શન થતું હોય છે. મારા એક મુરબ્બી જે પોતાની જુવાનીમાં શિક્ષણ ક્ષેત્રમાં સરકારી અમલદાર હતા અને વૃદ્ધાવસ્થામાં લોકસેવાનું કાર્ય કરે છે એમની સાથે આપણા વર્તમાન પ્રશ્નોની ચર્ચા નીકળતાં એમણે કહ્યું હતું કે, "We are a best second rate people " અર્થાત "આપણે એક બીજી પંક્તિની પ્રજા છીએ" આ એક સાદા વાક્યમાં આપણાં છેલ્લાં બારસો વર્ષના ઇતિહાસનો અર્ક સમાયેલો છે. બુદ્ધિશાળી પણ ક્ષીણપ્રાણ હિંદુ પ્રજા સદીઓથી નેતાગિરિની તાકાત અને તાલીમ ગુમાવી બેઠી છે. એટલે જ છેલ્લાં હજાર વર્ષમાં હિંદુઓએ પોતાની ઉત્તમોત્તમ સર્જક શક્તિ મુસ્લિમ અને બ્રિટિશ શાસનના સુવર્ણયુગ દરમ્યાન જ બતાવી છે.

સરદાર પટેલ જ્યારે હયાત હતા ત્યારે એમણે ગુજરાતની પ્રજાને વચન આપ્યું હતું કે " હું આવતાં પાંચ વર્ષમાં ગુજરાતમાં નહેરો કરાવી ગુજરાતના અન્નપાણીનો પ્રશ્ન ઉકેલી નાખીશ." સરદાર પટેલ આ વચનને પાળી શક્યા હોત ! કે પછી એમના વચનની દશા શ્રી. જવાહરલાલ નેહરુના ઈ. સ. ૧૯૫૧ માં દેશને અન્ન સ્વાવલંબી બનાવવાના તેમજ કાળાબજારીયાઓને ફાંસીને માચડે ચડાવવાના વચનો જેવી થાત !

એનો આધાર પરિસ્થિતિ ઉપર છે. [ચાલુ]






ચોથો ભાગ તો ખોરાકમાંથી પ્રાપ્ત થાય છે લીલાં શાકભાજી, લીલવા, બટાટા, માંસ-ઈંડાં, ઘઉં, ખારેક-ને કીસમીસ, ગાયનું દૂધ આટલા ખાદ્ય પદાર્થોમાંથી શરીરને લોહતત્વ મળે છે. જાણવા જેવું છે કે લોહ પચાવવા માટે વિટામિન એ. બી. સી. તથા કેલ્શિયમ વગેરે પદાર્થો આવશ્યક છે.

પ્રાચીન કાળથી હિંદમાં રક્તક્ષયની દવા માટે લોહ-ભસ્મ વપરાશમાં છે. લોહથી રક્તવર્ણી રક્તલોહ વધે છે. ફિક્કા એનિમિયાનાં દરદીઓ તામ્રવર્ણા બની આરોગ્ય પ્રાપ્ત કરે છે. ગ્રીક દવાશાસ્ત્રમાં પણ લોહનો ઉલ્લેખ છે પણ યુરોપમાં તો લોહની બનાવેલી "બ્લાકિડ પીલ્સ" નો વપરાશ છેક અઢા-રમી સદીની શરૂઆતમાં અસ્તિત્વમાં આવ્યો.

## લિવર એકસ્ટ્રેટ

રક્તક્ષયના ઘણા પ્રકાર છે. એ અંગે સંશોધન કરતાં ઈ. સ. ૧૮૪૧માં એનો નવો પ્રકાર શોધાયો. આમાં રાતાં કણો ને રક્તલોહનાં ઓછાં પ્રમાણ ઉપરાંત રાતાં કણોનું કદ મોટું હતું. નામ અપાયું "પરનીશિયસ એનિમિયા" (Pernicious Anoemia) (દુષ્ટ પાંડુ) આમાં ઉપચારમાં લોહ ઉપયોગી નહોતું નીવડતું. ઈ. સ. ૧૮૮૩માં કેસલે (Castle) આ રોગનાં મૂળભૂત કારણો શોધ્યાં અને ઉપચારમાં લિવર(કલેજા)નો ઉપયોગ સૂચ-વ્યો. ઈ. સ. ૧૯૨૬ ના ઑગસ્ટમાં બૉસ્ટનના (અમેરિકા) ડૉ. મિનોટ અરફીએ અસાધ્ય લેખાતા દુષ્ટ પાંડુના દરદીઓને લિવરયુક્ત ખોરાક આપી થોડાક દરદીઓને સાજા બનાવ્યા. બીજાઓના આ પ્રયોગથી આ હકીકત નક્કી થઈ. આ સારવારમાં રોજ કાચા કે રાંધેલા અડધા રતલ લિવરની માત્રા નક્કી થઈ. માંસાહારીઓમાં પણ અસ્વાદિષ્ટ પદાર્થનું આટલા બધા પ્રમાણમાં લાંબા વખતનું સેવન અને એનાથી થતા ઝાડા કે ઊલટીની રંતામણીને લીધે આ સારવાર સ્વીકાર્ય ના નીવડી.

કાચા લિવરમાંથી ફક્ત રક્તવર્ધક તત્ત્વ જ રોગો-પચાર માટે ઉપયોગી હતું. તેને છૂટું પાડવાની શોધખોળો શરૂ થઈ. ચારસો ગ્રામ કાચા લિવરમાંથી ફક્ત બાર ગ્રામ જેટલું જ રક્તવર્ધક તત્ત્વ મિનોટ અને કોહને ૧૯૨૭ માં જુદું પાડી સંઘટિત રીતે (Concentrated) ભૂકા રૂપમાં (Liver Extract Powder) રજૂ કર્યું. જે અડધો રતલ કાચા લિવરના આહાર જેટલું અસરકારક નીવડ્યું. આ પછી ૧૯૩૦માં જર્મનીના ગીસલેન (Gaesslen) અને અમેરિકાના કોહ્ને લિવરનું અર્ક (Extract) ઘણા સંઘટિત રૂપમાં ઇન્જેક્શન માટે બનાવ્યું. જેના એક સી. સી. (એટલે ૧૭ ટીપાંનું પ્રવાહી માપ)માં ૩૩ ગ્રામ કાચા લિવરનું સત્વ સમાએલું હતું. એટલે કે આનું ઇન્જેક્શન એના પ્રમાણ કરતાં ૨૦ થી ૩૦ ગણા કાચા લિવરનું પ્રમાણ મોં વાટે લીધા જેટલી જ અસર આપનારૂં છે. આ રીતે વૈપુલ્ય ગુણયુક્ત લિવર એકસ્ટ્રેકટ ઇન્જેક્શનનો ઉપચાર ૧૯૩૦થી અસ્તિત્વમાં આવ્યો. જેના અનુભવથી આજકાલનો કોઈ પણ દરદી ભાગ્યે જ વંચિત રહ્યો હશે.

દુષ્ટપાંડુમાં હાડકાંનો માવો રાતાં કણો પેદા નથી કરતાં. સંગ્રહણી, વારંવારની સુવાવડ, પેલાગ્રા ને વૃદ્ધાવસ્થામાં અપૂરતું પોષણ આ ચાર અવસ્થામાં થતા રક્તક્ષ-યમાં પણ આ પ્રમાણે જ બને છે. આ રોગોમાં લિવર ઈંજેક્શનની સારવાર કાંઈ રામબાણ ના નીવડી. એના સેવન સુધી જ રોગ કાબુમાં રહેતો. ઉપચાર બંધ થતા રોગનો ઉથલો ખાતો હતો. વળી ઈંજેક્શન સારવારમાં સોય ભોંકવાનો ત્રાસ તો હતો ઉપરાંત કોક દરદીઓને લિવર સદતું ના હતું. ઈંજેક્શન લેતાં વાર જ ચૂંટ, ઢીંમણાં, સોજા વગેરે ચિહ્ન દેખા દેતાં હતાં.

## ફૉલિક એસિડ

આથી રસાયણ શાસ્ત્રીઓનું લક્ષ્ય તો કલેજામાં છુપા-





એવું રક્તક્ષય વિરોધી (Anti-Anoemic factor) તત્ત્વ શોધી કાઢવામાં કેન્દ્રિત હતું આમ કરતાં વિટામિન-શોધકોના હાથમાં એક શક્તિશાળી રસાયણ હાથ આવ્યું. ને જીવાણુઓ અને પ્રયોગશાળાનાં પ્રાણીઓના જીવન માટે અત્યાવશ્યક જણાયું. સ્પીનેચની ભાજી, સોયાબિન, યિસ્ટ વગેરેમાં અસ્તિત્વ ધરાવતા આ રસાયણને ટેકસાસ (અમેરિકા) યુનિવર્સિટીના ડૉ વિલિયમ રોજરે "ફૉલિક એસિડ" (Pteroyl mono glutamic Acid) નામ આપ્યું.

પછી કેમિસ્ટોની કાર્યદિશા બદલાઈ. ફૉલિક એસિડનું રસાયણિક પૃથક્કરણ થવા માંડયું. અમેરિકાની લેડર્લ અને સાયનેમાઈડ કંપનીએ સંયુક્ત રીતે આ કામ હાથ ધર્યું. કેમિસ્ટોનું જુથ ફૉલિક એસિડના સંશોધનમાં પડ્યું. સેંકડો હજારો ડૉલરનાણું ખરચાયું. એક ટન લિવરમાંથી માત્ર વટાણા જેટલું કે ગ્રામ ફૉલિક એસિડ પ્રાપ્ત થયું. જો આ રીતે ફૉલિક એસિડ બનાવવામાં આવે તો એક ગ્રામની કિંમત બે હજાર ડૉલર જેટલી થવા જતી હતી. કેટલી બધી મોંઘી દવા ? જનતાને ખરીદવી કેમ પરવડે !

હવે કેમિસ્ટોએ દવા કૃત્રિમ રીતે બનાવવી સસ્તી પડે એવી યોજના હાથ ધરી. લેડર્લ કંપનીમાં સોળ કેમિસ્ટોનું જૂથ કામે લાગી પડ્યું. આ તો અણુને છેદવા જેવું ભગીરથ કામ હતું બે વરસના પરિશ્રમ બાદ ૨૦ મી જુલાઈ ૧૯૪૫ના દિવસે સોનેરી રંગના ભૂકારૂપે ફૉલિક એસિડ કૃત્રિમરૂપે બનાવાયું. રસાયણ વિદ્યાક્ષેત્રમાં આ મહાન વિજય હતો. દવાશાસ્ત્રમાં અસાધ્ય લેખાતા રોગની અકસીર દવા શોધાઈ. માનવીને રીબાવનાર રોગને અંકુશમાં આણનાર રામબાણ ઔષધિ જનસુલભ બને એવી રીતે પ્રાપ્ત થઈ.

સિન્થેટીક ફૉલિક એસિડ શોધનાર રસાયણીઓમાં સુકાની હતો હિંદનો સપુત ડૉ. વાય. સુબ્બરાવ. એને આ દવા શોધનું પ્રેરણાબળ આપનાર એક કરુણ કથની છે. મદ્રાસનો એ વતની. એનો એક વહાલસો-


ડૉ વાય સુબ્બરાવ

યોજાઈ સંગ્રહણીથી પિડાતો હતો. ઝાડાથી ધોવાયેલું ફીકું શરીર છેવટે મૃતપ્રાય થયું ત્યારે બાવીસ વર્ષના સુબ્બરાવના દિલમાં એક બાબત કોતરાઈ ગઈ. 'શરીરને ક્ષીણ કરતા આ રોગ આગળ માનવી પાંગળો કેમ બને ? શું આ રોગની કોઈ દવા જ નહીં હોય!"

પછી તો એ દાકતર થયો. વધુ અભ્યાસાર્થે લંડન ગયો. સંગ્રહણી અંગે સંશોધન કરવાની ઇચ્છાસહ બૉસ્ટન (અમેરિકા) ગયો ત્યાં હારવર્ડમાં અધ્યાપનકાર્ય સાથે પ્રયોગશાળામાં લિવર ઉપર સંશોધન કર્યા કર્યું. તક મળતાં દર રવિવારે સાત વર્ષ સુધી ન્યૂયૉર્ક જઈ સંશોધનકામ જારી રાખ્યું. છેવટે લેડર્લમાં જોડાઈ કૃત્રિમ રીતે ફૉલિક એસિડ બનાવ્યું. આ રીતે પચ્ચીસ વર્ષ પહેલાં સંગ્રહણીના ઉપચાર અંગેનો સાશંક વિચાર ભગીરથ પુરુષાર્થ દ્વારા મૂર્તિમંત કરી સુબ્બરાવે ભાઈના મૃત્યુનું સાચું તર્પણ કર્યું.

દવા તો શોધાઈ પણ એના માનવ ઉપર અખતરા તો થવા જોઈએ ને ? બરમિંગહામના ડૉ. ટૉમ Tom સ્પાઈને રક્તક્ષયના દરદીઓ ઉપર એનો અખતરો કર્યો. દરદીઓના મોં ઉપર લાલી આવી. પગમાં બળ આવ્યું ડૉ વિલિયમે જીવે કે મરે એ સ્થિતિમાં દરકાર વિહીન પડેલા દુષ્ટપાંડુઓના દરદીઓ ઉપર ફૉલિક એસિડ અજમાવ્યુ. ચમત્કાર થયો ! જાદુની અસર થઈ! ખોરાક પણ ના ખવાય એવી આવી ગયેલી જીભ ત્રણ-ચાર દિવસમાં સુધરી. દરદીઓ દુકાળિયાની જેમ ખાવા મંડી પડયા. ઝાડા ને ચૂંક મટી ગયા, ને આઠ દિવસમાં તો મરવા ધારેલા દરદીઓ વૉર્ડમાં હરતા ફરતા થઈ ગયા !

સંગ્રહણી, ગર્ભાવસ્થાનો રક્તક્ષય, બાળપણ ને વૃદ્ધાવસ્થાનો અપૂરતા પોષણને લીધે થયેલો રક્તક્ષય ને




દુષ્ટપાંડુ માટે ફૉલિક એસિડ પુનઃ જીવનદાતા દવા સાબિત થઈ છે. વળી આ ગોળીઓ મોં વાટે લેવાની હોઈ દરદીઓ ઈન્જેક્ષનના ત્રાસથી મુક્ત રહે છે. દવાથી રોગ કાબુમાં આવ્યા બાદ ફૉલિક એસિડ સમૃદ્ધ ખોરાક ખાવાથી રોગનો ઉથલો ખાતો નથી.

## વિટામિન–બી$_{12}$

વખત વીતતાં પુરવાર થયું કે ફૉલિક એસિડ સંગ્રહણી માટે રામબાણ નીવડ્યું છે પણ દુષ્ટપાંડુ માટે તો ખાસ ગુણકારી નથી. ઉલટું એનાથી દુષ્ટપાંડુ રોગીઓના જ્ઞાનતંતુની વ્યાધિ વધી પડી. આ દરદીઓને લિવર એક્સ્ટ્રેટ ખૂબ માફક રહેતું હતું એટલે આમાં છૂપાયેલું રક્તક્ષય વિરોધી તત્ત્વ શોધી કાઢવાનું સંશોધન થવા માંડ્યું.

પુરુષાર્થ અને પરિશ્રમ આગળ શું સાધ્ય નથી? ઈ. સ. ૧૯૪૪માં ઈંગ્લેંડ અને અમેરિકામાંથી એકી સાથે કલેજામાંથી વિશિષ્ટ સક્રિય તત્ત્વ છૂટું પાડવામાં સફળતા મળી. આ તત્ત્વ એટલા બધા સૂક્ષ્મ પ્રમાણમાં હોય છે કે એક ટન લિવરમાંથી ફક્ત બસ્સો મિલિગ્રામ જેટલું જ પ્રાપ્ત થાય છે. પણ એ એટલું તો પ્રબળ ગુણકારી છે કે એની થોડીશી માત્રા અદ્દભુત ગુણકારી નીવડે છે. રાતાં કણો ઝપાટાભેર ઉત્પન્ન થાય છે. આવી ગયેલાં મોંને જીભમાં ઝડપી સુધારો થાય છે. ભૂખ લાગે છે. શક્તિ આવે છે. વળી આમાં એક વધારાનો ગુણ બાળકોમાં શારીરિક વૃદ્ધિ બઢાવવાનો છે. આ દવા વિટામિન–બી જુથની હોવાથી નામ આપવામાં આવ્યું વિટામિન બી$_{12}$.

આપણા દેહમાં આતરડાંમાં જીવાણુઓની ક્રિયાથી ખોરાકમાંથી આવશ્યક વિટામિન–બી$_{12}$ મળી રહે છે. ખોરાકમાં બટાટા, કોબિજ, વટાણા, જવ, ફણગાવેલાં સૂકાં કઠોળ, માછલી, ઈંડાં વગેરેમાં એ સમાયેલું છે.

વિટામિન–બી$_{12}$ ગાયના છાણમાં હોવાનું જાણવામાં આવ્યું છે. સંગ્રહણી અને દુષ્ટપાંડુમાં ગાયનું મૂત્ર ને છાણ શુદ્ધ કરીને વારંવાર ઉકાળ્યા બાદ દવાની માત્રા રૂપે પીવાનો એક ઘરગથ્થુ ઉપચાર જાણીતો છે. અન્ય દવા દારૂથી ના મટતો આ અસાધ્ય રોગ સાધારણ જેવા જાણીતા આ ઉપચારથી મટતો જોયાનો સ્વાનુભવ છે. આ તો હવે હમણાં જ્ઞાન થયું કે ગાયના છાણ મુતરમાં વિટામિન–બી$_{12}$ તત્ત્વ ને કોબાલ્ટ ધાતુ સંગ્રહણીને મટાડનાર છે. અનુભવજન્ય આ સાદા ઉપચારને આપણા કોઈ વિજ્ઞાનીએ વિજ્ઞાનની કસોટીએ ચઢાવી તપાસ્યો હોત તો શું આ અસાધ્ય રોગની રામબાણ દવા શોધાયાનું માન હિંદના ફાળે ના આવત!

લિવરમાંથી જુજ પ્રમાણમાં પ્રાપ્ત થતું વિટામિન–બી$_{12}$ જનસુલભ સોંઘુ બનાવવા માટે સ્ટ્રેપ્ટોમાયસીસ ગ્રીસીયસ નામની ફૂગનો ઉપયોગ સ્વીકારવામાં આવ્યો છે. ક્ષયરોગની અમૃતસમ દવા સ્ટ્રેપ્ટોમાયસીન પેદા કરનાર આ ફૂગના સ્ત્રાવમાંથી વિટામિન બી$_{12}$ પણ મળી આવે છે. જે ઘેરાં લાલરંગી પાસાદાર કણોના રૂપમાં ગોળી અને ઈંજેક્ષન વાટે દરદીઓને આપવામાં આવે છે.



# કવિ કુન્દનલાલનું મેઘદૂત

વિભૂતિભૂષણ મુખોપાધ્યાય
અનુ૦ સુરેશ હ૦ જોષી

મહાકવિ કાળિદાસના મેઘદૂતની આબેહૂબ નકલ કરનાર એક લક્ષ્મીપૂજક મારવાડી કેવી હાસ્યછોળો રેલાવે છે એ આ વાર્તા વાંચીને ખડખડાટ હસી પડ્યા પછી જ સાબિત થઈ શકે છે. અને ક્યારેક તો આવા લક્ષ્મીદાસો પ્રત્યે એક જાતની અનુકંપા પણ પેદા કરી જાય છે. અને છતાં કાળિદાસની કે મેઘદૂતની ઠઠ્ઠા કરવાનો આશય આપણને લાગતો જ નથી!

૧૯૪૩ ની સાલમાં વરસના છેલ્લા કેટલાક મહિના મારે બંગાળના ઉપસાગરની ઉત્તર-પૂર્વમાં આવેલા એક નાના બેટમાં ગાળવા પડ્યા હતા. એને તે વખતે ચાલી રહેલા બીજા વિશ્વયુદ્ધની સાથે સબંધ હોવાને કારણે એ બેટનું નામ અને ત્યાંના મારા પ્રવાસનું કારણ અહીં પ્રકટ કરી શકાય તેમ નથી. સ્થળ ભારે અદ્ભુત હતું. ઊંચી ટેકરી પર ઊભા રહીને જોઈએ તો તૃતીયાના ચન્દ્રના આકારની નીલ સમુદ્રની રેખા નજરે પડતી. એના કાંઠા પરથી, દૂર દૂર, નજર પહોંચે ત્યાં સુધી, ચારે બાજુ બધું લીલુંછમ દેખાતુંઃ ધાનનાં ખેતર, વચ્ચે વચ્ચે નારિયેળી ને સોપારીનાં ઝાડ—એક નિરવચ્છિન્ન હરિયાળીનું પાથરણું જ જોઈ લો! ને તે ય વળી સદા હવામાં ઝૂલતું ચંચળ—ભારે સુન્દર!

પણ સુન્દર હોવાની સાથે અસહ્ય ખરું. આખા બેટ પર છૂટાછવાયાં ખેડૂતોનાં નાનાં નાનાં ગામડાં હતાં. એઓ માત્ર અનાજ વાવે ને લણે, એ સિવાય એમને બીજું કશું કામ નહીં. થોડા જ દિવસમાં એ બધા સાથીઓના એકવિધ ચારિત્ર માધુર્યથી પ્રાણ વ્યાકુળ થઈ ગયા. મનમાં થયું કે જાણે હું કાઉપરની પેલી કવિતાનો એલેક્ઝાણ્ડર સેલ્કર્ક બની ગયો છું.

એવામાં એક દિવસ આવી ચઢ્યા કુન્દનલાલ.

હું કેમ્પમાં બેસીને કેવળ વખત પસાર કરવાને માટે પુરાણો હિસાબ તપાસી રહ્યો હતો, ત્યાં એકાએક અવાજ સંભળાયોઃ 'રામ રામ બાબુજી!'

ખાતાવહીમાંથી આંખ ઊંચી કરીને જોયું તો સામે એક અપરિચિત સદ્ગૃહસ્થ ઊભા છે—બંધ બટનવાળો કોટ પહેર્યો છે, પગમાં સ્ટ્રીપવાળા જોડા, માથા પર હળદી રંગની મારવાડી પાઘડી. ઉમ્મર હશે ત્રીસ પાંત્રીસની આસપાસ.

મને તો જાણે હાથવેંતમાં સ્વર્ગ દેખાયું. દેશમાં બંગાળી અને મારવાડી સઘળાં રહે, પણ અહીં તો જાણે એ સાવ પોતીકા ન હોય એવું લાગ્યું.

'આવો આવો, શેઠજી, એકાએક શાથી પધારવું થયું!...'

—આ પ્રકારનો પ્રાથમિક વાર્તાલાપ તથા આગતાસ્વાગતા પતાવીને મેં એમને 'કેમ્પચેર' પર બેસાડ્યા.

પરિચય થયો. કુન્દનલાલનું ઘર અજમેરમાં, પણ કેટલીક પેઢીથી એઓ કલકત્તામાં જ રહે છે. અનેક પ્રકારની વસ્તુનો વેપાર બંગાળ આખામાં ચાલે છે. ચાર ભાઈ, કેટલા ય ભત્રીજા, સગાંવહાલાં—બધાં મળીને એ બહુમુખી વેપાર સંભાળે છે. આ બેટ પર એઓ કાંઈ પહેલવહેલા નથી આવ્યા, દર વર્ષે એમને એકબેવાર અહીં આવવાનું થાય જ છે. એકવાર આ મોસમમાં અનાજ કેટલું ઊતરે એમ છે તે જોઈને બાનું આપી જાય, ને બીજીવાર પાક ઉતારતી વખતે આવે ને પોતાના હિસ્સાનું અનાજ વહાણમાં ચઢાવવાની વ્યવસ્થા કરી જાય.

ભારે મજાનો આદમી, એકદમ ખૂબ ઘનિષ્ટ પરિચય થઈ ગયો. અનેક દેશમાં ફર્યા છે, ઊંડાણ ભલે ન હોય, પણ વીગતો ઘણી જાણે છે. હિન્દી સાહિત્યનું આછું જ્ઞાન છે ખરું. બંગાળી બોલી જાણે ખરા,




પણ હિન્દી એમાં છૂટથી ભેળવીને, તે કોઈ કોઈ વાત વળી સાવ જુદી જ બની જાય !

પહેલો પરિચય થયા પછી પાંચેક દિવસ બાદની વાત છે. કુન્દનલાલ ઘણુંખરું સવારના આવતા, તે દિવસે કાંઈ જણાયા નહીં. હું સવારે ને સવારે જ એમની ખબર કાઢવા ગયો. જઈને જોઉં છું તો એઓ ચારપાઈ પર લંબાવીને પડ્યા છે. વરંડામાં એક ખૂણે મુનિમ કાંઈ હિસાબકિતાબ લખી રહ્યા છે, ઘણા લોકો એને ઘેરી વળીને ઊભા છે.

હું ત્યાં પહોંચ્યો એટલે કુન્દનલાલે ઊઠીને મારું સ્વાગત કર્યું. મેં પૂછ્યું : 'શેઠજી, કેમ કાંઈ સૂતા હતા ?'

'ના, અમથો જ.'

'આજે સવારે કાંઈ દેખાયા પણ નહીં ?'

'ના, બીજું કશું કારણ નથી, અહીંનું પાણી જરા કમજોર કરી નાખે છે, શરીર દુરસ્ત રહેતું નથી.'

એ જ માત્ર કારણ નહોતું, એ મૂળ કારણ તો હતું જ નહીં એટલું તો હું સારી પેઠે સમજી ગયો, પણ વધુ પ્રશ્ન પૂછવા એ મને ઠીક લાગ્યું નહીં. પછી તો વાત જામી ખરી, પણ તોય જાણે કશુંક ખૂટતું હોય એવું લાગ્યા કર્યું. મનને ખેંચીતાણીને વાતચીતમાં પરોવવાનો કુન્દનલાલ પ્રયત્ન કરતા હતા, પણ એમાં બધી જ વાર સફળ થતા નહોતા. એક વાર બિલકુલ અસંબદ્ધ જ પ્રશ્ન પૂછી બેઠા : 'ઘરના કાગળપત્ર તમને નિયમિત મળતા રહે છે કે, બંગાળીબાણુ ?'

કુન્દનલાલ તાજા જ પરણેલા હતા તે મને યાદ આવી ગયું. મેં કહ્યું : 'ખાસ નિયમિત તો મળતા નથી, પણ તેથી મને કાંઈ ખાસ ખોટ જાય છે એવું પણ નથી.'

વિદેશમાં એક દેશના માણસ મળે, કદીક કદીક એમની વચ્ચે આછું રહસ્યનું આવરણ રહી જાય. હું પત્ની વગરનો છું એની એમને ખબર હતી. એઓ છેક હમણાં સુધી વિધુર રહી તાજેતરમાં બીજીવાર પરણ્યા છે તે હું પણ જાણતો હતો... શરમાતા શરમાતા મારા તરફ જોઈને સહેજ હસીને કુન્દનલાલ બોલ્યા : 'બંગાલીબાણુ, એ તો ભાઈ દિલ્હીના લડુ, જે ખાય તેય પસ્તાય, ને નહીં ખાય તે પણ...'

મેં કહ્યું : 'જે એકવાર ખાઈ ચૂક્યો છે તે પસ્તાય શા માટે, શેઠજી ?' કુન્દનલાલ ખડખડ હસી પડ્યા, પછી બોલ્યા : 'ના, બંગાળીબાણુ, તમે ભારે રસિક આદમી લાગો છો.

*

આસો લગભગ પૂરો થવા આવ્યો હતો તોય વરસાદ પડ્યા કરતો હતો. શરદ અહીં બહુ ટૂંકી હોય છે ને આવે છેય મોડી. થોડાક દિવસ આકાશ ખાસ્સું ચોખ્ખું રહ્યું, શરદનો પૂર્વાભાસ દેખાવા માંડ્યો હતો, વળી આજે બપોરથી વાદળો ઘેરાવા માંડ્યાં હતાં. દિવસ નમતાં વાદળ વધતાં જ ગયાં. સાંજે ધોધમાર વરસાદ તૂટી પડે એવા ચાળા જોઈને મેં, સૂરજ આથમવાની તૈયારીમાં હતો ને શેઠજીની રજા લીધી, મને થોડે સુધી વળાવીને એઓ એમને ઘરે પાછા ફર્યા.

કેમ્પ સુધી પહોંચતાં તો આકાશ રીતસર ઘેરાઈ ગયું, ને વચ્ચે વચ્ચે વાદળોની ગર્જના પણ સંભળાવા લાગી. ચારેબાજુથી પાણીને માટે આવતો અવાજ પણ અહીં જાણે સાવ નવા જ પ્રકારનો હોય એવું મને લાગ્યું.—એ જાણે નીચેનાં પાણીનો ઉપરનાં પાણી સાથે પરિચિત ભાષામાં ગંભીર વાર્તાલાપ !

અહીંના એકધારા જીવનમાં વરસાદના દિવસો જાણે સવિશેષ અપ્રીતિકર લાગતા હતા. કેદીને જાણે નિર્મળ એકાકી કેદખાનામાં દાખલ થવું પડતું હોય તેવું સાધારણ રીતે લાગતું. હું મારી પાસે થોડાંક પુસ્તકો રાખતો, ખાસ કરીને કવિતાનાં. અહીં આવીને





શરૂશરૂમાં તો એ પુસ્તકો ખૂબ ઉથલાવતો; એ મને ખૂબ ગમતું મનમાં એમ પણ થતું કે ખાસ કાવ્ય વાચવાને માટે જ જાણે વિધાતાએ મને આ 'અર્ધ-સત્ય અર્ધમિથ્યા' એવા સ્થળે સ્વપ્નોનો રાજા બનાવીને અદ્ધર આકાશમાં લટકાવી રાખ્યો છે થોડા દિવસ સુધી તો મારું કાવ્ય-વાચન વિના વિઘ્ને ચાલ્યા કર્યું. પછી ધીમે ધીમે આળસ ચઢવા માંડ્યું, એક એક કરતાં બધાં જ પુસ્તકો પાછાં પેટીમાં મૂકી દીધાં.

આજે સાંજે ફરીથી વર્ષાનું આગમન થતાં તેની સાથે મારા આનન્દનું પણ પુનરાગમન થયું. એનો યશ મેં વર્ષાને દીધો નહીં, એનો યશ તો એક નવપરિણીત યુવાનના સહજ વ્યથામ્લાન હાસ્યને ફાળે જ ગયો! કેટલાય દિવસ પછી મે મારી પેટી ફરી ખોલીને કાવ્યનાં પુસ્તકો બહાર કાઢ્યાં—જગતનો શ્રેષ્ઠ કાવ્ય-ગ્રન્થ બહાર કાઢ્યો—મહાકવિ કાલિદાસનું મેઘદૂત

આખી રાત વરસાદ રહ્યો કુન્દનલાલની વ્યથાએ તે રાત્રે મને ખૂબ વિવશ કરી મૂક્યો 'મેઘદૂતનો' પ્રત્યેક અક્ષર મારી આગળ નવો 'અર્થ' 'ધારણ' કરીને પ્રગટ થતો ગયો. દૂર દૂરના સ્થાને આપેલો દેશવટો..એ જગતમાં કુન્દનલાલની તન્વીશ્યામા શિખરિદશના .. યુવતી વિષયે સૃષ્ટિરાદ્યેવ ધાતુ—સમુદ્રદંગના 'આ સ્વપ્નપુરી એ જગતથી સાવ અળગી' પડી ગઈ છે અહીંની વ્યથા ત્યાંના કોઈકના હૈયા સુધી પહોંચાડવી—એને માટે મેઘથી ય સૂક્ષ્મદેહ, સહાનુભૂતિ ધરાવનાર, સંદેશવાહક કોઈ છે? મોડી રાત સુધી હું જાગતો પડી રહ્યો, પણ દૃષ્ટિની ગતિ એટલી તો વેદનામંથર થઈ ગઈ કે હું 'પૂર્વમેઘ' પણ પૂરો કરી શક્યો નહીં.

બીજે દિવસે સવારથી જ વરસાદ શરૂ થઈ ગયો રાતનો એ સ્વપ્નાળુ ભાવ તો ખાસ રહ્યો નહોતો, છતાં એ એની સહેજ છાંટ તો મૂકતો જ ગયો હતો મેઘદૂત એકવાર પૂરું વાંચવાની ઉત્કટ ઇચ્છા થઈ હતી. સવારનું કામકાજ પતાવીને હું તંબુના પ્રવેશ દ્વાર આગળ મેઘદૂત લઈને બેસી ગયો. વાદળીઓ આછી આછી વિખેરાતાં જતાં હતાં, પવન જરા જોરથી ફૂંકાવા લાગ્યો હતો, આથી વાદળો ઉત્તર તરફ ધકેલાઈ જતાં હતાં. ..ગતે વાદળનું આ દૂતકર્મ આટલું સ્પષ્ટ દેખી શકાતું નહોતું. તેથી રાતવેળાની સ્વપ્નાળુતા લુપ્ત થઈ ગઈ પણ તેનું સ્થાન એક નવા પ્રકારની સજીવતાએ લીધું, થોડી જ વારમાં હું એમાં નિમગ્ન થઈ ગયો.

'પૂર્વમેઘ' પૂરો કરીને 'કેમ્પચેર'માં લંબાવીને એક સિગારેટ સળગાવી. મનને વધુ તૈયાર કરી રહ્યો હતો હવે તો—

ચૂડાપાશે નવકુરબકં ચારુ કર્ણે શિરીષં
સીમન્તે ચ ત્વદુપગમજં યત્ર નીપં વધૂનામ્॥

એ અલકાપુરીમાં પ્રવેશ કરવાનો છે. એવામાં જોઉં છું તો ધીમી ગતિએ કુન્દનલાલ મારી તરફ આવી રહ્યા હતા.

મને ખૂબ આનંદ થયો. મને થયું કે જાણે મેઘદૂતનો વિરહી યક્ષ જ આખી રાતની સાધનાના ફળરૂપે મારે આંગણે આવીને હાજર થઈ ગયો છે તે દિવસે મે કુન્દનલાલનું જરા વધારે સ્વાગત કર્યું. કુન્દનલાલ મારી પાસેની એક 'કેમ્પચેર' પર બિરાજ્યા.

કાલના કરતાં આજે એમનું મન પ્રફુલ્લ લાગ્યું. રહસ્યનો અણસારો પામીને જ જાણે મેં પૂછ્યું, 'આજે શેઠજી કાંઈ ખુશ દેખાય છે, સવારની ટપાલમાં કાગળપત્ર આવ્યો કે શું?'

કુન્દનલાલનું મુખ હાસ્યથી ઉજ્જવળ બની ઊઠ્યું: 'હા બંગાળીબાબુ, આજે એક કાગળ આવ્યો છે. મારે નામે સવા છ રૂપિયાના દરે જે અઢી હજાર મણ ચોખા લઈ રાખ્યા હતા તેનો ભાવ સાડા નવ રૂપિયા થઈ ગયો, હજુ પણ ભાવ ચઢશે.'

મારી કાવ્યાનુભૂતિને આટલો મોટો આઘાત કદી લાગ્યો નહોતો. તો ય મનના ભાવને બને તેટલો




સંતાડીને મેં એમને આનન્દપૂર્વક અભિનન્દન આપ્યા. પછી તો બીજી ઘણી વાતો નીકળી, એ વાતોમાં કુન્દનલાલનો આનન્દ જ જાણે ઊભરાઈ ઊઠ્યો. મેં મનને સમજાવ્યું: આટલો બધો આનન્દ એમને થાય છે એનો અર્થ એ કે આ નફાના સમાચાર સિવાય બીજા મિષ્ટતર સમાચાર પણ એમને મળ્યા હોવા જોઈએ, પણ શરમના માર્યા એ કહી શકતા નથી.

મેઘદૂત એક નાના ટેબલ પર મૂક્યું હતું. એકવાર કુન્દનલાલે એને હાથમાં લીધું. ચોપડી બંગાળી લિપિમાં છાપેલી હતી. એમાં સંસ્કૃત શ્લોક અને એનો બંગાળી અનુવાદ હતો. પાનાં આમતેમ થોડી-વાર ફેરવીને એમણે પૂછ્યું : 'આ તમે કઈ ચોપડી વાંચતા હતા, બંગાળી બાબુ ?'

મેં કહ્યું : 'મેઘદૂત'

'મેઘદૂત?...અચ્છા !...'

મેં પૂછ્યું : 'તમે તો વાંચ્યું જ હશે, ખરું ને ?'

'ના, બંગાળી બાબુ, નામ સાંભળવામાં આવ્યું હોય એવું લાગે છે. એમાં વાત શી આવે છે ?'

મેં કહ્યું : 'મેઘદૂત મહાકવિ કાળિદાસનું શ્રેષ્ઠ કાવ્ય...'

કુન્દનલાલ પ્રશંસા અને વિસ્મયતાથી આંખોને વિસ્ફારિત કરીને બોલ્યા : 'એમ ? કવિ કાળિદાસનું શ્રેષ્ઠ કાવ્ય ?...પછી ? કાવ્યનો વિષય શો છે ?'

મેં કહ્યું : 'આમ જોઈએ તો વિષય માત્ર આટલો જ, એક યક્ષ કુબેરના શાપથી વિન્ધ્યાચળના રામગિરિ પર્વત પર દેશવટો ભોગવતો હતો; એણે પહાડ પરના મેઘને વિનંતી કરી કે હિમાલયની અલકાપુરીમાં એની પ્રેયસીને એનો સંદેશો પહોંચાડે...'

કુન્દનલાલ ખૂબ નવાઈ પામીને મારા ભણી જોઈ રહ્યા હતા. એ બોલ્યા : 'અચ્છા ! બંગાળી બાબુ, તો હિન્દુઓને હવાઈ જહાજની જેમ વાયરલેસની પણ ખબર હતી, એમ ને ? વાદળમાંની વીજળીને...'

મેં કહ્યું : "ના, વાયરલેસ નહીં, એ તો કવિની કલ્પના, કવિએ તો શરૂઆતથી જ કહી દીધું છે :

કામાર્તાહિ પ્રકૃતિકૃમણાશ્ચેતનાચેતનેષુ—એટલે કે વિરહીઓ જડચેતનનો ભેદ પણ સમજતા નથી. આથી મેઘને જીવતો કલ્પીને યક્ષ એની સાથે પોતાની સ્ત્રીને સંદેશો મોકલાવે છે. કયે રસ્તેથી જવું, ક્યાં શું શું જોવાનું હશે, કયા શહેરની કઈ વિશિષ્ટતા—આ બધાંનું બહુ સરસ વર્ણન આપ્યું છે કવિએ..."

"અચ્છા !—આખા રસ્તાનું વર્ણન આપ્યું છે ? મને થોડું થોડું સંભળાવોને, બંગાળીબાબુ ! મને એમાં બહુ દિલચસ્પી છે."

એમનું કુતૂહલ સહેજ જાગ્રત થતું જોઈને મારો લુપ્ત થયેલો ઉત્સાહ પણ પાછો આવ્યો. મેં કહ્યું : 'તમને જો ગમે તો શેઠજી, આપણે બન્ને સાથે બેસીને મેઘદૂત આખું જ વાંચીએ. સમયની તો કાંઈ ખોટ નથી, ને સ્થળ પણ કવિતા વાચનને અનુકૂળ છે—તમને ગમશે ને ?'

જ્યાં સુધી નજર નાખીએ ત્યાં સુધી હરિયાળી જ હરિયાળી દેખાતી હતી. એની ઉપર ચંચળ વાદળના ખંડ, બહુ દૂર નીલ સમુદ્રની સીધો રેખા—જાણે કોઈ અવગુણ્ઠિતા કન્યાકના આકર્ષણે કૌતુકથી સમસ્ત દૃશ્યને જોઈ ન રહી હોય !

કુન્દનલાલે એકવાર નજર કરીને દૃશ્ય જોઈ લીધું પછી ભાવવિવશ થઈને બોલ્યા : 'ખરે જ, બંગાળીબાબુ, આવું ચમત્કારી દૃશ્ય મેં ક્યાંય જોયું નથી, ને ધાન તો જાણે લક્ષ્મીમાનો ખજાનો, તમે મને મેઘદૂત વાંચી સંભળાવો તો મોટી મહેરબાની તમારી .. અચ્છા ! વિન્ધ્યાચળથી તે હિમાલય સુધીની જગ્યાનું વર્ણન છે ? ખૂબ મજા પડશે, બાબુજી...'

ગઈ રાતના એમના વ્યથાતુર ભાવથી જ હું સમજી ગયો હતો કે માણસ છે તો ભાવુક—બહાર પ્રકટ કરતાં સંકોચ થાય છે એ જાણીને વળી વધારે આનન્દ થયો, આવે સ્થળે એવા એક સમભાવી

માણસના મનનો સ્પર્શ થતાં મારા મનનાં દ્વાર પણ જાણે ખૂલી ગયાં. મેં કહ્યું: 'તો શેઠજી, તમે ખાઈ પરવારીને સાંજેકના અહીં આવજો, આવી ચીજ એક બેઠકે પૂરી ન કરીએ તો પૂરેપૂરો રસ માણી નહીં શકાય. હું પણ મારું કામકાજ પતાવી દઈશ. તો આજથી કાવ્યચર્ચા શરૂ થવા દો.'

અંદરના ઉત્સાહને કારણે કુન્દનલાલનું મુખ લાલ થઈ ગયું હતું. એમણે કહ્યું: 'તમારી બહુ મોટી મહેરબાની, બંગાળીબાબુ, પણ હમણાં શ્રીગણેશ તો, કરી નાખો, મને એમાં શું છે તે જાણવાની ખૂબ ઈચ્છા છે.'

*

એમણે તો મને ખૂબ વિહ્વળ કરી મૂક્યો, મેં કહ્યું: 'શેઠજી, એ તો ભારે આનન્દની વાત—તમારો આટલો બધો આગ્રહ છે ત્યારે સાંભળો: વાત આમ છે: વિરહી યક્ષ મેઘને પોતાની પ્રેયસી પાસે દૂત તરીકે મોકલે છે. આખું કાવ્ય બે ભાગમાં વહેંચાયેલું છે—પૂર્વમેઘ અને ઉત્તરમેઘ. પૂર્વમેઘમાં યાત્રાના માર્ગનું વર્ણન છે.. પ્રારંભમાં જ આષાઢના પ્રથમ દિવસે રામગિરિના શિખર પાસે આવેલા વાદળને જોઈને વિરહી યક્ષ વનમલ્લિકાથી તેનું સ્વાગત કરી તેને પોતાની પ્રેયસી પાસે મોકલવાની વિનંતી કરતો દેખાય છે, ત્યાર પછી રસ્તાની એંધાણી આપતાં મેઘને કહે છે:—'એ રસ્તો અનેક આનન્દમય દશ્યથી તારું મન તુષ્ટ કરશે. કોઈ સ્થળે પથિકવધૂઓ પ્રિયતમના મિલનની આશામાં મુખ પરથી વાળની લટને દૂર હટાવીને મીટ માંડીને તારા પર સ્નિગ્ધ દૃષ્ટિપાત કરશે, તો ક્યાંક વળી બલાકાની હાર તારી છાતી પર ઝૂલશે, કૈલાસગામી રાજહંસ ચાંચમાં બિસતન્તુનું પાથેય લઈ ને તારા સાથી થશે; ક્યાંક વર્ષાથી ધોવાએલા ખેતરમાંથી મીઠી સુગન્ધ આવીને તને ઘેરી વળશે, તો ક્યાંક કૃષકવધૂઓ સ્નિગ્ધ કૃતજ્ઞ દૃષ્ટિએ તને જોઈ રહેશે. ઉત્તર તરફ જતાં રસ્તામાં આમ્રકૂટ ગિરિ આવશે. હે મેઘ, એ પર્વતના શિખર પર જે દાવાનળ સળગી ઊઠ્યો છે તેને તું તારી ઉચ્છ્ર ધારાથી બુઝાવી નાખજે, એ ગિરિરાજ તને મસ્તકે ધારણ કરીને માન આપશે. ત્યાં સહેજ આરામ લઈને રેવા નદી પાર કરીને દશાર્ણ પ્રદેશમાં જજે. અપૂર્વ છે એ દેશ—ખાસ કરીને અપૂર્વ છે એની રાજધાની વિદિશા નગરી. ત્યાં વેત્રવતીના જળનું પાન કરીને પ્રવાસનો થાક ઊતારી તું નીચે નામના પર્વત પર પહોંચજે. તને જોઈને કદમ્બનાં ફૂલ ખીલી ઊઠશે. ત્યાર પછી તારાં જલકણથી જૂઈની કળીને વિકસાવતાં વિકસાવતાં...'

કુન્દનલાલ મુગ્ધ દૃષ્ટિએ મારા તરફ જોઈને સાંભળ્યે જતા હતા. એમાં એટલા તો મશગુલ હતા કે એ પોતે જ કેમ જાણે મેઘની સાથે કૈલાસગામી રાજહંસની જેમ રામગિરિથી તે નીચે પર્વત સુધીનો પંથ કાપીને આવ્યા નહીં હોય! પછી. એઓ બોલ્યા: 'અચ્છા, આમ આખા રસ્તાનું વર્ણન આપેલું છે, એમ ને? કાલિદાસે પોતે જ આપ્યું છે ને બાબુ? ભારે ધુરન્ધર કવિ હતો એ તો—આખા રસ્તાની રજેરજ એને ખબર—અચ્છા.'

મેં કહ્યું: 'આ તો હું તમને થોડી આછીઝાંખી રૂપરેખા જ આપતો હતો. શેઠજી, પણ તમે એક પછી એક વર્ણન વીગતે સાંભળશો ત્યારે...'

'ઓહો એમ?'

'પછી આવશે ઉજ્જયિનીનું વર્ણન—ત્યાં યક્ષ કહે છે: 'હે મેઘ, તારે સહેજ આડા જવું પડે તો ય તું ઉજ્જયિની થઈ ને જ જજે...'

'ઉજ્જૈન?—કયું ઉજ્જૈન, બાબુ?'

મેં કહ્યું: 'એ જ ઉજ્જયિની, બીજી વળી કઈ ઉજ્જયિની!'

'એ તો અમારા અજમેરની પાસે જ છે.'

'હા, મેઘદૂત તમારા દેશની પાસેની જ તો વાત છે!'

'અચ્છા!'—કહીને એવી તો સ્થિર નજરે મારી સામે જોઈ રહ્યા કે મને લાગ્યું કે કામ્ય અને આ




કઠોર વાસ્તવિકતા કુન્દનલાલને મન એક થઈ ગયાં છે. એમણે પૂછ્યું: 'કવિ કાળિદાસ બીજો શો ધંધો કરતા હતા, બાબુજી? એ તો ઘણા મુલકમાં ફરેલા માણસ...' મેં કહ્યું: 'કવિ બીજું શું કરે, શેઠજી?—કવિતા લખતા ને રાજાને સંભળાવતા—ઉજ્જયિનીના રાજા વિક્રમાદિત્યનું નામ તો તમે સાંભળ્યું જ હશે?'

કુન્દનલાલની બન્ને આંખો આનન્દથી છલકાઈ ઊઠી, સહેજ ટટાર થઈને એમણે કહ્યું: 'અચ્છા, તમે વિક્રમાદિત્યનાં નવરત્નની વાત કરો છો, ખરું ને? હવે યાદ આવે છે ..ખૂબ આનન્દ થયો બાબુજી, ખૂબ આનન્દ થયો...પછી?'

મેં કહ્યું: 'એમ કરતાં કરતાં દશપુર, ત્યાર પછી આર્યાવર્ત થઈને કુરુક્ષેત્ર, પછી કનખલ, કૌંચરન્ધ્ર, ને આખરે માનસરોવર—કવિ લખે છે:

'હેમામ્ભો જો પ્રસવિ સલિલ માનસસ્યાદદાન'—જેના જળમાં સોનાનાં કમળ ખીલતાં તે માનસરોવરના...'

'ઓહો' કહીને કુન્દનલાલ ખૂબ જ વિસ્મય પામીને મારા તરફ સહેજવાર જોઈ રહીને બોલ્યા: 'સોનેકા કમલ, બંગાળીબાબુ?'

સહેજ હસીને ટિખ્ખળ કરતાં મેં કહ્યું: 'શેઠજીના મોઢામાં પાણી આવી ગયું, ખરું? સોનાનાં કમળ કાંઈ હોતાં હશે? એ તો કવિની...'

કુન્દનલાલ સહેજ શરમિંદા થઈ ગયા. બોલ્યા: 'ના, હું એની વાત કરતો નથી, એ વાત નથી, હું તો કહેતો હતો કે મહાકવિની કેવી અદ્ભુત કલ્પના! પછી, બંગાળીબાબુ?'

મેં કહ્યું: પૂર્વમેઘ અહીં પૂરો થાય છે. ત્યાર પછી ઉત્તરમેઘ—સૌથી પ્રથમ અલકાપુરીનું વર્ણન—શું એનું સૌન્દર્ય, શું એનું ઐશ્વર્ય! ત્યાંના વાસીઓના શા વિલાસવૈભવ! એ એક અદ્ભુત સૃષ્ટિ! નગરીના વર્ણન પછી પોતાના મહેલનું વર્ણન આપીને યક્ષ પોતાની પ્રેયસીની વાત કહેવા માંડે છે—કહે છે: 'હે મેઘ, જો એ મારી પ્રેયસી નિદ્રામગ્ન હોય તો ગર્જના કરીને એની નિદ્રાનો ભંગ કરીશ નહીં, કારણ કે કદાચ એ સ્વપ્નમાં મને છાતી સરસો ધારણ કરી રહી હશે, તારી ગર્જનાથી એની ભુજલતા શિથિલ થઈ જશે...'

કુન્દનલાલે ઉચ્છ્વસિત થઈ ઊઠીને ઉદ્ગાર કાઢ્યો: 'આહાહા, ક્યા ખૂબી, બાબુજી,—કલ્પનાની દોડ કેવી!'

સહેજ હસીને મેં પાછું કહેવા માંડ્યું: 'યાર, પછી શીતળ હવાના સ્પર્શથી એને હળવેથી જગાડીને કહેજે: 'હે સધવે, હું તારા પ્રિયતમનો સંદેશ લાવ્યો છું. એ કુશળ છે, એને દુઃખ છે કેવળ વિચ્છેદનું; એણે મારી દ્વારા તારા કુશળ સમાચાર પુછાવ્યા છે.'...ત્યાર પછી શ્લોક પછી શ્લોક વિરહવ્યથાનું વર્ણન કરે છે. એ એવું તો અદ્ભુત છે શેઠજી!...'

તે દિવસે કુન્દનલાલ સહેજ વહેલા ઊઠ્યા—વહેલી સવારે પાછા આવી શકાય એ કારણે, એમની ગતિ ખૂબ ધીમી હતી, મેઘથી ય અશરીરી કવિતાનો આધાર લઈને જાણે ચાલી રહ્યા હતા.

*

પણ કુન્દનલાલ તે સાંજેય આવ્યા નહીં.

રાહ જોતાં જોતાં હું કંટાળી ગયો. મારું મન ગ્લાનિથી ભરાઈ આવ્યું. 'અરસિકેષુ રસસ્ય નિવેદનમ્'—હં, એ પૈસાટકાનો હિસાબ રાખશે કે મેઘદૂતનો રસાસ્વાદ કરશે?

સાંજ નમી જવા આવી હતી, વાદળો ઘેરાયાં હોવાને કારણે કાવ્યની મહેફિલને માટે વાતાવરણ અનુકૂળ થઈ ગયું હતું...રહી રહીને મનમાં થતું કે કુન્દનલાલ હમણાં આવી ચઢશે. મેઘદૂતે એમના પર એવો તો જાદુ કર્યો છે કે આવ્યા વગર ચાલવાનું જ નથી.





માણુસના મનનો સ્પર્શ થતાં મારા મનનાં દ્વાર પણ જાણે ખૂલી ગયાં. મેં કહ્યું : 'તો શેઠજી, તમે ખાઈ પરવારીને સાંજેકના અહીં આવજો, આવી ચીજ એક બેઠકે પૂરી ન કરીએ તો પૂરેપૂરો રસ માણી નહીં શકાય. હું પણ મારું કામકાજ પતાવી દઈશ. તો આજથી કાવ્યચર્ચા શરૂ થવા દો.'

અંદરના ઉત્સાહને કારણે કુન્દનલાલનું મુખ લાલ થઈ ગયું હતું. એમણે કહ્યું : 'તમારી બહુ મોટી મહેરબાની, બંગાળીબાબુ, પણ હમણાં શ્રીગણેશ તો કરી નાખો, મને એમાં શું છે તે જાણવાની ખૂબ ઇચ્છા છે.'

*

એમણે તો મને ખૂબ વિહ્વળ કરી મૂક્યો, મેં કહ્યું : 'શેઠજી, એ તો ભારે આનન્દની વાત—તમારો આટલો બધો આગ્રહ છે ત્યારે સાંભળો : વાત આમ છે : વિરહી યક્ષ મેઘને પોતાની પ્રેયસી પાસે દૂત તરીકે મોકલે છે. આખું કાવ્ય બે ભાગમાં વહેંચાયેલું છે—પૂર્વમેઘ અને ઉત્તરમેઘ. પૂર્વમેઘમાં યાત્રાના માર્ગનું વર્ણન છે. આરંભમાં જ આષાઢના પ્રથમ દિવસે રામગિરિના શિખર પાસે આવેલા વાદળને જોઈને વિરહી યક્ષ વનમલ્લિકાથી તેનું સ્વાગત કરી તેને પોતાની પ્રેયસી પાસે મોકલવાની વિનંતી કરતો દેખાય છે, ત્યાર પછી રસ્તાની એંધાણી આપતાં મેઘને કહે છે :—' એ રસ્તો અનેક આનન્દમય દૃશ્યથી તારું મન તુષ્ટ કરશે. કોઈ સ્થળે પથિકવધૂઓ પ્રિયતમના મિલનની આશામાં મુખ પરથી વાળની લટને દૂર હઠાવીને મીટ માંડીને તારા પર સ્નિગ્ધ દૃષ્ટિપાત કરશે, તો ક્યાંક વળી બલાકાની હાર તારી છાતી પર ઝૂલશે, કૈલાસગામી રાજહંસ ચાંચમાં બિસતન્તુનું પાથેય લઈને તારા સાથી થશે; ક્યાંક વર્ષાથી ધોવાએલા ખેતરમાંથી મીઠી સુગન્ધ આવીને તને ઘેરી વળશે, તો ક્યાંક કૃષકવધૂઓ સ્નિગ્ધ કૃતજ્ઞ દૃષ્ટિએ તને જોઈ રહેશે ઉત્તર તરફ જતાં રસ્તામાં આમ્રકૂટ ગિરિ આવશે. હે મેઘ, એ પર્વતના શિખર પર જે દાવાનળ સળગી ઊઠ્યો છે તેને તું તારી ઉચ્છ્‌વ ધારાથી બુઝાવી નાખજે, એ ગિરિરાજ તને મસ્તકે ધારણ કરીને માન આપશે. ત્યાં સહેજ આરામ લઈને રેવા નદી પાર કરીને દશાર્ણ પ્રદેશમાં જજે. અપૂર્વ છે એ દેશ—ખાસ કરીને અપૂર્વ છે એની રાજધાની વિદિશા નગરી. ત્યાં વેત્રવતીના જળનું પાન કરીને પ્રવાસનો થાક ઊતારી તું નીચે નામના પર્વત પર પહોંચજે. તને જોઈને કદમ્બનાં ફૂલ ખીલી ઊઠશે. ત્યાર પછી તારાં જલકણુથી જૂઈની કળીને વિકસાવતાં વિકસાવતાં...'

કુન્દનલાલ મુગ્ધ દૃષ્ટિએ મારા તરફ જોઈને સાંભળ્યે જતા હતા. એમાં એટલા તો મશગુલ હતા કે એ પોતે જ કેમ જાણે મેઘની સાથે કૈલાસગામી રાજહંસની જેમ રામગિરિથી તે નીચે પર્વત સુધીનો પંથ કાપીને આવ્યા નહીં હોય! પછી એઓ બોલ્યા : 'અચ્છા, આમ આખા રસ્તાનું વર્ણન આપેલું છે, એમ ને? કાલિદાસે પોતે જ આપ્યું છે ને બાબુ? ભારે ધુરન્ધર કવિ હતો એ તો—આખા રસ્તાની રજેરજ એને ખબર—અચ્છા.'

મેં કહ્યું : 'આ તો હું તમને થોડી આછીઝાંખી રૂપરેખા જ આપતો હતો. શેઠજી, પણ તમે એક પછી એક વર્ણન વીગતે સાંભળશો ત્યારે...'

'ઓહો એમ?'

'પછી આવશે ઉજ્જયિનીનું વર્ણન—ત્યાં યક્ષ કહે છે : 'હે મેઘ, તારે સહેજ આડા જવું પડે તો ય તું ઉજ્જયિની થઈને જ જજે...'

'ઉજ્જૈન?—કયું ઉજ્જૈન, બાબુ?'

મેં કહ્યું : 'એ જ ઉજ્જયિની, બીજી વળી કઈ ઉજ્જયિની?'

'એ તો અમારા અજમેરની પાસે જ છે.'

'હા, મેઘદૂત તમારા દેશની પાસેની જ તો વાત છે!'

'અચ્છા!'—કહીને એવી તો સ્થિર નજરે મારી સામે જોઈ રહ્યા કે મને લાગ્યું કે કાવ્ય અને આ




કઠોર વાસ્તવિકતા કુન્દનલાલને મન એક થઈ ગયાં છે. એમણે પૂછ્યું: 'કવિ કાળિદાસ બીજો શો ધંધો કરતા હતા, બાબુજી? એ તો ઘણા મુલકમાં ફરેલા માણસ...' મેં કહ્યું: 'કવિ બીજું શું કરે, શેઠજી?—કવિતા લખતા ને રાજાને સંભળાવતા—ઉજ્જયિનીના રાજા વિક્રમાદિત્યનું નામ તો તમે સાંભળ્યું જ હશે?'

કુન્દનલાલની બન્ને આંખો આનન્દથી છલકાઈ ઊઠી, સહેજ ટટાર થઈને એમણે કહ્યું: 'અચ્છા, તમે વિક્રમાદિત્યનાં નવરત્નની વાત કરો છો, ખરું ને? હવે યાદ આવે છે ..ખૂબ આનન્દ થયો બાબુજી, ખૂબ આનન્દ થયો...પછી?'

મેં કહ્યું: 'એમ કરતાં કરતાં દશપુર, ત્યાર પછી આર્યાવર્ત થઈને કુરુક્ષેત્ર, પછી કનખલ, કૌંચરન્ધ્ર, ને આખરે માનસરોવર—કવિ લખે છે:

'હેમામ્ભો જો પ્રસવિ સલિલ માનસસ્યાદદાન'—જેના જળમાં સોનાનાં કમળ ખીલતાં તે માનસરોવરના...'

'ઓહો' કહીને કુન્દનલાલ ખૂબ જ વિસ્મય પામીને મારા તરફ સહેજવાર જોઈ રહીને બોલ્યા: 'સોનેકા કમલ, બંગાળીબાબુ?'

સહેજ હસીને ટિખ્ખળ કરતાં મેં કહ્યું: 'શેઠજીના મોઢામાં પાણી આવી ગયું, ખરું? સોનાનાં કમળ કાંઈ હોતાં હશે? એ તો કવિની...'

કુન્દનલાલ સહેજ શરમિંદા થઈ ગયા. બોલ્યા: 'ના, હું એની વાત કરતો નથી, એ વાત નથી, હું તો કહેતો હતો કે મહાકવિની કેવી અદ્ભુત કલ્પના! પછી, બંગાળીબાબુ?'

મેં કહ્યું: પૂર્વમેઘ અહીં પૂરો થાય છે. ત્યાર પછી ઉત્તરમેઘ—સૌથી પ્રથમ અલકાપુરીનું વર્ણન—શું એનું સૌન્દર્ય, શું એનું ઐશ્વર્ય! ત્યાંના વાસીઓના આ વિલાસવૈભવ! એ એક અદ્ભુત સૃષ્ટિ! નગરીના વર્ણન પછી પોતાના મહેલનું વર્ણન આપીને યક્ષ પોતાની પ્રેયસીની વાત કહેવા માંડે છે—કહે છે: 'હે મેઘ, જો એ મારી પ્રેયસી નિદ્રામગ્ન હોય તો ગર્જના કરીને એની નિદ્રાનો ભંગ કરીશ નહીં, કારણ કે કદાચ એ સ્વપ્નમાં મને છાતી સરસો ધારણ કરી રહી હશે, તારી ગર્જનાથી એની ભુજલતા શિથિલ થઈ જશે...'

કુન્દનલાલે ઉચ્છ્વસિત થઈ ઊઠીને ઉદ્ગાર કાઢ્યો: 'આહાહા, ક્યા ખૂબી, બાબુજી,—કલ્પનાની દોડ કેવી!'

સહેજ હસીને મેં પાછું કહેવા માંડ્યું: 'યાર, પછી શીતળ હવાના સ્પર્શથી એને હળવેથી જગાડીને કહેજે: 'હે સધવે, હું તારા પ્રિયતમનો સંદેશ લાવ્યો છું. એ કુશળ છે, એને દુઃખ છે કેવળ વિચ્છેદનું; એણે મારી દ્વારા તારા કુશળ સમાચાર પુછાવ્યા છે.'...ત્યાર પછી શ્લોક પછી શ્લોક વિરહવ્યથાનું વર્ણન કરે છે. એ એવું તો અદ્ભુત છે શેઠજી!...'

તે દિવસે કુન્દનલાલ સહેજ વહેલા ઊઠ્યા—વહેલી સવારે પાછા આવી શકાય એ કારણે, એમની ગતિ ખૂબ ધીમી હતી, મેઘથી ય અશરીરી કવિતાનો આધાર લઈને જાણે ચાલી રહ્યા હતા.

*

પણ કુન્દનલાલ તે સાંજેય આવ્યા નહીં.

રાહ જોતાં જોતાં હું કંટાળી ગયો. મારું મન ગ્લાનિથી ભરાઈ આવ્યું. 'અરસિકેષુ રસસ્ય નિવેદનમ્'—હં, એ પૈસાટકાનો હિસાબ રાખશે કે મેઘદૂતનો રસાસ્વાદ કરશે?

સાંજ નમી જવા આવી હતી, વાદળો ઘેરાયાં હોવાને કારણે કાવ્યની મહેફિલને માટે વાતાવરણ અનુકૂળ થઈ ગયું હતું...રહી રહીને મનમાં થતું કે કુન્દનલાલ હમણાં આવી ચઢશે. મેઘદૂતે એમના પર એવો તો જાદુ કર્યો છે કે આવ્યા વગર ચાલવાનું જ નથી.





સાંજ પણ વીતી ગઈ. એકાએક મારા મનમાં સંદેહ ઉદ્‌ભવ્યો—અસ્વસ્થ તો નહીં થઈ ગયા હોય ને? એમનામાં રહેલા વીરલ કવિને જોઈને મારું મન ખૂબ વિહ્વળ થઈ ઊઠયું હતું. ટોર્ચ અને કોટ હાથમાં લઈને હું એમના ઘર તરફ જવા નીકળ્યો.

જોઉં છું તો વરંડામાં શેતરંજી ઉપર એક ધોળી ચાદર પાથરી છે, એની ઉપર એક પેટી મૂકી છે, પેટી ઉપર કોરા કાગળની એક થોડ મૂકી છે, હાથમાં બરુની કલમ લઈને કુંદનલાલ બેઠા છે, પાસે જ શાહીનો ખડિયો છે ને રેતીની પોટલી પણ છે; બન્ને આંખો વાદળ પર મંડાએલી છે.

સૌથી સુન્દર, એ ચિત્રને સમ્પૂર્ણ બનાવનાર તો હતી તાજાં ખીલેલાં માલતીનાં ફૂલથી ભરેલી પિત્તળની થાળી.

એક વાડ વટાવીને ઘરમાં જવાનું હતું, કુંદનલાલ મને જોઈને શરમિંદા પડી ગયા ને ઝટપટ ઊભા થઈ જઈને કાગળો એકઠા કરી લઈને મારું સ્વાગત કરવાની ધમાલમાં પડી ગયા. નોકરને બૂમ પાડી: 'અલ્યા, એક ખુરશી લાવ તો '

તીવ્ર આનન્દની સાથે તીવ્ર અનુતાપ ભળીને મારા મનને જાણે મથવા લાગ્યો. આ માણસને અરસિક માનીને હું મનમાં ને મનમાં હીન લેખતો હતો!... સ્નિગ્ધ પ્રીતિપૂર્ણ સ્પર્શથી અભિવાદન કરીને બેસતાં બેસતાં મેં કહ્યું: 'આજનો દિવસ એ ખુરશી રહેવા દો...તમે શું લખી રહ્યા હતા?'

કાગળનું બંડલ બાંધતાં બાંધતાં કુંદનલાલે શરમાતાં શરમાતાં કહ્યું: 'ના ના, કશું નહીં, બંગાળીબાબુ, અમથો જ ખોટો મોટો કંઈક...'

કુંદનલાલ કવિતા લખતા હતા તે મેં એટલામાં જોઈ લીધું હતું. એમની બેસવાની રીત, બધી તૈયારી ને સામગ્રી જોતાં મને લાગ્યું કે જરૂર મેઘદૂતના પ્રકારનું કશુંક લખતા હોવા જોઈએ.

આ બાજુ વરસાદની તૈયારી પણ પૂરજોસમાં ચાલી રહી હતી થોડી વાર ભાવવિહ્વળ બનીને હું ચૂપ જ બેસી રહ્યો. પછી કહ્યું: 'શેઠજી તમે આવા રસિક છો, ને વળી વધારામાં કવિ એ તો હું જાણતો જ નહોતો. તમને જો વાંધો નહીં હોય તો એ કાવ્ય જોવાનું સદ્‌ભાગ્ય મને...કારણ કે, કાવ્યમાં કવિની પોતાની જીવનકથા હોય તો ય સર્વ સાધારણનો એના પર અધિકાર હોય છે...'

કુંદનલાલ ખૂબ સંકોચપૂર્વક બોલ્યા: 'બાબુજી, એમાં કશું જ નથી ..એકવાર લખવાનો થોડો મહાવરો હતો, તેથી...ને એ વળી હિંદીમાં લખેલું...'

મેં કહ્યું: 'ના, મના કરશો નહીં, એમ તો મને હિંદી થોડું થોડું આવડે છે.'

વળી વધારે સંકોચ બતાવીને કુન્દનલાલે કાગળનું બંડલ મારા હાથમાં મૂકી દીધું.

અપૂર્વ અદ્‌ભુત કાવ્ય—જીવનભરમાં એવી કવિતા વાંચી નથી કુન્દનલાલે એમના મેઘદૂતનો અંતભાગથી જ આરંભ કર્યો હતો:

'હે મેઘ, તું બડાબાજારમાં ૨૭/૩ ગોયેન્કા લેનમાં મારી પ્રેયસી શ્રીમતી લછમીવતીની પાસે જઈને કહેજે કે એ મારી કશી ફિકર નહીં કરે. આ વેળાએ ગયા વખત કરતાં વધારે ખેડૂતોને બાનું આપી રાખ્યું છે લડાઈને લીધે ભાવ પણ તેજ છે. મણે સાડાપાંચ રૂપિયા નફો તો અત્યારના ભાવે મળે છે. ત્રણ હજાર મણ, ત્રણ ગુણ્યા પાંચ, પંદર હજાર રૂપિયા! મારી પ્રિયા દારુણ વિચ્છેદમાં આ આંકડો જોઈને આશ્વાસન પામશે.

બીજી એક જરૂરી વાત. હે વાદળ, હું પરદેશ છું એટલે મારાથી વિચ્છેદ થયો હોવાને કારણે મારી પ્રેયસીએ સોનાનાં ઘરેણાં જરૂર પેટીમાં મૂકી દીધાં હશે. મને પણ ભારે દુ:ખ થાય છે, પણ સાથે સાથે એક ઉપયોગી સલાહ પણ આપું છું. સોનાનો ભાવ અત્યારે ભારે તેજ છે; જાપાનીઓની હિલચાલ




જોતાં લાગે છે કે એઓ સહેજ આગળ વધશે કે તરત જ ભાવ કડ્ડભૂસ નીચે આવી પડશે. આથી તું એને કહેજે : 'હે ચારુહાસિની, તું ઘરેણાં પેટીમાં મૂકી રાખવાને બદલે હાલપૂરતાં એને વેચી નાખશે તો તેર હજાર રૂપિયાનાં ઘરેણાંમાં કાંઈ નહીં તો દસેક હજારનો નફો થશે—ઘેર બેઠાં બેઠાં. પછીથી સોનાનો ભાવ ઊતરશે ને લાંબા વિરહ પછી 'હા પ્રિયે, હા પ્રિયે' એવા નિઃશ્વાસ નાખતો હું જ્યારે ઘરે પાછો ફરીશ ત્યારે નફાના પૈસા બાદ કરીને એ તેર હજાર રૂપિયાનાં ઘરેણાં તને ઘડાવી આપીશ.'

હે મેઘ, હવે તને મારી પ્રિયા પાસે જવાનો રસ્તો બતાવું છું. તું ખૂબ આનન્દ સહિત એ રસ્તે આગળ વધજે. સમુદ્ર પાર કરતાં તરત જ તું જમીન ઉપર મોટું ચાંદીનું પતરું પાથરેલું જોઈશ. એને જોતાં જ તું સમજી જશે કે એ રોહિલગંજના મીઠાના ઢગલા છે. મીઠાનો ભાવ જાણી લઈને તું નોઆખલી અને ત્યાંથી ચાંદપુર થઈને સીધો નારાયણગંજ પહોંચી જજે. ત્યાં શણનો ખાસ્સો મોટો જથો છે. જો પ્રવાસથી થાકી જાય તો મારા કાકા સસરા નેકિરામ ગણપતલાલના પહાડ જેટલા ઊંચા શણના ઢગલા ઉપર સહેજ થોભીને થાક ખાઈ શકીશ.

હે મેઘ, નેકિરામ ગણપતલાલનું ગોદામ છોડીને આગળ ઉત્તરમાં એકબે માઈલ દૂર તને કુન્દનલાલ વિલાસમલના શણના મોટા ઢગલા દેખાશે. આજે રાતે સાડાબારના સુમારે એ શણના ઢગલામાં એકાએક આગ લાગશે. હે મેઘરાજ, તું સ્વભાવથી જ કોમળ હૃદયનો છે, સમુદ્રમાંથી પાણી લાવતાં વધારે કોમળ બની જઈશ, પણ આ વિરહી કુન્દનલાલ હાથ જોડીને ભીખ માગે છે, એ આગ મહેરબાની કરીને તું બુઝાવીશ નહીં. શણના ઢગલાનો આગનો વીમો ઉતરાવેલો છે, એ બળી જશે તો પંદર હજાર રૂપિયાનો ફાયદો થશે, ને જો તું એને હોલવશે તો હું ખાડામાં ઊતરી પડીશ. તને મારી પ્રિયાને ખાનગી સંદેશ પહોંચાડવાને મોકલું છું, મને આશા છે કે મારી આટલી વાત તું માન્ય રાખશે.

હે મેઘ, પછી તારે આગળ ને આગળ પૂર્વ દિશામાં જવાનું છે, પણ સહેજ ફંટાઈને હે મિત્ર, તું હરિગંજ તરફ જતો આવજે. ત્યાં શણને માટે મેં મોટું બાનું આપ્યું છે, ને કાલે મારા ભત્રીજા હજારીમલનો કાગળ આવ્યો છે તેમાં લખ્યું છે કે ત્યાં વરસાદ બિલકુલ નથી. ત્યાંનું શણ જો મરી જશે તો અહીંના અનાજમાંથી ને નારાયમગંજના શણમાંથી જે નફો થશે તે બધો જ ધોવાઈ જશે, ને મને મોટો માર પડશે...'

આ જાતનું બધું લખ્યું હતું. કુન્દનલાલે કાવ્યનાં ૭ પાનાં તો લખી નાખ્યાં હતાં. હરિગંજ પછી વાદળને ઉત્તરમાં ન જતાં સીધા ગોયાલંદ જવાનું હતું. ત્યાં કુન્દનલાલ હીરાબક્ષને નામે સ્ટીમરના ધક્કા પર કુલીઓનો કોન્ટ્રાક્ટ રાખવાનો કુન્દનલાલ પ્રયત્ન કરતા હતા. ત્યાં સહેજ તપાસ કરીને મુનિમને વધારે હોશિયાર રહેવાનું કહી વાદળને કલકત્તા પાસે શણ અને કાપડના મથક કુષ્ટિયા જવાનું હતું. આ રીતે કોઈ જગ્યાએ સરસવ તો કોઈ જગ્યાએ અળસી—કોઈ જગ્યાએ આગનો વીમો ઉતરાવેલું શણનું ગોદામ—નફો પામવાના ઈરાદાથી કુન્દનલાલે ભરી રાખ્યું છે. કોઈ જગ્યાએ દેવાળું કાઢીને કુન્દનલાલ મોતીભગતને ઉલટાવીને મોતીભગત કુન્દનલાલના નામે વેપાર કરવાનો શુભ ઉદ્યોગ ચાલી રહ્યો છે—એ બધી પરમ વિસ્મયકર અને કવિત્વમય કથા વિરહિણી ષોડશી વધૂને જણાવવાના આગ્રહ સાથે ઘરેણાંને વિશેની આગળ કહી તે મુજબની સલાહ પણ એમણે મોકલાવી હતી.

કાવ્ય પૂરું કરવા આવ્યો છું એ જોઈને કુન્દનલાલે પિત્તળની થાળીમાંથી ફૂલનો ગુચ્છો લઈને હાથમાં

# કસોટી

સઆદત હસન મન્ટો

> મન્ટો એટલે ઉર્દૂ સાહિત્ય જગતનો એક બેફામ લેખક. પણ એની એ બેફામી જીરવવાની વાચકોની તાકાત પણ જોઈએ ને ? નહિતર મન્ટોને જેમ પાકિસ્તાન સરકાર કેદ કરી શકે છે એમ એનો વાચકવર્ગ પણ તિરસ્કારી શકત. અહીં મન્ટોની જે કૃતિ રજૂ થઈ છે એમાં 'ચોખલિયા' વાચકોને ભડકાવે એવું કશું નથી. અને ગુજરાતીમાં ટૂંકાવીને ઉતારનાર ગુજરાતી અને ઉર્દૂ બન્ને ભાષાપર એક સરખો કાબૂ ધરાવનાર શ્રી શેખાદમ આબુવાલા છે સાહિત્યના અભ્યાસુને રસ પડે એવી આ કૃતિ છે.

આ નવી વસ્તુઓનો યુગ છે: નવા જોડા, નવી ટોકરો, નવા કાયદા, નવા ગુનાઓ: નવી ઘડિયાળો: નવા કમ્બખતો, નવા માલિક, નવા ગુલામ—અને મજાની વાત તો એ છે કે આ નવા ગુલામોની ચામડી પણ નવી છે—જે ઉખડી ઉખડીને પ્રગતિશીલ થઈ ગઈ છે: નાવીન્યની ઉપાસક થઈ ગઈ છે—હવે એમના માટે નવા ચાબુક તૈયાર થઈ રહ્યા છે!

સાહિત્ય પણ નવું છે. એનાં અસંખ્ય નામો છે: કોઈ એને પ્રગતિશીલ કહે છે, કોઈ ક્રાંતિકારી કહે છે, કોઈ નગ્ન કહે છે તો કોઈ બીભત્સ કહે છે, અને વળી કોઈ એને મજદૂરવાદી કહે છે. આ નવા સાહિત્યને પારખવા માટે નવી કસોટીઓ પણ મોજૂદ છે ..આ કસોટીઓ પત્રો છે: વાર્ષિકો, માસિકો, અઠવાડિકો અને દૈનિકો! આ પત્રોના માલિકો અને તંત્રીઓ પણ નવા છે: કોઈ પાકિસ્તાની છે, કોઈ અખંડ હિંદુસ્તાની છે;-કોઈ કોંગ્રેસી છે તો કોઈ કમ્યુનિસ્ટ...બધા પોતપોતાની કસોટી પર આ નવા સાહિત્યને ચઢાવીને કસ્યા કરે છે: પોતાની રીતે એનું મૂલ્યાંકન કરી એમાંથી સારુંનરસું—ખોટુંખરું તારવીને બતાવ્યા કરે છે. પરંતુ સાહિત્ય કંઈ સોનું નથી કે એના વધતાઘટતા ભાવ બતાવી શકાય! સાહિત્ય ઘરેણું છે—અલંકાર છે. જેવી રીતે ખૂબસૂરત ઘરેણાં માત્ર સોનું નથી હોતાં તેવી રીતે ખૂબસૂરત સાહિત્યકૃતિઓ પણ માત્ર વાસ્તવિકતા નથી હોતી. એને સોનાની જેમ પથ્થર ઉપર ઘસી ઘસીને પારખવું એ બહુ મોટી અરસિકતા છે.

અદબ (સાહિત્ય) કાં અદબ છે નહિતર એક બહુ મોટી બેઅદબી (અશિસ્ત) છે. કલા કલા છે નહિતર એ એક બહુ મોટી બલા છે. ઘરેણું ઘરેણું છે નહિતર એ એક અતિશય અસુંદર વસ્તુ છે. સાહિત્ય અને અ-સાહિત્ય, કલા અને અ-કલા—એમાં કોઈ મધ્યમ અવસ્થા નથી.

અત્યારે નવા યુગો અને નવી સદીઓનો જમાનો

---

રમાડતાં રમાડતાં વિરપેક્ષ ભાવે સહેજ શરમાઈને હસતાં હસતાં પૂછ્યું: 'કેમ બંગાળીબાબુ, બરાબર લખાયું છે ને ?...'

મેં કહ્યું: 'બરાબર લખવાનું પૂછો છો ? તમારો મેધ જ્યારે બડાબાજારમાં ૨૭/૩ ગોયેન્કા લેનમાં પહોંચશે ત્યારે એ તો મોટો શેઠ બની જશે. આખી જિન્દગીમાં ય કોઈને આટલી તાલીમ મળી નથી. પેલી બાજુથી શ્રીમતી લછમીદેવી પાસેથી એ ત્યાંના નફાનો હિસાબ લાવશે તે કેવો હશે તે જાણવાને માટે હું આતુર બની ગયો છું.'

કેમ્પમાં પાછો ફરીને ખાવાનું નોકરોને વહેંચી લેવાનું કહીને હું સીધો સૂઈ જ ગયો.

*





છે. જૂના યુગનું પેટ ચીરીને એક નવો યુગ જન્માવવામાં આવી રહ્યો છે. જૂનો યુગ મૃત્યુના આઘાતને કારણે રુદન કરી રહ્યો છે. નવો યુગ જીવનના હર્ષને લીધે બૂમો પાડી રહ્યો છે. બેઉનાં ગળાં રુંધાયેલાં છે. બેઉની આંખો સજલ છે.

આંખોના એ જલમાં કલમ બોળી લખનારા લખી રહ્યા છે: નવું સાહિત્ય. ભાષા એ જ છે, માત્ર લહેજો બદલાઈ ગયેલો છે. ખરી રીતે આ બદલાયેલા લહેજાનું નામ જ નવું સાહિત્ય છે. એને જ પ્રગતિશીલ સાહિત્ય, નગ્ન સાહિત્ય, બીભત્સ સાહિત્ય અથવા મજદૂરવાદી સાહિત્ય તરીકે ઓળખવામાં આવે છે.

જ્યારે કોઈ માણસનો લહેજો બદલાઈ જાય છે, જ્યારે કોઈ માણસ હસતાં હસતાં રોવા લાગે છે, જ્યારે કોઈ રાગના ધીમા સૂર એકાએક ઊંચે ચઢી જાય છે, જ્યારે બાળક તરફડવા માંડે છે—તો આપણે ધ્વનિમાપક યંત્ર વડે યાંત્રિક રીતિ અખત્યાર કરી એનો તાગ નથી કાઢતા. એને આપણે એવા કોઈ યંત્ર વડે નથી માપતા. જેઓ વિદ્વાન છે, જેઓ રસરાજ છે—જેમની પાસે રસદૃષ્ટિ છે—એ લોકો હમેશાં એ કેફિયતને, એ સ્થિતિને, એ લાગણીને, એ ભાવને કે એ ક્રિયાને જ પામવાની કોશિશ કરશે જે આ ફેરફાર લાવવામાં કારણભૂત હોય છે.

સાહિત્ય કોઈ એક વ્યક્તિના જીવનની છબી નથી. જ્યારે કોઈ સાહિત્યકાર હાથમાં કલમ લે છે ત્યારે એ પોતાના ગૃહજીવનની નોંધપોથી નથી લખતો. પોતાની અંગત ખુશીઓ, તકલીફો, બીમારીઓ અને તંદુરસ્તીઓની વાતો કરવા નથી બેસી જતો. એની કલમમાંથી સરતી તસ્વીરોમાં જે આંસુ હશે તે એની દુઃખી બહેનનાં હશે: સ્મિતો તમારાં હશે અને અટ્ટહાસ્યો કોઈ ભાગી પડેલા મજદૂરનાં હશે! એટલે આપણાં પોતાનાં આંસુ, સ્મિત અને હાસ્યોના ત્રાજવામાં એ તસ્વીરોને તોળવી એ એક મોટી ભૂલ છે. દરેક સાહિત્યકૃતિ એક ચોક્કસ વાતાવરણ, એક ચોક્કસ અસર, એક ચોક્કસ હેતુ માટે સર્જવામાં આવે છે. જો એમાં એ ચોક્કસ વાતાવરણ, એ ચોક્કસ અસર અને એ ચોક્કસ હેતુ ન હોય તો એમાં અને એક નિષ્પ્રાણ મડદામાં કોઈ ફેર નથી રહેતો!

પરંતુ સાહિત્ય એ કાંઈ મડદું નથી કે કોઈ ડૉક્ટર અને એના થોડાક શિષ્યો પથ્થરના ટેબલ ઉપર સુવાડી એનું પોસ્ટ-મૉર્ટમ કરવા મંડી પડે! સાહિત્ય કાંઈ રોગ નથી પરંતુ રોગની ચિકિત્સા છે. જેના ઉપયોગ માટે મુકર્રર સમય અને માપ નક્કી કરવામાં આવતાં હોય એવી એ દવા પણ નથી. સાહિત્ય ધબકારાની ગતિ છે—એની અવસ્થા છે—અને તે પણ દેશની—પ્રજાની. તે એના સ્વાસ્થ્ય અને રોગ વિશે માહિતી આપ્યા કરે છે.

જૂના કબાટના કોઈ ખાનામાં હાથ નાખી ધૂળની ઓથે દબાઈ ગયેલું કોઈ જૂનું પુસ્તક ઉપાડો: વીતેલા સમયની નસ તમારી આંગળીઓ નીચે ધબકવા મંડી પડશે.

કંઈ કેટલીય સદીઓ વીતી ચૂકી છે! કંઈ કેટલીય પ્રજાઓ આ વીતેલી સદીઓ નીચે દફન છે! એવું લાગે છે: જાણે લાશોનો—શબોનો એક મોઢો ઢગ ખડકાયેલો પડ્યો છે! જેની ટોચ ઉપર આપણે ઊભા છીએ અને નીચે એક વિશાળ અને વિરાટ મહેરામણને જોઈ રહ્યા છીએ! આકાશ તરફ મીટ નાખીએ છીએ તો એવું લાગે છે, જાણે આપણે એની બિલકુલ નિકટ છીએ!—પરંતુ આવનારા સમયનું એક નાનું સરખું પડખું—એક બીજી સદી અમારાં શબ ઉપર અમારાં સંતાનોને ઊભાં કરી દેશે!—અને પછી એ લોકો સમજશે કે અમે ઊંચે છીએ! પરંતુ સૌથી પહેલી સદીની લાશ ક્યાં છે? કઈ હાલતમાં છે?—કોઈને કશી ખબર નથી... પરંતુ આદમીની કહાણી એ જ છે: એક સ્ત્રી અને એક પુરુષ, બે સ્ત્રી અને એક પુરુષ. અથવા બે પુરુષ અને એક સ્ત્રી...બસ આ ચક્ર આદિથી ચાલતું આવે છે—અને અંત સુધી ચાલતું રહેશે.





માનવીને પહેલાં ભૂખ પણ લાગતી હતી—હજી પણ લાગે છે! સત્તાની એને પહેલાં પણ લાલસા હતી—હજી પણ છે! કવિતા અને નશાનો એ પહેલાં પણ રસિયો હતો—હજી પણ છે! ફેર શો પડ્યો છે! કઈ ક્રાંતિ આવી છે?—કોઈ ફેર પડ્યો નથી—કોઈ ક્રાંતિ આવી નથી. રોટલો, સ્ત્રી અને સિંહાસન!—અને એનાથી કંટાળી ગયો તો ઈશ્વર!! ઈશ્વર એટલે એવી શક્તિ કે જે રોટલો, સ્ત્રી અને સિંહાસન કરતાં ય કંઈ કેટલી દુર્લભ અને બુદ્ધિ માટે અગમ્ય!

માનવી સ્ત્રી સાથે પ્રીત બાંધે છે તો હીર રાંઝા, શીરીં ફરહાદ અને લયલા-મજનૂની કહાણીઓ સર્જાય છે! રોટલા સાથે પ્યાર કરે છે તો એપિક્યુરિયસની ફિલસૂફીનો જન્મ થાય છે! સિંહાસન સાથે મુહબ્બત કરે છે તો સિકંદર, ચંગીઝ, તૈમૂર અથવા હિટલર બની જાય છે! અને જ્યારે એ ઈશ્વરની લગની લગાડે છે ત્યારે એ મહાત્મા બુદ્ધનું રૂપ ધારણ કરે છે!

દુનિયા બહુ વિશાળ છે. કોઈ કીડીની હત્યાને મહાપાપ સમજે છે, કોઈ લાખો ઈન્સાનોની કતલ કરી નાખે છે અને પોતાના એ કાર્યને વીરતા અને બહાદુરી સાથે ઘટાવે છે!—કોઈ ધર્મને શાપ સમજે છે, કોઈ એને જ સૌથી મહાન આશીર્વાદ! માનવીને કઈ કસોટીએ ચડાવવો? કેવી રીતે એનાં પારખાં કરવાં? એમ તો દરેક ધર્મની પાસે પોતાનાં ધોરણો છે—પોતાની કસોટીઓ છે. જેના વડે ઇન્સાનોનાં મૂલ્યાંકન થઈ રહ્યાં છે—જેના સહારે ઇન્સાનો કસાઈ રહ્યાં છે, પરખાઈ રહ્યાં છે. પરંતુ એવું ત્રાજવું કયાં છે જે બધાને ન્યાયથી તોળી શકે! એવો ધર્મકાંટો કયાં છે જેના પલ્લામાં હિંદુ અને મુસલમાન: ખ્રિસ્તી અને યહૂદી: કાળા અને ગોરા—બધા જ એકસરખી રીતે તોલી શકાય! બધી પ્રજાઓ, બધા ધર્મો, બધા ઈન્સાનોની એ એકમાત્ર કસોટી કયાં છે—જેના પર તમે મને અને હું તમને કસી શકું—પારખી શકું!

આ કસોટી—આ ધર્મકાંટો જે કોઈ જગ્યાએ પણ છે તે નવો છે, ન જૂનો: પ્રગતિશીલ છે, ન જુનવાણી: નગ્ન છે, ન ઢંકાયેલ: બીભત્સ છે, ન પવિત્ર! —માનવી અને માનવીનાં બધાં કાર્યો માત્ર આ જ ત્રાજવે તોલી શકાય છે!—મારી પાસે કોઈ બીજા ત્રાજવાની કલ્પના એ નરી મૂર્ખતા છે!

દરેક માણસ બીજા માણસને પથ્થર મારવા માગે છે. દરેક માણસ બીજા માણસનાં કાર્યો—કર્મો જોવા—તપાસવાની કોશિશ કરે છે. આ એનો સ્વભાવ છે—એની પ્રકૃતિ છે; જેને કોઈ પણ મોટો બનાવ કોઈ પણ ક્રાંતિ ફેરવી નથી શકતાં! હું કહું છું, જો તમે મને પથ્થર મારવા માગતા હો તો ભગવાનની ખાતર જરી આવડતથી—શિસ્તથી મારો! હું એવા માણસના હાથે હરગિઝ હરગિઝ મારું માથું નહિ ફોડાવું જેની પાસે માથું ફોડવાનીયે આવડત નથી, એ શિસ્ત નથી, એ ખૂબી નથી! તમારી પાસે એવી આવડત ન હોય—તમારામાં એ શિસ્ત ન હોય તો તે શીખો! દુનિયામાં રહીને જ્યાં તમે નમાઝ, પૂજાપાઠ, રોઝા-અપવાસ કરવાનું તથા સભા સમારંભોમાં જવાનું શીખો છો ત્યાં તમારે પથ્થર મારવાના ઢંગ શીખી લેવા જોઈએ—એ કલા પણ શીખી લેવી જોઈએ.

તમે પ્રભુને-ખુદાને રાજી રાખવા માટે હજારો બહાનાં કાઢો છો! હું તમારી કેટલો નિકટ છું. મને રાજી કરવો, પણ તમારો ધર્મ છે, તમારી ફરજ છે. હું તમારી પાસેથી કંઈ વધુ તો નથી માગતો! મને બહુ આનંદથી ગાળો જ આપો! ગાળોને હું ભૂંડી વસ્તુ નથી સમજતો. કારણ કે એ કોઈ અકુદરતી ચીજ નથી. પરંતુ જરા શિસ્તથી આપો કે જેથી તમારું મોઢું ય ન બગડે અને મારી સુરુચિનો ય ભંગ ન થાય!

મારી આગળ આ આવડત—આ શિસ્ત એ જ એક

# સ્વપ્ન-મિલન

અનવર આગેવાન

અંતરનો તલસાટ વિરલ કક્ષાનો છે, એનું કોઈ ગોચર સ્વરૂપ નથી પરંતુ એ તલસાટ હૈયામાં મંથન જગાવે છે. ત્યારે એમાંથી તીવ્ર સંવેદન-પડઘા ઊઠે છે-સ્વપ્ન અને સ્પંદનની ઝાલરી બજે છે અને વાણી એનું વાહન બને છે.

રાજસ્થાનનું લોકસાહિત્ય એટલું અને એવું તો સમૃદ્ધ પડયું છે કે એમાં દટાઈ જનાર કોઈ સપુત જાગે તો પ્રજા એમાંથી ઘણું આચમન કરી શકે તેમ છે. આ નાનકડી કૃતિમાં તો સ્વપ્નમાં મિલન ઝંખતી વિરહિણીની વ્યથાને જ કંડારવામાં આવી છે. અને બધે ઠેકાણે એની સચોટતા તો કાયમ રહી જ છે ને?

અહીં કોઈ પ્રિયતમની વિયોગિની પ્રિયાના મન-દરબારમાં રંગભર સ્વપ્નો રેલી રહ્યાં છે, તેમાંનું એક પતિ-મિલનનું મુગ્ધ સ્વપ્ન છે:—

સુપનેમેં દેખ્યા ભંવરજી ન આવતાંજી,
કોઇ મખ પચરંગી પેઠી પે પાગ;
કાંદે પે છપે સબજ રૂમાલ,
હાથા મેં શીશી પ્યાલા પ્રેમકાજી.

[સ્વપ્નમાં પ્રિયતમને આવતા નિહાળ્યા. તેના શિર પર પચરંગી પાઘડી હતી. ખભા ઉપર સુંદર ખેસ લટકતો હતો. અને હાથમાં પ્રેમરસનો પ્યાલો હતો.]

પ્રેમ છલકતો હૈયાનો પ્યાલો લાવતો પિયુજી કેવા ઠાઠથી આવે છેઃ—

આંગણ મોચા ભંવરજી રા મચકિયાજી,
કોઈ થલિયા ઠિમકયા પે જીપે સેલ;
ગોરી રે આંગણ ખુડકો કુણ કરયોજી.

[આંગણે પ્રિયતમનાં પગરખાંની ચરચરાટ અને ભાલાના રણકારનો અવાજ આવવા લાગ્યો.]

ટગ ટગ મ્હલાં ભંવરજી ચઢ ગયાજી,
કોઈ ખોલ્યો ધણુ સજડ પે જીપે કિવાડ;
સાંકળ તો ખોલી ખીજલ સાલકીજી.

[કડકડાટ કરતો (રૂવાબભેર) મહેલમાં ચડી આવ્યો, અને જાણે વ્યગ્રતાથી, હું જે ઓરડામાં પોઢી હતી તે ઓરડાની સાંકળ ખોલી.]

એ વ્યગ્રતા કેવો વહાલભર્યો વળાંક લે છે તે આગળ જતાં કહે છે:—

હાથ પકડ કર ભંવર બૈઠી કરજી,
કોઈ પુછી મ્હાર મનડા રીવે જીયે બાત;
અંખિયાં નિમાણી પાપણ ખુલ ગયીજી.

[જાણે પ્રિયતમે આવી, હાથ પકડીને મને બેઠી કરી, અને મારા મનડાની વાત પૂછવા માંડી...પણ

---

કસોટી છે; માનવીના દરેક કાર્ય માટે, એના દરેક પાપ માટે, એના દરેક પુણ્ય માટે—એની કવિતા માટે—એની વાર્તાઓ માટે. મને સુવિખ્યાત વિવેચકોમાં કોઈ દિલચસ્પી નથી, આલોચનાઓ અને વિવેચનો પાંખડીએ પાંખડી વીંખી પીંખીને વિખેરી શકે છે પરંતુ એ પાંખડીઓને એકત્રિત કરીને એક સુંદર આખું ફૂલ નથી બનાવી શકતાં!

ઘણા વિવેચકો આવ્યા પરંતુ અદબમાંથી (સાહિત્યમાંથી) બેઅદબીઓ( અશિસ્તો ) દૂર નથી થઈ. ઘણા પયગંબરો આ ધરતી ઉપર આવી ગયા પરંતુ માનવીઓ એકબીજા સાથે ઐકય અને સંગઠ્ઠન નથી સાધી શકયા! આ એક બહુ મોટી કરુણતા છે. પરંતુ મોટી મુસ્કેલી તો એ છે કે આ કરુણતા જ માનવનાનું ભાગ્ય છે અને એનું જીવન અને એનું મરણ: એનું યૌવન અને એની જરા! આ કરુણતા જ સઆદત હસન મન્ટો છે. આ કરુણતા એ જ તમે છો: આ કરુણતા જ આખી દુનિયા છે જેમાં કસોટીઓ વધુ છે અને કસાનારા ઓછા! જેમાં પથ્થર થોડા છે અને માથું ફોડનારા વધુ!

✶





હાય ત્યાં તો એશિયાળી આંખડીઓ ખૂલી ગઈ! ]

પ્રિયા સ્તબ્ધ બની ગઈ. હૃદયવાર્તા કહેવી અધૂરી રહી ગઈ. પિયુ પણ અદશ્ય થઈ ગયા અને વિરહિણી પોતે સ્વપ્ન પર ચીઢાઈ ઊઠી કે,

> સપના રે બૈરી તન તન મારા ધૂજી,
> કોઈ કે થારી કતલ એ જીયે કરાય;
> સૂતી તેં ઠગી ભંવરજીની ગોરડીજી.

[ હે મારા વેરી સોણલા! તેં મારી સાથે વિશ્વાસઘાત કર્યો. પિયુજીની આ પોઢેલી પ્રિયાને તેં ઠગી. જો મારું ચાલે તો તને કતલ કરી નાખું. ]

વિરહિણીના હૈયાનો આ ઉચાટ સાંભળીને સ્વપ્નને વાચા ફૂટે છે, અને એ ઉત્તર વાળે છે કે,

> મ્હે છાં સુપના સરવ સુલખનાજી!
> કોઈ બીછુડયા ન દેવા યે જીયે મિલાય;
> મ્હે છાં સુપના ઢલની રૈન કા જી.

[ હે સુલક્ષણા નારી! મારી કતલ કરવા કેમ ઇચ્છે છે! હું તો વિયોગી જનોને આછું-પાતળું પણ મિલન કરાવી આપું છું. ]

ઉપર્યુક્ત ગીતમાં વિયોગી પ્રિયાની ઝંખના કેટલી તીવ્રપણે અભિવ્યક્તિ પામી છે! આ છે લોક કવિતાનો સાચો કસબ.

હવે જુઓ આ બીજું ગીત. વિયોગી હૈયાની વાણી કેવી વેધક ને ઋજુ શબ્દોમાં સળવળી ઊઠી છે! એક નવયૌવના પત્ની કહે છે કે,

> બાય ચાલ્યા ભંવરજી પીપલીજી,
> હાંજી દોલા હે ગઈ ઘેર ઘુમેર;
> બૈઠન કી રૂત ચાલ્યા ચાકરીજી,
> ઓજી મ્હારી સાસ સપૂતી રા પૂત!
> મત ના સિધારો પૂરબ કી ચાકરીજી.

[ હે પ્રિયતમ! તમે જે પીપળનું ઝાડ રોપ્યું હતું તે હવે તો ખૂબ ઘટાઘેઘૂર થઈ ગયું છે. જ્યારે એની શીળી છાયા હેઠળ બેસવાની ઋતુ આવી ત્યારે તમે તો પરદેશ સિધાવો છો. હે મારી સુપુત્રવતી સાસુના જાયા! તમે ચાકરી કરવા પૂર્વ-દેશમાં ન જાઓ! ]

> બ્યાય ચલ્યા છો ભંવરજી ગોરડીજી,
> વાંજી દોલા હો અઇ જોધ જવાન;
> બિલસન કી રૂત ચાલ્યા ચાકરીજી,
> ઓ જી મ્હારી બાલ નણંદ રા ઓ વીર!
> મત ના સિધારો પૂરબ કી ચાકરી જી.

[ હે પિયુ, તમે જે ગોરી સાથે લગ્ન કર્યું હતું, તે હવે તો જુવાનજોધ-મદમસ્ત બની ગઈ છે. જ્યારે આવી વિલાસની મોસમ માણવાની વેળા આવી ત્યારે તમે પરદેશ સિધાવો છો. હે મારી લલેતી નણંદના વીર! ચાકરી માટે પૂરવ ભણી ન જાઓ. ]

પરંતુ જીવન જ્યાં પુરુષાર્થને પલ્લે તોળાયું છે એ પુરુષને આંગણુ બેસ કેમ પરવડે! એ તો સવારી સાબદી કરી જવા ઉપડે છે ત્યારે કુણા કલેજામાંથી આર્તપૂકાર નીકળે છે કે,

> કુંણ થારા ઘુડલા ભંવરજી કસ દિયાજી.
> હાં જી ઢોલા કુણ થારી કસદિની જીન;
> કુંણરાં રે હુકમા ચાલ્યા ચાકરીજી!
> ઓ જી મ્હારા હિવડાં રા જિવડા!
> મત ના સિધારો પૂરબ કી ચાકરીજી.

[ હે પ્રિયતમ! કયા નિષ્ઠુરે તમારો ઘોડો શણગારી તૈયાર કરી દીધો! કોણે તેના પર જીન બિછાવ્યું! અને કોની આજ્ઞાથી તમે આજ પરદેશ જઈ રહ્યા છો! હે મારા હૈયાના હેત! તમે નોકરી માટે પૂર્વ તરફ ના સિધાવો, ના સિધાવો!! ]

આખરે સ્નેહાળ પતિ પ્રિયાની આર્તવાણી સુણીને સહજ વિહ્વળ બની જાય છે. જો કે પ્રિયાનો વિયોગ તેના હૈયાને પણ હુલાવી રહ્યો છે! પરંતુ કૌટુંબિક કર્તવ્ય આગળ તે શું કરી શકે! છતાંય દાઝતે હૈયે મજબુર બની કહે છે :—

> બડે બીરે ઘુડલા, ગોરી કસ દિયાજી,
> હાં યે રે ગોરી! સાથીડા કસ દિની જીન;
> બાબજી રે હુકમા ચાલ્યા ચાકરી જી,

[ હે મારા હૈયાના હીર સમી ગોરદિ! મોટાભાઈએ ઘોડો તૈયાર કર્યો અને સાથીઓએ તેના પર જીન માંડી દીધું છે. અને પિતાજીની આજ્ઞાથી હું પરદેશ કમાવાને માટે જઈ રહ્યો છું. ]

પતિની આ વાત સાંભળી પત્ની ઉદાસ બની જઈ નિસાસો મૂકતી કહે છે :

એક રૂપૈયો ભંવરજી મૈં બણુંજી,
હાં જી ઢોલા બન જ્યાઉં પીલી પીલી મોર;
ભીડ પડ જઇ સંવરજી બરત લ્યોજી,
ઓ જી મ્હારી સેજા રા સિણગાર!
પિયાજી! પ્યારી ન સાગ લૈ ચલોજી.

[ હે પ્રાણેશ! તમારા માટે હું રૂપિયો બનીશ. અરે કહો તો પીળી પીળી સોનામહોર બની જઈશ. ખપ પડયે મને કામમાં લેજો. હે મારી સેજના શણગાર સાજન! તમારી ગોરાંદિને પણ સંગાથે તેડતા જાઓ. ]

પરંતુ કર્તવ્યશીલ પતિ તેમ કરી શકતો નથી. એ તો પોતાની તમામ આરઝુઓને અંતરમાં સમાવીને પેરદેશ સિધાવે છે.

પછી...પતિના વિયોગે ઝૂરતી, ઝંખતી પત્ની સંદેશો પાઠવે છે. એ સંદેશામાં અધૂરી આશાનો ઓરતો જબાન ખોલે છે:–

કદે ન લ્યાયા ભંવરજી સીરણી જી,
હાં જી ઢોલા કદે ન કરી મનુવાર;
કદે ન પૂછી મનડે રી બારતા જી,
ઓ જી મ્હારી નણંદ રા ઓ વીર!
થાં બિન ગોરી ન પલક ન પલક આવડજી.

[ હે વહાલમ! તમે મીઠાઈ લાવવાના હતા તે પણ ન લાવ્યા ને ઉજાણી પણ ન કરી. અરે, મારી હૃદય વાર્તાય તમે કદી ન પૂછી. હે મારી નણંદના વીરા! તમારા વિના ગોરીને એક પળ પણ ચેન પડતું નથી. ] આ છે વિયોગિની પ્રિયાના અંતરની આતશી આરઝુ. આ છે આહની અગનભરી અત્તરિયા ખોલાશ. આવા અત્તરિયા ખોલાશનાં ગીત —મારવાડની મરતબાનીમાં અઢળક પડયાં છે. કેવળ એના પારખું એના પ્યાસી—પ્રેમીજનોની જ આવશ્યકતા છે.

★

...આખા ખેતરની તથા ઢોરઢાંખરની જવાબદારી મને સોંપીને બરાબર આજથી આઠ દિવસ ઉપર એલાનભાઇ અહીંથી ગયા છે. ચોવીસેય કલાક એ ભાઇની હેતાળ હૂંફમાં રહીને એમનું પ્રેમરૂપી અમૃત ઘૂંટડે ઘૂંટડે પીધેલું એટલે એલાન વિનાના આ આઠ દિવસ તો અમને આઠ અઠવાડિયાં જેવા સમા થઈ પડયા. હજી તો એમના વિના બીજા પોણાછ મહિના કાઢવાના બાકી છે તે કેમ જશે તેની કલ્પના થઇ શકતી નથી. જતાં જતાં એ અનેક ઝીણી–ઝીણી સૂચનાઓ આપતા ગયા : 'મસ્તાન, આ વીજળિક કરવતથી લાકડાં વેરતી વખતે ખૂબ કાળજી રાખવી આંખ તો એની ઉપર માંડેલી રાખવી જ, પરંતુ ચિત્ત પણ એમાં ચોટેલું રાખવું—નહિતર લાકડાંની જેમ આપણને વેરી નાખતાં પણ એ કરવતીને વાર નહિ લાગે...' અને છેવટે...'મસ્તાન, સાઈલા, હવે તો આ ઢોરઢાંખરની જ નહિ, ઇંગ્યા–અનમરી–હેલ્ગોની પણ તારે જ સંભાળ રાખવાની છે,' એમ કહેતાં કહેતાં ગયા સોમવારે સવારે જ્યારે એલાનભાઇએ છ માસ માટે સ્ટુડંટની વિદાય લીધી ત્યારે જે વેદના થઇ તે તો મુંબઈમાં તમારા સહુથી છૂટા પડતી વખતે પણ નહોતી અનુભવી, કંઠ રૂંધાઈ ગયો હતો; એક શબ્દ પણ ઉચ્ચારી શકાયો નહિ, પણ આંસુભીની આંખે એલાનને મારાં હેલેનએ કોલ દીધો કે, 'વીરા, તમે જરાય ચિંતા કરતા નહિ. હું તૂટી પડીને પણ રાતદિવસ મહેનત કરીશ, બધાંની સંભાળ રાખીશ. છ મહિનાની અવધ તો જોતજોતામાં પૂરી થઈ જશે ને હમણાં પાછા આવીને તમે અમારા સહુમાં સમાઈ જશો!'

સ્વીડનનો પત્ર. [ મસ્તાન મેઘાણી—'મિલાપ'માં ]

તંત્રી : ઈશ્વરલાલ ... દવે • સંપાદક • જયન્ત




# નવરચના



સાહિત્ય, સમાજ અને સંસ્કારનું મા

## ૧૯૫૪ના એપ્રિલથી પચ્ચીસમા રજત-જયંતી વરસમાં પ્રવેશે છે

- ગુજરાત કે બૃહદ્ ગુજરાતની વાત તો બાજુએ રહી, પણ વિશ્વને ખૂણે ખૂણે વસતી ગુજરાતી ભાષા જાણતી જનતાને એકસરખુ પ્રિય બની ચૂકેલુ આ માસિક એની ભરજોબનાઈમાં પ્રવેશે છે.
- વિશ્વની ડામાડોળ પરિસ્થિતિમાં છેલ્લાં કેટલાંક વરસોની કપરી કસોટીના કાળમાં પણ જે માસિક અડગતાથી એકધારુ બધાનું વધુ ને વધુ આકર્ષણ બન્યુ છે.

## ચોવીસમે વરસે એના શુભેચ્છકો અને વાચકોને ઊર્મિ–નવરચના ટહેલ નાખે છે.

- ઊર્મિ–નવરચના નિયમિત વાચવા માટે લાયબ્રેરી કે શાળા-કૉલેજોમાં પડતી હાડમારીમાંથી બચવા દર માસની પહેલી તારીખે ઘેર બેઠા નિયમિત મેળવવા માટે વાર્ષિક ગ્રાહક બની જાવ.
- આપ ઊર્મિ–નવરચનાના ગ્રાહક હો તો એની ઉપયોગિતા જણાવી આપના સબંધીઓને ગ્રાહક થવા ભલામણ કરો.
- કાગળના અને છાપકામના આસમાને ચડેલા ભાવ-ઊછાળા વખતે પણ લવાજમનો વધારો કર્યા વિના કે પાનાંનો ઘટાડો કર્યા વિના ઉત્તરોત્તર વિશિષ્ટ સામગ્રી પીરસતું ઊર્મિ–નવરચના દરેકનું એટલુ જ પ્રિય થઈ રહેલ છે.
- દૂરદૂર દેશાવરોથી પણ જેની વાંચવાની તાલાવેલીવાળા ગ્રાહકો, વાંચકો અને ચાહકો અને તારીખે મેળવવા ગમે તેટલુ ખર્ચ કરતાં પણ અચકાતાં નથી.
- આવતા અંકથી ત્રિરંગી ચિત્ર અને પાનાંનો વધારો કરવાનુ નક્કી કરેલ છે.

માર્ચની આખરે જે ગ્રાહકોનું લવાજમ પૂરું થાય છે. એ બધાંને અમે જુદા કાર્ડથી ખબર આપેલ છે જ. એ બધાં એમનું લવાજમ માર્ચની ૨૫મી સુધીમાં અમને મોકલી આપે જેથી બન્ને પક્ષે થતા નાહકના વી. પી. ના ટપાલખર્ચનો દુર્વ્યય થતો અટકે.

વાર્ષિક લવાજમ : સાડાસાત રૂપિયા : પરદેશમાં દશ રૂપિયા (શિ ૧૫)

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ** ફર્નાન્ડીઝ બ્રીજ ગાંધી રોડ **અમદાવાદ ૧**

CABLE : NAVRACHNA [ સ્થાપના : ૧૯૩૬ ] પો. બૉ. નં. ૭૩

# ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ગાંધી રોડ અમદાવાદ ૧

ચેરમેન : ગણેશ વાસુદેવ માવળંકર [ સ્પીકર : ભારત પાર્લમેન્ટ ]
મેનેજિંગ ડિરેકટર: ઈશ્વરલાલ મોહનલાલ દવે [ મંત્રી : ઊર્મિ-નવરચના ]

## ગુજરાતની અગ્રગણ્ય પ્રકાશન-સંસ્થા

### ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ, અમદાવાદ—ની

## પ્રગતિ અને પ્રવૃત્તિનો આછો પરિચય

થોડાક ભાવનાશીલ જુવાનો ૧૯૩૬ના ઑગસ્ટની પહેલી તારીખે—તિલક-જયંતીએ—અમદાવાદમાં ભેગા થયા. અને એ શુભ અવસરે ભારતી સાહિત્ય સંઘનું નિર્માણ થયું.

પ્રમાણિકપણે રોજી મળી રહે અને કંઈક અંશે લોકકલ્યાણ અને સામાજિક ઉત્થાન કરી શકાય એવી પ્રવૃત્તિની ખોજમાં અમે સૌ હતા, ૧૯૩૨ના સત્યાગ્રહના આંદોલન પછી બે-ત્રણ વરસ ભાલકાંઠાના સૂકા ને વેરાન પ્રદેશમાં સર્વાંગી ગ્રામોન્નતિને દૃષ્ટિ સામે રાખીને કાર્ય પણ કર્યું. પણ ત્યાં સૌરાષ્ટ્રનાં નાનાં મોટાં રાજ્યોમાં નાગરિક સ્વાતંત્ર્ય માટે અને ક્યાંક અત્યંત દમનકારી ધારાઓની નાબુદી માટે સત્યાગ્રહ શરૂ કરવાની ફરજ પડી અને અમારા જુથે એમાં ઝંપલાવ્યું. ગ્રામોન્નતિનું સ્વપ્ન અધૂરું રહ્યું, રાજકીય સ્વાતંત્ર્ય વિના ગ્રામોન્નતિ થવી અસંભવ લાગી. સ્વતંત્રતાના પ્રાણવાયુ વિના આ દીન-હીન ગામડાંઓમાં તેજ નહિ આવે એમ પણ દેખાયું અને અમારું મંડળ એક સ્થળેથી બીજે સ્થળે રજવાડાંઓના સત્યાગ્રહમાં ઝૂઝતું રહ્યું.

એ તબક્કો પણ પૂરો થયો, અને સાહિત્ય દ્વારા લોકરુચિ ઘડવી અને ગુલામી માનસને ઢંઢોળી જાગ્રત કરવું, સામાજિક બદીઓ દૂર થાય અને અભય, આશા ને શ્રદ્ધાની નવી જ્યોત પ્રગટ થાય એ માટે સાહિત્યની પ્રવૃત્તિ શરૂ કરવાનું નક્કી કર્યું. અમારા માટે એ એક કેવળ પ્રવૃત્તિ નહોતી પણ અમારા જીવનનું મહાન મિશન હતું. અમારાં સ્વપ્નો, અમારી ભાવનાં, અમારા હૈયાની આગ અમે અમારી આ પ્રવૃત્તિદ્વારા સમાજને ચરણે મૂકવાનું શરૂ કર્યું.

અમારી પ્રવૃત્તિના સૂત્રધાર એ સમયે શ્રી. મોહનભાઈ મહેતા (સોપાન) હતા. એમણે એક પછી એક અમારા હેતુને દૃઢ કરનારાં પુસ્તકો લખ્યાં. અને 'અંતરની વાતો' એ પુસ્તકને સરકારે જપ્ત કર્યું. 'અંતરની વાતો', 'સંજીવની', 'પ્રાયશ્ચિત્ત' 'અંતરની વ્યથા' 'જાગતા રે'જો' વગેરે એ સમયનાં અમારાં ખૂબ લોકપ્રિય પ્રકાશનો હતાં. સૌ પ્રથમવાર સાહિત્યમાં નવી હવાનો ઉગમ થતો હતો અને જે મહાન ક્રાંતિકારી કાર્યક્રમ ગાંધીજીએ દેશ સમક્ષ મૂકયો હતો અને દેશવ્યાપી પ્રયોગ કર્યો હતો એનું પ્રતિબિંબ અમારા આ સાહિત્યમાં પડતું હતું.

અમારી 'અંજલિ ગ્રંથમાળા'ની ગ્રાહકસંખ્યા પાંચ હજાર ઉપર પહોંચી હતી અને દેશને ખૂણે

ખૂણે અમારી સંસ્થાના કાર્યકરો હાથમાં ઝોળી લઈને સાહિત્યની આ સાધના માટે નીકળી પડ્યા હતા. રાત ને દિવસ જોયા વિના સતત પરિશ્રમ કરીને લોકોની સાહિત્યની ઉદાસીન વૃત્તિને દૂર કરવા માટે અમે મથી રહ્યા હતા. આ પ્રવૃત્તિમાં અમારું પણ જીવનઘડતર થયું; લોકરુચિ સમજવા મળી અને અનેક નામી સ્નેહીજનોનો સહકાર મળ્યો ને પ્રેમ સંપાદન કરી શકયા. સ્વજનો ને સ્નેહીજનોનો આ પ્રેમ અમારે મન મોટી મૂડી હતી. એ સૌની હૂંફે અમારી પ્રગતિ થતી રહી. સાહિત્યની આ સાધના અમે કરતા રહ્યા.

વ્યવહારની દુનિયામાં રિદ્ધિ ને સિદ્ધિ એ ધંધાના પ્રાપ્ત કરવા જેવાં બે અંગો છે. પણ અમારી આ સાહિત્ય–યાત્રા અનેક સંકટો અને તોફાનો વચ્ચે ચાલતી હતી. અમારી આશા ને શ્રદ્ધાનો દીપ જલતો રાખીને અમે બેઠા હતા. કીર્તિની સિદ્ધિ તો અમને મળી હતી પણ આર્થિક સિદ્ધિની આશાનું કિરણ અમને દેખાતું નહોતું.

આ અરસામાં ૧૯૪૨ની ' કરેંગે યા મરેંગે ' મહાન અભૂતપૂર્વ લડત આવી પડી. જે હેતુ માટે અમે આ બધી પ્રવૃત્તિ કરતા હતા એની સિદ્ધિ માટેનું આ આંદોલન હતું. અમારા ભારતી સાહિત્ય સંઘના બધા સભ્યો એમાં ઝંપલાવવા અધીરા હતા. અને અમે સાહિત્યની પ્રવૃત્તિને સંકેલવા માંડી. મોહનભાઈ મહેતા (સોપાન)એ હમેશ માટે છૂટા થઈને આંદોલનમાં જોડાવાના શ્રીગણેશ માંડયા. અને પછી અનુકૂળતા મુજબ અમે સૌ એક પછી એક જતા ગયા.

જીવનનો એ તબક્કો પણ પૂરો થયો, ભારતી સાહિત્ય સંઘને ફરી પૂર્વવત પ્રવૃત્તિથી ધમધમતો કરવાનો પ્રશ્ન આવ્યો અને આ વખતે અમારા જૂના ને અત્યંત નિકટના ભેરુબંધ શ્રી. રતુભાઈ અદાણી, જયમલ્લ પરમાર, નિરંજન વર્મા ને મનુભાઈ બક્ષી અમારી પડખે આવીને ઊભા રહ્યા. એમની કાર્યદક્ષતા અને ઊંડી સમજણનો લાભ મળ્યો અને સંસ્થાને સહકારી ધોરણે ચલાવવાનો મનસુબો કર્યો. પણ એ ભેરુબંધો ઉપર ૧૯૪૨માંની ભૂગર્ભ પ્રવૃત્તિ અંગેનાં વોરંટો ગાજતાં હતાં. ઘડી અહીં તો ઘડી કયાંક દૂર એમને જવું પડતું અને ફરી પાછા અમે, સંગઠિત બનીને કંઇક વધુ સક્રિય પ્રવૃત્તિ કરી શકીએ તે પહેલાં વેરવિખેર બની ગયા. આ બધાં વરસોમાં અમારી સાહિત્યની પ્રવૃત્તિ ઉપર ખાસ લક્ષ આપી શકેલા નહિ તેથી અમે સંપત્તિ ને સાધનહીન બની ગયા. જાણે આ સાહિત્ય–યાત્રાના અમે એકલવાયા મુસાફર હોઈએ એવી સ્થિતિ થઈ ગઈ.

પણ આ અપાર મુશીબતો વચ્ચે અમારો શ્રદ્ધાદીપ જલતો હતો. અમારા હેતુ ને પ્રવૃત્તિની ઉપયોગિતા માટે અમારા મનમાં લવલેશ સંદેહ હતો નહિ. અમારા મનોરથ, અમારી ભાવના, અમારાં સંકલ્પો અનુભવની એરણ ઉપર ઘડાઈને વિશુદ્ધ બન્યાં હતાં.

અમને અણધારી મદદ અને સહકાર એક અનજાન ખૂણેથી સાંપડયાં.

ગુજરાતની અગ્રગણ્ય અખબારી પ્રકાશન–સંસ્થા લોક પ્રકાશન લિ૦ના સંચાલક શ્રી ઇન્દ્રવદન ઠાકોરનો પરિચય થયો. એમના સૌજન્ય અને દિલેરદિલે અમને નવો માર્ગ બતાવ્યો. એ પણ નવ–ગુજરાતના ઘડતરનાં સ્વપ્નો સેવતા હતા. એમને પણ હતું કે દષ્ટિવંતા ને નિષ્ઠાભર્યા સાહિત્ય દ્વારા જનસેવા કરવી જોઈએ.

એ સંસ્થાના સૂત્રધાર શ્રી. ગણેશ વાસુદેવ માવળંકર (દાદાસાહેબ) સમક્ષ અમે બંનેએ ભારતી સા.

સંઘ પાછળની ભાવના, કલ્પના ને હેતુ મૂક્યાં. એમની દૃષ્ટિએ આ પ્રવૃત્તિની ઉપયોગિતા સમજાઈ. અમને એમના આશીર્વાદ મળ્યા.

૧૯૪૫ની ૯મી ઑગસ્ટે અમે ભારતી સાહિત્ય સંઘને પ્રાઈવેટ લિમિટેડનું સ્વરૂપ આપ્યું. લોક-પ્રકાશન લિ૦નાં સાધન અને સામગ્રીની અમને મદદ મળી. એક લાખ રૂપિયા જેવી રકમ શૅર કૅપિટલ ખાતે અને લોન પેટે અમને મળી. એ ઉપરાંત જ્યારે જ્યારે સંસ્થાની પ્રગતિ માટે આર્થિક જરૂર પડતી ત્યારે વિના સંકોચે અમને રકમ મળતી રહી. અમારી સંસ્થાનો વિકાસ અનેકગણો ને અનેક દિશામાં વધી ગયો. અમારા મનોરથો મૂર્ત સ્વરૂપે આકાર લઈ રહ્યા.

આ અરસામાં ગુજરાતના સમર્થ ને લોકપ્રિય રાષ્ટ્રશાયર શ્રી. ઝવેરચંદ મેઘાણી સાથેનો અમારો પરિચય ખૂબ ગાઢ થયો. અમારી સાહિત્યપ્રવૃત્તિના જાણે એ શિરછત્ર બની ગયા. લેખક અને પ્રકાશકનો જ કેવળ ધંધાદારી સંબંધ ન રહેતાં અમારી સંસ્થાના એ વડીલ બન્યા. એમની દોરવણી ને માર્ગદર્શન મળ્યાં. 'ઊર્મિ-નવરચના' માસિકના સાચા સંપાદક એઓ બન્યા. અને એમનાં નવાં પ્રકાશનો બધાં અમને મળતાં ગયાં. પૂ. શ્રી. રવિશંકર મહારાજના સેવાકાર્યના મહામૂલા જીવન-પ્રસંગો 'માણસાઈના દીવા' નામના વિખ્યાત પુસ્તકમાં આલેખ્યા ને અમારી સંસ્થાએ એ પ્રગટ કર્યો. અકાળે એઓ અવસાન પામ્યા અને અમે મોટો આઘાત અનુભવ્યો. ઘડીભરને માટે અમારી સાહિત્ય પ્રવૃત્તિ થંભી ગઈ.

અને આ સ્થિતિમાં અમને ગુજરાતના સમર્થ વાર્તાનવેશ શ્રી. ધૂમકેતુ મળ્યા. એમણે અમારા પ્રત્યેના અપાર પ્રેમ ને મમત્વથી પ્રેરાઈને સહકાર આપ્યો. 'ઊર્મિ-નવરચના' માસિકને પોતીકું ગણીને એનાં સર્વ અંગો સમૃદ્ધ થાય તે માટે જહેમત લીધી. મેઘાણીભાઈ જે પ્રણાલિકા મૂકી ગયા હતા તેને વધુ સમૃદ્ધ કરી. એમનાં પ્રકાશનો પણ અમને મળતાં થયાં.

નવગુજરાતના જાણીતા નવોદિત લેખકો જયમલ્લ પરમાર: નિરંજન વર્માની બાંધવબેલડીએ આકાશદર્શન ને પક્ષીપરિચય, દેશ દેશની લોકકથા ને પરીકથાઓ, વિશિષ્ઠ શૈલીની નવલકથાઓ અને તેજસ્વી કલમથી આલેખાયેલાં પ્રકાશનો અમને આપ્યાં. સંસ્થાના વિકાસ માટે જેમણે સતત ચિંતા સેવી છે એવા એ સ્વજનોમાંથી એક શ્રી. નિરંજન વર્માનું લાંબી માંદગી ભોગવી અવસાન થયું. અમારી મૌન અંજલિ સદ્ગતના આત્માને અર્પીએ છીએ.

નવગુજરાતનાં બીજા નવોદિત પ્રખ્યાત લેખકો શ્રી. ઈશ્વર પેટલીકર અને શ્રી. પન્નાલાલ પટેલનાં પ્રકાશનો આ સંસ્થાને મળતાં રહ્યાં છે. ઈશ્વર પેટલીકર સાથેનો સંબંધ કેવળ લેખક તરીકેનો નહિ પણ એક આપ્તજન તરીકેનો રહ્યો છે. સંસ્થાની દરેક મુશીબત વખતે એ ધૈર્ય ને હિંમત આપીને પડખે ઊભા રહ્યા છે. ને અમારી તકલીફ એ એમણે પોતાની જ તકલીફ ગણી છે. નિરાશા ને ઘોર અંધકાર વચ્ચે સદા પ્રકાશનું કિરણ આપ્યા કર્યું છે. એવા સાથી ને મિત્ર લેખક માટે સંસ્થા ગૌરવ અનુભવે છે.

શ્રી. પન્નાલાલ પટેલનું સૌજન્ય એ જીવનભર ટકે એવું સ્મરણ છે. માંદગીને બિછાને રહ્યા રહ્યા પણ એ અમારી ચિંતા કરતા હોય છે.

ગુજરાતના અજોડ વિવેચક ને પ્રથમ પંક્તિના વાર્તાકાર શ્રી. રામનારાયણ વિ. પાઠક (દ્વિરેફ), સમર્થ કવિ ને વિદ્વાન શ્રી. ઉમાશંકર જોષી આ સંસ્થાને પોતાની ગણીને સહકાર આપતા રહ્યા છે,

Gujarati reading public with good Literature in various branches of knowledge. I joined the Sangh later when it was decided to transform into a limited company. It has published a large number of books which have been considered by those qualified to express an opinion as book worthy of the mission which the Sangh has. Unfortunately, it has not been able to make its efforts a financial success, because of circumstances beyond its control. Though essentially not a business concern, it would yet be appreciated that the publications must at least meet their cost. It is, therefore, very desirable that the appreciative public interested in the allround advancement of Gujarati Literature will help the Sangh by liberally purchasing its publications, which, I believe, carry more than money value paid for it.

## અનોખી પ્રકાશન–સંસ્થા

### રમણલાલ વ. દેસાઈ

અમદાવાદની સુપ્રસિદ્ધ સાહિત્ય પ્રકાશન–સંસ્થા 'શ્રી ભારતી સાહિત્ય સંઘ' અઢાર વર્ષ થયાં સાહિત્યનાં વિધવિધ ક્ષેત્રમાં જે સેવા કરી રહી છે તેનાથી કોઈ પણ ગુજરાતી વાચક અજાણ તો ન જ હોય. રૂપ, રંગ અને ગુણમાં ઉચ્ચ પ્રકારની વિવિધતા સાધી શકેલી આ સંસ્થાએ સાહિત્યનો એક પણ વિભાગ બાકી રાખ્યો નથી. બાળકોથી માંડી કિશોરો અને યુવાનોને સ્પર્શતી સાહસકથાઓ, જનકથાઓ, નવલકથાઓ, ચરિત્રો, કાવ્યો અભ્યાસગ્રંથો બહાર પાડી ગુજરાતની બહુ જ પ્રશંસનીય સેવા આ સંસ્થાએ કરી છે એમાં મને શક નથી. ગુજરાતી ત્રણ-ચાર પ્રતિષ્ઠિત પ્રકાશન-સંસ્થાઓમાં 'ભારતી સાહિત્ય સંઘ'નું યશસ્વી સ્થાન છે, અને એ કારણે ગુજરાતના મોટા ભાગના ઉત્તમ સાહિત્યકારોનો એ સંસ્થાને સહકાર પણ મળ્યો છે.

'ભારતી સાહિત્ય સંઘ'ની પ્રકાશન પ્રવૃત્તિઓમાં 'ઊર્મિ–નવરચના' માસિકના નિયમિત પ્રકાશનને પણ આપણે વીસરી શકીએ એમ નથી. મારું તો એ માનીતું માસિક છે અને તેની કક્ષા એને ગુજરાતનાં ઉત્તમ માસિકોની હારમાં મૂકે છે.

તેમાં પણ એ સંસ્થાના આત્મારૂપ એના સંચાલક શ્રી. ઈશ્વરલાલ દવેની ખંત, તેમનું સાહસ અને વિશેષ તો તેમની સુજનતા અને માનવતા તેમને લગભગ પ્રત્યેક લેખકના માત્ર પ્રકાશક નહિ પણ અંગત મિત્ર બનાવી રહે છે એ તેમની વિશિષ્ટતા છે.

લેખકોને પ્રસિદ્ધિ આપવામાં તેમનો ઉત્સાહ અને ઉત્તેજન હવે સહુને જાણીતાં બન્યાં છે, છતાં વિવિધ કક્ષાના વાચકોને તેમની રુચિ સંતોષી ઉચ્ચ કક્ષાએ લઈ જવાની કાળજી તેમની સંસ્થા દ્વારા ઘણાં જ સારાં, સુઘડ, સુવાચ્ય અને સરસ પુસ્તકો ગુજરાતને અપાવી રહી છે. શ્રી. ઈશ્વરલાલની આ સંસ્થામાં આખા ગુજરાતને આપ્તપણું લાગે છે એવો મારો સ્વાનુભવ છે.

હું સંસ્થાને તેમજ શ્રી. ઈશ્વરલાલ દવેને સર્વાંગી સફળતા અંતઃકરણપૂર્વક ઇચ્છું છું.

વિદ્વાન પ્રૉફેસર અનંતરાય રાવળ, લોકપ્રિય નવલકથા લેખક ને વિચારક શ્રી. મનુભાઈ પંચોળી (દર્શક) અને શ્રી. રા. ના. પાઠકનાં પ્રકાશનો એક સ્વજનના અધિકારથી અમે મેળવતા રહ્યા છીએ.

બાળકોના લાડીલા લેખક શ્રી. જીવરામ જોષીનાં પ્રકાશનો આજે તો અત્યંત હોંશપૂર્વક ઘેર ઘેર વંચાય છે. એમનાં પ્રકાશનો આ સંસ્થાએ સારી એવી સંખ્યામાં પ્રસિદ્ધ કરેલાં છે. સંસ્થાના વિકાસ માટે અમારી જેમ જ એ ચિંતા કરતા હોય છે.

આમ અમારી આ સાહિત્ય-યાત્રાના અનેક ભાગીદારો છે. આ બધાનો જે સાથ ને સહકાર મળતો રહ્યો છે તેથી અમારા હૈયામાં નવો પ્રાણ પૂરાતો રહ્યો છે. સંસ્થાની સમૃદ્ધિ એ સૌને આભારી છે.

સંસ્થાએ સાહિત્યક્ષેત્રમાં તમામ અંગોને આવરી લેતું સાહિત્ય પ્રગટ કરેલું છે. આ સંસ્થાએ આજ સુધીમાં લગભગ ૬૦૦ જેટલાં પ્રકાશનો કર્યાં છે. લોક હૃદયમાં આ સંસ્થાનું જે સ્થાન છે તે અમારા નવા પ્રસ્થાનમાં વેગ ને ઉત્સાહ પ્રેરે છે.

શ્રી. દાદાસાહેબ માવળંકરની રાહબરી નીચે આ સંસ્થા આગળ વધી રહી છે. 'ફૂલછાબ'ના તંત્રી ને લોકસેવક શ્રી. નાથાભાઈ શાહની અનુભવી ને કુશાગ્ર બુદ્ધિ આ સંસ્થાના સંચાલનમાં અનેક વાર કામ આવી છે.

છેલ્લાં થોડાં વરસથી જે મંદી આવી છે તેણે અમને વિચારમાં મૂકી દીધા છે. એ મંદીનો કારમો પંજો સાહિત્યક્ષેત્રે સૌથી વસમો લાગ્યો છે. સંસ્કારિતાનો ને માનવતાનો ઝીણો દીપક જલતો રાખવા અમે મથી રહ્યા છીએ. એ કાર્યમાં આપનો સહકાર માગીએ છીએ. આ સંસ્થા આટલા લાંબા સમયથી એકનિષ્ઠાથી સાહિત્યની સાધના ને ઉપાસના કરતી રહી છે. આપ આપના ઘરને સંસ્કારધામ બનાવવા આ સંસ્થાના પ્રથમ પંક્તિના લેખકોનાં પુસ્તકો વસાવીને અમારા આ કાર્યને પ્રોત્સાહન આપશો જ એવી શ્રદ્ધા છે.

આ સંસ્થા પાસે કેવળ ધંધાનો જ ખ્યાલ હોત તો ધ્યેયહીન સાહિત્ય પ્રગટ કરીને પણ પૈસો કમાઈ શકત. પણ અમે તો માણસની ઉદાત્ત શક્તિને વિકસાવવાનો ને પ્રગટ કરવાનો પ્રયત્ન કર્યા કર્યો છે. રાગ-દ્વેષ, વેર-ઝેર માનવના મનમાંથી ઓછાં થાય ને એ ઊર્ધ્વગામી બને એવું સાહિત્ય પ્રગટ કરવાની અમારી નેમ છે. અમારી આ પ્રવૃત્તિમાં સૌ સંસ્કારી જનોનો સહકાર વાંછીએ છીએ.

સંચાલક,
**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ**

*

## અમારી સંસ્થા, ભારતી સાહિત્ય સંઘ લિ. વિષેના થોડાક અભિપ્રાયોઃ-

### અમારી ભાવના

ગણેશ વાસુદેવ માવળંકર

The Bharati Sahitya Sangh was started originally, not with the idea of making busines profits but with the idea of providing the

Gujarati reading public with good Literature in various branches of knowledge. I joined the Sangh later when it was decided to transform into a limited company. It has published a large number of books which have been considered by those qualified to express an opinion as book worthy of the mission which the Sangh has. Unfortunately, it has not been able to make its efforts a financial success, because of circumstances beyond its control. Though essentially not a business concern, it would yet be appreciated that the publications must at least meet their cost. It is, therefore, very desirable that the appreciative public interested in the allround advancement of Gujarati Literature will help the Sangh by liberally purchasing its publications, which, I believe, carry more than money value paid for it.

## અનોખી પ્રકાશન–સંસ્થા

**રમણલાલ વ. દેસાઈ**

અમદાવાદની સુપ્રસિદ્ધ સાહિત્ય પ્રકાશન-સંસ્થા 'શ્રી ભારતી સાહિત્ય સંઘ' અઢાર વર્ષ થયાં સાહિત્યનાં વિધવિધ ક્ષેત્રમાં જે સેવા કરી રહી છે તેનાથી કોઈ પણ ગુજરાતી વાચક અજાણ તો ન જ હોય. રૂપ, રંગ અને ગુણમાં ઉચ્ચ પ્રકારની વિવિધતા સાધી શકેલી આ સંસ્થાએ સાહિત્યનો એક પણ વિભાગ બાકી રાખ્યો નથી. બાળકોથી માંડી કિશોરો અને યુવાનોને સ્પર્શતી સાહસકથાઓ, જન-કથાઓ, નવલકથાઓ, ચરિત્રો, કાવ્યો અભ્યાસગ્રંથો બહાર પાડી ગુજરાતની બહુ જ પ્રશંસનીય સેવા આ સંસ્થાએ કરી છે એમાં મને શક નથી. ગુજરાતી ત્રણ-ચાર પ્રતિષ્ઠિત પ્રકાશન-સંસ્થાઓમાં 'ભારતી સાહિત્ય સંઘ'નું યશસ્વી સ્થાન છે, અને એ કારણે ગુજરાતના મોટા ભાગના ઉત્તમ સાહિત્ય-કારોનો એ સંસ્થાને સહકાર પણ મળ્યો છે.

'ભારતી સાહિત્ય સંઘ'ની પ્રકાશન પ્રવૃત્તિઓમાં 'ઊર્મિ–નવરચના' માસિકના નિયમિત પ્રકાશનને પણ આપણે વીસરી શકીએ એમ નથી. મારું તો એ માનીતું માસિક છે અને તેની કક્ષા એને ગુજરાતનાં ઉત્તમ માસિકોની હારમાં મૂકે છે.

તેમાં પણ એ સંસ્થાના આત્મારૂપ એના સંચાલક શ્રી. ઈશ્વરલાલ દવેની ખંત, તેમનું સાહસ અને વિશેષ તો તેમની સુજનતા અને માનવતા તેમને લગભગ પ્રત્યેક લેખકના માત્ર પ્રકાશક નહિ પણ અંગત મિત્ર બનાવી રહે છે એ તેમની વિશિષ્ટતા છે.

લેખકોને પ્રસિદ્ધિ આપવામાં તેમનો ઉત્સાહ અને ઉત્તેજન હવે સહુને જાણીતાં બન્યાં છે, છતાં વિવિધ કક્ષાના વાચકોને તેમની રુચિ સંતોષી ઉચ્ચ કક્ષાએ લઈ જવાની કાળજી તેમની સંસ્થા દ્વારા ઘણાં જ સારાં, સુઘડ, સુવાચ્ય અને સરસ પુસ્તકો ગુજરાતને અપાવી રહી છે. શ્રી. ઈશ્વરલાલની આ સંસ્થામાં આખા ગુજરાતને આપ્તપણું લાગે છે એવો મારો સ્વાનુભવ છે.

હું સંસ્થાને તેમજ શ્રી. ઈશ્વરલાલ દવેને સર્વાંગી સફળતા અંતઃકરણપૂર્વક ઇચ્છું છું.

## આગળ વધો !

### ધૂમકેતુ

પુસ્તકો, પુસ્તકાલયો અને પ્રકાશકો એ કોઈ પણ દેશની સંસ્કૃતિ માપવાની પારાશીશી છે. આજના જમાના માટે તો એ ઘણું મોટું સત્ય છે. જે પ્રજા સુંદર પુસ્તકોમાં રાચતાં શીખે તે જ પ્રજા વહેલે મોડે સુંદર જીવન જીવતાં શીખે. અને તે જ જીવે.

એ દૃષ્ટિએ દૃષ્ટિવાન પ્રકાશન સંસ્થાઓ આપણે ત્યાં અનિવાર્ય છે. ભારતી સાહિત્ય સંઘ એવી દૃષ્ટિ પ્રમાણેનાં સારા પુસ્તકો આપીને છેલ્લાં ઘણાં વર્ષોથી જીવવાનો પ્રયત્ન કરી રહેલ છે. ને પોતાની સુંદર સેવા પ્રજાને આપે છે. પ્રજાએ એ પ્રયત્ન અપનાવવો જોઈએ. અને ભારતી સાહિત્ય સંઘે વધારે પ્રાણવાન તેજસ્વી પુસ્તકો આપવાનો એનો ધર્મ બજાવવામાં લેશ પણ ઢીલાશ ન રાખવી જોઈએ

ભારતી સાહિત્યસંઘ વધારે વ્યવસ્થિત રીતે બળવાન બનીને પ્રજાની સેવા કરે, એ જ ઇચ્છા સર્વે શુભાશયીની હોઈ શકે. ભાઈ ઇશ્વરલાલને હાથે એ સંઘ હજી પણ વધુ કાર્યક્ષમ, વ્યવહારક્ષમ અને પ્રજાકલ્યાણક્ષમ બને, અને એનો વનપ્રવેશ ઉજવવાનો વિરલ પ્રસંગ આપણને મળે! ભારતી સાહિત્ય સંઘ અને એવી જ બીજી પ્રકાશન સંસ્થાઓ ગુજરાતને હાથે વધુ ને વધુ ઉત્તેજન મેળવે, એ જોવાની અત્યારે લોકોની હવે ફરજ થઈ પડે છે.

જેમ સુવા વિનાનું એક પણ ગુજરાતી ઘર ન હોય, તેમ નાનકડા પુસ્તકાલય વિનાનું એક પણ ઘર ન રહે એ પ્રગતિશીલતા તરફ ગુજરાત આગળ વધો !

## વિકાસનો પંથ

### કાકાસાહેબ કાલેલકર

ભારતી સાહિત્ય સંઘે નજર આગળ ચોક્કસ ધ્યેય રાખી અઢાર વર્ષ સુધી એકધારી સાહિત્યસેવા કરી છે તે ખરેખર અભિનંદનીય છે. 'ઊર્મિ નવરચના' જેવું માસિક ચલાવી નવસાહિત્યને જે ચાલના આપી છે તે પણ પ્રશંસાપાત્ર છે.

અઢાર વર્ષના અનુભવના પાયા ઉપર વધુ વિકાસની રચના વિચારાઈ છે તે યથાયોગ્ય છે. આ યોજનાને સફળતા ઇચ્છું છું.

## શ્રેષ્ઠ પ્રકાશન-સંસ્થા

### રામનારાયણ વિ. પાઠક

સારું પુસ્તકાલય એ ઘરની શોભા છે. એના વિનાનું ગમે તેટલા સાજ અને રાચરચીલાવાળું ઘર પણ અધૂરું જ છે. જેમ ઘેર આવતા મહેમાનો ઘરની શોભા છે અને ઘરનું વાતાવરણ રચવામાં અને બહાર ફેલાવવામાં મોટો ફાળો આપે છે, તેમ સારાં પુસ્તકો પણ આપે છે. અને પુસ્તકાલયમાં પોતે કે કુટુંબનાં માણસો વાંચી શકે એટલાં જ પુસ્તકો રાખીને સંતોષ ન માનવો જોઈએ, અનેક પ્રકારનાં રાખવાં જોઈએ. ઘરનાં બાળકો જે પુસ્તકો વાંચે નહિ પણ કોઈ વાર કૌતુકથી જ ચોપડી

ઉપાડી એનું નામ વાંચે, તો એ પણ એક સુસંસ્કાર છે. ઘરમાં બાળકોના આનંદ માટે તમે રમકડાં લાવો, ઉજાણીઓમાં લઈ જાઓ, સિનેમા દેખાડો, તમે તેમના ચિરસ્થાયી ઉચ્ચ પ્રકારના આનંદ માટે પુસ્તકો પણ વસાવો. ઉચ્ચ આનંદના સાધન તરીકે પુસ્તકોનું ઘણું ઊંચું સ્થાન છે. ગુજરાતી ધરતીના ગમે તે ખૂણે હશે પણ હમેશાં મહેમાનોની આગતા-સ્વાગતામાં તે ઉદાર હશે જ. મહેમાનને ઘરમાં સુંદર પુસ્તકાલયમાં બેસાડવા એ એમનું ઊંચામાં ઊંચું સ્વાગત છે.

આપણો ગુજરાતી સ્વમાની છે. કોઈની પાસેથી પણ કશું મફત લેતાં તે શરમાય છે. પણ પુસ્તકની બાબતમાં શ્રીમંત માણસો પણ તેમનાથી ઓછી સાધનસંપત્તિવાળા માણસો પાસેથી પુસ્તકો માગીને વાંચે છે. ગુજરાતીના ઘરમાં દરેક ખંડ સમૃદ્ધિવાળો હોય છે, માત્ર પુસ્તકાલય જ દરિદ્ર હોય છે એ સ્થિતિ હવે ન રહેવી જોઈએ.

અને હવે સુંદર પુસ્તકોની ખોટ ગુજરાતીમાં રહી નથી એ તો તરત જોઈ શકાશે.

આ વિચાર મને એમ આવ્યો કે ભારતી સાહિત્ય સંઘ ઉત્તમ પ્રકારનાં અનેક વિષયનાં વિવિધ જ્ઞાનનાં પુસ્તકોનું પ્રકાશન કરે છે, હલકાં પુસ્તકો છપાવી કમાણી કરી લેવાનો પ્રયત્ન કરતો નથી, અને એનાં સારાં પુસ્તકોની ખપત બહુ જ ઓછી છે. એમનાં પુસ્તકો ઘરમાં વસાવવાની હું જરૂર ભલામણ કરું.

## સંસ્કારી સંસ્થા

**ઉમાશંકર જોષી**

સારાં પુસ્તકોની સોબત વિનાનું જીવન અધૂરું છે. આપણે ગમે તે વ્યવસાયમાં હોઈએ, થોડોક વખત પુસ્તકોની સોબતમાં ગાળીએ. ઘરના લોકોને અને પડોશનાંને પણ એ સોબતનો રસ લૂંટવા નિમંત્રીએ.

આપણી ભાષામાં છેલ્લી રાષ્ટ્રઉત્થાનની પચીશીમાં સારાં પુસ્તકો ઠીકઠીક લખાયાં છે. કેટલાંક ઉત્તમ લેખકોનાં પુસ્તકો ભારતી સાહિત્ય સંઘ લિ.—સંસ્થાએ પ્રગટ કર્યાં છે. સાહિત્ય અને જીવન-વિચારનાં ઊંચી સંસ્કારિતા અને સુરુચિવાળાં પુસ્તકો એ સંસ્થા પ્રગટ કરતી રહી છે. ગુજરાતી-પ્રેમીઓને પોતાનાં ખાનગી અને જાહેર પુસ્તકાલયો માટે વિવિધ પ્રકારની ઉત્તમ વાચનસામગ્રી એની પાસેથી જરૂર મળી શકશે. એ જાતનો સહકાર એ સંસ્થાને ગુજરાતી સંસ્કારપ્રેમીઓ પાસેથી મળશે એવી આશા છે.

## ઉદ્દામ ભાવનાવાળી સંસ્થા

**પન્નાલાલ પટેલ**

ભારતી સાહિત્ય સંઘનો જન્મ એક ઉદ્દામ ભાવનામાંથી થયો છે. આજે અઢાર વર્ષ પછી પણ એણે એ ભાવનાને સેળભેળ થવા નથી દીધી. અને એ તો એનાં સુરુચિ અને સંસ્કારપોષક પ્રકાશનો પોતે જ કહી આપે એમ છે.

માનવીની અનેકવિધ કસોટી-રૂપ એવા આ જમાનામાં ભાવનાને વળગી રહેવું એ નાનીસૂની

વાત તો નથી જ. તેમાં ય આ સંસ્થાએ તો, પક્ષીની પાંખ પેઠે એની એ ભાવનાનો વિવિધ રસવાળાં અનેક પ્રકાશનો દ્વારા વિસ્તાર કર્યો છે.

આ સિવાય એનાથી એકરૂપ હોય એવું 'ઊર્મિ-નવરચના' પણ પ્રતિ માસે નિયમિત રીતે પોતાની અવનવી મૌલિકતા દ્વારા સાહિત્ય રસિકોનો શોખ બહલાવતું રહે છે.

આમાંનો ઘણો ખરો યશ, ભા. સા. સંસ્થાના સંચાલક અને ઊર્મિ-નવરચનાના તંત્રી ભાઈશ્રી ઈશ્વરલાલ દવેને ફાળે જ જાય છે. મને તો એમનો,—એ મારા પ્રકાશક હોઈ—બહુ નિકટનો પરિચય છે.

ને એટલે જ, આ સુહૃદયી અને ભાવનાશાળી મિત્રને મદદરૂપ થવા માટે હરેક સંસ્કારવાંચ્છુ ગુજરાતીને ભલામણ કરવા—જો પહોંચતી હોય તો જરૂર લલચાઉં.

## સમૃદ્ધિ વધારનારી સંસ્થા

### ઈશ્વર પેટલીકર

કોઈ સુશિક્ષિત ગુજરાતી એવો નહિ હોય કે જેણે ભારતી સાહિત્ય સંઘ લિ., સંસ્થાનું નામ નહિ સાંભળ્યું હોય. છેલ્લા અઢાર વર્ષથી જાણીતા લેખકોનાં શિષ્ટ અને સંસ્કારી પુસ્તકો પ્રગટ કરીને ગુજરાતી સાહિત્યની સમૃદ્ધિમાં વધારો કરવામાં સંસ્થાનો ફાળો નાનો સૂનો નથી.

સંસ્થા દ્વારા સંચાલિત 'ઊર્મિ-નવરચના' માસિક પણ ગુજરાતી પત્રોમાં વિશિષ્ટ સ્થાન ધરાવે છે.

'૪૫ની સાલમાં ભારતી સંઘ સાથેનો મારો સંબંધ લેખક-પ્રકાશક તરીકે શરૂ થયેલો, પણ સંસ્થાની પ્રકાશક તરીકેની ઉમદાવૃત્તિ અને એના સંચાલક શ્રી ઈશ્વરલાલ દવેના સ્નેહાળ સ્વભાવને લીધે એમની સાથે મારો નાતો આમજન જેવો જોતજોતામાં થઈ ગયો. એ ભૂતકાળને યાદ કરી એ સંસ્થા વિષે વધુ બોલવાનો પ્રયત્ન કરું તો મને બીક છે કે, મોસાળમાં જમણ અને મા પીરસનાર, જેવું મારું થઈ જાય.

આશા છે કે આવી સંસ્થાને સંસ્કારપ્રેમી ગુજરાતી ભાઈબહેનોનો અને સાર્વજનિક સંસ્થાનો સહકાર કાયમ મળી રહેશે.

## દૃષ્ટિવાળી પ્રકાશન-સંસ્થા

### અનંતરાય રાવળ

ત્રીસની લડતમાંથી પાછા ફરી કેટલાક ભાવનાશાળી જુવાનોએ સંયુક્ત સહકારને ધોરણે ભારતી સાહિત્ય સંઘ એ પ્રકાશનસંસ્થા સ્થાપી એ આપણા સાહિત્યક્ષેત્રે અને પ્રકાશનક્ષેત્રે એક નોંધપાત્ર બનાવ હતો. પોતાના નિર્વાહની પ્રમાણિક જોગવાઈ કરી સંઘના અંગભૂત જુવાનોએ પ્રજાને સ્વચ્છ અને ભાવનાપૂર્ણ સાહિત્ય પીરસી એ રીતે રાષ્ટ્રઘડતરના કાર્યમાં પોતાનો ફાળો આપવાનો જે નિર્ણય કર્યો તેનો અમલ પણ સંતોષકારક પ્રમાણમાં કર્યો છે એ ભારતી સાહિત્ય સંઘનાં અત્યાર સુધીનાં પ્રકાશનો બતાવી આપે છે. તેણે માત્ર મનોરંજક કલ્પન સાહિત્ય (Fiction) જ પૂરું પાડવાને બદલે વિવેચન, કવિતા, આરોગ્ય, ચરિત્ર આદિનાં પુસ્તકો અને પ્રૌઢશિક્ષણનું તેમજ છેલ્લે બાળકો માટેનું સાહિત્ય પણ પ્રગટ કરેલ છે. સંસ્થાની આજ સુધીની કામગીરી ઊજળી છે અને તેથી ગુજરાતી પ્રજાના પ્રોત્સાહક ટેકાની અધિકારી છે.

# પ્રગતિશાળી પ્રકાશનમંદિર

### રવિશંકર મ૦ રાવળ

ભારતી સાહિત્ય સંઘ ગુજરાતનું એક પ્રગતિશાળી પ્રકાશન-મંદિર છે એની પ્રતીતિ તેની તરફથી પ્રકાશન પામેલી ગ્રંથમાળા જ સાબિતીરૂપ છે. તેના અધિષ્ઠાતાઓમાં દાદાસાહેબ માવળંકર જેવાનું અગ્રપદ છે એ તેની પ્રતિષ્ઠા અને કારકીર્દિનું દ્યોતક છે. સ્વ. શ્રી. મેઘાણીભાઈએ પોતાનાં ઉત્તમ પુસ્તકો આ સંસ્થા દ્વારા જગત આગળ મૂક્યાં હતાં અને બીજા અનેક શ્રેષ્ઠ પંક્તિના વિદ્વાનો અને સાક્ષરોએ ભારતી સંઘ દ્વારા પોતાની કૃતિઓ પ્રસિદ્ધ કરવામાં તેની સાર્થકતા અને મહત્વને તક આપી છે. કાવ્યસાહિત્ય, તત્વચિંતન અને વાર્તાસાહિત્યના ગુજરાતી ભાષાનાં અનેક પુસ્તકો આ સંસ્થા દ્વારા ગુજરાતી પ્રજામાં ભાવના અને રુચિ પ્રચારવામાં સફળતા પામ્યા છે એ જ સંસ્થાની કાર્યપદ્ધતિ અને પ્રચારશક્તિનો ખ્યાલ આપે છે. તેમનાં પ્રકાશનો કલાયુક્ત રુચિપૂર્ણ સજાવટથી આકર્ષણ અને આદર મેળવવામાં અન્ય પ્રાંતોને દૃષ્ટાંતરૂપ બનતાં જણાયાં છે. સંસ્થાને અનેક વિદ્વાનો અને ઉપાસકોનો સાથ છે એની એ પ્રતીતિ કરાવે છે.

'ઊર્મિ-નવરચના'ના અંકો હું નિયમિતપણે સાદ્યંત જોતો રહ્યો છું. દર મહિને ભારત અને વિશ્વના પ્રસંગો ઉપર નોંધ અને છણાવટ સ્વતંત્ર અને વ્યાપક ચિંતનપૂર્ણ હોય છે. લેખો અને વાર્તાઓના વિષયો જાગ્રત મનોદશા અને પ્રગતિલક્ષી જણાયાં છે. ભાગ્યે જ કોઈ એક પાનું અજુગતું કે અનાવશ્યક શોધી શકાશે. પ્રત્યેક માસે પૂઠા પરના ચિત્રમાં ઋતુ, માસ, સંગીત-રાગિણી અને પ્રસંગનાં સૂચનો તાજગી આપનારાં લાગ્યાં છે. 'ઊર્મિ-નવરચના'નું વિવિધ જ્ઞાન અને રસોથી ભરેલું વાચન તૃપ્તિ આપે એવું હોય છે. સ્વ. ભાઈ શ્રી. મેઘાણીએ તેમની છેલ્લી નવલ 'કાળચક્ર' તેમાં શરૂ કરીને આ માસિકની યોગ્યતા બિરદાવી હતી. બીજી એવી જ અભ્યાસપૂર્ણ ઐતિહાસિક સમાલોચના 'સર્વોદય' નામથી વસુબંધુએ રજૂ કરી સામયિકનું મહત્ત્વ અને અગ્રપદ શોભાવ્યું છે. સંપાદક જે ચિકિત્સા અને લાગણીથી તેની સામગ્રી પીરસે છે તે પણ અભિનંદનપાત્ર છે. દરેક ઘર અને સંસ્થા એનાથી પરિચિત રહે એવું ઇચ્છું છું.

# સેવાકામનો પંથ

### જયંતી દલાલ

ગુજરાતમાં પુસ્તકપ્રકાશન એક વિશિષ્ટ અને ખુવાર થવાનો ધંધો રહ્યો છે. અને તેમાંય કહેવાતા ધર્મને લગતાં પુસ્તકો સિવાયનાં અન્ય પ્રકારનાં અને સાહિત્યનાં વિવિધ ક્ષેત્રનાં પ્રકાશનો તો પ્રકાશક અને લેખકને ઘણી બધી રીતે મૂંઝવનારાં પ્રકાશન થઈ રહે છે. આવા જરાકે ઉત્તેજન ન મળે એવા ક્ષેત્રમાં ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ છેલ્લાં સત્તર વર્ષ થયાં નિરાડંબરી રીતે પોતાનું કામ ચલાવ્યું છે અને વાઙ્મયનાં અનેકદેશીય પ્રકાશનોને ગુજરાતી બોલતી આલમ આગળ રજૂ કર્યાં છે. ગુજરાતમાં ગુજરાતી પુસ્તકની ખરીદી એ થોડા પાગલોના ગાંડા શોખથી આગળ નથી વધી તેવે સમયે આવું સાહસ આદર માગી લે છે. ડાહ્યા ગુજરાતમાં થોડા વધુ પાગલો થાય તો જ એવા કામનો તંતુ આગળ ચાલી શકે.

# પ્રકાશનનું ઊજળું પ્રકરણ

**ગુલાબદાસ બ્રોકર**

છેલ્લાં થોડાં વર્ષોમાં ભારતી સાહિત્ય સંઘે તેમનાં સુંદર પ્રકાશનો દ્વારા ગુજરાતી સાહિત્યની સુંદર સેવા કરી છે. મોંઘવારીના જમાનામાં પણ ગુણવત્તાની દૃષ્ટિએ સુંદર અને મહામૂલાં છતાં ધંધાની દૃષ્ટિએ મોંઘાં ગણાય એવાં પુસ્તકો આપતાં આ સંસ્થા કદી અચકાઈ નથી. એ કારણે એને સહન કરવું પડ્યું છે પણ તે તેણે હર્ષથી સ્વીકારી લીધું છે. એમનાં પુસ્તકો, અને એમનું સાહસ આપણા પ્રકાશનના ધંધાના ઇતિહાસમાં એક ઊજળું પ્રકરણ ઉમેરે છે એમ નિઃશંક કહી શકાય.

આજે વર્ષોથી આ સુંદર ઉપયોગી પ્રવૃત્તિ, ગમે તેવી મુશ્કેલીનો સામનો કરીને પણ આ સંસ્થાએ ચાલુ રાખી છે. એની એ પ્રવૃત્તિને સંપૂર્ણ સફળતા મળો અને સંસ્થા દિનપ્રતિદિન સમૃદ્ધ થતી જાય અને હજુયે સુંદર અને ચિરંજીવ સાહિત્ય એની દ્વારા ગુજરાતને મળે એવું હું ઇચ્છુ છુ.

# ફૂલો અને ફળો

**જીવરામ જોષી**

પુસ્તકપ્રકાશકો તો ઘણા છે અને થશે, પરંતુ ભારતી સાહિત્ય સંઘ એક વિશેષતાવાળી પ્રકાશન-સંસ્થા છે અને તે ગુજરાતી સાહિત્યના પ્રકાશકોમાં શોભારૂપ ગણાશે.

ભારતી સાહિત્ય સંઘની રચના એક રાષ્ટ્રીય ભાવના લઈને જન્મી હતી અને તેના સંચાલકો નવયુગની રાષ્ટ્રભાવના લઈને કામ કરતા રહ્યા. ઘણું વેઠીને પણ સાહિત્યમાં નવપ્રાણ પૂરવાના તેમણે આ સંસ્થા દ્વારા પ્રયત્ન કર્યો.

અત્યારે આ સંસ્થાના સ્થાપકોમાંના એક શ્રી. ઇશ્વરલાલ મો. દવે એ જ ભાવનાથી સંસ્થા ચલાવી રહ્યા છે. આ સંસ્થાને જેટલું બળ અને પ્રેરણા મળશે તેથી વધુ ગુજરાતી જનતાને સાહિત્ય દ્વારા બદલો મળશે એમાં કોઈ શંકા નથી.

ફૂલો અને ફળો !

★

'ઊર્મિ' : વર્ષ ૨૪ · ઊર્મિ નવરચના · સાહિત્ય, સમાજ અને
'નવરચના' : વર્ષ ૧૮ · સંસ્કારનું માસિક

અંક ૧૨ : માર્ચ ૧૯૫૪ : સળંગ અંક ૨૮૮

## ક્રમ



### પૂંઠા ઉપરનું ચિત્ર

**વસંતનાં વધામણાં : ચિત્રકાર : વ્રજલાલ ત્રિવેદી**

વસંતનાં આભૂષણરૂપેનું આ પ્રતીક–ચિત્ર છે. એનો વિષય ઘણો જ સાદો અને સામાન્ય કોટીનો મનુષ્ય પણ સમજી શકે તેવો આલેખવા પ્રયત્ન કર્યો છે. ચિત્રમાં પ્રતીકરૂપે સ્ત્રી–પાત્રોમાં માલણ યુવતીઓના ભાવ પ્રગટ કર્યા છે. અને એ પાત્રોમાં કુદરતનું ખાસ મહત્ત્વ દર્શાવવા વસંત ઋતુનાં નવસર્જન 'પુષ્પ'ને અંબોડાનાં આભૂષણ રૂપે ગોઠવતી એક માલણ કન્યા પોતાની બહેનપણીને વસંતની વધામણી આપી તેના કેશ અલંકૃત કરે છે.

## સૂચના


* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* છુટક નકલ બાર આના : વિદેશમાં એક રૂપિયો.
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* સર્વ લખાણોનાં કૉપીરાઈટ સુરક્ષિત રાખેલા હોય છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું અને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
અમદાવાદ ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ લિ; ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ ૧
મુદ્રક : કાંતિલાલ રાઘાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.




તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે

સંપાદક : જયન્ત પરમાર





નવરચના


# જ્ઞાનગંગા

ધૂમકેતુ

વરસાદ વાવણી જોગો થઈ ગયો ને ઉઘાડ નીકળ્યો એટલે ખેડૂતોના આનંદનો પાર રહ્યો નહિ. ઘેર ઘેરથી વાવણી કરવા માટે સૌ ચાલી નીકળ્યા.

વરસ સોળઆની થાય એવી સરસ શરૂઆત હતી.

એ વખતે એક ખેડૂતના મનમાં કોણ જાણે ક્યાંથી એક વહેમ બેસી ગયો. એણે ખેતર વાવ્યું તો ખરું, પણ લણવા માટે એ જીવતો હશે ખરો? કે લણણીની મોજ બીજો માણશે?

એના મનમાં આ શંકા મોટી થતી ગઈ. એટલે તો એને એમ જ થઈ ગયું કે ચોક્કસ અનાજની લણણી વખતે હું નહિ હોઉં!

મનસા ભૂત ને શંકા ડાકણ—મનમાંથી ભૂત ઊભું થાય છે. ને શંકા જરાક પેઠી કે માણસને ડાકણની પેઠે જ વળગે છે!

એટલે એ તો મનમાં ને મનમાં મુંઝાય કે માળું મેં રંગે ચંગે વાવ્યું છે, મોલ પણ ઠીકઠીકનો ઉઘલ્યો છે, પણ એનો કણ તો ભગવાન દેખાડે ત્યારે ખરો!

એની આ મુંઝવણ વધતી ચાલી. ને માટી એમાં ને એમાં નબળો પડવા મંડ્યો.

એ જોઈને એની પાડોશમાં રહેતો એક ભલો માણસ એને એક દિવસ મળવા ગયો. વાત વાતમાં એને ખબર પડી કે આ તો બિચારો મનમાં ને મનમાં ભવિષની વાત બાંધીને મૂંઝાયા કરે છે! એણે વિચાર કર્યો કે આના મનનું સાલ જો કાઢવામાં નહિ આવે તો એ નાહકનો હેરાન થયા કરશે.


સાહિત્ય સમાજ અને સંસ્કારનું માસિક





એ કાંઈક સમજુ હતો. એને ખબર હતી કે માણસનું મન બહુ અટપટું છે ને આળું છે. બોલવામાં જરાક જ આમ કે તેમ ફેર પડે તો થઈ રહ્યું!

એટલે એણે બહુ શાંતિથી વાત ઉપાડી:

'લવજીભાઈ! તમે શહેરમાં જઈ આવ્યા ત્યાં વીજળીના પંખા જોયા?'

'હોવે. કેમ નહિ જોયા હોય? વીજળીના પંખા જોયા. દીવા જોયા. અરે! વીજળીનું કારખાનું પણ જોયું!'

'એમ? ત્યારે તો તમને મજા પડી હશે!'

'મજા તો પડે જ નાં? પણ ખરી મજા તો પંખો ખાનારને આવતી હશે!'

'અરે! લવજીભાઈ! એ વાતમાં શું માલ છે? પંખો ખાનારને ઘણી વખત ખબર પણ હોતી નથી કે પંખો ચાલે છે ને પવન આવે છે. એ બિચારા એટલી બધી ઉપાધિમાં હોય છે. પણ આપણે આડી વાતે ચડી ગયા. હું એમ કહેતો હતો કે આ વીજળીનો પંખો વાવ્યો હશે કોણે?'

'અરે! તમે પણ શું નાખી દેવા જેવી વાત કરો છો? પંખો વળી ક્યાંય વવાતો હશે? એ તો એના કરવાવાળાએ કર્યો!'

'એ તો બરાબર, પણ જેણે એ પંખો પહેલો શોધ્યો હશે, એમ કહોને કે જેણે વીજળીનાં બી પહેલાં વાવ્યાં હશે, એને ખબર હશે કે આખી દુનિયા એનો લાભ ઉઠાવશે ને એને નસીબે તો કેવળ વાવણી જ હશે!'

'લવજી પોતાના પાડોશીની વાતને કાંઈક સમજ્યો. એને થયું કે વાત તો સાચી લાગે છે. વીજળીવાળાએ પહેલવહેલાં વીજળી શોધી, એ બી વાવવા જેવું જ કામ થયું. અને પછી? એના આ કામનાં ફળ પૂરી રીતે ભોગવવાની એને તક મળી હશે? એટલામાં એની આ વિચારમાળાને આગળ દોરવે એવી વાત પાડોશીએ કરી. એણે કહ્યું: 'ત્યારે જુઓ લવજીભાઈ! આખી દુનિયાનો તમામ વ્યવહાર, ખેતરની બીની વાવણીથી માંડીને મોટામાં મોટી શોધખોળ સુધીનો તમામ વ્યવહાર આ રીતે ચાલે છે. આપણે પોતે બીજાનાં વાવેલાં બીની લણણી કરીએ છીએ. આપણાં વાવેલાં બીની લણણી વળી બીજો કોઈ કરે! એમાં વિચાર શું ને વાંધો શું! એમ ન હોય તો આપણે પોતે જે સુખ સગવડના ભોગવી રહ્યા છીએ તે આપણને શી રીતે મળી હોત?

એટલે વાવણી વાવ્યા પછી લણણી કોણ કરશે એવો ખોટો ખ્યાલ જ છોડી દો. લણણી તમે જ કરવાના છો, પણ તમે ન કરવાના હો તો પણ બી વાવતા જવાનું તમારું કામ છેલ્લા શ્વાસ સુધી ચાલુ રહે એમાંજ માનવ-જીવનનું સાર્થક છે. વાવનારા માનતા હોય કે લણનારા જુદા હશે, તો ભૂલવું ન જોઈએ કે વાવનારા પણ એક રીતે લણનારા જ છે. એ પણ કોઈકના શ્રમનું ફળ ભોગવે છે.

લવજીને પોતાના પાડોશીની આ વાત સમજાણી. ને એ ધીમે ધીમે ખોટા વિચાર છોડીને કામમાં મન પરોવવા લાગ્યો.

એક ગામમાં જેટલા માણસ રહેતા હોય તે




એક બીજાને મદદરૂપ થતા રહે તો ગામની આખી રોનક જ બદલી જાય.

જેની પાસે પૈસાનું વધારે સાધન હોય તે પૈસો વાપરીને, જેની પાસે શરીરનું વધારે બળ હોય તે શરીર વાપરીને, જેની પાસે વિચાર કરવાની વધારે શક્તિ હોય તે નબળા મગજવાળા માણસને સાચા વિચાર આપીને પણ ગામનું કામ કરી શકે છે.

ભગવાન તથાગતની એક વાત છે કે એક વખત ભારદ્વાજ નામે બ્રાહ્મણ ખેડૂતને ત્યાં ભિક્ષા લેવા ગયા, બ્રાહ્મણ ખેડૂતે તેને કહ્યું કે ભાઈ! આમ મફતની ભિક્ષા માગવા કરતાં કાંઈક કામ કરતા હો!

ભગવાન તથાગતે કહ્યું: 'હે બ્રાહ્મણ ભારદ્વાજ! તું બરાબર વિચાર કરી જો તો તને માલુમ પડશે કે જેમ તું ખેતી કરી રહ્યો છે તેમ હું પણ ખેતી કરી રહ્યો છું. તું સરસ બીજ વાવે છે, જમીનની સંભાળ લે છે, રાતદિન એની ચોકી રાખે, ને તેમાંથી થતું ધાન્ય સૌના પોષણ માટે આપીને તારું પોષણ મેળવે છે, તેમ હું પણ સદ્‌વિચારનાં બીજ, સમાજરૂપી જમીનમાં મૂકું છું. એનાથી સમાજનું સારું થશે. તું કહે કે તારી ખેતીમાં ને મારી ખેતીમાં ક્યાં ફેર છે? એટલા માટે મારું પોષણ હું સમાજ પાસેથી મેળવું છું. હા, જો હું દુરાચારી હોઉં, સમાજને ખોટો માર્ગ બતાવતો હોઉં, તો મને પોષણ લેવાનો અધિકાર નથી. પણ મારી ખેતી તારી ખેતી જેવી જ છે. માટે હું ભિક્ષા માગું છું!'

આપણી પણ ગામની પુનર્રચના આખા સમાજના ધોરણે થવાનો વખત આવી લાગ્યો છે.

સૌ ખેતી કરે. જો બધાનાં કામ નિર નિરાળાં હોય પણ સૌ પ્રમાણિકપણે મહેનત કરે, જાત ઘસે ને રોટલી મેળવે.

વાવનારા ને લણનારા જુદા નથી, એમ સમજીને સૌ એક બીજા માટે પ્રમાણિક શ્રમ કરે. એવું થાય તો સમાજની કાયાપલટ જ થઈ જાય.

*

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડના સંચાલક અને 'ઊર્મિ-નવરચના'ના તંત્રી શ્રી ઈશ્વરલાલ મો. હવે ચાલુ માસથી એડન, સુદાન અને પૂર્વ આફ્રિકાના પ્રવાસે સંસ્થાના વધુ વિકાસ અર્થે જઈ રહ્યા છે ત્યારે સંસ્થા અંગેનો પરિચય અને વિદ્વાન લેખકો-વિવેચકોનાં મંતવ્યો સંસ્થાને સમજવામાં મદદરૂપ થાય એ માટે આ અંકની શરૂઆતમાં મૂકેલ છે.

સંસ્થાની વિવિધ પ્રવૃત્તિઓનો વિસ્તૃત પરિચય આવતા અંકે આપવામાં આવશે.




### સિદ્ધાંતો એળે જાય છે

આજે ચલાવી લો તો કાલે આબાદી—આવું સૂત્ર નેહરુએ તાજેતરમાં દેશ આગળ મૂક્યું ને મૂક્યું તેવું જ જાણે વિસરાઈ ગયું. કેટલી ય વાતો નેહરુ કહે છે તે ઘણી અગત્યની હોય છે, પણ એમને જશ આપ્યા સિવાય તેથી બીજું શું વળે?

નેહરુએ જ વરાળ કાઢી હતી કે દિલ્હી એ વહીવટી તંત્રનું જંગલ બનતું જાય છે. દરેકને શોભારૂપ જોઈએ તે પટાવાળાની ફોજ વધતી જ જાય છે. આવું દેખાય છે છતાં નેહરૂ લાઈલાજ છે, શાથી! કઈ બાબતમાં દેશ ચલાવી લેવા તૈયાર છે? ખાંડ જેવી વસ્તુ પણ આયાત કરવી ચાલુ છે. લોકોને રાજી રાખવાનું જે સરકારને સૂઝ્યું એ પ્રજા પાસે શું ઊડાવી શકશે?

સ્વદેશી જેવી બાબતો માટે આપણે નવેસરથી પાઠ ભણવાનો રહ્યો એ જ ઓછી નવાઈ છે? તો પછી ફિલ્મની, ગાડીની, તેલ અત્તરની, ફેન્સી કપડાંની, મોંઘી દવાઓની, પરદેશી ચોપાનિયાંની, દરિયા પારની સફરોની—આવી કઈ બાબતો સિવાય ચલાવી લેવાનું સરકાર, કોંગ્રેસ કે બીજા કાર્યકરો કોઈને કહી શકવાના છે? બિનસાંપ્રદાયિક નીતિ હોવા છતાં, ફોજદારી બાબતોમાં કશો ભેદ ન હોવા છતાં દિવાની બાબતોમાં હિંદુ-મુસલમાનોના જુદા કાયદા ઘડવાની હજુ જરૂર શાથી?

સારા સિદ્ધાંતો યોગ્ય માણસો રજૂ કરે ને છતાં એળે જાય એ કેવું દુઃખદ છે. વાંક પ્રજાનો પણ નથી. પરન્તુ, જે ઉત્સાહનું મોજું ફેલાવું જોઈએ તે માટેનું તંત્ર નથી અને જે છે તે વારે ઘડીએ સમાધાન કરે છે.

### ખાંડ તરફ પક્ષપાત

કહે છે કે ખાંડના ભાવ ઘટાડવા નથી, કારખાનેદારો લખલૂટ નફો કરે ને મજૂરો બોનસમાં બધું ખેંચી જાય તે પણ વાજબી ગણવું નથી, એટલે શેરડીના વાવેતર ઉપર વળતર કહો કે ઇનામ કહો, વહેંચી આપવાની બુદ્ધિ ચલાવી છે.

મુંબાઈ-અમદાવાદની કાપડની મીલો ધૂમ નફો કરે, સરકાર એમાંથી ધૂમ વેરો કમાય, અને મજૂરો બોનસ મેળવી મહાલે આ ઇતિહાસ કેટલાંય વર્ષોથી ચાલે છે.

કોઈને ઘરાક જે મોંઘા ભાવ આપતો જ જાય છે તેને રાહત આપવાનું મન થતું નથી, કેમ જાણે આ ઘરાક એ કોઈ પરદેશી કે શ્રીમંત માણસ ન હોય!

એક ઉદ્યોગમાં રોકાયલા મજૂરોને બોનસ મળે ને બીજા ઉદ્યોગમાં રોકાયલાને પુરતા કે વખતસરના પગારો પણ ના મળે એ કેવું? જેમ ઉદ્યોગપતિઓ તક આવ્યે નફો હજમ કરી જાય તેમ મજૂરોએ પણ તક જ શોધવા માંડી છે ને રાષ્ટ્રીય સંસ્થાઓએ તેવી તક માટે દબાણ કરવા માંડ્યું છે એ કઈ રીતે વાજબી છે?

એક દલીલ સામે આવે છે કે ભાવ નીચા જશે તો ભયંકર મંદી આવી પડશે. આજના અત્યંત વધી ગયેલા ભાવોને કૃત્રિમ રીતે વધેલા રાખવાનું ક્યાં સુધી શક્ય બનશે કે પરવડશે! અને એવી મંદીમાં જેટલાનું બગડશે તે કરતાં વધારેનું સુધરશે એ પણ કેમ નહિ જાણ્યું?

### કુંભ અને રાષ્ટ્ર

કુંભમેળામાં સરકારે સગવડો પૂરી પાડી એટલું જ





નહિ. પણ એને ઉત્તેજન આપ્યું એમ ગણીએ તે બરાબર છે. ધાર્મિક બાબતોથી અલિપ્ત કે તટસ્થ રહેવા માગતી આ સરકાર માટે આવું વલણ વિચારવા જેવું છે.

આધુનિક સરંજામ અને પદ્ધતિઓ જે રાષ્ટ્રો પાસે છે તેમની સરસાઈ કરતી આ સરકારમાં મોટો ભાગ વ્યક્તિગત રીતે કયા પ્રકારનો છે તે કુંભમેળામાં દેખાયું છે. નદીમાં નાહીને પાપ ધોવાના ચમત્કાર માટે જનતા આતુર છે તેમ એના આગેવાનો પણ છે. એક પણ ઠેકાણેથી એની વિરુદ્ધમાં કશું કહેવાયું નથી.

હિંદુસ્તાન 'આધ્યાત્મિક દેશ' તરીકે વારંવાર ઓળખાય છે. આવા પ્રસંગો ઠેરઠેર ચાલ્યા કરે છે અને આ મેળો એમનું એક સંમેલન છે એમ ગણાય છે. આ બાબતનું ખરેખર મહત્ત્વ હોય તો પ્રજાને એની વધુ તક મળવી જોઈએ. આ ભાવનાઓને પોષણ આપવું હોય તો મંદિરોમાં હરિજન પ્રવેશનો આગ્રહ ઠંડો પડવો જોઈએ, ગાયની કતલ રોકવી જોઈએ. સંસ્કૃતનો અભ્યાસ વધવો જોઈએ, સંસ્કાર ડેલીગેશનોમાં સાધુઓને સામેલ કરવા જોઈએ, અને રાજ્યપાલની સાથે એકાદ જગદ્ગુરુને પણ માન્ય રાખવા જોઈએ અને તેમની સલાહ સૂચના આવકારવી જોઈએ.

### એક ખોટી પ્રણાલી

રાજેન્દ્રપ્રસાદ સપરિવાર કુંભમેળામાં ગયા તે પણ રાષ્ટ્રપતિ તરીકે, ને ગંગામાં નાહ્યા ત્યારે પણ રાષ્ટ્રપતિ તરીકે. ફોટા છપાયા એમાં પણ પાછળ એ જ જરીંદાર પટાવાળા અને લશ્કરી અફસર. પાપ ધોવા આવેલી હિન્દુસ્તાનની ગરીબ જનતા આગળ ધર્મપ્રેમી રાષ્ટ્રપતિની છાપ પાડવા આમ કર્યું હોય કે પછી—

આ દેશમાં સાદાઈનાં, કરકસરનાં, અપરિગ્રહનાં, ઓછી જરૂરીઆતનાં એવાં વિવિધ સાત્વિક રૂપો સ્થાપવા વારંવાર પ્રયત્નો થાય છે તેમાં વૈભવ કે સત્તાનું આવું પ્રદર્શન વિઘ્નરૂપ થવાનું. આમજનતા આગળ આવા સ્થાનથી જે છાપ રાજેન્દ્રપ્રસાદે પાડી છે તેની અસર મિથ્યાડંબર કરનારાઓને ફાવતી આવવાની.

એક ગરીબ કિસાનની ઢબે તેઓ ગંગામાં ગયા હોત, ઠાઠ ને સત્તા વેગળા રાખ્યા હોત તો એમને ઓળખીને લોકો કચડી નાખત નહિ. આમાં તો રાજાશાહી દેખાઈ આવી. ગંગા અને મહાત્માઓ આગળ પોતાની અને પોતાના સ્થાનની કિંમત કરાવવાની વાત આવી. ભગવા રંગવાળા હિંદુધર્મમાં આવી પ્રણાલીઓ ચલાવવા જેવી નથી.

### પ્રજાના સાચા માર્ગદર્શક

દુંડિયામણની દરકાર લેવાતી ભૂલાઈ જવાય તે ચાલશે, પણ દેશની ભાવનાઓ ઉપર કાટ વળતો થશે તો ભારે નુકશાનમાં ગણતરી જવાશે. સો ટકા નફાવાળી ખાંડની ખપત ઘટવી જોઈએ ને પરદેશની આયાત બંધ થવી જોઈએ એ જેમ સ્પષ્ટ છે તેમ સરકારી અંકુશો કે પરવાનાઓની પકડછૂટની પરવા કર્યા વિના પ્રજાકીય આંદોલના દ્વારા ભાવનાઓ જીવંત રાખવી જોઈએ.

આવાં આંદોલનની કોન્ગ્રેસ પાસે આશા રાખવાની પ્રજાને ટેવ પડી ગઈ છે એટલું જ નહિ. પણ સત્તા લીધા પછી બીજા કોઈ આંદોલનો માટે યોગ્ય નથી એવું કોન્ગ્રેસે વલણ રાખ્યું હોવાથી કેટલીય અગત્યની બાબતો વિસરાતી જાય છે.

પ્રજાની ટેવો ઉપર ધ્યાન આપવાનું, એમાં ફેરફાર માટે આગ્રહ કરવાનું, નવાં મૂલ્યોની પ્રતિષ્ઠા કરવાનું કાર્ય આપણા સાધુઓએ હાથમાં લેવું જોઈએ. આત્માની ઓળખાણ જેવી ગૂઢ બાબતો લોભીઆ ને નિર્બળ માણસો આગળ વારંવાર કાલવવાથી સાધુઓ પોતાની પ્રતિભા પુરવાર કરી શકશે પણ દેશના અગત્યના પ્રશ્નો વણસી જવાના અને પેલું નામ;





ગ્રાનનું પારાયણ પચાવ્યા વિના ધતીંગમાં ખપવાનું, સાધુઓ કરસકર, સાદાઈ, ત્યાગ, સ્વચ્છતા, પ્રમાણિકતા, આરોગ્ય, સંપ, વગેરે બાબતો ઉપર પ્રજાના માર્ગદર્શકો બને તો સારું નહિ તો કોંગ્રેસની માફક તેઓ પણ પ્રજાથી વિખૂટા પડવા લાગશે.

### આચાર્યોની સલાહ

કેળવણીની નવી પદ્ધતિઓનો પ્રચાર કરતી વેળા આપણને એમ કહેવામાં આવે છે કે કેળવણીમાં નોકરી ધંધો શોધનારા ભૂલથાપ ખાય છે, એમાં તો ચારિત્ર્ય, જ્ઞાન ને સેવાની વૃત્તિઓ ખીલવવાનો અવકાશ છે.

વિદ્યાર્થીઓ નિશાળે જાય છે કારણકે એમને જિંદગી જીવવાને લાયક બનવું છે. યુવાનો વધુ અભ્યાસ કરે છે કારણકે એમને પોતાની વધુ કિંમત સમજાઈ છે અને તે નક્કી કરાવવી છે. ભણતર પછી આ આશા ધૂળમાં મળે તો કેવી ભયંકર નિરાશા આપણા દેશમાં વ્યાપી રહે તે જોવું જરાય અઘરું નથી.

સારા વિચારક, સારા વૈજ્ઞાનિક, સારા ઇજનેર, સારા ડાક્તર થવાની કોનામાં હોંશ ના હોય? જેમનું એવું ગજું હોય તેઓ આગળ વધે અને પોતાને મૂલવી જુએ એ સ્વાભાવિક છે. એમની પાસે ત્યાગની આશા રાખવી હોય તો એ પ્રણાલીઓ આપણે નષ્ટ કરવા માંડી છે અને તે સજીવન કરવી પડશે.

એકવાર વિદ્યાર્થીઓને સરઘસ–હડતાળો અને રાષ્ટ્રીય શિક્ષણને ધક્કે ચઢાવી દેવાનો અખતરો થઈ ચૂક્યો છે. એમાંથી કેટલાક તેજસ્વી વિદ્યાર્થીઓ ચમક્યા હશે પણ મોટેભાગે ફરિયાદ કરતા થઈ ગયા એ જાણીતું છે. એ સંસ્થાને ટેકો આપ્યો છતાં ફાલી નહિ.

શિક્ષણકાળમાં સમય વીતાવ્યા પછી જવાબદારીઓ ઉઠાવવાનો જ્યારે કાળ આવે ત્યારે જે વર્ષોમાં તેવી તૈયારી કરવી જોઈતી હતી તે એળે ગયેલી જોઈ કેવું દુઃખ ઉપજે! સંસ્કૃતિ, નાગરિકત્વ, સેવા, મૂળભૂત સિદ્ધાંતો એ બધાના પરિચયથી કે વૃત્તિથી સંસારની જવાબદારીઓ ઉઠાવવામાં સહાય ન મળે ત્યારે મન ભાંગી પડે છે.

જે કોઈ વિદ્યાર્થી આગળ ‘વિદ્યા મૂલવવા માટે નથી’ એવી વાતો કરે છે તે વિદ્યાર્થીઓની ક્રૂર મશ્કરી કરે છે એમના હૃદયમાં ઉછરતી પેઢીને જવાબદારી માટે તૈયાર કરવાની—સાબુત કરવાની કશી લાગણી નથી.

વિદ્યાનાં ગુણગાન ગાવાં હોય તેને માટે ખૂબ અવકાશ છે. એ વિદ્યા જીવનમાં ઉપયોગી નહિ જણાય ત્યારે પેલાં ગાનમાં વિદ્યાર્થીને કેવી રીતે શ્રદ્ધા રહેશે? એટલે તાલીમ આપવી જોઈએ એટલું જ નહિ પણ એ તાલીમ એને ફળદાયી ને સહાયરૂપ બનવી જોઈએ, એનાથી એનું ઓશિયાળાપણું ટળવું જોઈએ..

વિદ્યાર્થીઓમાંથી વિદ્યા ભારે કિંમતથી મૂલવવાની ભાવના કાઢવી હોય તો એ જુદો જ સવાલ રહ્યો. તેમને સમજાવવા પહેલાં ઉદ્યોગપતિઓ, રાજકર્મચારીઓ, ડાક્તરો વકીલો ને ન્યાયાધીશો, પ્રધાનો અને એ પદથી દીપી ઊઠતાં એમનાં સ્વજનો—એવાં કૈંકના હૃદય પલટાની આપણે અપેક્ષા રાખવી રહે અગર તે કરાવવો રહ્યો.

‘મારા વિદ્યાર્થી’ તરીકે ગૌરવ લેનાર, પીઠ થાબડનાર, એને વધવા આગળ માર્ગ કરી આપનાર થોડા વર્ષો પહેલાંના આચાર્યો ને શિક્ષકો સહેજે યાદ આવે છે. એ ક્યાં ને પોતાની ધૂન ખાતર આજનો વિદ્યાર્થી રઝળતો બને એવી પેરવી કરનાર વિદ્યાર્થીથી વિખૂટા પડેલા છતાં આચાર્યપદને વળગી રહેનારા ક્યાં!

### હિંદમાં યુરપ–અમેરિકા

હોટલ માલિકોના સંમેલનમાં જગતના પ્રવાસી–રુચિના એક નિષ્ણાતે સાફ રીતે સંભળાવી દીધું કે તમે નકલો કરી પોતાપણું છોડશો નહિ. પરદેશી પ્રવાસીઓને હિંદી વાતાવરણની અપેક્ષા હોય છે. તેની આગળ તમે યુરપ–અમેરિકાની સરસાઈ કરશો નહિ.




આ સલાહ એળે જશે એમાં શક નથી. એક પરદેશી નિષ્ણાતે આ વાત કહી ત્યારે તો એ ગણનાપાત્ર લાગી. ભારતીય સંસ્કૃતિ વિષેની ચર્ચાઓ થાય છે ત્યારે પણ કોઈ માનતું હોય એમ લાગતું નથી. ફિલ્મો, પહેરવેશ, રાજકાજ, અદાલતો, મોજશોખ, એ બધામાં પશ્ચિમની સરસાઈ નહિ તો નકલ કરવાનો આપણો આગ્રહ ઘટયો છે એવું કહી શકાય ખરું? જેમ આવું અનુકરણ અટકાવીએ તેમ તેનો સમગ્ર રીતે વિરોધ પણ નહિ થઈ શકે. કેટલીય એવી બાબતો છે જે પશ્ચિમની સારી છે તે આપણે અપનાવીશું અને દાખલ કરી હશે તો એને વળગી રહીશું—કોઈને કહે ગભરાટમાં છોડી નહિ દઈએ.

આપણી લાક્ષણિકતાઓમાં આગળ વધીએ તે વખતે દુનિયાથી કપાઈ વિખુટા પડીએ એવું તો કેણ ઇચ્છશે? જે વિવેક જાળવવનો છે તેને વિષે જાગૃત રહેવું જ પડશે. એકંદર તો હિંદીકરણ વધતું જશે અને પરદેશી શિષ્ટાચારો ઘટતા જશે. ઉપયોગ અને સુંદરતા એ બન્નેનું જેને વિશિષ્ટ જ્ઞાન હોય અને સાથે અત્યારની આર્થિક સ્થિતિથી વાકેફ હોય તે આવો વિવેક બતાવે તો સારું.

### સુરૂચિઓ અને રિવાજો

દેખાઇ આવે છે કે ગુજરાતના સાહિત્યમાં, ચિત્રમાં નૃત્યમાં લોકોનો રસ સ્થિર થવા માંડયો છે.

સારાં માસિકોના સંચાલકોને અગર સારા પુસ્તકના લેખક-પ્રકાશકને મુશ્કેલીએ હશે છતાં ઘરનું ગોપીચંદન કરવું પડે એવું રહ્યું નથી. એમને જે કાંઈ મળી રહેતું હશે તે પુરતું નહિ હોય પણ કળાના પ્રેમને જે જુજ વળતર ટકી રહેવાનું બળ આપે છે તેટલું તો મળતું હશે. ગુજરાતમાં સારાં માસિકો નહિ નીકળે કે નહિ ટકે એવો ભય હવે રહ્યો નથી. એ જ વાત હોય તો બીજા ક્ષેત્રે ઝડપભેર આપણી સુરૂચિઓ બદલાવાની. આ પ્રવાહો તરફ ધ્યાન આપનારા, પ્રજામાં એની સમજ ફેલાવનારા, એના તરફ અભિરૂચિ કેળવનારા—એમની દ્વારા ગુજરાતમાં સુંદર કાર્ય ચાલી રહ્યું છે ને અમુક પ્રાંત થતાં એ જરૂર દીપી ઊઠશે.

સામાજિક ક્ષેત્રે આવી રહેલી ઉદાસીનતાને એકાદ સબળ પ્રયત્નથી સમયસર ઉરાડી દેવામાં આવે એવું આપણે ઇચ્છીએ: રિવાજોનાં અનિષ્ટો આપણી સુરૂચિઓને રોકી પાડે, રૂંધી નાખે, બેહુદી બનાવી દે—આવું ના થાય તેટલી તકેદારીની ખાસ જરૂર છે.

★

# પ્રિયજનને

માગ્યા વિના યે અરપી રહ્યો હું
આ જિંદગીનો સર્વસ્વ સાર.
દીધા વિના પામી ખરે રહ્યો તું
ન્યોછાવરીની અણખૂટ ધાર.

દેતાં ન થાકયો, થાકયો તું લેતાં;
તોયે ભલે આ મનનો મુંઝારો:
અંતે રહ્યો તો ય હું દેણદાર!
તું તો સદાનો બસ લેણદાર!

રમણ કોઠારી

# પૂર્વગ્રહ

હર્ષિદા પંડિત

> કોઈને પૂરું ઓળખ્યા વગર એને વિષે જે કાંઈ સાચી-જૂઠી કલ્પનાઓ કરીને આપણે આપણી જાતથી જ કાંઈક મત બાંધી લઈએ અને પછી એ વિષે વધુ જાણીને પણ આપણો બંધાઈ ગયેલો મત ફેરવી ન શકીએ એ કહેવાય પૂર્વગ્રહ. આ પણ એક જબરી માનસિક ક્ષતિ જ ગણાવી શકાય. પૂર્વગ્રહ વિષેનું માનસશાસ્ત્રીય વિવરણ અહીં છે.

અમુક વ્યક્તિ એની ચાલ ને ડોકી ટટ્ટાર રાખવાની ટેવ પરથી એ અભિમાની છે, અમુકની આંખો ચડેલી રહે છે માટે એ ક્રોધી છે, અમુકની બોલવાની રીત ખૂબ કૃત્રિમ છે માટે એ ખૂબ ચોપલી લાગે છે અથવા અમુક દેશના કે પ્રાંતના લોકો સામાન્ય રીતે આવા હોય છે, તેવા હોય છે માટે આપણી પરિચિત વ્યક્તિને આપણે સૌથી પહેલાં તો એ ખરાબ જ હશે એમ ધારી લઈને એને અનેક ચોકઠાઓમાંના એકની અંદર સહેલાઈથી ગોઠવી દઈએ છીએ. આપણી માન્યતા સાચી છે કે ખોટી એ વિષે આપણે બહુ ચિંતા કરતા નથી ને ક્યારેક સામી વ્યક્તિનું સદ્વર્તન જોઈને એના વિષેનો અભિપ્રાય બદલવા વખત આવે છતાં આપણે આપણા અભિપ્રાયને વહેરાઇના નાગની જેમ વળગી રહીએ છીએ.

આપણાં માની લીધેલાં મંતવ્યોનો પાયો બહુધા પૂર્વગ્રહ પર જ રચાયો હોય છે. આવા પૂર્વગ્રહોનું સામ્રાજ્ય આ વિશાળ ધરતી ઉપર યત્રતત્ર સર્વત્ર વેરાયેલું છે. આથી વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના અંગત પૂર્વગ્રહોથી વાત અટકી નથી ને એથી આગળ વધીને સમાજના અમુક સમૂહ, જાતિ, અન્ય સાંસ્કારિક સંસ્થાઓ, શહેર, પ્રાંત, દેશ ને વિદેશમાં જ્યાં ત્યાં એનાં દર્શન થયા વગર રહેતાં નથી આને લીધે દુનિયાની શાંતિ જોખમાયાની હકીકતો ઇતિહાસે સાબિત કરી બતાવી છે. આથી પૂર્વગ્રહને એક ભયંકર માનસિક ક્ષતિનું બિરુદ(!) આપવું અયોગ્ય નહીં ગણાય.

એક અમેરિકન લેખકે પૂર્વગ્રહની વ્યાખ્યા આ પ્રમાણે આપી છે. એ જણાવે છે કે 'પૂર્વગ્રહ એટલે વ્યક્તિના પૂરતા પરિચય કે અનુભવ વગર બાંધી લીધેલાં અમુક તારણો, એને મોટે ભાગે ઉતાવળિયા કે વિચાર વગરના વાંધા પણ કહી શકાય. સામી વ્યક્તિના વ્યક્તિત્વને ઓળખવાનું એક આ પ્રગતિશીલ, બિનપાયાદાર અને અજ્ઞાની વલણ.'

ઘણાખરા માનસશાસ્ત્રીઓ એક વસ્તુ પર સંમત થાય છે જ કે પૂર્વગ્રહ માનવી માનવી વચ્ચેના માનવતાવાદી સંબંધો જાળવવામાં અડચણરૂપ છે, માનવીના મનમાં એ ખોટી રીતે લઘુતાગ્રંથિનો ઉદય કરાવે છે અને માનવી માનવીને જુદા પાડવાની એની રીત અત્યંત જોખમકારક છે. જેમકે, કાળી ચામડીની પ્રજા ને ગોરી ચામડીની પ્રજાના આંતરિક શારીરિક બંધારણમાં કાંઈ જ ફેરફાર નથી, છતાં કહેવાતા પ્રજાસત્તાક દેશોમાં પણ કાળી ચામડીની પ્રજા માટે અમુક તકો ખુલ્લી નથી હોતી—એ શું બતાવે છે? એ જ ને કે હબસી કે રંગીન પ્રજામાં ઓછું ખમીર છે એવી ગોરાઓની માન્યતા! આપણા સમાજમાં પણ અમુક માણસ ફલાણો ધર્મ પાળે છે માટે એ નીચો છે ને અમુક હલકી વર્ણનો છે એટલે એણે આમ ન કરવું જોઈએ અને એના વિકાસ માટે એને શિક્ષણની કંઈ જરૂર નથી વગેરે વિચારોના અનેક ગોટાળા ઊભા થયા કરતા હોય છે બહુમતી ને લઘુમતીના હકોના ઘર્ષણનું મૂળ પણ પૂર્વગ્રહ જ છે કે બીજું કાંઈ?

પૂર્વગ્રહની ભાવના કાંઈ જન્મજાત નથી હોતી. બાળકના મનમાં એ ઉત્પન્ન કરવા માટે એની આજુબાજુનું વાતાવરણ, માબાપ, અન્ય સંબંધીઓ, શાળાનું વાતાવરણ, શિક્ષકો વગેરેને સામાન્ય રીતે

જવાબદાર ગણવામાં આવે છે. નાનું બાળક સહેજ સમજણું થાય એટલે માબાપનું વર્તન એના કુમળા મન પર માઠી અસર પહોંચાડે છે. પાડોશીઓ સાથે કે અન્ય સગાંવહાલાં સાથે એનાં માબાપ કેવી રીતે વર્તે છે, કેમ બોલે છે, ચાલે છે એના પર બાળકના ઘડતરનો આધાર છે. ગરીબ પાડોશી મળવા આવે એટલે એને ઉતારી પાડવામાં ગૌરવ અનુભવતાં માબાપો પોતાના તોછડા વર્તનથી બાળ મન પર ઘેરી અસર જમાવે છે. તેવી જ રીતે પોતાના જુદા જુદા મિત્રો પ્રત્યેના વર્તનમાં જે ભેદ રાખવામાં આવે છે એ પણ બાળકના ધ્યાન બહાર રહેતું નથી. અમુક મહેમાનને જમાડતી વખતે ખૂબ આગ્રહ કરવામાં આવ્યો હતો ને અમુક માટે ખાસ વાનગી બનાવવામાં નહોતી આવી એવી સામાન્ય દેખાતી બાબતો બાળકના મનમાં જુદા જ પ્રકારનો વંટોળ જગાવે છે. આ જ બાળક જરાક વધુ મોટું થાય ત્યારે શેરીનાં બાળકો સાથે ભળે છે. માબાપની નીતિ એ પણ અપનાવતું થાય છે ને અમુક બાળક પૈસાદાર છે માટે એ એની સાથે રમશે ને અમુક ગરીબ બાળકને એ પોતાની સાથે નહીં રમવા દે એવી વાતો કરતું થાય છે ને વહેલું મોડું એને અમલમાં પણ મૂકીને જુદી ટોળી જમાવે છે.

પૂર્વગ્રહ ઉત્પન્ન થવાનાં કારણો અનેક હોય છે; વ્યક્તિગત, સામાજિક, આર્થિક, ધાર્મિક ને રાજકીય કારણો મુખ્યત્વે ગણાવી શકાય. અમેરિકાના મૂળ વતનીઓ કરતાં મેકસીકો કે બહારથી આવેલી વ્યક્તિઓ ઓછા દરે મીલો ને કારખાનાંઓમાં કામ કરીને પગારના દર બગાડે છે. આથી બહારથી પૈસા કમાવા આવેલી વ્યક્તિઓ પ્રત્યે અમેરિકાના લોકોને સામાન્ય રીતે ચીડ છે. આ ચીડનું રૂપાંતર ક્યારેક પૂર્વગ્રહમાં થાય છે. ને એ લોકો નવા આવનારાઓને જડસુ, બુદ્ધિ વગરના રોંચા કે ગમાર તરીકે સંબોધે છે. એવી જ રીતે નવી આવનારી વ્યક્તિઓની મહેનતથી આર્થિક ઉન્નતિ મેળવનારા ઉદ્યોગપતિઓ આ લોકો માટે એવું કહે છે કે 'એ લોકોને વધારે પૈસાની શી જરૂર છે? એમનું જીવનધોરણ નીચું છે તો આપણે વધારે પગાર આપવાની શી જરૂર? આપણા જે પૈસા બચ્યા તે ખરા!' આથી કોઈ વખત અમુક જાતિ કે અમુક સંસ્કૃતિનું એકાદ અંગ પણ પૂર્વગ્રહ બની જાય છે ત્યારે એની આર્થિક કે સામાજિક રહેણી-કરણી પર ઊંડી અસર પડે છે. કેટલીકવાર તો કાયદા ને શિક્ષણ-પદ્ધતિમાં પણ મૂળભૂત ફેરફાર કરવો પડે છે. ઇતિહાસનાં પાનાંમાં કેટલાક એવા દાખલા પણ નોંધાયેલા પડયા છે કે જેમાં રાજકીય કે લશ્કરી નેતાઓના મુખ્ય હેતુ બીજાં રાજ્યો પર હુમલા કરીને ધનપ્રાપ્તિ કે પરદેશી બજાર હસ્તક કરવાના હોય છે. વળી એ લોકોને રાજકીય લાભ પણ જતો કરવો નથી ગમતો, પણ પોતાના હુમલાને ન્યાયયુકત પૂરવાર કરવા માટે આવા તકવાદીઓ જીતાયેલા દેશની ખામીઓ ખૂણેખાંચરેથી કાઢીને બતાવે છે ને બિનજરૂરી પૂર્વગ્રહો બાંધીને એને નીચો પાડવાના બધા જ પ્રયત્નો કરી છૂટે છે. બ્રિટિશ સરકારે આપણા દેશ પર શાસન ચલાવતી વેળાએ બીજા દેશોમાં આપણી વિડંબના કરવાના કેટલા બધા પ્રયત્નો કરેલા? પૂર્વગ્રહનું મૂળ કોઈવાર સામાજિક કે માનસિક અંગોમાં પણ સંતાયેલું પડયું હોય છે. વળી જ્યારે રાજકીય કે આર્થિક હેતુસર કેટલીક વ્યકિતઓ દ્વારા પૂર્વગ્રહ ઉત્પન્ન કરવામાં આવે છે ત્યારે માનસિક જરૂરિયાતોને સંતોષવા માટે મોટા ભાગના લોકો એને અપનાવે છે. આથી સામી વ્યકિતઓને પોતાના કરતાં તુચ્છ ગણીને ઘણા લોકો પોતાની સલામતી અનુભવતા હોય છે. આપણામાંનાં ઘણાને પ્રશંસા ને પોતાની શકિતની કદર થાય એ સ્વાભાવિકરીતે ગમતું હોય છે. જે વ્યકિતઓની સાથે આપણે સમાજમાં હળતા-મળતા હોઈએ એ આપણને પોતાની બરોબરીની કક્ષામાં ગણે એવું પણ આપણે ઇચ્છતા હોઈએ છીએ. હવે માનવીની આ ત્રણે માનસિક જરૂરિયાતો સંતોષાય તો એ બીજી કશી બાબતમાં





માથું મારવાનો પ્રયત્ન નહીં કરે કારણ કે આ ત્રણેય મૂળભૂત જરૂરિયાતો છે ને એના પર જ એની પ્રગતિનો આધાર છે. આથી જે બળક પોતાના ઘરમાં મિત્રો સાથેના સંપર્કમાં પોતાની સલામતી અનુભવતું હોય એ રંગરૂપના મતભેદના ઝગડામાંય નહિ પડે ને એ પોતાને બધાં કરતાં શ્રેષ્ઠ માનીને ખોટા પૂર્વગ્રહોને પણ નહીં પોષે.

પૂર્વગ્રહ પોતે પૂર્વગ્રહને પોષનાર ને એનો શિકાર બનનાર બંનેનાં હિત માટે જોખમકારક છે. એક મોટું નુકશાન પૂર્વગ્રહ એ કરે છે કે એ માનવીની સુષુપ્ત શકિતઓને જડમૂળથી ઉખાડી નાખે છે. કારખાનામાં કામ કરતા સારા સારા ઈજનેરો, મજૂરો પોતાના શેઠ પ્રત્યેના પૂર્વગ્રહને લીધે શેઠની હાજરીમાં પોતાની શક્તિનો આવિર્ભાવ કરી શકતા નથી. એક વખત એક કાપડની મીલ અચાનક બંધ પડી ગઈ. શેઠને સમાચાર મળ્યા એટલે એ તરત પોતાના બંગલેથી ત્યાં આવી ચડ્યા. ને છાતી પર હાજર રહીને ઈજનેરોની પાસે સમારકામ કરાવવા માંડ્યા. પણ પેલા ઈજનેરોના મનમાં લઘુતાને કારણે શેઠ પ્રત્યેનો પૂર્વગ્રહ એવો જડ ઘાલી બેઠેલો કે એ લોકોએ ઘણી મહેનત કરી પણ કાંઈ વળ્યું નહીં. કામ સહેલું હતું, બળતું નહોતું પણ ફળતું હતું. શેઠ ઊભા રહીને થાક્યા ને મોટા ઈજનેરને બોલાવ્યા એમણે શેઠને એમની ઑફિસમાં બેસવા કહ્યું ને ઇજનેરોને નાની સરખી સૂચના આપીને મીલ ચાલુ કરી આપી. આમ પૂર્વગ્રહ માનવીને ગભરાવી મૂકે છે. એવી જ રીતે કેટલાક શિક્ષકો વિદ્યાર્થીઓ પર પોતાનો રૂવાબ જમાવવામાં માનતા હોય છે. એમના રૂવાબદાર વર્તનની બાળોના કોમળ મન પર આવી જ અસર પડે છે. એ ધ્રૂજે છે ને ગોખવા આપેલી કવિતા બરાબર ગોખી લાવ્યા હોય તો પણ એક લીટીય પણ સારી રીતે બોલી શકતાં નથી.

કોઈકવાર પૂર્વગ્રહ બાળકોને ગુનાવૃત્તિ તરફ પ્રેરે છે. આપણી જાહેર શાળાઓમાં ઘણીવાર બાળકો પથ્થર મારીને બારીઓના કાચ તોડી નાખે છે, પાટલીના રૂ કાઢીને ચોરી જાય છે, ભીંતો પર ચિત્રવિચિત્ર ચિતરામણ કરીને પોતાનો ક્રોધ પ્રકટ કરે છે, ખુરશી ટેબલના પાયા તોડી નાખે છે આ બધાં કાર્યોની પાછળ એમની ગુનાવૃત્તિ સિવાય બીજું કાંઈ નથી હોતું. શાળાના અધિકારીઓની દમનનીતિ, શિક્ષકોની મારઝૂડ કરવાની ટેવ, શાળાના અમુક કડક નિયમો એ બધાં સંયુક્ત રીતે બાળકની સ્વતંત્રતાને હણીને બાળકમાં લઘુતા ઉત્પન્ન કરે છે જેને પરિણામે બાળકો પૂર્વગ્રહથી પ્રેરાઈને જેના પ્રત્યે પૂર્વગ્રહ હોય એનું નુકશાન કરીને સંતોષ માણે છે. અલબત્ત આ ગુનાવૃત્તિ સારી નથી છતાં એને માટે જવાબદાર પણ આપણું વાતાવરણ જ છે એ કબૂલવું પડશે. આવી રીતે બાળકો પોતાની શાળાને વફાદાર નથી રહેતાં. આગળ જતાં પોતાના સમાજના ધારાધોરણો તોડી ફોડીને ફેંકી દેવાનું કામ કરે છે અને વધુ ઉંમરલાયક થાય ત્યારે આખા દેશની આબરૂ હલકી પાડવાનું ખતરનાક કામ કરે છે. દુનિયાના રાષ્ટ્રસંઘમાં પણ કેટલીકવાર અમુક દેશનું સ્થાન આથી નીચું પડે છે, કારણ કે બીજા રાષ્ટ્રો એ દેશની નિષ્ફળતા કે ખામીઓ પ્રત્યે આંગળી ચીંધે છે. આમ નાનો દેખાતો પ્રશ્ન કેટલો વિકટ ને વિશ્વવ્યાપી બની જાય છે એનો વિચાર કરીએ ત્યારે એટલું સ્પષ્ટ સમજાય છે કે પૂર્વગ્રહ વ્યકિતનું ધ્યાન બીજી બાજુ ખેંચી જાય છે, ને ખોટી ધાંધલ ઉત્પન્ન કરે છે. જર્મનીમાં યહૂદીઓ પ્રત્યેના વર્તને, હિંદમાં અસ્પૃશ્યો પ્રત્યેના વર્તને, પાકીસ્તાનમાં હિંદુઓ પ્રત્યેના વર્તને ને આફ્રિકામાં હબસીઓ પ્રત્યેના વર્તને એ બધા દેશોની સામાજિક ને રાજકીય વ્યવસ્થાને જોખમ પહોંચાડ્યું છે, એમાં જરાય શંકા નથી.

પૂર્વગ્રહી માણસ બધાથી બીતો રહે છે. એનો પૂર્વગ્રહ એને પોતે ગુનેગાર છે એવું માનવા પ્રેરે છે.

[ અનુસંધાન ૭૦ મા પાન ઉપર ]

# અંગુલિમાલ લૂંટારો

ધૂમકેતુ

> કાચા કાનના માણસ બીજાની સાથે સાથે પોતાનું પણ પતન કેટલી હદ સુધી વહોરી લે છે એ આ કથામાંથી સચોટ-પણે નીતરી આવે છે. બૌદ્ધ સાહિત્યમાં આ અંગૂલિમાલ લૂંટારાનું જીવન આવે છે. લેખકના પ્રગટ થનાર પુસ્તક, **તેજની મૂર્તિઓ**માંથી આ અહીં મૂક્યું છે.

મૈત્રાયણીપુત્ર અહિંસક તક્ષશિલા વિદ્યાલયમાં વિદ્યા પ્રાપ્ત કરવા માટે આવ્યો હતો. કૌશાંબી નગરીના રાજા પ્રસેનજીતના પુરોહિત ગાર્ગ્યનો એ પુત્ર હતો. વિદ્યાપ્રાપ્તિનો એને વારસો મળ્યો હતો. વિદ્યાની તેજસ્વિતા જાણે એને જ વરી હતી. ગુરુની પ્રીતિ એના ઉપર ઢળી ગઈ. તક્ષશિલા વિદ્યાધામની કીર્તિને એ દિગંતમાં ફેલાવશે, એવી ગુરુને શ્રદ્ધા પડી. તેણે તેને પોતાના વિદ્યાવારસ જેવો ગણી લીધો.

પછી તો ગુરુએ પોતાની વિદ્યાના તમામ રહસ્યો એને આપવા માંડ્યાં. એના ઉપર એની અમૃત નિર્ઝરણી વિદ્યાનો સ્રોત સતત વહેવા લાગ્યો. જ્યારે જુઓ ત્યારે ગુરુ આપતા હોય અને શિષ્ય લેતો હોય. પણ આ તેજસ્વી શિષ્યની સાથે ગુરુની આવી પ્રીતિ થઈ જાય—એ ઘણાને ન રુચ્યું.

એટલે એમણે આ મૈત્રાયણીપુત્ર અહિંસકની નિંદા આદરી. અહિંસક એનું નામ હતું. એના પિતાએ પોતાના કુળમાં વંશપરંપરાની જળવાયેલી સમૃદ્ધિ અહિંસાના માનમાં એનું નામ 'અહિંસક' રાખ્યું હતું. ગાર્ગ્ય કુળમાં વર્ષોથી કોઈએ કોઈ દિવસ હિંસા કરી ન હતી.

પ્રતિસ્પર્ધીઓએ ફેલાવેલી સાદી નિંદાને તો અહિંસક ઘોળીને પી ગયો. પોતાની વિદ્યા આરાધનામાં તે વધારે ને વધારે તલ્લીન થતો ગયો.

ગુરુએ પણ પ્રતિસ્પર્ધીઓની એવી નિંદાને તેજોદ્વેષ માન્યો. એમણે એમની વાતની ઉપેક્ષા જ કરી. કાન ઉપર વાત જ લીધી નહિ.

પણ અહિંસકનાં સ્વજનો, સગાંઓ, મિત્રો, જે આંહીં વિદ્યાપ્રાપ્તિ માટે આવ્યાં હતાં, તે એમ થાકે તેવાં ન હતાં.

અહિંસક એવો પડે કે જેવો એ ચડ્યો છે, એ જોવાની એમને તાલાવેલી લાગી હતી. એમણે એક નવી યુક્તિ કરી.

માણસ ગમે તેવો મજબૂત મનનો હોય, પણ એકની એક વાત વારંવાર સાંભળે, એટલે એ ડગ્યા વિના ન રહે. પ્રતિસ્પર્ધીઓએ જુદી જુદી રીતે અને જુદા જુદા જુથમાંથી ગુરુને કાને વાત પહોંચાડવા માંડી: 'અહિંસક મહા તેજસ્વી છે. પણ જરાક......આ ન હોત ના—તો એની નિષ્કલંક વિદ્યાનો દિગ્વિજયી ડંકો વાગી જાત. તક્ષશિલાનું એ એક મહા તેજસ્વી રત્ન બની જાત.'

પણ આ...આ—એટલે શું? જરાક આ ન હોત, એટલે શું ન હોત!'

ગુરુ એ વિષે વધારે સ્પષ્ટ થવાનું કહે ત્યારે કોઈ જવાબ ન વાળે. સામ સામા હસીને નીચે જોઈ જાય. એમ ને એમ ગુરુના મનમાં શંકાનો ખીલો વધારે ને વધારે ઊંડો જતો જાય!

છેવટે તો આ ધુંધળી હવા મન મુંઝાવનારી થઈ પડી. કોઈ સ્પષ્ટ વાત કરે જ નહિ ને! 'એક આ ન હોત......'એ વાક્ય બધા બોલે, પણ પછી કાંઈ જ ન બોલે! અંતે ગુરુ રહી શક્યા નહિ. એક દિવસ અહિંસકના સ્વજનબંધુ જેવા એક શિષ્યને વિશ્વાસમાં લીધો. તેને પૂછ્યું: 'અહિંસકમાં શું દોષ છે તાત! તું મને સાચી વાત કહે. મારી વિદ્યા શું એ લજવે તેવો છે?'

'દોષ તો કાંઈ નથી...ગુરુજી!...પણ...'





'પણ શું ?'

'પણ તો શું ? એની વાતમાં શું માલ છે ગુરુજી ! કાંઈ નહિ.'

પણ તેમ તેમ વાત જાણવાની ગુરુજીને વધારે લગની લાગી.

શિષ્યને વિશ્વાસ આપ્યો પોતે કોઈને વાત નહિ કહે. મનમાં જ રાખશે એમ ઘણી ઘણી રીતે વાત કહેવા માટે મનાવ્યો.

ત્યારે પેલાએ જાણે ઘણું જ છાનું રહસ્ય કહેતો હોય તેમ કહ્યું: 'ગુરુજી ! બીજું બધું ઠીક છે. પણ અહિંસક ગુરુપત્ની સાથે જંગલમાં ઘણી વખત ઘૂમે છે...વખતે ઔષધીઓ ને વનસ્પતિઓ ઓળખાવવા માટે જતો હશે...એટલું જ. બીજું કાંઈ નથી !'

પણ આ અરધા કહેલા ને અરધા ન કહેલા અસત્યથી ગુરુના મનમાં એવી શંકા ઊભી થઈ કે ન પૂછો વાત ! ગુરુની દૃષ્ટિ જ ત્યારથી જુદી જ થઈ ગઈ. ગુરુપત્નીનું અહિંસક ઉપરનું વાત્સલ્ય એનું એ જ હતું. પણ ગુરુને તે હવે જુદું લાગવા માંડ્યું.

એમનાં વાર્તા વિનોદ એ જ હતાં ગુરુને હવે એ જુદાં લાગ્યાં. અહિંસકની સેવા ભયંકર જણાઈ.

છેવટે રહી શક્યા નહિ. ગુરુએ પત્નીને પણ ધમકાવ્યાં. અહિંસકની કે કોઈની વધુ પડતી સેવા લેવી જ નહિ—એવી આજ્ઞા કરી

ગુરુપત્ની લેવાઈ ગયાં મનમાં ને મનમાં ઘા ખાઈ ગયાં. ગુરુના શબ્દો દ્વિઅર્થી બન્યા હતા ગુરુ પત્નીને આવો દોષ તો જલસમાધિ લેવા તુલ્ય લાગ્યો. પણ ઘરમાં ભાણાં ખખડે તેમ છેવટે, આ શંકાનું પરિણામ એ આવ્યું કે ગુરુના ઘરમાં કલહ અવાર નવાર દેખાવા માંડ્યો.

જ્યારે અહિંસકની વિદ્યા સમાપ્તિનો વખત આવ્યો ત્યારે ગુરુના મનમાં થયું કે 'આવા દુર્જનને વિદ્યા સહિત જવા દેવો એ ઠીક છે ? આવી અદ્ભુત વિદ્યા સાથે એને ન જ જવા દેવો.

પણ તો એને હણવો શી રીતે ? જો પોતે કોઈને છાની રીતે હણવાની આજ્ઞા આપે, તો તક્ષશિલાની હવા લાજે. આજ્ઞા ન આપે તો તક્ષશિલાની વિદ્યા લાજે. દુર્જન વિદ્યાવાળો હોય તો એ વિદ્યાને વહેલે મોડે લજવવાનો જ. ગુરુ દ્વિધામાં પડ્યા. છેવટે એમને અચાનક એક વાત સ્ફુરી આવી.

એના પિતાએ મોટા ઉપાડે એનું નામ કેવું વિચિત્ર રાખ્યું છે ? અહિંસક. જાણે એ કોઈ દિવસ મન વચન કર્મણા કોઈની હિંસા કરવાનો જ ન હોય ! અને હિંસા કરતાં વધુ ભયંકર હિંસા તો એણે આચરી હતી.

છતાં એને હણી શકાય તેમ નથી પણ એ વધુ વખત હણાયા વિનાનો પૃથ્વીમાં રહે એ પણ ઠીક નથી :

જે વિદ્યા ચારિત્રહીન છે, તે વિદ્યાનો સત્વરે નાશ થાય તેમાં જ દુનિયાનું કલ્યાણ છે.

ચારિત્ર વિનાનો વિદ્વાન, અને ચારિત્રવાળો અવિદ્વાન, એ બેમાં પસંદગી કરવાની હોય તો અવિદ્વાન જ ભલે જીવંત રહે. દુર્જને આ ધરતી તજીને જવું જ જોઈએ ને સત્વર જવું જોઈએ.

પણ એ શી રીતે બને ? ગુરુ વિચાર કરી રહ્યા. એમને જે એક વાત અચાનક સ્ફુરી હતી તે વિષે જ એમણે વધુ ને વધુ ઊંડો વિચાર કર્યો. એમને લાગ્યું કે આ અચાનક આવેલો વિચાર જ કામ લાગે તેવો છે.

એટલામાં અહિંસકનો શબ્દ સંભળાયો આજે એની વિદ્યા સમાપ્તિ હતી. તે ગુરુ પાસે વિદાયવેળાની રજા લેવા આવતો હતો. ગુરુની એવો પ્રીતિ એણે જોઈ હતી કે ગુરુદક્ષિણા આપવાની એના મનમાં ઇચ્છા હતી. અને એટલા માટે એ ગુરુ પાસે એકાંતમાં માગણી કરવા આવ્યો હતો !




એના મનમાં અજબનો ઉત્સાહ હતો—ગુરુ એવી દક્ષિણા માગે કે જે પૂરી કરતાં એને આકાશ પાતાળ એક કરવાં પડે. જે પૂરી કરવા એણે પોતાની વિદ્યાને આકરામાં આકરી કસોટીએ ચડાવવી પડે! એવી દક્ષિણા જો ગુરુ માગે, તો એનું જીવન ધન્ય થઈ જાય.

એનું નામ દિગંતમાં યશભાગી થઈ જાય. વિદ્યાધામ તક્ષશિલાનું નામ બધે જ વ્યાપી જાય. એના ગુરુનું નામ સઘળે પ્રસિદ્ધ થઈ જાય.

ગુરુ જો એવી કોઈ ગુરુદક્ષિણા માગે કે રાજા રઘુ ને વરતંતુની કથની જેમ એની પણ વાત રહી જાય! એના મનમાં આવી ઉલ્લાસભરી હવા પ્રગટી હતી. તે ગુરુ પાસે આવ્યો. એ હાથ જોડયા. ચરણે પડયો. ગદ્ગદ્ કંઠે ગુરુદક્ષિણા માટે માગણી મૂકી.

'ગુરુદેવ! એવું માગો કે જે માગણી પૂરી કરતાં મારું ઐશ્વર્ય સફળ બને. મારી વિદ્યા શોભે! અમે તે માગો ગુરુજી!'

ગુરુ થોડીવાર તેની સામે જોઈ રહ્યા. પછી જરાક હસ્યા. એ ધીમેથી બોલ્યા:

'અહિંસક! તારે ગુરુદક્ષિણામાં મને એક હજાર હિંસા આપવાની છે!'

અહિંસક પહેલાં તો સમજ્યો નહિ કે શું આપવાનું છે.

'ગુરુદેવ! શું આપવાનું છે!' તેણે નમ્રતાથી પૂછ્યું.

'એક હજાર હિંસા—હિંસામાં સમજે છે નાં!'

ગુરુએ કાંઈક કડક શબ્દોમાં કહ્યું: 'તારે એક હજાર ખૂન કરવાં. મારે ચરણે તેં ધરેલી એ ગુરુદક્ષિણા!'

'એક હજાર ખૂન મારે કરવાં? ગુરુદેવ! અરે! ગુરુની આ માગણી છે?'

'હા. ગુરુદક્ષિણામાં તારે એક હજાર ખૂન આપવાનાં છે. નહિ એક વધુ—નહિ એક ઓછું!'

'અરે! પણ ગુરુદેવ! આવી ગુરુદક્ષિણા?'

'તારે એ આપવાની છે. મેં એ માગી છે. એક હજાર ખૂન!'

અહિંસક તો વિચારમાં પડી ગયો. ગુરુએ આવું શું જોઈને માગ્યું હશે?

કદાચ એમને કોઈની સાથે વેરની વસુલાત કરવાની હશે.

'ગુરુદેવ પણ! કોનાં ખૂન કરવાનાં છે? કોની હિંસા કરવી છે!'

ગુરુદેવના મનમાં તો એવી વાત આવી છે કે હજાર ખૂન કરવા જતાં, કોઈક એવો આને મળી જશે કે એનો ઢાળાયો ઢાળી દેશે! તો ટાઢે પાણીએ રોગ જશે! આ દુર્જન ટળી જશે! હણ્યા વિના એને હણવાનો આ એક જ માર્ગ છે? ગુરુના મનમાં આ ભયંકર વિચાર આવી ગયો છે.

એટલે એમણે મોટેથી કહ્યું: 'જો અહિંસક! તું કોને હણે છે ને કોની હિંસા કરે છે એ સાથે મારે સંબંધ નથી. મારે તો ગણીને એક સહસ્ર હિંસા તારા હાથની કરેલી જોઈએ. બીજું કાંઈ નહિ!'

મૈત્રાયણીપુત્ર ગુરુની આ નિશ્ચયી વાણી સાંભળતાં લેવાઈ ગયો. એના વંશમાં જ્યાં સાત સાત પેઢીથી કોઈએ કોઈ દિવસ કોઈની હિંસા કરી ન હતી; તે વંશમાં પોતે આવું કામ કરવા નીકળે? એના પિતાએ તો એનું નામ જ અહિંસક રાખ્યું અને ગુરુએ દક્ષિણા હિંસાની માગી હતી.

પણ હવે શું થાય?

તે કેટલીએ વાર સુધી ભાનસાન વિના ગુરુના સાન્નિધ્યમાં બેઠો રહ્યો.

પણ ગુરુએ ન ઊંચું જોયું. ન નીચું જોયું. એ એના ભૂજપત્રના પાનિયામાં તલ્લીન થઈ ગયા.

મૈત્રાયણીપુત્રના દિલમાં વેદનાની એક ભયંકર જ્વાળા સળગી રહી છે.

પોતે બ્રાહ્મણશ્રેષ્ઠ. કૌશાંબીના રાજપુરોહિતનો પુત્ર. જેના વંશમાં સાત સાત પેઢીથી હિંસા તો શું—





હિંસાની કલ્પના પણ કોઈએ કરી નથી એવા નિષ્કલંક શુદ્ધ આર્યવંશનો? પોતે ઊઠીને ગુરુદક્ષિણા માટે એક હજાર હિંસા કરે? હાય રે! આ કેવી ગુરુદક્ષિણા?

પણ ગુરુદક્ષિણા એટલે ગુરુદક્ષિણા.

એને માટે આજ દિવસ સુધી કોઈ જગ્યાએ કોઈ વિદ્યાર્થીએ શંકા કરી નથી. મુશ્કેલી બતાવી નથી, ના પાડી નથી, ન દેવાની નામોશી લીધી નથી!

એ તો ભારતભરનાં વિદ્યાલયોની પવિત્રમાં પવિત્ર જીવનરેખા છે.

એનું ઉલ્લંઘન ન હોય. એની ઉપેક્ષા ન હોય. એના વિષે શંકા ન હોય!

છેવટે એ ઊભો થયો. તેણે બે હાથ જોડ્યા. ગુરુની રજા લીધી. ધીમે ભારે પગલે તે ત્યાંથી જંગલભણી ચાલી નીકળ્યો.

એને મનમાં થતું હતું છેવટે જંગલ એને કાંઈક માર્ગ બતાવશે. ત્યાંનાં વૃક્ષો એનું રૂદન સાંભળશે. ત્યાંનાં ઝરણાં કાંઈક કહેશે. તે જંગલ તરફ ચાલી નીકળ્યો.

*

તક્ષશિલા વિદ્યાધામની બહાર આઘે આઘેના જંગલમાં એક વૃક્ષની નીચે આ જુવાન મોડી સાંજ સુધી બેઠો રહ્યો.

તેની આંખમાંથી આંસુની ધારા ચાલી જતી હતી. તે વારંવાર માથું કૂટતો હતો. છાતી પીટતો હતો. હાથપગ પછાડતો હતો. તેણે કોઈક અમૂલ્ય વસ્તુ જાણે ખોઈ દીધી હોય તેમ તે વારંવાર બોલતો હતો: 'હાય રે! ગઈ ગઈ, હાથથી ગઈ. હવે કોણજાણે ક્યારે એ પાછી ફરશે! એના કુલની અહિંસા જવાની. એનો આ વિલાપ હતો.

સાંજનો સમય ઝપાટાબંધ વહી રહ્યો હતો વનવગડાનાં પશુ પંખી ઘરભણી વળી રહ્યાં હતાં, ધીમે ધીમે દશે દિશા નિર્જન બનતી હતી.

છેવટે એ ઊઠ્યો. અત્યંત ધીમા શોકભર્યા ગંભીર પગલે તે વિદ્યાધામ તરફ પાછો ચાલ્યો.

એ એક સાદી કૂટિર તરફ ગયો. ત્યાં આસપાસ ચારે તરફ સુંદર વૃક્ષો ઊભાં હતાં. ફૂલ છોડ ઉપર નાનાં સુગંધી ફૂલો ખીલી ઊઠ્યાં હતાં. સુગંધથી વાતાવરણ ભર્યું ભર્યું લાગતું હતું. ગુરુની એ રાત્રિ-કૂટિર હતી.

તેણે જઈને કૂટિરનું બારણું ખખડાવ્યું. અંદરથી અવાજ આવ્યો: 'કોણ?'

'પ્રભુ હું! ગુરુદેવ! એ તો હું છું!'

'કોણ! ગાર્ગ્ય મૈત્રાયણી?'

'હા ગુરુજી! હું અહિંસક ગાર્ગ્ય મૈત્રાયણીપુત્ર.'

ગુરુએ આવવાની હા પાડી, એટલે તે અંદર ગયો. જઈને એક બાજુ નતમસ્તકે બે હાથ જોડીને તે ઊભો રહ્યો.

'કેમ શું છે? ગાર્ગ્ય! હવે શું છે?'

ગાર્ગ્ય મૈત્રાયણીપુત્ર કાંઈ બોલી શક્યો નહિ. તે શાંત ઊભો રહ્યો. તેની આંખમાંથી હજી અશ્રુધારા વહી રહી હતી.

ગુરુએ કોપિત થઈને કહ્યું: 'તારે જવું હોય તો તું જા. તારે દક્ષિણા નથી આપવાની...જા!'

'પણ મારે દક્ષિણા આપવી છે ગુરુજી! ગુરુદક્ષિણા આપવા માટે જ હું આવ્યો છું!'

'તો આપતો જા...!'

'શું આપું? ગુરુજી! માગો!'

'તને કહી તો દીધું છે!'

'ગુરુદેવ..... હું બ્રાહ્મણ. વળી રાજનો પુરોહિત. વળી જેના વંશમાં...'

'મારે કાંઈ સાંભળવું નથી. ગુરુદક્ષિણા આપવી





હોય તો ભણે શિષ્ય ! તને મેં કહી છે તે ગુરુદક્ષિણા આપતો જા. ન આપવી હોય તો એમ ને એમ જા.'

'ગુરુદેવ ! મારા નિષ્કલંક યૌવન ઉપર કૃપાદૃષ્ટિ...'

'ગાર્ગ્ય ! તું અહીંથી જા. આજ ને આજ જા. તારું નિષ્કલંક યૌવન ઉપાડીને ચાલ્યો જા, મારે તારી દક્ષિણા ખપતી નથી. જા, હું શાપ આપતો નથી. પણ જા. જા, કૃતઘ્ન બ્રાહ્મણ જા...! તું કૌશાંબીનો છે. અને કૌશાંબી મગધથી ક્યાં આઘે છે ? મગધમાં અબ્રાહ્મણ નહિ. એવો કોઈ બ્રાહ્મણ સાંભળ્યો છે ખરો ? માગધી તમામ અનાર્ય...જા! કૌશાંબીમાં પણ એવા જ અનાર્ય ! જા... !'

ગુરુ માગે અને એ આપ્યા વિના જે વિદ્યાર્થી જાય તે દુનિયા આખીની નજરમાંથી તરત નીકળી જાય. એની વિદ્યા વિદ્યા જ ન ગણાય. ભારત ભરમાં આ સિદ્ધાંતનો લેશ પણ ભંગ પોતે શી રીતે કરી શકવાનો હતો ? મૈત્રાયણીપુત્ર ભારે વેદના અનુભવી રહ્યો.

મૈત્રાયણીપુત્રે નતમસ્તકે બે હાથ જોડીને જવા માટે પગ ઉપાડ્યો. ત્યાં પડખેથી એક નાનું દ્વાર ઊઘડ્યું.

દ્વારમાં એક સુંદર સ્ત્રી ઊભી હતી. તેણે એક ઉત્તરીય વસ્ત્ર ઓઢ્યું હતું. માથા ઉપર કેશનું ગુંફન કર્યું હતું. તે ધીમા મક્કમ. પણ જાણે વિષ પાયેલું તીર હોય તેવા તીક્ષ્ણ શબ્દમાં બોલી : 'બ્રાહ્મણ પુત્ર ! છોકરીની પેઠે રડે છે શું ! તારા ગુરુએ એક હજાર હિંસા માગી છે, તો તું બે હજાર ધરી દે ને ! એમાં રડે છે શું !'

'અરે ! પણ માતા !...'

'જો હું તારી માતા છું, પણ તારી માતા નથી !'

'માતા !...' મૈત્રાયણી પુત્ર વધુ બોલી શક્યો નહિ.

'તમે જ મારી માતા મૈત્રાયણી તુલ્ય છો. આ ગુરુદેવ એ મારા પિતા ગાર્ગ્ય સમાન છે. મને બાળકને તમે રસ્તો બતાવો !'

'જો બ્રાહ્મણપુત્ર ! તારી પાસે તારા ગુરુએ જે માગ્યું છે તે જ હવે તું આપે તો તું બ્રાહ્મણપુત્ર ખરો, નહિતર નહિ. તારા ગુરુએ તારી પાસે કેટલી હિંસા માગી છે ? એક હજાર નાં ? તું જો બ્રાહ્મણનો દીકરો, તો એને એક હજાર નહિ, બે હજાર હિંસા ગુરુદક્ષિણામાં દે. તક્ષશીલામાં આજ સુધી જેવું કોઈએ માગ્યું નથી, તેવું એણે માગ્યું છે. તારે એક હજાર હિંસા ગુરુ દક્ષિણામાં આપવાની છે નાં ?'

'હા માતા !...'

'ત્યારે તને ખબર લાગતી નથી, શા માટે આ બ્રાહ્મણે તારી પાસે આવી ગુરુદક્ષિણા માગી છે ? ખબર છે તને ?'

ગુરુદેવ જે અત્યાર સુધી માત્ર સાંભળી રહ્યા હતા, તેણે ક્રોધથી કહ્યું : 'તું અંદર જા, અંદર જા, તારું કામ નથી !'

'હું અંદર તો જાઉં,' ગુરુપત્ની બોલ્યાં: 'પણ આ બ્રાહ્મણના છોકરાને બિચારાને ખબર તો આપતી જાઉં. જો બ્રાહ્મણ ! ઈર્ષા–અદેખાઈ શંકા એણે ભલભલાને રાક્ષસ બનાવી દીધા છે...ઈર્ષા કરવાવાળાએ તારી ઈર્ષા કરી છે. અને કેવી કરી છે ! તું મારા ઉપર મોહી પડ્યો છે. હું તારા ઉપર મોહી પડી છું...જો જો, આપણા બેનાં રૂપદીદાર જાણે મોહી પડવા જેવાં રહ્યાં હોય—? વેલા ને પાન ખાઈ ખાઈ ને પશુ જેવી થઈ ગયેલી હું. ને લાકડાં ઉપાડી ઉપાડીને બળદ જેવો થઈ ગયેલો તું...પણ આપણી વચ્ચે મોહ થયો...'

'અરે ! અરે ! માતા ! માતા !'

'અરે માતાવાળા...સાંભળ તો ખરો...તારી સાથેના જે ઠોઠ શિષ્યો હતા, જે તારી તેજસ્વિતા જોઈ શકતા ન હતા, તેમણે ઈર્ષાથી આ કર્યું. અને આ તારા જડ ગુરુએ એ માન્યું...'

# તારા

રતિલાલ ત્રિવેદી

કયારેક કયારેક સમાજની એક નાની ટકોર પણ માણસમાં કેવી ચાનક જગાડી જાય છે એ આ વાર્તાની નાયિકા પાસેથી આપણે જાણી શકીએ છીએ. વાર્તા તરીકે અંત લગી કશું ન કહી જતી વાર્તા અંત આવતાં કેટલું બધું કહી જાય છે?

બાર વર્ષ થઈ ગયાં. બાર વર્ષ એ નાની સૂની વાત નથી. એક વર્ષ ગાળવું, તે પણ કઠીન હોય ત્યાં બાર વર્ષનો ગાળો વીતાવવો તે કલ્પના જ કરવી કઠણ. અને ત્યાં તો સાચો સાચ બાર વર્ષ પરદેશમાં ગાળીને, વતનમાં પગ મૂકવાની તક મળે ત્યારે માણસને શું કલ્પનાઓ થાય; કેવી માનસિક વિમાસણો મનને ઘેરી વળે! અનેક ચિત્રો મારી આંખ સામે ખડા થતાં હતાં.

મધુમતી નગરી– મારું વતન—મારી સાત પેઢી જ્યાં ફૂલી ફાલી ફળી, તે વતન છોડીને મારે એક દિવસ નીકળવું પડ્યું, તે ગોઝારી સવાર હજુ મને યાદ છે, વતનની ધરતી ત્યારે મોટા મગરકાની ટાઢાશ અનુભવતી હતી, અને એ શીળો પવન—જેણે મને અઢાર વર્ષ સુધી અમૃત પાયું હતું તે ધરતીને હીંચોળતો હતો, મોટો ધોરી માર્ગ જે મને જીવા ટપાવાળાનાં ટપ્પામાં બેસાડીને સ્ટેશને લઈ જતો હતો, તેને બંને કાંઠે આવેલી ધીંગી ધરમી વાડીયુમાંથી પાણી પી પીને જામી ગયેલો ચાસડીઓ અને રજકો લળી લળીને જાણે કે મને કહેતો હતો. ક્યાં ચાલ્યો—હે ભુંડા, આટલું તેવું દુઃખ પડ્યું. તેમાં નાસી છૂટે છે? કુકુંટરાજ. વાડીયુની હુંફાળી જગ્યાએથી જોરથી બોલી બોલીને મને જાણે કે ઠપકો આપતાં હતાં—"તને શરમ નથી આવતી સાત પેઢી મેં તારા કુટુમ્બને પાળ્યું પોષ્યું—જે કાંઈ આછું પાતળું મળે તે આપ્યું તે આજે જરાક જેટલી વાતમાં પેટ ભરવા માટે પરદેશ જાય છે! મારી નજરમાં—અમરા પુંજાની માણસોથી ઉભરાતી ખડકી માપી, ઓશરીની કોર ઉપર બેઠાં બેઠાં બાજરનો ડાબલો ઉઘાડીને ફાકા મારતા મોતીફઈ મારી કલ્પનામાં આવ્યાં. મૌતમ બાજુનો કૂબો પોતાની ઘરડી ઘોડીની લગામ કસતો જાણે કે મારી સામે ઊભો છે. ઊંચા ઓરડાવાળા નગરશેઠની શીળિયાળા મોઢાવાળી દીકરી તારા—"એ મોતીફઈ...એ નર્મદા ભાભુ, એ ભાણીયા" મીઠા અવાજે ટહુકા કરતી આખા ફળીનું કામ સ્વેચ્છાએ કરતી જાણે કે ફરી રહી છે, અને જરાક જરાક જાણે કે હવે યૌવન આવતું જાય છે—એટલે ઓઢણી ઠીક કરતી જાય છે. "આ પ્રમોદભાઈ આવ્યા" હાથમાં ચોપ-

---

'તમે વૈદેહિ! અંદર જાઓ છો કે નાહ...?' ગુરુએ ખરા ક્રોધમાં કહ્યું.

'હું તો આ ચાલી...' વૈદેહીએ બારણું ઠસાવ્યું. પણ તેના વધુ શબ્દો સાંભળતાં મૈત્રાયણીપુત્ર બેભાન જેવો થઈ ગયો...

'એટલે હે બ્રાહ્મણ! આ તારા જડ ગુરુએ એ વેર લેવા તારી પાસે એક હજાર જણની હિંસા ગુરુદક્ષિણામાં દે એમ માગણી મૂકી છે. તું જો ખરો બ્રાહ્મણ હો, તો એકને બદલે બે હજારની હિંસા દે... તારી મારનારની આ હિંસા નહિં ગણાય, હિંસા તારા જડ ગુરુની ગણાશે.'

અને પછી શબ્દો બંધ થઈ ગયા.

મૈત્રાયણીપુત્ર અવાક્ જેવો ઊભો જ રહી ગયો. તેને શું બોલવું, તે સૂઝ્યું નહિ. તેણે ગુરુને ચરણે ગુરુ દક્ષિણા ધરવા બે હાથ જોડીને મસ્તક ઢાળી દીધું. ને પછી તે ચાલી નીકળ્યો.

*




ડીઓનો ઢગલો ઉપાડીને નિશાળેથી મને આવતો જોઈને જરાક મારી સામે ઊભી રહી છે. હાથમાંથી ચોપડીઓ લઈ લ્યે છે. ઘરમાં ગોઠવીને મૂકી રહી છે અને મારી માને જાણે કે હું કેટલાંયે વર્ષે આવ્યો હોઉં તેમ વધાઈ દેતી હોય તેમ કહી રહી છે, "પ્રમોદભાઈ આવી ગયા. નર્મદા ભાભુ." અને થોડીક વાર મારી સામે જોઈ રહેતી તેની સૂચક નજરને કહેવું એવું હતું કે મને કંઈક ખાવાનું મળે! મા સમજતી, વાટકીમાં ભરીને ચપટી ધાણી કે ગોળપાપડીનું બટકુ મા તેના હાથમાં મૂકતી. મારી સામે વાટકી ધરીને ઊભી રહેતી. ભૂખ હોય કે નહિ, મારે ખાવું પડતું અને થોડુંક તારાને પણ ખાવું પડતું. ન ખાય તો હાથ પકડીને હું મોઢું ભરી દેતો. હસતી હસતી તે ચાવતી ચાવતી ચાલી જતી, અને હમેશાં એક જ વેણ મોઢામાંથી કાઢતી: "કેવા ખરાબ છે" મારી મા રોજ આ બધું જોતી અને સાંભળતી. અને હસતી: "મૂવા કળજુગનાં છોકરાં—ભુંડા અત્યારથી કામ કરતાં શીખી ગયાં છે."

થોડાંક વર્ષો પછીનો પલટાયેલો વખત મારી આંખ સામે આવવા લાગ્યો. "બાપા ચાલ્યા ગયા" મા કહેતી: 'હું કેટલું વારતી પણ એમને લત પડી ગઈ, સટ્ટો કોઈ દિવસ છોડ્યો નહિ. મારી પાસે વાલની વીંટી પણ રહી નહિ.' આંખમાં આવતા આંસુ લૂછીને મારી સામે જોતી: 'છોકરો પણ સાવ નાનો, મારું શું થશે?' એકાદ વર્ષ સાંભળ્યા કર્યું, એક દિવસ ભણતરને ફગાવીને મારા બાપુના ભાઈબંધની નોકરી લઈ દરિયાપાર જવાનું નક્કી કરીને માને ખબર આપ્યા.

મા ધ્રુસકે ધ્રુસકે રડી: 'મારે તને ક્યાંઈ મોકલવો નથી. અહીં જ રહીને કાંઈક કર.' મેં હઠ પકડી. 'મા, તારું દુઃખ મારાથી ખમાતું નથી. ના—ના કરીશ નહિ, મારે ગયા વગર છૂટકો નથી.' આખું ફળી રડી ઊઠ્યું. બધાએ મને વિનવ્યો. આ માને દોડવ માં. ભગવાન પડખો આવે તો અહીં જ ગોતી લે! કોઈ ને મારી વાત ગમી નહિ. તારા ત્રણ ચાર વાર પૂછી ગઈ, હું મક્કમ રહ્યો.

જવાને દિવસે મને યાદ છે. રાત્રે ફળીમાં કોઈ ઊંઘ્યું નહિ, ત્રણ વાગે જીવો ટપાવાળો આવ્યો ત્યારે હું તૈયાર જ હતો. છેવટે જવાટાણે મોતીફઈ એ આજ્ઞા કરી. ખબરદાર જવાટાણે કોઈ રોશો નહિ. ડાહ્યો દીકરો દેશાવર જાય, અને ડાહી વહુ રસોડું સેવે. ભલે જાય, કાલ ભગવાન દી વાળશે? અને સૌ સારું થઈ જશે! ક્યાં ગઈ મનોરમા દીકરાની વહુને આજ્ઞા કરી. કંકુ પલાળો—ને ભાઈના હાથમાં પાવલી ને નાળીયેર મૂકો. બધાયે મારા વારણાં લીધાં બધાને પગે પડીને હું રસ્તે પડ્યો! તારા ક્યાંઈ દેખાતી ન હતી. ચારે તરફ જોયું—તારા આજે જ ઊઠી નહિ, છેક ખડકી પાસે નરકોળીયા પાસે આવ્યો, તારા ત્યાં ઊભી હતી. તે કાંઈ બોલી નહિ, માત્ર મારા પગ ઉપર હાથ મૂકીને પગે પડી અને દોડીને જતી રહી, તેની આંખ આંસુથી ભરેલી હતી. એ બધું છોડીને, કૂતરા અને ગધેડાની ભરેલી શેરીમાંથી જ્યારે ટાંગો બહાર નીકળ્યો ત્યારે, રોજ વહેલાં ઊઠી આખી શેરીને મીઠા પ્રભાતીઆં ગાઈ જગાડતાં પરમ વૈષ્ણવ ગિરધરકાકા—પ્રભાતિયું બંધ કરીને કોઈ દિવસ નહિ બોલ્યા હોય તેટલે મોટેથી શ્રી નાથજી બાવા સૌની લાજ રાખજે, સર્વનું સારું કરજે. એમ બોલતાં બોલતાં ખડકીની બહાર નીકળીને ઊભા હતા. "શું વખત આવ્યો છે રોટલા માટે પણ માણસને પરદેશ જવું પડે છે" એમ મોટેથી બોલાયેલા તેમના છેલ્લા શબ્દો મારા કાનમાં ફરીથી ગુંજવા લાગ્યા છે.

આ બધાને ફરીથી મળાશે, "મા" તો હવે નથી. રોઈ રોઈ ને ૭ મહિનામાં જ ચાલી નીકળી. પાડોશીઓના કાગળો આવ્યા. ધીરજ રાખવાની સલાહ પણ ઘણી મળી. ઘર પણ પડીને ખાખર થઈ ગયું, એમ પણ ખબર આવ્યા—એક વાર આવી જવા ઘણું





દબાણ થયું પણ નીકળાયું નહિ, નોકરીમાંથી મોટી નોકરી, તેમાંથી ધંધો. કમાણી વધતી ગઈ. લાલચ પણ વધતી ગઈ. બહાનાં કાઢયા કર્યાં અને ગયો નહિ. આજે, હવે બધાને જાણે કે દોડીને મળવાનું મન થાય છે.

હવે તો બહુ દૂર પણ નથી. ગાડી હમણાં તો ડુંગરાઓની હારમાળાની વચ્ચેથી પસાર થશે, અને પછી તો, પેલી હરીભરી વાડીઓ અને નાળીયેરનાં વૃક્ષોની હારની હાર દેખાવા મંડશે, પહોંચવાના ખબર આપ્યા છે, એટલે સ્ટેશને જઈશ ત્યાં જ ઘણાને મળીશ. મોતીફઈ અને ભાણીમા કે મા હવે તો નથી, પણ તારા તો હોય. પણ કદાચ તે નહિ આવી શકે, તેના વરની રજા લેવી પડે ને ? અને વર પણ કેવો હશે. તારા પરણી છે એવી ખબર તો મળી, પણ કોને પરણી, કેવાને પરણી તે તો કાંઈ જ જાણતો નથી. કોઈક તો આવશે ને છેવટે ફૂલો તો જરૂર આવશે, ટારડી ઘોડીને લઈને મોટાં મોટાં આમતરાં કર્યા સિવાય, તેને તો કાંઈ કામ જ નથી.

જઈશ ક્યાં ? ઘર તો નથી. ઉતરીશ કોને ત્યાં, આખું ફળી તો છે પછી વિચાર શું કરવાનો ? એટલાં બધાં તલપાપડ થઈ ગયાં હશે ! બધાં આગ્રહ કરશે.

નાગરવેલનું સ્ટેશન આવ્યું. આ તો છેલ્લું સ્ટેશન. હવે તો મધુમતી આવશે, જગ્યા ઉપરથી ઊઠીને મેં ડબ્બામાં આંટા મારવા માંડયા. મન જાણે કે દોડીને પહોંચી જવા કહેતું હતું.

ગાડી ઊપડી અને હું સ્વસ્થ થવા માંડયો. વેરણ છેરણ પડેલું બધું ભેગું કરીને બિસ્તરમાં બાંધી દીધું. અને બારીમાં ડોકું રાખીને ઊભો રહ્યો. ગાડી સ્ટેશનમાં આવી. મારી કલ્પના ખોટી પડી, અને શોધતું કોઈ નજરે પડયું નહિ. ઘડીભર અવાચક બનીને જોયા કર્યું.

'સાહેબ ઊતરો, સામાન ઉતારું '–પોર્ટરે મને બોલતો કરવા પ્રયત્ન કર્યો.

હેં ! હા. બારણું ખોલી હું નીચે ઊતર્યો. ડબ્બામાં હું એકલો જ હતો.

પોર્ટરે સામાન ઊચકી મને બહાર દોર્યો. કોઈ જ નહિ આવ્યું, બધા મને ભૂલી ગયા ! હું ઊંડા વિચારમાં ગરક થઈ ગયો, કાગળો આવતા, હમણાં ભાગ્યે જ આવે છે છતાં આવે તો છે જ.

આ ગાડીમાં સામાન મૂકું ? પોર્ટરે મારી સામે જોયું. હા, કહીને મેં ગાડીનો દરવાજો ઉઘાડયો -ચારે તરફ જોયું જીવો ક્યાંઈ દેખાયો નહિ. હું ગાડીમાં બેસવા જતો હતો, "આવી ગયો કાઈ" મારા વાંસામાં કોઈનો હાથ ફરી રહ્યો ! મેં જોયું, ગિરધરભાઈ હતા. હા જી, નીચે ઊતરી પ્રણામ કર્યાં.

"મોડું થઈ ગયું ચાલીને આવ્યો એટલે. તારી કાકીએ ઘણું કહ્યું પરંતુ હું ટાંગામાં બેઠો નહિ" તેમણે ખુલાસો કર્યો.

છેવટે કોઈ તો આવ્યું. મેં તેમને ટપ્પામાં બેસાડી તેમની સામે જોયું, 'કાકા તમે સાવ બદલાઈ ગયા.' શરીરમાં ટીપું લોહી શોધ્યું જડે તેમ ન હતું ! ચહેરા ઉપર અનેક કરચલીઓએ વિકૃતિ કરી નાખી હતી. "હું. હા ભાઈ વખત બદલાઈ ગયો ! કપરો કાળ ચાલે છે" બોલીને કાકા ઊંડા વિચારમાં પડી ગયા હોય તેમ શાન્ત બેસી રહ્યા.

કોઈ કેમ આવ્યું નહિ ? મારા ગળામાં ડૂમો ભરાયો હતો. 'ક્યાં ?' કાકા સમજ્યા નહિ !

'મને તેડવા !' મારે બોલવું ન હતું છતાં બોલાઈ ગયું : કોણ આવે ? કાકાએ ટૂંકો જવાબ આપ્યો. મોતીફઈ, ભાણી મા, ફૂલો ! અને એક પછી એક નામ યાદ આવ્યા.

મોતીફઈ અને ભાણીમા તો તારી માની આગળ પાછળ ભગવાનના ધામમાં ગયાં, ફૂલો તો ક્યાંઈ જડયો નહિ. ઘરબાર વગરનો રખડયા કરે છે !

છેવટે–બીજું કોઈ નહિ તો તારા તો ગામમાં જ

પરણી છે? તે કેમ ન આવી? મનમાં ઘણા વખતથી જે વાત જાણવાની ઇચ્છા હતી તે પૂછી લીધું.

'તારા. અરે બિચારી તારા!' ગિરધરકાકાએ ત્રણ ચાર નીસાસા મૂક્યા. તારા બિચારી વીખાઈ ગઈ છે. પરણીને છ મહિનામાં જ રાંડી. ઠેકાણું તો સારું મળ્યું પણ સાસરીઆ નપાવટ માણસો છે. સવારથી સાંજ સુધી ગોપાલા કરે છે સાસુ-સસરા, જેઠાણી-જેઠ, દેર-દેરાણી, ભર્યા ઘરમાં બિચારી ઊંચી નજર કરી શકતી નથી. તારી કાકી કોઈકવાર કૂવે પાણી ભરવા ભેગી થઈ જાય ત્યારે એ વેણુ બિચારી બોલે છે તે પણ કોઈ સાંભળે નહિ. તેમ જો ભૂલે ચૂકે કોઈ જઈને વાત કરે તો બિચારીનાં દિવસો બગડે." વાત સાંભળીને હું અવાચક થઈ ગયો. તારા, મારી તારાની આ દશા? ક્રોધથી મારું મુખ લાલ થઈ ગયું. કાકા કોઈ કેમ કાંઈ બોલતું નથી? શું બોલે—તું શેરીમાં આવીને પગ તો મૂક—કોઈ જૂનું માણસ ત્યાં રહ્યું નથી, જૂનાં મકાનો બધાં પડી પડી નવા પૈસાવાળાએ મોટી મોટી મેડીયું બાંધી છે. માત્ર મારું એક ઝૂંપડું. કરો પણ પડી ગયો છે. ડગુમગુ થઈ રહ્યું છે અને તારું ખંડેર, બાકી, જાણે ઈ શેરી જ નહિ જ્યાં તું રહેતો હતો. લડાઈએ તો દાટ વાળ્યો છે દાટ, જીવવું પણ કપરું થઈ પડ્યું છે, શ્રીજીબાપા હવે દોરી ખેંચી લ્યે તો સારું. કાકાને બોલતાં બોલતાં શ્વાસ ચઢી ગયો. હજાર વાર મને રૂપિયા બતાવ્યા—મારું ખોરડું પણ આંચકી લેવું છે, રોજ કનડગત કરે છે, એંઠું જૂઠું જે ફાવે તે ફળીમાં ફેંકે છે, તારું ખંડેર લઈ લેવા મને ઘણી વખત તને લખવા કહ્યું. હું જાણતો નથી હું કેમ ટક્યો છું. ભાઈ સારું થયું તું આવ્યો—ભલો થઈને મારું કાંઈ કરતો જજે, હવે ટકવું કઠણ થઈ પડ્યું છે, મૂડી હતી તે ચવાઈ ગઈ—માંડ માંડ રોટલો મળે છે, કાકાની આંખમાં આંસુ આવી ગયાં. તારાને મળી શકીશ? મેં કાકાની સામે જોયું—મારું મન કોઈ વાત ઉપર રહ્યું ન હતું. રહેવા દેજે ભાઈ, એવું કરતો નહિ. નહિતર બિચારીની જિન્દગી પૂરી થશે. મને થયું કેમ આવ્યો. બાર વર્ષે શું હું આ બધું જોવા આવ્યો હતો? ગામનો દીકરો ઘેર આવે ત્યારે જે ઉમળકો હોય તે શું મરી પરવાર્યો? હું પાછો જ ચાલ્યો જાઉં. પૈસાના જોરે જીવતાં માનવીઓની પાસે મારે શું કરવાનું છે!

તારાને પણ હું ન મળી શકું, મારું ચાલે તો ગામમાં જ ન જાઉં. ગિરધર કાકાને કહેવાનું મન થયું, તેનો ચહેરો જોઈને હું બોલી શક્યો નહિ. ઊભી બઝારે થઈને જ્યારે ટાંગો આગળ વધ્યો અને મારી શેરીમાં વળ્યો ત્યારે મારા મનમાં કોઈ જાતની લાગણી રહી ન હતી; મડદું મસાણે જાય તેવો મારો દેખાવ હતો. "આવ્યો ભાઈ" ગિરધર કાકાના ઘર પાસે ગાડી ઊભી રહી. કાકીનો અવાજ જરા મોટો થઈ ગયો. તેમાં અંતરનાં માણસનું હેત હતું, તે દોડીને ટપ્પા પાસે આવ્યા. "હેઠે ઊતરો" કાકીનો હરખ માતો ન હતો. "જરા ઘાંટો ધીરે રાખો" કાકાના મકાનને અડીને ઊભેલી ત્રણ માળની ઈમારતની બારી ઊઘડી, અને ડારતો હોય તેવો અવાજ આવ્યો. "વખત કવખત કાંઈ સમજે નહિ અને બૂમાબૂમ કર્યા કરે? કોઈને સૂવાનું ટાણું હોય તેનો પણ ખ્યાલ આવે નહિ. બારીમાંથી આવતા અવાજે પૂરવણી કરી; અવાજની દિશામાં હું જોઈ રહ્યો, ત્રણ ચાર સ્ત્રીઓ ઊભી ઊભી જાણે કે પોતાની મહત્તા ઉપર હસતી હતી, મોટા ભાઈ જોયો નહિ હોય! મોઢું મરડીને એક હસી અને ત્રણે જોરથી મારા સામું જોઈને હસી રહી. બિચારા ગિરધર કાકા અને કાકી દયામણાં બની ગયાં. અને ગુપચૂપ સામાન ઉપાડીને મને અંદર લઈ ગયાં. ઘરનાં દીદાર જોઈને મને થયું આમાં માણસ કેમ રહી શકે? ગિરધર કાકા ભગવાનનાં પરમ ભક્ત સાત્વિક માણસ. આવાને માથે આ દુઃખ! મારા મનમાં લાગણીઓ ઊભરાવા લાગી. પ્રેમથી કરેલી પાતળી પરોણાગત સ્વીકારીને રાત્રે કાકીની વાતો સાંભળતો બેઠો. દુઃખથી ભરેલી કાકીની આવી





એક પછી એક મારા બાળપણનાં પ્રિય પાત્રો આવતાં ગયાં. મોતીફઈ, ભાભુનો ફૂલો ધીરે ધીરે ઘસાઈ ગયો, અને છેવટે ભૂખનાં દુઃખે ભીખ માગતા માગતા ગાંડો બની ચારે તરફ ફરી રહ્યો છે. તેનું પૈસા અને અન્ન માટેનું આક્રંદ કદાચ મને પણ જોવા મળી જાય. તારાના માબાપ મૃત્યુ પામ્યા, ભાઈ ભાભી છે— પરન્તુ સાસરીઆની જેમ તેઓ પણ તારાને માણસ ગણતા નથી; "કાકા મારે તારાને મળવું છે" કાકાની વાતને રોકીને મેં વચ્ચે કહ્યું. 'માંડી વાળ ભાઇ. રખે ત્યાં જતો, તારું તો ઘડીક વાર અપમાન થશે પરન્તુ—તારાનું ભિખારીનું આવી બનશે'. એટલું બધું શું? હું ક્યારનો વાત ગળે ઊતારી શકતો ન હતો. 'માણસને તું ઓળખતો નથી ભાઈ; તારાને બધાં અપશુકનીયાળ માને છે 'કાકા તમે જરા પૂછી નહિ આવો? હું એકલો જાઉં તે ઠીક નહિ. મળ્યા વગર જાઉં તો તારાને શું થશે?' મારા મનમાં બોલતાં બોલતાં ડુમો ભરાઈ આવ્યો કાકા કશું બોલ્યા નહિ અને અણગમતી વાત બદલીને બીજી વાતે વળગ્યા. તારા ખંડેરનું શું કરવા ધાર્યું છે ભાઇ! અને આ મારા ઘરનું પણ કંઈક કરતો જજે ભાઈ! ઘર પડી જશે તો હું ક્યાં રહીશ! મારું ખંડેર ભલે પડ્યું, મારે હવે અહીં શું કામ ઘર બાંધવું જોઈએ! મને કંઈ સૂઝ્યું નહિ. બીજું કાંઈ નહિ તો છેવટે જગ્યાની ફરતી વંડી તો બાંધી લે, આજુબાજુવાળા જગ્યા દબાવી રહ્યા છે પાંચ વરસમાં જગ્યાનું નામ નિશાન નહિ રહે, તારું ઘર સાચવવા મેં મારી જમીન એક કરી, રાતે ચણી ચણીને ટેકા મૂક્યા; પણ ઘર તો ટક્યું નહિ, જમીન સાચવવા બનતું બધું કરી રહ્યો છું, હવે, તું આવ્યો! તો જરા— ઠીકઠાક કરીને જજે. કાકા બહુ થાક લાગ્યો છે! આ વાત હવે કાલે કરશું. એકાદું ભજન. ભાઈ અત્યારે મધરાત થવા આવી, અને મને હવે ગાતાં આવડતું પણ નથી, ઘણા વખતથી કાંઈ ગાયું જ નથી, કેમ? મને થયું દુઃખમાં કાકા ભગવાનનું નામ લેવું પણ ભૂલી ગયા! ભાઈ, જવા દે ને, મારું ગાયું કોઈને ગમતું નથી, આજુબાજુ વાળાએ મને ગાતો બંધ કરી દીધો, રાગ સારો નહિ. અને આજુબાજુ બિચારા સુંવાળા માણસ રહે, તેમને મુશ્કેલી પડે. કાકા, ગાવ, મને તમારું ગાવું બહુ ગમે છે. આપણે આજુબાજુવાળાનું શું કામ છે! પોતાના ઘરમાં માણસ ગમે તેમ કરે. કાકાને બહુ સમજાવ્યા પણ તેમણે ગાયું નહિ. તેમના મનમાં વાર્ધક્યે અને ગરીબીએ એક જાતનો ધાક બેસાડી દીધો હતો. સવારે હું મોડો ઊઠ્યો, કાકા ઘરમાં ન હતા, કાકીએ મને ખબર આપ્યા, તારાનો દિયર આવીને તેને બોલાવી ગયો છે, કેમ? મેં કાકીને પૂછ્યું તેઓ કંઈ જાણતા ન હતાં. હું તૈયાર થયો, છતાં કાકા આવ્યા નહિ. મને થયું શું થયું હશે! ઓશરીની કોર ઉપર ઊભા રહી, મેં વિચાર કરવા માંડ્યો. ઘર પાસેથી પસાર થઈ રહેલાં ઘણા મારી નજરે પડ્યાં તેમાં ભાગ્યે જ કોઈ ઓળખીતું હતું. પ્રમોદભાઈ તમારું નામ? એક જુવાન માણસે પગથીયા પાસે આવીને મને પૂછ્યું. હાજી! મેં પૂછનારની સામે જોયું! તમને બોલાવે છે. તેણે વાત આગળ વધારી. કોણ બોલાવે છે? હું સમજ્યો નહિ. તું નહિ ઓળખે ભાઈ! તારા ઘરની અડોઅડ મોટું મકાન છે તે ત્રિભોવનભાઈનો દીકરો છે. આપણી તારાનો દેર થાય. કાકીએ મને ઓળખાણ પાડી. કોણ બોલાવે છે, હું જુવાનની સામે જોઈ રહ્યો.'

મારા પિતાશ્રી, ગિરધરલાલ પણ ત્યાં જ છે, જરા કામ છે!

તેના જવાબમાં ઊતાવળ હતી.

મને થયું મારે શું કામ જવું જોઈએ! કામ હશે તો આવશે, જવાબ આપવા જતો હતો ત્યાં તારા યાદ આવી. કદાચ * કાકા મને તારાની મુલાકાત ગોઠવી આપવા ગયા હોય, તે માટે જ કદાચ બોલાવતા હોય! જઈ આવ ભાઈ! બધાને મળાશે. કાકીએ સલાહ આપી. હું પેલા જુવાનની પાછળ ચાલી નીકળ્યો. સદાય બંધ રહેતું ખડકીનું ભારેખમ બારણું

ઊઘાડીને મને અંદર લીધો, મારા મનમાં તારાને જોવાની પ્રબળ વૃત્તિ થઇ આવી. વર્ષો પછી તારા મને મળશે. મોટા ફળીમાં દાખલ થઇ મેં નજર કરી. મને થયું હમણાં તારા કહેશે આ પ્રમોદભાઈ આવ્યા. પરન્તુ તારા ત્યાં હતી નહિ. એક ઘણી જાડી કહી શકાય તેવી સ્ત્રી હતી. ઓશરીમાં હિંડોળા ખાટ ઉપર બેઠી હતી. હું પગથીયા ચઢયો.

"નીચે–નીચે ત્યાં" સ્ત્રીએ એકાએક બૂમ મારી. હું સમજ્યો નહિ, બે પગથીયા ચઢીને ઊભો રહી ગયો. નીચે બુટ ઉતારો! તારાના દિયરે ખુલાસો કર્યો.

એટલું પણ ભાન નથી. મને બુટ ઉતારતો જોઈને સ્ત્રી ફરી વખત બબડી. બધાનું અહીં શું કામ છે? દુકાને શું કામ નથી બોલાવતા? તેણે મોઢું મરડયું.

ઘડીભર મને પાછા ચાલ્યા જવાનું મન થયું! પરન્તુ તારાને જોવાની ઇચ્છા મને અંદર લઈ ગઈ. આવો મી. પ્રમોદરાય! ત્રિભુવન શેઠ મોટા સોફામાં આડા પડયા હતા, તેણે આંગળી ચીંધી ખુરસી બતાવી. સોફાની પાસે ગાલીચા ઉપર ગિરધરકાકા બેઠા હતા. નમસ્કાર કરી મેં જગ્યા લીધી! અને શેઠની સામે જોયું.

તું મને નહિ ઓળખે! તારો બાપ મારી હેડીનો. શેઠે મીઠાશથી શરૂ કર્યું.

જી! મેં મુખ ઉપર ભાવ લાવ્યા સિવાય કહ્યું. તું ક્યાં હતો ભલા માણસ. કોઈક વખત ખબર આપતો હો તો! અરે ધીરૂ, ભાઈને માટે ચા લઈ આવ.

જી નહિ. હું ચા પીતો નથી. ઓશરીમાં થયેલા સ્વાગતથી મને કોઈ વાતનો ઉમળકો રહ્યો ન હતો. અરે કાંઈ આલ. ચા નહિ તો દૂધ. તેણે ધીરૂને ફરીથી આજ્ઞા કરી.

તું ક્યાં હતો! ફરીથી શેઠ મૂળ વાત ઉપર આવ્યા. સીંગાપોરમાં વેપાર કરૂં છું! મેં ટૂંકે પતાવ્યું.

ઓહો બહુ દૂર! શેનો વેપાર છે ભાઈ? શેઠની જીભ વધુ ને વધુ મીઠી બનતી ગઈ.

એલ્યુમિનીયમનું કારખાનું ચાલે છે! સહજ રીતે કહ્યું. કારખાનું? નાનું સરખું હશે. શેઠને આશ્ચર્ય થયું. હું અને કારખાનું બન્ને વાત કદાચ તેમને સમજાઈ નહિ. જી. ત્રણેક હજાર માણસો કામ કરે છે. બોલીને હું સામે જોઈ રહ્યો.

હેં! શેઠને થયું. હું ગાંડો તો નથી ને?

હા જી–મારી માના આશીર્વાદ મને ફળ્યા છે.

સારૂં! શેઠને વધુ ઉત્સાહ રહ્યો નહિ. તેમણે મનમાં કદાચ ગણતરી કરી હશે. આપણું કારખાનું હોય તો કેટલી મુડી રોકાય અને મારી પાસે એટલા બધા પૈસા હશે!

બહુ ખુશી થયો, જરા સરખો બેસ ભાઈ. અહીં મારી પાસે આવ, ત્યાં બધું જમાવ્યું એટલે હવે તારે અહીં તો ભાગ્યે જ આવવાનું થાય ને! શેઠે બીજી વાત શરૂ કરી.

હા જી, એવું જ. મને મુદ્દો સમજાયો નહિ.

હમણાં હું ગિરધરને કહેતો હતો. પ્રમોદની જગ્યા નકામી પડી છે, લોકો દબાવી રહ્યા છે, શા માટે કાઢી નથી નાખતો. મારે જગ્યાની જરૂર છે. મોટાને માટે આ ઘર છે, વચલો તો બિચારો રહ્યો નહિ. નાના વીરૂ માટે બીજું ઘર બાંધવું છે. એટલે પડખો-પડખ બાંધી શકાય.

જમીન મારે વેચવી નથી. કોણે કહ્યું મારે વેચવી છે, હું ગિરધરકાકા સામે જોઈ રહ્યો.

જમીનને તું શું કરીશ, પરદેશ રહેવું, દેશમાં ઘર હોય તો શું ઉપયોગ, અને કેટલા વરસે તું આવ્યો. પૈસા તને મનગમતા મળી જશે.

વારૂ હું વિચારીશ. મને થયું આવી ચર્ચાનો શું અર્થ છે. પછી ના કહેવરાવી દઈશ.

હા હાં જરૂર પછી કહેજે. ધીરૂ, ભાઈને માટે દૂધ લાવ્યો!

ભાભી, ધીરૂએ બૂમ મારી કેટલી વાર? જલદી લાવો.





સફેદ વસ્ત્રમાં સજ્જ થયેલી, સુકલકડી, માથા ઉપર ખેંચીને ઘુમટો કાઢેલી તારા દૂધ લઈને બાજુના કમરામાં ઊભી રહી હતી.

મારી નજર તેના ઉપર પડી તારાના હાથમાંથી દૂધનો પ્યાલો લઈને ધીરૂએ મારી પાસે મૂક્યો. મારી નજર ત્યાં જ હતી. તારા જરાક ઊભી રહી. લાજ જરાક ઊંચી કરી મારી સામે જોઈને પાછા પગે ચાલી ગઈ. જાણે કે કહેતી ગઈ દૂધ જરૂર પીજો મેં કર્યું છે.

મને તારા વિષે વાત કરવાનું મન થયું. પણ જીભ ઉપડી નહિ. દૂધ પૂરુ કરીને કાકાને સાથે લઈ હું ચાલી નીકળ્યો. શેઠ મીઠાશ વેરતા-વેરતા મારી સાથે નીચે આવ્યા. આ તારાં કાકી જેણે મને તતડાવી કાઢેલો હતો-તેની ઓળખાણ કરાવી. નમસ્કાર કરી ઘરની બહાર નીકળી ગયો.

કાકા જમીનની વાત તમે કરી ? મને આશ્ચર્ય થયું એકાએક જમીનની વાત ક્યાંથી આવી !

ના ભાઈ, કેટલી ના પાડી પણ તને બોલાવ્યે જ રહ્યો જેટલી મીઠાશ છે તેટલુ જ અંતરમાં ઝેર ભર્યું છે. આખા ગામમાં—કોઈની સાથે બનતું નથી કાકાએ ઊભરો કાઢ્યો.

ઘેર આવ્યા પછી, મને કઈ બોલવું ગમ્યું નહિ બે ત્રણ દિવસ થયા, મન ઊઠી ગયું—અહીં થી ચાલ્યા જવું જ બહેતર છે

"કાકા કાલે હું જઈશ. તમે હવે અહીં રહીને શું કરશો. મારી સાથે જ ચાલો. આવા ગામમાં તમારુ મોત બગડશે. કાકા ગળગળા થઈ ગયા—તેને ઘર છોડવું, ગામ છોડવું ગમ્યું નહિ માગ્યા તેટલા પૈસા કાકાને આપ્યા અને જીવે ત્યાં સુધી દર મહિને મોકલવાની ખાત્રી આપી.

ધીરૂ બે ત્રણ વખત આવી ગયો. તેને મેં ના પાડી. જમીન વેચવી નથી—છેવટે શેઠ પોતે આવ્યા "ભાઈ કેમ જમીન નથી આપવી?"

"કાકા મારે મારી માનું મંદિર બાંધવું છે. મેં ગિરધરકાકાને પૈસા આપ્યા છે આ શેરી માટે મારી માને બહુ મમતા હતું તેનું કોઈ ઋણ ચૂકવી શક્યો નથી મંદિર બાંધીશ એટલે માનું ઋણ ચૂકવાશે અને જૂનાં સંસ્મરણોની એક સેર પણ તેમાંથી વહેતી રહેશે ત્રિભોવનભાઈ બબડતા-બબડતા ગયા. એમ કેમ બાંધી શકાશે. જમીનમાં તકરાર છે હું જોઈ લઈશ. મારે લડવું ન હતું. કેમ બંધાય તેની મને ખબર હતી—એટલે હું બોલ્યો નહિ

સાંજે કાકા-કાકી પાસે બેસીને હું વ્યથા ઠાલવતો હતો. ન આવ્યો હોત તો સારું થાત સૌથી વધુ દુઃખ તારાને મળાયું નહિ તેનું હતું :

કાકી, તારા મળે તો મારા ખબર આપજો. હું તેને યાદ કરતો હતો.

કાકા-કાકી કશું બોલ્યા નહિ. બન્નેની આંખમાં આંસુ હતાં.

ઘણાં વર્ષ પહેલાં એક વખત નીકળ્યો હતો તેમ તેજ વહેલી સવારની ગાડી પકડવા હું સુમસામ શેરીમાંથી નીકળ્યો. ત્યારે મને વળાવવામાં કાકા અને કાકી સિવાય બીજું કોઈ હતું નહિ કાકાને પગે લાગીને બોલ્યા સિવાય હું ચાલી નીકળ્યો.

સ્ટેશને જઈ ટિકિટ બારી પાસે બારી ઊઘડવાની વાટ જોતો હું ઊભો હતો. વતનમાં આવ્યાનો પશ્ચાતાપ મને ચારે કોરથી જાણે કોરી રહ્યો હતો.

એક મુંબઈની ટિકિટ આપો. બારી ઊઘડી એટલે મેં નોટ કાઢી માસ્તરને આપી.

પ્રમોદભાઈ, એક નહિ બે લેજો. મોઢું ઢાંકીને ઊભેલી એક સ્ત્રીએ મારો હાથ ખેંચ્યો.

તમે! મને કહો છો! મારો હાથ ધ્રૂજવા લાગ્યો.

હા. હું તારા છું, તેણે મોઢું ખોલી નાખ્યું.

હું સમજી શક્યો નહિ. તારા, મારાથી બોલાઈ ગયુ

હા. તારા—મને પણ લઈ જાવ! હું ક્યાં જઈશ—

# (ક)વિતાનું પ્રતિષ્ઠાપન

નટવરલાલ પટેલ

કવિતાનો પ્રદેશ આજે જેટલો વણસ્પર્શ્યો થઈ ગયો છે એવો ક્યારેય નહિ જ હોય કવિતા તરફ સૂગ બતાવનાર વર્ગ મોટો છે. આપણી સંસ્કૃતિનો કવિતા-વારસો આમ સાવ ઘસાતો-ભૂંસાતો જાય એ શે પાલવે ? એ વિષે આ લેખના લેખક પોતે અચ્છા કવિ અને કાવ્યના અભ્યાસુ હોઈને આ લેખમાં ઘણી બધી લાલબત્તી બતાવી જાય છે.

જાણીતા અંગ્રેજી કવિ-વિવેચક હર્બર્ટ રીડ અંગ્રેજી કવિતાના વિકાસના ઇતિહાસની સમાલોચના કરતાં તેને ચાર તબક્કામાં આ પ્રમાણે વહેંચે છે :—

૧ બિનકર્તૃક લોકગીતો ( Ballad poetry )
૨ માનવતાવાદી કવિતા જેમાં પ્રણય અને ઊર્મિ ( sentiment ) ની કવિતા પણ આવી જાય. ( Humanistic poetry )
(૩) ધાર્મિક કે આધ્યાત્મિક કવિતા. ( Religious poetry )
(૪) કૌતુકપ્રિય કવિતા ( Romantic poetry )

કવિતાને વર્તુલની ઉપમા આપીએ તો આ દરેક પ્રકારને સરખાવવો હોય તો આ પ્રમાણે સરખાવી શકાય :

(૧) પ્રથમ તબક્કામાં કવિ અને આ કાવ્ય વર્તુલ અન્યોન્ય સંપૃક્ત છે, સંકળાયેલાં છે.
(૨) બીજા તબક્કામાં કવિ આ વર્તુલમાં ક્યાંક એક બિંદુરૂપે છે.
(૩) ત્રીજા તબક્કામાં કવિ આ વર્તુલના પરિધિ ( circumference ) ઉપર ક્યાંક એક બિંદુ રૂપે છે.
૪ અને ચોથા તબક્કામાં તે આ વર્તુલની બહાર એક બિંદુરૂપે છે.

આનો અર્થ એવો થાય કે લોકગીતનો કવિ તે જે વિશ્વની અંદર રહે છે તેનાથી ઓતપ્રોત છે. માનવતાવાદી કવિ તેના વિશ્વનું મધ્યબિંદુ છે, બુદ્ધિ અને ભૌતિક પ્રતિભાનું તે કેન્દ્ર છે. ધાર્મિક કે આધ્યાત્મિક કવિ તેનું વિશ્વ અનંતની સાથે જ્યાં સંપર્ક સાધે છે, તે બિન્દુ ઉપર વસે છે. છેલ્લે, કૌતુકપ્રિય કવિ પોતે જ પોતાનું વિશ્વ છે. તે વાસ્તવ જગતનો કોઈ તિલસ્માતી જગતની ઝંખનામાં અસ્વીકાર કરે છે. અથવા તો, તેનું સંવેદન એ જ તેનું વાસ્તવ જગત.

વિશ્વ એટલે જ કવિ ત્યાંથી આરંભ કરી કવિ તે જ વિશ્વ સાથે સમાપ્તિ કરતા આ ચાર તબક્કાઓ એક આરો-ક્રમ-પૂરો કરે છે. આધુનિક કવિ આ વાતથી પૂરેપૂરો જ્ઞાત છે, અને તેથી તે પોતાના કાર્ય અને ધર્મ ( Function ) પરત્વે નૈરાશ્ય સેવે છે. અથવા તો આ પરિસ્થિતિમાંથી રસ્તો કાઢવાને માટે અત્યંત આતુર છે.

આજે કવિતાનો અનાદર થઈ રહ્યો છે તેનું કારણ શું ? આપણે તો હજારો વર્ષથી કવિને દ્રષ્ટા, આપણી જીવનાનુભૂતિઓનો અગ્રિમદૂત, સૌથી પહેલો

---

તમારી સાથે હસી—એવું કહીને સાસુએ મને કાઢી મૂકી છે. તેની આંખમાં આંસુ ઉભરાઈ આવ્યાં.

માસ્ટર જલદી કરો મારું કામ ખોટી થાય છે. સ્ટેશનમાં પણ ટાયલા. શું વખત આવ્યો છે. તે બબડ્યો.

એક નહિ—બે ટિકિટ આપો—માસ્તર સાહેબ—મેં વધુ નોટો કાઢીને માસ્ટરના હાથમાં મૂકી.

ગાડી ઉપડી ત્યાં સુધી તારા રડતી જ હતી.

✶





એપિયો, માનવજાતની તીવ્રતમ સંવેદનાનો અર્ક, કે એક પ્રતિનિધિ માનવ રૂપે ગણતા આવ્યા છીએ. પરન્તુ આજે તેના સંવેદનની કે તેનાં ક્રાન્ત દર્શનની કોઈને પડી નથી. સાહિત્યના ઇતિહાસમાં જો કોઈ પણ સમયમાં કવિતા સૌથી ઓછી વંચાતી હોય કે આદર પામતી હોય તો તે અત્યારે જ. સાધારણ રીતે આધુનિક કવિ જાણે કે તેની કવિતાનો અનાદર અને આખરે વિસ્મૃતિ જોવાને માટે જ જીવતો હોય છે એવું લાગ્યા વિના રહેતું નથી. કવિઓ એક બીજાની પીઠ ખંજવાળે, એક બીજાને બિરદાવ્યા કરે, એથી કવિતા લોકાદર પામી છે કે કાવ્ય સંગ્રહનું વેચાણ વધે છે, એમ કહી શકાય નહીં.

આનાં બે કારણ હોઈ શકે. ક્યાં તો સમાજ કવિ કરતાં આગેકદમ કરી ગયો અને તેને આ સૌથી પહેલા એપિયાની હવે જરૂર નથી. અથવા તો કવિએ તેની કલાને સામાજિક ઉપયોગિતાની હદ કરતાં વધુ પ્રગતિ કરાવી છે. આ બંને દૃષ્ટિઓ કવિમાં એક પ્રકારની નિષ્ફળતાનું જ આરોપણ કરે છે, અને બંને અમુક અંશે સાચી છે

કહેવાતી આધુનિક સંસ્કૃતિ સાચી કવિતાના સર્જન માટે પ્રતિકૂળ જ છે. કવિ સંસ્કૃતિનું સીધું ફળ નથી. આપણે એમ નહીં કહી શકીએ કે પ્રજાની સંસ્કૃતિ જેટલી વધારે તેટલા તેના કવિઓ પણ મહાન. પરંતુ સંસ્કૃતિ કવિને તક આપે છે. તેને સલામતી અને નિરાંત બક્ષે છે. ચિન્તનાત્મક જીવન માટે તેને સાનુકૂળ સંજોગો આપે છે, અને તે પણ સંસ્કૃતિના લાભો નકાર્યા વિના. આજે તો કવિ સંસ્કૃતિનો પરિત્યાગ કરવાથી જ કોઈ વનકુટિરમાં અથવા વેરાનમાં નિવૃત્ત થઈને જ સમાધિની અવસ્થા સાધી શકે. આધુનિક સંસ્કૃતિનું અંગ બનવું એટલે તેનાં કુરૂપતા, રઘવાટ અને આર્થિક અર્જરતાનું અંગ પણ બનવું જ રહ્યું, ચક્ર ઉપરની માખી જેમ.

પરંતુ કવિઓ તો જન્મે છે. આવી સંસ્કૃતિનું અસ્તિત્વ હોવા છતાં—તેની ઉપરવટ થઈને પણ કવિઓ તો જન્મે જ છે. એટલે, જ્યારે કવિ આ આ પ્રતિકૂળ સંસ્કૃતિમાં જન્મે છે ત્યારે તે એક જ પ્રકારનું વલણ દાખવે છે. તે પોતાની જ અંગત રુચિકુરુચિનો કવિ, પોતાની જ વણપૂરી સૌંદર્યદૃષ્ટિનો ગુલામ અને પોતાના જ નૈરાશ્યનો ફિરસ્તો બને છે.

તો પછી આધુનિક કવિ આ વિરોધી દુનિયાનો સામનો કરતાં છતાં શી રીતે વિશ્વ અને કલાનું સમાધાન કરશે? શી રીતે તે ફરીથી તેનું માનવસંવેદનને સંશોધવાનું અને સંસ્કારવાનું કાર્ય ઊપાડી લેશે?

આનો ફક્ત એક જ આદર્શ ઉકેલ છે. તે એ કે કવિએ ફરીથી કવિતાના ઐતિહાસિક વિકાસનાં પ્રથમ તબક્કામાં પ્રવેશ કરવો, અને નવેસરથી નૂતન સમૃદ્ધ કવિતાનો—લોકગીતોનો પ્રણેતા બનવું. પુનરુત્થાન પામતી સંસ્કૃતિના કેન્દ્ર બનતા માનવતાવાદી કવિના વાઘા સજવાને માટે હવે અવકાશ જ નથી. કવિનું વિશ્વ સંસ્કૃતિક વિકાસની દશામાં હવે નથી. ધાર્મિક કે આધ્યાત્મિક કવિનો વેશ પણ તે ધારણ કરી શકે તેમ નથી. તેનું વિશ્વ ચાલુ કે ઉલટ એકેય અર્થમાં ધાર્મિક–આધ્યાત્મિક નથી. તે આદર્શવાદી કે ઊર્ધ્વગામી કવિનો સ્વાંગ પણ સજી શકે તેમ નથી કારણ કે આ વિશ્વને તજવું અને પ્રકૃતિ અથવા વિશ્વની ચેતના સાથે એકતા સાધવાનો પ્રયત્ન કરવો તે તો સૌથી મહાન મિથ્યા ગણાય. થોડી પણ આશા સાથે તે શી રીતે કવિનો મૂળ ધર્મ, લોકગીતના ગાયકનું પદ, ફરીથી પ્રાપ્ત કરી શકે!

દેખાય છે તેટલું આ સરળ નથી. લોકોને માટે કવિતા લખવાની અભીપ્સા ધરાવતો તથા જન સાધારણ વાંચે અને અપનાવે એ આશયથી કવિતા લખતો કવિ પોતાને બૂરી દશામાં જ જોશે. લોક-




પ્રિય થવા માટે ઘણાય કવિઓએ કવિતા લખી છે, પરન્તુ લોકોએ તેમની શી કદર કરી છે? તેમની કવિતાનું વેચાણ ઠીક થાય છે એ સાચું, પરન્તુ તેમની કવિતાનો ઉપાડ ફક્ત અર્ધદગ્ધોમાં જ થાય છે. ખરો લોકવર્ગ તો આ સ્વયંસ્થાપિત કહેવાતા લોકકવિઓની ઉપેક્ષા જ કરે છે.

જો કોઈ કવિતા અત્યારે પ્રાણવાન અને લોકપ્રિય હોય તો છે સંગીત–ખંડોનું હળવું સંગીત, જેમાં આકાશવાણી ઉપરથી વહેતી મૂકવામાં આવતી ગીત કવિતાનો પણ સમાવેશ થઈ જાય. જો કે આવું બધું જ સાહિત્ય સાચી કવિતાનું નામ પ્રાપ્ત કરી શકે તેમ નથી. અને આકાશવાણી ઉપરથી ગવાતાં કેટલાંક ગીતોમાં સાચી કવિતાને બદલે ક્ષણિક લાગણીઓનો ઊભરો પણ હોય છે. પરન્તુ આ શક્યતા પણ વિચારવા જેવી છે, કે આ રેડિયોગીતો અને સંગીત ખંડનાં હળવાં ગીતો અને તેનાં આનુષંગિક રૂપોમાં નવી લોકપ્રિય કવિતાનું બીજ પડ્યું હોય! શ્રી અવિનાશ વ્યાસનાં સંગીતરૂપકોને તખતા ઉપર તેમજ આકાશવાણી ઉપર સાંપડતી અસાધારણ સફળતા જો કંઈ પણ સૂચવતી હોય તે આ જ કે લોકોને આ પ્રકારની જ કવિતા માફક આવી રહી છે. તેમાં જ તેઓ સાચો ઉલ્લાસ અનુભવી શકે છે. કવિતાએ લોકપ્રિય થવું હોય તો તેણે આ ગીતો જે પ્રકારની માનવઊર્મિઓના મધમધાટમાંથી જન્મે છે તેની માવજત કરવી જ જોઈશે. આ તાત્કાલિક જરૂરિયાત સંતોષવાની સાથે સાથે કવિએ લાગણીઓ અને વિચારોની એકરસતા દાખવતી ચિરંજીવ કવિતા રચવાનો પ્રયત્ન કરવો જોઈશે. કવિ માટે આ સહેલું નથી. પોતાના અંગત દૃષ્ટિબિંદુનો ત્યાગ અને સ્વકીય સંવેદનની ઉત્કૃષ્ટતા ઉપર મુસ્તાક રહેવાની વૃત્તિને વિદાય આપવી પડશે. અને તો જ આપણે ફરીથી કવિતાને લોકપ્રિય બનાવી શકીશું. કવિતાને ફરીથી લોકભોગ્ય કલા બનાવવી હોય તો કવિએ Cadence of Consenting Feetના ધ્યેયને અપનાવવું જ પડશે.

આપણી ગુજરાતી કવિતાની વાત કરીએ તો પછી એ પણ વિચારવું પ્રાપ્ત થાય છે કે આપણા સૉનેટ વગેરે કવિતા પ્રકારોનું શું? આપણે તો તેમને બત્રીશ લક્ષણા કવિતા પ્રકાર ગણતા થઈ ગયા છીએ. અને તેની પાસેથી ઘણી ઘણી કામગીરીની આશા રાખીએ છીએ. પરન્તુ આ પણ સાચું છે કે ગુજરાતી કવિતામાં સૉનેટનો કવિતા પ્રકાર પુષ્કળ પ્રચારમાં છે, પરન્તુ સાચાં સૉનેટ તો જવલ્લે જ જોવા મળે છે. વર્ડ્ઝવર્થ જેવા ઉચ્ચતમ કવિનાં પણ ચારસો જેટલાં સૉનેટમાંથી દસ ટકા જ સૉનેટ તરીકે ચલાવી લઈ શકાય તેવાં છે. બાકીનામાં તો નિબંધની ઝડીઓ જ છે, જેનું યોગ્ય વાહન માત્ર ગદ્ય જ હોઈ શકે. સાચાં સૉનેટ અવારનવાર સર્જાતાં નથી. અંગ્રેજી સાહિત્યમાં તો સૉનેટ આજકાલ ચારસો વર્ષથી લખાતાં આવ્યાં છે, અને હવે તો તેનું બહુ મહત્વ પણ નથી. પરંતુ, આપણે ત્યાં આ પ્રકાર નવો જ હોવાથી તેણે મોહ પમાડ્યો છે. આપણે તેને વળગી પડ્યા છીએ, અને કોઈ પણ સંજોગોમાં છોડવાની ના પાડીએ છીએ. આમ આપણે કવિતાને લોકહૃદયથી દૂર ને દૂર ધકેલી રહ્યા છીએ. આજથી પંદર વીસ વર્ષ ઉપર કવિતાનો આટલો અનાદર થતો નહોતો, એ પણ હકીકત છે. નહિતર આપણા નામી કવિઓનાં કાવ્યસંગ્રહો પણ પ્રગટી શક્યા હોત નહીં. હવે તો સામયિકના તંત્રીઓ પણ કવિતા સ્વીકારવાની બેધડક ના પાડે છે. તો પછી વાચક વર્ગ તો તેનો અસ્વીકાર કરે તેમાં શી નવાઈ? બલકે, કવિતાનો ભાવક વર્ગ જ અસ્તિત્વમાં નથી. ગુજરાતી કવિતાસંગ્રહોનું વેચાણ પ્રતિવર્ષ ઘટતું જ જાય છે. દસ બાર વર્ષ પૂર્વે જેમના કાવ્યસંગ્રહો પ્રગટ થયેલા, અને પછીનાં વર્ષોમાં જેમણે ખૂબ જ વિકાસ સાધ્યો છે, એવા કવિઓ પણ બીજો સંગ્રહ છપાવવાની હિંમત કરી શકતા નથી. જ્યાં બીજી ત્રીજી આવૃત્તિ

# સર્વોદય કે સામ્યવાદ?

વસુબંધુ

## પ્રકરણ ૨૦ મું (ચાલુ)

## નવી પેશ્વાઇનાં પહેલાં પાંચ વર્ષ

જો હિંદમાં મધ્યસ્થ સરકારમાં બ્રિટીશ, જર્મન, રશિયન કે અમેરિકન શાસન હોત અને આપણા મોટા-મોટા નેતાઓએ પોતાના પ્રાંત સંભાળી લીધા હોત તો આ વચન ઉપરાંત બીજાં અનેક વચનો પાળી શકાત.

જો પંડિત નેહરુ ઉત્તરપ્રદેશ સંભાળતા હોત, રાજેન્દ્રબાબુ બિહાર સંભાળતા હોત, સરદાર ગુજરાત અને રાજાજી તામિલનાડ સાચવતા હોત, મૌલાના આઝાદ અલીગઢ મુસ્લિમ યુનિવર્સિટી, જામિયા મિલીયા અને બીજી પાંચ પંદર સટરપટર સંસ્થાઓનું સંચાલન કરતા હોત તેમ જ મહાત્માજી, વિનોબાજી, રવિશંકર મહારાજ અને સંતબાલ જેવા પ્રજાના સાચા સેવકો રાજા પ્રજાની નીતિના ચોકીદાર થઈને બેઠા હોત તો ચિત્ર સાવ જુદું જ હોત.

જો ગુજરાતમાં સરદાર પંત-પ્રધાન હોત, મોરારજીભાઈ સુરત, મુન્શી ભરૂચ, જીવરાજ મહેતા અમરેલી અને નંદાજી સાબરકાંઠા સાચવતા હોત તો છેલ્લાં પાંચ વર્ષમાં ગુજરાતની કેવળ નહેરો જ નહિ પણ રેલ્વેઓ, બંદરો, રસ્તાઓ, ખેતીઉદ્યોગ અને વેપારના અનેક મહા પ્રશ્નો ઝડપથી ઉકલી જઈને આ ભૂમિ ખરેખર નંદનવન જેવી બની ગઈ હોત!

પણ એને બદલે અખા ભગત કહે છે તેમ,

"નાર નાનકડી હવું પ્રસુત,
વળતી વાધે નહિ અદ્‌ભુત"

એના જેવી આપણી દશા થઈ. અપાત્ર પ્રજાના હાથમાં સ્વરાજ આવ્યું. નાના નેતાઓ મોટા સ્થાને બેઠા, જૂના નેતાઓ મરવા માંડ્યા; નવા નેતાઓ

ખૂબ જ લોકપ્રિય થઈ ચૂકેલી લેખમાળાનું ચાલુ સરકારને સ્પર્શતું આ પ્રકરણ આ અંકે પૂરું થાય છે. આવતે અંકે નવું પ્રકરણ શરૂ થાય તે પહેલાં ઉપયોગી નીવડતો આ હપતો ફરી ફરીને વાંચવા જેવો છે. આ લેખમાળા ઉચ્ચ અધિકારીઓથી માંડીને ખૂબ ઓછું ભણેલા પણ રસપૂર્વક વાંચે છે એ જ એની લોકપ્રિયતા ગણાય.

એમનાથી વિશેષ નાલાયક નીવડ્યા, નાના ક્ષેત્રમાં દીપતું વીર્ય મોટા ક્ષેત્રમાં વેડફાઈ જવા માંડ્યું અને આપણા હાથમાં આવેલા સ્વાતંત્ર્ય રૂપી પારસમણિને આપણે શાલીગ્રામ સમજીને ફેંકી દઈ રહ્યા છીએ!

પરિણામ એ આવ્યું છે કે જે કોંગ્રેસ પ્રધાનોની ઇ. સ. ૧૯૩૭માં વાહ વાહ બોલાતી તેના તે જ પ્રધાનો મોટા ક્ષેત્રમાં વેડફાતા વીર્યને કારણે આજે પ્રજામાં હડેહડે થઈ રહ્યા છે, અને સંતબાલ જેવા સંતો લોકોનું સેવા અને સદુપદેશ દ્વારા કલ્યાણ કરવાને બદલે, કોંગ્રેસની વાહ વાહ ગાઈ રહ્યા છે અને વેચાણવેરા જેવા અટપટા આર્થિક વિષયમાં પોતાને ફાવે તેવા ફતવાઓ કાઢી રહ્યા છે!

સ્વરાજ એક પેઢી વહેલું આવ્યું એનું પરિણામ મહાત્માજીએ ભાખ્યું હતું તેમ એક દિવસ એવું જ આવવાનું કે, "લોકો ધોળી ટોપીવાળાઓને વીણી વીણીને મારશે." પહેલા ઉકેલ માટે બહુ મોડું થઇ ગયું છે એટલે હવે ભવિષ્યમાં બીજો કયો ઉકેલ શક્ય છે તે સંબંધી આપણે કલ્પના દોડાવીએ!

આ દેશમાં લોકશાહી નિષ્ફળ ગઈ છે. એનું અંતિમ પરિણામ અંધાધૂંધી એ જ હોઈ શકે. એ અંધાધૂંધીમાંથી અશોક, કનિષ્ક, સમુદ્રગુપ્ત, અકબર કે

# સર્વોદય કે સામ્યવાદ?

વસુબંધુ

## પ્રકરણ ૨૦ મું (ચાલુ)

### નવી પેશ્વાઇનાં પહેલાં પાંચ વર્ષ

ખૂબ જ લોકપ્રિય થઈ ચૂકેલી લેખમાળાનું ચાલુ સરકારને સ્પર્શતું આ પ્રકરણ આ અંકે પૂરું થાય છે. આવતે અંકે નવું પ્રકરણ શરૂ થાય તે પહેલાં ઉપયોગી નીવડતો આ હપતો ફરી ફરીને વાંચવા જેવો છે. આ લેખમાળા ઉચ્ચ અધિકારીઓથી માંડીને ખૂબ ઓછું ભણેલા પણ રસપૂર્વક વાંચે છે એ જ એની લોકપ્રિયતા ગણાય.

જો હિંદમાં મધ્યસ્થ સરકારમાં બ્રિટીશ, જર્મન, રશિયન કે અમેરિકન શાસન હોત અને આપણા મોટા-મોટા નેતાઓએ પોતાના પ્રાંત સંભાળી લીધા હોત તો આ વચન ઉપરાંત બીજાં અનેક વચનો પાળી શકાત.

જો પંડિત નેહરુ ઉત્તરપ્રદેશ સંભાળતા હોત, રાજેન્દ્રબાબુ બિહાર સંભાળતા હોત, સરદાર ગુજરાત અને રાજાજી તામિલનાડ સાચવતા હોત, મૌલાના આઝાદ અલીગઢ મુસ્લિમ યુનિવર્સિટી, જામિયા મિલીયા અને બીજી પાંચ પંદર સટરપટર સંસ્થાઓનું સંચાલન કરતા હોત તેમ જ મહાત્માજી, વિનોબાજી, રવિશંકર મહારાજ અને સંતબાલ જેવા પ્રજાના સાચા સેવકો રાજા પ્રજાની નીતિના ચોકીદાર થઈને બેઠા હોત તો ચિત્ર સાવ જુદું જ હોત.

જો ગુજરાતમાં સરદાર પંત-પ્રધાન હોત, મોરારજીભાઈ સુરત, મુન્શી ભરૂચ, જીવરાજ મહેતા અમરેલી અને નંદાજી સાબરકાંઠા સાચવતા હોત તો છેલ્લાં પાંચ વર્ષમાં ગુજરાતની કેવળ નહેરો જ નહિ પણ રેલ્વેઓ, બંદરો, રસ્તાઓ, ખેતીઉદ્યોગ અને વેપારના અનેક મહા પ્રશ્નો ઝડપથી ઉકલી જઈને આ ભૂમિ ખરેખર નંદનવન જેવી બની ગઈ હોત!

પણ એને બદલે અખા ભગત કહે છે તેમ,

"નાર નાનકડી હવું પ્રસુત,
વળતી વાધે નહિ અદ્ભુત"

એના જેવી આપણી દશા થઈ. અપાત્ર પ્રજાના હાથમાં સ્વરાજ આવ્યું. નાના નેતાઓ મોટા સ્થાને બેઠા, જૂના નેતાઓ મરવા માંડ્યા; નવા નેતાઓ એમનાથી વિશેષ નાલાયક નીવડ્યા, નાના ક્ષેત્રમાં દીપતું વીર્ય મોટા ક્ષેત્રમાં વેડફાઈ જવા માંડ્યું અને આપણા હાથમાં આવેલા સ્વાતંત્ર્ય રૂપી પારસમણિને આપણે શાલીગ્રામ સમજીને ફેંકી દઈ રહ્યા છીએ!

પરિણામ એ આવ્યું છે કે જે કોંગ્રેસ પ્રધાનોની ઇ. સ. ૧૯૩૭માં વાહ વાહ બોલાતી તેના તે જ પ્રધાનો મોટા ક્ષેત્રમાં વેડફાતા વીર્યને કારણે આજે પ્રજામાં હડેહડે થઈ રહ્યા છે, અને સંતબાલ જેવા સંતો લોકોનું સેવા અને સદુપદેશ દ્વારા કલ્યાણ કરવાને બદલે, કોંગ્રેસની વાહ વાહ ગાઈ રહ્યા છે અને વેચાણવેરા જેવા અટપટા આર્થિક વિષયમાં પોતાને ફાવે તેવા ફતવાઓ કાઢી રહ્યા છે!

સ્વરાજ એક પેઢી વહેલું આવ્યું એનું પરિણામ મહાત્માજીએ ભાખ્યું હતું તેમ એક દિવસ એવું જ આવવાનું કે, "લોકો ધોળી ટોપીવાળાઓને વીણી વીણીને મારશે." પહેલા ઉકેલ માટે બહુ મોડું થઈ ગયું છે એટલે હવે ભવિષ્યમાં બીજો ક્યો ઉકેલ શક્ય છે તે સંબંધી આપણે કલ્પના દોડાવીએ!

આ દેશમાં લોકશાહી નિષ્ફળ ગઈ છે. એનું અંતિમ પરિણામ અંધાધૂંધી એ જ હોઈ શકે. એ અંધાધૂંધીમાંથી અશોક, કનિષ્ક, સમુદ્રગુપ્ત, અકબર કે





શિવાજી જેવો કોઈ પ્રચંડ ઇચ્છાશક્તિવાળો પુરુષ પાકે અને એ આ દેશમાંથી ધર્મોના, પ્રાંતોના, નાતોજાતોના, ભાષા, ભૂંગળના અને બીજા અનેક ભેદોને ભૂસી નાખીને અથવા તો એમની ઉપરવટ થઈને ચીનના જેવું લશ્કરી શાસન સ્થાપે તો જ આપણા પ્રશ્નોનો ઝડપી અને સાચો ઉકેલ શક્ય બને. ત્યાં સુધી આપણી પ્રજાકીય અધોગતિને ખાળવી એ કોઈપણ એક માણસના ગજા ઉપરવટનો પ્રશ્ન છે.

### ત્રીજી હિંદુ પ્રતિક્રાન્તિનાં પરિણામો

પૂર્વના દેશોમાં, ભારતના વિદ્વાનો ગર્વપૂર્વક કહે છે કે જગત આખામાં જો કોઈ પણ દેશમાં સંસ્કૃતિનું સાતત્ય સચવાયુ હોય તો તે હિંદ અને ચીનમાં છે અને એનું કારણ આ બે દેશોની આધ્યાત્મિકતા છે. જેમાં ભારત ગુરુપદે છે. હકીકત સાચી છે, કારણ ખોટું છે.

આધ્યાત્મિક ચીન કોમ્યુનિસ્ટ થઈ ગયુ છે અને આધ્યાત્મિક ભારત ક્યારે કોમ્યુનિસ્ટ ન થઈ જાય એનો કોઈ ભરોસો નથી. એક વાત તો સાચી છે કે આ બે દેશોમાં ઇતિહાસના ચક્રો બહુ ધીમી ગતિએ ફરે છે એટલે ઇતિહાસ પુનરાવર્તન પામે છે એ ઉક્તિ ઘણે અંશે આ દેશોમાં સાચી પડતી દેખાય છે. આપણે બીજી હિંદુ પ્રતિક્રાંતિ અને ત્રીજી હિંદુ પ્રતિક્રાંતિ વખતની રાજકીય પરિસ્થિતિ જો જરા ઝીણવટથી જોઈએ તો આપણને એ નમુનામાં બહુ આશ્ચર્યકારક સામ્ય લાગશે બન્ને પ્રતિક્રાંતિઓ વખતે મૂળ પ્રેરણા ધર્મની હતી. એક વખત ભગવા ઝંડાની, બીજે વખતે રામરાજ્યની.

બન્ને પ્રતિક્રાંતિઓ વખતે એમના પરિણામે રચાયેલી રાજકીય અને સાંસ્કૃતિક સરહદોમાં પણ અજાયબ જેવું સામ્ય માલમ પડે છે. માત્ર હિંદુ સંસ્કૃતિનો વિસ્તાર પહેલાના કરતાં થોડો ઘણો ઘટયો છે. અહમદશાહ અબ્દલ્લીએ હિંદની પશ્ચિમમાં જે અલ્પાયુષી સામ્રાજ્ય સ્થાપ્યું હતુ તે જ નકશામાં બરાબર આજનું પશ્ચિમ પાકિસ્તાન ગોઠવાયું છે. બંગાળામાં તે વખતે અંગ્રેજો હતા આજે એની જગ્યાએ પૂર્વ પાકિસ્તાનનું મુસ્લિમ શાસન આવ્યું છે. હિંદુ અને મુસ્લિમ સંસ્કૃતિઓના સંગ્રામક્ષેત્ર ઉપર શીખ સંસ્કૃતિ જેવી એક અર્ધતટસ્થ સંસ્કૃતિ તે વખતે ફૂલીફાલી હતી. આ વખતે ભારત અને પાકિસ્તાનની સરહદ ઉપર કાશ્મીર જેવુ અર્ધ તટસ્થ રાજ્ય ઊભું થયું છે.

તે વખતે શિવાજીની રાજનીતિ સર્વ ધર્મોને સરખું માન આપવાની હતી જ્યારે ઔરંગઝેબની રાજનીતિ હિંદુ ધર્મનું નામનિશાન મટાડી દેવાની હતી. આ વખતે ભારતની રાજનીતિ બિન સાંપ્રદાયિકતાની છે જ્યારે પાકિસ્તાનની રાજનીતિ બધાને મારીને મુસલમાન કરવાની છે. તે વખતે દિલ્હીની ગાદી ઉપર શાહઆલમ માત્ર પ્રતીક સમ્રાટ તરીકે હતો. ખરી સરમુખત્યાર જેવી સત્તા મહાદજી શિંદેના હાથમાં હતી. આજે ઈંગ્લાંડના રાજારાણી પ્રતીક જેવાં છે જ્યારે ખરી સરમુખત્યાર જેવી સત્તા પંડિત નેહરુના હાથમાં છે. આજના વહીવટને જો જૂની પરિભાષામાં મૂકવો હોય તો તે એ રીતે મૂકી શકાય કે **खलक खुदाका मुलक पादशाहका (महाराणी एलीझाबेथका)-और अमल जवाहरलाल नेहरुका"** રાજ્યવહીવટમાં જેઓ પેશ્વાઓનો વહીવટ પોલમપોલ હતો એવો જ આજે કોંગ્રેસનો વહીવટ છે.

પરદેશનીતિની બાબતમાં ય એના એ નમૂનાનું પુનરાવર્તન છે. પોતાની છાતી ઉપર નિઝામને જીવતો જાગતો રાખીને મરાઠાઓ દિલ્હીની ગાદી લેવા દોડયા હતા પરિણામે અહમદશાહ અબ્દલ્લીનો માર ખાઈને એમને ઘર ભેગા થવું પડયું હતું આજે આપણી સરકારની પરદેશનીતિ હિંદુ મુસલમાન સંબંધોની બાબતમાં "તું મારી આંખોમાં આંગળીઓ ઘાલ અને હું તારા મોંમાં આંગળીઓ ઘાલું" એ પ્રકારની સેંકડો વર્ષોની જૂની હિંદુ રાજનીતિનો વફાદારીપૂર્વક અમલ કરે છે. અને એને મોટા ભાગની પ્રજાનો ટેકો છે. બીજી હિંદુ પ્રતિક્રાંતિ વખતે મરાઠાઓના ઘોડા




ઓએ કાબુલના પાણી પીધા હતા પણ ત્રીજી હિંદુ પ્રતિક્રાંતિ વખતે મુરીદે અલ્લાહ મૃદુલાબેન સારાભાઈના અજાયબ અપવાદ સિવાય કોઈ હિંદુ સ્ત્રી રાવીને પેલે પાર જઈ શકતી નથી. અને એ શાથી જઈ શકે છે એ ભેદનો ખુલાસો પાર્લામેન્ટમાં એમ થયો કે અપહૃત સ્ત્રીઓના પ્રશ્નની બાબતમાં પાકિસ્તાનમાં યુવાન મુસ્લિમ સ્ત્રીઓ મોકલવાનું અને હિંદુસ્તાનમાં હિંદુ ડોશીઓ લાવવાનું બિનસાંપ્રદાયિક અને બિનકોમી કામ તેઓ કરી રહ્યા છે!

મરાઠાઓએ નિઝામના પ્રશ્નને જે રીતે ઊભો રહેવા દીધો હતો તે જ રીતે પાકિસ્તાનનો પરદેશી થાણાઓનો, બ્રહ્મદેશનો, સિલોનનો અને અરબી સમુદ્રનો પ્રશ્ન એમ ને એમ ઊભો રાખીને આપણા નેતાઓ એશિયાની નેતાગીરી લેવા દોડી રહ્યા છે. અને જગતનું આધ્યાત્મિક ગુરૂપદ કઈ રીતે મેળવી શકાય એની યોજનાઓ વિચારી રહ્યા છે. અને એટલા માટે કાશ્મીર, કોરીયા, અને સંયુક્ત રાષ્ટ્રસંસ્થાના બળતાં ઘરો ભાડે રાખી રહ્યા છે.

બ્રિટીશ અમલ હેઠળ આપણા બ્રાહ્મણોએ (બુદ્ધિપ્રધાન વર્ગે) ઈતિહાસનો અભ્યાસ કર્યો અને એમને પોતાના ભૂતકાળ માટે ગર્વ થયો. એમને ખાતરી થઈ કે આપણો ભૂતકાળ ઉજ્જવળ હતો અને ભવિષ્ય વિશેષ ઉજ્જવળ બની શકે. પણ તે એક જ શરતે— જો આ દેશમાંથી અંગ્રેજો ચાલ્યા જાય તો, એ સિવાય આપણા આત્મ વિકાસનો બીજો એકે માર્ગ નથી. એટલા માટે બંગાળાની ભાવના ભોમમાંથી ઋષિ બંકિમચંદ્રે આપણા દેશને વંદેમાતરમનો મંત્ર આપ્યો, હિંદના દાદા દાદાભાઈએ સ્વરાજની ઘોષણા કરી, લોકમાન્ય તિલકે કહ્યું કે સ્વરાજ મારો જન્મસિદ્ધ હક છે અને મહાત્મા ગાંધીજીએ પોતાની શ્રદ્ધા વ્યક્ત કરી કે સ્વરાજ તો સૂતરને તાંતણે જ આવશે. સૌએ આપણી પ્રજાને ઉપદેશ આપ્યો કે **સ્વધર્મે નિધનં શ્રેયઃ।**

આપણે સ્વતંત્ર થયા ત્યારે પહેલો પ્રશ્ન એ ઊભો થયો કે આ સ્વધર્મ તે કયો? હિંદુઓએ કહ્યું કે હિંદુધર્મ, મુસલમાનોએ કહ્યું કે ઈસ્લામ. પરિણામે ભારત અને પાકિસ્તાન રચાયા. અને આપણા સ્વાતંત્ર્યની એક પછી એક સિદ્ધિઓ દેખાવા માંડી. જે વંદેમાતરમના મંત્ર માટે સેંકડો લોકોએ માથા ફોડાવ્યા હતા અને જેલોમાં ગયા હતા એ મંત્રમાં મુસલમાનોને બૂતપરસ્તિ માલમ પડી.

જે બંગાળાના ભાગલા માટે ગુલામ હિંદે જબરજસ્ત આંદોલન જગાવ્યું હતું તેજ બંગાળાના ભાગલા સ્વતંત્ર હિંદે બેંતાલીસ વરસ પછી હસતે મોંએ સ્વીકાર્યા. જે પંજાબના અત્યાચારો માટે ત્રીસ ત્રીસ વરસ સુધી રાષ્ટ્રિય સપ્તાહ ઉજવવામાં આવ્યું હતુ તેમાં માત્ર ચારસો માનવીઓ મર્યા હતા અને બે હજાર ઘાયલ થયા હતા. તેજ પંજાબની અંદર જ્યારે સ્વતંત્ર હિંદને પોતાનું ભાગ્ય નિર્ણય કરવાનું થયું ત્યારે બન્ને પક્ષે લાખો માનવીઓના જાન ગયા. કરોડે હિજરત કરી અને અબજો રૂપિયાની ખાનાખરાબી થઈ.

ગુલામ હિંદના લશ્કરી ખરચા માટે રાતદિવસ આપણા નેતાઓ અંગ્રેજોની વગોવણી કરતા પણ જ્યારે એમના હાથમાં સત્તા આવી ત્યારે મહેસુલનો અરધો ભાગ અહિંસક હિંદ આવા રક્ષણ પાછળ ખરચવા માંડ્યું. ગુલામહિંદમાંથી હિંદના જે જે એલચીઓ પરદેશમાં ગયા તેઓ આ નાગા ભૂખ્યા દેશના યોગ્ય પ્રતીકરૂપે ગયા. સ્વામી વિવેકાનંદ, સ્વામી રામતીર્થ, લોકમાન્ય તિલક, ગોપાલ કૃષ્ણ ગોખલે, વિઠ્ઠલભાઈ પટેલ અને મહાત્મા ગાંધીજી એ બધા ભૂતકાળમાં આપણી સંસ્કૃતિના સંદેશવાહકો હતા, તેઓ સાદા સ્વદેશી પોશાકમાં પરદેશ ગયા હતા, દેશના દુઃખો રડ્યા હતા, અને પોતાના ઉજ્જવળ ભાવીની આગાહી કરતા હતા. હવે જ્યારે દેશ સ્વતંત્ર થયો છે ત્યારે એના એલચી ખાતાઓની નવાબી પરદેશીઓની વાંદર નકલ કહેવતરૂપ થઈ.

ગુલામહિંદની કેળવણીએ રાજા રા





મહાત્મા ગાંધીજી સુધીના મહાપુરુષો પકવ્યા. સ્વતંત્ર હિંદની કેળવણી કેવા નરરત્નો અને નારીરત્નો નીપજાવશે એની તો ભવિષ્યનો ઇતિહાસકાર નોંધ લેશે.

હિંદ ઉપર અંગ્રેજો જ્યારે રાજ કરતા હતા, ત્યારે અમલદારોના બાદશાહી પગારો, ખર્ચાળ રાજ્યવહીવટ, ત્રાસદાયક તુમારશાહી, કાયદા કોર્ટો અને વકીલો સામે આપણા નેતાઓએ જેહાદ પોકારી હતી, અને સ્વરાજ આવતાં સૌને સોનાનાં નળિયાં થઈ જશે, એની એમણે ખાત્રી આપી હતી.

જ્યારે એ જ નેતાઓના હાથમાં સત્તા આવી ત્યારે એમણે શું કર્યું?

રાતોરાત જબરજસ્ત ક્રાન્તિ થઈ ગઈ! વાઇસરોય, ગર્વનર, સલાહકારો, કમીશ્નર, અને કલેક્ટરથી માંડીને નાનામાં નાના પટાવાળા સુધી એનું એ તંત્ર રહ્યું. માત્ર મથાળે ગોરા સાહેબોની જગ્યાએ ધોળી ટોપીવાળા કાળા સાહેબો આવ્યા. પગારો, ભાડા-ભથ્થાં, અમલદારો અને નિષ્ણાતોનો ગુણાકાર થતો ગયો અને તે એટલી હદ સુધી કે હમણાં જ પંડિત નેહરુએ જાતે કહ્યું: "નવી દિલ્હી એક વહીવટી જંગલ બની ગયું છે, જેમાં સામાન્ય માણસ માટે રસ્તો શોધવોય મુશ્કેલ છે. જે સેક્રેટરીયેટમાં પહેલાં ૩૫૦૦ પટાવાળા હતા, ત્યાં આજે ૧૯,૦૦૦ પટાવાળા છે."

તુમારશાહી ત્રણગણી લાંબી થઈ છે અને કાયદાઓ તો બે બૈરી-બંધીથી માંડીને વારસાવેરા સુધી એટલા બધા થઈ રહ્યા છે, કે હવે સામાન્ય માણસને ખાત્રી નથી રહી કે પોતે જે હવા શ્વાસમાં લઈ રહ્યો છે, એ પણ કાયદેસર છે કે ગેરકાયદેસર છે!

ઑર્ડીનન્સો જેવા અસામાન્ય કક્ષાના કાયદાઓ પહેલાં દેશોમાં કટોકટી હોય ત્યારે અંગ્રેજો કાઢતા. હવે તો રાજાજીના વાઇસરોય તરીકેના પગાર ઉપર આવકવેરો ન લાગવો જોઈએ એ મુદ્દા ઉપર પણ ઑર્ડીનન્સો નીકળ્યા!

જે કાળા બજારીયાઓને ફાંસીએ ચડાવવાના હતા, તેઓ હવે આર્થિક સલાહકારો થયા. '૪૨ની લડતમાં જે પ્રજાપીડક અમલદારો ઉપર કામ ચાલવાનું હતું, તેઓ સારા પોલીસ અમલદારો હોવાથી એમને બઢતી મળી. ગઈ કાલે જે સનંદી અમલદારો દેશદ્રોહીઓ હતા, તેઓ આજે દેશભક્ત વહીવટકારો અને મુત્સદીઓ છે. જે હિંદી લશ્કર ઉપર શ્રી. વિજયાલક્ષ્મી પંડિત પોતાના અમેરિકાના જાહેર ભાષણોમાં *"પેટભરાઓના લશ્કર" તરીકે લ્યાનત* વરસાવતા હતા, તે જ લશ્કર રાતોરાત દેશભક્ત થઈ ગયું અને એણે પોતાનું કર્તવ્ય હૈદ્રાબાદ, કાશ્મીર, અને કોરીયામાં બહુ જ બહાદુરીપૂર્વક બજાવ્યું અંગ્રેજોના ઉડાઉ આર્થિક વહીવટ માટે રાતદિવસ ફરિયાદ કરનારા નેતાઓએ જ્યારે દેશનો વહીવટ સંભાળ્યો ત્યારે એમણે "વધુ અનાજ વાવો"ની ચળવળ પાછળ એક અબજ રૂપિયા વિનાકારણ વેર્યા, અબજો રૂપિયાનું સ્ટર્લિંગ બેલેન્સ વેડફી માર્યું, કરોડો રૂપિયાની હોડસળીથી માંડીને મૉટરો સુધીની મોજશોખની ચીજો આયાત કરી, એને પરિણામે આજે દેવાળા તરફ દોડી રહેલો દેશ અમેરિકાના નાણાં ઉછીના લઈને ગુલામી ખતો લખી આપતો જાય છે.

ત્રીજી હિંદુ પ્રતિક્રાન્તિને પરિણામે હિંદુ સંસ્કૃતિના ક્ષીણ આત્માએ પરકાયા પ્રવેશ કરી હિંદી સામ્રાજ્યનો જીર્ણ દેહ મેળવ્યો.

આ પ્રેતવાહન વિદ્યાને પરિણામે આજે આપણે નથી પરરાજ્ય હેઠળ જીવતા કે નથી સ્વરાજ્ય હેઠળ જીવતા, પણ બનાવટી બ્રિટીશ રાજ્ય હેઠળ જીવીએ છીએ.

જેમ પેશ્વાઈ એ નકલી મોગલાઈ હતી, તેમ આજનું કોંગ્રેસી કલ્યાણ રાજ્ય એ બનાવટી બ્રિટીશ રાજ્ય છે. પહેલી હિંદુ પ્રતિક્રાન્તિથી હિંદુઓ અને બૌદ્ધોના

# પૂર્વનું પેરિસ: બેંગકોક

વસંત પારેખ

> સીઆમ-થાઈલેંડની રાજધાની ગણાતું બેંગકોક એક એવું શહેર છે કે જે દરેકને કોઈ ને કોઈ રીતે આકર્ષે. આ લેખમાં એના લેખકે બેંગકોકનું જે કલાત્મક વર્ણન કર્યું છે એ તો આપણને છેક બેંગકોકમાં લઈ જઈને બેસાડી ન દીધા હોય તેવું તલસ્પર્શી છે.

રંગૂનથી સીંગાપુર જતાં રસ્તામાં બેંગકોક આવે. વિચાર થયો, ચાલને રસ્તામાં જ આવે છે, તો બે દિવસ રોકાઈને જોતો જ જાઉં.

બેંગકોક એ થાઈલેંડ-સીઆમની રાજધાની. નાનો હતો ત્યારે સીઆમ દેશની રાજકુંવરીની ઘણી વારતાઓ સાંભળેલી. મારા મનમાં તેથી એમ જ ઠસી ગયેલું કે સીઆમ એટલે વારતાનો દેશ. રંગૂનમાં મેં સીઆમીઝ શબ્દનો નવો અર્થ જાણ્યો કે સીઆમ એટલે સૌંદર્ય અને વિલાસ.

બેંગકોક શબ્દ કાનને કંઈક કર્કશ લાગતો હતો. તે કોણ જાણે કેમ પણ મનમાં એવો જ ખ્યાલ બંધાઈ ગયેલો કે એ જૂની ઢબનું સાધારણ ઠીક શહેર હશે. આનું કારણ કદાચ રંગૂન જ હોય તો બનવાજોગ છે. કેમકે હિંદ બહાર પહેલીવાર નીકળતો હતો, ને ત્યારે પરદેશની ભૂમિ માટે કંઈક નાવીન્યની ઉત્સુકતા હતી. રંગૂન ઊતરતી વખતે, તે ન સંતોષાતા, હું સહેજ નિરાશ થઇ ગયેલો. રંગૂનનું એરોડ્રોમ એટલે જાણે કોઈક ગામડાનું 'ટેસણ' જ્યાં મેઈલટ્રેન પણ ન ઊભી રહેતી હોય. એની સરખામણીમાં બેંગકોકનું એરોડ્રોમ જોઈને તો હું છક થઈ ગયો. એનું મહેલ જેવું મકાન, રોશનીનો ઝળહળાટ અને તદ્દન આધુનિક સગવડો તેને એશીઆના સઘળા એરોડ્રોમોમાં કદાચ પહેલા નંબરનું સ્થાન આપે છે.

શહેર એરોડ્રોમથી ૨૫ માઈલ દૂર. શહેરમાં આવ્યો ત્યાં તો મોડી રાત થઈ ગઈ હતી. પણ પહેલી નજરે જ તેની આધુનિકતા અને વિસ્તાર જોઈને તો મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. ધાર્યા કરતાં ઘણું મોટું અને સુંદર શહેર નીકળી પડ્યું. યુરોપના કોઈ શહેર જેવું મોડર્ન!

દશલાખની વસ્તીવાળું આ બેંગકોક મેનાંગ નદીને કાંઠે માઈલોના વિસ્તારમાં પથરાએલું છે. મેનાંગ નદી પણ બહુ મોટી. વળી અહીં કેનાલ્સ-નહેરોની રચના બહુ મજાની. શહેરની અંદર અને બહારના આસપાસના પ્રદેશોમાં રસ્તાઓ અને શેરીઓની સાથોસાથ આ નહેરો, તેમાંથી નીકળતી નાની નહેરો અને નીકો એવી તો અંદર અંદર ગુંથાઈ ગઈ છે કે નદીમાં (બેંગકોક પણ રંગૂન પેઠે સરિતા-બંદર River-Port છે) જેની પર આવેલી સ્ટીમરોમાંથી ઊતરેલો માલ સીધો શહેરની બજાર વચોવચના કોઈ પણ ઠેકાણે હોડીઓ—સંપાન દ્વારા જ

---

અપલક્ષણોનો સમન્વય રચાયો. બીજી હિંદુ પ્રતિક્રાન્તિ વખતે હિંદુઓ અને મુસલમાનોના અપલક્ષણોનો સરવાળો થયો. ત્રીજી હિંદુ પ્રતિક્રાન્તિથી હિંદુઓ અને અંગ્રેજોના દુર્ગુણો એકાકી બની ગયા.

દોષ કોને દઈશું? નેતાઓને કે જનતાને? ભ્રામક આદર્શોને કે દંભી વ્યવહારને?

હિંદુઓની આ ભવ્ય આધ્યાત્મિક સિદ્ધિ જોઈને જડવાદી ઇંદ્રિયલોલુપ અને સુખશોધક પશ્ચિમ દિગ્મૂઢ થઈ ગયું કે એક વિનિપાત પામેલી પ્રજાનો પામર પુરુષાર્થ જોઈને એના જીવનક્ષેત્રનો કબજો લેવા માટે રશિયા અને અમેરિકાએ કમ્મર કસી એનો નિર્ણય ભાવિ ઇતિહાસકારને જ સોંપીએ તો?

[ આવતે અંકે : પાકિસ્તાન ]







નહેરોવાટે પહોંચી જાય, અહીં આગળ ‘ ફ્લોગ લુઆંગ ’ અને ‘ ફ્લોંગ બેંગકોક નૉમ ’ માં રોજ સવારે ‘ શીયાએક મહાનાક ’–તરતી બજાર–ભરાય છે. મોટામાં મોટી હોલસેલ મારકેટ જ એ. જાતજાતના માલથી ભરાયેલી હોડીઓની આખી દુકાનોની દુકાનો જ તમારી આસપાસ ઉભરાઈ પડે. ખાવાનું વેચતી કોઈ ફેરીઆ જેવી હોડી, કોઈ આખી હોટેલ, જાતજાતની ચીજો વેચતી ભાતભાતની દુકાનો પાણીમાં તરતી તરતી આવી ને તમારી હોડીને ઘેરી લે, ‘ કેમ શેઠ, શું જોઈએ ? ’

શહેરના કોઈ પણ ઠેકાણે જાવ, તમારી આજુબાજુ ડામરના સીધા રસ્તાની સમાંતર નાની મોટી કોઈ કેનાલ કે તેની નાનકડી નીક ચાલી જ આવવાની. કેનાલને બંને કાંઠે ઝાડની હાર અને ડામરના સીધા રસ્તા ચાલ્યા જતા હોય. કેનાલ ઉપરના પાકા અને કાચા પુલો તો ઠેકઠેકાણે મળે. લોકો નહાવાધોવાનું પણ કેનાલમાં જ પતાવે, ને કચરો ય તે જાય કેનાલમાં. એ હિસાબે કેનાલ્સ ગંદી બહુ રહે. મચ્છરથી તો તોબા ! રાતના તો ઠીક પણ દિવસનાયે દેશની માખીઓની પેઠે મચ્છર ઊડતા હોય. મચ્છરદાની વગર ન સૂઈ શકાય.

બેંગકોકનાં મકાનો અને રસ્તા સ્વચ્છ અને આલીશાન. રસ્તા લગભગ બધા ડામરના પાકા અને એકદમ સીધેસીધા. લાંબાલાંબા તો એટલા કે ક્યાંય આરો જ ન આવે. મકાનો મુંબઈ ટાઈપના. ઝૂંપડાં કે કંગાળ ખખડધજ મકાનો બહુ જ ઓછાં જોયાં. દુકાનો શણગારેલી, સમૃદ્ધ અને શોરૂમ્સથી શોભીતી. મુખ્ય મુખ્ય ઈમારતો જેવી કે જનરલ પોસ્ટઑફિસ, પાર્લામેન્ટહાઉસ (થ્રોનહોલ), મોન્યુમેન્ટ ઑવ ડેમોક્રસી, યુનિવર્સિટી, મેમોરીયલ બ્રીજ વગેરે આધુનિક સ્થાપત્યકલાના સુંદર નમુનાઓ જેવી.

એ પાશ્ચિમાત્ય આલીશાન ઈમારતોની સામે એથી યે ભવ્ય અને ઉત્તુંગ, કલાસૌંદર્ય વિભુષિત, જેને સીઆમીઝ સંસ્કૃતિના શિરટોચ કહી શકીએ તેવા છે અહીંના બુદ્ધમંદિરો—‘વાટ.’

અહીંના બેસુમાર ‘ વાટ ’ માંથી, દુનીઆની અજાયબીઓમાં નંબર મેળવતા બે ‘ વાટ ’ મુખ્ય છે. એક છે ‘ વાટ ફ્રાકીઓ ’ અને બીજું છે ‘ વાટ પોહ.’

વાટ ફ્રાકીઓ – Vat phra keo નો અર્થ શું થતો હશે—કોણ જાણે. વાટ એટલે તો વિહાર. ‘ ફ્રા ’ ની પણ કંઈક ભાળ મળી. અહીંનાં સીઆમીઝ નામોને જો ઉચ્ચારમાં સહેજ ફેરફાર કરીને ગોઠવો, તો લગભગ બધા જ આપણા ભારતીય શબ્દો મળે. અહીંના જૂના રાજવંશને King Rama. the first અને King Rama the Second તરીકે ઓળખતા. આપણા રામાયણને તેઓ માને છે એટલું જ નહિ, તેમની પુરાણકથાઓ પણ બધી જ આપણા રામાયણ–મહાભારતમાંથી આવેલી. રામાયણને તેઓ ‘ રામપાન ’ કહે છે. ભારતીય સંસ્કૃતિની પરદેશી મુલકમાં આટલે બધે લાંબે સુધીની અને આવી પ્રગટ અસર જોઈને આનંદભર્યું આશ્ચર્ય થાય છે. રામાયણની ઉપકથાઓના કેટકેટલાય ચિત્રો અને ઉલ્લેખો અહીં ઠેકઠેકાણે જોવા મળે છે. એક ઠેકાણે મેં વાંચ્યું. ‘ Phra buddha.’ મારી સાથેના સીઆમીઝ મિત્રને મેં પૂછ્યું કે આ શું છે ? તો કહે, ‘ફ્રબુદ્ધા’ ને એકાએક મને સૂઝી આવ્યું કે એ ‘ પ્રબુદ્ધ ’ હોવું જોઈ એ. તેથી Phra એટલે તો જાણે ‘પ્ર–’ વિશેષે કરીને–એવું થયું. પણ Keo એટલે ? એની કાંઈ ખબર ન પડી. અંગ્રેજીમાં આ વાટને કહે છે Emerald Buddha. એ તો ત્યાં આગળની આખા રત્નમાંથી જ કોતરી કાઢેલી બુદ્ધમૂર્તિને હિસાબે હશે.

મારા કમનસીબે આ વાટ ફ્રા કીઓ તો ન જોવાયું કારણ કે તે માત્ર સોમવારે ખૂલે છે, જ્યારે હું સોમવારે રાતે તો ત્યાં પહોંચ્યો અને ગુરુવારે નીકળી ગયો. તો પણ તે સ્થળે ગયો હતો ખરો. રાજાના પેલેસ કે કચેરી જેવું કંઈક છે, તેની અંદર જ આ બુદ્ધમંદિર છે. બહાર અને અંદર બધે ચોકી પહેરો.

અંદર જતા હતા, ત્યાં પેલો સીયામાઝ મિત્ર કહે 'આ ખમીસની બાંય ચઢાવેલી છે, તે ઉતારી નાખો' મેં કહ્યું, "કેમ?"

"આ રાજદરબાર છે."

અને આપણા દેશી રજવાડાં યાદ આવી ગયાં.

અંદર ગયા, તો ઊંચી ઊંચી દીવાલો, તેની વચ્ચે મોટા મેદાન જેવો ચોક, અને તેમાં ફરતો પોલીસ પહેરો. વાતાવરણ પણ જાણે હોસ્પિટલની શાંતિ જેવું, નાકે આંગળી મૂકી 'શીશ્ ..' કરીને ચૂપ રહેવા ઇશારત કરતું હતું. મને રાજકોટનું દરબારગઢ યાદ આવ્યું. અસલ એ જ.

બહારથી જ આંટો મારીને અમે ચાલ્યા આવ્યા.

પરંતુ મેં વાટ પોહ જોયું. ત્યાં આગળની સૂતેલા બુદ્ધની મૂર્તિનું પ્રચંડ વૈરાટ્ય જોઈને જ હું ડરી ગયો. વિરાટ, પ્રચંડ, મહાકાય, આવેલા શબ્દો પણ જાણે આની આગળ વામણા લાગે. આરામ કરતા બુદ્ધની આ મૂર્તિ ફક્ત ૪૮ મીટર (૧૬૦ ફુટ) લાંબી અને ૧૬ મીટર (૫૨ ફુટ) ઊંચી છે. તેના પગના આડા પડેલા તળીયાં જ માત્ર એટલાં ઊંચાં છે કે એકને ખભે બીજો એમ ત્રણ જણા ઊભા રહે તો ય ઉપરની કિનારીને ન પહોંચે. આખીયે મૂર્તિ સોનાના પતરાથી મઢેલી છે. પગના તળિયામાં સાચા રત્ન અને જાતજાતના રંગ બદલાવતા કીમતી પથ્થરો જડીને દેવાંશી ચિહ્નો તથા શાસ્ત્રવચનો આલેખેલા છે. મૂર્તિ બહાર ખુલ્લામાં નહીં, પણ એક આલીશાન વિહાર–હૉલમાં છે. વિહારની દીવાલો પર અજંતાની જેમ સુંદર રંગોથી કેટલાયે પ્રસંગો ચીતરેલા. કહેવાય છે કે આ વાટ પોહ ૨૦૦૦ વર્ષ પુરાણું છે. પોહ એટલે પીપળાનું ઝાડ. બુદ્ધને પીપળાના ઝાડ નીચે જ્ઞાન થયું હતું ને? અહીં બુદ્ધની બીજી કેટલીયે બેઠી અને ઊભી મૂર્તિઓ છે. તે દરેક ઉપર પીપળાની વૃક્ષઘટાની સુંદર કોતરણી કરેલી છે. સીઆમીઝ બુદ્ધમંદિરોમાં પણ આપણા મંદિરો પેઠે પગરખાં બહાર કાઢીને જવું પડે. આપણી જેમ જ ગોઠણેથી પગ વાળીને, જમીન પર મસ્તક ઝૂકાવી, પ્રણિપાત કરવાનાં. વળી ત્યાં પાણી ભરેલું એક પાત્ર પડ્યું હોય, તેની આચમની આપે તે આંખ–માથે ચડાવવાનું.

બીજું મેં જોયું 'વાટ અરૂણ'—સૂર્યમંદિર. રાજા તક્ષીણ મોટી લડાઈ જીતીને આવ્યો પછી આ બંધાવેલું. ઈલોરાના જેવું મૂર્તિઓના ચહેરા પરતું વિધવિધ ભાવાલેખન કે અલગ અલગ પોઝ જેવું ક્યાંય જોવા નથી મળતું. બધે જ જૈનની મૂર્તિઓ જેવી એક ઢબની એક જ ઢાળાની બુદ્ધમૂર્તિઓ. પણ આ વાટ અરૂણની બહારના કમ્પાઉન્ડમાં મેં કેટલીક અતિશય વિચિત્ર મૂર્તિઓ જોઈ, કાળમીંઢ અને સહેજ લીલાશ પડતા પથ્થરોમાંથી કોતરેલા આ આકારો સીઆમીઝ દંતકથાના પ્રાણીઓ જ હશે. સિંહ જેવું વિશાળ અને તીક્ષ્ણ દાંતવાળું મોઢું, ચાર પગ ટૂંકા દેડકા જેવા, શરીર પર ભીંગડાં અને વળી જાડું મોટું ગુચ્છાદાર પૂંછડું. પણ આ આકારોની શીલ્પકોતરણી, ઝીણવટભરી કારીગરી, રચનાસૌષ્ટવ અને કળાત્મક પોઝ આકર્ષક હતા. તેમના આ કાલ્પનિક આકારમાં જ એક પ્રકારનું એવું તો વિચિત્ર બિહામણું જોશ હતું, કે બીક લાગે ને છતાં ગમે. કેટલાક જાડા, બેઠી દડીના, માથે ટાલિયા, લાંબી લહેરાતી દાઢીવાળા અને ઉઘાડા ગોળમટોળ ફાંદાવાળા ચીના શાહુકારોની મૂર્તિઓ હતી. તેઓએ પહેરેલા પગ સુધી ઢસડાતા ઝભ્ભા અને તેના પરની વેલબુટ્ટીની ભાતની કોતરણી સુંદર હતી. તે ઉપરાંત દ્વારપાળ તરીકે ઊભા રાખેલા રાક્ષસો જેવા દ્વારપાળોના શીલ્પ પણ અદ્‌ભુત હતાં. કથ્થક નૃત્યમાં પહેરતા બીહામણા ચિત્રવિચિત્ર બુરખા જેવાં મોઢાં, અને એવા નૃત્યના જ પોઝમાં ઊભેલા. શરીરે બખ્તર, માથે ઊંચો મુગટ, ગળામાં બાવડે કેડે પગે બધે જાતજાતના આભુષણો. અહીં આ સીયામીઝ નૃત્યનાટકો થાય છે, તેમાં નૃત્યકારો અને નર્તિકાઓ આવી જ





જાતનાં વેશપરિધાન કરે છે. અહીંનાં નૃત્યો આપણા ભારતીય નૃત્યોને ઘણે બધે અંશે મળતાં આવે છે. મોટે ભાગે નૃત્યનું વસ્તુ પણ ધાર્મિક—રામાયણની કોઈક ઉપકથાનું જ હોય.

વાટ અરુણની દીવાલો પરનાં ચિત્રોમાં મેં એક ઠેકાણે હિન્દુસ્તાની ધોતીનો વેશ પહેરેલા ગુરુઓ જોયા. ને વળી એક ઠેકાણે પહેલીવાર સીઆમ બાજુ આવતા અંગ્રેજોના એ વખતના પોષાકોવાળા માણસો પણ હતા. એ ચિત્રો કદાચ એટલાં જૂનાં નહીં હોય. ચિત્રકાર પણ કદાચ કોઈ હિંદુસ્તાની જ હોય તોપણ કોને ખબર છે? વખત હોય તો ઝીણવટથી આ બધાં વાટનો અભ્યાસ કરવા જેવો છે. સીઆમીઝ સંસ્કૃતિ એ ભારતીય સંસ્કૃતિની પુત્રી છે.

વાટ તો અહીં ઢગલાબંધ છે. વાટ સુતાસ (Grert Swing), વાટ સાકેત (Golden mount), વાટ રાજ બોપીત્ર (Pearl-in laid Doors), વાટ રાજ પ્રદીષ્ઠ (Khoner Tower), વાટ ઇન્દ્રવિહારન (Standing Buddha), વાટ બેન્ચામ બોપીત્ર (Marble Tengle), વાટ કાલમ (Great Buddha), વિગેરે વિગેરે.

બીજી જોવા જેવી જગ્યાઓમાં તો બે પાર્ક છે. "ખો દીન પાર્ક" અને "લુંબીની પાર્ક" બન્ને સાધારણ બગીચા છે. ખો દીન પાર્કમાં ઝુ છે.

અત્રે એક બીજી સાઓવીપા ઇન્સ્ટીટ્યુટ કરીને જગ્યા છે, જેને અંગ્રેજીમાં Snake Farm કહે છે. ત્યાં જાતજાતના સાપ અને બીજા ઝેરી પ્રાણીઓનો અભ્યાસ અને ઉછેર થાય છે. કેટલીયે જાતના સાપ જોવા મળે, અજગરથી માંડીને પાણીના સાપોલીયા સુધીના. દર અઠવાડિયે ઝેરી સાપોનું ઝેર કાઢી લે છે. એ ઝેર કાઢે તેની ક્રિયા જોવા જ હું વહેલો વહેલો ગયો હતો, ને તો ય મોડો પડ્યો. તાજું જ કાઢેલું ઝેર એક રકાબીમાં પડ્યું હતું. ઝેરનો રંગ ઘાટો લીલો હોય તેવી મારી માન્યતા ખોટી પડી. આ તો દૂધ જેવું જ હતું. જરાક બગડી ગયેલા દૂધ જેવું—લીલી ઝાંયવાળું.

તો ય એક નવીન વસ્તુ તો જોવા મળી. હું ગયો ત્યારે ત્યાંના બે માણસો સાપને દૂધ પાતા હતા. એક પાણી વગરના ઊંડા હોજ જેવું હતું. તેમાં બે માણસો ઊભા હતા તેમની ફરતા ચારે બાજુ ચટ્ટાપટ્ટાવાળા સાપના ઢગલેઢગલા સળવળતા હતા. આશ્ચર્ય તો એ થયું કે બન્ને માણસો તદ્દન ઉઘાડે પગે જ ઊભા હતા. તેઓ દૂધ પાતા હતા દૂધ પાવાની ક્રિયા પણ કોઈ કમાલ હતી. એક માણસ પેલા સળવળતા *ઢગલાઓને ઊથલાવી ઊથલાવીને તેમાંથી એક પછી* એક સાપને ખેંચી કાઢે. એ સાપની પૂંછડી પગેથી દબાવી રાખે, ને તેનું મોઢું બે હાથે પકડી રાખે. બીજા માણસે એક હાથમાં દૂધનું ઠામ રાખ્યું હોય, ને બીજા હાથમાં કાચની પાતળી નળી (Burrett) હોય. મોઢેથી ચૂસીને નળીમાં દૂધ ભરે, ને પછી નળીનો એક છેડો દબાવી રાખી બીજો છેડો પરાણે સાપના મોઢામાં ખોસે. ને જેમ ઇંડીપેનમાં શાહી પૂરીએ તેમ સાપને દૂધ પાઈ દે.

બીજી કોઈ ખાસ જોવા જેવી જગ્યાઓ નહોતી. સીઆમની અંદરના ભાગમાં કદાચ હશે પણ ત્યાં બધે ફરવાનો ક્યાં વખત હતો! આટલું પણ વળી સહેજમાં જોવાનો મોકો મળી ગયો.

બેંગકોક ઊતરીને પહેલે દિવસે તો પૂરો મુંઝાણો હતો; કારણકે ભાષા અને ખોરાકની તકલીફ, ગુજરાતી શાકાહારીને તો પૂરી મુશ્કેલી. જે હોટેલમાં ઊતર્યો હતો—યુરોપ હોટેલ—તેના બટલરને સમજાવતાં જ મારો દમ નીકળી ગયો. ભાષા કોણ સમજે? તૂટી ફૂટી અંગ્રેજીને આધારે તે મારી સાથે વાત કરતો હતો.

મેં કહ્યું: "હું વેજીટેરીઅન છું."

તે કહે: "શું તમે વેજીટેબલ છો?"

"અરે ભાઈ, હું પોતે વેજીટેબલ નથી પણ વેજીટેબલનું બનાવેલું જ હું ખાઉં છું."

એ તો મુંઝાણો, કહે:

"હેમ નહીં, બીફ નહીં, ત્યારે તમે ખાશો શું!"

Menuમાં એક Fried Riceની આઈટેમ હતી, તે બતાવી, મને કહે: "આમાં કાંઈ નહીં આવે. વેજીટેરીઅન છે."

મેં પૂછ્યું :

"Curry-કઢી-શેની બનશે?'

"તમે માંસ ખાતા નથી, તો માછલીની બનાવી દઈશ."

"માફ કર બાપા, મને બ્રેડ-બટર આપી દે. એક કપ કોફીનો પાઈ દે, ફ્રૂટ હોય તો તે આપ."

ફ્રુટમાં આવી પોપૈયાની ચીર અને કેળું. પણ રેફ્રીજરેટરમાં રાખેલ હોવાથી ઠંડા બરફ જેવાં એ ફળો ભારે મીઠાં લાગ્યાં.

ખોરાકને માટે મને ખબર નહોતી. પરદેશનો આ મારો પહેલો પરિચય છે. ગુજરાતી શાકાહારીને પરદેશમાં ખોરાકની કેટલી તકલીફ પડે છે, તે તો અનુભવ્યું હોય તે જ જાણે. આપણી વસ્તુઓ તો કાંઈ મળે જ શેની? ને ઈંડાં-માછલી ને એવું જે મળે તે ચલાવી લેવામાં આજ લગીની ટેવ અને સંસ્કાર અતિશય આડા આવે છે—પાપપુણ્યને ન ગણકારીએ તો ય.

ખોરાકને તો ચાલો પહોંચી વળીએ. પણ ભાષાનું શું? તેમાં ય બેંગકોક જેવી મુસ્કેલી તો મેં હજીસુધી ક્યાંય નહોતી જોઈ. કોઈ અંગ્રેજી જ ન જાણે; અને જાણવાની દરકાર પણ ન કરે. રસ્તાઓનાં નામ, દુકાનોનાં પાટિયાં, બસ ટ્રામ બધા ઉપર સીઆમીઝ અને ચાઈનીઝ લખાણ, અંગ્રેજીનો આંકડો યે નહીં. પહેલે દિવસે તો હું આ અજાણ્યા મુલકમાં મારી ભાષા જ ન જાણતા આ લોકો વચ્ચે ભૂલો જ પડી ગયો. પછી પૂછવું પણ કોને? કોણ મને સમજે? અને કોને હું સમજું? માંડ હોટેલ ભેગો થયો. પછી તો બે સાધારણ અંગ્રેજી જાણતા સીઆમીઝને મિત્રો બનાવી લીધા. તેઓએ જ ટેકસીમાં સાથે ફરીને મને બધી જગ્યાઓ દેખાડી. તેમાંના એકનું તો નામ પણ આપણા જેવું જ—અરૂણ!

સીઆમીઝ પ્રજા એટલે ગોળ ચહેરો, બે ત્રાંસી બદામ ગોઠવી હોય તેવી ઝીણી આંખો પાતળી અને ધનુષ્યની કમાનની જેમ ખેંચાયેલી ભમ્મરો, ઝીણા નાકની બેસી ગયેલી દાંડી અને એકદમ નાના બાળકના જેવા સહેજ ઉપસેલા ફોમણાં, ઉપરનો હોઠ જાડો ટૂંકો અને જરા અંદર ખેંચાયેલો, મોઢું પણ બાળક જેવું નાનું. ચામડીનો રંગ સહેજ પીત્તવર્ણો બદામી. કદ આપણા કરતાં નાનું ઠીંગણું.

પોષાક—પુરુષોનો મોટે ભાગે પાટલુન અને બુશકોટ કે ખમીશ. સ્ત્રીઓનો—કાળા, ટૂંકા, લેંઘા ટાઈપના પાટલુન અને ઉપર ટૂંકડા અર્ધી બાંયના સફેદ ખુલ્લા કોલરના બ્લાઉઝ જેવા બુશકોટ. બેંગકોકની સ્ત્રીઓને પણ બર્મીઝની જેમ જ મેઈકઅપનો શોખ સારી રીતે. પાવડર-લીપસ્ટીક વગર બહાર ન નીકળે. સીઆમીઝ સ્ત્રીઓ રૂપાળી અને ફૂટડી, માત્ર સહેજ બેઠું નાક ને જાડા હોઠોથી દેખાઈ જવું જોઈએ.

સીઆમનું રાજબંધારણ ડેમોક્રેટીક છે, પણ કહેવાનું ડેમોક્રેટીક. ઈંગ્લાંડના રાજાની જેમ અહીં પણ બંધારણીય વડા તરીકે રાજા છે. બાકી તો સર સેનાપતિ પીબુલ સંગ્રામનું એકચક્રી રાજ ચાલે છે. વળી લશ્કરી સત્તા તેના હાથમાં છે. કેટલીયેવાર તેની સામે બંડ થયાં. ખૂદ તેને પોતાને રીવોલ્વરની અણીએ ઉપાડી ગયેલા, પણ ત્યાંથીયે તે સહીસલામત છૂટીને પાછો સત્તા પર આવી ગયો. Defence Ministryનું એક અલાયદું જ આલીશાન મકાન છે. તેની ફરતો અને મુખદ્વાર પર તોપગોળા અને ભરેલી બંદૂકો સાથેનો સખત જાપ્તો ચોવીશે કલાક રહે છે.

રાજમાં તોફાન અને બંડ ઘણીવાર થાય છે. હમણાં જ થોડા વખત પહેલાં અહીંના રાજાને ખૂદ તેના પોતાના જ મહેલમાં મારી નાખ્યો, અત્યારે તેનો





નાનો ભાઈ કે નાના ભાઈનો છોકરો ગાદી પર છે. આવી બધી ખટપટો, તોફાનો થવા છતાં શહેરમાં તેની અસર બહુ જ ઓછી થાય છે. શહેરની આમ પ્રજા અને તેના વેપાર રોજગારને કોઈ બગાડતું નથી. તે તો રોજની જેમ જ ચાલ્યા કરે.

બેંગકોકનો મોટામાં મોટો વેપાર નાણાં—currency—નો છે દેશદેશની કરન્સી અત્રે છૂટથી મળે એટલું જ નહીં પણ બીજી ચીજવસ્તુ પેઠે તેની લાખો અને કરોડોને હીસાબે લે-વેચ થાય. બાકી, બીજા નીકાસ વેપારમાં ચોખા, ઇમારતી લાકડું, અને જીવતાં જંગલી પશુઓ તથા તેમનાં ચામડાંનો વેપાર. મુખ્ય વેપાર ઘણોખરો ચીનાઓના હાથમાં છે. ફક્ત કાપડનો ધંધો હિંદુસ્તાનીનો અને તે પણ સિંધી તથા શીખ મુખ્ય. શીખ અહીં પુષ્કળ છે. પ્રમાણમાં હિંદુસ્તાની બહુ જ ઓછા. ચીના બેસુમાર ઊભરાઈ પડ્યા છે. સીઆમીઝ કરતાં પણ વધી જાય.

સીઆમ દેશની રાજકુંવરી અને તેની માયાનગરીની વાતો કાંઈ સાવ ખોટી તો નહીં હોય. હાતીમતાઈનું નામ ઇતિહાસમાં મશહુર છે. કહેવાય છે કે આ બધી તેની પ્રજા છે. મારા ખ્યાલથી હાતીમતાઈ અહીં ચડી આવ્યો હશે; અને તેના સૈનિકો ને બધાએ અહીં થાણું જમાવ્યું હશે કે પછી હાતીમતાઈ ચાંચીઓ હતો? શો ખબર! પણ આ "થાઈ" પ્રજા અને "થાઈલેન્ડ" નામ 'હાતીમતાઈ' સાથે કશોક પણ સબંધ સૂચક તો છે જ.

એમ કહેવાતું કે અહીં જે આવે તે પાછો ન જઈ શકતો. અહીંની સુંદરીઓ તંત્રવિદ્યામાં મશહુર, વાત પણ સાચી છે. અહીંની રૂપસુંદરીઓની મોહિનીમાં લપસ્યો તે ઝટ છૂટી ન શકે. બેંગકોક એટલે નીતિ અને ચારિત્ર્યમાં ઉતરતી કોટિએ. હજુપણ અહીં રોજ રાતે પબ્લીક ડેન્સ-હોલમાં ખૂબ નાચ ગાન થાય છે. ત્યાં ગમે તે માણસ મફત જઈ શકે ને જોઈ શકે. શરત એટલી કે ત્યાં દારૂ કે પછી ઓરેન્જ કે એવું ડ્રીંક પીવું જોઈએ. એકલા કંટાળો આવે અને કંપની જોઈએ તો ૨૦ ટીકલ (૫ રૂપીઆ)માં તો બનીઠનીને બેઠેલી ભાડુતી ઢીંગલીઓની 'કંપની'યે મળે. બેસવું હોય તો બેસો, ડેન્સ કરવો હોય તો ડેન્સ કરો, ને ફરવા જવું હોય તો સાથે ફરવા લઈ જાવ. કેટલાક ડેન્સહોલમાં તો વળી પેરીસના French Folliesની પેઠે અર્ધનગ્ન અને નગ્ન બાઓના નાચ પણ રોજ ચાલે.

બેંગકોક માટે રંગૂનમાં તો ઘણીયે વાતો સાંભળી હતી કે એ પૂરેપૂરું રંગીલું શહેર છે. ને છે પણ તેવું જ. લોકોની મનોવૃત્તિ જ વામમાર્ગી. શું લઈ જવું છે! બસ, લહેર કરો ને મોજ ઉડાવો. એવી બાબતમાં તો બેંગકોક એટલે જાણે પૂર્વનું પેરિસ!

★

# રસદૂત હે સૃષ્ટિના!

વિવેચક વિચારવંત! લઘુબન્ધુ સર્જક તણા,
લહે તુજ વડીલ બન્ધુ કમનીય આ સૃષ્ટિનાં
શુભાશુભ અનેક રૌદ્ર મૃદુ ભવ્ય તત્ત્વો અને
વિશોધન કરી, દઈ અભિનવાં સ્વરૂપો રચે
સુમંગલ, ઋતંભરા અજર સૃષ્ટિ સૌ જાડ્યને
અશેષ હરી લઈ સદૈવ નવચેતના અર્પતી.
વિવેચક વિકારહીન! રસસૃષ્ટિ આ ઇપ્સિતા
પરી રહી જતી અશક્તિ થકી, વા પડે ફંદમાં,
પ્રસુપ્ત હૃદયે છતાંય અભિજાત સૌંદર્યને
સહર્ષ ઝીલી મૂલવી, રહી સજાગ સંરક્ષીને
સુવર્ધિત કરી બધી વિષમ શૃંખલા વિશ્વની
થકી થઈ વિમુક્ત દિવ્ય લહવા તણી ભાવના.'
જગાડી અનુભાવના અભિનિવેશી પ્રજ્ઞાબળે
વિવેક વિલસાવ, સ્વસ્થ રસદૂત હે સૃષ્ટિના!

ગોવિન્દભાઈ પટેલ

# મધરાતે માવિહોણી

હર્ષદ પારેખ

> માતૃપ્રેમની પૂરી પરખ કે એના વિષેની સાચી સમજ તો ત્યારે થઈ શકે કે જ્યારે માતાનો અભાવ હોય. કોઈ મા-વિનાનાં બાળુડાંની હૃદયવિદારક માતૃ-ઝંખના સાંભળી છે? યુદ્ધના કારમા વાતાવરણે કરી મૂકેલાં અનાથ બાળકોમાં-ના એક બાળકની દિલદ્રાવક આ કથા છે.

ઉત્તર કોરીઆના એ નાનકડા ગામ પર જ્યારે કાળરાત્રી ફરી વળી ત્યારે બધું શાંત હતું—સિવાય કે અંધકારમાં તરવરતાં તમરાંનો અવાજ, ગલીના ખૂણામાંથી સંભળાતું એકાદ કૂતરાનું ભસવું અને જાગી રહેલા થોડા સામ્યવાદી સૈનિકોની 'આલબેલ'! કડકડતી ઠંડીમાં નાનકડું ગામ ઊંઘતું હતું. વૃદ્ધો ઊંઘતા હતા, કારણ કે રાત્રીનો સમય ઊંઘવા માટેનો હતો. આખો દિવસ અમેરિકન ગેરીલાઓ સાથે યુદ્ધ કરીને થાકેલાં યુવાન સ્ત્રી-પુરુષો પણ ઊંઘતાં હતાં. બાળકો પણ માતાની હૂંફાળી ગોદમાં સૂતાં હતાં. બાળકોને અમેરિકન સૈનિકોનો ભય નહોતો કારણ કે તેમની પાસે તેમની માતાઓ હતી એ સત્ય પર તેમને સંપૂર્ણ વિશ્વાસ હતો. માની ગોદમાં સૂતેલાં બાળકોને મૃત્યુ સમા મહાકાળનો ભય નહોતો, અને પોતાના પડખામાં સંતાનોને સુવાડી દેતી માતાઓને વિશ્વાસ હતો કે ગામમાં મધ્યરાત્રીએ જાગી રહેલા સામ્યવાદી સૈનિકો ગામનું રક્ષણ કરી રહ્યા હતા. યુવાન, હિંમતવાન, નિડર, શક્તિશાળી સામ્યવાદી લડવૈયાઓએ ગામને અમેરિકનોની સામે—પશ્ચિમ તરફથી વંટોળીયાની જેમ પૂર્વ તરફ ધસતા એ ક્રૂર કાળપ્રવાહની સામે—ગામનું રક્ષણ કરવાનું હતું. અને છતાં ગામ શાંત હતું. કારણ કે ભોળા ગામજનો જાણતા હતા કે પ્રકૃતિએ તેમને રાત્રી આપી છે તે જંપવા માટે: યુદ્ધ માટે નહિ!

પણ ત્સેકાઈને ઊંઘ ન આવી. ગામની નાનકડી હૉસ્પિટલના બાળવર્ગના નાનકડા ખાટલા પર પડેલી નાનકડી ત્સેકાઈએ ઓરડામાં ચારે તરફ નજર કરી. ઓરડામાં દરેક ખાટલામાં એક એક ઘાયલ બાળક સહુ સહુની માતાની મીઠી હુંફમાં શાંતિથી સૂતું હતું. પણ ત્સેકાઈને હુંફ આપવા માટે તેની માતા તેની પાસે ન હતી. અને બરાડા પાડતી પેલી બુઢ્ઢી નર્સ મા જેવી લાગતી નહોતી. એ બિહામણી નર્સ ત્સેકાઈને ઊંઘાડી શકે તેમ નહોતી કારણ કે એ નર્સમાં માતૃત્વ નામનું કોઈ તત્વ નહોતું. ફક્ત મા જ ત્સેકાઈને શાંતિથી ઊંઘાડી શકે તેમ હતી પણ—પણ મા ક્યાં! ત્સેકાઈ પગે ઘાયલ થઈ હતી. પરંતુ પગમાં થતા દુઃખની ફરિયાદ કરવા માટે—ત્સેકાઈની એ ફરિયાદ સાંભળવા માટે ત્સેકાઈ પાસે કોઈ નહોતું—મા પણ નહિ!

ત્સેકાઈની આંખોમાં આંસુ ધસી આવ્યાં.

ઓરડામાં અંધારું હતું. કોઈકે ધીમે રહીને એ અંધારા ઓરડાનો દરવાજો ખોલ્યો. ત્સેકાઈએ અંધકારના ઊંડાણમાં નજર કરી. એ નર્સ હતી. ત્સેકાઈને એ દુષ્ટ નર્સ જરા ય નહોતી ગમતી. ત્સેકાઈએ આંખો બંધ કરી દીધી પરંતુ બંધ આંખોએ કોઈ જુદી જ વ્યક્તિ નિહાળી. ત્સેકાઈની બંધ આંખો સામે મા ખડી થઇ. કેટલી સુંદર હતી એ મા? શું ખરેખર તેની મા ત્યાં ઊભી હતી! ખરેખર? ત્સેકાઈએ આંખો ખોલી નાખી. ત્યાં કોઇ જ નહોતું. મા પણ નહોતી અને નર્સ પણ નહોતી. હતું ફક્ત અંધકારભર્યું ઊંડાણ! અને અંધકારભર્યું ભાવિ! ત્સેકાઈનું, ને તેથી સમસ્ત માનવ જાતનું!

ત્સેકાઈ તેની માને હવે કદી નહિ જોઈ શકે!

"મા! મા!" ત્સેકાઈ બૂમ પાડી રડવા લાગી.

"ચૂપ! કોણ રડે છે ત્યાં?" નર્સનો તીણો કાતિલ સ્વર સંભળાયો.

"હું છું. ત્સેકાઈ!" ત્સેકાઈ રડતા અવાજે બોલી.

"જો સાંભળ ત્સેકાઈ!" ત્સેકાઈને નર્સનો અવાજ





નાનો ભાઈ કે નાના ભાઈનો છોકરો ગાદી પર છે. આવી બધી ખટપટો, તોફાનો થવા છતાં શહેરમાં તેની અસર બહુ જ ઓછી થાય છે. શહેરની આમ પ્રજા અને તેના વેપાર રોજગારને કોઈ બગાડતું નથી. તે તો રોજની જેમ જ ચાલ્યા કરે.

બેંગકોકનો મોટામાં મોટો વેપાર નાણાં—currency—નો છે દેશદેશની કરન્સી અત્રે છૂટથી મળે એટલું જ નહીં પણ બીજી ચીજવસ્તુ પેઠે તેની લાખો અને કરોડોને હીસાબે લે-વેચ થાય. બાકી, બીજા નીકાશ વેપારમાં ચોખા, ઇમારતી લાકડું, અને જીવતાં જંગલી પશુઓ તથા તેમનાં ચામડાંનો વેપાર. મુખ્ય વેપાર ઘણેખરો ચીનાઓના હાથમાં છે. ફક્ત કાપડનો ધંધો હિંદુસ્તાનીનો અને તે પણ સિંધી તથા શીખ મુખ્ય. શીખ અહીં પુષ્કળ છે. પ્રમાણમાં હિંદુસ્તાની બહુ જ ઓછા. ચીના બેસુમાર ઊભરાઈ પડયા છે. સીઆમીઝ કરતાં પણ વધી જાય.

સીઆમ દેશની રાજકુંવરી અને તેની માયાનગરીની વાતો કાંઈ સાવ ખોટી તો નહીં હોય. હાતીમતાઈનું નામ ઇતિહાસમાં મશહુર છે. કહેવાય છે કે આ બધી તેની પ્રજા છે. મારા ખ્યાલથી હાતીમતાઈ અહીં ચડી આવ્યો હશે; અને તેના સૈનિકો ને બધાએ અહીં થાણું જમાવ્યું હશે કે પછી હાતીમતાઈ ચાચીઓ હતો ? શો ખબર ! પણ આ "થાઈ" પ્રજા અને "થાઈલેન્ડ" નામ 'હાતીમતાઈ' સાથે કશોક પણ સબંધ સૂચક તો છે જ.

એમ કહેવાતું કે અહીં જે આવે તે પાછો ન જઈ શકતો. અહીંની સુંદરીઓ તંત્રવિદ્યામાં મશહૂર. વાત પણ સાચી છે. અહીંની રૂપસુંદરીઓની મોહિનીમાં લપસ્યો તે ઝટ છૂટી ન શકે. બેંગકોક એટલે નીતિ અને ચારિત્ર્યમાં છેલ્લી કોટિએ. હજીપણ અહીં રોજ રાતે પબ્લીક ડેન્સ-હોલમાં ખૂબ નાચ ગાન થાય છે. ત્યાં ગમે તે માણસ મફત જઈ શકે ને જોઈ શકે. શરત એટલી કે ત્યાં દારૂ કે પછી ઓરેન્જ કે એવું કૈંક પીવું જોઈએ. એકલા કંટાળો આવે અને કંપની જોઈએ તો ૨૦ ટીકલ (૫ રૂપીઆ)માં તો બનીઠનીને બેઠેલી ભાડુતી ઢીંગલીઓની 'કંપની'યે મળે. બેસવું હોય તો બેસો, ડેન્સ કરવો હોય તો ડેન્સ કરો, ને ફરવા જવું હોય તો સાથે ફરવા લઈ જાવ. કેટલાક ડેન્સહોલમાં તો વળી પેરીસના French Folliesની પેઠે અર્ધનગ્ન અને નગ્ન બાઓના નાચ પણ રોજ ચાલે.

બેંગકોક માટે રંગૂનમાં તો ઘણીયે વાતો સાંભળી હતી કે એ પૂરેપૂરું રંગીલું શહેર છે. ને છે પણ તેવું જ. લોકોની મનોવૃત્તિ જ વામમાર્ગી. શું લઈ જવું છે ! બસ, લહેર કરો ને મોજ ઉડાવો. એવી બાબતમાં તો બેંગકોક એટલે જાણે પૂર્વનું પેરિસ !

★

## રસદૂત હે સૃષ્ટિના !

વિવેચક વિચારવંત ! લઘુબન્ધુ સર્જક તણા,
લહે તુજ વડીલ બન્ધુ કમનીય આ સૃષ્ટિનાં
શુભાશુભ અનેક રૌદ્ર મૃદુ ભવ્ય તત્ત્વો અને
વિશોધન કરી, દઈ અભિનવાં સ્વરૂપો રચે
સુમંગલ, ઋતંભરા અજર સૃષ્ટિ સૌ જાડયને
અશેષ હરી લઈ સદૈવ નવચેતના અર્પતી.
વિવેચક વિકારહીન ! રસસૃષ્ટિ આ ઇપ્સિતા
પરી રહી જતી અશક્તિ થકી, વા પડયે ફંદમાં,
પ્રસુપ્ત હૃદયે છતાંય અભિજાત સૌંદર્યને
સહર્ષ ઝીલી મૂલવી, રહી સજાગ સંરક્ષીને
સુવર્ધિત કરી બધી વિષમ શૃંખલા વિશ્વની
થકી થઈ વિમુક્ત દિવ્ય લહવા તણી ભાવના.
જગાડી અનુભાવના અભિનિવેશી પ્રજ્ઞાબળે
વિવેક વિલસાવ, સ્વસ્થ રસદૂત હે સૃષ્ટિના !

ગોવિન્દભાઈ પટેલ

# મધરાતે માવિહોણી

હર્ષદ પારેખ

ઉત્તર કોરીઆના એ નાનકડા ગામ પર જ્યારે કાળરાત્રી ફરી વળી ત્યારે બધું શાંત હતું—સિવાય કે અંધકારમાં તરવરતાં તમરાંનો અવાજ, ગલીના ખૂણામાંથી સંભળાતું એકાદ કૂતરાનું ભસવું અને જાગી રહેલા થોડા સામ્યવાદી સૈનિકોની 'આલબેલ'! કડકડતી ઠંડીમાં નાનકડું ગામ ઊંઘતું હતું. વૃદ્ધો ઊંઘતા હતા, કારણ કે રાત્રીનો સમય ઊંઘવા માટેનો હતો. આખો દિવસ અમેરિકન ગેરીલાઓ સાથે યુદ્ધ કરીને થાકેલાં યુવાન સ્ત્રી-પુરુષો પણ ઊંઘતાં હતાં. બાળકો પણ માતાની હુંફાળી ગોદમાં સૂતાં હતાં. બાળકોને અમેરિકન સૈનિકોનો ભય નહોતો કારણ કે તેમની પાસે તેમની માતાઓ હતી એ સત્ય પર તેમને સંપૂર્ણ વિશ્વાસ હતો. માની ગોદમાં સૂતેલાં બાળકોને મૃત્યુ સમા મહાકાળનો ભય નહોતો, અને પોતાના પડખામાં સંતાનોને સુવાડી દેતી માતાઓને વિશ્વાસ હતો કે ગામમાં મધ્યરાત્રીએ જાગી રહેલા સામ્યવાદી સૈનિકો ગામનું રક્ષણ કરી રહ્યા હતા. યુવાન, હિંમતવાન, નિડર, શક્તિશાળી સામ્યવાદી લડવૈયાઓએ ગામને અમેરિકનોની સામે—પશ્ચિમ તરફથી વંટોળીયાની જેમ પૂર્વ તરફ ધસતા એ ક્રૂર કાળપ્રવાહની સામે—ગામનું રક્ષણ કરવાનું હતું. અને છતાં ગામ શાંત હતું. કારણ કે ભોળા ગ્રામજનો જાણતા હતા કે પ્રકૃતિએ તેમને રાત્રી આપી છે તે જંપવા માટે: યુદ્ધ માટે નહિ!

પણ ત્સેકાઈને ઊંઘ ન આવી. ગામની નાનકડી હૉસ્પિટલના બાળવર્ગના નાનકડા ખાટલા પર પડેલી નાનકડી ત્સેકાઈએ ઓરડામાં ચારે તરફ નજર કરી. ઓરડામાં દરેક ખાટલામાં એક એક ઘાયલ બાળક સહુ સહુની માતાની મીઠી હુંફમાં શાંતિથી સૂતું હતું. પણ ત્સેકાઈને હુંફ આપવા માટે તેની માતા તેની પાસે ન હતી. અને બરાડા પાડતી પેલી બુઢ્ઢી નર્સ મા જેવી લાગતી નહોતી. એ બિહામણી નર્સ ત્સેકાઈને ઊંઘાડી શકે તેમ નહોતી કારણ કે એ નર્સમાં માતૃત્વ નામનું કોઈ તત્વ નહોતું. ફક્ત મા જ ત્સેકાઈને શાંતિથી ઊંઘાડી શકે તેમ હતી પણ—પણ મા ક્યાં! ત્સેકાઈ પગે ઘાયલ થઈ હતી. પરંતુ પગમાં થતા દુઃખની ફરિયાદ કરવા માટે—ત્સેકાઈની એ ફરિયાદ સાંભળવા માટે ત્સેકાઈ પાસે કોઈ નહોતું—મા પણ નહિ!

> માતૃપ્રેમની પૂરી પરખ કે એના વિષેની સાચી સમજ તો ત્યારે થઈ શકે કે જ્યારે માતાનો અભાવ હોય. કોઈ મા-વિનાનાં બાળુડાંની હૃદયવિદારક માતૃ-ઝંખના સાંભળી છે? યુદ્ધના કારમા વાતાવરણે કરી મૂકેલાં અનાથ બાળકોમાંના એક બાળકની દિલદ્રાવક આ કથા છે.

ત્સેકાઈની આંખોમાં આંસુ ધસી આવ્યાં.

ઓરડામાં અંધારું હતું. કોઈકે ધીમે રહીને એ અંધારા ઓરડાનો દરવાજો ખોલ્યો. ત્સેકાઈએ અંધકારના ઊંડાણમાં નજર કરી. એ નર્સ હતી. ત્સેકાઈને એ દુષ્ટ નર્સ જરા ય નહોતી ગમતી. ત્સેકાઈએ આંખો બંધ કરી દીધી પરંતુ બંધ આંખોએ કોઈ જુદી જ વ્યક્તિ નિહાળી. ત્સેકાઈની બંધ આંખો સામે મા ખડી થઇ. કેટલી સુંદર હતી એ મા? શું ખરેખર તેની મા ત્યાં ઊભી હતી! ખરેખર? ત્સેકાઈએ આંખો ખોલી નાખી. ત્યાં કોઈ જ નહોતું. મા પણ નહોતી અને નર્સ પણ નહોતી. હતું ફક્ત અંધકારભર્યું ઊંડાણ! અને અંધકારભર્યું ભાવિ! ત્સેકાઈનું, ને તેથી સમસ્ત માનવ જાતનું!

ત્સેકાઈ તેની માને હવે કદી નહિ જોઈ શકે!

"મા! મા!" ત્સેકાઈ બૂમ પાડી રડવા લાગી.

"ચૂપ! કોણ રડે છે ત્યાં!" નર્સનો તીણો કાતિલ સ્વર સંભળાયો.

"હું છું. ત્સેકાઈ!" ત્સેકાઈ રડતા અવાજે બોલી.

"જો સાંભળ ત્સેકાઈ!" ત્સેકાઈને નર્સનો અવાજ





નાનો ભાઈ કે નાના ભાઈનો છોકરો ગાદી પર છે. આવી બધી ખટપટો, તોફાનો થવા છતાં શહેરમાં તેની અસર બહુ જ ઓછી થાય છે. શહેરની આમ પ્રજા અને તેના વેપાર રોજગારને કોઈ બગાડતું નથી. તે તો રોજની જેમ જ ચાલ્યા કરે.

બેંગકોકનો મોટામાં મોટો વેપાર નાણાં—currency—નો છે દેશદેશની કરન્સી અત્રે છૂટથી મળે એટલું જ નહીં પણ બીજી ચીજવસ્તુ પેઠે તેની લાખો અને કરોડોને હીસાબે લે-વેચ થાય. બાકી, બીજા નીકાશ વેપારમાં ચોખા, ઈમારતી લાકડું, અને જીવતાં જંગલી પશુઓ તથા તેમનાં ચામડાંનો વેપાર. મુખ્ય વેપાર ઘણોખરો ચીનાઓના હાથમાં છે. ફક્ત કાપડનો ધંધો હિંદુસ્તાનીનો અને તે પણ સિંધી તથા શીખ મુખ્ય. શીખ અહીં પુષ્કળ છે. પ્રમાણમાં હિંદુસ્તાની બહુ જ ઓછા. ચીના બેસુમાર ઊભરાઈ પડયા છે. સીઆમીઝ કરતાં પણ વધી જાય.

સીઆમ દેશની રાજકુંવરી અને તેની માયાનગરીની વાતો કાંઈ સાવ ખોટી તો નહીં હોય. હાતીમતાઈનું નામ ઇતિહાસમાં મશહુર છે. કહેવાય છે કે આ બધી તેની પ્રજા છે. મારા ખ્યાલથી હાતીમતાઈ અહીં ચડી આવ્યો હશે; અને તેના સૈનિકો ને બધાએ અહીં થાણું જમાવ્યું હશે કે પછી હાતીમતાઈ ચાંચીઓ હતો ? શો ખબર ? પણ આ " થાઈ " પ્રજા અને " થાઈલેન્ડ " નામ ' હાતીમતાઈ ' સાથે કંઈક પણ સબંધ સૂચક તો છે જ.

એમ કહેવાતું કે અહીં જે આવે તે પાછો ન જઈ શકતો. અહીંની સુંદરીઓ તંત્રવિદ્યામાં મશહુર. વાત પણ સાચી છે. અહીંની રૂપસુંદરીઓની મોહિનીમાં લપસ્યો તે ઝટ છૂટી ન શકે. બેંગકોક એટલે નીતિ અને ચારિત્ર્યમાં છેલ્લી કોટિએ. હજીપણ અહીં રોજ રાતે પબ્લીક ડેન્સ-હોલમાં ખૂબ નાચ ગાન થાય છે. ત્યાં ગમે તે માણસ મફત જઈ શકે ને જોઈ શકે. શરત એટલી કે ત્યાં દારૂ કે પછી ઓરેન્જ કે એવું કંઈક પીવું જોઈએ. એકલા કંટાળો આવે અને કંપની જોઈએ તો ૨૦ ટીકલ ( ૫ રૂપીઆ )માં તો બનીઠનીને બેઠેલી ભાકુતી ઢીંગલીઓની ' કંપની 'યે મળે. બેસવું હોય તો બેસો, ડેન્સ કરવો હોય તો ડેન્સ કરો, ને ફરવા જવું હોય તો સાથે ફરવા લઈ જાવ. કેટલાક ડેન્સહોલમાં તો વળી પેરીસના French Folliesની પેઠે અર્ધનગ્ન અને નગ્ન સ્ત્રીઓના નાચ પણ રોજ ચાલે.

બેંગકોક મારે રંગૂનમાં તો ઘણીયે વાતો સાંભળી હતી કે એ પૂરેપૂરું રંગીલું શહેર છે. ને છે પણ તેવું જ. લોકોની મનોવૃત્તિ જ વામમાર્ગી. શું લઈ જવું છે ? બસ, લહેર કરો ને મોજ ઉડાવો. એવી બાબતમાં તો બેંગકોક એટલે જાણે પૂર્વનું પેરિસ !

★

## રસદૂત હે સૃષ્ટિના !

વિવેચક વિચારવંત ! લઘુબન્ધુ સર્જક તણા,
લહે તુજ વડીલ બન્ધુ કમનીય આ સૃષ્ટિનાં
શુભાશુભ અનેક રૌદ્ર મૃદુ ભવ્ય તત્ત્વો અને
વિશોધન કરી, દઈ અભિનવાં સ્વરૂપો રચે
સુમંગલ, ઋતંભરા અજર સૃષ્ટિ સૌ જાડયને
અશેષ હરી લઈ સદૈવ નવચેતના અર્પતી.
વિવેચક વિકારહીન ! રસસૃષ્ટિ આ ઇપ્સિતા
પરી રહી જતી અશક્તિ થકી, વા પડે ફંદમાં,
પ્રસુપ્ત હૃદયે છતાંય અભિજાત સૌંદર્યને
સહર્ષ ઝીલી મૂલવી, રહી સજાગ સંરક્ષીને
સુવર્ધિત કરી બધી વિષમ શૃંખલા વિશ્વની
થકી થઈ વિમુક્ત દિવ્ય લહવા તણી ભાવના.
જગાડી અનુભાવના અભિનિવેશી પ્રજ્ઞાબળે
વિવેક વિલસાવ, સ્વસ્થ રસદૂત હે સૃષ્ટિના !

ગોવિન્દભાઈ પટેલ

# મધરાતે માવિહોણી

હર્ષદ પારેખ

> માતૃપ્રેમની પૂરી પરખ કે એના વિષેની સાચી સમજ તો ત્યારે થઈ શકે કે જ્યારે માતાનો અભાવ હોય. કોઈ મા-વિનાનાં બાળુડાંની હૃદયવિદારક માતૃ-ઝંખના સાંભળી છે? યુદ્ધના કારમા વાતાવરણે કરી મૂકેલાં અનાથ બાળકોમાંના એક બાળકની દિલદ્રાવક આ કથા છે.

ઉત્તર કોરીઆના એ નાનકડા ગામ પર જ્યારે કાળરાત્રી ફરી વળી ત્યારે બધું શાંત હતું—સિવાય કે અંધકારમાં તરવરતાં તમરાંનો અવાજ, ગલીના ખૂણામાંથી સંભળાતું એકાદ કૂતરાનું ભસવું અને જાગી રહેલા થોડા સામ્યવાદી સૈનિકોની 'આલબેલ'! કડકડતી ઠંડીમાં નાનકડું ગામ ઊંઘતું હતું. વૃદ્ધો ઊંઘતા હતા, કારણ કે રાત્રીનો સમય ઊંઘવા માટેનો હતો. આખો દિવસ અમેરિકન ગેરીલાઓ સાથે યુદ્ધ કરીને થાકેલાં યુવાન સ્ત્રી-પુરુષો પણ ઊંઘતાં હતાં. બાળકો પણ માતાની હૂંફાળી ગોદમાં સૂતાં હતાં. બાળકોને અમેરિકન સૈનિકોનો ભય નહોતો કારણ કે તેમની પાસે તેમની માતાઓ હતી એ સત્ય પર તેમને સંપૂર્ણ વિશ્વાસ હતો. માની ગોદમાં સૂતેલાં બાળકોને મૃત્યુ સમા મહાકાળનો ભય નહોતો, અને પોતાના પડખામાં સંતાનોને સુવાડી દેતી માતાઓને વિશ્વાસ હતો કે ગામમાં મધ્યરાત્રીએ જાગી રહેલા સામ્યવાદી સૈનિકો ગામનું રક્ષણ કરી રહ્યા હતા. યુવાન, હિંમતવાન, નિડર, શક્તિશાળી સામ્યવાદી લડવૈયાઓએ ગામને અમેરિકનોની સામે—પશ્ચિમ તરફથી વંટોળીયાની જેમ પૂર્વ તરફ ધસતા એ ક્રૂર કાળપ્રવાહની સામે—ગામનું રક્ષણ કરવાનું હતું. અને છતાં ગામ શાંત હતું. કારણ કે ભોળા ગ્રામજનો જાણતા હતા કે પ્રકૃતિએ તેમને રાત્રી આપી છે તે જંપવા માટે: યુદ્ધ માટે નહિ!

પણ ત્સેકાઈને ઊંઘ ન આવી. ગામની નાનકડી હૉસ્પિટલના બાળવર્ગના નાનકડા ખાટલા પર પડેલી નાનકડી ત્સેકાઈએ ઓરડામાં ચારે તરફ નજર કરી. ઓરડામાં દરેક ખાટલામાં એક એક ઘાયલ બાળક સહુ સહુની માતાની મીઠી હૂંફમાં શાંતિથી સૂતું હતું. પણ ત્સેકાઈને હૂંફ આપવા માટે તેની માતા તેની પાસે ન હતી. અને બરાડા પાડતી પેલી બુઢ્ઢી નર્સ મા જેવી લાગતી નહોતી. એ બિહામણી નર્સ ત્સેકાઈને ઊંઘાડી શકે તેમ નહોતી કારણ કે એ નર્સમાં માતૃત્વ નામનું કોઈ તત્વ નહોતું. ફક્ત મા જ ત્સેકાઈને શાંતિથી ઊંઘાડી શકે તેમ હતી પણ—પણ મા ક્યાં! ત્સેકાઈ પગે ઘાયલ થઈ હતી. પરંતુ પગમાં થતા દુઃખની ફરિયાદ કરવા માટે—ત્સેકાઈની એ ફરિયાદ સાંભળવા માટે ત્સેકાઈ પાસે કોઈ નહોતું—મા પણ નહિ!

ત્સેકાઈની આંખોમાં આંસુ ધસી આવ્યાં.

ઓરડામાં અંધારું હતું. કોઈકે ધીમે રહીને એ અંધારા ઓરડાનો દરવાજો ખોલ્યો. ત્સેકાઈએ અંધકારના ઊંડાણમાં નજર કરી. એ નર્સ હતી. ત્સેકાઈને એ દુષ્ટ નર્સ જરા ય નહોતી ગમતી. ત્સેકાઈએ આંખો બંધ કરી દીધી પરંતુ બંધ આંખોએ કોઈ જુદી જ વ્યકિત નિહાળી. ત્સેકાઈની બંધ આંખો સામે મા ખડી થઇ. કેટલી સુંદર હતી એ મા? શું ખરેખર તેની મા ત્યાં ઊભી હતી? ખરેખર? ત્સેકાઈએ આંખો ખોલી નાખી. ત્યાં કોઈ જ નહોતું. મા પણ નહોતી અને નર્સ પણ નહોતી. હતું ફક્ત અંધકારભર્યું ઊંડાણ! અને અંધકારભર્યું ભાવિ! ત્સેકાઈનું, ને તેથી સમસ્ત માનવ જાતનું! ત્સેકાઈ તેની માને હવે કદી નહિ જોઈ શકે!

"મા! મા!" ત્સેકાઈ બૂમ પાડી રડવા લાગી.

"ચૂપ! કોણ રડે છે ત્યાં?" નર્સનો તીણો કાતિલ સ્વર સંભળાયો.

"હું છું. ત્સેકાઈ!" ત્સેકાઈ રડતા અવાજે બોલી.

"જો સાંભળ ત્સેકાઈ!" ત્સેકાઈને નર્સનો અવાજ





પાડવી ભાસ્યો. તે નર્સની સામે જોઈ રહી. "શા માટે બીજા દર્દીઓને મધરાતે હેરાન કરે છે?"

ત્સેકાઈએ જવાબ ન આપ્યો.

"શું થયું છે તને?"

"મારે મારી મા જોઈએ છે." ત્સેકાઈ બોલી.

"તને એક વખત કહ્યું કે તારી મા મરી ગઈ છે. આજે સવારે મરી ગઈ. અવાજ ન કર. અને છાનીમાની સૂઈ જા."

"પણ મારી મા રોજ ગાયન ગાઈને મને સુવડાવતી. મારી માના ગીત વિના મને ઊંઘ નથી આવતી." ત્સેકાઈની આંખોમાંથી ફરી આંસુ ધસી આવ્યાં.

"ઠીક. ન સૂવું હોય તો કંઈ નહિ. પણ ચૂપ પડી રહે. નહિતર પેલા અમેરિકન ગેરીલાઓ તારી પાછળ દોડશે."

"આ અમેરિકનો કોણ છે, નર્સ? બધાં કહે છે કે અમેરિકનોએ જ મારી માને મારી નાખી."

"સાચું. અને તું ગરબડ કરશે તો તને પણ મારી નાખશે. છાનીમાની પડી રહે."

"ભલે. હું ચૂપ પડી રહીશ પણ ઊંઘી નહિ શકું. મારી માના ગીત વિના ઊંઘ નહિ આવે."

અને નર્સ ચાલી ગઈ.

ત્સેકાઈ વિચારે ચડી. 'મારી મા મરી ગઈ. મા, તું મરી ગઈ! એ લોકોએ તને મારી નાખી! અમેરિકનો વગર કારણે મારી નાખતા હશે, ખરું? મારી મા કદી કોઈનું કંઈ જ ન બગાડતી. કેવી દયાળુ હતી! કેવી પ્રેમાળ ને સુંદર હતી! આવી માને મરવું પડતું હશે! હવે એ કદી પાછી નહિ આવે કદી નહિ! આવડી મોટી દુનીઆમાં આવા અંધારામાં મને એકલી છોડીને મારી મા તો મરી ગઈ! મરેલાં માણસો કદી બોલે નહિ, ખાય નહિ, પીએ નહિ, રમે નહિ, વાતો પણ ન કરે! અરે, ગાય પણ નહિ! માણસ કેમ મરે છે એ હું જાણું છું. મરેલાં માણસોને બધાં ભેગાં મળી જમીનમાં દાટી દે! મારા બાપુનું પણ એમ જ થયું હતું ને! દાટી દીધા! હવે માને દાટી દીધી! હવે મારી મા કબરમાંથી ઝટ પાછી નહિ આવે! એ હવે ગીત નહિ ગાય અને તેથી હું સૂઈ પણ નહિ શકું! મા! તું પાછી આવે તો મને કેવું ગમે?......'

હૉસ્પિટલની બારી બહારના રસ્તા પર કૂતરું ભસવા લાગ્યું. કદાચ ત્સેકાઈ પ્રત્યે દિલસોજી ને સહાનુભૂતિ દર્શાવતું એ એક જ પ્રાણી હશે. રસ્તા પરના ચોકીદાર સૈનિકે પથ્થર ફેંકી એ કૂતરાને શાંત કરી દીધું. શાંત વાતાવરણમાં સૈનિકનો અવાજ રણકી ઊઠ્યો 'આલબેલ!'

શાંત અંધારી રાત્રીએ તેનો પડઘો પાડ્યો, 'આલબેલ!' આલબેલ! શું આલબેલ હતું? શું સલામત હતું? શું શાંત હતું? આલબેલ! સબ સલામત! ત્સેકાઈ સાથે જગત મશ્કરી તો નહોતું રમી રહ્યું!

ત્સેકાઈ તેના ખાટલામાં બેઠી થઈ. તેણે ઓરડામાં ચારે તરફ નજર કરી. પ્રત્યેક ખાટલા પર એક એક ઘાયલ બાળક સૂતું હતું. પ્રત્યેક બાળક સાથે તેની માતા હતી. પ્રત્યેક બાળકને તેની માતાની મીઠી હૂંફ હતી. ત્સેકાઈએ પોતાની પથારીમાં જોયું. પથારીની નીચે જોયું. પથારીની આસપાસ જોયું ઓરડાને પ્રત્યેક ખૂણે તેની આંખો ફરી વળી. કદાચ ક્યાંકથી તેની મા આવી ચડે! કદાચ હૉસ્પિટલની બહાર તેની વાટ જોતી હશે તો! કદાચ આ બારીની બહાર ઊભી હશે તો! પણ કેમ જવું? પગ કેવા દુખે છે! દૂરથી અમેરિકનોએ ગોળી ચલાવી તેનો પગ છીનવી લીધો. લોકો કહે છે કે ગોળી ચલાવનારાઓ ચાઈનીઝ નહોતા. પછી શા માટે તેના દેશમાં આવી બધાને મારી નાખે છે! ક્રૂર! નર્યા પશુ! ત્સેકાઈએ નિસાસો નાખ્યો.

"નથી સૂતી, ત્સેકાઈ?" અવાજ આવ્યો.

ત્સેકાઈએ બાજુની પથારીમાં નજર કરી. એક બાળક પૂછતું હતું.




"મને ઊંઘ નથી આવતી. તારી સાથે કોણ સૂતું છે?" ત્સેકાઈ બોલી.

"મારી મા છે." છોકરાએ જવાબ આપ્યો.

"તારે મા છે ખરી? જીવતી મા, નહિ?" ત્સેકાઈએ કહ્યું.

"હા. મારી મા બહુ સુંદર છે. મને મારી મા ખૂબ ગમે છે. મારે માટે રોજ ફૂલ લઈ આવે છે. અને ઠંડી રાતે મને પડખામાં દબાવી સુવાડી દે છે. કેવી મઝા આવે? અને જ્યારે મારા બાપુ લડાઈમાં મરી ગયા ત્યારે મારી મા કહેતી કે હજી મારા બાપુ મારામાં જીવે છે.

"શું!" ત્સેકાઈ ચમકી. "મરેલા જીવી શકે?"

"મને ખબર નથી," છોકરો બોલ્યો. "પણ મારી મા ક્યારેક એમ કહે છે ખરી."

"અત્યારે એ સૂઈ ગઈ છે?"

"હા. હવે આપણે ચૂપ રહીએ. નહિતર મારી માની ઊંઘ બગડશે."

"તને તારી મા ગમે છે?" ત્સેકાઈએ પૂછ્યું.

"હાસ્તો વળી."

"તારું નામ?"

"માઓ. આપણા નેતાનું પણ એ જ નામ છે. મારી મા કહેતી કે હું મોટો થઈને માઓ-ત્સે-તુંગ જેવો સૈનિક બનીશ."

"મને સૈનિકો નથી ગમતા." ત્સેકાઈ બોલી.

"કેમ?'

"તેઓ વગર કારણે માણસોને મારી નાખે છે." ત્સેકાઈએ કહ્યું.

"તારી મા ક્યાં?" છોકરાએ પૂછ્યું.

"મા? મારી મા નથી. પણ એક વખત હતી ખરી."

"ક્યાં ગઈ?"

"મરી ગઈ."

"કેમ કરતાં?"

"પેલા અમેરિકનોએ મારી નાખી."

"કેવી રીતે?"

"મારી મા ખેતરમાં કામ કરતી હતી ને, ત્યારે અમેરિકનોએ દૂરથી ગોળીબાર કર્યો ને બંદૂકની એક ગોળી મારી માના ગળાની આરપાર નીકળી ગઈ. હું મારી માથી ઘણી જ દૂર હતી ને મને ય પગમાં ગોળી વાગી હતી. મારી મા તો તરત જ નીચે પડી ગઈ ને મરી ગઈ."

"ત્યારે તારે મા નથી. ખરું!"

"ના! મારે મા નથી. પણ એક વખત હતી ખરી. હો?"

"ઠીક હવે સૂઈ જા," કહી છોકરો તેની માની ગોદમાં ઊંઘવા લાગ્યો. ત્સેકાઈ જોઈ રહી. તેને રડવું આવ્યું. ચારેપાસ અંધારું હતું. ત્સેકાઈ ડરવા લાગી. 'કેવું અંધારું છે! મારી મા રોજ કહેતી કે કોઈ દિવસ ડરવું નહિ. 'હું કોઈ દિવસ નહોતી ડરતી. ત્યારે મારી પાસે મા હતી. અને હવે એ નથી એટલે મને ડર લાગે છે. એમ પેલા અમેરિકનો—'

ધબ! ધબ! ધબ! રસ્તા પર કોઈનાં ભારે પગલાંનો અવાજ સંભળાયો. 'શાનો અવાજ? કોઈકનાં પગલાં! રસ્તા પર કોઈક ચાલે છે! અમેરિકન હશે? કદાચ મારી મા જ હશે. પણ ના, મારી માના પગલાં આવાં ભારે નહોતાં. કોઈ સૈનિક હશે......સૈનિક ચાલ્યો ગયો......પગલાંનો અવાજ ઓછો થયો...સાવ ગયો......પેલો કૂતરો કેવો ભસે છે?...કેવી અંધારી રાત છે?...ને તમરાંનો અવાજ કેવો બીહામણો છે?......ઓરડામાં અંધારું...... આકાશમાં ચંદ્ર પણ નથી. મારી માને ચંદ્ર બહુ ગમતો. પણ મારી મા ચંદ્રને કદી નહિ જોઈ શકે. મને ય નહિ જોઈ શકે, હું પણ મારી માને કદી





નહિ જોઈ શકું. એ તો એની કબરમાં સૂતી એ હવે અમે ખેતરમાં કદી સાથે કામ નહિ કરી શકીએ. મા હવે કોઈ દિવસ મને એમ નહિ કહે કે આવ દીકરી, મને કામમાં મદદ કર જોઈએ! અને હું ય મારી માને તેના કામમાં મદદ નહિ કરી શકું. માની સાથે ખેતરમાં કામ કરવાની કેવી મઝા આવતી? પણ હવે તો મારે મા જ ક્યાં છે! અને અમારું ખેતર! ત્યાં હવે કોણ કામ કરશે? હું તો નહિ જ. હું એકલી કંઈ જ ન કરી શકું. મારી મા બધું કરી શકતી હતી. મારે માટે બધું કરતી, મા જ કરતી ને! હું ક્યાં કંઈ જ કરતી? હું તો ફક્ત માને મદદ જ કરતી, મા! મા! ત્યાં શા માટે જમીનમાં કબરમાં પડી છો! ને હું શા માટે આ હોસ્પિટલમાં પડી છું! આપણે શા માટે જુદાં પડયાં? તું કેમ અહીં આવીને ગાયન નથી ગાતી? મને ઊંઘ નથી આવતી! શા માટે બધાએ ભેગાં થઈને તને મારી નાખી! તને કેટલું દુઃખ થયું હશે, મા! હું શું કરું! ક્યાં જાઉં? તું ક્યાં મળશે, મા?'

અને આંસુ વહે છે, કૂતરો ભસે છે, સૈનિક પથ્થર ફેંકી પોકારે છે, આલબેલ!

ત્સેકાઈ આંસુ ઢાળી ઢાળીને થાકી ગઈ છે. મૃત મા પર ઢોળવા હવે તેની પાસે આંસુ નથી રહ્યાં. ત્સેકાઈ તેની આંખો બંધ કરે છે......ખોલે છે... ...ફરી બંધ......ફરી......ઓ! એ કોણ? સફેદ વસ્ત્રોમાં એ કઈ સ્ત્રી ત્સેકાઈની પાસે આવે છે! ...કેવું સુંદર સ્મિત તેના ચહેરા પર ફરે છે!... ...કેવી આંસુભીની આંખો......' અરે, એ તો તું છો, મા! તું આવી! ખરેખર! મને ખાત્રી હતી કે તું આવીશ! મારી મા આવી ગઈ! હવે એ મારી સાથે રહેશે. હવે સુંદર ગીત ગાશે અને હું ઊંઘી જઈશ. મારી મા બહુ સારી છે. હવે હું શાંતિથી સૂઈ જઈશ. મને મારી મા મળી ગઈ! અરે! મારી માએ કેવું મીઠું ચુંબન મને કર્યું! ખરેખર, મા! તું ક્યાં હતી અત્યાર સુધી! કેટલી રાહ જોવડાવી!'

"ત્સેકાઈ!" ત્સેકાઈને તેની મા બોલાવે છે.

"મા!"

"હું આવી."

"હું જાણતી હતી કે તું જરૂર આવીશ ક્યાં હતી અત્યાર સુધી?"

"હું મારી કબરમાંથી પાછી આવી—તને ચુંબન કરવા, તને ગીત સંભળાવવા, તને ઊંઘાડી દેવા."

ત્સેકાઈની મા ત્સેકાઈને ચુંબન કરે છે. ત્સેકાઈ આંખો બંધ રાખી સ્મિત કરી ઊઠે છે—જાણે સૂર્યનું પહેલું કિરણ પામતું સૂર્યમુખી ફૂલ!

"તું પાછી નહિ જા ને, મા?"

"મારે જવું જ જોઈએ!"

"હું તારી સાથે આવીશ. મને લઈ જઈશ ને, મા!" ત્સેકાઈ પૂછે છે.

"એ તો દેવદૂત જ કરી શકે, બેટા, કે અમેરિકન કરી શકે."

મા ગીત ગાય છે, ત્સેકાઈ ઊંઘવા માંડે છે, ગીતના સૂર અંધારી રાત્રીના બિહામણા વાતાવરણને જીવંત ને સંગીતમય બનાવે છે, ને એકાએક-ગીત બંધ પડી જાય છે.

"મા!" બંધ આંખોએ ત્સેકાઈ માને બોલાવે છે.

મા જવાબ નથી આપતી.

"મા ગાને!"

તેની મા એમ નથી કહેતી, "ગાઉં છું હો!"

ત્સેકાઈ તેની આંખો ખોલે છે, ત્યાં કોઈ જ નથી. એ જ અંધકાર! એ જ કૂતરાનું ભસવું! એ જ પથ્થર ફેંકયાનો અવાજ! ને સૈનિકનો એ જ પોકાર —આલબેલ!

"મા તું ક્યાં ગઈ!" ત્સેકાઈ બૂમ પાડી ઊઠે છે.




ને જગતની કોઈ પણ સ્ત્રી નથી બોલી ઊઠતી, "હું અહીં છું. દીકરી!"

"ગઈ? ના! ના! સબૂર! ઊભી રહે મા! હું તારી સાથે—" ત્સેકાઈ ઊભી થવા જાય છે પણ પડે છે. તેના જખ્મી પગમાં દુઃખાવો ઊપડે છે. ત્સેકાઈ બે લાગણીઓ વચ્ચે બૂમ પાડી ઊઠે છે—મા!

"ચૂપ રહે, મૂર્ખ!"

ત્સેકાઈ ઊંચી નજર કરે છે. ઓ! એ જ બિહામણી દુષ્ટ નર્સ!

"ક્યાં ગઈ?" ત્સેકાઈ પૂછે છે.

"કોણ?"

"મારી મા! એ ક્યાં ગઈ?"

"તને કહ્યું નહિ! એ મરી ગઈ છે!"

"પણ હમણાં જ મારી મા તેની કબરમાંથી પાછી આવી હતી, ગીત ગાતી હતી, મને સુવડાવતી—"

"અહીં કોઈ નથી આવ્યું. અવાજ ન કર. સૂઈ જા. મરેલું માણસ પાછું ન આવે." નર્સ ચાલી જાય છે.

ત્સેકાઈ મૂગું રુદન કરી રહી છે: 'મા નહોતી આવી ખરું? ક્યાંથી આવે? નર્સ સાચું કહે છે. મારી મા ન આવી શકે. એ તો મરેલી છે! મરેલી!' થોડાં આંસુ વહે છે, કૂતરો ભસે છે, પથ્થર ફેંકાય છે. આક્રોશ સંભળાય છે!

ત્સેકાઈ, જેનું હવે કોઈ નથી, જે કોઈનો નથી, જેનું કંઈ ભાવિ નથી, જે કોઈ માની દીકરી નથી ને જેની કોઈ મા નથી, આવડી મોટી માણસજાતના અસ્તિત્વ છતાં જે એકલી છે, આવડી વિશાળ દુનિયા હોવા છતાં તેમાં જેને સ્થાન નથી, મૃત મા પર રડતી, નિરાશ, હારેલી, ખોવાયેલી, ત્યજાએલી સીંચન વિના સુકાઈ જતા વણખીલ્યા—અર્ધખૂલ્યા ફૂલ જેવી, તંદ્રામાં પડે છે ત્યારે પ્રભાત પડતાં સૂર્યનાં પ્રથમ કિરણો જગત પર દેખાડે છે રક્ત, મૃત્યુ, કબર ને આંખો બંધ રાખી બેભાન પડેલી ત્સેકાઈના આંસુભીના ગાલ!

★

## અ ર જ

બંધ ન કરશો દ્વાર
સજનિયાં બંધ ન કરશો દ્વાર.

યુગ યુગનાં એ અંતર કાપી
જનમ જનમનો તમ સંગાથી
આવી રડે છે બહાર....સજનિયાં. ૧.

શ્રમિત ચરણથી રૂધિર ઝરે છે
ક્લાન્ત શરીરને નયન ઢળે છે
આતમનો એક પુકાર...સજનિયાં. ૨.

ઘોર નિશા ઝંઝાનિલ વાતો
વીજ ચમકે ભયકર રવ થાતો
ધ્રૂજતો હોય અપાર....સજનિયાં. ૩.

કોઇ નથી હા સાથ સહારો
ક્યાંય જવાનો છે નહિ આરો
એક જ તમ આધાર....સજનિયાં. ૪.

ડાહ્યાભાઈ પટેલ

★

# અમેરિકન કુટુંબ સાથે ત્રણ દિવસ

શરુ પંડિત

> વિદેશમાં પણ કૌટુંબિક ભાવના જળવાઈ રહે એવા એક આદર્શ કુટુંબ સાથે ગાળેલા ત્રણ દિવસ આપણને કેવા ગળગળા બનાવી મૂકે છે ! આદરાતિથ્ય તો ભારતનો વારસો છે. પણ આ વૃદ્ધ કુટુંબે એ વારસો આબેહૂબ જાળવી રાખ્યો છે. અમેરિકાના વસવાટની શંકામાં જે પરાયાપણું લાગતું હતું એ આવાં કુટુંબોએ મધુરું બનાવી લેખકને અને તેમનાં પત્નીને પ્રેરણારૂપ નીવડ્યું હતું.

માત્ર એટલી જ ખબર હતી કે શુક્રવાર તા. ૧૩મીએ સાંજે ૫ વાગે અમને લોસ એંજલીસથી ૧૮ માઈલ દૂર આવેલા ' લા કેન્યાડા ' ગામેથી ત્યાંના પ્રેસ્બિટેરિયન ચર્ચના કોઈ કાર્યકર વાહન લઈને તેડવા આવશે. ને અમને ત્રણ દિવસ ત્યાં અમેરિકન કુટુંબ સાથે રહેવાની તક આપવામાં આવશે. પ્રેસ્બિટેરિયન ચર્ચ તરફથી આ યોજના કરવામાં આવી હતી એટલે કોઈ હિંદી વિદ્યાર્થીએ તો ' આખો દિવસ બાઈબલ સાંભળ્યા કરજો' એમ કહીને પહેલેથી જ ઠંડા પાડી દીધા હતા. કંઈક ઉદ્વિગ્ન મને અમે કપડાંની બેગ તૈયાર કરતાં હતાં ત્યાં ઘરના બારણા પર ટકોરા પડ્યા:

' Good Evening Mr, & Mrs. pandit '

૪૦–૪૨ વર્ષના આ કદાવર બાંધાના પુરુષે ઘરમાં પ્રવેશતાવેંત જ અમારી સાથે પહેલેથી જ પરિચય હોય એ રીતે વાત શરૂ કરી ને અમે કાંઈ પૂછીએ એ પહેલાં એણે પોતાનો પરિચય આપી દીધો. બરાબર પાંચના ટકોરે એ આવી પહોંચ્યો હતો ને થોડીવારમાં તો ઘર બંધ કરી અમે મૉટરમાં ગોઠવાઈ ગયાં. અમને ખબર ન હતી કે બીજાં પરદેશી વિદ્યાર્થીઓ પણ આવવાનાં હશે. થોડેક દૂર આવેલી શેરીમાંથી બે ઇન્ડોનેશિયન વિદ્યાર્થીઓને લીધા અને મૉટર લોસ એંજલીસના ધમાલિયા વાતાવરણમાંથી છૂટીને ઊંચા નીચા રસ્તા વટાવતી ૬। વાગે 'લા કેન્યાડા' ગામના પાદરે આવેલા પ્રેસ્બિટેરિયન ચર્ચના મુખદ્વાર આગળ ઊભી.

' જુદા જુદા દેશમાંથી આવેલા વિદ્યાર્થીઓને આવકારતાં અમને ઘણો આનંદ થાય છે' અમે મૉટરમાંથી ઊતરતાં હતાં ત્યાં એક મધુર ટહુકાર અમારે કાને અથડાયો. ત્યાં ઊભેલા અનેક આબાલ વૃદ્ધો સાથે હસ્તધૂનન વિધિ ચાલી ને થોડીવારમાં તો અમે એક વિશાળ હૉલમાં ઊભાં રહ્યાં. આંતરરાષ્ટ્રીય વિદ્યાર્થીઓના માનમાં એક ભોજન સમારંભ યોજવામાં આવ્યો હતો. ટેબલ ખુરશી ગોઠવાઈ ગયાં હતાં. રંગબેરંગી ફૂલોનાં ઝૂમખાં વાતા પવનમાં આછાં ડોલી રહ્યાં હતાં. ૭ વાગે તો ભોજન શરૂ થવાનું હતું તે ૬॥ સુધી તો ટેબલ પર માત્ર જુદા જુદા દેશોના રાષ્ટ્રધ્વજથી શોભતા નેપકીન જ ગોઠવેલા હતા. આથી અમને ખૂબ નવાઈ લાગી. થોડીવારમાં તો એક પછી એક મૉટર કમ્પાઉન્ડમાં પ્રવેશવા માંડી ને છાબડીઓમાં રૂમાલ વડે ઢાંકેલી' વાનગીઓ લઈને એક પછી એક કુટુંબ નીચે ઊતરવા માંડ્યું ને મુકરર જગ્યા પર એ વાનગીઓ મૂકવા માંડ્યું. દરેક કુટુંબ પોતાના પૂરતાં કપ–રકાબી, છરી,' કાંટા, ચમચી વગેરે લઈને આવ્યું હતું. ને ભોજન સમારંભની એક વાનગી લાવ્યું હતું. ૬॥ વાગ્યામાં તો લગભગ ૨૦ વાનગીઓના થાળ ખૂણે પડેલા ટેબલ પર જમા થઈ ગયા. સ્પેન, ઇજીપ્ત, હિંદ, ઇન્ડોનેશીયા, ઇટલી, વગેરે દેશોના મળીને કુલ ૧૨ વિદ્યાર્થીઓ આવ્યાં હતાં. આ વિદ્યાર્થીઓ જે કુટુંબના મહેમાન બનવાનાં હતાં એ કુટુંબ મહેમાનો માટેની રકાબીઓ, છરી, કાંટા, વગેરે લાવ્યું હતું. આથી ન કોઈ ચીજ ભાડે આણવી પડી કે ન સંસ્થા માથે બધો બોજો લદાયો.

અમને હજુ ખબર નહોતી કે અમારા નસીબે કોને




ઘેર ઊતરવાનું આવશે. વળી અમે શાકાહારી હતાં એટલે ભોજન શરૂ થાય એ પહેલાં એ અંગેની સ્પષ્ટતા કરવા ખૂબ આતુર હતાં; ત્યાં તો એક વયોવૃદ્ધ પુરુષ ને એમનાં વૃદ્ધ છતાં સુંદર પત્ની અમારી પાસે આવી ચડ્યાં: 'How are you mr. & mrs. Pandit? we are mr. & mrs. Laidlaw. we hope you know that you are our guests for the weekend.' અમે એમને અભિવંદ્યાં; પણ વયોવૃદ્ધ યુગલ સાથે શી વાતો કરીશું એની ચિંતા પણ મનમાં પ્રવેશી. એ અમને એમના ટેબલ પર લઈ ગયાં ને થોડીવારમાં તો સમારંભના સંચાલકે અમને અમારી રકાબીઓ હાથમાં લઈને જાતે જ જુદી જુદી વાનગીઓમાંથી જોઈતી વાનગી લઈ લેવાની સૂચના આપી તે લગભગ ૨૦૦ માણસોએ હરોળમાં ચાલતાં ચાલતાં એક પછી એક વાનગી પોતાની રકાબીમાં પીરસવા માંડી.

શ્રીમતી લેડલોને હર્ષિદા કાંઈ કહે તે પહેલાં જ એમણે કહ્યું: 'તમે તો શાકાહારી જ હશો. કેમ?' એણે 'હંકાર'માં માથું હલાવ્યું કે તુરત એ બોલી ઊઠ્યાં: 'તમે જરાય ચિંતા ન કરશો. તમને અનુકૂળ આવે એવી જ રસોઈ બનાવીશું.' એ શબ્દો ઉચ્ચારીને એમણે એટલી પ્રેમાળ રીતે એને થાબડી કે મને ઘડીભર પહેલાંની ચિંતા સરી જતી લાગી. વાનગીઓના ઢગલામાંથી એમણે નિરામીષ વાનગીઓ જ અમને ચીંધી. સાતના ટકોરે તો બધાં પોતપોતાની જગાએ ગોઠવાઈ ગયાં હતાં. ખૂબ આનંદભર્યા વાતાવરણમાં ભોજન સમારંભ શરૂ થયો. પિયાનો ઉપર થોડું મધુર સંગીત સાંભળ્યું, (એ કયો રાગ ને કયો આલાપ હતો એની કશી ગતાગમ અમને નહોતી હોં!) હિંદ ને અમેરિકા વિષે થોડી વાતો કરી ને ભોજન પૂરું થયું એટલે દરેક કુટુંબ પોતપોતાની રકાબીઓમાંથી છાંડયું એક પીપમાં ફેંકી આવ્યું ને એંઠી રકાબીઓ છાબડીમાં પાછી મૂકીને મોટરમાં ગોઠવી આવ્યું. પંદર મિનિટમાં તો ટેબલ સાવ સાફ થઈ ગયું.

બધાં ફરીથી પોતપોતાની જગાએ ગોઠવાઈ ગયાં. ચર્ચના વડા પાદરી(પેસ્ટર)એ વિદેશી વિદ્યાર્થીઓને આવકાર આપતું મંગલ પ્રવચન કર્યું. દરેક કુટુંબના વડાએ પોતાને ત્યાં ઊતરનાર વિદ્યાર્થીઓનો પરિચય આપ્યો. અમારી સામેના ટેબલ પર એક સ્ત્રી ખૂબ મ્લાન વદને બેઠી હતી. મને કહે કે મારે ત્યાં પણ ઈરાનના બે વિદ્યાર્થીઓ આવવાના હતા, પણ એ ન આવી શક્યા. આથી હું ખૂબ હતાશ થઈ છું. તમારા બેમાંથી એક જણ મારે ત્યાં ન આવો? હું કાંઈ બોલું એ પહેલાં જ શ્રી. લેડલોએ અમને બચાવી લીધાં. એ કહે કે પતિપત્નીને તે કાંઈ છૂટાં પડાતાં હશે? ફરીવાર આવશે ત્યારે તમારે ત્યાં ઊતરશે. એ ખૂબ આનંદમાં આવી ગઈ. અમને કહે કે ફરી આવો ત્યારે મારે ત્યાં જ ઊતરવાનું વચન આપો. મને હિંદના લોકો બહુ જ ગમે છે.

વાયોલીન સાથે એક સમૂહગીત ગવાયા બાદ બે અતિથિ વક્તાઓએ પ્રવચન કર્યાં. રેવરન્ડ બ્લેકસ્ટોને —કે જે ચીનમાં ૨૧ વર્ષ સુધી ખ્રિસ્તિ ધર્મના પ્રચારક હતા—ચીનમાં સામ્યવાદીઓએ ધર્મ ઉપર કરેલા આક્રમણ વિષે ઘણી વિગતો ને એશિયામાં પ્રવર્તતી પરિસ્થિતિ વિષે સાચો ખ્યાલ આપ્યો. ત્યાર પછી બોલવા ઊભી થઈ એક મધ્યમ વયની વકીલાતમાં સારી પ્રતિષ્ઠા મેળવી ચૂકેલી બાઈ મીસ ફેરીસ. એણે દુનિયાનો પ્રવાસ ખેડેલો હતો ને હિંદમાં પણ એ ખૂબ ફરી હતી. એશિયાની ગરીબાઈ માટે એને બ્રિટિશ સરકારનું શોષણ જવાબદાર લાગ્યું ને એણે એવા તો લાગણીભર્યા શબ્દોમાં દુનિયાની પરિસ્થિતિનું ચિત્ર રજૂ કર્યું કે આખાય હોલમાં સર્વત્ર શાંતિ વ્યાપી ગઈ. પંડિત નેહરુને અને હિંદને બરાબર સમજવાની એણે અપીલ કરી ને શાંતિના પરમચાહક નેહરુના કેટલાય વાક્યો એણે એના પ્રવચનમાં ટાંક્યાં. શાંતિ સ્થાપવી હોય તો યુદ્ધની તૈયારીઓ ન કરવી





જોઈએ. એકેએક પાઈનો ઉપયોગ ગરીબોની સ્થિતિ સુધારવામાં કરવો જોઈએ. સવા કલાકને અંતે પ્રવચન પૂરું કરીને એ બેસી ગઈ ત્યારે એના કંઠનો રણકાર એવા તો મધુર પડઘા પડતો હતો કે જાણે હજુ સાંભળ્યા જ કરીએ. શ્રીમતી નાયડુ પછી મેં આ પ્રથમ એવી સ્ત્રી જોઈ કે જેનામાં આટલી પ્રબળ વક્તૃત્વ શક્તિ હતી.

રાત્રે ૧૦ વાગે કાર્યક્રમ પૂરો થયો ને અમે શ્રી. ને શ્રીમતી લેડલોની ગાડીમાં ગોઠવાઈ ગયાં. ચંદ્રનો શીતળ પ્રકાશ આ શાંત ગામને આવરી રહ્યો હતો. કાતીલ ઠંડીમાં ઠુંઠવાતાં અમે ઝટ ઘેર પહોંચ્યા ને બેઠા ઘાટના બગીચાથી વીંટળાએલા ઘરમાં પ્રવેશ્યાં. પ્રવેશદ્વાર પાસે જ એક વિશાળ ઓરડો હતો ખૂબ વ્યવસ્થિત રીતે ગોઠવેલા ફર્નીચરથી ઓરડો ભવ્ય લાગતો હતો. એક બાજુ ઘોડા ઉપર પુસ્તકો ગોઠવેલાં હતાં. ઓરડાની ડાબી બાજુ તાપણામાંથી આછો અગ્નિ ઝગારા મારતો હતો ને એની ઉપર ગોખલામાં આરસ પહાણનો નાનકડો તાજમહેલ ગોઠવેલો હતો. વિસ્મય પામીને મેં પૂછ્યુંઃ 'તમે તો અમારા દેશની કારીગરીના ઉત્તમ નમૂનાનું પ્રતીક તમારા ઘરમાં વસાવ્યું છે ને શું!'

'હા. તમને એ ગમે છે! અમે ગયે વર્ષે દુનિયાના પ્રવાસે ગયેલાં. હિંદમાં પણ અમે જુદે જુદે સ્થળે ફરેલાં.' શ્રીમતી લેડલોનું કથન સાંભળીને અમને ખૂબ આનંદ થયો. શ્રી. લેડલોએ અમને આખા ઘરમાં ફેરવ્યાં. બે સૂવાના ઓરડા હતા, એક ભોજનગૃહ હતું, એની પાછળ રસોડું હતું ને ડાબી બાજુ કોઠાર હતો. દીવાનખાનાની પાછળ પરસાળ હતી ને ત્યાં પણ નેતરનું ફર્નીચર ગોઠવેલું હતું. એક કુટુંબ માટે ખૂબ આદર્શ ગણી શકાય એવું આ ઘર હતું.

રસોડામાં ગેસ સ્ટવ, રેફ્રીજરેટર ને 'ડીશ વૉશર' (વાસણ ધોવાનું યંત્ર.) હતાં. બાજુના ઓરડામાં કપડાં ધોવા ને સૂકવવાનું યંત્ર હતું ને એક મોટું 'ફ્રીઝેડર' (ફળ, દૂધ, ઈંડાં વગેરે ઠંડાં રાખવા માટે) હતું. ઘરની રચના સરસ હતી. ઠેરઠેર ફૂલદાનીઓમાં રંગબેરંગી ફૂલ ગોઠવેલાં હતાં ને બધી જ બારીઓ કાચની હતી. ભાતીકલા રંગના પડદા બારીઓ પર ઝૂકી રહ્યા હતા ઘરમાં કોઈ નોકર ચાકર ન હતો. (અમેરિકામાં ખૂબ પૈસાદાર માણસ જ નોકર રાખી શકે, કારણ કે નોકરનો પગાર જ વસમો પડે. રાજ્યના કાયદા મુજબ ગમે તેવું સામાન્ય કામ કરનારને પણ ૧ કલાકના ૭૫ સેંટ—લગભગ ૩॥ રૂપિયા—થી ઓછું તો અપાય જ નહિ) શ્રી ને શ્રીમતી લેડલો વયોવૃદ્ધ હતાં, પણ ક્યાંય રજ માત્ર અવ્યવસ્થા કે કચરો ન જોવા મળ્યો. બંને વાંચવાનાં ખૂબ શોખીન હતાં ને શ્રી. લેડલો નિવૃત્ત થયાં પહેલાં લૉસ ઍંજલીસમાં વાણિજ્યના પ્રધ્યાપક હતા. શ્રીમતી લેડલો પણ વેપારી પત્રવ્યવહાર શીખવતાં હતાં.

ઑરવેલની Nineteen Eighty Four હક્ઝલેની Ape & Essence ને લુઈ ફીશરની 'મહાત્મા ગાંધી' વિષે ઘણી વાતો કરી. ૧૦॥ થવા આવ્યા હતા એટલે અમે ઊઠયાં ને શ્રીમતી લેડલોએ અમારી રૂમ અમને બતાવી. બાથરૂમમાં ટુવાલ નેપકીન વગેરે ગોઠવી આપ્યાં ને 'સવારનો નાસ્તો ૮ વાગે લઈશું તો ફાવશે ને?' એમ પૂછી 'good night' કહીને સૂવા માટે ચાલ્યાં ગયાં.

આ વૃદ્ધ યુગલની પરોણાગતથી ખૂબ સંતોષ પામીને અમે પણ નિરાંતે ઊંઘી ગયાં. સવારે ૬॥ વાગે મારી આંખ ઊઘડી ગઈ. પડદો ખેંચીને બારીમાંથી જોયું તો સુંદર રંગબેરંગી ફૂલના છોડ હિલોળે ચડ્યા હતા, જાણે લીલી ચાદર પર ફૂલ ગૂંથ્યાં હોય એવો આકૃતિમય બગીચો દેખાતો હતો. સામે જ ધુમ્મસથી છવાયેલો ઊંચો કાળો પર્વત દેખાતો હતો ને દૂર ખીણમાં પેસેડીનું શહેર હજુ ઊંઘતું લાગતું હતું. આકાશ ઘનઘોર હતું ને વાદળાં દોડતાં આવીને પર્વતને ચુંબન કરવા રોકાઈ પડતાં હતાં. પ્રેમ પરાકાષ્ઠાએ પહોંચતો હોય એમ લાગ્યું, કારણ કે

થોડી જ વારમાં એ વાદળાંમાંથી અશ્રુનાં બુંદ જેવાં ટપકાં પડવા માંડ્યાં. સવારના પહોરમાં આવું રમ્ય દૃશ્ય જોવા મળે એ તો કોને ન ગમે? કોઈ ચિત્રકાર હોત તો આવા સુંદર દૃશ્યને ક્યારનુંય ચિરંજીવી બનાવી ચૂક્યો હોત. ૮ વાગે તો નાસ્તા(Breakfast) માટે તૈયાર થવાનું હતું. આથી ઝટપટ નાહી ધોઈને પરવારી લીધું. આઠમાં પાંચ મિનિટે શ્રીમતી લેડલો અમને ઊંઘ બરાબર આવી હતી કે નહીં એ પૂછવા આવ્યાં. અમે તૈયાર થઈ ગયાં હતાં એ જોયું એટલે કહે કે હું ટેબલ તૈયાર કરું છું, તમે આવી પહોંચો છો ને?

ભોજનગૃહ આગળ અમે પહોંચ્યાં ત્યારે શ્રી લેડલો એમનાં પત્નીને બધું ગોઠવવામાં મદદ કરતા હતા. બુઢ્ઢાજી મને કહે કે જોયું ને અમેરિકન પત્નીઓ પતિ પાસે કેવું કામ કરાવડાવે છે? તમારા દેશમાં શું દશા છે? મેં કહ્યું કે અમારા દેશમાં પતિ આરાધ્ય દેવ છે. એની આરાધના કરવી એ પત્નીની ફરજ મનાય છે. આથી ઘણાખરાં કુટુંબોમાં પતિઓ પત્નીને મદદ કરતા નથી. કોઈ કોઈ પતિ મદદ કરે છે પણ ખરા પરંતુ સામાન્ય હિંદુ સ્ત્રી નોકરી નથી કરતી હોતી. આથી એને ઘરકામ કરવાનો પૂરતો વખત મળે છે. આ ઉપરથી જુદાજુદા દેશોના પતિપત્નીના સંબંધ વિષે વાતો નીકળી. જર્મનીમાં પત્નીની દશા આપણી હિંદુ પત્ની જેવી હોય છે. પતિની એ સંપૂર્ણ ગુલામ. ઇંગ્લેંડ ને અમેરિકામાં પતિપત્ની સમાન દરજ્જો ભોગવે છે. પણ યુરોપના ઘણાખરા દેશોની સ્ત્રીઓ હજુ કાંઈક નબળી દશા ભોગવે છે. શ્રીમતી લેડલોએ એક રમુજી દૃષ્ટાંત આપ્યું: એક જર્મન યુગલ અમેરિકામાં આવીને વસ્યું. પતિપત્ની બંને નોકરી કરે; ને પત્ની પતિના બુટ પૉલિશ કરવાથી માંડીને બધું જ કામ કરે. એનું આ વૈતરું જોઈને પાડોશી બાઈએ પૂછ્યું કે તમારા પતિ તમને કેમ જરાય મદદ નથી કરતા! થોડા દિવસ વીતી ગયા. એક સવારે પતિએ પત્નીને પૂછ્યું કે મારા બુટને પૉલિશ કેમ નથી કરી? પત્નીએ તરત જવાબ આપ્યો. 'My Dear, we are now living in America!' (પતિદેવ, હવે આપણે અમેરિકામાં રહીએ છીએ).

આનંદભરી વાતો કરતાં કરતાં અમે નાસ્તો—દૂધ, બિસ્કીટ, વેફર, ટોસ્ટ, રાસ્પબરીનો મુરબ્બો, નારંગી, દ્રાક્ષ—વગેરેનો પૂરો કર્યો. ડાઈનીંગ હોલમાં ટેબલ બરાબર કાચની મોટી બારીને અડીને ગોઠવ્યું હતું; ખૂણામાં તાપણું જરા ધીમું પડી ગયું હોવાથી શ્રી. લેડલો બે મોટાં લાકડાં લઈ આવ્યા ને ઓરડો જરા વધુ ગરમ કર્યો. બહાર વરસાદ તો ગેલમાં આવ્યો હતો. કાચની બારી પર પાણીનાં મોટાં ફોરાં અથડાતાં હતાં. છોડ પરનાં રંગબેરંગી પુષ્પો ખૂબ નમ્રભાવે વરસતા વરસાદને ઝીલતાં હતાં. લીલુંછમ ઘાસ વધારે તાજું લાગતું હતું. વાતાવરણ ખુશબોથી ભરેલું હતું; પરંતુ સૂર્યના તેજને અભાવે દિવસ જરા શુષ્ક લાગતો હતો. વરસાદે, લેડલો દંપતીએ અમારે માટે તૈયાર કરેલા કાર્યક્રમોમાં ખૂબ વિક્ષેપ પાડ્યો. એમણે થોડાં અમેરિકન કુટુંબો સાથે અમને 'માઉન્ટ વીલ્સન' નામના ૫૦૦૦ ફીટ ઊંચાઈએ આવેલા પ્રસિદ્ધ પર્વત પર પર્યટને લઈ જવાનું નક્કી કર્યું હતું. ત્યાં અમે ભોજન કરવાનાં હતાં ને સાંજે પાછાં આવવાનાં હતાં. થોડીવારમાં તો ટેલિફોનની ઘંટડી ઉપરાઉપરી વાગવા માંડી. બધાં કાર્યક્રમ શી રીતે પાર પડશે એની ચિંતા વ્યક્ત કરવા લાગ્યાં. આકાશ ઊઘડશે એવું લાગ્યું નહીં એટલે શ્રીમતી લેડલોએ પર્યટનનો વિચાર માંડી વાળ્યાનું બધાંને જણાવી દીધું. લેડલો દંપતી કહે કે કુદરતના આ સુંદર દૃશ્યને જોતાં જોતાં અમે રોજ ભોજન લઈએ છીએ એટલે કાંઈ ઓર લહેજત આવે છે. અમને તો એમને આવા સરસ વાતાવરણમાં રહેવાની તક મળી હતી એ જોઈને ઈર્ષા આવતી હતી.

થોડીવારમાં વરસાદનું જોર વધી પડ્યું. શ્રી. લેડલો એમના પ્યારા બાગનાં સૂર્યમુખી ફૂલ ક્યાંક નમી





પડશે એની ચિંતામાં પડ્યાં. પ્લાસ્ટીકનાં મોટાંમોટાં કવર કાઢ્યાં ને એ વરસતા વરસાદમાં બધાં છોડને ઓઢાડી આવ્યા. ૬૫ વર્ષની ઉંમરે આ માનવીનો જીવન પ્રત્યેનો ઉલ્લાસ જોઈને હું દિંગ થઈ ગયો. એને એવો વિચાર સતાવતો જ નથી કે પાંચદસ વર્ષમાં તો હું આ દુનિયા છોડીને જવાનો છું તો પછી આ બધી માથાકૂટ શા માટે! એ એક જ એવા પ્રવૃત્તિશીલ અમેરિકન નથી, હજારો વૃદ્ધ સ્ત્રીપુરુષો અમેરિકાની યુનિવર્સિટીઓમાં ભણે છે: ગ્રેજ્યુએટ થવા માટે કે ડોક્ટોરેટ મેળવવા માટે. એમને અનેક એવા શોખ હોય છે કે જે આપણા દેશમાં માત્ર બાળકોને જ હોય; જીવનને રસથી સભર રાખવામાં એ આનંદ લૂટે છે. એમને નિવૃત્તિને નામે ખૂણે બેસી રહેવું નથી ગમતું; નાની તો નાની પણ પ્રવૃત્તિ કરવી ગમે છે. મન થયું કે ૪૦–૪૫ વર્ષની ઉંમરે જ 'બહોત ગઈ ઔર થોડી રહી'ની ફિલસૂફીમાં માનતા થઈ જનારાં આપણા વૃદ્ધોને શિષ્યવૃત્તિ આપીને અમેરિકા મોકલી આપવા જોઈએ કે જેથી એમના સાવ નિષ્ક્રિય જીવનમાં કંઈક ચેતન આવે ને વૃદ્ધો સમાજને વધુ ઉપયોગી થઈ પડે. જો કે આપણી આર્થિક ગરીબાઈ પણ ઘણા વૃદ્ધોનું ચેતન હણી લેતી હશે ને જીવન સામે લડવાની શક્તિ મારી નાખતી હશે. એ કબૂલવું રહ્યું.

અમેરિકનો સંયુક્ત કુટુંબ પ્રથામાં નથી માનતા. એ એમ માને છે કે એકપણ અમેરિકન ઘર બે કુટુંબનો સમાવેશ કરી શકે એવડું મોટું નથી હોતું. આથી દીકરો પરણે એટલે ઘણુંખરું પોતાનું ઘર માંડીને જ રહે. સાસુ ભગવાનનું નામ લેવાને નામે આખો દિવસ ખાટલામાં બેસી રહેવાની ને વહુ પાસે બધું કામ કરાવવાની મહેચ્છા રાખતી જ નથી. એ મરતાં સુધી જાતે જ બધું કરવામાં ગૌરવ લે છે. આથી સાસુવહુના ઝગડામાંથી આપણા સાહિત્યકારોને જે વાર્તાસામગ્રી મળે છે એ અહીંના સાહિત્યકારોને નથી મળતી. વળી આપણો દેશ સંક્રાંતિકાળમાંથી પસાર થાય છે; આથી જૂનાં મૂલ્યાંકનો ને નવાં મૂલ્યાંકનો વચ્ચે તીવ્ર ઘર્ષણ આપણા કૌટુમ્બિક જીવનમાં વિસંવાદ ઊભો કરે છે. અહીં મૂલ્યાંકનો બદલાયેલાં જ હોવાથી બહુ ઘર્ષણ નથી ઉદ્‌ભવતું; આમછતાં યુવાનો અને વૃદ્ધો વચ્ચે થોડી વિસંવાદીતા તો અહીં પણ જોવામાં આવે છે.

નાસ્તો પતી ગયેલો એટલે અમે બધાં વાસણ રસોડામાં લઈ ગયાં ને સાબુ વડે ધોઈને Dish washer યંત્રમાં મૂકી દીધાં. ગઈકાલે રાત્રે ભોજન સમારંભમાં વાપરેલા વાસણ પણ એક પછી એક ધોવા માંડ્યાં (અમેરિકન ગૃહિણીને વાસણ ધોવામાં મદદ કરવી એ દરેક મહેમાન માટે એક શિષ્ટાચાર છે.) વાસણ લૂછતાં લૂછતાં શ્રીમતી લેડલો હર્ષિદાને કહે કે તમે સ્વદેશ પાછાં જશો પછી તમારા પતિની મદદ ઘરકામમાં લઈ શકશો ખરાં? હર્ષદા કહે કે અમારા દેશમાં એવી મદદ લે તો પત્ની બેઆબરૂ થાય. કદાચ બીજી મદદ લેવાય, પણ પતિ પાસે વાસણો તો ન જ ધોવડાવાય. શ્રી: લેડલો કહે કે તો તો હું તમારા દેશમાં કોઈ સ્ત્રીને પરણવાનું વધુ પસંદ કરું. વૃદ્ધ યુગલ આવી મજાક ઉડાવી શકે એ. મારી કલ્પનામાં જ નહોતું આવતું. જો કે હિંદમાં ગાંધીજીની વિનોદવૃત્તિ વિષે ઘણું સાંભળ્યું હતું એટલે બહુ નવાઈ ન લાગી.

બધું પરવારીને અમે દીવાનખાનામાં આવ્યાં. માનવીના શોખ (Hobbies) વિષે વાતો નીકળી. બુઢ્ઢાજી કહે કે મને બાગબગીચાનો ને રંગીન ફોટોગ્રાફીનો ખૂબ શોખ છે. એમણે તો એમના વિશ્વપ્રવાસ દરમિયાન પાડેલા રંગીન ચિત્રો બહાર કાઢ્યાં ને બધા પડદા પાડી દઈ અંધારું કર્યું. પ્રોજેક્ટર બહાર કાઢીને ૨–૨॥ કલાક સુધી કલાત્મક રીતે પાડેલાં કેટલાંય રંગીન ચિત્રો બતાવ્યાં. એવી તો રસિક શૈલીમાં એ ચિત્રોનો પરિચય આપતા હતા કે અઢી કલાકમાં તો જાણે અમે દુનિયાનો પ્રવાસ ન ખેડ્યો હોય એવી લાગણી અનુભવી. હવાઈ, હોનોલલુ -ફીલીપાઈન્સ, જાપાન, હોંગકોંગ, હિંદ, સિલોન, ઇજીપ્ત, ઇરાન,




ઇટલી, ગ્રીસ, ઇંગ્લેંડ, ફ્રાંસ, જર્મની વગેરે દેશોની અનેક સુંદર ઇમારત જોવાની મઝા આવી. હિંદના તાજમહાલનું રંગીન ચિત્ર તો ઘણું ભવ્ય લાગતું હતું. પાણીના ત્રણચાર બેડાં માથે મૂકીને ઘૂંઘટમાં મુખડું છૂપાવીને રુમઝુમ ચાલી જતી અનેક પનિહારિઓનો એક સુંદર ફોટો એમણે પાડ્યો હતો. લૅડલો દંપતી કહે કે આટલાં બધાં પાણીથી ભરેલાં બેડાં ઊંચકીને એ ચાલી કઈ રીતે શકે? વળી એ તો મોં છૂપાવીને ચાલતી હતી તે રસ્તામાં પડી નહીં જતી હોય? અમે એ પ્રશ્ન સાંભળીને ખડ ખડાટ હસ્યાં. મેં કહ્યું કે અમારી શહેરી સ્ત્રીઓ ખૂબ નાજુક હોય છે તે નાજુક દેખાવામાં એ ગૌરવ લે છે; જયારે ગામડાંની ગોરીઓ તો ઘણી તાકાતવાળી ને મહેનતુ હોય છે. દરેક નાના ગામમાં સ્ત્રીઓ કૂવા પરથી પાણી ખેંચે ને માઇલ–દોઢ માઇલ સુધી પણ લઇ જાય. એમનાં શરીર એટલાં મજબૂત કે એમને થાક જ ન લાગે.

હરિજનોના પ્રશ્ન ઉપર ઘણી વાતો નીકળી. મારે ખૂબ શરમિંદા બનીને કબૂલ કરવું પડયું કે હજુ અમારા દેશમાં મોટાભાગનાં ગામડાંઓમાં હરિજનો પ્રત્યેનું વર્તન અસભ્ય હોય છે. એમણે કહ્યું કે અમે શિક્ષિત ને સંસ્કારી કહેવડાવીએ છીએ તો પણ અમારા દેશમાં હબસીઓ પ્રત્યે દક્ષિણમાં ખૂબ ખરાબ વર્તાવ બતાવવામાં આવે છે. ઘણાં ઘરો ભાડે આપવાનાં હોય તો ઉપર પાટિયું ચોડવામાં આવે છે 'Whites only' (માત્ર ગોરાઓ માટે.)

હિંદના લોકોએ એમના પ્રત્યે એટલી મમતા બતાવેલી કે આજે એક હિંદી યુગલને એ પોતાના ઘરમાં મહેમાન બનાવી શકવા બદલ કૃતાર્થતા અનુભવતાં હતાં. હિંદના ધર્મો, લગ્નરિવાજો, કૌટુમ્બિક સંબંધો વગેરે અનેક પ્રશ્નો વિષે ચર્ચા કરતાં કરતાં અમે વસ્તીના પ્રશ્ન ઉપર આવીને ઊભાં રહ્યાં. એ કહે કે અમારા અમેરિકનોને એ સમજાતું નથી કે હિંદ એની વસ્તી ઉપર નિયમન કેમ નથી લાવી શકતું; પરંતુ અમે હિંદમાં ફર્યાં છીએ એટલે અમને તમારી સરકારની મુશ્કેલીઓનો ખ્યાલ છે. મેં કહ્યું કે એ પ્રશ્ન એવો જટીલ છે કે સામ્યવાદ જન્મવાનો હશે તો કદાચ એ પ્રશ્નના ઉકેલની નિષ્ફળતામાંથી જ જન્મશે. હિંદમાં સંતતિનિયમનના પ્રચારક લેડી રામરાવ થોડા દિવસ પહેલાં જ અહીં આવ્યાં હતાં એમનું પ્રવચન લૅડલો દંપતીએ સાંભળેલું. એમને એટલું સમજાયું છે કે અમેરિકામાં એ પ્રશ્નનો ઉકેલ જેટલો સહેલો છે એટલો હિંદમાં નથી.

બપોરે ૧ાા વાગે અમે બાફેલાં બટાટાં, ફણસી વગેરેનું શાક ને ટૉસ્ટ ખાધાં. એક નવી વાનગી પણ ચાખી. સફરજનને બાફી નાખીને એમાં દૂધ ને ખાંડ ભેળવીને ખાવાનું. ખૂબ સ્વાદિષ્ટ ને પોષક વાનગી છે. અમેરિકામાં એક કહેવત છે કે 'An apple a day keeps the doctor away' અમેરિકનો બપોરે બહુ જ હળવું ભોજન લે છે ને રાત્રે સારી રીતે જમે છે. દિવસ દરમિયાન કાર્યશક્તિ ટકાવી રાખવા માટે હળવું ભોજન ખૂબ જરૂરી છે. જઠર પર વધારે ભાર લદાય તો ઊંઘ આવે ને કામ કરવાની વૃત્તિ ઓછી બની જાય. આપણા ગરમ દેશમાં તો બપોરે હળવું ભોજન લેવાની ટેવ ખાસ પાડવી જોઈએ એમ મને લાગ્યું.

જમીને બધાંએ આરામ કર્યો, છાપાં ને સામયિકો વાંચ્યાં. સાંજે ફુટબૉલ મેચનું પરિણામ સાંભળવા રેડિયો ચાલુ કર્યો ત્યારે વરસાદને વધામણાં આપતાં વાક્યો બોલાતાં હતાં: 'કૅલિફોર્નિયા પ્રદેશને આ વરસાદથી ખૂબ ફાયદો થશે. ૧૦ કરોડ ડૉલરનું અન્ન પકવશે.' થોડીવાર પછી એણે જાહેર કર્યું કે...'કેવો સુંદર અકસ્માત! આજે કૅલિફોર્નિયાના લોકો હર્ષઘેલા છે કારણ કે એમના બાગબગીચા ને ખેતરો લીલાંછમ બની ગયાં છે ને હિંદનાં લોકો હર્ષઘેલાં છે કારણ કે એમના પ્યારા નેતા પંડિત નેહરુની આજે વર્ષગાંઠ છે'...અમે તો વિસ્મય પામી ગયાં. તરત જ મને યાદ આવ્યું કે આજે* તો તા. ૧૪મી નવેમ્બર હતી.

* આ લેખ ત્રણ માસ પહેલાં લખાયો છે.—સંપાદક





લૅડલો દંપતીએ પણ આવા શુભ દિવસે એમને હિંદી મહેમાનો મળ્યાં એ બદલ આનંદ વ્યક્ત કર્યો.

સાંજે અમે થોડીવાર મંજીપત્તાં રમ્યાં. 'રમીને મળતી આવતી એક નવી રમત શીખ્યાં ને પછી વાળુ કર્યું'. ટૉમેટો સૂપ, વેફર, બિસ્કીટ, કુકીઝ, બાફેલું સફરજન, દૂધ વગેરે પેટમાં પધરાવીને અમે ચર્ચમાં જવા તૈયાર થયાં. વરસાદ ધીમો પડ્યો હતો, અંધારું પણ થઈ ગયું હતું. ડૉ. એલન નામના એક ચૅપલેને કોરિયાના પ્રવાસનું વર્ણન કર્યું ને ત્યાંની ફિલ્મ બતાવી. ઘણાં માયાળુ અમેરિકન કુટુંબો સાથે પરિચય થયો ને એમાંનું એક કુટુંબ તો અમને એમને ઘેર ખેંચી ગયું. શ્રી. ને શ્રીમતી ગ્રેમીલ ખૂબ આનંદી ને હસમુખાં હતાં. અમે એમના ઘેર પહોંચ્યાં ને થોડી જ વારમાં એક પછી એક પરદેશી વિદ્યાર્થીઓને લઈને અમેરિકન કુટુંબો આવવા માંડ્યાં. શ્રી. ગ્રેમીલ મૂળ સ્કોટલેંડના છે ને એમનાં પત્ની ઇટલીનાં. વર્ષોથી અમેરિકામાં આવીને વસ્યાં છે. એશિયામાં બ્રિટિશ શાસનના ઇતિહાસ વિષે ઘણી ચર્ચા થઈ. પછી એમણે હિંદની શિક્ષણ પદ્ધતિ ને અમેરિકાની શિક્ષણ પદ્ધતિ વચ્ચેનો તફાવત સમજાવવા મને જણાવ્યું. આપણી શિક્ષણ પદ્ધતિના ઘણા દોષ મારે સમજાવવા પડ્યા. ખૂબ ગંભીર વાતોમાંથી વિનોદી વાતાવરણ સર્જવામાં શ્રી. ગ્રેમીલ કુશળ હતા. એકદમ હર્ષિદાને કહે કે 'તમને અમેરિકન યુવકો ગમે છે કે નથી ગમતા!' હર્ષિદા કહે કે 'અમેરિકન યુવકો તો Henpacked husbands હોય છે આથી મને તો એ નથી ગમતા' ગ્રેમીલ તો ખૂબ જોસમાં આવી ગયા. એમની પત્નીને કહે કે 'જુઓ, તમે લોકોએ અમારી દશા કેવી કરી મૂકી છે!' એમની પત્ની હર્ષિદાને કહે કે તમે એનું કહેવું માનશો નહીં હોં, એ તો તમારી ખોટી ખુશામત કરે છે!

ગ્રેમીલ દંપતીને બે દીકરીઓ હતી, એક ૨૦ વર્ષની ને બીજી ૧૮ વર્ષની. બંને એમના યુવાન મિત્રો સાથે 'Date' (અમેરિકામાં યુવક-યુવતી મુલાકાતનો દિવસ ને સમય નક્કી કરે એને 'Date' કહે છે. આ 'Date'ની પ્રથા અહીં ખૂબ પ્રચલિત છે ને એના વડે જ વિવાહ સંબંધ બંધાય છે. યુવતીને આવી મુલાકાતે જવાની સંપૂર્ણ છૂટ હોય છે, એટલું જ નહીં પણ દીકરી ૧૭-૧૮ વર્ષની થાય ને 'Date' પર ન જતી થાય તો માબાપ ચિંતામાં પડે છે.) પર ગઈ હતી આથી શ્રીમતી ગ્રેમીલે જ ચા-કૉફી તૈયાર કર્યાં ને ટેબલ પર વિવિધ વાનગીઓની ભરેલી રકાબીઓ મૂકી રાખી. અહીં પણ ૨૦-૨૫ મહેમાનોએ 'Help-yourself' નો નિયમ અપનાવ્યો ને પોતાને જોઈતી ચીજો એક રકાબીમાં લઈને પોતાની જગાએ પાછા જઈ ખાવા માંડ્યું --

એવો તો સુંદર શંભુમેળો અહીં જામ્યો હતો કે કોઈને ઊઠવાનું જ મન ન થાય. રાત્રે ૧૨ાા વાગે બધાં એકપછી એક છૂટાં પડ્યાં ને ૧ વાગે પથારી ભેગાં થવા પામ્યાં.

રવિવારે સવારે ૭ાા વાગે જાગ્યો ને પડદો ખેંચ્યો તો કાંઈક નવું જ દૃશ્ય જોવા મળ્યું. સૂર્યનો સુંદર પ્રકાશ પૃથ્વીને આવરી રહ્યો હતો, ધુમ્મસ ક્યાંય અદૃશ્ય થઈ ગયું હતું. આગલે દિવસે વરસાદમાં નિરાંતે નાહેલાં છોડ ને ઘાસ ખૂબ તાજગીભર્યાં ભાસતાં હતાં ને સામે જ કાળા પર્વત ઉપર સફેદ બરફ ચાંદીની માફક ચમકતો હતો. ('લા કેન્યાડા'માં મ્યુનિસિપાલિટીએ બે માળનાં મકાન બાંધવા પર પ્રતિબંધ મૂક્યો હતો, કારણ કે કોઈ ઊંચું મકાન બાંધે તો પાછળના મકાનવાળાથી પર્વત ને વનરાજીનું સ્પષ્ટ દર્શન ન થઈ શકે ને!)

ઝટપટ નિત્યવિધિથી પરવારીને ૮ વાગે ભોજનગૃહમાં પહોંચ્યાં ત્યાં શ્રીમતી લેડલો બોલી ઊઠ્યાં: 'Good Morning. How did you enjoy your sleep, Pandits!'. અમે વળતાં અભિનંદન પાઠવ્યાં ત્યાં તો શ્રી લેડલો આવી ચડ્યા. 'કેવું સુંદર પ્રભાત છે, નહીં! તમને જાણીને આનંદ થશે કે મારાં સૂર્યમુખી ફૂલ જરા ય બગડ્યાં નથી'



ને સાચે જ સૂર્યને જોઈને ઘેલાં થઇ ગયાં હોય એમ એ પ્રફુલ્લ વદને મરકતાં હતાં.

Hot cakes (એક જાતનો લોટનો પૂડો), રાસબરીનો રસ, કેળાં, બિસ્કીટ, વેફર વગેરેનો નાસ્તો પેટ ભરીને કર્યો ને ૯ા વાગે રવિવારની દેવળની વિધિ જોવા ગયાં. ઇસુ ખ્રિસ્ત પ્રત્યે ભક્તિભાવ ભર્યાં ગીતો ગવાયાં, થોડાં પ્રવચનો થયાં ને સામ્યવાદમાંથી દુનિયાને ઉગારી લેવાની પ્રાર્થના થઈ. ૧૧ાા વાગે અમે છૂટયાં. આકાશ સ્વચ્છ હતું ને સૂર્યનો પ્રકાશ પણ સરસ હતો; આથી ગઈકાલે મુલતવી રાખવું પડેલું પર્યટન આજે પતાવવાનો વિચાર શ્રી લેડલોને આવ્યો ને બધાંને એકઠાં કરવામાં વખત બગાડવા કરતાં અમે એકલાં જ જવાનું નક્કી કર્યું.

લા કેન્યાડાથી ૧૮ માઇલ દૂર ને ઠેઠ ટોચે આવેલા માઉન્ટ વીલ્સન ઉપર પહોંચવા માટે શ્રી. લેડલોએ મૉટર દોડાવી મૂકી. તાજા વરસાદને કારણે લીલાંછમ બનેલાં ગાઢ જંગલોમાંથી પસાર થવાની ખૂબ મઝા આવી. માઉન્ટ આબુ કે માથેરાનની ટેકરીઓ ચડતા હોઈએ એવું ઘડીભર તો લાગ્યું. અમેરિકામાં રસ્તા ખૂબ પહોળા ને વિભાગ પાડેલા હોય છે; આથી સામેથી આવતી મૉટરો ડાબી બાજુ ચાલે ને જતી મૉટરો જમણી બાજુ ચાલે. (આપણા દેશ કરતાં તદ્દન ઊંધી જ પદ્ધતિ.)

જેમ ઊંચે ચડતાં ગયાં એમ ઠંડી પણ વધતી ગઈ. ચારે બાજુ ગાઢ જંગલો વચ્ચેથી દૂર દેખાતા પર્વતનાં શિખરો હજુ પણ બરફથી ચળકતાં હતાં. શ્રી. લેડલોને કૅમેરા વગર આવ્યાનું ખૂબ દુઃખ થયું. હજારો અમેરિકન કુટુંબો આ સરસ દિવસની મઝા માણવા માટે એમની મૉટરોમાં ઊભરાયાં હતાં. ઘણાં તો પોતાની આરામખુરશીઓ લઈને આવ્યાં હતાં ને એક સારો ખૂણો શોધીને સૂર્યના પ્રકાશની મઝા લૂંટતાં લૂંટતાં પુસ્તકો વાંચતાં હતાં. માઉન્ટ વીલ્સન પર અમે પહોંચ્યાં ત્યારે ૫૫૦૦ ફીટની ઊંચાઈએ હતાં. તળેટીમાં પેસેડીના શહેર સોહામણું લાગતું હતું.

આ જંગલમાંથી પસાર થતી વખતે બીડી પીવાની સખત મનાઈ છે. કારણ કે ૧૯૩૦માં કેલિફોર્નિયાના જંગલોમાં આગ લાગવાથી $\frac{1}{4}$ જંગલ બળી ગયેલું ને કરોડો ડૉલરનું નુકશાન થયેલું. જ્યાં બીડી પીવાની છૂટ હોય ત્યાં 'smoke Here'ના પાટિયાં મારેલાં હોય. 'protect and enjoy your National Forest'ના પાટિયાં તો વારંવાર જોવા મળે. ગાઢ જંગલોમાં હરણ ખૂબ છે. ને ખિસકોલીઓનો પણ પાર નથી; પરંતુ અહીંની ખિસકોલી તો જાડી તગડા જેવી હોય છે. આપણે ત્યાં નોળિયો જેવા કદનો હોય છે ને એવા કદની એની જાડી પૂંછડી તો એવી સરસ લાગે! એનું હલનચલન આપણી ખિસકોલીઓ જેવું જ ચપળ. જો કે આપણી ખિસકોલીઓ વજનમાં હલકી હોવાથી દોડી વધારે ઝડપથી શકે એવું અમને લાગ્યું.

માઉન્ટ વીલ્સન પર આકાશના તારા જોવા માટે એક મોટી ઑબ્ઝર્વેટરી છે, ને ૧૦૦ ઇંચના ઘેરાવાના કાચવાળો મોટો ટેલીસ્કોપ છે. ખગોળશાસ્ત્રને લગતું નાનકડું સરસ મ્યુઝિયમ છે. આ સ્થળ રમ્ય છે. ટેલીસ્કોપમાંથી જોઈએ તો સૂર્યનો સ્પષ્ટ આકાર દેખાય ને આપણી આંખ જરાય ન અંજાઈ જાય. આના કરતાં ય મોટી ઑબ્ઝર્વેટરી સાનડીગોમાં 'પેલેમાર માઉન્ટન' પર છે. એના ટેલીસ્કોપનો કાચ ૨૦૦ ઈંચના ઘેરાવાવાળો છે ને દુનિયામાં એ સૌથી મોટી ઑબ્ઝર્વેટરી છે. એ જો કે અહીંથી ૨૦૦-૩૦૦ માઇલ દૂર છે. થોડીવાર નાના નાના ટેલીસ્કોપથી તળેટીનું દૃશ્ય જોઇને અમે ટેલીવીઝન સ્ટેશન પર ગયા. ટેલીવીઝનની શોધખોળ હજુ સંપૂર્ણ ન થઈ ગણાય, કારણ કે એક ટેલીવીઝન સ્ટેશનનો કાર્યક્રમ ૨૫૦ માઈલના વિસ્તારમાં જ દેખાય છે. અને આખા દેશમાં રજૂ કરવા માટે ખૂબ ઊંચાઈએ Receiving stations ઊભાં કરવાં પડે છે. આ પર્વત ઉપર અમેરિકાની બે વિખ્યાત ટેલીવીઝન કંપનીનાં Receiving stations હતાં. દૂરના પ્રદેશોમાંથી





રજૂ થતો કાર્યક્રમ અહીંનાં સ્ટેશન ઝીલે ને પછી એ પોતાના મુખ્ય મથક દ્વારા બધા ટેલીવીઝનો ઉપર ઘેરઘેર એ વહેતો મૂકે.

બપોરે ૧॥ વાગે અમે પાછાં નીચે ઊતરવા માંડ્યું. ઘેર આવીને ઝટપટ ભાત ને ફણસીનું શાક ખાધું, દૂધ પીધું ને તૈયાર થઈને શ્રીમતી લેડલાના ભાઈને ઘેર ચાપાણી પીવા ગયાં. સુંદર બગીચામાંથી એક વિશાળ ઘરમાં પ્રવેશ્યાં. ઘરના દેખાવ પરથી જ લાગતું હતું કે એ સાધનસંપન્ન માણસ હશે. થોડીવારમાં જ ખબર પડી કે એ અહીંની કોઈ પેટ્રોલ ઉત્પાદક સંસ્થાના મેનેજીંગ ડીરેક્ટર હતા. એમના ઘરમાં પણ નોકર ન હતો. એમનાં પત્ની પોતાની દોહિત્રીઓ સાથે ગેલ કરતાં હતાં. એમણે એમના સુસજ્જ ઘરનો ખૂણેખૂણો બતાવ્યો. એમને વળી સુંદર ચિત્રોવાળાં ચીનાઈ વાસણો ખરીદવાનો શોખ હતો ને કબાટના કબાટ ભરીને પ્યાલા રકાબીઓ ગોઠવેલાં હતાં. ૧૬૦૦–૧૭૦૦ની સાલનાં ચીનાઈ વાસણો પણ એમની પાસે હતાં. શેક્સપિયરનાં નાટકો ને ચિત્રોમાં રજૂ કરતો આખો રકાબીઓનો સેટ એમની પાસે હતો ને મહાન ચિત્રકારોએ ચીતરેલાં ફૂલવાળી જૂની રકાબીઓ પણ હતી આવા પ્રકારનો શોખ કોઈને હશે એવો મને સ્વપ્નેય ખ્યાલ ન હતો.

એમણે ફોટોગ્રાફીમાં પણ પ્રગતિ કરી હતી. વિશ્વના બધા જ દેશો—રશિયા, અલાસ્કા ને ઑસ્ટ્રેલિયા બાદ કરતાં—એ ઘૂમી વળ્યા હતા ને દરેક દેશમાં જોવા લાયક સ્થળોનાં સુંદર રંગીન દૃશ્યો એમણે કચકડામાં ઝડપી લીધાં હતાં. હિંદનાં ઘણાં જોવા લાયક સ્થળોની રંગીન સ્લાઈડો દુરબીનમાં જોવાની ખૂબ મઝા આવી. ચાપાણીથી પરવાર્યાં ત્યારે સૂર્ય ડૂબવા માંડ્યો હતો. લેડલો દંપતીની ઇચ્છા અમારો રંગીન ફોટો પાડવાની હતી; આથી સુંદર રંગીન ફૂલોનાં છોડ આગળ થોડી મિનિટો અમે કેમેરાની કળ દાબવામાં પસાર કરી, પછી ઘરમાં જઈ ને હિંદના ઘણા પ્રશ્નો વિષે વાતો કરી. એમણે કહ્યું કે અમારા દેશના ઘણા લોકો એશિયા કે યુરોપ જઈને આવે ત્યારે એમ કહે છે કે આપણો અમેરિકા જ આગળ વધેલો દેશ છે, પણ અમને તો હિંદમાં ઘણું એવું જોવા મળેલું કે જે અમારા દેશમાં નથી.

સૂરજ ડૂબી ગયો હતો ને અમારે ઘેર જઈને પાછા જવા માટેની તૈયારી આટોપવાની હતી. આથી એ નિરાભિમાની યુગલની રજા લઈને અમે ઘેર આવ્યાં. રાત્રે આંતરરાષ્ટ્રીય ભ્રાતૃભાવનો પ્રચાર કરતું 'Welcome Everbody' નામનું નાટક ચર્ચમાં જોયું ને અંતે પરદેશી વિદ્યાર્થીઓના માનમાં યોજવામાં આવેલી એક નાનકડી પાર્ટીમાં બધાને નિરાંતે મળી લઈને અને લોસ એંજલીસ આવવા છૂટાં પડ્યાં. ત્રણ દિવસ ક્યાં ગયા એ ખબર ન પડી ને લેડલો દંપતીએ પણ કાંઈક ગમગીની અનુભવતાં અમને વિદાય આપી.

રાત્રે ૧૨ વાગે જ્યારે અમારા નાનકડા ઘરનું બારણું ખોલ્યું ત્યારે અમને ઘર ખાવા ધાતું હોય એવું લાગ્યું! નીંદર રીસાઈ ગઈ; આથી હૃદયનો ભાર હળવો કરવા મેં લેડલો દંપતીને આભાર વ્યક્ત કરતો પત્ર લખ્યો ને આપણો દેશ જેની પ્રતિષ્ઠા ઉપર પરદેશોમાં કાંઈક ચરી ખાઈ શકે છે એવી મહાન વ્યક્તિ(ગાંધીજી)ની આત્મકથા એમને ભેટ મોકલવા માટે બહાર કાઢી. હૃદયે એક ઊર્મિ વહેતી મૂકી ને જમણા હાથે એને ચોપડીને પહેલે પાને ચીતરી મારી '...શ્રી ને શ્રીમતી લેડલોને સપ્રેમ...દુનિયામાં બધાં માનવી તમારા જેવાં પ્રેમાળ ને ઉદાર દિલનાં હોત તો આંતરરાષ્ટ્રીય ભ્રાતૃભાવ કેળવવો કેટલો સહેલો થઇ પડત!'

*

# કેન્સર

ડો. શિવપ્રસાદ ત્રિવેદી

'લોહીનું દબાણ,' 'હાર્ટ ફેઈલ્યોર' એ બન્ને લેખો આપી ચૂકેલી રોગ અને રોગી—એ લેખમાળાનો આ ત્રીજો મણકો છે. અત્યારે તો કેન્સર પણ એક ભયંકર વ્યાધિ ગણાઈ ચૂક્યો છે. ઈલાજના અભાવે કેટલાંય દર્દીઓ આ રોગના ભોગી બનીને જાન ગુમાવી બેસે છે. એ જીવલેણ રોગની લોકભોગ્ય રજૂઆત આ લેખમાં છે.

દેશના એક ખૂણાથી બીજા ખૂણા સુધી વ્યાપેલા અતિ ઉપદ્રવ ભરેલા જીવલેણ મહારોગો ત્રણ છે: ક્ષય, મેલેરિયા અને કેન્સર. વૃદ્ધાવસ્થામાં હૃદય કે ન્યૂમોનિયા પછી મરણ થવાના કારણરૂપ આ બીજો રોગ છે. એની પીડા અને રિબામણી એવાં તો અસાધ્ય અને અસહ્ય છે કે તે સ્વપ્નામાં કે શત્રુને પણ દેખા ના દેજો એવું દરેક ઇચ્છે છે.

કેન્સર સંબંધી હમણાં ખૂબ સાંભળવા મળે છે એટલે એ માન્યતા પ્રચલિત થવા સંભવ છે કે આ તો અત્યારના સુધરેલા જમાનાનો રોગ છે. વાત વજુદ વિનાની છે. માછલીથી માંડી પાળેલાં કે જંગલી બધાં પ્રાણીઓ અને પંખીઓને આ રોગ થાય છે, અરે વૃક્ષોને પણ એ લાગુ પડે છે. સુધરેલા અને જંગલી બધા દેશો અને જાતોના લોકો આ રોગના ભોગ બને છે.

કેન્સર કોઈ રહસ્યભર્યો અગમ્ય રોગ હોવાની માન્યતા પણ ખોટી છે. સંશોધનો અને નિરીક્ષણના પરિણામે જાણવા મળ્યું છે કે શરીરના કોઈ પણ ભાગના કોષોનું એકાએક અને ફાવે એમ વધવું એનું નામ કેન્સર. આપણું શરીર અને અવયવો બહુસંખ્ય કોષોના બનેલા છે. ઘર જેમ ઈંટોનું બનેલું છે એમ. માણસો અને પ્રાણીઓ વરસો વીતતાં નાનાંથી મોટાં થાય છે. પણ પુખ્તવય સુધીમાં કદમાં વધ્યા બાદ વધારે વધતાં નથી. આમ થવા પાછળ એમ માનવામાં આવે છે કે શરીરના કોષો ઉપર બે બળોની અસર છે. એક બળની અસર નીચે કોષો વધે છે, તો બીજું બળ એ વિકારને પાછો પાડે છે. આવી રીતે સમતોલ કાળ થવાથી શરીરનો વિકાસ ટકી રહે છે.

જાણી ના શકાય એવા કોઈ કારણસર શરીરના કોષો અંકુશ વિના વધવા માંડે છે. ઝડપથી કદમાં વધે છે. વધેલા કોષો પાસેની તંદુરસ્ત પેશીઓને દબાવી, કચડી, લોહી શોષી લઈ મારી નાખે છે. વળી એના ભાગો છૂટા પડી શરીરમાં બધે પથરાય છે, ને વળી આપમેળે વધી પાસેની પેશીઓનો નાશ કરે છે. ઠેર ઠેર પેશીઓનો નાશ કરી વધતા કોષો છેવટે રોગીના પ્રાણ હરે છે. આ રોગાવસ્થાનું નામ કેન્સર છે. કરચલાના પંજાની જેમ વધતી રોગાવસ્થાનું નામ કરચલા ઉપરથી કેન્સર (કેન્સર-કરચલો) આપવામાં આવ્યું છે. આનું આયુર્વેદિય નામ માંસાર્બુદ હોઈ શકે.

કેન્સર ચેપી રોગ નથી કે સ્પર્શથી એનો ફેલાવો થતો નથી. અમુક ખોરાક ખાવાથી કે દેશના અમુક ભાગમાં રહેવાથી તે થાય છે એ માન્યતા પણ ખોટી છે. વળી એ વારસાગત ઊતરી આવે છે એ બિના પણ વજુદ વિનાની છે. કેન્સર થવાનું કારણ લાંબા વખતનો દાહ (Chronic-irritation) છે. ડામર, શેલઑઈલ, એક્સ-રે રેડિયમ અને રંગોમાં કામ કરનારા દાહનો ભોગ બને છે. કાશ્મીરમાં ઠંડીથી બચવા ગળે સગડી બાંધી રાખનાર લોકોને સગડીના સ્પર્શથી ચામડી ઉપર દાહ ઉપજે છે ચૂંગી પીનારાઓને હોઠ ઉપર અને ચુનામિશ્રિત તમાકુ ખાનારાઓને તથા ધૂમ્રપાન કરનારાઓને જીભ ગળું અને છાતીમાં દાહ ઉપજે છે. શરીરના બહારના કે અંદરના ભાગમાં જ્યાં વરસો સુધી દાહ ઉપજ્યા કરે ત્યાં

દસથી પચ્ચીસ વર્ષના ગાળામા કેન્સર થાય છે આમ કેન્સર થવાની વયમર્યાદા પ્રૌઢ અને વૃદ્ધાવસ્થા છે ક્વચિત્ નાની ઉમ્મરમા પણ આ રોગ થઈ આવે છે ખરો

શરીરના કોઈ પણ ભાગ કે અવયવમાં કેન્સર થાય છે એનાં બે રૂપ છે ચાંદુ અને ગાંઠ આ રોગની વિશેષતા તો એ છે કે એની શરૂઆતમા કશાં ચિહ્નો કે લક્ષણો નથી હોતાં રોગ વધ્યા બાદ શરીરના જે ભાગમાં કેન્સર થયું હોય તે અનુસાર એમાં ચિહ્નો ને લક્ષણો દેખા દે છે વળી શરૂઆતમાં તો નથી હોતી કશી વેદના કે રજમાત્ર પણ બેચેની આથી આ રોગ અતિ ભયાનક છે રોગ અંગેની વેદના કે બેચેની એક રીતે ઉપકારક છે એમનાથી રોગ છતો થવાથી આપણું જીવન રક્ષાય છે નાનીશી ફોલ્લી કે ગૂમડા માટે શા કારણસર આપણે દાક્તર પાસે દોડી જઈએ છીએ? એની વેદના ને પીડા આપણને

## કેન્સર : જીભનુ અને હોઠનું—ચિત્ર સમજ

જીભ ઉપરનુ કેન્સર પીડા વગરનુ નાનુ ચાંદુ કે ધોળા ટપકા રૂપે શરૂ થાય છે કેન્સર થવાના કારણરૂપ ખવાઈ ગયેલા દાંતોની ધાર કે બરાબર ના બેસતા દાંતના ચામખાનો ઘસારો છે ચૂગીનું ધૂમ્રપાન કે ગદુ મોં પણ કારણરૂપ માનવામા આવે છે

કેન્સરના બે રૂપ છે એક તો ઉપસેલી ધારવાળુ ચાંદુ કે બીજુ કોબી ફ્લાવરના શાકના દડા જેવા આકાર ને દેખાવ જેવી ગાંઠ





શરીરના બધા ભાગોમા કેન્સર થાય છે. એના સ્થાનનાં ખાસ અંગો ટકાવારી સાથે આ પ્રમાણે છે

| પુરુષ | | સ્ત્રી | પુરુષ | | સ્ત્રી |
|---|---|---|---|---|---|
| ૫ ટકા | ચામડી | ૨ ટકા | ૨૦ ટકા | હોજરી | ૧૦ ટકા |
| ૨૫ ટકા | મોઢુ | ૧૫ ટકા | ૧૦ ટકા | ગુદા | ૮ ટકા |
| | સ્તન | ૨૫ ટકા | ૧૫ ટકા | પ્રોસ્ટેટ | |
| ૯ ટકા | ફેફસાં | ૦ ૦ | | ગર્ભાશય | ૨૫ ટકા |

 

અસ્વસ્થ બનાવે છે એથી, કેન્સરની શરૂઆતમાં નથી હોતી વેદના કે પીડા કે નથી પેદા થતી કશી અસ્વસ્થતા. એટલે આપણે એના સંબંધી કશું વિચારતા જ નથી. એ તો જયારે વધી પડી ફૂલેફાલે છે ત્યારે વેદના ને બેચેની જન્માવે છે. આટલી હદે રોગ વધ્યા બાદ નથી ઉપયોગી નીવડતા કોઈ ઉપચાર કે નથી રાહત આપતી કોઈ સારવાર.

કહેવાય છે કે ઊંદર ફૂંકી ફૂંકીને કરડતાથી એના કરડતી વખતે આપણને કશી વેદના થતી નથી પણ પાછળથી લાલની વેદના અનુભવાય છે. કેન્સરમાં કંઈક આવું જ બને છે. એની શરૂઆતમાં ચેતવણી રૂપે કોઈ ચિહ્ન કે લક્ષણો દેખાતાં નહિ હોવાથી આપણને એના સંબંધી રજમાત્ર પણ ખ્યાલ આવતો નથી. જયારે એનાં ચિહ્નોની વેદનાભરી જાણ થાય છે ત્યારે એનું એટલું ભીષણ રૂપ જામી ગયું હોય છે કે કોઈ પણ ઉપચાર નિરર્થક નીવડે છે. આમ હોવાથી આ રોગ ભયાનક અને અસાધ્ય ગણાય છે. બાકી આ રોગની શરૂઆતમાં ઉપચાર કરવામાં આવે તો તે સાઠથી એંસી ટકા પ્રમાણમાં ચોક્કસ મટી જાય છે. અમેરિકન દાક્તરો કેન્સરને સાધ્ય અને રોકી શકાય એવો રોગ માને છે. આ રીતે એમણે કરી બતાવ્યું છે. આ માટે અમેરિકાની તૈયારીઓ પણ સંપૂર્ણ છે. ત્યાં ૧૯૦ કેન્સર શોધનારાં કેન્દ્રો, ૩૫ કેન્સર નિદાન કેન્દ્રો અને ૪૦૦ કેન્સર સારવાર કેન્દ્રો છે. જ્યારે અમેરિકાથી દોઢી વસતિવાળા હિંદમાં કેન્સર અંગેનાં માત્ર ત્રણ જ દવાખાનાં છે, મુંબઈ, મદ્રાસ અને કલકત્તામાં.

આપણા દેશમાં દર વરસે બે લાખ માણસો કેન્સરથી મરણ પામે છે. આમાંના અડધાને તો બચાવી શકાય એમ છે. જો એમના રોગનું શરૂમાં નિદાન ને તાત્કાલિક સારવાર થાય તો. રોગ વધી ગયા બાદ કોઈ પણ ઉપચાર ઉપયોગી નીવડતા નથી. ટાટા હોસ્પિટલમાં આવતા કેન્સર કેસોમાં મોટા ભાગે મોઢાના કેન્સરના દરદીઓ હોય છે. આમાંયે જીભના કેન્સરના સૌથી વધુ. પછી ક્રમમાં ટોન્સીલ અને ગાલનાં કેન્સર છે. ગાલનું કેન્સર દક્ષિણિયોમાં વધારે છે જ્યારે જીભનું કેન્સર ગુજરાતીઓમાં. કેન્સર થયા બાદ દરદીઓ સાત કે નવ માસે ટાટા હોસ્પિટલમાં ગયાની નોંધ છે. એક નિવેદન અનુસાર કુલ ૩૯૯ ગાલના કેસોમાં માત્ર નવ શરૂઆતમાં હોસ્પિટલમાં ગયેલા. ૧૨૬ માં તો કેન્સર બહાર ફૂટયું હતું. અને ૧૪૯ થી તે મોઢું પણ ઊઘડતું ન હતું.

સ્ત્રીઓમાં સ્તન અને ગર્ભાશયનાં કેન્સર વધુ પ્રમાણમાં છે. હિંદુ સ્ત્રીઓ કરતાં પારસી સ્ત્રીઓમાં સ્તનના કેન્સરનું પ્રમાણ વધારે છે. પુરુષોમાં શરીરના બીજા ભાગો કરતાં હોજરી અને સ્ત્રીઓમાં ગર્ભાશયનું કેન્સર મોખરે છે. આમાંયે પ્રસૂતા કરતાં વંધ્યા સ્ત્રીઓનું પ્રમાણ વધુ રહે છે. એક ટકા પ્રમાણમાં થતાં બાળકોના કેન્સરમાં હોજરી આંતરડાં કલેજું અને જીભ આ ચાર અવયવો સંડોવાય છે.

શરૂઆતમાં કેન્સરના ચિહ્નો ભુલાવામાં પાડે એવાં; અવગણી શકાય એવાં અને વેદના વગરનાં છે. આમ હોવાથી એનો ખ્યાલ આવવો મુશ્કેલ છે. એનું નિદાન થવું અઘરું છે. આંખથી કે મોઢાથી જાણી શકાય એવી રોગ વધ્યાની સ્થિતિમાં કેન્સરના રોગીઓ બહુ મોડા મોડા દવાખાનામાં જતા હોવાથી ઉપચારમાં ધાર્યું પરિણામ આવી શકતું નથી. આથી કેન્સર અસાધ્ય રોગ હોવાની માન્યતામાં વધારો થાય છે. આમ હોવાથી આ રોગનાં શરૂઆતનાં ચિહ્નો જાણવાં આવશ્યક છે.

કેન્સર શરીરના બધા ભાગોમાં થાય છે. પણ એ થવાનાં કેટલાંક જાણીતાં અંગોમાં મોઢું (હોઠ ગાલ જીભ) અન્નનળી હોજરી આંતરડાં ગુદા વગેરે છે. સ્ત્રીઓમાં આ ઉપરાંત બે વધુકાં અંગો સ્તન અને ગર્ભાશય છે.

મોઢાના કેન્સરમાં કોલી ફ્લાવરના શાક જેવા દેખાવ અને આકારવાળો ગઠો કે ઉપસેલી ધારવાળું અને





દસથી પચ્ચીસ વર્ષના ગાળામાં કેન્સર થાય છે. આમ કેન્સર થવાની વયમર્યાદા પ્રૌઢ અને વૃદ્ધાવસ્થા છે. ક્વચિત્ નાની ઉમ્મરમાં પણ આ રોગ થઈ આવે છે ખરો.

શરીરના કોઈ પણ ભાગ કે અવયવમાં કેન્સર થાય છે. એનાં બે રૂપ છે. ચાંદુ અને ગાંઠ. આ રોગની વિશેષતા તો એ છે કે એની શરૂઆતમાં કશાં ચિહ્નો કે લક્ષણો નથી હોતાં. રોગ વધ્યા બાદ શરીરના જે ભાગમાં કેન્સર થયું હોય તે અનુસાર એમાં ચિહ્નો ને લક્ષણો દેખા દે છે વળી શરૂઆતમાં તો નથી હોતી કશી વેદના કે રજમાત્ર પણ બેચેની. આથી આ રોગ અતિ ભયાનક છે રોગ અંગેની વેદના કે બેચેની એક રીતે ઉપકારક છે. એમનાથી રોગ છતો થવાથી આપણું જીવન રક્ષાય છે. નાનીશી ફોલ્લી કે ગૂમડા માટે શા કારણસર આપણે દાક્તર પાસે દોડી જઈએ છીએ! એની વેદના ને પીડા આપણને

## કેન્સર : જીભનું અને હોઠનું—ચિત્ર સમજ

જીભ ઉપરનું કેન્સર પીડા વગરનું નાનું ચાંદું કે ધોળા ટપકા રૂપે શરૂ થાય છે. કેન્સર થવાના કારણરૂપ ખવાઇ ગયેલા દાંતોની ધાર કે બરાબર ના બેસતા દાંતના ચોકઠાનો ઘસારો છે. ચૂંગીનું ધૂમ્રપાન કે ગંદુ મોં પણ કારણરૂપ માનવામાં આવે છે.

કેન્સરના બે રૂપ છે. એક તો ઉપસેલી ધારવાળું ચાંદું કે બીજું કોબી ફ્લાવરના શાકના દડા જેવા આકાર ને દેખાવ જેવી ગાંઠ.



શરીરના બધા ભાગોમાં કેન્સર થાય છે. એના સ્થાનનાં ખાસ અંગો ટકાવારી સાથે આ પ્રમાણે છે.

| પુરુષ | | સ્ત્રી | પુરુષ | | સ્ત્રી |
|---|---|---|---|---|---|
| ૫ ટકા | ચામડી | ૨ ટકા | ૨૦ ટકા | હોજરી | ૧૦ ટકા |
| ૨૫ ટકા | મોઢું | ૧૫ ટકા | ૧૦ ટકા | ગુદા | ૮ ટકા |
| | સ્તન | ૨૫ ટકા | ૧૫ ટકા | પ્રોસ્ટેટ | |
| ૯ ટકા | ફેફસાં | ૦ ૦ | | ગર્ભાશય | ૨૫ ટકા |




અસ્વસ્થ બનાવે છે એથી, કેન્સરની શરૂઆતમાં નથી હોતી વેદના કે પીડા કે નથી પેદા થતી કશી અસ્વસ્થતા. એટલે આપણે એના સંબંધી કશું વિચારતા જ નથી. એ તો જ્યારે વધી પડી ફૂલેફાલે છે ત્યારે વેદના ને બેચેની જન્માવે છે. આટલી હદે રોગ વધ્યા બાદ નથી ઉપયોગી નીવડતા કોઈ ઉપચાર કે નથી રાહત આપતી કોઈ સારવાર.

કહેવાય છે કે ઊંદર ફૂંકી ફૂંકીને કરડવાથી એના કરડતી વખતે આપણને કશી વેદના થતી નથી પણ પાછળથી લાલની વેદના અનુભવાય છે. કેન્સરમાં કંઈક આવું જ બને છે. એની શરૂઆતમાં ચેતવણી રૂપે કોઈ ચિહ્ન કે લક્ષણો દેખાતાં નહિ હોવાથી આપણને એના સંબંધી રજમાત્ર પણ ખ્યાલ આવતો નથી. જ્યારે એનાં ચિહ્નોની વેદનાભરી જાણ થાય છે ત્યારે એનું એટલું ભીષણ રૂપ જામી ગયું હોય છે કે કોઈ પણ ઉપચાર નિરર્થક નીવડે છે. આમ હોવાથી આ રોગ ભયાનક અને અસાધ્ય ગણાય છે. બાકી આ રોગની શરૂઆતમાં ઉપચાર કરવામાં આવે તો તે સાઠથી એંસી ટકા પ્રમાણમાં ચોક્કસ મટી જાય છે. અમેરિકન દાક્તરો કેન્સરને સાધ્ય અને રોકી શકાય એવો રોગ માને છે. આ રીતે એમણે કરી બતાવ્યું છે. આ માટે અમેરિકાની તૈયારીઓ પણ સંપૂર્ણ છે. ત્યાં ૧૯૦ કેન્સર શોધનારાં કેન્દ્રો, ૩૫ કેન્સર નિદાન કેન્દ્રો અને ૪૦૦ કેન્સર સારવાર કેન્દ્રો છે. જ્યારે અમેરિકાથી દોઢી વસતિવાળા હિંદમાં કેન્સર અંગેનાં માત્ર ત્રણ જ દવાખાનાં છે, મુંબઈ, મદ્રાસ અને કલકત્તામાં.

આપણા દેશમાં દર વરસે બે લાખ માણસો કેન્સરથી મરણ પામે છે. આમાંના અડધાને તો બચાવી શકાય એમ છે. જો **એમના રોગનું શરૂમાં નિદાન ને તાત્કાલિક સારવાર થાય તો.** રોગ વધી ગયા બાદ કોઈ પણ ઉપચાર ઉપયોગી નીવડતા નથી. ટાટા હોસ્પિટલમાં આવતા કેન્સર કેસોમાં મોટા ભાગે મોઢાના કેન્સરના દરદીઓ હોય છે. આમાં યે જીભના કેન્સરના સૌથી વધુ. પછી ક્રમમાં ટોન્સીલ અને ગાલનાં કેન્સર છે. ગાલનું કેન્સર દક્ષિણીઓમાં વધારે છે જ્યારે જીભનું કેન્સર ગુજરાતીઓમાં. કેન્સર થયા બાદ દરદીઓ સાત કે નવ માસે ટાટા હોસ્પિટલમાં ગયાની નોંધ છે. એક નિવેદન અનુસાર કુલ ૩૦૯ ગાલના કેસોમાં માત્ર નવ શરૂઆતમાં હોસ્પિટલમાં ગયેલા. ૧૨૬ માં તો કેન્સર બહાર ફૂટ્યું હતું. અને ૧૪૯ થી તે મોઢું પણ ઊઘડતું ન હતું.

સ્ત્રીઓમાં સ્તન અને ગર્ભાશયનાં કેન્સર વધુ પ્રમાણમાં છે. હિંદુ સ્ત્રીઓ કરતાં પારસી સ્ત્રીઓમાં સ્તનના કેન્સરનું પ્રમાણ વધારે છે. પુરુષોમાં શરીરના બીજા ભાગો કરતાં હોજરી અને સ્ત્રીઓમાં ગર્ભાશયનું કેન્સર મોખરે છે. આમાંયે પ્રસૂતા કરતાં વંધ્યા સ્ત્રીઓનું પ્રમાણ વધુ રહે છે. એક ટકા પ્રમાણમાં થતાં બાળકોના કેન્સરમાં હોજરી આંતરડાં કલેજું અને જીભ આ ચાર અવયવો સંડોવાય છે.

શરૂઆતમાં કેન્સરના ચિહ્નો ભુલાવામાં પાડે એવાં; અવગણી શકાય એવાં અને વેદના વગરનાં છે. આમ હોવાથી એનો ખ્યાલ આવવો મુશ્કેલ છે. એનું નિદાન થવું અઘરું છે. આંખથી કે મોઢાથી જાણી શકાય એવી રોગ વધ્યાની સ્થિતિમાં કેન્સરના રોગીઓ બહુ મોડા મોડા દવાખાનામાં જતા હોવાથી ઉપચારમાં ધાર્યું પરિણામ આવી શકતું નથી. આથી કેન્સર અસાધ્ય રોગ હોવાની માન્યતામાં વધારો થાય છે. આમ હોવાથી આ રોગનાં શરૂઆતનાં ચિહ્નો જાણવાં આવશ્યક છે.

કેન્સર શરીરના બધા ભાગોમાં થાય છે. પણ એ થવાનાં કેટલાંક જાણીતાં અંગોમાં મોઢું (હોઠ ગાલ જીભ) અન્નનળી હોજરી આંતરડાં ગુદા વગેરે છે. સ્ત્રીઓમાં આ ઉપરાંત બે વધુ અંગો સ્તન અને ગર્ભાશય છે.

મોઢાના કેન્સરમાં કોલી ફ્લાવરના શાક જેવા દેખાવ અને આકારવાળો ગઠ્ઠો કે ઉપસેલી ધારવાળું અને





કઠણુ બેઠકવાળું ચાંદુ કે ધારું હોય છે. લાંબા વખત સુધી જીભ ઉપરના ચીરા છેવટે કેન્સરમાં પરિણમે છે. જીભ કે ગાલ પર ચીરા કે ચાંદુ ( ધારું ) હોવા છતાં (૧) વેદના ના થવી અને (૨) રોગમાં વધારો થતો રહેવો આ બન્ને કેન્સર થવાની ખાત્રીરૂપ છે. દસ પંદર દિવસની સારવાર છતાં યે બેસી ગયેલા સાદમાં સુધારો ન થાય તો ગળાના ભાગમાં કેન્સર અંગેની તપાસ કરાવવી જોઈએ. કંઠનળીના કેન્સરમાં સાદ બેસી જવાનું ચિહ્ન શરૂઆતનું છે. ગળે ઉતારવામાં મુશ્કેલી, પીડા અને ગળાના બહારના ભાગમાં ગાંઠ ઉપસી આવવી વગેરે ચિહ્નો રોગ વધ્યા પછીનાં છે.

અન્નનળીના કેન્સરના દરદીને જોનારને કેન્સર રોગની ભયાનકતા સ્વપ્નામાં પણ બીવડાવનારી નીવડે છે. ચાલીસ પિસ્તાલીસની વયે ખાતી વખતે છાતીના હાડકા નીચે વજન કે દબાણ જેવું વરતાય એ વિચારવા જેવી બિના છે. અન્નનળીનું કેન્સર વધે ત્યારે પ્રથમ રોટલો ખાતી વખતે અને પછી પાણી પીતી વખતે પણ ગળે ઉતારવાની મુશ્કેલીની ફરિયાદ રજૂ થાય છે. ગળામાંથી ખોરાક પાછો નીકળવો એ તો ઉલ્લું ચિહ્ન છે.

પાંત્રીસ વર્ષની ઉમ્મરની વ્યક્તિ જ્યારે (૧) ખાધા પછી હોજરીમાં ભાર (૨) ભૂખનો નાશ (૩) અશક્તિ અને (૪) ઊલટીની ફરિયાદ કરે તો એ હોજરીના કેન્સરની નિશાની રૂપ છે. ગુદાનું કેન્સર પ્રૌઢ કરતાં યુવાવસ્થામાં થાય છે. આનાં ચિહ્નોમાં રોજ હાજતે જવાની ટેવવાળાને બંધકોષ આવી પડે છે. ગુદામાં ભાર અને મળત્યાગ થવા છતાં યે મળનો ખ્યાલ રહ્યા કરે છે. પટ્ટી જેવા આકારનો મળ અને લોહી દૂઝતું એ ધ્યાન દોરે એવાં ચિહ્નો છે.

સ્તનમાં પથરા જેવી કઠણ ગાંઠ હોવા છતાયે વેદના ના થવી એ સ્તનના કેન્સરની નિશાની રૂપ છે. બગલમાં ગાંઠ ફૂલવી કે ડીંટડીમાંથી લોહી આવવું એ તો રોગ વધ્યા પછીનાં લક્ષણો છે. ગર્ભાશયના કેન્સરમાં શરૂઆતમાં પ્રદર કે લોહી વહે છે. સંભોગ પછી લોહી દેખાવું એ ભયપ્રદ નિશાની છે આવી રીતે રજોદર્શન બંધ થયા બાદ અવારનવાર લોહીસ્રાવ થાય છે. દાક્તરી તપાસ માટે તાબડતોડ દોડી જવું જોઈએ. વેદના, દુર્ગંધયુક્ત સ્રાવ અને તાવ વગેરે તો રોગ વધ્યા પછીનાં ચિહ્નો છે.

ટૂંકામાં કેન્સરની ચેતવણીરૂપ ચિહ્નો આ પ્રમાણે છે—

૧ શરીરના કોઈ પણ ભાગમાં, ખાસ કરી સ્તન હોઠ ને જીભમાં ગાંઠ કે જાડાપણું દેખાવું.

૨ જીભ હોઠ ને મોઢાના ભાગમાં લાંબા વખત સુધી ઘારાં ( ચાંદુ ) કે ચીરાનું ના રૂઝાવું.

૩ સાદ બેસી જવો, ગળું આવવું, ગળાની ઉધરસ કે ગળે ઉતારવામાં મુશ્કેલી : આ ચાર ચિહ્નનું લાંબા વખત સુધી કાયમ રહેવું.

૪ ચાલીસ પિસ્તાલીસ વર્ષની ઉમ્મર બાદ વારંવાર થઈ આવતી અજીર્ણની પીડા

૫ ડીંટડી કે યોનિમાર્ગમાંથી અનિયમિત અને વગર કારણે થતા લોહીસ્રાવ દસ્ત કે પેશાબમાં લોહી વહેવું.

૬ દસ્તની હાજતમાં વારંવારનો ફેરફાર.

૭ લાખું, કણી કે મસના કદમાં અને રંગમાં થતો વધારો કે ફેરફાર.

★

ઊર્મિ-નવરચના અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. લખવો કદાપિ ભૂલશો નહિ.

# ઋતુ ફાગણતણી

આજ આવી સખી
ઋતુ ફાગણુ તણી
દિલના ઢંગને
ચીરના રંગને
ભાત પાડી જતી.

કૃષ્ણુ ને ગોપીના
દિલના ચીરની
વાત તાજી કરી—
પ્રેમમાં મત્તને
કરી ચકચૂરને,
ખેલી જે હોળીને
તીર જમનાતણે—

કૃષ્ણુ ને ગોપીના
દિલમાં પ્રીતિના
રંગ ને ફાગના
ઊડેલ ગુલાલના
યૌવને ભીંજતી—

ગોપીના ઉરમાં
પ્રેમના રંગના
ફાગ જામી ગયા.

આજ ખેલે સખી,
હજાર વર્ષો પછી
હોળી તું પ્રેમની,
રંગરૂપ રેલની
ભરી પીચકારીની
રમઝટો બોલતી.

ફાટતા યૌવને
કસ્સ કમખાતણી
તૂટતી ને સખી,

હાસ્ય મીઠું હસી,
લાલ રંગે રંગી
ચૂંદડી દિલની
ભીંજી તેને ધરી,
વેણુ મીઠું વદી
ગોપીના આત્મમાં
પ્રેમ આવો હતો.

આજ તેની સખે!
ખાત્રી પાકી થઈ,
આત્મના રંગમાં
મૂર્તિ તારી સખે,
કૃષ્ણુના રૂપમાં
આજ બેસી ગઈ.

આવી છો ને સખે,
ઋતુ ફાગણુ તણી;
દિલમાં પ્રેમની
બંસી મૂકી ગઈ.

કાન્તિલાલ બોકર

# વાંછના

મારે ઉરે એક જ માત્ર વાંછના
કે વાંછનામુક્ત બનો જ ઉર.

ચંદ્રહાસ શાહ





['પૂર્વગ્રહ'—૨૪ મા પાનાથી ચાલુ ]

પોતાની વર્તણૂક ન્યાયયુક્ત નથી ને પોતે જે કાંઈ કરે છે એ ખોટું છે એમ એના અજ્ઞાત મનમાં એને લાગતું હોય છે. છતાંય પોતે જે કાંઈ કરે છે એ સાચું છે એ સાબિત કરવા માટે એણે સામી વ્યક્તિની ખામીઓની અતિશયોક્તિ કરવી પડે છે, કોઈવાર તો એણે સામી વ્યક્તિઓ સાથે લડવું પડે છે, પોતાના પૂર્વગ્રહનું ક્રૂરતામાં રૂપાંતર કરીને વર્તવું પડે છે. એક સંસ્થાના આચાર્યને બીજી સંસ્થાના આચાર્ય પ્રત્યે પૂર્વગ્રહ જન્મેલો, આથી એ જ્યાં ને ત્યાં એની કુથલી કરવા મંડ્યા. પરિણામ એ આવ્યું કે પેલા આચાર્યની પ્રતિષ્ઠા તો હલકી પડી પણ સાથે સાથે હલકી વાતો કરનાર આચાર્ય પણ પોતાનો સામાજિક મોભો ગુમાવી બેઠા. આમ વ્યક્તિ પૂર્વગ્રહને પોષીને પોતાના આત્મા સાથે ઉતરપીંડી કરે છે ને બીજી બાજુ પોતાના વ્યક્તિત્વનું ઘડતર બરાબર નથી કરી શકતી, કારણ કે એના મનમાં ગંભીર ગણી શકાય એવાં લાગણીનાં ઘર્ષણો ઊભાં થાય છે. એને પોતાની અસલામતીનું ભાન થાય છે ને એ સૌથી ડર્યા કરે છે, વિચિત્ર કહી શકાય એવાં મંથનો અનુભવે છે ને સમાજનો તિરસ્કાર કરે છે. એનાં જીવનનાં મૂલ્યો સાવ બદલાઈ જાય છે, કોઈવાર સાવ છિન્નભિન્ન થઈ જાય છે ને પોતે એકદમ ધૂની માનસવાળી નિષ્ક્રિય વ્યક્તિ તરીકે પંકાય છે.

આમ પૂર્વગ્રહ જાતિભેદ, જ્ઞાતિભેદ, વર્ગભેદ, રંગભેદ ને ધાર્મિક મતભેદને ઊભા કરીને વ્યક્તિથી માંડીને આખીય દુનિયાની શાંતિને જોખમમાં મૂકે છે એ ચોક્કસ છે. આથી એક સાવચેતીના પગલા તરીકે પણ બાળઉછેરની પદ્ધતિમાં જડમૂળથી પરિવર્તન આણવું જરૂરી છે. બાળક પાંચેક વર્ષનું થાય, પોળમાં રમતું થાય, શાળામાં જતું થાય અને ઘર બહારનું સામાજિક જીવન જીવતું બને એટલે નવા વાતાવરણની અસર એના માનસિક ઘડતરમાં ખૂબ અગત્યનો ફાળો આપે છે. પાડોશીનું કોઈ બાળક આપણે ત્યાં રમવા આવતું હોય, એ કાણું હોય કે એવી બીજી શારીરિક ખોડ ધરાવતું હોય તો આપણે એની ગેરહાજરીમાં એનો ઉલ્લેખ કરીને 'કાણીઓ' કે એવા બીજા ન વાપરવા જેવા શબ્દ-પ્રયોગોનો ઉપયોગ કરીએ તો બાળક પણ અનુકરણ દ્વારા એવું જ શીખે છે. અથવા આપણું બાળક કાંઈ ખોડખાંપણવાળું હોય તો બીજાં બાળકો એને એ પ્રમાણે સંબોધીને ધૂતકારે છે ત્યારે પણ વિચિત્ર સ્થિતિ ઉત્પન્ન થાય છે. કેટલાંક બાળકો પોતાના મિત્રોને નામ દઈને બોલાવવાને બદલે 'કાળિયો,' 'લૂલિયો,' કે 'ઠીંગુજી' કહીને બોલાવે છે. આથી સામાના મનમાં હીનતાની ભાવના પ્રવેશે છે. ઘણા કહેવાતા ધર્મિષ્ઠો ને સુશિક્ષિત સજ્જનો પણ ઘરના નોકરને કે શેરીનો કચરો વાળતા ભંગીને મોતિયા, છનિયા કે ધૂળિયા કહીને સંબોધે છે. પરિણામે એ રીતે સંબોધાયેલા માણસોમાં એવી લઘુતાગ્રંથિ પ્રવેશે છે કે કોઈ એમનું નામ પૂછે ત્યારે મોતીલાલ, છગનલાલ કે ધૂળાજી કહેવાને બદલે એ 'મારું નામ મોતિયો છે સાહેબ' એમ જરાય સંકોચ વિના બોલી ઊઠે છે આ પરિસ્થિતિ આપણે માટે સાચે જ શરમજનક છે. ખાસ સંભાળવાનું એ છે કે ઘરમાં, શાળામાં કે સમાજમાં એવા ભેદભાવોને જરાય મહત્ત્વ ન અપાવું જોઈએ.

ઘણીવાર માબાપ બાળકના મનમાં પૂર્વગ્રહ ન પેસે એ માટે પૂર્વગ્રહ ઉત્પન્ન કરે એવી સ્થિતિથી બાળકને તદ્દન અલિપ્ત ને અવાસ્તવિક દુનિયામાં રાખવા પ્રયત્ન કરે છે. આ રીત પણ અમાનસશાસ્ત્રીય છે. કેટલાક માબાપ પોતાનાં બાળકોને અમુક જાતનાં બાળકો સાથે રમતાં રોકે છે. આથી પણ બાળકોના મનમાં વિચારોની ભાંજગડ ઊભી થાય છે. આથી બાળક સાથેના વર્તનમાં કૃત્રિમતા જરાય ન હોવી જોઈએ. અને વધારે પડતું પંપાળવાની ટેવ પણ ખોટી છે. સંજોગાનુસાર બાળકને સમજણ પડે એ રીતે કુદરતી વર્તનની ખૂબ જરૂર છે. આવું વર્તન માબાપ દાખ-





વશે ત્યારે જ બાળકને પોતાના અસ્તિત્વ વિષે ખાત્રી ઉત્પન્ન થશે ને એ કોઈપણ પ્રકારની ગ્રંથિઓનું ભોગ બન્યા વગર એક નિર્ભય પ્રજા તરીકે ઉછરશે. જોકે બાળક એકવાર પૂર્વગ્રહ ધરાવતું બને પછી એમાંથી એને છોડાવવું કપરું છે. આવું થાય ત્યારે એનામાં આત્મવિશ્વાસ જન્માવવો જરૂરી બને છે. એ જો આત્મવિશ્વાસુ ને નિર્ભય બને તો એની અસહિષ્ણુતા દૂર કરી શકાય. કેટલાક વિદ્વાનો એવું માને છે કે પૂર્વગ્રહ વગરનાં માબાપનાં બાળકો પૂર્વગ્રહ વગરનાં હોય છે. પણ આમાં અર્ધસત્ય છે. જીવનમાં કેટલાક પ્રસંગો એવા આવે જ છે કે જ્યારે બાળક પોતના પૂર્વગ્રહને પ્રગટ કરી દે છે. આવે વખતે શિક્ષકની જવાબદારી વધી પડે છે. એણે બાળકનો વિશ્વાસ સંપાદન કરવાનું મહાભારત કામ પૂરું કરવાનું હોય છે, બાળકના કે કિશોરના વિશ્વાસુ મિત્ર બનીને એનામાં સહિષ્ણુતા પેદા કરવાની હોય છે. રમત-ગમતના કલાક દરમિયાન શિક્ષકે કોઈપણ વિદ્યાર્થીને જાતિભેદ કે રંગભેદને લીધે રમતમાં ભાગ લેતાં રોકવાની હાનિકારક પદ્ધતિ ભૂલેચૂકે પણ અપનાવવાની જરૂર નથી. આપણા સામાજિક વાતાવરણને લીધે બાળકમાં અમુક ઉંમરે અમુક જાતના ખોટા ખ્યાલો ઉત્પન્ન થાય છે. એક કિશોરે કાચી ઉંમરે વિવેકાનંદ વિષેનાં પુસ્તકો વાચ્યાં. વિવેકાનંદની સ્ત્રીને આગ મનવાની ફિલસૂફીએ એને સમસ્ત સ્ત્રી જાતિ વિષે પૂર્વગ્રહી બનાવ્યો. આવે વખતે પણ શિક્ષકે ને ખાસ કરીને માતાએ કાળજીપૂર્વક બાળકને સમજાવવાનું રહે છે. દરેક જાતની પ્રજામાં સારીનરસી વ્યક્તિઓનું મિશ્રણ રહે છે એ સાબિત કરી બતાવીને બાળકનો માથા વગરનો ભ્રમ દૂર કરવાનો હોય છે. બધાં એક જ ઈશ્વરને ત્યાંથી આવ્યાં છીએ. બધાના હકો પણ સરખા જ છે એ જાતની ભાવનાનો પ્રચાર કરીને પૂર્વગ્રહો પ્રગતિને બદલે અધોગતિની ઊંડી ખાઈ તરફ ધસડી જાય છે એવું સ્પષ્ટપણે બાળકને જ્ઞાન કરાવવું જરૂરી છે. ભાવનાના અનુમોદન રૂપે સારાં સારાં પુસ્તકો ને ચલચિત્રોનો પણ ઉપયોગ કરી શકાય.

જ્યારે શિક્ષકના વિચારો માબાપના વિચારોથી તદ્દન જુદા પડે ત્યારે બાળકના નાનકડા મગજમાં અનેક પ્રકારનાં મંથનો ઉત્પન્ન થાય છે. બાળકોને મન બન્નેનું સ્થાન મુરબ્બીપદે હોય છે ને એ બિચારું બંનેને ખુશ રાખીને બંનેનું પ્રેમપાત્ર બનાવાનો પ્રયત્ન કરે છે. આથી બાળક ગૂંચવણભરી પરિસ્થિતિમાં ન મૂકાય તે સારુ માબાપ ને શિક્ષકોએ જવાબદારીપૂર્વકનું વર્તન દાખવવું જરૂરી છે. બાળકોના મનમાં પણ સાચી વસ્તુસ્થિતિની પરખ ઉત્પન્ન થાય અને ભવિષ્યના નાગરિક તરીકે કેમ જીવવું એનું સ્પષ્ટ ચિત્ર એની આંખ સમક્ષ સ્પષ્ટ દેખાય એવું વાતાવરણ સર્જાવું જોઈએ. જોકે એકવાર પૂર્વગ્રહ ઉત્પન્ન થાય એટલે માનવી માનવીના સારા સંબંધો જોખમાયા વગર નથી રહેતા. કારણકે એને જડમૂળથી ઉખાડી નાખવો એ ભગીરથ કાર્ય છે પણ આપણે દુનિયામાં લઘુમતી પ્રજાનું શ્રેય સાચવીને ધાર્મિક, રાજકીય, સામાજિક ને આર્થિક વાદોના સામ્રાજ્યમાંથી મુક્ત થઈને માનવતાવાદ તરફ જ આપણું સમગ્ર ધ્યાન ને શક્તિ કેન્દ્રિત કરીએ તો પણ ઘણું કરી શકીએ તેમ છીએ. આજે તો અમુક દેશની બીજા દેશ પ્રત્યેની આ નીતિ આવી છે, અમુક દેશ આ સારું નથી કરતો, અમુક દેશ ગરીબ છે, એની પાસે પૂરતા રાજકીય નેતાઓ નથી, ફલાણા દેશને ઢીંકણા દેશ પર સત્તા જમાવવી છે એવાં બધાં તારણો બાંધીને પૂર્વગ્રહોનું સામ્રાજ્ય જાણી જોઈ ને ઊભું કરીએ છીએ. આ દુનિયામાં નથી કોઈ ભગવાન પાસેથી વધારે બુદ્ધિ લઈને આવ્યું કે નથી કોઈ વધુ તાકાત લઈને આવ્યું. હા, પ્રભુએ અમુક પ્રજાને સારી ઊંચાઈ બક્ષી છે. તો અમુકને નીચી સર્જી છે, પણ એનો ય આધાર હવામાન પર જ વધુ છે, વ્યક્તિત્વ ને ચારિત્ર્યના ઘડતર માટે જે દેશને સારી એવી અનુકૂળતા મળે છે એ રોકાયા વગર આગળ વધે છે એ નિર્વિવાદ છે આથી એણે બીજા પછાત દેશોને નીચા પાડવાની ધૃષ્ટતા બતાવવાની જરૂર નથી. દરેક પ્રજાનાં સામાન્ય લક્ષણો, ગુણો–અવગુણો સરખા જ હોય છે. માનવસ્વભાવ ક્યાંય જુદો નથી પડતો એ વાતને નજર સમક્ષ રાખીએ તો આખી દુનિયા પૂર્વગ્રહોની માયાજાળ ને રાજકીય વાડામાંથી ઉગરી શકે ને સુખપૂર્વક રહી શકે એવું અનેરું વાતાવરણ સર્જી શકાય.

શ્રીમતી પર્લ બકે એક ઠેકાણે લખ્યું છે કે 'રંગ-





ભેદની નીતિ એ આખી દુનિયાનું કાળું કલંક છે. સૌ કોઈ પોતપોતાની રીતે શ્રેષ્ઠ છે જ. તો પછી ગોરી પ્રજાએ પોતાની શ્રેષ્ઠતા ઠોકી બેસાડવાની શી જરૂર? કાળા કે ગોરામાં એક સમાન આત્મા નિવાસ કરે છે એ આપણે કેમ ભૂલી જઈએ છીએ? ને અમેરિકામાંથી આ નીતિ નિર્મૂળ કરવામાં નહી આવે તો દિવસ પછી રાત આવે છે એવી નિશ્ચિત રીતે અમેરિકાનું પ્રજાસત્તાક રાજ્ય નિષ્ફળ જશે.' આથી એટલું તો સ્પષ્ટ છે કે સમજુ વ્યક્તિઓ આનો સજ્જડ વિરોધ કરીને જડમૂળથી ઉખાડી ફેંકી દેવાની નીતિની તરફેણ કરે છે. માનવીનો માનવી પ્રત્યેનો તિરસ્કાર ગમે ત્યાં દોરી જાય એ પહેલાં આપણે જાગૃત બનીને યોગ્ય તકેદારીભર્યાં પગલાં લઈએ. વિશ્વશાંતિમાં દરેક વ્યક્તિએ સરખી ફરજ બજાવવાની છે એટલું યાદ રાખીશું તો પૂર્વગ્રહની નાગચૂડમાંથી જરૂર મુક્ત થઈ શકીશું

એક બાજુ આપણે રામરાજ્યની વાતો કરવી છે ને બીજી બાજુ ધર્મ, રંગભેદવાદ કે સામાજિક ઊંચા-નીચાના ભેદ પાડીને સુખ મેળવવા માટે ફાંફા મારવાં છે. હસવું ને લોટ ફાકવો એ બંને ક્રિયાઓ સાથે કેવી રીતે બની શકે? જ્યાં સુધી હૃદયની વિશાળતા વ્યક્તિમાં નહીં કેળવાય ત્યાંસુધી માનવતાના સંબંધો પાયા વગરની ઈમારતની જેમ સ્થાયી ક્યાંથી બનશે?

[ આવતે અંકે 'ઈર્ષા' ]

★

# ગાંધીજીનો ઘરડો દોસ્ત

લોસ એંજલીસની ઘરડી ડોશીઓની એક કલબમાં હિંદ વિષે વાતો કરવા ગયો હતો વાર્તાલાપ પૂરો થયો એટલે બધાં વિખરાવા માંડયાં એક ઘરડી ડોશી મારી સાથે હિંદ વિષે વાતે વળી. થોડીવાર પછી મને કહે છે કે મારો ૮૪ વર્ષનો ડોસો બહાર મોટરમાં ઝોકાં ખાતો હશે. તું એને મળવાનું પસંદ કરશે?

'શા માટે નહી?' મેં કહ્યું

૮૨ વર્ષની ઉંમરે પણ સ્ફૂર્તિથી ચાલતી એ ડોશી મને થોડે દૂર ઊભેલી એક મોટર પાસે દોરી ગઈ. લાલ-ચોળ ને તગડા શરીરવાળો એક વૃદ્ધ સ્ટીઅરીંગ વ્હીલ પર માથું ટેકવીને ઊંઘતો હતો.

'અરે એ! ઊઠે છે કે? હિંદના એક જુવાનિયાને તને મળવા લઈ આવી છું.' ડોસીએ ડોસાના માથા પર ટપલી મારી.

આંખ ઉઘાડીને ડોસાએ તરત મને સ્મિતપૂર્વક આવકાર્યો.

'છોકરા! ગાંધીના દેશમાંથી આવે છે કે?'

'હા, જી'

'તમારો હિંદુ સમાજ તો નાલાયક કે બીજું કાંઈ?'

આવા અણચિંતવ્યા આક્રમણથી મૂંઝાઈ જઈને મેં કહ્યું, 'શા માટે?'

'જે માણસ હિંદુ ધર્મનો સાચો અનુયાયી હતો એને મારી નાખતા તમને લોકોને શરમ ન આવી? મેં જ્યારે ગાંધી હિંદુને હાથે મરાયાની વાત સાંભળી ત્યારે મને ખૂબ દુ:ખ થયેલું. તને નહીં ખબર હોય છોકરા, પણ ગાંધી ને હું બોઅર યુદ્ધ વખતે સાથે હતા. ૧૮૯૮-૯૯ દરમિયાન એ વખતે તો કદાચ તારા બાપનો પણ જન્મ નહીં થયો હોય. શું ગાંધીની સેવાવૃત્તિ? બધા ગોરા અમલદારો એનું કામ જોઈને સડક થઈ ગયેલા હું ઘવાયેલો તે ગાંધીની કાળજીને લીધે જ બચ્યો. તે દિવસોમાં પથારીમાં વેદના સહન કરતાં કરતા મને એના જ વિચારો સતાવ્યા કરતા. એમ થતું કે ફ્લોરેન્સ નાઈટીંગેલ એક સ્ત્રી પરિચારિકા તરીકે અમર બની ગઈ એમ ગાંધી પુરુષ પરિચારક તરીકે અમર બનશે, પરંતુ ગાંધી તો ઘણો મહાન બની ગયો આ ડોશીને હું ઘણીવાર કહું છું કે ગાંધી ન હોત તો તું વિધવા બની હોત ..'

અને એ વાકય બોલતાં બોલતાં એ ડોસની આંખમાંથી આંસુનું એક ટીપું પડીને સ્ટીઅરીંગ વ્હીલ પર થંભી રહ્યું.

[ ભ ન્યૂઝ ઈલીગ. ૧૫-૧-'૫૪ ] —રા સુ પંડિત

# ઍંગ્લોમેનિયા

અનુ૦ જયન્તિકા ઝવેરી

ફૅશન, શોખ અને દેખાવ ખાતર પણ આપણે વાત વાતમાં અંગ્રેજી શબ્દોનો ઉપયોગ કરીએ છીએ, એ ઉપયોગને સંસ્કારનું ચિહ્ન ગણીએ છીએ. અંગ્રેજીના કટ્ટર વિરોધીમાં પણ અંગ્રેજીની કેવી ઘેલછા જાગી જાય છે એ આ કુમારી કલ્પનાની વાર્તાના સરળ ગુજરાતી કરણમાં આબેહૂબ તરી આવે છે.

'ઍંગ્લોમેનિયાનો અર્થ શો થાય છે, વસુ?' હાથમાં ઝૂડ બાંધેલો વાંસ લઈ, ટેબલ ઉપર ચઢીને વસુમતી છત અને ભીંત ઉપર જામી ગયેલી ધૂળ, કરોળિયાનાં જાળાં વગેરે બરોબર સાફ કરી રહી હતી ત્યાં એકાએક ચાર વર્ષ જૂનો એક પ્રસંગ તેના સ્મૃતિપટ ઉપર અથડાયો. એપ્રિલ મહિનો હતો. નિશાળેથી આવી દફતર ટેબલ ઉપર મૂકતાં જ જોયું તો બહેન પલંગ ઉપર બેઠી બેઠી વિચિત્ર રીતે કંઈક શોધની પાનાં ફેરવી રહી છે.

'બહેન, આજે તને કોશ જોવાની શું જરૂર પડી?' એ વખતે બહેને ઊંચે જોઈ તેની આંખોમાં આંખ મેળવી પૂછ્યું હતું, 'ઍંગ્લોમેનિયાનો અર્થ શો થાય છે, વસુ?'

સ્વરમાં ધ્રૂજારી, ગભરાટ અને સંકોચ હતો. બહેનને આજે થયું છે શું! વસુમતીની સમજમાં કાંઈ ન આવ્યું. તેણે વિસ્મય પામીને કહ્યું, 'હું શું જાણું બહેન, હાઈસ્કુલની પરીક્ષા તો તું આપી ચૂકી છે, હું તો હજુ આઠમી જ ભણું છું.'

'આ કોશમાંથી પણ શબ્દ જડતો નથી.'

'કયો શબ્દ? શા માટે ગભરાય છે? પિતાજીને પૂછી આવું?'

'ના, મારે એમને નથી પૂછવું. કાલે તારી અંગ્રેજીની શિક્ષિકાને પૂછી લેજે. તને કોણ શીખવે છે? મીસ ગુપ્તા?'

'હાં, હાં, પણ શું છે તે તો કહે? મારાથી કંઈપણ છૂપાવીશ તો પછી હું પણ આગળથી કંઈ જ નહિ કહું.'

તોપણ બહેન જાણે ખસિયાણી પડી ગઈ હોય તેમ મૂગી બેસી રહી. જાણે બહારની સંધ્યાકાલીન આકાશની લાલિમા બહેનના ગાલ ઉપર છવાઈ ગઈ.

ભાવોના આવેશમાં વસુમતી ટેબલ ઉપરથી ધપ્પ દઈને કૂદી પડી. લાંબા વાંસને જમીન ઉપર ફેંકી, પોતાની લાંબી, કાળી સેરને ડાબા હાથ ઉપર નાખી, જમણા હાથથી જોડા બાંધવા મંડી. ત્યારબાદ કમર ઉપર લપેટેલ કપડાને ઢીલું કરી, માથા પરનો પસીનો લૂછી પાછી વિચારધારામાં ડૂબી ગઈ.

તેની ચંચળ અને ઊર્મિલ બહેન લજ્જાથી મૂગી અને લાલઘૂમ પણ બની શકે છે—આ તેને માટે એક નવો અનુભવ હતો. વસુમતી ઝાડુથી છાજલી પરની ધૂળ સાફ કરવા માંડી. ઍંગ્લોમેનિયા—કેવો વિચિત્ર શબ્દ હતો. યાદ પણ રહેતો નહોતો. અંગ્રેજીના પાઠ્ય પુસ્તક પર છાપાનું પૂંઠું ચઢાવેલું હતું, તેના એક ખૂણા ઉપર બહેને પેન્સીલથી દેવનાગરી લિપિમાં લખી આપ્યું હતું—'ઍંગ્લોમેનિયા.'

બીજે દિવસે નિશાળેથી પાછી ફરી ત્યાં બારણામાં જ બહેન હાથ પકડીને કાનમાં ગણગણી—'પૂછ્યું?'

'હાં, પૂછ્યું તો ખરું પણ મીસ ગુપ્તાને તેનો અર્થ બરાબર ખબર નહોતો. કાલે તેઓ જરૂર બરાબર બતાવશે. તે પૂછતાં હતાં,—'આ શબ્દ ક્યાં વાંચ્યો? કદાચ કોઈ માંદગીનું નામ છે.'

'માંદગી? શરીરનો કોઈ રોગ હોય તો શું પિતાજી આટલી સીધી રીતે કહેત!'

'બતાવોને, શું વાત છે?' ત્યારે ધીમા ઘોઘરાતા અવાજે બહેને કેપ્ટન વ્યાસનું અસ્તિત્વ બતાવ્યું હતું!

દિલ્હીથી એક મિલિટરી ઑફિસરનો ફોટો આવ્યો





હતો ને તેમને પિતાજી ગઈકાલે સવારે સ્ટેશને મળવા ગયા હતા. તે દિલ્હીથી કલકત્તા જઈ રહ્યા હતા!

'અચ્છા, તો પિતાજી નક્કી કરી આવ્યા!'

'પૂરી વાત તો સાંભળ. ત્યાંથી પાછા ફરીને તે માતાજીને કહેતા હતા—છોકરો મને પસંદ આવ્યો છે. જૂન મહિનામાં વિવાહ કરવા રાજી છે. ઈશ્વરની કૃપાથી આપણે જેવો જમાઈ ઈચ્છતા હતા તેવો જ મળી ગયો છે પણ એક વાત છે—તેને થોડો એંગ્લોમેનિયા છે.'

'એંગ્લોમેનિયા!!' વસુએ વિસ્મય પામી પૂછ્યું.

'હા, એંગ્લોમેનિયા. અને તે ઉપર માતાજીએ સ્મિત સહિત જવાબ આપ્યો—હું! તેમાં શું થઈ ગયું! સેનામાં તે છે. પાછું શિક્ષણ પણ દિલ્હીમાં મેળવ્યું હશે. મા-બાપ વિલાયત સુધી ફરીને આવ્યાં છે. આવી હાલતમાં ન હોય તે નવાઈ પમાડે તેવી વાત છે.'

'તો બહેન, તમારા વિવાહ નક્કી થઈ ગયા—બસ, હવે શું છે—રાજાજીકી આયેગી બરાત, મગન મૈં નાચૂંગી.'

'ચૂપ રહે ગાંડી, જોજે, નિશાળમાં હજુ કોઈને કહીશ નહિ મિલિટરીવાળાનો શો ભરોસો! કાલે વળી ના પાડી દે તો!

ભય તો તેને પણ પેસી ગયો હતો પરંતુ રાતે જ્યારે પિતાજીએ તિથિ નક્કી કરી બહેનના વિવાહની જાહેરાત કરી ત્યારે બધી જ ચિંતા અદૃશ્ય થઈ ગઈ.

છાજલી સાફ કરતાં કરતાં હવે ખાવાના ટેબલનો વારો આવ્યો. વસુમતી વિચારવા લાગી—હમેશાં આ ટેબલનો ઉપયોગ થશે. અત્યારસુધી તો રસોડામાં જ ભોજન કરતાં હતાં પણ હવે તો બહેન આવી રહી છે—આટલા મોટા ઑફિસરની પત્ની! પરંતુ તે દિવસની વાત તો અધૂરી જ રહી ગઈ. બીજે દિવસે મીસ ગુપ્તાએ એંગ્લોમેનિયાનો અર્થ બતાવ્યો તો વસુમતીના હૃદયમાં તે અજ્ઞાત ભયના બીજે ફરીથી અંકુર જમાવવાનું શરૂ કરી દીધું. તે મિલિટરી ઑફિસરની વાગ્દત્તા મારી બહેનનો અસ્વીકાર કરે તો—હવે એ ભય નહોતો, પણ ભય હતો કદાચ લગ્ન પછી તેની સ્નેહમયી બહેનનો તિરસ્કાર કરે અંગ્રેજી અને અંગ્રેજીયતથી ખૂબ પ્રેમ—મિસ ગુપ્તાએ તો એ અર્થ બતાવ્યો હતો. અંગ્રેજી વિષયમાં તો બહેન શરૂથી જ નબળી હતી. હાઈસ્કુલની પરીક્ષા આપ્યા પછી પણ અંગ્રેજીમાં માત્ર 'યસ' અને 'નો'માં જ ઉત્તર આપી શકતી હતી કેપ્ટન વ્યાસ તો ઘરમાં પણ અંગ્રેજી બોલતા હશે—સીગારેટ ફૂંકતા હશે, છરી કાંટાથી માંસ ખાતા હશે કોણ જાણે દારૂ પણ પીતા હશે. હમેશની આવી અંગ્રેજી રહેણી કરણી બહેનથી કેવી રીતે નિભાવી શકાશે પણ આ બધી જ વાતની ચિંતા ઘરમાં એને એકલીને જ હતી. બહેન તો મસ્ત હતી, હર્ષથી છલકાતાં સ્વપ્નોના સોનેરી સંસારમાં વિહરી રહી હતી. લઘુગ્રંથિ તેના માર્ગમાં કેવી રીતે આવતી! અંતરમુખી તો તે હતી—એટલે જ રહી રહીને ભય અને શંકાના વિચાર આવ્યા કરતા હતા. પતિનો અંગ્રેજી તરફ અતિશય પ્રેમ બહેનને માટે તો ગર્વ અને ગૌરવની વસ્તુ બની રહ્યો હતો. લગ્ન વખતનો બહેનનો પ્રફુલ્લિત ચહેરો યાદ કરી વસુમતી પ્રસન્ન થઈને પણ પ્રસન્ન ન થઈ શકી; તેને યાદ આવ્યો બનેવીનો બહેનના વ્યક્તિત્વને આંચ દઈ રહેનારો રૂક્ષ અને કઠોર ચહેરો.

હવે બહેનમાં કેટલો બધો ફેરફાર થઈ ગયો છે બરાબર ચાર વર્ષ પછી આજે તે મહિયર આવી રહી છે અને સાથે આવી રહ્યો છે બે વર્ષનો પ્યારો જિમી. હાં. જિમી..........એ વખતે રસોડામાંથી માએ બૂમ પાડી—'વસુ, તું જે કામને હાથમાં લે છે તેને ભૂતની માફક વળગી પડે છે. ચાર ઓરડાને સાફ કરતાં બે વગાડી દીધા—નથી નહાવાની ચિંતા કે ખાવાપીવાની. બહેન ઘરને ગંદુ જોઈ જશે તો થઈ શું જશે મોટું! જેવી તું તેવી તે!



'મા, ભાણું ઢાંકી દે. હજુ તો મારે આ ઓરડો ધોવાનો છે. બહેનવાળો ઓરડો જોઈ લો મા, સાફ થઈ ગયો ને? જિમીને માટે બિછાનું બિછાવી દીધું છે.'

'બહેન નથી રહી લાટ સાહેબની પત્ની થઈ ગઈ. આ જ ઘરમાં જન્મી. અને અહીંયા જ પાળી પોષીને મોટી થઈ. હવે કર્નલ અને મેજરની પત્ની થઈ ગઈ. તેને આ ઘરમાં નહિ ગમે! તું તો બિલકુલ ગાંડી છે. બધું બરાબર છે, જા નાહી ધોઈ લે હવે. તને ભૂખ નથી લાગતી મને તો ભૂખ લાગી છે.'

'મા, તું ખાઈ લે ને! મેં તો ચા સાથે પણ ખૂબ ખાધું છે.'

વસુમતીએ દિવાલ ઉ ર ટાંગેલો વત્સલાનો ફોટો લૂછીને સરખો કર્યો. આ હતો લગ્ન પહેલાંનો ફોટો—કેટલી સૌમ્ય, શાંત સરલ! આભૂષણ પહેર્યા વગર, સફેદ સૂતરની સાડીમાં કેટલી સુંદર લાગી રહી છે. આ બહેન તેની ખાસ સખી પણ હતી. બંને સાથે બેસીને કેવી વાતો કરતી હતી પરંતુ હવે તો તે માઈલો દૂર થઈ ગઈ હતી. ઊંચા લીલાછમ ઝાડની એ શાખાને કાપી નાખીને કોઈ બીજી જગ્યા પર દાટી દેતાં તેમાંથી મૂળ ફૂટી નીકળ્યાં ન હોય! વસુમતી દોડીને તેનું નવું આલ્બમ લઈ આવી. ગયા મહિને જ આ ફોટો આવ્યો છે. બંનેમાં કેટલું અંતર! આ કાપી નાખેલ—ખભા સુધીના કૃત્રિમ વાળ, કસીને બાંધેલી ઊંચી ચોળી, અને જગજાહેર ઊલટી સાડી. ચહેરો પણ લિપસ્ટિક, કાજળ, લાલી આદિ ડઝનબંધ સાધનોથી સજાવેલો, ક્યૂટેક્સથી રંગેલા આ લાંબા નખ—હાં, પહેલાં તો એ જ નખને બહેન 'નરવસ' થતી ત્યારે કોતરી કોતરીને કુરૂપ કરી નાખતી હતી. સિનેમા-સ્ટાર જેવી આ સુંદર બહેન અને બનેવી, ૭ ફૂટ લાંબા, ટૂથ-બ્રશ જેવી વધારેલી મૂછવાળા આ ચશ્મેલ બનેવી ક્યારેય પણ સુંદર નથી લાગ્યા. તેમની ભમર આંખો અને અક્કડ શરીરને યાદ કરી વસુમતી મનમાં ને મનમાં ચીડાઈ. એ જ જક્કી બનેવીએ તેની સગી બહેનને તેની પાસેથી છીનવી લઈને તેને એકલવાયી બનાવી હતી. તે બોલે છે કેવું? એક શબ્દ હિન્દી તો ચાર અંગ્રેજી. ખીચડી ભાષા. ઉપરથી પરદેશી પોશાક જાણે ભારતવર્ષમાં રહેતા જ ન હોય. વાતવાતમાં હિન્દુસ્તાનીઓથી નફ્રત અને આ જિમી કેવો ગ્લેક્સો બેબી જેવો છે. હવે તો મોટો થઈ ગયો છે, બોલતો પણ હશે. ક્યારે જિમી આવે અને તેને પ્યાર કરે—વસુમતીની ઉત્સુકતા, વ્યગ્રતા, અને સ્નેહ એક સાથે ભેળગાઈને તેને પાછી ક્રિયાશીલ બનાવી દીધી. ચારગણા ઉત્સાહથી તે ડોલ ભરી ભરીને ઓરડો ધોવા લાગી.

સાંજે આઠ વાગે બબ્બે ટાંગાનો અવાજ સાંભળીને વસુમતી બહાર દોડી આવી, એ જ છે એની બહેન— લાલ બેંગલોરી સાડી, અને પહેરેલ પીળું બ્લાઉઝ. ઘરેણાથી ઝગમગી રહી હતી, બરાબર જોઈ લો કૉલેજનું બેડમીંગ્ટન ફીલ્ડની પાસેનું ગુલમોહર વૃક્ષ, જે ગરમીમાં ફૂલથી લદાઈ ને પોતાના હૃદયમાં પોતાનું બધું જ સૌંદર્ય ભરી દે છે. ખૂબ હર્ષમાં આવી જઈને તે બહેનને ગળે બાઝી પડી. અને પછી આયા પાસેથી જિમીને લઈ લીધો. નવી અપરિચિત વ્યક્તિ પાસે જવાથી જિમી રડવા લાગ્યો. વત્સલા એને ચૂમી ભરતી બોલી—'ડોન્ટ ક્રાય ડાર્લિંગ—આ તો માસી છે.' વસુમતીને જાણે કોઈએ કડવી ક્વીનાઈન પાઈ દીધી ન હોય, રડતા જિમીને તેના બેઉ હાથથી જોરથી દબાવીને તે માતાજી પાસે ગઈ. વત્સલા પોતાના 'કાળા સાહેબ'ના ઓર્ડર્લી દ્વારા સામાન અંદરના ઓરડામાં ગોઠવાવા લાગી. કેટલો બધો સામાન લઈ ને બહેન આવી છે, બબ્બે ભારે ટ્રંક, એક ચામડાની સૂટકેસ, એક પારણું, એક ટીફીનબોક્ષ ફળોથી ભરેલો એક કાશ્મીરી કરંડીયો, ત્રણ નાની મોટી બચકીઓ, સુરાહી સ્ટેંડ, નાસ્તાદાન અને એક નેતરની બેબી-ખુરશી. આયા અને નોકરનો સામાન તો વળી જુદો. નાહી ધોઈ ખાઈ પીને વત્સલાએ કલાકો સુધી બા-બાપુજી સાથે ગુસપુસ વાતો કરી,





વસુમતી તો ઉપર બેઠી બેઠી રાહ જ જોઈ રહી હતી કે ક્યારે બહેન આવે અને તેની સાથે સખીમંડળ અને તેના અભ્યાસ અંગે વાતચીત કરે. પરંતુ બહેન પહેલાં જેવી હવે રહી નહોતી. ચાર વર્ષના અંતરે બંનેનો સંસાર જુદો કરી નાખ્યો હતો. હવે તો બંનેની વચ્ચે એક ઊંડી ખાઈ હતી. એક બાજુ હતી બી.એ. ની વિદ્યાર્થીનિ, ઘરની લાડકી દીકરી વસુમતી, બીજી બાજુ હતી મેજર વ્યાસની પત્ની, જિમીની મમ્મી, વત્સલા. ઉંમરમાં માત્ર અઢી વર્ષ મોટી હતી પરંતુ આજે માતપિતાની પરામર્શદાતા વસુમતી ગુસ્સે થઈ તો જિમી જોર જોરથી 'મમ્મી' 'મમ્મી' કરીને રડવા લાગ્યો. ચલો, એ બહાને તો બહેન ઉપર આવી ખરી! વત્સલા ખુશ થઈ, વત્સલા જિમીને ચૂપ કરતી કરતી બોલી—'એને સીલિંગ ફેનની નીચે સૂઈ રહેવાની હેબીટ છે એટલે રડે છે જરા હાથથી પંખો નાખ વસુ, તો સૂઈ જશે. જિમી માસીને બતાવ તો તારું 'નોઝ' ક્યાં છે, 'ચિન' ક્યાં છે, 'આઇઝ' ક્યાં છે? 'ચીક' ક્યાં છે! અને બતાવ તો 'એ'થી શું થાય છે, જોરથી બોલ હાં, 'એપલ' શાબાશ! અચ્છા, અચ્છા, ચાલ નીચે તને આયા સુવાડી દેશે.' વન, ટુ થ્રી પગથિયાં ગણતી ગણતી બહેન નીચે જતી રહી. બહેનના પુત્ર-પ્રદર્શન ઉપર વસુમતીના હોઠ ઉપર આછું સ્મિત ફરકી ગયું. શું અધૂરી ગાગર ખરેખર વધુ છલકાય છે? ખુલ્લા આકાશની નીચે બેઠેલી એકલી વસુમતીનો જાણે શ્વાસ રૂંધાવા લાગ્યો. શું આજે પણ આપણા દેશની માતાઓ પોતાના બાળકને અંગ્રેજી શબ્દો શીખવાડવામાં અભિમાન લઈ રહી છે! આ જ બહેન ચાર વર્ષ પહેલાં હિન્દીના એક સુપ્રસિદ્ધ કવિની પુત્રી 'ડાલી'ની બીજી વર્ષગાંઠની પાર્ટીમાં ગઈ હતી તો ત્યાંથી પાછા ફરતાં હસી રહી હતી કે કેવી રીતે તેની સખી રમા અને બીજી ઘરની શિક્ષિત સ્ત્રીઓ 'હેપી બર્થ-ડે ટૂ યુ' ગાઈ ગાઈને ઓરડો ગજવી રહી હતી! એક વર્ષ અને ત્રણ મહિનાની 'ડાલી' બધાંની સામે 'બા-બા બ્લેક શીપ' અને 'ટિવંકલિંગ ટિવંકલિંગ લિટલ સ્ટાર' ગાઈ રહી હતી ત્યારે કેવી તાકી રહી હતી! આ જ બહેને મોટું સાહસ ખેડીને પણ 'ડાલી'ના પિતા, તે પ્રસિદ્ધ કવિને પૂછ્યું હતું કે શું બાળકોના આવાં ગીત આપણી ભાષામાં કોઈ નથી લખતું? ચાર વર્ષ પહેલાં અંગ્રેજીનો એક શબ્દ મોંમાંથી કાઢવા માટે બહેનની જીભ શીવાઈ ગઈ હતી પરંતુ આજે બનેવીની ભાષાનું આંધળું અનુકરણ કરીને કેવી ફક્કડ કહે છે કે—'વસુ! આઈ ડોન્ટ કેર ફોર ઇંડિયન પિક્ચર્સ.' તો શું 'એંગ્લોમેનિયા' છૂતની બિમારી હોય છે! શરીરની તો જાણે નહિ, પણ મગજની તો હોય છે જ તેમાં કોઈ શંકા નહિ. સાંભળ્યું છે કે હિંદી અને હિંદુસ્તાની ઉપર ચિડાનાર બનેવી હવે ઇંગ્લેંડમાં જ 'સેટલ' થવાનો વિચાર કરે છે. પરંતુ આ બધી વાતોથી એને શું? આખર, જુદી જુદી પ્રકૃતિવાળી વ્યક્તિઓથી જ આ સંસાર બને છે.

બીજે દિવસે સવારે ચા માટે બહેનની જાગવાની રાહ જોઈ રહી હતી ત્યાં બહેનના નોકર 'નાયરે' આવીને નમ્રતાપૂર્વક કહ્યું—'મેડમ, ટી ઇઝ રેડી.' ચાના ટેબલ ઉપર બેઠેલ હિન્દી સાહિત્યની છાત્રા વસુમતીને વાત વાતમાં વપરાતા અંગ્રેજી ભાષાના શબ્દો ખટકવા લાગ્યા. અત્યારે તો બહેન ઘરમાં મહેમાન હતી, હવે તેની ખાસ સહેલી નહોતી કે કે જેની સાથે પહેલાં વાતવાતમાં બિલકુલ સંકોચ વગર ચર્ચા કરતી. હિન્દી તથા દેવનાગરીમાં જ હસ્તાક્ષર કરવા અંગે બહાર કલાકો સુધી ચર્ચા અને દલીલો કરતી વસુમતી બહેન સામે મૂંગી, એક પણ શબ્દ બોલ્યા વગર વિચારતી હતી કે પરિસ્થિતિ મનુષ્યને ક્યાંથી ક્યાં લઈ જાય છે, બપોરના સમયે વસુમતીએ સાંભળ્યું તો પિતાજી બહેનને બૂમ પાડી રહ્યા હતા—'બેટી, વસુની સાથે તારે વાતચીત થઈ કે? હવે તો તે મોટી થઈ ગઈ છે. તેને પૂછી લેવું જરૂરનું છે. પૂછી લે તો હું કલકત્તા પત્ર લખી નાખું.'

ત્યારે હસતાં હસતાં બહેન સરળ ભાવથી ઓરડામાં દાખલ થઈ. તેના ચહેરા ઉપર ન સમજાય તેવા ઉલ્લાસની રેખા જોઈને વસુમતી ચોંકી ઊઠી. કાજળવાળી આંખો ચમકાવતી વત્સલા બોલી—'સંભાળીશ વસુ એક ખુશ ખબર ?'

'શું બહેન ?'

'તારા બનેવીના એક ફ્રેન્ડ છે—મેજર મહેતા. તેમની સાથે તારો વિવાહ પિતાજી નક્કી કરી રહ્યા છે. તે અત્યારે વેલિંગ્ટનમાં ટ્રેઈનીંગ લઈ રહ્યા છે. તેના પિતાએ તેનો ફોટો મોકલ્યો છે. જૂન મહિનાથી તે રજા ઉપર ઊતરવાના છે, તું 'હા' કહે તેટલી જ વાર છે. તું 'હા' કહી દે તો વેડીંગની ડેઈટ નક્કી થઈ જાય.'

વસુમતી ઉપર જાણે વજ્ર આવીને પડયું. ઈન્દ્ર ધનુષના રંગોને ફીકા પડતા કેટલી વાર લાગે છે? તેના અરુણાકાશમાં પૂર્વગ્રહના કાળાં કાળાં વાદળ ખૂબ ઝડપથી ઊભરાઈ ગયાં.

વસુમતી સમસમી ગઈ—બનેવીના પરમ મિત્ર ! અને પાછા સેનાના પદાધિકારી. બનેવી જેવી બિમારી તેમને પણ જરૂર હશે. તો શું તેને પણ બહેનની માફક કલાઈનું વાસણ બની, પોતાનું વ્યક્તિત્વ ગુમાવી, જીવન વ્યતીત કરવું પડશે ?

'નહિ; નહિ, બહેન'—તે આંખો મીંચીને કતરાતા સ્વરે બોલી ઊઠી—'પિતાજીને ના પાડી છે. હું વિવાહ કરીશ નહિ, હું તો બી. એ., એમ. એ., રિસર્ચ કરીશ. વિવાહ કરવા હું નથી ઇચ્છતી. મને એ સંબંધ પસંદ નથી.'

વત્સલા તેને આવી ગભરાયેલી જોઈને જોરથી હસી પડી : 'જા ગાંડી, ક્યાં સુધી નાની કીકી બનીને રહેશે. તારા જેવી છોકરીઓ જ્યારે 'ના' 'ના' કહે છે ત્યારે તેનો અર્થ થાય છે 'હા'. ખરું કહું છું ને ? ચાલ ઊઠ, મારા ઓરડામાં આવ. ફોટો તો જોઈશ ને ! ખૂબ હેન્ડસમ છે મેજર મહેતા.'

વત્સલાનો અપૂર્વ ઉત્સાહ અને ઉમંગ વસુના ચિંતાપૂર્ણ ચહેરા સાથે એમ ને એમ અથડાઈને પાછો આવ્યો. 'આવું સૌભાગ્ય તો હજારમાં એક છોકરીનું હોય છે. અને તું સમજ્યા કર્યા વગર ના પાડી રહી છે. ઊઠ તો.' બહેને મમતાથી તેનો હાથ ખેંચ્યો પણ અવાક્ બેઠેલી વસુમતી ન ઊઠી તે ન જ ઊઠી, તેની આંખોમાંથી બે મોટા મોટા મોતી ધીમે ધીમે તેના ગાલ ઉપર ખરી પડ્યાં. તે તેની બહેનને કેવી રીતે સમજાવે કે આ વિવાહ તેના આત્માનો હ્રાસ બનશે ?

✶

## સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

**નંદનવન** : સારંગ બારોટ. પાનાં ૩૪૭. ચાર રૂપિયા. **રમુજી અને વિચિત્ર સંસ્મરણો** : હીરાલાલ લ૦ કાજી. પાનાં ૨૨૬. બે રૂપિયા—બન્નેના પ્રકાશક : એન. એમ. ત્રિપાઠી લિ, મુંબઈ **એકલો જાને રે** : મનુબહેન ગાંધી. પાનાં ૨૨૩. બે રૂપિયા. **આત્મસિદ્ધિશાસ્ત્ર** : શ્રીમદ્ રાજચંદ્ર. પાનાં ૧૨૮ દોઢ રૂપિયો.—બન્નેના પ્રકાશક : નવજીવન કાર્યાલય, અમદાવાદ ૯. **નિત્યનો આચાર** : રા. વિ. પાઠક. પાનાં ૧૦૨. સવા રૂપિયો. **ટૉલ્સ્ટૉયની નીતિકથાઓ** : રમણલાલ ના. શાહ. પાનાં ૪૪. આઠ આના.—બન્નેના પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. **ધર્મના નામે...!** : અક્ષરજીવી પાનાં ૨૪. આઠ આના. બી. એ. મર્ચન્ટ, મુંબઇ ૪. **અખાના છપ્પા** : સંપાદક : ઉમાશંકર જોષી. પાનાં ૧૭૬. ત્રણ રૂપિયા. લક્ષ્મી પુસ્તક ભંડાર, અમદાવાદ.

# ધારાસણાને રણાંગણ

જમા હતી માનવ મેદની મહા
વિલોકવા દુર્લભ દેવ દૃશ્ય આ;
ધારાસણાનાં સમરાંગણે જ્યાં
શૂરોતણી ઊભી કતાર સામટી
માથો વિના માત્ર મરી જવાને....૧

આ મુક્તિની બજી રહી જ ભેરી,
ને રુદ્રનું આ ડમરૂ બજી રહે;
ત્યાં વીર ને રમ્ય વીરાંગનાઓ
રણાંગણે ઉત્સુક આહુતિ થવા....૨

છૂટયા તહીં સૈનિક એ અસુરના,
નિઃશસ્ત્ર ગાંધી દળને વીંટી વળ્યા,
હુતાશથી ધાણી ફૂટી રહે યથા
ફોડી રહ્યા મસ્તક માનવીનાં....૩

ન કોઈ સામા કરને ઉગામતાં,
ન કોઇ જીહ્વા કટુવા ઉચારતી
ન પીઠ વાળી અબળાય ભાગતી,
ના અંગના આ રણચંડીઓ મહા....૪

મન વચન કાયાથી અહિંસા ધર્મને વરી,
ઊભાં ભારત-મૈયાના મુક્તિજંગે ખપી જવા. ૫

અડોલ ઊભી રણની કતારો,
તૂટયે કતાર, ખડી અન્ય કતાર થાતી...૬

ભૂખ્યાં વરૂ શાં દળ આ રિપુતણાં
થાકયાં ય મારી દળ મુક્તિ કેરાં,
ત્યાં રાત ખીલી જગ આવરીને
પોઢાડતી સમીર ઢોળી પ્રસુપ્ત સૌને....૭

મારી કતારે, મુજની સમીપમાં
જયા ઊભી'તી જય વાંછતી સદા,
આજે શિબિરે ન જણાય શોધતાં
પોઢી-ઢળી સમરનાં રણ આંગણામાં... ૮

(શું) ઔત્સુકય તારું રણમાં બલિ થવા!
ના વેણ એકે ઉચરી વિદાયનું;
ઘા ઝીલતાં સ્મિત રહ્યું મુખ અબ્જને મઢી.
શે એ ભૂલું દર્શન રમ્ય તારું !....૯

ભલે ભૂલંતું જગ ત્યાગ તાહરો
કે કાળની કાળવહીથી લુપ્ત થા;
પરંતુ મારા ઉરનાં ઉંડાણમાં
સંગોપી રાખી સ્મૃતિ દિવ્ય તારી. ૧૦

વિજયશંકર કામદાર

